# ઇંગ્લંડનો
# અર્વાચીન ઇતિહાસ

થર્ઝ, મરચંટ અને મહેતા

# ઇંગ્લંડનો અર્વાચીન ઇતિહાસ

( ઈ. સ. પૂ. ૫૫ થી ઈ. સ. ૧૯૩૮ )

કર્તા

**પરશુરામ હરિ અવે**, એમ. એ., બી. ટી.,

યુરોપનો અર્વાચીન ઇતિહાસ, જર્મન કારસ્થાનનું ઉચ્ચાટન,

અધઃપાત, જૉન રસ્કિન પુસ્તકોના કર્તા.

ભાષાન્તરકર્તા

**ભગવાનદાસ નાનાભાઈ મરચંટ**, બી.એ.,

પ્રીન્સીપાલ, ગોકળદાસ તેજપાલ હાઈસ્કૂલ, મુંબઈ.

**નંદમુખરામ હરિરત્નરામ મહેતા**,

મદદનીશ શિક્ષક, ગોકળદાસ તેજપાળ હાઈસ્કૂલ, મુંબઈ.

મૅકમિલન અને કંપની લિમિટેડ,

હાર્નબી રોડ, કોટ, મુંબઈ.

 ૧૯૩૯ [ કિંમત રૂ. ૨–૮–૦

# પ્રસ્તાવના

પ્રજાશિક્ષણના કામમાં ઇતિહાસનું મહત્ત્વ કેટલું છે તે હવે કોઈને કહેવાની જરૂર નથી. જેમ આપણા રોજના વ્યવહારમાં પૂર્વે મળેલો અનુભવ આપણને ઉપયોગી થઈ પડે છે, તેમ એક સુશિક્ષિત પ્રજાને પોતાનો કે પારકાનો ઇતિહાસ બોધદાયક કે માર્ગદર્શક હોય છે એ વિષે કાંઈ શંકા નથી. તેથી જ શાળાઓમાં અને કૉલેજોમાં ઇતિહાસને શિક્ષણક્રમમાં અવશ્યસ્થાન આપવામાં આવ્યું છે, અને તે સર્વથા યોગ્ય જ છે.

દુનિયામાં આજ જે મહત્ત્વવાળાં અને શ્રેષ્ઠ પંક્તિનાં રાજ્યો છે તેમાં ઇંગ્લંડની ગણના મુખ્ય થાય છે. પ્રદેશવિસ્તાર, લોકસંખ્યા, વેપાર, ઉદ્યોગધંધા, સમુદ્ર ઉપર સત્તા અને સામર્થ્ય—આ સર્વ બાબતમાં ઇંગ્લંડે ( બ્રિટિશ સામ્રાજ્યે ) જગતમાં અગ્રસ્થાન મેળવેલું છે, અને તેપણ છેલ્લાં ત્રણ ચાર સૈકામાં જ મેળવેલું છે. આ શ્રેષ્ઠતા પ્રાપ્ત કરતાં ઇંગ્લંડને જુદે જુદે વખતે અનેક રાજ્યો સામે ટક્કર ઝીલવી પડી છે. ૧૬ મા સૈકામાં સ્પેન, ૧૭ મા સૈકામાં હૉલંડ, ૧૮ મા સૈકામાં ફ્રાન્સ, ૧૯ મા સૈકામાં રશિયા અને ૨૦ મા સૈકામાં જર્મની—આ રાજ્યો સાથે ઇંગ્લંડને યુદ્ધ કરવું પડ્યું; અને ઇંગ્રેજોનાં શૌર્ય, ચિવ્વટપણું, સ્વદેશપ્રીતિ, આત્મવિશ્વાસ, સંઘશક્તી, અને કામ કરવાની બુદ્ધિ—આ ગુણોને લીધે ઇંગ્લંડને જય મળતો ગયો. અમેરિકાના બ્રિટિશ સંસ્થાનો સાથે થયલાં યુદ્ધ સિવાય ઇંગ્લંડે કોઈપણ મોટાં યુદ્ધમાં હાર ખાધી નથી. પણ આ અનુભવને પરિણામે ઇંગ્લંડે પોતાનાં સંસ્થાનોની સાથેના સંબંધના ધોરણમાં ફેરફાર કર્યો, અને બ્રિટિશ સામ્રાજ્યમાંના સંસ્થાનો અને દેશોને સ્વરાજ્યનો ( Self-government ) હક આપવાની અને સામ્રાજ્યને

લગતા પ્રશ્નો બાબત તેઓની સલાહ લેવાની શરૂઆત કરી છે. આથી બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા દેશોનો પરસ્પર સંબંધ વધ્યો છે અને સામ્રાજ્યનું બળ પણ અધિક થયું છે. ઇંગ્લંડની રાજ્યઘટના જગતમાં ઘણા દેશોને માર્ગદર્શક થઈ છે, અને તેજ પ્રમાણે બીજા દેશોની રાજ્યઘટના પોતાની સ્થિતિને અનુરૂપ થોડો ઘણો ફેરફાર કરી ઇંગ્લંડમાં સ્થાપન કરવામાં આવી છે. બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદુસ્તાન એક મહત્ત્વનો દેશ હોવાથી અહીંના લોકોને ઇંગ્લંડનો ઇતિહાસ જાણવાની જરૂર છે.

મુંબઈ યુનિવર્સિટિની મૅટ્રિક્યુલેશનની પરીક્ષા, નાગપુર યુનિવર્સિટિની હાઈસ્કૂલની, આગ્રા અને અજમેરની શાળાઓની છેવટની અને શ્રી. નાથીબાઈ ઠાકરસી સ્ત્રિયોની યુનિવર્સિટીની પ્રાવેશિક પરીક્ષાનાં અભ્યાસક્રમ ધ્યાનમાં લઈ અભ્યાસ પુસ્તક ( Text Book ) તરીકે ઉપયોગી થઈ પડે એવી રીતે આ પુસ્તક રચવામાં આવ્યું છે. ઇંગ્લંડની રાજ્યઘટનાની ઉત્ક્રાંતિ, બ્રિટિશ સામ્રાજ્યનો વધારો, ઇંગ્લંડમાં જુદા જુદા વખતની સામાજિક સ્થિતિ, ઉદ્યોગ અને વેપારની બાબતમાં ઇંગ્લંડે કરેલી પ્રગતિ અને રાષ્ટ્રસંઘ આ સર્વે બાબતો સંબંધી હકીકત આ પુસ્તકમાં આપવામાં આવી છે.

અંગ્રેજી ભાષામાં ઇંગ્લંડના ઈતિહાસ ઉપર ઘણાં ઉત્તમ ગ્રંથો લખાયા છે, તે પૈકી વિશેષ કરીને ટાઉટ, મેરિયટ, ઓમન, મેકલી, જોન, હેસલ, વર્નન અને માર્ટિન, ટૅસવેલ, લૅંગમેડ, ગ્રીન, ઇગર્ટન, કીથ વિગેરે વિદ્વાન્ લેખકોના ગ્રંથોનો આ પુસ્તક લખવામાં મેં ઘણો ઉપયોગ કર્યો છે તે બદલ હું તેમનો અત્યંત ઋણી છું. આ પુસ્તકમાં આવેલાં ઇંગ્લિશ, જર્મન, ફ્રેંચ વિગેરે યુરોપી ભાષાના વિશેષ નામોના ઉચ્ચાર વેબ્સ્ટરના શબ્દકોષમાં આપેલા ઉચ્ચાર પ્રમાણે આપેલા છે.

અંગ્રેજી ૪ થા ધોરણથી અભ્યાસ પુસ્તક ( Text Book ) તરીકે આ પુસ્તક ચાલી શકે એટલા માટે આવૃત્તિમાં ટ્યૂડર વંશ પૂર્વેની હકીકત અધિક વિસ્તારથી આપી છે. ઇંગ્લંડની સામાજિક સ્થિતિ, ઉદ્યોગ અને વેપારની પ્રગતિ અને હાલની રાજ્યઘટના બાબત માહિતી આપી છે. ઉપયોગિતા વધારવા સારૂ દરેક પ્રકરણને

છેડે 'સારાંશ' આપ્યો છે. તેથી આ સુધારેલી આવૃત્તિ વિદ્યાર્થી તેમજ સામાન્ય વાચકવૃન્દને પસંદ પડશે એવી માન્યતા છે.

આ પુસ્તક રચવામાં મારા મિત્ર ફર્ગ્યુસન કૉલેજના ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રોફેસર રા. રા. ડી. જી. કર્વે, એમ્. એ., મુંબઇની સેકન્ડરી ટ્રૅનિંગ કૉલેજના પ્રો. વી. પી. બોકિલ, એમ્. એ., એસ. ટી. સી.ડી., પ્રો. એ. એમ્. મોદી, એમ્. એ., એસ. ટી. સી. ડી., રા. રા. વી. બી. જોગલેકર, બી. એ., રા. રા. જી. બી. ગાનૂ, બી. એ., એઓએ જે ઉપયોગી સૂચનાઓ મને કરી છે તે માટે હું તેમનો અત્યંત આભારી છું.

પુનાના બાલોદ્યાન પ્રેસના માલિક રા. રા. સહસ્રબુદ્ધેએ આ પુસ્તક સારૂ જે ઐતિહાસિક નકશા તૈયાર કર્યા છે તે સારૂ, અને મેક્મિલન કંપનીના મૅનેજરે સ્ત્રીપુરુષોના બ્લોકો મેળવી આપ્યા છે તે સારૂ એ બન્નેનો હું આભાર માનું છું.

આ પુસ્તક બે ભાગમાં પ્રસિદ્ધ કર્યું છે. ૧ લા ભાગમાં ઈ. સ. પૂ. ૫૫ થી ૧૬૦૩ ની હકીકત (ટ્યૂડર કાળ પૂર્વેની અને ટ્યૂડર કાળની) અને ૨ જા ભાગમાં ૧૬૦૩ થી ૧૯૩૭ સુધીની (ઇંગ્લંડના સ્ટુઅર્ટ, હૅનોવર અને વિંડસરનો ઇતિહાસ અને ઇંગ્લંડનું રાજબંધારણ) હકીકત છે.

પરશુરામ હરિ બર્વે

૨૧૬૨૪

# અનુક્રમણિકા



# નકશા

—oOo—

# પત્રકો અને વંશાવળીઓ



પાનું

# મહત્ત્વની બિનાઓની સાલ

—०O०—

| | |
|---|---|
| ઈ૦ સ૦ પૂર્વે ૫૫ | સીઝરની ઇંગ્લંડપર સ્વારી. |
| ઈ૦ સ૦ ૪૧૦ | ઇંગ્લંડમાંથી રોમન સૈન્યો પાછાં ગયાં. |
| ,, ૫૯૭ | ઇંગ્લંડમાં ખ્રિસ્તી ધર્મની સ્થાપના. |
| ,, ૧૦૬૬ | ઇંગ્લંડમાં નૉર્મન વંશની સ્થાપના. |
| ,, ૧૨૧૫ | મૅગ્નાચાર્ટાપર જૉનની સહી. |
| ,, ૧૨૯૫ | પહેલી નમૂનેદાર પાર્લમેન્ટ. |
| ,, ૧૪૫૫ | ગુલાબના વિગ્રહની શરૂઆત. |
| ,, ૧૪૮૫ | માર્કેટ બૉસ્વર્થની લડાઈ—ટ્યૂડર વંશની સ્થાપના. |
| ,, ૧૪૯૨ | કોલમ્બસે અમેરિકા અને વેસ્ટ ઇંડીઝ બેટો શોધી કાઢ્યાં. |
| ,, ૧૪૯૪ | પૉઇનિંગ્ઝનો કાયદો. |
| ,, ૧૫૩૪ | ઍક્ટ ઑફ સુપ્રીમસી—સર્વોપરિપણાનો કાયદો. |
| ,, ૧૫૪૯ | સામાન્ય પ્રાર્થનાનું પહેલું પુસ્તક તૈયાર થયું. |
| ,, ૧૫૫૯ | ઍક્ટ ઑફ યુનિફૉર્મિટી અને ૨ જો ઍક્ટ ઑફ સુપ્રીમસી. |
| ,, ૧૫૭૦ | પોપ ૫ મા પાયસે ઈલિઝાબેથને ધર્મ-બહિષ્કૃત કરી. |
| ,, ૧૫૮૭ | સ્કૉટલંડની રાણી મેરીને ફાંસી દેવામાં આવી. |
| ,, ૧૫૮૮ | સ્પેનના અજય્ય કાફલાનો પરાજય. |
| ,, ૧૬૦૦ | ઇંગ્લિશ ઈસ્ટ ઇંડિઆ કંપનીની સ્થાપના. |
| ,, ૧૬૦૨ | ડચ ઈસ્ટ ઇંડિઆ કંપનીનું એકીકરણ. |
| ,, ૧૬૨૦ | પિલ્ગ્રિમ ફાધર્સ અને ન્યૂ ઇંગ્લંડ સંસ્થાનની સ્થાપના. |
| ,, ૧૬૨૮ | પિટિશન ઑફ રાઈટ્સ નામનો કાયદો થયો. |
| ,, ૧૬૩૭ | શિપમની—નૌકાકર. |
| ,, ૧૬૩૮ | જૉન હૅમ્પડનનો મુકદ્દમો. |

| | | |
|---|---|---|
| ઈ૦ સ૦ | ૧૬૪૦–૬૦ | લૉંગ પાર્લમેન્ટ. |
| ,, | ૧૬૪૨–૧૬૪૮ | ૧ લા ચાર્લ્સ અને પાર્લમેન્ટ વચ્ચે યુદ્ધ. |
| ,, | ૧૬૫૧ | નૌકાયાનનો કાયદો ( Navigation Act ). |
| ,, | ૧૬૫૨–૧૬૫૪ | ૧ લો ડચ વિગ્રહ. |
| ,, | ૧૬૬૦ | ૨ જો નૌકાયાનનો કાયદો—ચાર્લ્સ ૨ જાના વખતમાં. |
| ,, | ૧૬૬૫–૧૬૬૭ | ૨ જો ડચ વિગ્રહ. |
| ,, | ૧૬૬૭ | બ્રેડાની સંધિ. |
| ,, | ૧૬૭૦ | ડોવરની ગુપ્ત સંધિ. |
| ,, | ૧૬૭૩ | ટેસ્ટ ઍક્ટ કાયદો પસાર થયો. |
| ,, | ૧૬૭૯ | હેબીઅસ કૉર્પસ ઍક્ટ પસાર થયો. |
| ,, | ૧૬૮૮ | ૫ મી ન૦ ઑરેન્જનો વિલિઅમ ઇંગ્લંડ આવ્યો. |
| ,, | ૧૬૮૮ | ૨૩ મી ડી૦ ૨ જો જેમ્સ રાજપાટ છોડી ઇંગ્લંડમાંથી નાસી ગયો. |
| ,, | ૧૬૮૮ | ઇંગ્લંડમાં રાજ્યક્રાંતિ. |
| ,, | ૧૬૮૯ | બિલ ઑફ રાઇટ્સ કાયદો પસાર થયો. |
| ,, | ૧૬૯૪ | બૅંક ઑફ ઇંગ્લંડની સ્થાપના. |
| ,, | ૧૬૯૪ | ટ્રાઈનિઅલ ઍક્ટ કાયદો પસાર થયો. |
| ,, | ૧૭૦૦ | સ્પેનનો રાજા ૨ જો ચાર્લ્સ મરણ પામ્યો. |
| ,, | ૧૭૦૧ | ઍક્ટ ઑફ સેટ્લમેન્ટ પસાર થયો. |
| ,, | ૧૭૦૨–૧૭૧૩ | સ્પેનની ગાદીના વારસાનું યુદ્ધ. |
| ,, | ૧૭૦૭ | ઇંગ્લંડ અને સ્કૉટલંડની સંયુક્ત પાર્લમેન્ટ. |
| ,, | ૧૭૧૩ | યુટ્રેચની સંધિ. |
| ,, | ૧૭૧૬ | સેપ્ટેનિઅલ કાયદો થયો. |
| ,, | ૧૭૨૧–૧૭૪૨ | ૧ લો મુખ્ય પ્રધાન વૉલ્પોલ. |
| ,, | ૧૭૩૯ | સ્પેન સાથે યુદ્ધ. |
| ,, | ૧૭૪૦–૧૭૪૮ | ઑસ્ટ્રિઆની ગાદીના વારસાનો વિગ્રહ. |
| ,, | ૧૭૫૬–૧૭૬૩ | સપ્તવાર્ષિક વિગ્રહ. |
| ,, | ૧૭૭૩ | રેગ્યુલેટિંગ ઍક્ટ પસાર થયો. |

| | | |
|---|---|---|
| ઈ૦ સ૦ | ૧૭૭૫–૧૭૮૩ | અમેરિકન–સંસ્થાનોની સ્વતંત્રતાની લડાઈ. |
| ,, | ૧૭૮૪ | પિટનું હિંદુસ્તાન વિષેનું બિલ. |
| ,, | ૧૭૮૯ | ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ. |
| ,, | ૧૭૯૩–૧૮૦૨ | ઇંગ્લંડ અને ફ્રાન્સના ક્રાંતિકારો વચ્ચે યુદ્ધ. |
| ,, | ૧૮૦૦ | ઇંગ્લિશ અને આઇરિશ સંયુક્ત પાર્લમેન્ટ. |
| ,, | ૧૮૦૨–૧૮૧૫ | નેપોલિઅન સાથે યુદ્ધ. |
| ,, | ૧૮૦૭ | બ્રિટિશ રાજ્યમાં ગુલામના વેપારની બંધી. |
| ,, | ૧૮૧૫ | વૉટરલૂની લડાઈ, પૅરિસની સંધિ. |
| ,, | ૧૮૨૯ | આયર્લંડમાં રોમન કૅથૉલિકોને રાજ્યદ્વારી છૂટ. |
| ,, | ૧૮૩૨ | પાર્લમેન્ટના સુધારાનો ૧ લો કાયદો. |
| ,, | ૧૮૩૪ | બ્રિટિશ સામ્રાજ્યમાં ગુલામગીરીની બંધી. |
| ,, | ૧૮૩૮ | કૅનેડાની રાજ્યવ્યવસ્થા વિષે ડરહૅમનો રિપોર્ટ. |
| ,, | ૧૮૪૬ | અનાજ પરનો કર રદ. |
| ,, | ૧૮૫૦–૧૮૫૫ | ઑસ્ટ્રેલિઆનાં સંસ્થાનોને સ્વરાજ્ય મળ્યું. |
| ,, | ૧૮૫૨ | ન્યૂઝીલંડને સ્વરાજ્ય. |
| ,, | ૧૮૫૪–૧૮૫૬ | ક્રીમીઆની લડાઈ. |
| ,, | ૧૮૫૬ | પૅરિસની સંધિ. |
| ,, | ૧૮૫૮ | હિંદુસ્તાનનો કારભાર બ્રિટિશ સરકારે પોતાના હાથમાં લીધો. વિક્ટોરિઆ રાણીનો ઢંઢેરો. |
| ,, | ૧૮૬૭ | બ્રિટિશ પાર્લમેન્ટના સુધારાનો ૨ જો કાયદો. |
| ,, | ૧૮૬૭ | કૅનેડાના સંસ્થાનોનું એકીકરણ અને ત્યાંની રાજ્યવ્યવસ્થાનો કાયદો. |
| ,, | ૧૮૭૦–૭૧ | ફ્રૅંકો–જર્મન વિગ્રહ. |
| ,, | ૧૮૭૮ | બર્લિનનું તહનામું. |
| ,, | ૧૮૮૪–૧૮૮૫ | બ્રિટિશ પાર્લમેન્ટના સુધારાનો ૩ જો કાયદો. |
| ,, | ૧૮૮૫ | હિંદી રાષ્ટ્રીય સભાની સ્થાપના (Indian National Congress). |

ઈ૦ સ૦ ૧૮૯૯–૧૯૦૨ બ્રિટન–બોર વિગ્રહ.
,, ૧૯૦૦ સંયુક્ત ઑસ્ટ્રેલીઆની સ્થાપના.
,, ૧૯૦૪–૧૯૦૫ રૂસો–જાપાન વિગ્રહ.
,, ૧૯૧૦ સંયુક્ત દક્ષિણ આફ્રિકા.
,, ૧૯૧૧ પાર્લમેન્ટરી ઍક્ટ. ઉમરાવોની સભાની સત્તા મર્યાદિત થઈ. પાર્લમેન્ટ માટે પાંચ વર્ષનો કાયદો.
,, ૧૯૧૪–૧૯૧૮ મહાયુદ્ધ.
,, ૧૯૧૬–૧૯૨૨ લૉઈડ જ્યૉર્જનું મિશ્ર પ્રધાનમંડળ.
,, ૧૯૧૮ ઇંગ્લંડમાં મતાધિકારનો વિસ્તાર (Representative of People's Act).
,, ૧૯૧૯ હિંદુસ્તાનની રાજ્યઘટનામાં સુધારાનો કાયદો.
,, ૧૯૧૯ (જૂન) વર્સેલ્સની સંધિ.
,, ૧૯૨૦ (જાને૦) પ્રજાસંઘની સ્થાપના.
,, ૧૯૨૦ આયર્લંડના બે વિભાગ–ઉત્તર અને દક્ષિણ.
,, ૧૯૨૨ આઇરિશ ફ્રી સ્ટેટ ઍક્ટ કાયદો પાસ થયો.
,, ૧૯૨૪ (જાને૦) રૅમ્સે મૅક્ડોનલ્ડનું ૧ લું મજૂર પ્રધાનમંડળ.
,, ૧૯૨૪ (નવેં૦) બૉલ્ડવિનનું કૉન્ઝરવેટિવ પ્રધાનમંડળ.
,, ૧૯૨૯ (જૂન) રૅમ્સે મૅક્ડોનલ્ડનું મજૂર પ્રધાનમંડળ.
,, ૧૯૩૦ (ન૦ ડી૦) હિંદુસ્તાનની રાજ્યઘટનાના પ્રશ્નસંબંધી રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ.
,, ૧૯૩૧ થી રૅમ્સે મૅક્ડોનલ્ડનું રાષ્ટ્રીય પ્રધાનમંડળ.
,, ૧૯૩૧ ૨ જી રાઉન્ડ ટેબલ પરિષદ.
,, ૧૯૩૨ ઑટાવામાં સામ્રાજ્ય પરિષદ.
,, ૧૯૩૫–૩૭ બૉલ્ડવિનનું રાષ્ટ્રીય પ્રધાનમંડળ.
,, ૧૯૩૫ (ઑગસ્ટ) હિંદુસ્તાનની રાજ્યઘટનાનો કાયદો.
,, ૧૯૩૭ (મે) ૬ ટ્ઠા જ્યૉર્જનો રાજ્યારોહણસમારંભ.
,, ૧૯૩૭ (મે) સામ્રાજ્ય પરિષદ.

# ઇંગ્લંડની રાજમાલિકા
## ( ટ્યૂડર વંશથી )

| | | | |
|---|---|---|---|
| **ટ્યૂડર વંશ** | | | |
| સાતમો હેન્રી | ... | ... | ૧૪૮૫–૧૫૦૯ |
| આઠમો હેન્રી | ... | ... | ૧૫૦૯–૧૫૪૭ |
| છઠ્ઠો એડવર્ડ | ... | ... | ૧૫૪૭–૧૫૫૩ |
| મેરી | ... | ... | ૧૫૫૩–૧૫૫૮ |
| ઇલિઝાબેથ | ... | ... | ૧૫૫૮–૧૬૦૩ |
| **સ્ટુઅર્ટ વંશ** | | | |
| પહેલો જેમ્સ | ... | ... | ૧૬૦૩–૧૬૨૫ |
| પહેલો ચાર્લ્સ | ... | ... | ૧૬૨૫–૧૬૪૯ |
| લોકસત્તાક રાજ્ય | ... | ... | ૧૬૪૯–૧૬૬૦ |
| બીજો ચાર્લ્સ | ... | ... | ૧૬૬૦–૧૬૮૫ |
| બીજો જેમ્સ | ... | ... | ૧૬૮૫–૧૬૮૮ |
| ત્રીજો વિલિયમ | ... | ... | ૧૬૮૯–૧૭૦૨ |
| અને મેરી | ... | ... | ૧૬૮૯–૧૬૯૪ |
| ઍન | ... | ... | ૧૭૦૨–૧૭૧૪ |
| **હૅનોવર વંશ** | | | |
| પહેલો જ્યૉર્જ | ... | ... | ૧૭૧૪–૧૭૨૭ |
| બીજો જ્યૉર્જ | ... | ... | ૧૭૨૭–૧૭૬૦ |
| ત્રીજો જ્યૉર્જ | ... | ... | ૧૭૬૦–૧૮૨૦ |
| ચોથો જ્યૉર્જ | ... | ... | ૧૮૨૦–૧૮૩૦ |
| ચોથો વિલિયમ | ... | ... | ૧૮૩૦–૧૮૩૭ |
| વિક્ટોરીઆ | ... | ... | ૧૮૩૭–૧૯૦૧ |
| સાતમો એડવર્ડ | ... | ... | ૧૯૦૧–૧૯૧૦ |
| **વિંડઝર વંશ** | | | |
| પાંચમો જ્યૉર્જ | ... | ... | ૧૯૧૦–૧૯૩૬ |
| આઠમો એડવર્ડ | ... | ૧૯૩૬ | જાનેવારીથી ડીસેંબર |
| છઠ્ઠો જ્યૉર્જ | ... | ૧૯૩૬ | ડીસેંબરથી ... |

# ૧૭૨૧ પછીનાં પ્રધાનમંડળો

—:o:—

| | | |
|---|---|---|
| ૧૭૨૧–૧૭૪૨ | વૉલ્પોલનું | પ્રધાનમંડળ ( વ્હિગ ) |
| ૧૭૪૨–૧૭૪૪ | કાર્ટરેટનું | ,, ,, |
| ૧૭૪૪–૧૭૫૪ | પેલહૅમનું | ,, ,, |
| ૧૭૫૪–૧૭૫૬ | ન્યૂકૅસલનું | ,, ,, |
| ૧૭૫૬–૧૭૫૭ | ડેવનશાયરનું | ,, ,, |
| ૧૭૫૭–૧૭૬૧ | પિટ અને ન્યૂકૅસલનું | ,, ,, |
| ૧૭૬૧–૧૭૬૩ | બ્યૂટનું મિશ્ર | ,, ( વ્હિગ અને ટોરી ) |
| ૧૭૬૩–૧૭૬૫ | ગ્રેનવિલનું | ,, |
| ૧૭૬૫–૧૭૬૬ | રૉકિંગહૅમનું | ,, |
| ૧૭૬૬–૧૭૬૮ | પિટ–ચેથામનું | ,, ( મિશ્ર ) |
| ૧૭૬૮–૧૭૭૦ | ગ્રૅફ્ટનનું | ,, ,, |
| ૧૭૭૦–૧૭૮૨ | નૉર્થનું | ,, ( ટોરી ) |
| ૧૭૮૨ | રૉકિંગહૅમનું ૨ જું | ,, ( વ્હિગ ) |
| ૧૭૮૨–૧૭૮૩ | શૅલબર્નનું મિશ્ર | ,, ( વ્હિગ અને ટોરી ) |
| ૧૭૮૩ | ફૉક્સ અને નૉર્થનું મિશ્ર | ,, ,, |
| ૧૭૮૩–૧૮૦૧ | નાના પિટનું | ,, ( ટોરી ) |
| ૧૮૦૧–૧૮૦૪ | ઍડિંગટનનું | ,, ,, |
| ૧૮૦૪–૧૮૦૬ | નાના પિટનું બીજું | ,, ,, |
| ૧૮૦૬–૧૮૦૭ | ગ્રેનવ્હિલનું બધા પક્ષોનું | ,, ( મિશ્ર ) |
| ૧૮૦૭–૧૮૦૯ | પોર્ટલંડનું | ,, ( ટોરી ) |
| ૧૮૦૯–૧૮૧૨ | પરસીવલનું | ,, ,, |
| ૧૮૧૨–૧૮૨૭ | લિવરપૂલનું | ,, ,, |
| ૧૮૨૭ | કૅનિંગનું | ,, (પ્રગમનશીલ ટોરી) |
| ૧૮૨૭ | ગૉડરિચનું | ,, ,, |

| | | | |
|---|---|---|---|
| ૧૮૨૮–૧૮૩૦ | વેલિંગટનનું | પ્રધાનમંડળ | (ટોરી) |
| ૧૮૩૦–૧૮૩૪ | ગ્રેનું | ,, | (વ્હિગ) |
| ૧૮૩૪–૧૮૩૫ | પીલનું | ,, | (કૉંઝરવેટિવ) |
| ૧૮૩૫–૧૮૪૧ | મેલ્બર્નનું | ,, | (વ્હિગ) |
| ૧૮૪૧–૧૮૪૬ | પીલનું | ,, | (કૉંઝરવેટિવ) |
| ૧૮૪૬–૧૮૫૨ | રસેલનું | ,, | (લિબરલ) |
| ૧૮૫૨ | ડર્બીનું | ,, | (કૉંઝરવેટિવ) |
| ૧૮૫૨–૧૮૫૫ | ઍબર્ડીનનું મિશ્ર | ,, | (મિશ્ર) |
| ૧૮૫૫–૧૮૫૮ | પામર્સ્ટનનું | ,, | (લિબરલ) |
| ૧૮૫૮–૧૮૫૯ | ડર્બીનું ૨ જું | ,, | (કૉંઝરવેટિવ) |
| ૧૮૫૯–૧૮૬૫ | પામર્સ્ટનનું ૨ જું | ,, | (લિબરલ) |
| ૧૮૬૫–૧૮૬૬ | રસેલનું | ,, | ,, |
| ૧૮૬૬–૧૮૬૮ | ડર્બીનું ૩ જું | ,, | (કૉંઝરવેટિવ) |
| ૧૮૬૮–૧૮૭૪ | ગ્લૅડસ્ટનનું ૧ લું | ,, | (લિબરલ) |
| ૧૮૭૪–૧૮૮૦ | ડિઝરાયલીનું | ,, | (કૉંઝરવેટિવ) |
| ૧૮૮૦–૧૮૮૫ | ગ્લૅડસ્ટનનું ૨ જું | ,, | (લિબરલ) |
| ૧૮૮૫–૧૮૮૬ | સૉલ્સબરીનું ૧ લું | ,, | (કૉંઝરવેટિવ) |
| ૧૮૮૬ | ગ્લૅડસ્ટનનું ૩ જું | ,, | (લિબરલ) |
| ૧૮૮૬–૧૮૯૨ | સૉલ્સબરીનું | ,, | (યુનિઅનિસ્ટ) |
| ૧૮૯૨–૧૮૯૪ | ગ્લૅડસ્ટનનું ૪ થું | ,, | (લિબરલ) |
| ૧૮૯૪–૧૮૯૫ | રોઝબરીનું | ,, | ,, |
| ૧૮૯૫–૧૯૦૨ | સૉલ્સબરીનું ૨ જું | ,, | (યુનિઅનિસ્ટ) |
| ૧૯૦૨–૧૯૦૫ | બાલ્ફોરનું | ,, | ,, |
| ૧૯૦૫–૧૯૦૮ | કૅમ્પબેલ બૅનરમૅનનું | ,, | (લિબરલ) |
| ૧૯૦૮–૧૯૧૫ | ઍસ્કિવથનું | ,, | ,, |
| ૧૯૧૫–૧૯૧૬ | ઍસ્કિવથનું રાષ્ટ્રીય | ,, | (મિશ્ર) |
| ૧૯૧૬–૧૯૨૨ | લૉઈડ જ્યૉર્જનું | ,, | ,, |
| ૧૯૨૨–૧૯૨૩ | બૉનર લૉનું | ,, | (કૉંઝરવેટિવ) |
| ૧૯૨૩–૧૯૨૪ | બૉલ્ડવિનનું | ,, | ,, |

| | | |
|---|---|---|
| ૧૯૨૪ જાનેવારીથી અકટોબર | મૅકડોનલ્ડનું | પ્રધાનમંડળ ( મજૂર ) |
| ૧૯૨૪–૧૯૨૯ | બૉલ્ડવિનનું | „ ( કૉંઝરવેટિવ ) |
| ૧૯૨૯ જૂનથી ૧૯૩૧ | મૅકડોનલ્ડનું | „ ( મજૂર ) |
| ૧૯૩૧ થી ૧૯૩૫ | મૅકડોનલ્ડનું | „ ( રાષ્ટ્રીય ) |
| ૧૯૩૫ થી ૧૯૩૭ | બૉલ્ડવિનનું | „ ( રાષ્ટ્રીય ) |
| ૧૯૩૭ મેથી | નેવ્હિલ ચેંબરલેનનું | „ ( રાષ્ટ્રીય ) |

**બ્રિટિશ સામ્રાજ્યમાંનાં કયા કયા પ્રદેશ કયા કયા રાજ્યકર્તાઓની કારકિર્દીમાં મેળવવામાં આવ્યા હતા તે બતાવનાર પત્રક**

| રાજ્યકર્તા | સંસ્થાન વસાવી | જીતી લઈ | બીજી રીતે |
|---|---|---|---|
| **ઈલિઝાબેથ** (૧૫૫૮–૧૬૦૩) | × વર્જિનિઆ ન્યૂ ફાઉન્ડલંડ | ...... | ...... |
| **પહેલો જેમ્સ** (૧૬૦૩–૧૬૨૫) | બારબેડૉઝ, બર્મ્યુડાઝ, × ન્યૂ ઇંગ્લંડ સંસ્થાનો | ...... | ...... |
| **પહેલો ચાર્લ્સ** (૧૬૨૫–૧૬૪૯) | બહામાઝ, × મેરીલૅંડ | ...... | ...... |
| **પ્રજાસત્તાક રાજ્ય** (૧૬૪૯–૧૬૬૦) | ...... | જમેકા | ...... |
| **બીજો ચાર્લ્સ** (૧૬૬૦–૧૬૮૫) | × કૅરોલિના, × પેનસિલ-વૅનિઆ, હડસનના અખાત નજીકનો પ્રદેશ | × ન્યૂયૉર્ક, × ન્યૂજર્સી, સેન્ટ હેલીના | મુંબઈ |

| | | | |
|---|---|---|---|
| **બીજો જેમ્સ** (૧૬૮૫–૧૬૮૮) | ...... | ...... | ...... |
| **ત્રિજો વિલિઅમ** (૧૬૮૮–૧૭૦૨) | ...... | ...... | ...... |
| **ઍન** (૧૭૦૨–૧૭૧૪) | ...... | જિબ્રૉલ્ટર, નોવાસ્કોશિઆ | ...... |
| **પહેલો જ્યૉર્જ** (૧૭૧૪–૧૭૨૭) | ...... | ...... | ...... |
| **બીજો જ્યૉર્જ** (૧૭૨૭–૧૭૬૦) | × જ્યૉર્જિઆ | કૅનેડા, ન્યૂબ્રન્સ્વિક, કેપ બ્રેટન બેટ, પ્રિન્સ એડવર્ડ ટાપુ, બંગાળા | ...... |

× આ પ્રદેશ હાલ બ્રિટિશ સામ્રાજ્યમાં નથી.

## બ્રિટિશ સામ્રાજ્યમાંનાં કયા કયા પ્રદેશ કયા કયા રાજ્યકર્તાઓની કારકિર્દીમાં મેળવવામાં આવ્યા હતા તે બતાવનાર પત્રક

| રાજ્યકર્તા | સંસ્થાન વસાવી | જીતી લઈ | બીજી રીતે |
| --- | --- | --- | --- |
| ત્રીજો જ્યૉર્જ (૧૭૬૦–૧૮૨૦) | ન્યૂ સાઉથ વેલ્સ, ટૅસ્મૅનિઆ, મૅટિટોબા | × ફ્લૉરિડા, બ્રિટિશ હૉંડુરાસ, ટ્રિનિદાદ, માલ્ટા, કેપ કૉલોની, બ્રિટિશ ગાયાના, મોરિશિઅસ, સીલોન, દક્ષિણ અને મધ્ય-હિંદુસ્તાન | પીનાંગ, વેલેસ્લી પ્રદેશ, સીએરાલીઓન |
| ચોથો જ્યૉર્જ (૧૮૨૦–૧૮૩૦) | પશ્ચિમ ઑસ્ટ્રેલિઆ | આસામ | સિંગાપૂર, મલાક્કા |
| ચોથો વિલિઅમ (૧૮૩૦–૧૮૩૭) | દક્ષિણ ઑસ્ટ્રેલિઆ | …… | …… |

| | | | |
|---|---|---|---|
| **વિક્ટોરિઆ** (૧૮૩૭–૧૯૦૧) | વિક્ટોરિઆ, ન્યૂઝીલૅંડ નાતાલ, બ્રિટિશ, કોલં-બિઆ, ક્વીન્સલૅંડ | એડન, હૉંગકૉંગ, લેગૉસ, અશારા, પંજાબ, અયોધ્યા, બ્રહ્મદેશ, ઝૂલૂ પ્રદેશ, ર્‌હોડેશિઆ, ટ્રાન્સવાલ, ઑરેન્જ-ફ્રીસ્ટેટ | પેરિમ, પશ્ચિમ ગ્રીકવા-લૅંડ, બાસૂટોલૅંડ, બેચુઆના લૅંડ, બ્રિટિશ બોર્નીઓ, ફીજી બેટ, સાઇપ્રસ, વાઈ હાઈ વાઈ. |
| **સાતમો એડવર્ડ** (૧૯૦૧–૧૯૧૦) | ...... | ...... | ...... |
| **પાંચમો જ્યૉર્જ** (૧૯૧૦–૧૯૩૬) | ...... | ...... | ...... |

× આ પ્રદેશ હાલ બ્રિટિશ સામ્રાજ્યમાં નથી.

# ઇંગ્લંડનો અર્વાચીન ઇતિહાસ



## પ્રકરણ ૧ લું

---

### પ્રાચીન અને મધ્ય યુગનું ઇંગ્લંડ.

**મહત્ત્વની સાલો—**

| | | | | |
|---|---|---|---|---|
| ઈ. | સ. | પૂ. | ૫૫ | સીઝરની બ્રિટનપર સ્વારી. |
| ,, | ,, | ,, | ૪ | ઇસુ ખ્રિસ્તનો જન્મ. |
| ઇસવી | સન | | ૪૧૦ | બ્રિટનમાંથી રોમન સૈન્યોની રવાનગી. |
| ,, | ,, | | ૪૪૯ | બ્રિટનપર ઍંગલ, સૅક્સન અને જ્યુટ લોકોની સ્વારીની શરૂઆત. |
| ,, | ,, | | ૪૭૬ | પશ્ચિમ રોમન સામ્રાજ્યનો નાશ. |
| ,, | ,, | | ૧૦૬૬ | ઇંગ્લંડમાં નૉર્મન સત્તાની સ્થાપના. |
| ,, | ,, | | ૧૨૧૫ | મૅગ્ના ચાર્ટા. |
| ,, | ,, | | ૧૨૯૫ | પાર્લમેન્ટની સ્થાપના. |
| ,, | ,, | | ૧૩૩૮ | સો વર્ષના યુદ્ધની શરૂઆત. |
| ,, | ,, | | ૧૪૫૩ | તુર્ક લોકે કૉન્સ્ટાંટિનોપલ લીધું. પૂર્વ રોમન સામ્રાજ્યનો નાશ. |
| ,, | ,, | | ૧૪૫૫-૮૫ | યૉર્ક અને લૅંકેસ્ટર વંશો વચ્ચે વિગ્રહ—વૉર્સ ઑફ ધી રોઝીઝ. |
| ,, | ,, | | ૧૪૮૫ | ટ્યૂડર વંશની સ્થાપના. |

## ૧. પ્રાચીન યુગ, મધ્ય યુગ અને અર્વાચીન યુગ.

**પ્રાચીન યુગ** (પ્રાચીન કાળથી ઇ. સ. ૪૭૬ સુધી):—યુરોપના અને ઇંગ્લંડના ઇતિહાસના પ્રાચીન યુગ, મધ્ય યુગ અને અર્વાચીન યુગ એવા ત્રણ ભાગ કરવામાં આવે છે. પ્રાચીન કાળમાં યુરોપમાં ગ્રીસ અને રોમનાં મહારાજ્યો હતાં. ઇસવી સન પૂર્વે ૫ મા અને ૪ થા સૈકામાં ગ્રીસમાં અનેક નાનાં નાનાં રાજ્યો હતાં. એ રાજ્યો વિદ્યા, કળા અને આચારવિચારમાં ઘણાં આગળ વધેલાં હતાં. ઈ. સ. પૂર્વે ૩૩૬ માં મહાન સિકંદરે જુદાં જુદાં ગ્રીક રાજ્યોને એકત્ર કર્યાં અને ઇરાની સામ્રાજ્યનો નાશ કરી ગ્રીક લોકનું એક મહાન સામ્રાજ્ય સ્થાપ્યું (ઈ. સ. પૂ. ૩૨૫). પણ સિકંદરના (એલેકઝાંડરના) મરણ પછી (ઈ. સ. પૂ. ૩૨૩) બે સૈકા દરમ્યાન ગ્રીસ સામ્રાજ્યની પડતી થતી ગઈ અને છેવટે ઇ. સ. પૂ. ૧૪૬ માં ગ્રીસ સામ્રાજ્ય પર રોમન લોકની સત્તા બેઠી. રોમન લોકનું મૂળ રાજ્ય ઇટલીના પાટનગર રોમ શહેરમાં હતું. પણ ધીમે ધીમે એ રાજ્ય મોટું થતું ગયું અને ભૂમધ્ય સમુદ્રના કિનારાપર આવેલા પ્રદેશોમાં પ્રસર્યું. આગળ જતાં આ રોમન રાજ્ય ઘણું વિસ્તાર પામ્યું, તેથી તેના બે ભાગ પાડવામાં આવ્યા. પશ્ચિમ તરફના ભાગના રાજ્યનું પાટનગર રોમ રહ્યું અને પૂર્વ તરફના ભાગનું પાટનગર કૉન્સ્ટાંટિનોપલ થયું. આ બન્ને ભાગ પર જુદા જુદા પાદશાહો રાજ્ય કરતા હતા. રોમન લોક ઘણા સુધરેલા હતા અને સંસ્કૃતિ, વિદ્યા અને કળાકૌશલ્યમાં ઘણા આગળ વધેલા હતા. પછી આ સામ્રાજ્યપર યુરોપના ઉત્તર તરફના પ્રદેશોમાં રહેનારા ગૅાથ, વૅન્ડૉલ, હૂણ અને ફ્રૅંક નામના રાની લોકનાં ટોળાં હુમલા કરવાં લાગ્યાં. છેવટે, આ હુમલાઓને પરિણામે ઇ. સ. ૪૭૬ માં રોમ શહેર તે લોકોના હાથમાં ગયું અને પશ્ચિમ રોમન સામ્રાજ્યનો નાશ થયો. આ જંગલી લોકોએ રોમન સામ્રાજ્યના જુદા જુદા પ્રાંતો જીતી લીધા અને ત્યાં તેઓએ પોતાનાં સંસ્થાનો સ્થાપ્યાં. આમ થવાથી રોમન લોકનાં કળાકૌશલ્ય, જ્ઞાનભંડાર અને તમામ રોમન સંસ્કૃતિનો નાશ થયો. એટલે ત્યારથી પ્રાચીન યુગ સમાપ્ત થઇ મધ્ય યુગની શરૂઆત થઇ એમ માનવામાં આવે છે.

**મધ્ય યુગ** (ઇ. સ. ૪૭૬ થી ઇ. સ. ૧૪૫૦ ):—મધ્ય યુગની શરૂઆતથી યુરોપમાં આ જંગલી લોકોનાં નિરનિરાળાં અનેક રાજ્યો સ્થપાયાં હતાં. દરેક દેશનો રાજા પોતાનાં રાજ્યનો વિસ્તાર વધારવા માટે આસપાસના રાજ્યો પર ચડાઇઓ લઈ જતો. તેથી તે કાળે યુરોપમાં પુષ્કળ લડાઇઓ થતી હતી. સર્વ સત્તા અમીરઉમરાવ અને સરદાર લોકોના હાથમાં હોવાથી તેમના તરફથી નીચલા વર્ગના લોકોપર બહુ જુલમ થતો હતો. જ્ઞાન, કળા અને વિદ્યાનો નાશ થવાથી સર્વત્ર અજ્ઞાન અને અંધકાર પ્રસરી રહ્યાં હતાં. પણ રફતે રફતે આ રાની લોકો પણ સુધરતા ગયા. રોમન લોક ખ્રિસ્તી ધર્મ પાળતા હતા અને પશ્ચિમ રોમન સામ્રાજ્યમાં ધાર્મિક બાબતો પર દેખરેખ રાખવાનું કામ રોમના વડા ધર્માધિકારીના હાથમાં હતું. આ વડો ધર્માધિકારી પોપ કહેવાય છે. જંગલી લોકોએ પશ્ચિમ રોમન સામ્રાજ્યનો નાશ કર્યો હતો, પણ તેઓએ પોપની ગાદીનો નાશ કર્યો ન હતો. તેથી યુરોપના જુદા જુદા દેશોમાં પ્રસરેલા આ રાની લોકોમાં પણ પોપના પ્રચારકાર્યથી ધીમે ધીમે વિદ્યા અને ખ્રિસ્તી ધર્મનું જ્ઞાન પ્રસરવા લાગ્યું. જેમ જેમ જ્ઞાન વધતું ગયું તેમ તેમ એ લોકો સમજતા ગયા કે જોકે આપણા દેશ અને રાજ્યો નિરનિરાળાં છે, તોપણ આપણે સર્વે એક ધર્મના છીએ. તેઓ સુધારામાં જેમ આગળ વધતા ગયા તેમ તેઓની તામસી અને ક્રૂર પ્રકૃતિ સુધરતી ગઈ. આ રાની લોકોની ટોળીઓમાં ફ્રૅંક ટોળીનો એક નેતા **શાર્લમેન** નામનો હતો. તે ઘણો પરાક્રમી હતો. તેણે ૮ મા સૈકાની આખરે જર્મની, ફ્રાન્સ, સ્પેન અને ઇટલી પર એક મહાન સામ્રાજ્ય સ્થાપ્યું. આ વખતે રોમમાં વડો ધર્માધિકારી પોપ **લીઓ** નામનો હતો. તેણે ઇ. સ. ૮૦૦ માં રોમમાં એક મોટો સમારંભ કરીને શાર્લમેનનો મહાન રોમન શહેનશાહ તરીકે રાજ્યાભિષેક કર્યો. પોપના આ કાર્યથી ઇ. સ. ૪૭૬ માં નાશ પામેલા પશ્ચિમ રોમન સામ્રાજ્યની પુનઃ સ્થાપના થઈ. ત્યારથી એ રાજ્ય **પવિત્ર રોમન સામ્રાજ્ય** ( Holy Roman Empire ) કહેવાવા લાગ્યું અને શાર્લમેન રોમન શહેનશાહ કહેવાવા લાગ્યો. પછી ૧૨ મા સૈકાથી એ સામ્રાજ્ય નબળું પડતું

ગયું, અને તેમાંના જુદા જુદા દેશો સ્વતંત્ર થવા લાગ્યા. છેવટે રોમન પાદશાહની સત્તા માત્ર જર્મનીમાંજ મર્યાદિત થઈ રહી અને તેથી તે ફક્ત જર્મન શહેનશાહ કહેવાવા લાગ્યો. આ બનાવને લીધે ઇ. સ. આસરે ૧૪૫૦ થી મધ્ય યુગનો અંત આવ્યો મનાય છે.

**અર્વાચીન યુગ** (ઇ. સ. ૧૪૫૦ થી) :—સુમારે ઇ. સ. ૧૪૫૦ થી અર્વાચીન યુગની શરૂઆત થઈ ગણાય છે. ઇ. સ. ૧૪૫૩ માં તુર્ક લોકોએ પૂર્વ રોમન સામ્રાજ્યનું પાટનગર **કૉન્સ્ટાંટિનોપલ** જીતી લીધું અને એ સામ્રાજ્યનો નાશ કર્યો. ત્યારે ત્યાંના ઘણા ખરા ગ્રીક અને રોમન વિદ્વાનો અને પંડિતોને તે શહેરમાંથી નાસી જવું પડયું. એ વિદ્વાનો પ્રાચીન કાળની ગ્રીક અને રોમન વિદ્યાના હસ્તલિખિત ગ્રંથો પોતાની સાથે લેતા ગયા. તેઓ ઇટલી વગેરે યુરોપના અન્ય દેશોમાં આશ્રય માટે જઈ વસ્યા. અને ત્યાંના લોકોને એ પ્રાચીન ગ્રંથોમાંની વિદ્યા શીખવી તેઓ પોતાનો ઉદરનિર્વાહ ચલાવવા લાગ્યા. તેઓના પ્રયત્નથી મધ્ય યુગમાં વ્યાપી રહેલાં અજ્ઞાન અને અંધકારનો નાશ થવા લાગ્યો અને લોકની દૃષ્ટિમર્યાદા વિશાળ થવા લાગી. તેઓના આચારવિચારમાં ફેરફાર થવા લાગ્યો અને તેઓની ધાર્મિક, સામાજિક અને રાજકીય સમજૂતી અને કલ્પનામાં ક્રાંતિ થવા લાગી. એ કારણોથી એ અરસામાં મધ્ય યુગની સમાપ્તી અને અર્વાચીન યુગની શરૂઆત થઈ એમ ગણવામાં આવે છે.

## ૨. ઇંગ્લંડના પ્રાચીન રહેવાસી

**બ્રિટન લોક** :—ઘણા પ્રાચીન કાળમાં ઇંગ્લંડ **શ્વેતદ્વીપ** (Albion) કહેવાતો હતો. ઇંગ્લંડના પૂર્વ કિનારાપર આવેલી શ્વેતરંગની ટેકરીઓ ઉપરથી ઇંગ્લંડનું એ નામ પડ્યું હતું. એ કાળે ઇંગ્લંડમાં ગાઢ અરણ્યો હતાં અને તેમાં સિંહ, વરૂ, રીંછ, કુક્કર, વગેરે રાની પશુઓ પુષ્કળ હતાં. ત્યાં મનુષ્યોની વસ્તી પણ હતી. એ લોકો ઘણા પ્રાચીન કાળમાં યુરોપના ઇબેરિઆ (સ્પેન અને પોર્ટુગલ) અને ગૉલ (ફ્રાન્સ અને દક્ષિણ જર્મની) માંથી આવી વસ્યા હતા. ગૉલમાંથી આવેલા લોક કેલ્ટ જાતના હતા. એ બધા **બ્રિટન** કહેવાયા. એ લોકોની

જુદી જુદી ટોળીઓ દેશના જુદા જુદા ભાગમાં જઈ વસી હતી. તેઓમાંના પશ્ચિમ ભાગમાં જઈ વસેલા લોક જંગલી સ્થિતિમાં ઘણા કાળ સુધી રહ્યા. એ લોકો કાચું માંસ ખાતા અને જાનવરોનાં ચામડાં ઓઢતા. ખેતી કરવી, કપડાં વણવાં, વગેરે બાબત તેમને આવડતી નહિ. પણ દેશના દક્ષિણ અને પૂર્વ ભાગોમાં વસેલા લોક પરદેશી વ્યાપારી અને પ્રવાસીઓના સંહવાસ અને સમાગમમાં આવ્યાથી થોડા થોડા સુધર્યા હતા. તેઓ ખેતી કરતાં અને કપડાં વણતાં શીખ્યા હતા. તેઓ ધાતુઓનો ઉપયોગ પણ કરતા થયા હતા. તેઓની ટોળીઓમાં એક મનુષ્ય નાયક હતો અને તે આગળ જતાં રાજા કહેવાયો. તેઓ માંહોમાંહે લડ્યાં કરતા. યુદ્ધમાં તેઓ ઢાલ, તરવાર, ભાલા, તીરકામઠાં વગેરે વાપરતા. ઘોડાપર કે ઘોડા જોડેલી ગામઠી દમણીમાં બેસી તેઓ લડતા. યુરોપના વેપારીઓને આ દેશ વિષે માહિતી થવાથી તેઓ અહીં આવવા લાગ્યા. તેઓ બ્રિટનો પાસેથી સીસું, કલાઈ, ચામડાં, વગેરે ચીજો લેતા અને તેના બદલામાં મીઠું, માટીના વાસણો, હથિયાર, કપડાં વગેરે તેમને વેચતા. બ્રિટન લોક ઉપરથી દેશનું નામ **બ્રિટન** પડ્યું.

**ધાર્મિક હકીકત અને ભાટ લોક**:—બ્રિટનો મૂર્તિપૂજક હતા. સૂર્ય, ચંદ્ર અને તારાઓને દેવતા માની તેઓ તેની પૂજા કરતા. એ દેવતાઓને સંતોષવા માટે તેઓ પશુઓનાં અને મનુષ્યોનાં પણ બલિદાન આપતા. ઓક વૃક્ષની પણ તેઓ પૂજા કરતા. તેઓ પોતાની તમામ ધર્મક્રિયા ઓક વૃક્ષ નીચેજ કરતા. એઓના ધર્માધિકારીઓ ડ્રુઇડ કહેવાતા હતા. તેઓ ધાર્મિક ક્રિયાઓ કરતા, એટલુંજ નહિ, પણ તેઓ લોકોના ટંટાઓનો નિકાલ પણ કરતા અને તેમને કેળવણી પણ આપતા હતા. તેથી એ લોકો ઉપર એ ધર્માધિકારીઓનો દાબ ઠીક રહેતો હતો. આપણા દેશમાં જેવા ભાટ લોક છે તેવા ભાટ લોકો ઈંગ્લંડમાં પણ હતા. તેઓ વીર પુરુષોના પરાક્રમો વિષે ગીતો રચતા અને લોકોને ગાઈ સંભળાવી તેમનાં મન રંજન કરતા.

## ૩. રોમન લોકનો અમલ

(ઈ. સ. પૂ. ૫૫ થી ઈ. સ. ૪૧૦)

**રોમન સામ્રાજ્ય**:—ઈ. સ. પૂર્વે ૫૫ ના અરસામાં રોમન સત્તા ઘણી બળવાન હતી. ઇટલીનું રોમ શહેર તેની રાજધાની હતું. રોમ શહેર ઉપરથીજ ત્યાંના લોકો રોમન લોક કહેવાયા. રોમન લોકોએ પ્રથમ આખું ઇટલી તાબે કર્યું, અને પછી ધીમે ધીમે ભૂમધ્ય સમુદ્રને કિનારે આવેલા ગ્રીસ, સીરિઆ, એશિઆ માઇનર, આફ્રિકા ખંડનો ઉત્તર કિનારો, સ્પેન, ફ્રાન્સ વગેરે દેશો જીત્યા. એટલે એ રાજ્ય ઘણું બળવાન થયું. એ રાજ્ય તે **રોમન સામ્રાજ્ય.** અત્યાર સુધી રોમન સામ્રાજ્ય લોકસત્તાક હતું. પણ ઈ. સ. ૨૭ પછી તે રાજસત્તાક થયું. રોમન લોક ઘણા સુધરેલા હતા. તેઓની રાજ્ય-કારભારની પદ્ધતિ પણ સારી હતી. તેઓના કાયદા કાનૂન પણ ઉત્તમ હતા. તેમજ તેઓ કળાકૌશલ્યમાં પણ ઘણા આગળ વધેલા હતા. ભાતભાતની વસ્તુઓ તેઓ બનાવતા હતા. એ ઉપરાંત સામ્રાજ્યના દૂરદૂરના ભાગોમાંથી નાણાંનો, કળાકૌશલ્યના નમૂનાનો અને વિદ્વાન અને ચારિત્ર્યવાન લોકનો પ્રવાહ રોમમાં આવવો એક સરખો ચાલુ રહ્યો હતો. તેથી એ શહેરનો વૈભવ ઘણો વધી ગયો હતો. રોમન લોક દૂરદૂરના દેશોપર હકુમત ચલાવવા ગવર્નરો મોકલતા હતા અને ઠેકાણે ઠેકાણે પોતાનાં સંસ્થાનો સ્થાપતા હતા. તેથી તેમના સહવાસમાં આવવાથી ત્યાંના જંગલી લોકો પણ ધીમે ધીમે સુધરતા ગયા.

**બ્રિટનપર રોમની સત્તા**:—પ્રસિદ્ધ રોમન સેનાપતિ ધીને રાજદ્વારી **જૂલિઅસ સીઝરે** જ્યારે ગૉલ દેશ (ફ્રાન્સ અને દક્ષિણ જર્મની) પર સ્વારી કરી જીતી લીધો ત્યારે ત્યાંના લોકને બ્રિટનના અર્ધ જંગલી લોકોએ મદદ કરી હતી. તેથી બ્રિટન દેશ પણ જીતી લેવાનો સીઝરે નિશ્ચય કર્યો. ઇ. સ. પૂ. ૫૫ ની સાલમાં ૮૦ વહાણો અને એક મોટું સૈન્ય લઇ તેણે બ્રિટનપર સ્વારી કરી. બ્રિટન લોક લડવાને તૈયારજ હતા. પોતાનાં શસ્ત્રો લઇ તેઓ રોમનો સામે

બહાદુરીથી લડ્યા. પણ રોમન લોકનાં ચડિયાતાં હથિયાર અને તેમની લડવાની શિસ્ત પદ્ધતિ આગળ તેમની બહાદુરીનું કશું ચાલ્યું નહિ. આખરે તેમનો પરાજય થયો અને પૂર્વ અને દક્ષિણ કિનારાપરના મુલકપર રોમન સત્તા બેઠી. પછી વિજયી રોમન સરદાર જૂલિઅસ સીઝર મોટી લૂંટ અને પુષ્કળ કેદી લઇ રોમ પાછો ગયો. જૂલિઅસ સીઝર એક મહાન **લેખક** પણ હતો. તેણે લખેલી હકીકત ઉપરથી બ્રિટનના પ્રાચીન કાળના ઇતિહાસની માહિતી આપણને મળે છે.

**બ્રિટનો સાથે યુદ્ધો**:—સીઝરની સ્વારી પછીના સો વર્ષ સુધી રોમન લોકનું લક્ષ બ્રિટન બેટ તરફ ગયું નહોતું. પણ પછી એ બેટના બીજા ભાગો પણ જીતવા માટે રોમન લોકે પાછા હલ્લા શરૂ કર્યા. આ વેળાએ પણ બ્રિટનો બહાદુરીથી રોમનોની સામે થયા. આઠ વર્ષના સતત યુદ્ધ પછી ઈ. સ. ૫૦ ની સાલમાં બ્રિટન લોકની એક ટોળીના પરાક્રમી અને શૂરા રાજા **કૅરેકટેકસને** રોમન લોકોએ હરાવ્યો અને તેને બંદીવાન કરી રોમ મોકલાવી દીધો. કૅરેકટેકસની માફક બ્રિટનની એક બીજી ટોળીની રાણી **બોડિશિઆએ** પોતાના લોકને પ્રોત્સાહન આપી રોમનો સામે યુદ્ધ કર્યું. પણ તેને પણ યશ મળ્યો નહિ. ત્યારે રોમન શત્રુઓના હાથમાં સપડાતી બચવા માટે **બોડિશિઆએ** ઝેર પી આત્મહત્યા કરી. ત્યારપછી રોમનોએ ડ્રુઇડ લોકનો નાશ કર્યો. ડ્રુઇડોનો નાશ થવાથી બ્રિટનની સંસ્કૃતિનો પણ નાશ થયો અને દેશ પૂર્ણપણે રોમનોને તાબે થયો.

**સરહદનો બંદોબસ્ત**:—બ્રિટન મધ્યેના રોમન રાજ્યની ઉત્તર સરહદની પેલી તરફ ડુંગરાળ પ્રદેશમાં ( હાલનાં સ્કૉટલંડમાં ) **પિકટ** નામના અને આયર્લંડથી આવી વસેલા **સ્કૉટ** લોકો રહેતા હતા. તેઓ અવારનવાર રોમન મુલકપર સ્વારી લાવતા હતા. તેથી **ઍગ્રિકોલા** નામના બ્રિટનના રોમન ગવર્નરે રાજ્યની ઉત્તર સરહદનું રક્ષણ કરવા માટે એક મોટી દીવાલ બંધાવી અને ઠેકાણે ઠેકાણે કિલ્લાઓ બંધાવ્યા. તેથી આ લોકો તરફનો ઉપદ્રવ ઘણો ઓછો થયો. એજ પ્રમાણે યુરોપ ખંડમાં પશ્ચિમ કિનારે આવેલા સૅકસની અને ડેનમાર્કના **સૅકસન** લોક જેઓ

ચાંચિયાનો ધંધો કરતા તેઓ બ્રિટનના પૂર્વ કિનારે આવેલા ભાગોપર ચઢી આવી ઘણો ઉપદ્રવ કરતા હતા. તેઓ તરફથી દેશનું રક્ષણ કરવા માટે રોમન ગવર્નરે એક અમલદારની દેખરેખ નીચે એક જબરૂં દરીઆઈ લશ્કર રાખી બ્રિટનનું રક્ષણ કર્યું.

**બ્રિટનમાંથી રોમન સૈન્યનું ચાલી જવું (૪૧૦)**:—રોમનોએ બ્રિટન પર ૪૦૦ વર્ષ રાજ્ય કર્યું. પછી ઈ. સનના ચોથા સૈકાની છેવટે ખુદ ઇટલી અને રોમ શહેર ઉપર ઉત્તર યુરોપના રાની લોકનાં ટોળેટોળાં તૂટી પડવાં લાગ્યાં. ત્યારે પોતાના દેશના રક્ષણાર્થે રોમન શહેનશાહ **હનોરિઅસે** દેશદેશાવરના રોમન સૈન્યોને પાછાં બોલાવી લીધાં. એટલે ઈ. સ. ૪૧૦ માં રોમન સૈન્યો અને રોમન અધિકારીઓ બ્રિટન દેશ છોડી ગયા.

**રોમન લોકની બ્રિટન પર અસર**:—રોમન લોક વિદ્યા, કળા અને સંસ્કૃતિમાં ઘણા આગળ વધેલા હતા. તેથી તેઓના સહવાસ અને સમાગમથી બ્રિટન લોકમાં પણ ઘણો સુધારો દાખલ થયો. રોમન લોકના આચારવિચાર, તેમની લૅટિન ભાષા અને તેમનો પોશાક બ્રિટનોએ ગ્રહણ કર્યાં. તેઓએ ખ્રિસ્તિધર્મ પણ સ્વીકાર્યો. રોમનોએ દેશમાં સારી સડકો બંધાવી, ખેતીને ઉત્તેજન આપી ઘણી જમીન ખેડાણ કરી, ઠેકાણે ઠેકાણે શહેરો અને ગામો વસાવ્યાં અને વેપાર અને ઉદ્યોગને ઘણું ઉત્તેજન આપ્યું.

## ૪. ઍંગલ, સૅકસન અને ડેન લોકનો અમલ.

(૪૫૦ થી ૧૦૬૬)

**પરદેશી સ્વારીઓ**:—ઇ. સ. ૪૧૦ માં રોમન સૈન્યો ઇગ્લંડમાંથી ચાલી ગયા પછી બ્રિટનોની સ્થિતિ તદ્દન નિરાશ્રિત થઇ ગઇ. તેઓના પોતાના કોઇ રાજ્યો કે રાજાઓ હતા નહિ. તેઓ પાસે સૈન્યો કે દરીઆઇ આરમારો પણ હતાં નહિ. તેઓમાં માંહોમાંહે ટંટા ફિસાદ ઉત્પન્ન થવા લાગ્યા. આવી નિરાધાર અને નિરાશ્રિત સ્થિતિમાં આયર્લંડ અને સ્કૉટલંડમાંથી **પિકટ** અને **સ્કૉટ** જાતના અર્ધ જંગલી લોકો બ્રિટનપર ચડી આવવા લાગ્યા. તેમજ વળી યુરોપના પશ્ચિમ કિનારે આવેલા ડેન્માર્ક, સૅકસની, હૉલંડ વગેરે દેશોમાં વસતી **ઍંગલ,**

**ૅક્સન, જ્યુટ** વગેરે જાતિના લોકો બ્રિટનપર સ્વારી લાવવાને ંપી રહ્યા હતા. એ લોકોનો ધંધો ચાંચિયાનો હતો. એટલે તેઓ મુદ્રમાં લૂંટફાટ કરતા. રોમન લોકના અમલના ચાર સૈકાની શાંતિથી ્રટનોને યુદ્ધ કરવાનો કોઇ પ્રસંગ આવ્યો નહોતો. તેથી તેઓ યુદ્ધ-ળા તદ્દન વિસરી ગયા હતા. કૅરેક્ટેકસ અને બોડેશિઆના સમયનાં ાૌર્ય અને પરાક્રમ હવે તેમનામાં રહ્યાં ન હતાં. આવા સંજોગમાં ્યારે પિક્ટ અને સ્કૉટ લોકો બ્રિટનપર ચડી આવ્યા ત્યારે તેઓની ામે પોતાનું રક્ષણ કરવા માટે બ્રિટનોને સૅક્સન લોકના રાજા ેન્જેસ્ટ અને હૉર્સાની મદદ માગવી પડી. એ રાજાઓએ ઘણી ુશીથી બ્રિટનોને મદદ કરી અને પિક્ટ અને સ્કૉટ લોકોને હરાવી ્રટનમાંથી હાંકી કાઢ્યા (૪૪૯). પણ પછી **સૅક્સન** લોક પાછા ાાજ નહિ. તેઓ બ્રિટનમાંજ રહ્યા અને તેઓએ પોતાના દેશમાંથી ાતાની જાતના બીજા લોકોને પણ અહીં વસવા બોલાવ્યા. આમ ાકલા સૅક્સનોજ નહિ, પણ તેમની પાછળ સૅક્સનીની પાસેના ાકના ઍંગલ, જ્યુટ વગેરે જાતના લોકો પણ એક પછી એક ાાવવા લાગ્યા અને તેઓએ બ્રિટનમાં પોતપોતાનાં સંસ્થાનો સ્થાપ્યાં. ા લોકો શૂરા લડવૈયા હોવાથી બ્રિટનોનું તેમની સામે કંઇ ચાલ્યું ાહિ. આ નવીન આવેલા લોકોની સામે થવા બ્રિટનોએ મહામહેનત ાી પણ આખરે તેમને પાછા હઠવું પડ્યું. ત્યારે તે લોકો પોતાનો ાક છોડી વેલ્સ, કૉર્નવૉલ અને કંબરલંડ વગેરે પશ્ચિમ અને ઉત્તર ાફના ભાગમાં જઈ વસ્યા. માત્ર થોડાજ લોક સૅક્સનોની ભેગા રહ્યા ાને કાળાંતરે તેઓમાં ભળી ગયા. કેટલાક તો ફ્રાન્સ નાસી ગયા. ાી ફ્રાન્સના જે પ્રાંતમાં એ લોકો જઈ વસ્યા તે પ્રાંત **બ્રિટની** ાુવાયો. આ સમયમાં બ્રિટન લોકના કેટલાક સારા રાજા થઈ ગયા. પૈકી **આર્થર** નામના એક રાજા વિષે ઘણી વાતો કહેવામાં ાવે છે.

**ઍંગલ અને સૅક્સન લોકોનાં રાજ્યો:**—ઍંગલ, સૅક્સન ાને જ્યુટ લોકોનાં બ્રિટનમાં સંસ્થાનો સ્થાપવાનું કામ ૨૦૦ વર્ષ ૪૫૦ થી ૬૫૦) સુધી ચાલુ રહ્યું. એ લોકોનાં ટોળાં બ્રિટનમાં

જુદે જુદે વખતે આવ્યાં હતાં અને જુદે જુદે સ્થળે વસ્યાં હતાં. **ઍંગલ** અને સૅક્સન લોકોનું એકજ રાજ્ય સ્થપાયું નહોતું, પણ નાનાં મોટાં અનેક રાજ્યો થયાં હતાં. બ્રિટનમાં આવી વસેલા પરદેશીઓમાં ઍંગલ અને સૅક્સન લોકોની સંખ્યા વધારે હોવાથી આગળ જતાં એ દેશનું નામ **ઍંગલ-લંડ** કે **ઇંગ્લંડ** પડ્યું.

સાતમા સૈકાની આખરે ઇંગ્લંડમાં ઍંગલ અને સૅક્સન લોકોનાં સાત રાજ્યો હતાં. તે નીચે પ્રમાણે:—નૉર્ધમ્બ્રિઆ, ઇસ્ટ ઍંગ્લિઆ, કૅંટ, મર્સિઆ, ઇસેક્સ, સસેક્સ, અને વેસેક્સ, એ સાત રાજ્યોમાં સાર્વભૌમપણું મેળવવા માટે ઘણીજ ચરસાચરશી ચાલતી હતી. છેવટે ઇંગ્લંડની દક્ષિણમાં આવેલા વેસેક્સના રાજા **એગબર્ટે** ઈ. સ. ૮૩૦ માં બધાં રાજ્યો પાસે પોતાનું ઉપરીપણું સ્વીકારાવ્યું. ઍંગ્લો સૅક્સન લોકના રાજ્યમાં રાજ્યકારભારની બાબતમાં રાજાઓ એક શિષ્ટ સભાની સલાહ લેતા. પછી જ્યારે બધાં રાજ્યો એકત્ર થઈ એક રાજ્ય બન્યું ત્યારે રાજાને રાજ્યકારભારમાં મદદ કરવા માટે રીતસરનું એક શિષ્ટમંડળ સ્થાપન કરવામાં આવ્યું. એ મંડળમાં રાજ્યના મુખ્ય મુખ્ય સરદારો, ધર્માધિકારીઓ અને રાજકુટુંબના પુરુષો સભ્યો થતા. એ રાજમંડળીનું નામ **વિટેનગેમૉટ** એટલે **"શાણા પુરુષોની સભા"** પડ્યું. રાજાની પસંદગી, યુદ્ધ, સલાહ વગેરે કામો આ મંડળની સલાહથી થતાં.

**ઇંગ્લંડમાં ખ્રિસ્તી ધર્મની પુનઃ સ્થાપના**:—ઍંગલ અને સૅક્સન લોકો મૂર્તિપૂજક હતા. થૉર અને વોડન એમના મુખ્ય દેવો હતા. રોમન લોકના અમલ દરમ્યાન બ્રિટનમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર થયો હતો. પણ ઍંગલ અને સૅક્સન લોકોનાં આવ્યા પછી બ્રિટનમાં ખ્રિસ્તી ધર્મનો નાશ થયો હતો.

૬ ઠ્ઠા સૈકાને છેવટે કૅંટમાં **એથલબર્ટ** નામનો રાજા રાજ્ય કરતો હતો. તેની રાણી **બર્થા** ફ્રાન્સની રાજકન્યા હતી અને તે ખ્રિસ્તી ધર્મ પાળતી હતી. તેની પ્રેરણાથી એથલબર્ટનું મન ખ્રિસ્તી ધર્મ તરફ વળ્યું. આ વખતે રોમ ખ્રિસ્તી ધર્મનું મુખ્ય ધામ (ધર્મપીઠ) હતું.

ત્યાંનો વડો ધર્માધિકારી **ગ્રેગરી પોપ** કહેવાતો હતો. કૅંટના રાજા એથલબર્ટે ઇંગ્લંડમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવા માટે એકાદ ધર્માધિકારી મોકલવાનું પોપને સૂચવ્યું. ત્યારે પોપે ઈ. સ. ૫૯૭ ની સાલમાં **ઑગસ્ટાઈન** નામના એક પાદરીને કેટલાક ધર્મોપદેશકો સાથે ઇંગ્લંડ મોકલ્યો. તેણે એથલબર્ટને અને બીજા કેટલાક લોકને ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપી. ત્યારપછી **કૅંટરબરીમાં** એક દેવળ બાંધવામાં આવ્યું. એમ ધીમે ધીમે વધારે અને વધારે લોક ખ્રિસ્તી ધર્મ અખત્યાર કરતા ગયા. એટલે આખરે આખો ઇંગ્લંડ દેશ ખ્રિસ્તી ધર્મનો થઈ ગયો.

**ડેન લોકોની સ્વારી:**—યુરોપના પશ્ચિમ કિનારે આવેલા સ્વીડન, નૉર્વે અને ડેનમાર્કના કિનારાના રહેવાસી **ડેન** લોક કહેવાય છે. એ લોકોને **નૉર્થમેન** એટલે 'ઉત્તર તરફના લોક' પણ કહે છે. એ લોકો શૂરા, લડવૈયા અને દરીઆઈ સફરી લોક હતા. તેઓ ફરશી, ભાલા, તરવાર અને તીરકામઠાંથી લડતા. તેઓ લૂંટફાટ કરતા, ગામો અને શહેરો બાળતા અને પોતાનાં નાનાં વહાણોમાં સફર કરતા અને દરીઆમાં વેપારી વહાણોને લૂંટતા. ઇંગ્લંડમાં આવી વસેલા ઍંગલ અને સૅકસન લોક અને આ ડેન લોકો **આર્ય** જાતની એકજ શાખાના હતા. તેઓની શાખા **ટ્યૂટૉનિક** કહેવાય છે. પણ ડેન લોક સુધરેલા રોમન સામ્રાજ્યથી ઘણે દૂર રહેતા હોવાથી તેઓ હજુ સુધી અર્ધ જંગલી હાલતમાંજ હતા. એ લોક પણ મૂર્તિપૂજક હતા અને જુદા જુદા દેવોની પૂજા કરતા. તેઓ ખ્રિસ્તી ધર્મના રાજ્યોપર હુમલા કરતા અને ત્યાં લૂંટફાટ અને બાળઝાળ કરતા. ઈ. સ. ના ૮ મા સૈકા પછી ઇંગ્લંડમાંના રાજ્યોને આ ડેન લોકો તરફથી ઉપદ્રવ થવા લાગ્યો. તે સમયે ઇંગ્લંડ પાસે જબરૂં દરીઆઈ લશ્કર ન હોવાથી તેઓ ડેન લોકોને હરાવી શકયા નહિ. ઈ. સ. ૮૩૬ માં વેસેક્સનો પરાક્રમી રાજા **એગબર્ટ** મરણ પામ્યો. ત્યારપછી ડેન લોકો ઇંગ્લંડપર જોરથી આક્રમણ કરવા લાગ્યા. તેઓના હુમલા સામે ઇંગ્લંડના લોકનું કંઈ ચાલતું નહીં. એટલે રફતે રફતે ડેન લોકોએ નૉર્ધમ્બ્રિઆ, માર્સિઆ, ઈસ્ટ ઍંગ્લિઆ

વગેરે રાજ્યો જીતી લીધાં. સન ૮૭૧ ના અરસામાં માત્ર વેસેક્સનુંજ રાજ્ય જીતાયા વિનાનું હતું. એ વેળાએ ત્યાં એગબર્ટનો પૌત્ર ઑલ્ફ્રેડ રાજ્ય કરતો હતો. તે ઘણા શૌર્યથી ડેન લોકોની સામે થયો.

**મહાન ઑલ્ફ્રેડ:**—ઑલ્ફ્રેડ બહાદુર અને પરાક્રમી હતો. ડેન લોકના હુમલાનો પ્રતિકાર કરતાં તેને ઘણીવાર પાછાં હઠવું પડ્યું હતું. કેટલાક સમય સુધી તો તેને છુપાઈ પણ રહેવું પડ્યું હતું. તોપણ તેણે ધીરજ છોડી નહિ અને ડેન લોકોની સામે ભીડયો રહ્યો. ડેન લોકોએ વેસેક્સ પ્રાંત સિવાય બીજાં સઘળાં ઍંગ્લો સૅકસન રાજયો હસ્તગત કરી લીધાં હતાં. તેથી ત્યાંની પ્રજા ઑલ્ફ્રેડને પોતાનો નેતા ગણવા લાગી અને તેને મદદ કરવા તત્પર થઈ. છેવટે, તેઓની મદદથી ઇ. સ. ૮૭૮ માં ઑલ્ફ્રેડે ડેન લોકોનો પરાભવ કર્યો અને તેમને સલાહ કરવાની ફરજ પાડી. આ સલાહ **વેડમોરની** સલાહ કહેવાય છે. ડેન લોકોએ જીતેલો બધો મુલક પાછો મેળવવાનું અશક્ય જોઇ આ સંધિની શરતથી ઑલ્ફ્રેડે ડેન લોકોના તાબામાંનો બ્રિટનનો પૂર્વ અને ઉત્તર ભાગ તેમની પાસે રહેવા દીધો.



મહાન્ ઑલ્ફ્રેડ

**ઑલ્ફ્રેડના સુધારા:**—પરદેશી હુમલા સામે દેશનું રક્ષણ કરવા માટે સારૂં દરીઆઈ લશ્કર ઇંગ્લંડ પાસે નહોતું તે જોઈ ઑલ્ફ્રેડે મોટાં અને મજબૂત વહાણોનો એક કાફલો ઉભો કર્યો.

તેમજ ભાડૂતી સૈન્ય કરતાં રાષ્ટ્રીય સૈન્ય ( Militia ) વધારે સારૂં એમ સમજી તેણે એક એવું સૈન્ય ઉભું કર્યું. ઠેકાણે ઠેકાણે કિલ્લા કોટ બાંધી તેમાં સૈન્યો રાખ્યાં. વિદ્યા અને કળા તરફ પણ તેણે લક્ષ આપ્યું. વિદ્વાન પંડિતોને તે ઘણો આશ્રય આપતો હતો અને શિક્ષણનો પ્રચાર કરવા માટે તેણે શાળાઓ સ્થાપી હતી. ઍંગ્લો સૅકસન લોકમાં ચાલતા **કાયદાઓનો સંગ્રહ** કરાવી એ કાયદાઓ પ્રમાણેજ ન્યાય આપવા તેણે ફરમાવ્યું. આ પ્રમાણે દેશની પ્રગતિ માટે તેણે સતત મહેનત કરી હતી તેથી તે **મહાન ઑલ્ફ્રેડ** કહેવાય છે. તે ઈ. સ. ૯૦૧ માં મરણ પામ્યો.

**ઑલ્ફ્રેડ પછીના અંગ્રેજી રાજાઓ**:—ઑલ્ફ્રેડ પછીના સો વર્ષમાં ( ૯૦૧ થી ૧૦૦૨ ) તેના પછીના રાજાઓએ ડેન લોકોની સત્તા નહિ જેવી કરી નાંખી. એ કાળ દરમ્યાન ઇંગ્લિશ લોક અને તેમની વચ્ચે આવી વસેલા ડેન લોક વચ્ચે લગ્નસંબંધ થવા લાગ્યો અને તેથી ઇંગ્લંડની પ્રજાનું એકીકરણ થવા લાગ્યું હતું. એવે વખતે ( ૯૫૯–૯૭૫ ) ઇંગ્લંડમાં **એડગર** નામનો પરાક્રમી રાજા થઈ ગયો. પણ તેના પછી આવનાર રાજા **એથલરેડ** નબળો નીવડવાથી તેના વખતમાં ડેન લોકો પાછા ચડાઈ લાવવા લાગ્યા. તેમનો સામનો કરી તેમનો પરાજય કરવાને બદલે તે તેમને **ખંડણી** આપવા લાગ્યો. એ ખંડણીનાં નાણાં ઉભાં કરવા માટે તેણે પ્રજાપર ભારે કર મૂકયો. એ કર **ડેનગેલ્ડ** કહેવાય છે. અને દરેક માણસની **જમીન** ઉપર તે આકારવામાં આવ્યો હતો. આમ ખંડણી મળવાથી સંતુષ્ટ થવાને બદલે વધુ ખંડણીના લોભથી ડેન લોકો વધારે સ્વારીઓ લાવવા લાગ્યા. આથી ખીજવાઈ જઈ ડેન લોકો ફરીથી સ્વારી કરે નહિ એવા હેતુથી એથલરેડે. સન ૧૦૦૨ માં વેસેકસમાં વસતા બધા ડેન લોકોની કતલ કરવાનો હુકમ કાઢયો. આ કતલમાં ડેનમાર્કના રાજા **સ્વેન**ની વેસેકસમાં રહેતી **ગનહિલ્ડા** નામની બેન ઠાર થઈ. તેનું વેર લેવા માટે સ્વેન રાજાએ ઇંગ્લંડપર સ્વારી કરી. ત્યારે **એથલરેડ** ગભરાયો અને ફ્રાન્સ નાસી ગયો. આમ રાજા નાસી જવાથી **વિટેનગેમૉટ** સભાએ લાઇલાજ થઇ સ્વેનનેજ ઇંગ્લંડનો રાજા જાહેર કર્યો. પણ પછી તરત સ્વેન મરણ પામ્યો ત્યારે રાજસભાએ

**એથલરેડને** ફ્રાન્સથી પાછો બોલાવ્યો. બે વર્ષ રહીને એ પણ મરણ પામ્યો. તેના પછી તેનો પરાક્રમી દીકરો **એડમંડ** રાજા થયો. એની કારકિર્દીમાં સ્વેનના છોકરા **કૅન્યૂટે** ઇંગ્લંડ પર પાછી સ્વારી કરી. ઇંગ્લિશ અને ડેન લોકો વચ્ચે ઘણી ખૂનખાર લડાઇઓ થઈ. છેવટે એવી શરતે સલાહ થઈ કે ઇંગ્લંડના દક્ષિણ ભાગ પર એડમંડ અને ઉત્તર ભાગપર કૅન્યૂટ રાજ્ય કરે. આ સલાહ થયા પછી થોડા દિવસમાં ૧૦૧૬ માં એડમંડનું ખૂન થયું. એટલે કૅન્યૂટ આખા ઇંગ્લંડનો રાજા થયો.

**ડેન રાજાઓ** (૧૦૧૩ થી ૧૦૪૨)—**કૅન્યૂટ**:—આખા ઇંગ્લંડપર રાજ્ય કરનાર પહેલો ડેન રાજા કૅન્યૂટજ હતો. આ વખતે એની ઉંમર ૨૦ વર્ષની હતી. તે સ્વીડન, નૉર્વે અને ડેનમાર્કનો પણ રાજા હતો. સ્કૉટલંડનો રાજા પણ એને તાબે હતો. સુરાજ્ય-કારભારની સગવડ માટે કૅન્યૂટે ઇંગ્લંડના ચાર વિભાગ કર્યા અને દરેક પર એક સૂબેદાર (અર્લ) નીમ્યો. દક્ષિણના **વેસેક્સ** પ્રાંતનો સૂબેદાર **ગૉડવિન** નામે હતો. કૅન્યૂટે ઓગણીસ વર્ષ સારી રીતે રાજ કર્યું અને ઇંગ્લિશ અને ડેન બંનેની પ્રીતિ સંપાદન કરી તેણે ઘણા ઉપયોગી સુધારા કર્યા હતા અને દેવળો, મઠો વગેરે ધાર્મિક સંસ્થાઓ સ્થાપવા ઘણા પૈસા ખરચ્યા હતા. તેણે કાયમનું લશ્કર પણ રાખ્યું હતું. એ રાજા ઈ. સ. ૧૦૩૫ માં ઇંગ્લંડની તે વખતની રાજધાની **વિંચેસ્ટર**-માં મરણ પામ્યો.

**કૅન્યૂટના પુત્ર**:—કૅન્યૂટ પછી ૧૦૩૫–૪૨ સુધીના સાત વર્ષમાં તેના બે પુત્રો રાજા થઈ ગયા. પણ તેઓ કૅન્યૂટ જેવા કર્તૃત્વવાન નહોતા. ત્યારપછી વેસેક્સના અર્લ **ગૉડવિન**ની સૂચનાથી વિટેનગેમોટે ફ્રાન્સની ઉત્તરમાં આવેલા નૉર્મંડી પ્રાંતના એથલરેડના છોકરા **એડવર્ડને** બોલાવી ઇંગ્લંડનો રાજા નીમ્યો (૧૦૪૨).

**ધર્માત્મા એડવર્ડ** (૧૦૪૨ થી ૧૦૬૬):—એડવર્ડ ૧૦૪૨ માં ઇંગ્લંડનો રાજા થયો. એ પાપથી બીતો હતો તેથી ધર્મની બાબતમાં તેનું લક્ષ વિશેષ રહેતું હતું. તેથી એ **ધર્માત્મા** (Confessor) કહેવાયો છે. એ બાપનાં કુળથી ઇંગ્લિશ હતો અને મા તરફથી નૉર્મન

હતો. નાનપણથીજ તે મોસાળ નૉર્મંડી જઈ રહેવાથી તેની લાગણી નૉર્મન લોક તરફ વિશેષ રહેતી. તે જ્યારે રાજા થઈ ઈંગ્લંડ આવ્યો ત્યારે તેના ઓળખીતા અને તેની સાથે નાતો ધરાવતા ઘણા નૉર્મન સરદારો ઉંચા હોદ્દાની નોકરીની લાલચે તેની સાથે ઇંગ્લંડ આવ્યા. તેઓમાંના કેટલાકને એડવર્ડે સરદાર બનાવ્યા અને કેટલાકને ધર્માધિકારી નીમ્યા. તેમાંના એકને તો તેણે કૅંટર્બરીનો **આર્ચબિશપ** ( મુખ્ય ધર્માધિકારી ) નીમ્યો. મુખ્ય ઇંગ્લિશ સરદાર **ગૉડવિન**ના પ્રયાસથી તેને ઇંગ્લંડની ગાદી મળી હતી તેથી તેની સાથેનો સંબંધ ઘાડો કરવા માટે તેણે તેની દીકરી સાથે લગ્ન કર્યું. પણ ઉંચા ઉંચા હોદ્દા અને બહુમાનની જગા નવા રાજાએ નૉર્મન લોકોને આપી તે ઇંગ્લિશ લોકને પસંત પડ્યું નહિ. આ વખતે ખુદ **ગૉડવિન** પણ રાજાની વિરુદ્ધ થયો. ત્યારે રાજાએ ગૉડવિન અને તેના દીકરા હૅરોલ્ડ બંનેને હદપાર કર્યા. દરબારમાં અને બીજી સર્વત્ર ઉંચી જગાએ નૉર્મન લોક હોવાથી ફ્રેંચ આચારવિચાર અને ભાષાને મહત્ત્વ મળવા લાગ્યું. ૧૦૫૧ માં રાજાના મામાનો છોકરો **નૉર્મંડીનો વિલિઅમ** ઇંગ્લંડમાં આવ્યો. એડવર્ડને કોઈ પુત્ર ન હોવાથી તેની પછી પોતાનેજ ગાદી મળશે એવી વિલિઅમને આશા હતી. એ પ્રમાણે વ્યવસ્થા કરવા વિલિઅમે એડવર્ડને વિનંતિ કરી. એડવર્ડે એ વિનંતિ સ્વીકારી અને વિલિઅમને પોતાનો વારસ ઠરાવ્યો. આમ ઈંગ્લંડમાં નૉર્મન લોકનું ચલણ



જેતા વિલિઅમ.

વધતું જતું હતું તે ઇંગ્લિશ સરદારોથી સાંખી શકાયું નહિ. તેઓએ સંપ કરી દેશપાર થએલા ગૉડવિન અને હૅરોલ્ડને પાછા ઇંગ્લંડ બોલાવવા એવી રાજા પાસે માગણી કરી. તેમની આ માગણી કબૂલ કર્યાથી ઇંગ્લિશ લોક આપણાપર પ્રસન્ન થશે એમ લાગવાથી રાજાએ તેમની માગણી મંજૂર કરી. એટલે ગૉડવિન અને હૅરોલ્ડ ઇંગ્લંડ પાછા આવ્યા. રાજાએ રાજ્યકારભારનું તમામ સૂત્ર તેમના હાથમાં સોંપ્યું. એટલે તેમની મંત્રણાપ્રમાણે કારભાર ચાલવા લાગ્યો. ઘણા ઇંગ્લિશ સરદારોને ઉંચા હોદ્દાની જગાઓ આપવામાં આવી. પછી ૧૦૫૩ માં ગૉડવિન મરણ પામ્યો. ત્યારે **હૅરોલ્ડની** સલાહથી રાજકારભાર ચાલવા લાગ્યો. ત્યારપછી ૧૦૬૬ માં એડવર્ડ મરણ પામ્યો. તેને કોઈ પુત્ર હતો નહિ, અને તેના પાસેના સગામાં તેના સાવકા ભાઈ એડમંડનો પૌત્ર એડગર એથલિંગ હતો. તે ગાદી વારસ હતો. પણ તે ઘણી નાની ઉમ્મરનો હતો તેથી વિટેનગેમૉટે **હૅરોલ્ડ** જે રાજપદને માટે લાયક હતો અને ઇંગ્લિશ હતો તેની ગાદી આપી. એડવર્ડના મરણની ખબર સાંભળી નૉર્મંડીનો સરદાર વિલિઅમ એડમંડે મનેજ ગાદી વારસ ઠરાવ્યો હતો એમ દાવો કરી એક મોટું સૈન્ય અને આરમાર લઈ ઇંગ્લંડની ગાદી લેવા માટે નૉર્મંડીથી નીકળી પડ્યો. આમ વિલિઅમ તરફથી સ્વારી આવશે એવો હૅરોલ્ડને ખ્યાલ પણ નહોતો. એ વખતે નૉર્વેના રાજાએ ઇંગ્લંડપર સ્વારી કરી હતી, તેથી તેની સામે થવા હૅરોલ્ડ ત્વરાથી ઇંગ્લંડના ઉત્તર ભાગમાં ગયો હતો, બહુ પરાક્રમ કરી હૅરોલ્ડે નૉર્વેના રાજાને હરાવ્યો. આમ વિજય કરી તે પાછો આવ્યો ત્યારે વિલિઅમ મોટું સૈન્ય લઈ ઇંગ્લંડના દક્ષિણ કિનારે ઉતર્યો છે એવી ખબર તેને મળી. વિલિઅમની સામે થવા તે દક્ષિણ તરફ ગયો. ૧૦૬૬ ના આક્ટોબર માસમાં દક્ષિણ કિનારે આવેલા હેસ્ટિંગઝ ગામ પાસે વિલિઅમના નૉર્મન અને હૅરોલ્ડના ઇંગ્લિશ સૈન્યો વચ્ચે જંગી લડાઈ થઈ. આ લડાઈમાં ઇંગ્લિશ સૈન્ય હાર્યું અને હૅરોલ્ડ માર્યો ગયો. આમ વિલિઅમનો વિજય થયો ત્યારે વિટેનગેમૉટ સભાએ વિલિઅમને ઇંગ્લંડની ગાદી આપી. ( ૧૦૬૬ ).

## ૫. નૉર્મન વંશ. *

( ૧૦૬૬–૧૧૫૪ )

**નૉર્મનો ક્યાંના ?**:—નૉર્મન લોક અસલ **ડેન્સ કે નૉર્થમેન** હતા. આ નૉર્થમેન લોક ( ઉત્તર તરફના લોક ) જેમ ઈંગ્લંડના કિનારાપર તેમ ફ્રાન્સના કિનારાપર પણ સ્વારીઓ લઈ જતા. તેઓના ત્રાસથી કંટાળી ફ્રાન્સના રાજાએ તેમના એક નેતા **રોલાને** ફ્રાન્સના ઉત્તર કિનારા પર એક પ્રાંત આપી માંડળિક તરીકે રહેવાની પરવાનગી આપી હતી (ઇ. સ. ૯૧૨ ). એ નૉર્મન લોકો ઉપરથીજ તે પ્રાંતનું નામ નૉર્મંડી પડ્યું છે.

**૧ લો વિલિયમ ( ૧૦૬૬–૧૦૮૭ )**:—વિલિઅમ નૉર્મન વંશનો પહેલો રાજા હતો. લડાઈમાં પોતે વિજયી થયો હતો તે હકથી અને વિટેનગેમૉટ સભાએ તેને નીમ્યો હતો એવા બે હકથી તે ઈંગ્લંડની ગાદીપર આવ્યો. પણ આ વખતે આખા ઈંગ્લંડપર પૂર્ણપણે તેની સત્તા બેઠી નહોતી. ઈંગ્લંડના પશ્ચિમ અને ઉત્તર ભાગમાં તેની સામા બંડો ઉભાં થયાં હતાં. તે શમાવી દેવા વિલિઅમ પશ્ચિમ તરફ **એકસેટર** અને ઉત્તરમાં **યૉર્ક** અને **ચેસ્ટર** વગેરે ઠેકાણે જાતે ગયો અને ઇંગ્લિશ સરદારોનાં બંડો તેણે બેસાડી દીધાં. પણ હિઅરવર્ડ ધી સૅકસન નામના એક ઇંગ્લિશ સરદારે **ઇલાઈ** ના ખાઈ કોતરોવાળા રાની પ્રદેશમાં રહી વિલિઅમને ઘણો ત્રાસ આપવો ચાલુ રાખ્યો. પણ ૧૦૭૧ માં તેનો પણ નાશ થયો એટલે સર્વત્ર શાંતિ પથરાઈ. આ બધાં બંડો શમાવી દેતાં દેશનો ઘણો ભાગ વેરાન થઈ ગયો હતો. ફરીથી બંડો થાય નહિ એ માટે વિલિઅમે બંડખોર સરદારોની જાગીર જપ્ત કરી અને તે બધી નૉમન સરદારોમાં વહેંચી દીધી. એ ઉપરાંત દેશપર દાબ રાખવા માટે ઠેકાણે ઠેકાણે તેણે કિલ્લા બાંધ્યા અને તેમાં નૉર્મન સૈન્યો રાખ્યાં.

**સરંજામી પદ્ધતિ** ( Feudal System ):—પોતાની કાર-કિર્દીના પહેલાં પાંચ વર્ષ ઇંગ્લિશ લોકોનાં બંડ બળવા શમાવી દેવામાં

---

* નૉર્મન વંશ ( ૧૦૬૬–૧૧૫૪ ) પછીના પાનામાં જુઓ.

ગાળી વિલિઅમ ઇંગ્લંડની તમામ જમીન જાગીરનો માલિક થયો. પછી તે સમયે યુરોપમાં ચાલતા વહીવટ પ્રમાણે વિલિઅમે ઇંગ્લંડમાં પણ **સરંજામી પદ્ધતિ** દાખલ કરી. તેણે જાહેર કર્યું કે ઈંગ્લંડ દેશની તમામ જમીન રાજાની માલિકીની છે. આમ કહી કેટલીક જમીન પોતે રાખી બાકીની નૉર્મન સરદારો અને વફાદાર ઇંગ્લિશ સરદારોમાં તેણે વહેંચી દીધી. તેઓ **સરંજામી જાગીરદાર** કે **સરદાર** કહેવાયા. આ જાગીર પેટે તેમને કેટલીક શરતો પાળવાની હતી. તેમાં મુખ્ય નીચે પ્રમાણે હતી. સરંજામી સરદારોએ રાજા તરફ વફાદાર રહી જ્યારે જ્યારે રાજાને મદદની જરૂર હોય ત્યારે તેઓએ સૈન્યસહ આવી રાજાને યુદ્ધમાં મદદ કરવી; તેઓએ જમીનપર ઠરાવેલો આકાર ભરવો; રાજાનો વડો પુત્ર ઉમ્મરે આવે અને તેની કેળવણી પૂરી થાય ત્યારે તેને સરદારની પદવિ (Knighthood) આપવાનો સમારંભ થાય તે વખતે અને રાજાની મોટી છોકરીનું લગ્ન થાય તે વખતે સરદારોએ રાજાને નજરાણાં આપવાં. એકાદ જાગીરદાર મરણ પામે તો તે જાગીર તેના મોટા છોકરાને મળે, પણ તે વખતે રાજાને મોટું નજરાણું આપવું પડતું. તે ઉપરાંત બીજા કંઈ કરો (Aids) આપવા પડતા. જાગીરદારોથી પોતાની જાગીર કોઈને વેચાય નહિ તેમજ કોઈને આપી

૧ લો વિલિઅમ (૧૦૬૬–૧૦૮૭)

રૉબર્ટ (નૉર્મંડી નો ડ્યૂક) | ૨ જો વિલિઅમ (૧૦૮૭–૧૧૦૦) | ૧ લો હેન્રી (૧૧૦૦–૧૧૩૫) | એડિલા

૧ લો હેન્રી: વિલિઅમનું મૃત્યુ (૧૧૨૦) | મૅટિલ્ડા

મૅટિલ્ડા: ૨ જો હેન્રી (અઁજૂ વંશનો)

એડિલા: સ્ટીફન (૧૧૩૫–૧૧૫૪)

દેવાય નહિ. જો કોઈ જાગીરદારનો વારસ મરી જાય તો તેની જાગીર રાજ્યમાં પાછી ફરે. જો વારસ સગીર હોય તો તે વયે આવે ત્યાંસુધી તેની

જાગીરની વ્યવસ્થા રાજા એક અધિકારી મારફત કરે. રાજાની સંમતિ વિના જાગીરદાર પોતાના મોટા છોકરાનું લગ્ન કરી શકે નહિ. ઉપર વર્ણવેલી શરતો જો કોઈ જાગીરદાર પાળે નહિ તો તેની જાગીર ખાલસા થાય.

ઉપરની શરતો પ્રમાણે જેને રાજા તરફથી જાગીર મળતી તે મુખ્ય જાગીરદાર ( Tenants-in-Chief) કહેવાતા. એ મુખ્ય જાગીરદારો પોતાની જાગીરનો કેટલોક ભાગ પોતે રાખી બાકીનો ઉપલીજ શરતોએ બીજા પેટા જાગીરદારોને આપતા. વળી એ પેટા જાગીરદારો પણ એવીજ શરતે પોનાની જમીન બીજાઓમાં વહેંચતા. એ પ્રમાણે છેવટે ખેતી કરવાની શરતે જમીન ખેડૂતોને મળતી. આવા ખેડુતને "સર્ફ" (Serf) અથવા વિલેન ( Villein ) કહેતા.

આ સરંજામી પદ્ધતિના નિયમો પ્રમાણે નીચેનો જાગીરદાર પોતાના ઉપરી જાગીરદારનાજ કબ્જામાં રહેતો. તેનાપર રાજાનો સીધો હુકમ ચાલતો નહિ. એ દોષ દૂર કરવા માટે વિલિઅમે ૧૦૮૬ માં **સૉલ્સબરી** નામના ગામમાં નાના મોટા સર્વ જાગીરદારોને દરબારમાં બોલાવી એવું ઠરાવ્યું કે પહેલ પ્રથમ નાના મોટા સર્વે જાગીરદારોએ રાજા તરફ રાજ્યનિષ્ઠ રહેવું અને ત્યારપછીજ નીચલા જાગીરદારે પોતાના ઉપરના જાગીરદાર તરફ વફાદાર રહેવું. અને એ પ્રમાણે તેણે સર્વે પાસે વફાદારીના સોગંદ પણ લેવડાવ્યા.

**ડૂમ્સ ડે બુક** ( સ્થાવર જંગમ મિલકતનું પત્રક ):—રાજ્યના જાગીરદારનાં નામ, ઠામ, ઠેકાણાં, તેમની પાસેની જમીનનું ક્ષેત્રફળ, તેનો આકાર, તેની ઉત્પન્ન, જાગીરદારનાં ઘરો, તેમાં રહેનારા માણસો અને તેમનાં સગપણ, વગેરે સર્વ બાબતની માહિતી આપનાર એક પત્રક વિલિઅમે તૈયાર કરાવ્યું. એ પત્રકને **ડૂમ્સ ડે બુક** કહે છે. એ પત્રક લૅટિન ભાષામાં રાખવામાં આવતું હતું. લોકો પાસેથી કર ઉઘરાવવાની બાબતમાં એ પત્રક ઘણું ઉપયોગી હતું.

**કર્ફ્યૂ ઘંટ**—વિલિઅમના વખતમાં નૉર્મન અને અંગ્રેજ લોક વચ્ચે ઘણું વૈમનસ્ય રહેતું હતું. તેથી વારંવાર તેઓનાં હુલ્લડો થતાં અને રાત્રીને વખતે ઘરોને આગ લગાડવામાં આવતી. તે કાળનાં ઘરો લાકડાંના બાંધવામાં આવતાં હતાં. તેથી આગ ઝડપથી લાગતી અને ઘણી ફેલાઈ જતી. તેથી તેનો બંદોબસ્ત કરવા માટે વિલિઅમે એવો કાયદો કાઢ્યો કે

ઉનાળામાં સૂર્યાસ્તને વખતે અને શિયાળામાં રાત્રે આઠ વાગતે સર્વેએ દીવાબત્તી અને અગ્નિ હોલવી નાંખવાં. લોકોને ઠરાવેલા વખતની સૂચના આપવા માટે એક ઘંટ વગાડવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. એ ઘંટને **કર્ફ્યૂ ઘંટ** કહે છે. કર્ફ્યૂ એ ફ્રેંચ ભાષાનો શબ્દ છે અને તેનો અર્થ "અગ્નિ હોલવો" એવો થાય છે.

**વિલિઅમનું ધાર્મિક ધોરણ:—રોમનો પોપ** (ધર્માધિકારી) ખ્રિસ્તી ધર્મનો **જગદ્ગુરુ** ગણાય છે. પણ અદ્યાપિ સુધી ઇંગ્લંડપર તેનું ચલણ નહિ જેવું હતું. હવે વિલિઅમના વખતમાં તેણે ઇંગ્લંડમાં પોતાનો અધિકાર સ્થાપન કરવા પ્રયત્ન કરવા માંડ્યા. વિલિઅમે પોપને જગદ્ગુરુ તરીકે સ્વીકાર્યો ખરો, પણ એવું ઠરાવ્યું કે રાજાની પરવાનગી વગર પોપે ઇંગ્લંડમાં કોઇપણ પ્રકારનો ફરમાન કાઢવો નહિ, યા ખરિતો મોકલવો નહિ, કે ઇંગ્લંડના કોઈ સરદારને ધર્મબહિષ્કૃત કરવો નહિ અને રાજાની રજા સિવાય ઇંગ્લંડમાં ધર્મ પરિષદ ભરવી નહિ. ત્યારપછી વિલિઅમે ઘણાં ધર્મસ્થાનમાંથી આગળના ઇંગ્લિશ ધર્માધિકારીઓને કાઢી મૂકી તેમની જગાએ નૉર્મન ધર્માધિકારીને નીમ્યા. **લૅન્ફ્રૅંક** નામના નૉર્મંડીમાં રહેતા એક ઇટાલિયન ધર્મગુરુને વિલિઅમે કૅંટરબરીનો આર્ચબિશપ નીમ્યો. પણ એ ધર્માધિકારી પાસે પણ જાગીરદારોની માફક વફાદારીના સોગંદ તેણે લેવડાવ્યા. વિલિઅમે એક ધર્માધિકારી ન્યાય કચેરી સ્થાપી અને એવું ઠરાવ્યું કે ધર્માધિકારીઓ અને ધર્મની બાબત સંબંધ ધરાવતા માણસો જો કંઈ ગુનો કરે તો તેમની તપાસ માત્ર આ ધર્માધિકારી કચેરીમાંજ થાય.

**અમીર ઉમરાવોની સભા** (The Great Council):—ઍંગ્લો સૅકસન રાજાઓના સમયમાં રાજાને રાજકાજમાં સલાહ આપવા માટે વિટેનગેમૉટ નામની રાજસભા હતી. વિલિઅમે પૂર્વની પ્રથા ચાલુ રાખી પણ તે મંડળમાં પોતા તરફના ઉમરાવો અને ધર્માધિકારીઓનો ઉમેરો કર્યો. અને એ મંડળ હવેથી **અમીર ઉમરાવ મંડળ** (The Great Council) કહેવાવા લાગ્યું.

**નવું અરણ્ય:**—વિલિઅમને શિકારનો ઘણો શોખ હતો. તેથી પોતાનો શોખ પૂરો પાડવા માટે તેણે ઘણા વિસ્તારનો પ્રદેશ અરણ્ય

માટે અનામત રાખ્યો. ત્યાંનાં ખેતરો વગેરેનો નાશ કરી ત્યાંનાં લોકોને પણ તેણે ત્યાંથી હાંકી કાઢ્યા અને આખા પ્રદેશનું જંગલ બનાવી દીધું. એ અરણ્યની સલામતીને માટે તેણે કડક કાયદાઓ કાઢ્યા અને તેને કડક રીતે અમલમાં મૂકયા. રાજાની પરવાનગી સિવાય એ જંગલમાં કોઈથી શિકાર થતો નહિ.

વિલિઅમને **રૉબર્ટ, વિલિઅમ** અને **હેન્રી** નામના ત્રણ છોકરા અને એડીલા નામની એક છોકરી હતી. ૧૦૮૭ માં વિલિઅમ કામકાજે નૉર્મંડી ગયો હતો ત્યાંજ તે મરણ પામ્યો.

**૨ જો વિલિઅમ (૧૦૮૭-૧૧૦૦):**—પહેલા વિલિઅમનાં મરણ પામ્યા પછી તેના છોકરાઓ વચ્ચે ગાદીને માટે ટંટા શરૂ થયા. રૉબર્ટ પાટવીકુંવર હતો પણ નાનો પુત્ર **વિલિઅમ** સરદારોની મદદથી ગાદીપર ચડી બેઠો. **રૉબર્ટ**ને ફક્ત **નૉર્મંડીની** જાગીર મળી. વિલિઅમનો ચહેરો રાતારંગનો હતો તે ઉપરતી તે રાતો વિલિઅમ કહેવાયો છે. એ સ્વભાવે કડક અને નિષ્ઠુર હતો. તેણે ધર્માધિકારી, સરદારો અને લોકોપર ભારે કર મૂકયા. અને જે જે ધર્માધિકારીની જગા ખાલી પડતી તે તે પૂરતો નહિ અને તેથી બચતી રકમ પોતે લઈ લેતો.

આ વિલિઅમને પણ એના પિતાની માફક શિકારનો ઘણો શોખ હતો. એક વેળા નવા અરણ્યમાં તે શિકાર કરતો હતો, ત્યારે બાણ વાગવાથી તે મરણ પામ્યો (૧૧૦૦).

**૧ લો હેન્રી (૧૧૦૦-૧૧૩૫):**—વિલિઅમના મરણ પછી મોટા રૉબર્ટ અને નાના હેન્રી વચ્ચે ગાદીને માટે તકરાર થઈ. હેન્રી હોશિયાર અને લુચ્ચો હતો. તે સરદારોની મદદથી ઇંગ્લંડની ગાદી પચાવી પડ્યો. ઇંગ્લંડના લોકોની સહાનુભૂતિ મેળવવા માટે તેણે એવું જાહેર કર્યું કે ઇંગ્લંડના કાયદા અને રૂઢિ પ્રમાણેજ હું રાજ્ય કરીશ. એ ઉપરાંત ઇંગ્લિશ લોકોને ખુશ કરવા માટે ઇંગ્લંડના પ્રસિદ્ધ રાજા ઑલ્ફ્રેડના વંશની એક રાજકન્યા સાથે તે પરણ્યો.

તેના મોટા ભાઇ રૉબર્ટ પાસે નાૅર્મડીની જાગીર હતી અને તે ઇંગ્લંડની ગાદી મેળવવાની ખટપટ પણ કરતો હતો. તેથી સને ૧૧૦૬ માં હેન્રીએ તેના પર સ્વારી કરી તેને હરાવ્યો અને કેદ કર્યો અને

તેની જાગીર તે પચાવી પડ્યો. રૉબર્ટ મૃત્યુ પામતાં સુધી ૨૮ વર્ષ કેદખાના-માંજ રહ્યો.

હેન્રીનો એકનો એક દીકરો **વિલિઅમ** ૧૧૨૦ માં નૉર્મંડીથી ઇંગ્લંડ આવતાં ઇંગ્લિશ ખાડીમાં ડૂબી જવાથી મરણ પામ્યો. એટલે હેન્રી પછી તેની છોકરી **મૅટિલ્ડા** અને ભાણેજ **સ્ટીફન** ગાદીના વારસ હતા. મૅટિલ્ડાનું લગ્ન ફ્રાન્સમાં આવેલી **ઍંજૂ** જાગીરના જાગીરદાર જૉફ્રે સાથે થયું હતું. આ જૉફ્રે પોતાના માથાના મુગુટમાં એક તોરો રાખતો હતો. તોરાને લૅટિન ભાષામાં **પ્લૅંટા જેનિસ્ટા** કહે છે. તે ઉપરથી એનો વંશ **પ્લૅંટાજેનેટ** કહેવાયો છે.

તેના મરણ પછી તેની છોકરી **મૅટિલ્ડા** ગાદીપર આવે એવી હેન્રીની ઇચ્છા હતી. પણ જ્યારે ૧૧૩૫ માં હેન્રી મરણ પામ્યો ત્યારે તેનો ભાણેજ **સ્ટીફન** સરદારોની મદદથી ઇંગ્લંડની ગાદીપર આવ્યો.

**સ્ટીફન (૧૧૩૫-૧૧૫૪)**:—સ્ટીફન ઘણો નબળો રાજા હતો. તેથી જે સરદારોએ એને ગાદી મેળવી આપી હતી તેઓનું જોર ઘણું વધી ગયું. આ વેળાએ કેટલાક સરદારોએ મૅટિલ્ડાને ગાદીપર લાવવા કોશિશ કરવા માંડી. સ્કૉટલંડના રાજા ડેવિડે તેમને મદદ પણ કરી. પણ મૅટિલ્ડાને યશ મળ્યો નહિ. તેથી તે નિરાશ થઈ ફ્રાન્સ પાછી ચાલી ગઈ. પણ પછી તેના છોકરા હેન્રી ઍંજૂએ ગાદી માટે યુદ્ધ ચાલુ રાખ્યું. ઘણી લડાઇઓ થયા પછી છેવટે ૧૧૫૨ માં સ્ટીફન અને હેન્રી વચ્ચે સલાહ થઈ. આ સલાહમાં એવું ઠર્યું હતું કે સ્ટીફન જીવતાં સુધી રાજ્ય કરે અને તેના મરણ પછી હેન્રી ગાદીએ આવે.

સ્ટીફનની કારકિર્દીમાં રાજ્યમાં ઘણી અવ્યવસ્થા થઈ ગઈ હતી. સરદારો માંહોમાંહે લડતા હતા. તેથી કેટલાક સરદારોએ રાજાની પરવાનગી સિવાય પોતાના રક્ષણને માટે કિલ્લા કોટો બાંધ્યા હતા. તેના ખરચને માટે તેઓ ખાતેદારો ઉપર ઘણો જુલમ કરતા હતા. એટલામાં ૧૧૫૪ માં સ્ટીફન મરણ પામ્યો. ત્યારે ૧ લા હેન્રીની છોકરીનો છોકરો ફ્રાન્સના ઍંજૂ વંશનો **હેન્રી** ૨ જા હેન્રી નામે ઇંગ્લંડની ગાદીપર આવ્યો.


હેન્રી
૧ લો રિચર્ડ
૧૧૮૯–૧૧૯૯
જૉફ્રે
આર્થર
(બ્રિટનીનો)
જૉન (૧૧૯૯–૧૨૧૬)
૩ જો હેન્રી (૧૨૧૬–૧૨૭૨)
એલીનાર (સાઈ-
મન-ડી-મૉંટફૂર્ડ
સાથે લગ્ન)
૧ લો એડવર્ડ (૧૨૭૨–૧૩૦૭)
૨ જો એડવર્ડ (૧૩૦૭–૧૩૨૭)
૩ જો એડવર્ડ (૧૩૨૭–૧૩૭૭)
૧
૨
૪
૫
૩
એડવર્ડ
(કૃષ્ણકુમાર)
લાયોનલ
થૉમસ, ગ્લૂસ્ટરનો
ડ્યૂક
એડમંડ (યૉર્કનો ડ્યૂક)
(યૉર્ક વંશ)
જૉન ઑફ ગૉંટ
લૅંકેસ્ટરનો ડ્યૂક
(લૅંકેસ્ટર વંશ)
ફિલિપા, માર્ચના
અર્લ સાથે લગ્ન
૨ જો રિચર્ડ
૧૩૭૭–૧૩૯૯
રિચર્ડ
૪ થો હેન્રી
૧૩૯૯–૧૪૧૩
જૉન બ્યૂફૂર્ટ
સૉમરસેટનો
અર્લ
રૉજર, માર્ચનો અર્લ
રિચર્ડ, યૉર્કનો
ડ્યૂક
લગ્ન
૫ મો હેન્રી
૧૪૧૩–૧૪૨૨
એડમંડ
ઍન મૉર્ટિમર
માર્ગરેટ
બ્યૂફૂર્ટ
એડમંડ
ટ્યૂડર સાથે
લગ્ન
૬ ઠ્ઠો હેન્રી
૧૪૨૨–૧૪૬૧
૪ થો એડવર્ડ
૧૪૬૧–૧૪૮૩
જ્યૉર્જ,
ક્લૅરેન્સનો
ડ્યૂક
૩ જો રિચર્ડ
૧૪૮૩–૧૪૮૫
એડવર્ડ, વૉરવિકનો અર્લ
૫ મો એડવર્ડ
૧૪૮૩
રિચર્ડ
યૉર્કનો
ડ્યૂક
ઇલિઝાબેથ
લગ્ન
૭ મો હેન્રી ટ્યૂડર
૧૪૮૫–૧૫૦૯
૮ મો હેન્રી ૧૫૦૯–૧૫૪૭

## ઍંજૂ, લૅંકેસ્ટર અને યૉર્ક વંશો. *

(૧૧૫૪–૧૪૮૫)

**ઍંજૂ વંશ:**—સ્ટીફનના મરણ પછી ફ્રાન્સનો ઍંજુ વંશ ઈંગ્લંડપર રાજ્ય કરવા લાગ્યો. આ વંશે લગભગ ૨૫૦ વર્ષ સુધી ઈંગ્લંડપર રાજ્ય કર્યુ (૧૧૫૪–૧૩૯૯), તેમના અમલ દરમ્યાન માંહોમાંહેના કુસંપનો નાશ થયો અને ઈંગ્લંડ એક સંપીલી પ્રજાનો દેશ થયો. વેલ્સ પ્રાંત જીતી લેવામાં આવ્યો. તે પણ ઇંગ્લંડનો એક ભાગ બન્યો. તેમજ આયર્લૅંડ દેશ પણ તાબામાં આવ્યો અને તેપર ઈંગ્લંડના રાજાનો પ્રતિનિધિ (લૉર્ડ ડેપ્યૂટી) કારભાર કરવા લાગ્યો. સ્કૉટલંડના રાજા પણ વખતો વખત ઈંગ્લંડના માંડળિક બનતા, પણ લાગફાવે તેઓ પાછા સ્વતંત્ર થતા હતા. ઈંગ્લંડના રાજાનો ફ્રાન્સમાં પણ ઘણો મુલક હતો. ઈંગ્લંડનું રાજકુટુંબ ફ્રાન્સના રાજકુટુંબ સાથે સગપણ ધરાવતું હતું તેથી આગળ જતાં ઈંગ્લંડના રાજાઓ ફ્રાન્સની ગાદીપર પણ દાવો કરવા લાગ્યા હતા. તે માટે ઈંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે એક મોટો વિગ્રહ થયો હતો. તે સો કરતાં પણ વધારે વર્ષ ચાલ્યો હતો. આ વિગ્રહની આખરે ઈંગ્લંડે પોતાનો ફ્રાન્સમાંનો બધો મુલક ગુમાવ્યો. માત્ર એક **કૅલે** બંદરજ તેની પાસે રહ્યું. ઈંગ્લંડના રાજાને રાજ્યકારભારમાં સલાહ આપનાર જે ઉમરાવ મંડળ હતું તેમાં લોકના પ્રતિનિધિઓને દાખલ કરવાની પ્રથા આ વખતથી શરૂ થઈ. આ પ્રમાણે પાર્લમેન્ટમાં આમની સભાની સ્થાપના થઈ. રોમનો પોપ ઈંગ્લંડની ધર્મવ્યવસ્થામાં હાથ ન ઘાલે અને ધર્માધિકારીઓની નિમણૂકમાં માથું ન મારે તે માટે પાર્લમેન્ટે આ વખતે કાયદો ઘડ્યો.

**૨ જો હેન્રી** (૧૧૫૪–૧૧૮૯) સ્ટીફન પછી ઍંજૂ વંશનો ૨ જો હેન્રી (૧લા હેન્રીના દોહિત્ર) ઇંગ્લંડનો રાજા થયો. તે ફ્રાન્સના એક ઉમરાવની છોકરી **એલીનાર** સાથે પરણ્યો હતો. એટલે તેને તેના દાદા તરફથી ઈંગ્લંડનું રાજ્ય અને ફ્રાન્સમાંની નૉર્મંડીની જાગીર

---

* અંજૂ, યૉર્ક અને લૅંકેસ્ટર વંશની વંશાવળી માટે ૨૩ મું પાનું જુવો.

અને બાપ અને સાસરાં તરફથી ફ્રાન્સમાંના ઍંજૂ, મેન, ટૂરેન, ઍક્વિટેન અને પોઇટૂ પ્રાન્તો મળ્યા હતા. આમ થવથી યુરોપમાં તેનુંજ રાજ્ય મોટું હતું. સ્ટીફનની કારકિર્દી દરમ્યાન દેશમાં જે અંધાધુંધી વ્યાપી ગઈ હતી તે ગાદીએ આવ્યા પછી તરત રજા હેન્રીએ દૂર કરી. રાજાની પરવાનગી વિના ઠેકાણે ઠેકાણે ઉમરાવોએ કિલ્લાકોટ બાંધ્યા હતા તે તેણે તોડાવી પાડ્યા. કેટલાક ઉમરાવોએ પોતાની નોકરીમાં પરદેશી ભાડૂતી સૈનિકો રાખ્યા હતા તેમને હેન્રીએ કાઢી મૂકાવ્યા.

**હેન્રીના સુધારા :**—હેન્રીએ રાજ્યમાં પુષ્કળ ઉપયોગી સુધારા દાખલ કર્યા. આ કામમાં **ટૉમસ બૅકેટ** નામના એક હોશિયાર અને વિદ્વાન ગૃહસ્થે તેને ઘણી મદદ કરી. ન્યાય આપવાનું કામ યોગ્ય રીતે થાય અને સર્વને સરખો ન્યાય મળે તે માટે તેણે ન્યાયાધિશો નીમ્યા. એ ન્યાયાધિશો નિરનિરાળા શાયરોમાં (જિલ્લાઓમાં) જઈ લોકને ન્યાય આપતા તેથી તેઓ ફરતા ન્યાયાધીશ કહેવાતા હતા. આ યોજનાથી લોકોને વખત અને ખર્ચમાં ઘણો બચાવો થતો. આ ન્યાયાધીશો જ્યૂરીનો (પંચનો) મત લઈને દિવાની અને ફોજદારી તકરારોનો નિકાલ કરતા. કરોની વસૂલાતનો હિસાબ બરાબર રાખવા માટે તેણે એક **એકસચેકર કોર્ટની** સ્થાપના કરી. વળી દેશપર પરદેશી હુમલા આવે ત્યારે રાજાને મદદ કરવી એ પ્રત્યેક નાગરિકનો ધર્મ છે એમ જાહેર કરી તેણે લોકોએ શસ્ત્ર ધારણ કરવાં એવો નિયમ કર્યો. આથી સામાન્ય વર્ગના લોકની મહત્તામાં વધારો થયો. હેન્રીએ એવું ઠરાવ્યું કે સરંજામી પદ્ધતિ પ્રમાણે રાજાની લશ્કરી નોકરી કરવાને બદલે જે કોઈ ઠરાવેલી રકમનો કર આપશે તે લશ્કરી સેવામાંથી મુક્ત થઈ શકશે. આ કરને **સ્કટેજ** (scutage) કહે છે. આ ઠરાવનો કેટલાક સરદારોએ લાભ લેવા માંડ્યો, તેથી રાજાને રોકડ પૈસા મળવા લાગ્યા. તે પૈસાથી રાજાએ પોતાના તાબાનું ખાસ લશ્કર રાખવા માંડ્યું. એજ પ્રમાણે ધર્મસંબંધી બાબતમાં પણ સુધારા કરવાની જરૂર હતી એ કામમાં પ્રધાન **ટૉમસ બૅકેટ** આપણને ઘણો ઉપયોગી થશે એમ માની હેન્રીએ તેને **કૅંટરબરીનો**

**આર્ચબિશપ** બનાવ્યો. પણ આર્ચબિશપ થયા પછી ધર્મનું મહત્ત્વ ઓછું કરવામાં બૅકેટે સંમતિ આપી નહિ. એટલે હેન્રીને તેની સાથે અણબનાવ થયો. આ વખતે જે કોઈ ધર્માધિકારી ગુનો કરે તેની તપાસ ધર્માધિકારી કચેરીમાં ધર્માધિકારી ન્યાયાધીશોજ કરતા અને ખૂનનો ગુનો સાબિત થાય તોપણ કોઈ ધર્માધિકારી ગુનેગારને ફાંસીની શિક્ષા થતી નહિ. તેથી ધર્માધિકારી કચેરીઓ કાઢી નાંખવાનું હેન્રીએ બૅકેટને સૂચવ્યું. પણ એ સૂચના નાપસંદ પડવાથી બૅકેટે તેનો અસ્વીકાર કર્યો. તેથી હેન્રી અને બૅકેટ વચ્ચે કલહ થયો. એ કલહ ઘણા દિવસ ચાલ્યો. છેવટે ઘણો ગુસ્સો આવવાથી હેન્રીએ એવો ઉદ્‌ગાર કાઢ્યો કે "આ ધર્માધિકારીના ત્રાસમાંથી મને મુક્ત કરે એવો કોઈ માણસ નથી?" હેન્રીના ચાર વફાદાર સેવકોએ એ ઉદ્‌ગાર સાંભળ્યો અને તેમણે નિર્દયપણે બૅકેટનું ખૂન કર્યું. આ ખૂનની વાત સાંભળીને લોકો હેન્રી ઉપર ઘણા ખીજવાયા. લોકના ક્રોધની વાત હેન્રીએ જાણી ત્યારે તેમને સંતુષ્ટ કરવા માટે હેન્રીએ પોતાના એ કૃત્ય માટે પ્રાયશ્ચિત્ત કરી ધર્માધિકારીઓની ક્ષમા માગી અને બૅકેટની કબર આગળ ધર્માધિકારીઓને હાથે પોતાને ફટકા મરાવ્યા.

હેન્રીની કારકિર્દીમાં ૧૧૭૨ ની સાલમાં આયર્લૅંડ ઇંગ્લંડના રાજાના તાબામાં આવ્યું. ત્યારપછી ઘણા ઇંગ્લિશો ત્યાં જઈ વસ્યા.

હેન્રીની પત્ની એલીનાર અને તેનાં છોકરાંઓએ તેની વિરૂદ્ધ બંડ કર્યું હતું તેથી તેના છેવટના દિવસ ઘણા દુઃખમાં ગયા. સ્કૉટલંડના રાજા વિલિઅમે તેના છોકરાંને મદદ કરી હતી તેથી હેન્રીએ તેને કેદ કર્યો. ત્યારે તે ઇંગ્લંડના રાજાનો માંડળિક થયો. ૨ જા હેન્રીને હેન્રી, રિચર્ડ, જૉફ્રે અને જૉન નામના ચાર પુત્રો હતા. તેમાંના હેન્રી અને જૉફ્રે બાપ પહેલાંજ મરણ પામ્યાં હતા. ૨ જો હેન્રી ૧૧૮૯ માં મરણ પામ્યો.

**૧ લો રિચર્ડ (૧૧૮૯–૧૧૯૯)**:—હેન્રી પછી તેનો છોકરો રિચર્ડ ગાદીએ આવ્યો. તે મોટો લડવૈયો હતો. તેણે પોતાની કારકિર્દીનાં ઘણાં ખરાં વર્ષો ઇંગ્લંડની બહાર પૅલેસ્ટાઇનમાં જ્યાં ખ્રિસ્તીઓ

અને મુસલમાનો વચ્ચે **ધર્મયુદ્ધો** ( Crusades ) ચાલતાં હતાં તે યુદ્ધો લડવામાં ગાળ્યાં હતાં. આ યુદ્ધો લડવા માટે જોઇતા પૈસા તેણે લોકોપર ભારે કરો મુકી ઉભા કર્યા, તેમજ પોતાની કેટલીક જાગીર વેચી નાંખીને નાણાં મેળવ્યાં હતાં. રિચર્ડ ૧૧૯૯ માં મરણ પામ્યો.

**ધર્મયુદ્ધો ( ક્રૂઝેડ્ઝ )**:—પૅલેસ્ટાઇન પ્રાંતમાં **જેરૂસલેમ** શહેર ખ્રિસ્તી લોકનું પવિત્ર ધામ મનાય છે. આ ઠેકાણે ઇસુ ખ્રિસ્તે પોતે સ્થાપેલા નવા ધર્મનો ઉપદેશ કર્યો હતો અને એ શહેરમાંજ તેની કબર હોવાથી ઘણા ભાવિક ખ્રિસ્તી લોક ત્યાં જાત્રાએ જતા હતા. ઈ. સ. ૧૦૭૬ ના અરસામાં ઇસ્લામ ધર્મી તુર્ક લોકોએ એ પ્રાંત જીતી લીધો. એટલે જાત્રાએ જતા ખ્રિસ્તીઓને એ તુર્કો તરફથી ઘણો ત્રાસ થવા લાગ્યો. ત્યારે એ પવિત્ર સ્થળ જીતી લેવા અને ખ્રિસ્તી યાત્રાળુઓના દુઃખ ટાળવા પીટર નામના એક સાધુએ આખા યુરોપમાં દેશેદેશ રખડી હાકલ કરી. એ હાકલનો ઉત્તર આપવા ઘણા દેશના રાજા, સરદાર, સૈનિકો અને સામાન્ય લોક તૈયાર થયા. આ યુદ્ધમાં સૈનિકોએ ઇસુ **ખ્રિસ્તના ખૂનની નિશાની** તરીકે એક **ક્રૂસ** ( Cross ) રાખ્યો હતો. તે ઉપરથી આ ધર્મયુદ્ધો **ક્રૂઝેડ્ઝ** કહેવાય છે. **પ્રથમ** આ ધર્મયુદ્ધ ૨ જા વિલિયમની કારકીર્દીમાં ૧૦૯૬ માં શરૂ થયું હતું. ત્યારપછીનાં દોઢસો વર્ષમાં એવા **સાત ધર્મયુદ્ધો** થયાં હતાં. તોપણ પૅલેસ્ટાઇન પ્રાંત ખ્રિસ્તી લોક જીતી લઈ શક્યા નહિ. ઇંગ્લંડના રાજકુટુંબમાંથી ૧ લા વિલિઅમના છોકરા રૉબર્ટે, ૧ લા રિચર્ડ રાજાએ અને ૧ લા એડવર્ડે આ ધર્મયુદ્ધમાં ભાગ લીધો હતો. આ ધર્મયુદ્ધોને પરિણામે યુરોપીઅન લોકો અરબ લોકના સંબંધમાં આવ્યા. એ અરબ લોક વિદ્યાકળામાં ઘણા આગળ વધેલા હતા. તેથી તેઓના સમાગમમાં આવવાથી યુરોપીઅનોના જ્ઞાનમાં ઘણો વધારો થયો. યુરોપ અને પૂર્વના દેશો વચ્ચેના વેપારને પણ આ યુદ્ધોથી ઘણું ઉત્તેજન મળ્યું.

**યુનિઅન જૅક**:—આ ધર્મયુદ્ધો કરવા માટે જ્યારે ઇંગ્લિશ સૈનિકો પૅલેસ્ટાઇનિ ગયા હતા ત્યારે ત્યા ચોથાં સૈકામાં થઈ ગયેલા

**સેંટ જ્યૉર્જ** નામના એક સાધુની વાત તેમનાં સાંભળવામાં આવી. આ સાધુએ ઘણાં પરાક્રમો કર્યાં હતાં અને ખ્રિસ્તી ધર્મના પ્રચાર માટે ઘણું કામ કર્યું હતું. આ સાધુનું સ્મરણ ચિરકાળ રાખવા માટે **૧ લા રિચર્ડ** રાજાએ **ધોળા ધ્વજ ઉપર લાલ ક્રૂસ** એવો પોતાનો ધ્વજ રાખ્યો હતો. સ્કૉટલંડનો રાજા જેમ્સ ૧૬૦૩ માં ઇંગલંડનો રાજા થયા પછી સ્કૉટલંડના સેંટ ઍંડ્રયુજનું ચિન્હ તેમાં ઉમેરવામાં આવ્યું, અને યુનિયન જૅકનું તેને નામ આપવામાં આવ્યું. એને રાષ્ટ્રીય નિશાન માનવું એવું પહેલા જેમ્સે ૧૬૦૬ માં જાહેર કર્યું. આયર્લંડનું એકિકરણ થયા પછી ૧૮૦૧ માં આયર્લંડના સેંટ પૅટ્રીકનું ચિન્હ તેમાં ઉમેરવામાં આવ્યું.

**૧ લો જૉન (૧૧૯૯–૧૨૧૫)** :—રિચર્ડ પછી તેનો ભત્રિજો આર્થર (જૉફ્રેનો છોકરો) ગાદી વારસ હતો. તે માત્ર બાર વર્ષનો હતો. તેથી રિચર્ડનો નાનો ભાઈ જૉન કેટલાક ઉમરાવોની મદદથી ઇંગ્લંડની ગાદીપર ચડી બેઠો અને નૉર્મંડી જઈ ત્યાં આર્થર હતો તેને તેણે કેદ કરી લીધો. પછી કેદખાનામાંજ તેનું ખૂન થયું. આ ખૂનમાં જૉનનો હાથ હોવો જોઇએ એમ માની ફ્રાન્સના રાજાએ જૉનના તાબાની નૉર્મંડીની જાગીર જપ્ત કરી લીધી (૧૨૦૪). જૉને યુદ્ધ કરવા માટે જોઈતા પૈસા અમીર ઉમરાવ, ધર્માધિકારી અને વ્યાપારી લોક પર ભારે કર મૂકી ઉભા કર્યા. ધર્માધિકારીની જગા જ્યારે ખાલી પડતી ત્યારે જૉન તે જગા તરત પૂરવાને બદલે ખાલી રહેવા દેતો અને તેમ કરતાં જે પૈસા બચતા તે પોતે હોઇયાં કરી જતો. વળી માત્ર શંકા ઉપરથી ઘણા લોકને તે તુરંગમાં નાંખતો હતો. તેના આવાં કૃત્યોથી તેની કારકીર્દી લોકોને જુલમી લાગવા માંડી. એટલામાં વળી કૅંટરબરીના આર્ચબિશપની જગા ખાલી પડી. ત્યારે તે જગા કોનાથી પૂરવી તે નક્કી કરવા માટે ધર્માધિકારીઓની સભા ભરાઈ. જૉન અને ધર્માધિકારીઓ વચ્ચે મતભેદ ઉભો થયો. ધર્માધિકારીઓએ એકને પસંદ કર્યો અને જૉને બીજાને એ જગા માટે પસંદ કર્યો. આમ મતભેદ થયો ત્યારે એ પ્રશ્નનો નિકાલ લાવવા માટે પોપની સલાહ લેવામાં આવી. આ વખતે મહત્ત્વાકાંક્ષી ૩ જો ઈનોસંટ પોપની ગાદીપર હતો. તેણે બંને પક્ષ તરફથી સૂચવાયલા કોઈપણ ગૃહસ્થને નહિ નીમતાં **સ્ટીફન**

**લૅંગટન** નામના ઇટલીમાં રહેતા એક હોશિયાર અને વિદ્વાન અંગ્રેજને એ જગાપર નીમ્યો. પણ જૉનને આ નિમણૂક પસંદ પડી નહિ. તેણે સ્ટીફન લૅંગટનને આર્ચબિશપ તરીકે કબૂલ કર્યો નહિ અને તેને તે હોદ્દો લેવા દીધો નહિ. એટલે એ બાબતસર પોપ અને જૉન વચ્ચે કલહ ઉત્પન્ન થયો. જૉનને તેના કહ્યા પ્રમાણે ચાલવાની ફરજ પાડવા માટે પોપે ઇંગ્લંડના ધર્માધિકારીઓને દરેક જાતની ધાર્મિકવિધિ કરવાની મના કરી. પોપના આ મનાઇ હુકમથી ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપવાની વિધિ, પ્રાર્થનાની, લગ્નસંસ્કારની, પ્રેતસંસ્કારની વગેરે સર્વે પ્રકારની ધાર્મિક વિધિઓ થતી બંધ પડી. એ ઉપરાંત પોપે જૉનને ધર્મબહિષ્કૃત પણ કર્યો. આટલું છતાં પણ જૉન તાબે થતો નથી એમ જોઇ પોપે ધર્મભ્રષ્ટ થયેલા જૉન રાજાને પદભ્રષ્ટ કર્યો અને જૉન પાસેથી ઇંગ્લંડનું રાજ્ય લઈ લેવાની ફ્રાન્સના રાજાને સૂચના આપી. એ સૂચના પ્રમાણે ફ્રાન્સના રાજાએ ઇંગ્લંડ પર ચડાઈ લઈ જવાની તૈયારી કરવા માંડી. એ જાણતાંજ જૉન ગભરાયા અને પોપને શરણ થયો. ઇંગ્લંડમાંના પોપના પ્રતિનિધિ પાસે તે ગયો અને પોતે **પોપનો દાસ** છે એમ તેણે જાહેર રીતે કબૂલ કર્યું (૧૨૦૮). આમ આખરે સ્ટીફન લૅંગટન કૅંટરબરીનો આર્ચબિશપ થયો અને એ ધાર્મિક ઝગડાનો અંત આવ્યો. ત્યારપછી જૉન ફ્રાન્સમાંનો ગુમાવેલો મુલક પાછો મેળવવા ફ્રાન્સ ગયો. ત્યાં તેને ઘણાં વર્ષ રહેવું પડ્યું. ત્યાંપણ લડાઇને માટે પૈસા ઉભા કરવા તેણે ઘણો જુલમ કર્યો. જૉનના અન્યાયી અને જુલમી કૃત્યોથી ઇંગ્લંડના અમીર ઉમરાવ, ધર્માધિકારી અને આમ લોક એકત્ર થયા. તેઓએ **સ્ટીફન લૅંગટનના** નેતૃત્વ નીચે તેમના પરાપૂર્વથી ચાલતા આવેલા હકોની સનદનો એક ખરડો તૈયાર કર્યો અને જૉન જ્યારે ફ્રાન્સથી પાછો આવ્યો ત્યારે તેઓએ તે સનદપર સહી કરવાની જૉનને ફરજ પાડી (૧૨૧૫).

**મૅગ્ના ચાર્ટા** (મોટી સનદ) **૧૨૧૫**:—આ સનદ **મૅગ્ના ચાર્ટા** (મોટી સનદ) કહેવાય છે. આ સનદનું વિશેષ મહત્ત્વ એ છે કે એમાં ઇંગ્લંડના લોકોના પરાપૂર્વના હકનો ઇંગ્લંડના રાજાએ જાહેર રીતે સ્વીકાર કર્યો છે. આ સનદ ફ્રેંચ ભાષામાં લખાયલી છે અને



જૉન રાજા મૅગ્ના ચાર્ટા પર સહી કરે છે.

તેમાં એકંદર ૬૩ કલમો છે. તેમાં વિશેષ અગત્યની નીચે પ્રમાણે છે.

(૧) રાજાએ અમીર ઉમરાવની સભાની (Great Council) મંજુરીવિના ઠરાવેલા સરંજામી કર કરતાં વધારે કર લેવો નહિ.

(૨) ન્યાયકોર્ટમાં ગુનો સાબિત થયા વિના માત્ર શકપરથી જ રાજાએ કોઇને તુરંગમાં નાંખવો નહિ.

(૩) ન્યાયના કામમાં ગરીબ અને શ્રીમંતનો ભેદ રેહેવો જોઇએ નહિ, અને ન્યાય પરાપૂર્વથી ચાલતા આવેલા કાયદા પ્રમાણે જ થવો જોઇએ.

(૪) ધર્મની પરાપૂર્વેથી ચાલતી આવેલી વ્યવસ્થાની રીતમાં રાજાએ વચ્ચે આવવું નહિ.

જૉને આ **મૅગ્ના ચાર્ટા**ની સનદપર સહી કરી તો ખરી, પણ તે પ્રમાણે ચાલવાની મુદ્દલ તેની ઇચ્છા નહોતી. આ સનદપર સહી કર્યાને ઘણા દિવસ થયા નહિ, એટલામાં તો તે પૂર્વ પ્રમાણે અન્યાયથી અને જુલમી રીતે વર્તવા લાગ્યો. ત્યારે તેને પદચ્યુત કરવા માટે ઇંગ્લંડના લોકોએ ફ્રાન્સના રાજાની મદદ માગી. પણ ફ્રાન્સનો રાજા ચડી આવે તે પહેલાં જૉન મરણ પામ્યો. આમ થવાથી ફ્રેંચ ચડાઇનો પ્રસંગ જ ન આવ્યો.

**૩ જો હેન્રી (૧૨૧૬–૧૨૭૨)**:—જૉન પછી તેનો છોકરો ૩જો હેન્રી ઇંગ્લંડની ગાદીપર આવ્યો. એ ગાદીએ આવ્યો ત્યારે એની ઉમર ૯ વર્ષની હતી. તેથી એના રાજ્યના પહેલાં ૧૬ વર્ષ સુધી પેમ્બ્રોકના અર્લ અને હુબર્ટ ડી બર્ગે પ્રધાન તરીકે રાજકારભાર ચલાવ્યો. એ પ્રધાનો કાર્યદક્ષ હોવાથી કારભાર સારી રીતે ચાલ્યો હતો. પણ હેન્રી ઉમરે આવ્યો અને તેણે રાજકારભાર પોતાના હાથમાં લીધો ત્યારપછી તેની મા અને પત્ની (એલીનાર) જેઓ ફ્રેંચ હતાં તેઓએ પોતાના ફ્રેંચ સગાંઓને ઇંગ્લંડમાં જાગીર અને વતનો આપવા માંડ્યાં. આ કામમાં હેન્રી કાંઇ માથું મારતો ન હતો. હેન્રીની આવી નબળાઈ જોઇને પોપ પણ ઇંગ્લંડમાં ધર્માધિકારીની જગાએ પરદેશીઓને નીમવા લાગ્યો. એ ઉપરાંત દેવળની પહેલા વર્ષની ઉપજ અને બીજા કેટલાક ધાર્મિક કરોથી ઉપજતી મોટી રકમ દર વર્ષે પોપને મળવા લાગી. આ

અરસામાં હેન્રીએ જૉને ગુમાવેલો ફ્રાન્સમાંનો મુલક પાછો મેળવવા માટે, અને સ્કૉટલંડ અને વેલ્સ જીતવા માટે મહા પ્રયાસ કર્યા. પણ તેમાં તેને યશ મળ્યો નહિ અને ખર્ચ ઘણો થઈ ગયો. ત્યારે એ ખર્ચના નાણાં ઉભાં કરવા માટે તેણે ભારે કર મુકયા. હેન્રીની પરદેશીઓ તરફના પક્ષપાતની અને મૅગ્ના ચાર્ટાની સનદ વિરૂદ્ધ વર્તવાની રાજનીતિ અમીર ઉમરાવ અને સામાન્ય લોકને પસંદ આવતી નહોતી. તેથી અમીર ઉમરાવની મંડળીની સંમતિ વિના રાજાથી લોકો પર કર મૂકાય નહિ એ વાત લોકોએ હેન્રીને યાદ કરાવી. આ કામમાં **સાઈમન ડી મૉંટફર્ડ** નામના સરદારે આગેવાની લીધી હતી. આ સરદાર રાણી એલીનારનો સગો હતો અને તે તેની સાથે ફ્રાન્સથી જ આવ્યો હતો, અને હેન્રીની બેનને પરણ્યો હતો. તોપણ હેન્રી મૅગ્ના ચાર્ટા વિરૂદ્ધ વરતતો હતો તે તેને ગમ્યું નહિ. છેવટે ઉમરાવ મંડળે હેન્રીના રાજકારભાર પર દેખરેખ રાખવા માટે પંદર માણસની એક કમિટી નીમી. તોપણ હેન્રીએ પોતાનું વર્તન સુધાર્યું નહિ. ત્યારે **સાઈમન ડી મૉંટફર્ડ** તેની સામે થયો અને તેણે લુઈઝની લડાઈમાં રાજાને હરાવ્યો અને તેને અને રાજપુત્ર એડવર્ડને કેદખાનામાં પૂર્યા. આટલું કર્યા પછી રાજકારભાર વિષે અને લોકોપર કર મુકવા વિષે વિચાર કરવા સાઈમને અમીર ઉમરાવ અને સરદારોની એક સભા ( The Great Council ) બોલાવી. આ સભામાં જિલ્લા અને શહેરોના પ્રતિનિધિઓ પણ તેણે બોલાવ્યા. આ સભા **પાર્લમેન્ટ** એટલે વિચારવિનિમય કરનારી સભા કહેવાવા લાગી. આ વખતથી અમીર ઉમરાવોની સાથે જિલ્લા અને શહેરોના પ્રતિનિધિઓ પણ સભામાં સમાનતાના ધોરણે બેસવા લાગ્યા અને રાજનીતિની બાબતની ચર્ચામાં સમાન ભાગ લેવા લાગ્યા. તેથી આ પાર્લમેન્ટને વિશેષ મહત્ત્વ મળ્યું છે. સાઈમન ડી મૉંટફર્ડે આ પ્રથા શરૂ કરી માટે તેને પાર્લમેન્ટમાંની **આમની સભાનો પિતા** કહે છે. ત્યારપછી ઉમરાવોમાં ફાટફુટ થઈ. એટલે તેમાંનો એક પક્ષ રાજપુત્ર એડવર્ડ સાથે મળી ગયો અને તેને અને રાજા હેન્રીને તેઓએ કેદખાનામાંથી છૂટા કર્યા. પછી મૉંટફર્ડના પક્ષના સરદારો અને એડવર્ડ વચ્ચે યુદ્ધ થયું તેમાં મૉંટફર્ડ

માર્યો ગયો એટલે રાજ્ય પાછું હેન્રીના હાથમાં આવ્યું. પછી રાજપુત્ર એડવર્ડ ધર્મયુદ્ધ (ક્રૂઝેડ) માં લડવા માટે પૅલેસ્ટાઇન ગયો. તે જ્યારે ત્યાં હતો ત્યારે હેન્રી મરણ પામ્યો (૧૨૭૨).

**૧ લો એડવર્ડ (૧૨૭૨-૧૩૦૭): વેલ્સની જીત :**—એડવર્ડ શૂરવીર, પરાક્રમી અને મહત્ત્વાકાંક્ષી હતો. તેને વેલ્સ અને સ્કૉટલંડ બંને દેશો જીતી લેવાની ઇચ્છા હતી. વેલ્સના રાજા **લેવિલીને** એડવર્ડના માંડળિક થઈ રહેવા ના પાડી ત્યારે એડવર્ડે તેનાપર ચડાઈ કરી. તેઓ વચ્ચે જે યુદ્ધ થયું તેમાં લેવિલીન માર્યો ગયો. એટલે વેલ્સ પ્રાંત એડવર્ડના તાબામાં આવ્યો. આ યુદ્ધમાં એડવર્ડની સાથે તેની પત્ની પણ ગઈ હતી. તે વેલ્સમાંના કારનારવનના કિલ્લામાં રહેતી હતી. ત્યાં તેને એક પુત્ર જન્મ્યો, તેનું નામ એડવર્ડ પાડવામાં આવ્યું. એ પ્રસંગે વેલ્સના લોકોને પોતાના કરી લેવાની ઇચ્છાથી તે બોલ્યો હતો કે "જુઓ, આ તમારો રાજપુત્ર. આ રાજપુત્ર વેલ્સમાં જન્મેલો હોવાથી તેને ઇંગ્લિશ ભાષાનો એક શબ્દ પણ બોલતાં આવડતો નથી." ત્યારપછી ઇંગ્લંડના રાજાનો મોટો છોકરો "**વેલ્સનો રાજપુત્ર**" એટલે ઇંગ્લિશમાં "Prince of Wales" કહેવાવા લાગ્યો.

**સ્કૉટલંડ સાથે વિગ્રહ (૧૨૯૨-૧૩૩૦) :**—ઈ. સ. ૧૨૮૬ ની સાલમાં સ્કૉટલંડનો રાજા એલેકઝાંડર અપુત્ર મરણ પામ્યો ત્યારે ત્યાં ગાદીના વારસા માટે ટંટા શરૂ થયા. બધા વારસોમાં **જૉન બેલિઅલ** અને **રૉબર્ટ બ્રૂસ** વધારે બળવાન હતા. એ બેમાંથી કોનો ગાદીપર વધારે હક છે તે ઠરાવવાનું કામ સ્કૉટિશ પાર્લમેન્ટે પહેલા એડવર્ડને સોંપ્યું. સ્કૉટલંડ પર ઉપરીપણું બેસાડવાની આ ઠીક સંધિ મળી છે એમ સમજી એડવર્ડે એ કામ માથે લીધું. બધા હકદારોમાં જૉન બેલિઅલે એડવર્ડનું ઉપરીપણું સ્વીકારવાનું કબૂલ કર્યું, માટે એડવર્ડે તેને સ્કૉટલંડની ગાદીનો વારસ ઠરાવ્યો (૧૨૯૨). પણ રાજ્ય મળ્યા પછી બેલિઅલ સ્વતંત્રપણે વરતવા લાગ્યો. તેણે ઇંગ્લંડ વિરૂદ્ધ ફ્રાન્સ સાથે સંધિ કરી. આ વાત જ્યારે એડવર્ડે સાંભળી ત્યારે તેણે એક સૈન્ય સ્કૉટલંડ મોકલી બેલિઅલને પકડી મંગાવ્યો અને તેનો શિરચ્છેદ કર્યો. આ ચડાઈમાં જે પથ્થરપર

સ્કૉટલંડના રાજાઓનો રાજ્યાભિષેક થતો હતો તે શુભસૂચક પથ્થર એડવર્ડના હાથમાં આવ્યો. એ પથ્થર એડવર્ડ ઇંગ્લંડ લાવ્યો અને તેણે તેને ઇંગ્લંડના રાજાના સિંહાસનમાં જડાવ્યો. પછી એડવર્ડે સ્કૉટલંડની રાજ્યવ્યવસ્થાપર દેખરેખ રાખવા એક અધિકારી નીમ્યો. પણ સ્કૉટિશ લોકોએ **વિલિઅમ વૉલેસ**ના નેતૃત્વ નીચે એડવર્ડ સામે પાછું બંડ ઉઠાવ્યું. ત્યારે એડવર્ડે ફરીથી સૈન્ય મોકલી ૧૨૯૮ માં તે બંડ શમાવી દીધું અને વૉલેસને પકડી તેને ફાંસી દીધી. તોપણ સ્કૉટલંડમાં બંડ તો ચાલુજ રહ્યું. સ્કૉટલંડના લોકોએ ૧૨૮૬ માં ગાદીને માટે દાવો કરનાર પરાક્રમી **રૉબર્ટ બ્રૂસને** પોતાનો રાજા જાહેર કર્યો (૧૩૦૬). પછી રૉબર્ટ બ્રૂસે ઇંગ્લિશ અધિકારીને સ્કૉટલંડમાંથી હાંકી કાઢ્યો ત્યારે સ્કૉટલંડ પર સૈન્ય લઈ એડવર્ડ પંડે ચઢ્યો, પણ તે રસ્તામાં જ મરણ પામ્યો (૧૩૦૭). દરમ્યાન રૉબર્ટ બ્રૂસે સ્કૉટલંડમાં પોતાની સત્તા ઠીક જમાવી હતી. તે તોડવા ૨ જા એડવર્ડે (૧૩૦૭–૧૩૨૭) સ્કૉટલંડ સામેનું યુદ્ધ ચાલુ રાખ્યું. ઈ. સ. ૧૩૧૪ માં ઇંગ્લિશ અને સ્કૉટિશ સૈન્યો વચ્ચે **બૅનૉકબર્ન**ની ખૂનખાર લડાઈ થઈ તેમાં ઇંગ્લંડનો પૂર્ણપણે પરાજય થયો અને સ્કૉટલંડ દેશ પૂર્ણપણે સ્વતંત્ર થયો. સ્કૉટલંડપર ૨૨ વર્ષ રાજ્ય કરી અને તેને પૂર્ણપણે સ્વતંત્ર કરી ઈ. સ. ૧૩૨૯ માં રૉબર્ટ બ્રૂસ મરણ પામ્યો. ત્યારપછી તેના નાની ઉંમરના છોકરા **ડેવિડ** અને વિલિઅમના પૌત્ર **એડવર્ડ** વચ્ચે ગાદીને માટે તકરાર થઈ. ઇંગ્લંડના રાજા ૩જા એડવર્ડે (૧૩૨૭–૧૩૭૭) **એડવર્ડ બેલિઅલ**ને મદદ કરી એ તકરારમાં હાથ નાખવાનો પ્રયત્ન કર્યો. પણ ફ્રાન્સના રાજા ૬ ઠ્ઠા ફિલિપે વિરૂદ્ધ પક્ષવાળાને મદદ કરવાથી ૩ જા એડવર્ડની ઇચ્છા પાર પડી નહિ.

**નમૂનેદાર પાર્લમેન્ટ** (Model Parliament) **(૧૨૯૫)**:—૧ લા એડવર્ડને વેલ્સ અને સ્કૉટલંડ સાથે યુદ્ધો કરવાં પડ્યાં હતા. તે લડાઇઓ માટે ખર્ચ ઘણો થઈ ગયો હતો. તે માટે નવીન કર મૂકવાની બાબતમાં અને રાજકારભારની બાબતમાં ઉમરાવ મંડળપ્રમાણે સામાન્ય લોકની પણ સંમતિ લેવા જરૂરની હતી. તેથી સાઇમન-ડી-મૉંટફર્ડે બોલાવેલી પાર્લમેન્ટ જેવી બીજી પાર્લમેન્ટ એડવર્ડે ૧૨૯૫ માં

બોલાવી. આ પાર્લમેન્ટમાં અમીરઉમરાવ અને મોટા ધર્માધ્યક્ષો હતા, તે ઉપરાંત પ્રત્યેક જિલ્લા અને મોટાં શહેરમાંથી બે બે પ્રતિનિધિઓને પણ બોલાવવામાં આવ્યા હતા. આમ આ પાર્લમેન્ટમાં દેશના જુદા જુદા વર્ગના લોક આવ્યા હતા તેથી તેને **નમૂનેદાર પાર્લમેન્ટ** (Model Parliament) કહે છે. આ વખતે પાર્લમેન્ટના બે વિભાગ નહોતા. સર્વ સભાસદો એકજ દિવાનખાનામાં બેસી ચર્ચા ચલાવતા. પછી આગળ જતાં ૧૩૩૦ ના અરસામાં **ઉમરાવોની સભા** અને **આમની સભા** એવા પાર્લમેન્ટના બે વિભાગ થયા. મોટા ધર્માધિકારીઓ અને અમીરઉમરાવો લૉર્ડની સભામાં બેસવા લાગ્યા અને જિલ્લા અને શહેરના પ્રતિનિધિઓ કૉમન્સ સભાના સભાસદ થયા.

**૩જો એડવર્ડ (૧૩૨૭-૧૩૭૭)**:—પહેલા એડવર્ડ પછી તેના છોકરા બીજા એડવર્ડે ૧૩૦૭ થી ૧૩૨૭ સુધી રાજ્ય કર્યું હતું. ૨ જા એડવર્ડ પછી તેનો છોકરો ૩ જો એડવર્ડ ગાદીપર આવ્યો. ૩ જો એડવર્ડ જ્યારે ગાદીએ આવ્યો ત્યારે તે ૧૪ વર્ષનો હતો. તેથી તેની મા ઈસાબેલા અને સરદાર મૉર્ટીમર રાજકારભાર ચલાવતાં હતાં. પણ તેમનો કારભાર વ્યવસ્થિત રીતે ચાલતો ન હોવાથી પ્રજાપર ઘણો જુલમ થતો હતો. તેથી ઉમરે આવતાં એડવર્ડે રાજકારભાર પોતાના હાથમાં લીધો. તેણે મૉર્ટિમરને અપરાધી ઠરાવી ફાંસી દીધી અને ઈસાબેલાને કેદ કરી. એની કારકીર્દીમાં (૧) સ્કૉટલંડપર ઉપરીપણું સ્થાપિત કરવા પ્રયત્ન થયા, (૨) ફ્રાન્સ સાથે એક યુદ્ધ શરૂ થયું, જે સો કરતાં વધારે વર્ષ સુધી ચાલ્યું, (૩) ઇંગ્લંડની ધર્મવ્યવસ્થામાં હાથ ઘાલવા પોપ કોશિશ કરતો હતો તેનો વિરોધ કરવામાં આવ્યો અને (૪) રાજાના મંત્રીઓપર દાબ રાખવાના પાર્લમેન્ટે પ્રયત્નો કર્યા.

**સો વર્ષનું યુદ્ધ (૧૩૩૭-૧૪૫૪)**:—૩ જા એડવર્ડની કારકિર્દીમા ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે વિગ્રહ શરૂ થયો. એ વિગ્રહ વચમાં વચમાં બંધ રહેતો અને પાછો ચાલુ થતો. એમ એ વિગ્રહ સો કરતાં વધારે વર્ષ ચાલ્યો હતો.

**વિગ્રહના કારણો**:—(૧) ફ્રાન્સ તરફથી સ્કૉટલંડને ઇંગ્લ વિરૂદ્ધ મદદ મળતી હતી. (૨) ફ્લૅંડર્સમાંનાં (હાલનું બેલજિયમ) ઘે અને બ્રુસેલ્સ શહેરો વેપાર અને ઉદ્યોગધંધામાં ઘણાં આગળ વધ્ય હતાં તેથી તે શહેરો તરફથી ઇંગ્લંડના ઉનની સારી માગણી થતી હત તે પ્રાંત પોતાના તાબામાં લેવાના ફ્રાન્સના રાજાના પ્રયત્નો. (૩ ફ્રાન્સમાંના ગૅસ્કની અને ગિની પ્રાંતો જે ઇંગ્લંડના તાબાના હતા નૉર્મેંડી પ્રાંત માફક જીતી લેવાની ફ્રાન્સના રાજાની રાજનીતિ. (૪ ફ્રાન્સનો રાજા ચાર્લ્સ ૧૩૨૮ માં અપુત્ર મરણ પામ્યો ત્યારે તે ભાણેજ તરીકે એડવર્ડે ફ્રાન્સની ગાદી માટે કરેલો દાવો. પણ ફ્રાન્સ ચાલતા સૅલિક નામના કાયદા પ્રમાણે દીકરીના વંશમાં ગાદી જા નહિ એમ હોવાથી ફ્રેન્ચ સરદારોએ એડવર્ડને ગાદી ન આપતાં ચાર્લ્સ પિત્રાઈ ભાઈ ફિલિપને ગાદી આપી. આ બધાં કારણોસર એડવ ફ્રાન્સ સાથે વિગ્રહ ચાલુ કર્યો.

**યુદ્ધ**:—૩ જા એડવર્ડનો મોટો છોકરો એક શૂરો લડવૈયો હતે તે લડાઇને માટે ફ્રાન્સ ગયો. તે કાળા રંગનું બખ્તર વાપરતો હતે માટે તે 'કૃષ્ણકુમાર' (Black Prince) કહેવાતો હતો. આ યુદ્ધમાં ૧૩૪૬ માં **ક્રેસી**, ૧૩૪૭ માં **કૅલે** અને ૧૩૫૬ માં **પોઇટિ** લડાઇઓ થઈ તેમાં ઇંગ્લંડની જીત થઈ અને ફ્રાન્સનો રાજા **જૉ** અંગ્રેજોના હાથમાં સપડાઈ ગયો. ત્યારે ૧૩૬૦ માં બ્રિટિગ્નિ આગ સલાહ થઈ અને વિગ્રહ બંધ પડ્યો. આ સલાહથી ઍકિવટેન અ કૅલે એડવર્ડને મળ્યાં, પણ ફ્રાન્સની ગાદીપરનો હક એડવર્ડને છો દેવો પડ્યો. ત્યારપછી પાંચમા હેન્રીની કારકિર્દીમાં (૧૪૧૩–૧૪૨૨ ફ્રાન્સ સાથે પાછું યુદ્ધ ચાલુ થયું. ત્યારે પણ ૧૪૧૫ માં **એજિ કોર્ટની** લડાઇમાં ઇંગ્લંડની જીત થઈ. ત્યારપછી ૧૪૨૦ માં **ટ્રૉયઝ** સંધિ થઈ. એ સંધિમાં એવો ઠરાવ થયો હતો કે ફ્રાન્સના રા ચાર્લ્સના મૃત્યુ પછી હેન્રી પાંચમો ફ્રાન્સની ગાદીપર આવે. પણ આ સંધિ થયા પછી એજ વર્ષમાં પાંચમો હેન્રી મરણ પામ્યો. હેન્ પછી તેનો નવ મહિનાનો છોકરો ૬ ઠ્ઠો હેન્રી ફ્રાન્સનો રાજા થવા હતો, પણ ફ્રાન્સના ઉમરાવોએ તેને બદલે ફ્રેન્ચ રાજકુટુંબ સાથે સંબં

ધરાવતા **ઑર્લિન્સના** સરદારના છોકરા ૭ મા ચાર્લ્સને રાજા બનાવ્યો. એટલે ફ્રાન્સ અને ઇંગ્લંડ વચ્ચે પાછું યુદ્ધ શરૂ થયું. આ વેળાએ પણ ફ્રેંચ લોકોનોજ પરાજય થતો હતો પણ **જોન ઑફ આર્ક** નામની એક ફ્રેન્ચ ખેડૂતની જુવાન છોકરીએ મને ઈશ્વરનો સાક્ષાત્કાર થયો છે અને ફ્રાન્સને બચાવવા ઈશ્વરે મને નિર્માણ કરી છે એમ કહી ફ્રેન્ચ સૈન્યમાં શૂરાતન ઉત્પન્ન કર્યું. તેથી આ વખતે ઇંગ્લિશોની હાર થઈ. પણ જોન ઑફ આર્ક અંગ્રેજોના હાથમાં સપડાઈ ગઈ. અંગ્રેજોએ તેને ડાકણ માની જીવતી બાળી મૂકી. પણ આ યુદ્ધમાં અંગ્રેજોની પૂરેપૂરી હાર થઈ હતી અને ફ્રેન્ચ લોકે એક **કૅલે** બંદર સિવાય અંગ્રેજોનો ફ્રાન્સમાંનો તમામ મુલક જીતી લીધો. આ પ્રમાણે સો કરતાં વધારે વર્ષ ચાલેલા વિગ્રહમાં છેવટે ઇંગ્લંડની હાર થઈ. એ વિગ્રહમાં તેને ઘણો ખર્ચ થઈ ગયો અને પુષ્કળ મનુષ્યહાનિ પણ થઈ અને ફાયદો કાંઈપણ થયો નહિ.

**મરકી**:—૩ જા એડવર્ડના વખતમાં એક ભયંકર મરકી થઈ હતી. એ મરકીમાં એક તૃત્યાંશ માણસો માર્યા ગયાં અને ઇંગ્લંડમાં સર્વત્ર હાહાકાર વર્તી રહ્યો.

**૨ જો રિચર્ડ (૧૩૭૭–૧૩૯૯)**:—ત્રીજા એડવર્ડના મરણ પછી તેનો પૌત્ર (કૃષ્ણકુમારનો પુત્ર) રિચર્ડ ગાદીપર આવ્યો. એ ૧૧ વર્ષનો હતો તેથી તેનો કાકો લૅંકેસ્ટરનો **ડ્યૂક જોન ઑફ ગૉંટ** રાજકારભાર ચલાવતો હતો. પછી રિચર્ડ ઉમરે આવ્યો ત્યારે તેણે રાજકારભાર પોતાના હાથમાં લીધો. એની કારકિર્દીમાં ફ્રાન્સ સાથે યુદ્ધ ચાલુજ હતું. તેથી લડાઈના ખર્ચને માટે રિચર્ડને પ્રજાપર નાના પ્રકારના કર મૂકવા પડ્યા. તેથી સર્વત્ર અસંતોષ પ્રસરી રહ્યો અને **વૉટ ટાઇલર** નામના એક માણસની સરદારી નીચે લોકોએ બંડ કર્યું. વૉટ ટાઇલરને પકડી ઠાર કરવામાં આવ્યો. રિચર્ડના વખતમાં **વિકિલફ** નામનો એક **ધર્મસુધારક** થઈ ગયો. તેણે ધર્માધિકારીઓના ખરાબ વર્તનપર ઘણી સખત ટીકા કરી. તે એમ કહેતો કે ધર્માધિકારીઓએ પવિત્ર સાધુની જિંદગીજ ગાળવી જોઇએ. ખ્રિસ્તી ધર્મમાં ઘૂસી ગયેલા કેટલાક નઠારા આચારવિચારપર પણ તેણે ઘણી ટીકા કરી.

તેણે બાઇબલનો અંગ્રેજીમાં તરજુમો પણ કર્યો. ધર્મસુધારાના તેના વિચાર કેટલાક લોકોને પસંદ પડ્યા અને તેઓ વિક્લિફના અનુયાયી થયા. પણ કેટલાક લોક તેની સામે પડ્યા અને તેઓએ તેને અને તેના અનુયાયીઓને **લૉલાર્ડ્ઝ** (મિથ્યા બડબડ કરનારા) નું નામ આપ્યું. પછી આ લોકોને પાખંડી ગણી રાજા અને પ્રજાએ તેમના પર ઘણો જુલમ કરવા માંડ્યો તેથી વિક્લિફની ચળવળ વધારે પ્રસરી નહિ.

રિચર્ડની કારકિર્દીમાં દરબારી લોકમાં બે પક્ષ પડ્યા, અને ઘણા ટંટા થવાથી સર્વત્ર અવ્યવસ્થા થઈ રહી, તેથી આખરે પાર્લમેન્ટે તેને પદચ્યુત કર્યો અને તેના પિત્રાઈ લૅંકેસ્ટર વંશના હેન્રીને ગાદી આપી.

**યૉર્ક અને લૅંકેસ્ટર વંશ : માંહોમાંહેની લડાઈ:—** ૩ જા એડવર્ડને બધા મળી પાંચ પુત્રો હતા. ૨ જો રિચર્ડ તેના મોટા છોકરાનો છોકરો થતો હતો. પાર્લમેન્ટે તેને પદભ્રષ્ટ કરી કેદ કર્યો હતો. તે તુરંગમાંજ મરણ પામ્યો. તેને છોકરો ન હોવાથી તેના મોટા કાકા **લાયોનેલ**નો પ્રપૌત્ર ***એડવર્ડ મૉર્ટિમર** ગાદીનો ખરો વારસ હતો. તેને યૉર્કની જાગીર મળ્યાથી તેનો વંશ **યૉર્ક વંશ** કહેવાય છે. એ યૉર્ક વંશનાને ગાદી આપવાને બદલે પાર્લમેન્ટે લાયોનેલના નાના ભાઇ **જૉન ઑફ ગૉંટ**ના વંશના ૪ થા હેન્રીને ગાદી આપી. આ વંશવાળા પાસે લૅંકેસ્ટરની જાગીર હોવાથી તેઓ **લૅંકેસ્ટર વંશના** કહેવાય છે. યૉર્ક વંશના નબીરાઓએ ગાદી ઉપરનો પોતાનો હક છોડી દીધો નહિ અને ગાદી મેળવવા માટે પ્રયત્નો ચાલુ કર્યા. તેથી એ બે વંશો વચ્ચે ૧૪૫૫ થી ૧૪૮૫ સુધી ઘણી લડાઈઓ થઈ. લૅંકેસ્ટર વંશવાળાઓએ પોતાના પક્ષનું ચિન્હ લાલ ગુલાબ અને યૉર્ક વંશવાળાઓએ પોતાનું ચિન્હ સફેદ ગુલાબ રાખ્યાથી એ બે વંશ વચ્ચેના વિગ્રહને વૉર્સ ઑફ ધી રોઝીઝ (Wars of the Roses) એટલે ગુલાબના વિગ્રહ કહે છે. આ વિગ્રહ દરમ્યાન ઇંગ્લંડના ઉમરાવોમાં બે પક્ષ પડ્યા. કેટલાક લૅંકેસ્ટર વંશવાળાના પક્ષમાં ગયા અને કેટલાક યૉર્ક પક્ષમાં રહી લડ્યા.

---

* પાના ૨૩ માં વંશાવળી જુઓ.

આ યુદ્ધમાં ઇંગ્લંડના ઉમરાવ વર્ગના ઘણાં માણસો માર્યાં ગયાં અને ઘણાં ઉમરાવ કુટુંબો નારાજ થઈ ગયાં. આ યુદ્ધમાં કોઈવાર એક પક્ષનો તો કોઈવાર બીજા પક્ષનો જય થતો હતો. જ્યારે યૉર્ક પક્ષનો જય થયો ત્યારે એ પક્ષના ૪ થા એડવર્ડે (૧૪૬૧–૧૪૮૩), ૫ મા એડવર્ડે (૧૪૮૩) અને ૩ જા રિચર્ડે (૧૪૮૩–૧૪૮૫) રાજ્ય કર્યું હતું. **લૅંકેસ્ટર** વંશની માર્ગરેટ નામની એક રાજકન્યાએ **એડમંડ ટ્યૂડર** સાથે લગ્ન કર્યું હતું. તેમના છોકરા **હેન્રી ટ્યૂડરે બૉસવર્થની** લડાઈમાં યૉર્ક વંશના છેલ્લા રાજા ૩ જા રિચર્ડને હરાવ્યો. રિચર્ડ યુદ્ધમાં લડતાં માર્યો ગયો એટલે હેન્રીને ઇંગ્લંડની ગાદી મળી. એ પ્રમાણે ઇંગ્લંડની ગાદીપર ટ્યૂડર વંશની સ્થાપના થઈ.

## ૭. સામાજિક સ્થિતિ

**ઇંગ્લંડની પ્રજા:**—ઇંગ્લંડની પ્રજા ત્યાંના મૂળ બ્રિટન લોક અને પછી બહારથી આવી વસેલા ઍંગલ, સૅક્સન, ડેન અને નૉર્મન લોકોની બનેલી છે. પહેલાં કેટલાક વર્ષ સુધી તો જીતનાર અને જીતાયલા લોક એવી ભાવના ઇંગ્લંડના લોકમાં ચાલુ રહી. પણ બે ત્રણ પેઢી પછી નવીન આવેલા લોક મૂળવતનીઓ સાથે ભળી જવા લાગ્યા. એ બધા લોકોની બોલી ઇંગ્લિશ હતી. પરંતુ નૉર્મન અમલ સ્થાપન થયા પછી રાજા, સરદાર અને દરબારની ભાષા ફ્રેંચ થઈ. પણ પાછળથી એ લોકોપણ ઇંગ્લિશ ભાષા બોલતા થયા અને દરબારી ભાષા પણ ઇંગ્લિશ થઈ. પહેલાં નૉર્મન લોકનું વલણ ફ્રાન્સ અને નૉર્મંડી તરફ હતું. પણ રફતે રફતે તેઓ ઇંગ્લંડને પોતાનો દેશ ગણવા લાગ્યા. એ પ્રમાણે ૧૩ મા સૈકાની શરૂઆતથી બધા પોતાને ઇંગ્લિશ કહેવડાવવા લાગ્યા.

**સરદાર, જમીનદાર અને ખાતેદાર:**—મધ્ય યુગમાં શહેરો થોડાં હતાં અને ઘણાખરા લોક ગામડાંઓમાંજ રહેતા હતા. તેઓનો મુખ્ય ધંધો ખેતીનો હતો. નૉર્મન વિજય પછી ઇંગ્લંડની ઘણીખરી જમીન મોટા મોટા સરદારોને લશ્કરી નોકરી કરવાના કરારથી સરંજામી જાગીર તરીકે આપવામાં આવી હતી. એ સરંજામી

જાગીરદારોએ પોતાની જાગીરનો કેટલોક ભાગ પોતા પાસે રાખી બાકીનો ભાગ લશ્કરી નોકરીના કરારથી બીજા સરદારોને આપેલો હતો. એ નાના સરદારો પોતાની જાગીરની જમીન ખેડૂતોને ખેતી કરવા માટે ગણોતે આપતા હતા. મોટા સરદારો અને જાગીરદારો પોતાની જાગીરમાં ન્યાય આપવાનું અને ટંટા બખેડા બેસાડી દેવાનું કામ કરતા. સરદારો અને જમીનદારોને ખેડૂતો અને ખાતેદારો તરફથી ખેતીના ગણોત પેટે અનાજ મળતું અને ખાસ તેમની પાસે રાખી મૂકેલી જમીનપર ખાતેદારોને મફત મજૂરી કરવી પડતી. તે વખતે લેવડદેવડના કામમાં પૈસાનો ઉપયોગ ક્વચિતજ થતો. પણ જણસોની અદલાબદલી થતી. બજારમાં વેચાવા માટે ધાન્ય આવતું નહિ તેથી પ્રત્યેક જમીનદાર અને ખેડૂત પોતાને જોઈતું ધાન્ય પોતાના ખેતરમાંજ પકવી લેતો. તે કાળે રસ્તા પણ થોડા અને ખરાબ હતા. તેથી ધાન્ય વગેરે સામગ્રી એક ઠેકાણેથી બીજે ઠેકાણે મોકલવામાં ઘણી મુશ્કેલી પડતી. તેથી જ્યારે એક ઠેકાણાની જાગીરમાં પાકતું ધાન્ય વગેરે ખપી જતું ત્યારે જમીનદાર જાગીરદારો પોતાના કુટુંબ સાથે પોતાની બીજી જાગીરમાં જઈ રહેતા. મોટા મોટા સરદારોની જાગીર ઘણી મોટી અને દૂર દૂર હોવાથી તેની વ્યવસ્થા કરવા માટે અને ખેડૂતો પાસેથી મળતા ગણોતની ઉઘરાણીની વસૂલાત માટે જાગીરદારો "સ્ટુઅર્ડ" કે "બેલિફ" નામના અધિકારીઓ નીમતા હતા. તે કાળે ખેતરમાં કામ કરનારાની સ્થિતિ બહુ દુખી હતી. તેઓને પોતાને માટે તેમના શેઠ તરફથી કેટલીક જમીન મળતી. પણ તેના ગણોત બદલ તેમને અઠવાડિયામાં કેટલાક દિવસ શેઠના ખેતરમાં કામ કરવું પડતું. એ ઉપરાંત ગણોતના બદલામાં ધાન્ય, શાકભાજી, ઇંડાં, દૂધ, છાસ, માખણ વગેરે પણ તેમને પોતાના ધણીને આપવું પડતું. આ પદ્ધતિને "સર્ફ-પદ્ધતિ" (Serfdom) કહેતા. એક ખેડૂત પોતાની જમીન છોડી દઈ શકતો નહિ, એટલુંજ નહિ પણ તે પોતાના એકાદ છોકરાને પાસેના શહેરમાં બીજો કોઈ ધંધો શિખવા ધણીની પરવાનગીવિના મોકલી શકતો નહિ. તેમજ તેની એકાદ છોકરીનું લગ્ન કરવું હોય તો તેમાં પણ તેને ધણીની રજા લેવી પડતી.

રોજ રોજનું કામ એટલું બધું રહેતું કે તેને વિશ્રાંતિ જવલ્લેજ મળતી.

પણ ધીમે ધીમે સરદાર, જમીનદાર અને ખેતીકારની સ્થિતીમાં ફેરફાર થતો ગયો. લશ્કરી નોકરીના કરાર પ્રમાણે રાજા બોલાવે ત્યારે સૈન્યસહિત હાજર થવાને બદલે ઠરાવેલી પૈસાની રકમ આપી લશ્કરી નોકરીના ત્રાસમાંથી મુકત થવું સરદારોને અને જાગીરદારોને વધારે ફાવતું આવ્યું. તેમજ રાજાઓને પણ આવી રોકડ રકકમ લઈ સરદારોને લશ્કરી નોકરીમાંથી માફી આપવી એ વધારે પસંદ પડ્યું. તેવી જ રીતે ધણીના ખેતરમાં અઠવાડિયાંના કેટલાક દિવસ કામ કરવાને બદલે અને અનાજ, શાક–ભાજી વગેરે ગણોત પેટે આપવાને બદલે રોકકડ પૈસાની રકમ આપવી એ વધારે ઠીક લાગ્યું. આવા ખાતેદારોને “કૉપી હોલ્ડર્સ” (Copy holders) કહેતાં. તેમજ રોજિંદા મજૂર તરીકે ખેતરમાં કામ કરવું અને તે બદલ મજૂરીની રોકકડ રકમ લેવી એ ખેતરમાં મજૂરી કરનારાઓને ઓછું ત્રાસદાયક લાગ્યું. જમીનદાર અને જાગીરદારોને પણ ગણોત પેટે રોકકડ રકમ લેવાનું વધારે સગવડ ભરેલું લાગ્યું. એટલે ધીમે ધીમે એ પદ્ધતિ રૂઢ થતી ગઈ. પણ પછી ૧૪ મા સૈકામાં જ્યારે ઇંગ્લંડમાં એક ભયંકર મરકી થઈ અને તે મરકીમાં ઘણાં માણસો માર્યા ગયાં ત્યારે મજુરી માટે માણસોની તાણ પડવા લાગી અને અનાજના ભાવો પણ ચડી ગયા. ત્યારે પાર્લમેન્ટે એક કાયદો ઘડ્યો અને તેમાં એવું ફરમાવ્યું કે પૂર્વપ્રમાણે ખેતીના મજૂરોએ પોતાના ધણીના ખેતરમાંજ કામ કરવું અને ખેતીનું કામ છોડી દેવું નહિ. આ કાયદાથી ફાયદો કાંઇ થયો નહિ. ઉલટા દંગાફિસાદ થવા લાગ્યા. મજૂરી મોંઘી થવાથી જમીનદારોને પણ ખેતીના કરતાં ઘેટાં ઉછેરી ઉનનો વેપાર વધારે ફાયદાકારક લાગ્યો. તેથી તેઓ ઘેટાં પાળવા લાગ્યા. તેથી ખેડુતોને અને મજૂરોને કામધંધા મળતા બંધ થઈ ગયા અને બેકારી ઘણી વધી ગઈ. આમ થવાથી ભિખારીઓની સંખ્યા ઘણી વધી અને ટંટાફિસાદો ઘણા થવા લાગ્યા.

**વેપાર, ઉદ્યોગધંધા અને શહેરોની વૃદ્ધિ:**—મધ્ય યુગની શરૂઆતમાં વેપાર અને ઉદ્યોગધંધા નહિ જેવા હતા. રસ્તાઓ પણ થોડા

હતા અને તે સારા ન હોવાને લીધે મુસાફરીમાં પણ ઘણી મુશ્કેલી નડતી. રસ્તામાં ચોર લૂંટારાઓનો ઉપદ્રવ પણ ઘણો હતો. પછી ધીમે ધીમે લોકોની જરૂરિયાતો વધવા લાગી તેમ તેમ ઉદ્યોગધંધા પણ વધવા લાગ્યા અને ઘણા લોક ખેતી છોડી બીજા ધંધામાં પડવા લાગ્યા. પૂર્વે લોકો ઘણાખરા ખેતરોમાં રહેતા. પણ ધીમે ધીમે જે જગાએ બે ચાર રસ્તા મળતા હોય, જત્રાનું ધામ હોય, નદીમાં સારો પાર હોય, એવી એવી જગાઓનું મહત્ત્વ વધ્યું. એવી જગાએ લોકો રહેવા લાગ્યા અને ત્યાં વેપાર માટે બજાર હાટ વગેરે ભરવા લાગ્યા. ખેતરમાં કામ કરનારા કુટુંબોમાંથી કેટલાક ખેતીથી અને માલિકના ત્રાસથી કંટાળી એવી જગાએ આવી રહેવા લાગ્યા. લુહાર, ચમાર, ચણકર, તીરકામઠાં બનાવનારા, વીશીવાળાઓ વગેરે નિરનિરાળા ધંધા કરનારા લોકો આવી જગાએ આવી વસી પોતપોતાનો ધંધો કરવા લાગ્યા. તેથી નાનાં નાનાં ગામોની વસ્તી વધી તેઓ શહેરો બનતાં ગયા. એ શહેરો રાજાની કે કોઈ જાગીરદારની જગામાં બંધાતાં હતાં. તેથી ત્યાં આવી વસનારા લોકો પાસે જુદા જુદા ધંધા કરવા માટે ભાડું લેવું, તેઓના કજિઆઓ પતાવવા, ત્યાં થતા ટંટા બખેડાઓનો પોતાની કોર્ટોમાં નિકાલ કરવો વગેરે હકો એ સરદારોના હતા. પરંતુ હળવે હળવે એ શહેરોના લોકે સરદારોને પુષ્કળ પૈસા આપી પોતાના અધિકારી મારફત શહરોની વ્યવસ્થા કરવાનો અને ત્યાંના લોકો પાસેથી કર, ભાડું વગેરે ઉઘરાવવાની **સનદ** ( Charter ) મેળવી. તે વેળા શહેરો ઘણાં થોડાં હતાં. બીજાં શહેરો સાથે સરખાવતાં લંડન ઘણું મોટું અને વસ્તીવાળું શહેર હતું. ઍંગ્લો સૅક્સન રાજ્યો વખતે **વિંચેસ્ટર** પાટનગર હતું, પણ નૉર્મન અમલ શરૂ થયો ત્યારે લંડન પાટનગર થયું અને તેથી તેનું મહત્ત્વ ઘણું વધ્યું. લંડનના શહેરીઓએ પોતાના અધિકારીઓ મારફત શહેરની વ્યવસ્થા કરવાની સનદ ( Charter ) રાજા પાસેથી મેળવી હતી. એવીજ સનદ મેળવવાની ઇચ્છા દરેક શહેરને થતી. ઉદ્યોગધંધામાં આગળ વધેલાં શહેરોમાં જુદા જુદા ધંધાની **ગીલ્ડ** એટલે પંચો હતી. સારા માલની પેદાશ કરવી અને વધારવી, મહેચ્છાવાળાં યુવાનો-

ને ધંધાનું શિક્ષણ આપવું, ગીલ્ડના સભાસદોને અડીઓપટીની વખતે પૈસાની મદદ કરવી વગેરે કામ આ પંચો કરતી. મધ્ય યુગમાં પ્રથમ પરદેશી વેપાર ઇટાલિઅન અને જર્મન લોકોના હાથમાં હતો. પણ પાછળથી અંગ્રેજ લોક તેમાં પડવા લાગ્યા. યહૂદી લોકો વ્યાજવટું કરતા અને તેઓનો વ્યાજનો દર ભારે હોવાથી તેઓ ઘણા અપ્રિય થઈ પડ્યા હતા.

**શિક્ષણ અને શાળા**:—મધ્ય યુગમાં ધર્માધિકારીઓ, ધર્માધ્યક્ષો, મઠોના જોગીઓ, સાધુઓ અને ગામના ઉપાધ્યાયો માત્ર ભણેલા હતા. અને તેઓ સાદું અને ઉચ્ચ આચારવિચારવાળું જીવન ગાળતા હતા. તેથી તેઓને સમાજમાં સારૂં માન મળતું હતું. પણ ધીમે ધીમે પાછળથી તેઓ એશઆરામી થતા ગયા. તેઓની રહેણી કરણી પણ અનીતિવાળી થતી ગઈ. તેમ તેમ લોકોના તેમના તરફના માન અને આદરભાવ ઓછાં થતાં ગયાં. ધર્મના કામમાં પડવા માગનારા લોકોને ઉપયોગી જ્ઞાન મઠોમાં આપવામાં આવતું. પછી ધીમે ધીમે બીજા વિષયોનું શિક્ષણ આપવા માટે વિશ્વવિદ્યાલયો સ્થપાવા લાગ્યાં. પશ્ચિમ યુરોપમાં જૂનાં પ્રસિદ્ધ વિશ્વવિદ્યાલયો **રોમ** અને **પૅરિસ**માં હતાં. એ વિદ્યાલયોમાં શિક્ષણ લેવા માટે ઇંગ્લંડથી પણ વિદ્યાર્થીઓ જતા. બારમા સૈકામાં ઇંગ્લંડમાં પણ **ઑક્સફર્ડ**માં એક વિશ્વવિદ્યાલય સ્થાપવામાં આવ્યું. ત્યારપછી કેમ્બ્રિજમાં એક બીજું સ્થપાયું. એ વિદ્યાલયો પોપને અને રાજાને માનતાં હતા. એ વિશ્વવિદ્યાલયોમાં ધર્મશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, કાયદા અને વૈદકનું શિક્ષણ આપવામાં આવતું હતું. શ્રીમંત અને ગરીબ બંને વર્ગના વિદ્યાર્થીઓ તેમાં શીખવા માટે જતા. એ વિદ્યાલયોમાં શિક્ષણ પૂરૂં થયે ધર્મખાતામાં બિશપથી માંડી આર્ચબિશપ, કાર્ડિનલ અને પોપ સુદ્ધાં થવાનો અથવા રાજાના મંત્રી કે પ્રધાન થવાનો રસ્તો સર્વેને માટે ખુલ્લો થતો.

સરદારોના છોકરાઓને તેઓના ઘરનું શિક્ષણ લેવા માટે ૮–૧૦ વર્ષની નાની ઉંમરથીજ બીજા સરદારોને ત્યાં મોકલવામાં આવતા. આમ પારકે ઠેકાણે રહેવાને લીધે સમયસૂચકાત, ધીટપણું અને

સ્વાવલંબનના ગુણો તેમનામાં સહજ જ આવતા. ત્યાં તેમને સહેજ-સાજ અક્ષરજ્ઞાન, યુદ્ધકળા, ઘોડેસ્વારી, શિષ્ટાચાર વગેરે બાબતનું શિક્ષણ મળતું. એ સર્વ શિક્ષણ પૂરૂં થયે તેમને **સરદારની પદવિ** ( Knighthood ) આપવાનો સમારંભ થતો.

વેપાર અને ઉદ્યોગધંધાનું જ્ઞાન મોટાં મોટાં ગામમાંના કારીગરોનાં '**ગીલ્ડ**' કે '**સંઘ**' મારફત મળતું. પહેલાં ઉમેદવારને કામ શીખવવામાં આવે અને પછી ધંધાશિક્ષણ પૂર્ણ થાય ત્યારે તેને સ્વતંત્ર ધંધો કરવાની પરવાનગી મળતી.

**ઘરો અને ઇમારતો**:—એ કાળે મોટા મોટા સરદારો કિલ્લામાં રહેતા. એ કિલ્લાઓ બાંધવામાં સુંદરતા અને ભપકા કરતાં મજબૂતાઈ પર વિશેષ લક્ષ આપવામાં આવતું. આવા મજબૂત કિલ્લાઓની સંખ્યા કમી કરવાનું રાજાઓ ધોરણ રાખતા, તેથી તેરમા સૈકા પછી ઘણા જૂના કિલ્લાઓ તોડી પાડવામાં આવ્યા હતા. ત્યારપછી સરદાર લોક પોતાની એસ્ટેટમાંજ મહેલો બાંધી રહેવા લાગ્યા. સામાન્ય લોકનાં ઘરો લાકડાં અને માટીનાં બાંધવામાં આવતાં. ફક્ત દેવળો અને મઠોની ઇમારતો વિશાળ અને ભવ્ય બાંધવામાં આવતી. ગામોના રસ્તા સાંકડાં અને ગલીચ રહેતા. તેઓને ઝાડીઝૂડી સાફ પણ રાખવામાં આવતા નહિ. કોઈવાર જોસથી વરસાદ પડે તોજ બધી ગલીચી ધોવાઈ જાય.

**મનરંજનના પ્રકાર અને પોષાક**:—રાજા અને સરદાર લોક પશુ અને પક્ષીઓનો શિકાર કરી પોતાનાં મન રંજન કરતા. રાજાઓ શિકાર માટે મોટાં મોટાં જંગલો અનામત રાખતા અને તેમાં શિકાર કરવાની નીચલા વર્ગના લોકને મના કરતા. ઉમરાવ વર્ગની મનરંજન કરવાની બીજી રીત "**ટૂર્નમેન્ટસ**"—રમતગમતની હરીફાઈ હતી. મધ્ય યુગમાં યુદ્ધકળા, સાહસ, શિષ્ટાચાર અને સ્ત્રીઓ તરફ માન એ બાબતોને વધારે મહત્ત્વની ગણવામાં આવતી હતી, તેથી આવાં ટૂર્નમેન્ટમાં નામ કાઢવું એવી ઉમરાવ કુટુંબના દરેક સાહસિક તરુણને મહત્ત્વાકાંક્ષા રહેતી. સામાન્ય લોકના મનરંજનના પ્રકાર આખલા-

ઓની સાઠમારી, નાચ, તીરંદાજી વગેરે હતા. સરદાર લોકનો પોશાક ઊનનો કે રેશમનો હતો. તેઓ યુદ્ધમાં બખ્તર અને ટોપ પહેરતા. સામાન્ય વર્ગનો પોશાક જાડાં ખરબચડાં કપડાંનો હતો. ટાઢથી રક્ષણ મેળવવાને માટે તેઓ ઊનનાં કપડાંનો પણ ઉપયોગ કરતા. સામાન્ય લોક ઘુંટણ સુધીના ઝભ્ભા પહેરતા.

## ૮. ખ્રિસ્તી ધર્મની સ્થાપના અને ઇંગ્લંડની ધાર્મિક વ્યવસ્થા

**ખ્રિસ્તી ધર્મનો સંસ્થાપક ઇસુ ખ્રિસ્ત:**—ઈસુ ખ્રિસ્ત (Jesus Christ) ખ્રિસ્તી ધર્મનો સ્થાપનાર હતો. તેનો જન્મ ઇ. સ. પૂર્વે ૪ થા વર્ષમાં પૅલેસ્ટાઈન પ્રાંતના બેથલેહેમ ગામમાં થયો હતો. તેનાં માબાપ **જ્યૂ** (યહૂદી) હતાં અને તેમનો ધર્મ પણ યહૂદી હતો. ઇસુને નાનપણથી જ યહૂદી ધર્મની દીક્ષા આપવામાં આવી હતી. પણ યહૂદી ધર્માધિકારીઓનું અંધ ધર્મકર્મનિષ્ઠપણું, તેઓનું સ્વાર્થી આચરણ, ઈશ્વરને સંતોષવા માટે યહૂદી ધર્મમાં અપાતાં પશુ બળિદાન વગેરે બાબત ઇસુને પસંદ પડતી નહોતી. તેણે ધર્મની બાબત પર ઘણું મનન કર્યું. છેવટે ત્રીસ વર્ષની ઉંમરે તેને ઈશ્વરનો સાક્ષાત્કાર થયો લાગ્યો. હું દેવદૂત છું અને ઈશ્વરે મને ખરો ધર્મ સ્થાપન કરવાની આજ્ઞા કરી છે એમ કહી લોકોને ધર્મનો ઉપદેશ કરવાનું તેણે શરૂ કર્યું. "ઈશ્વર એક જ છે, તે સર્વવ્યાપક છે, તે લોકોએ કરેલાં પાપપુણ્ય પ્રમાણે તેમને ન્યાય આપનારો છે, સર્વ મનુષ્ય ઈશ્વરનાં જ બાળબચ્ચાં છે, માટે બધાંએ બંધુત્વભાવ રાખવો અને એક બીજા સાથે પ્રેમથી વર્તવું, દુઃખીઓને મદદ કરવી, પોતાનું આચરણ સારૂં રાખવું, આપણે હાથે થએલા ખરાબ આચરણ માટે પશ્ચાત્તાપ કરવો, અને તેવું આચરણ ફરીથી ન કરવા પ્રયત્ન કરવો, મૂર્તિમાં દેવ નથી," એમ તે લોકોને ઉપદેશમાં કહેતો. પછી તે પૅલેસ્ટાઇનની રાજધાની જેરૂસલેમ ગયો, અને ત્યાં લોકોને ઉપદેશ કરવા લાગ્યો. ઘણા યહૂદી લોકો તેના શિષ્ય થયા. એ વાત યહૂદી ધર્માધિકારીઓને ગમી નહિ. તેઓએ ઇસુ ખ્રિસ્તને તેના પાખંડી

અને નાસ્તિક મત માટે શિક્ષા કરવા પૅલેસ્ટાઇનના અધિકારી પાસે માગણી કરી. તે વેળા પૅલેસ્ટાઇનમાં રોમન અમલ હતો. છેવટે ઇ. સ. ના ૨૯ માં વર્ષમાં રોમન ગવર્નરના હુકમથી તેને ક્રૂસ પર (Cross) ખીલા ઠોકી મારી નાંખવામાં આવ્યો. પણ લોકો તેનો ઉપદેશ ભૂલી ગયા નહિ. તેઓ ઇસુને '**ખ્રિસ્ત**' (Christ) એટલે **અવતારી પુરૂષ** માનવા લાગ્યા. **ઈસુ ખ્રિસ્ત** નામ ઉપરથી એનો ધર્મ **ખ્રિસ્તી ધર્મ** (Christian) અને એ ધર્મના અનુયાયીઓ **ખ્રિસ્તી લોક** કહેવાવા લાગ્યા. એ ધર્મનો ઉપદેશ થવો ચાલુ રહ્યો, તેથી ધીમે ધીમે ખ્રિસ્તી ધર્મનો પ્રસાર વધવા લાગ્યો, અને આજે દુનિયામાં લગભગ ૬૫ કરોડ માણસ ખ્રિસ્તી ધર્મના અનુયાયી છે. ઇસુ ખ્રિસ્તને ક્રૂસ પર ઠોકી મારી નાંખવામાં આવ્યો હતો માટે તેના સ્મારક તરીકે ક્રૉસનું ચિન્હ ખ્રિસ્તી લોકો પવિત્ર ગણે છે. તેના જન્મ દિવસથી (૨૫ ડિસેમ્બર) **ક્રિસ્ટમસ** (નાતાલ) ના તહેવાર શરૂ થાય છે, અને તેના જન્મ પછી ચોથા વર્ષથી જે સંવત ગણાવા લાગ્યો તેને **ઈસવી સન** કહે છે.

**બાઈબલ:**—બાઇબલ ખ્રિસ્તી લોકનું ધર્મપુસ્તક છે. તેના બે ભાગ છે. પહેલા ભાગને જૂનો કરાર (Old Testament) અને બીજા ભાગને નવો કરાર (New Testament) કહે છે. જૂના કરારમાં સૃષ્ટિની ઉત્પત્તિ અને ત્યારપછીની હકીકત અને જ્યૂ-હિબ્રૂ (યહૂદી) લોકનો ઇતિહાસ છે. તેમાં એવી કલ્પના કરવામાં આવી છે કે ભવિષ્યમાં કોઇએક અવતારી પુરુષ જન્મ લેશે, તે દુનીઆનો ઉદ્ધાર કરશે અને યહૂદી લોકને આખી દુનીઆનું સામ્રાજ્ય મેળવી આપશે. નવા કરારમાં એમ કહ્યું છે કે જગતના ઉદ્ધાર માટે જે અવતારી પુરુષના જન્મની વાત જૂના કરારમાં છે તેજ પુરુષ ઇસુ ખ્રિસ્ત છે. ઈસુ ખ્રિસ્તે વખતો વખત કરેલો ઉપદેશ, તેનાં વચનો અને તેના મતસિદ્ધાંતનો સંગ્રહ નવા કરારમાં કરવામાં આવ્યો છે. આ બંને કરારમાં લખેલી હકીકતને **બાઈબલ** કહે છે. બાઇબલ પ્રથમ **હિબ્રૂ** ભાષામાં લખાયું હતું. પાછળથી ગ્રીક અને રોમન લોકે **ગ્રીક** અને **લૅટિન** ભાષામાં તેનું ભાષાંતર કર્યું.

**ખ્રિસ્તી ધર્મનો પ્રચાર** :—ઈસુ ખ્રિસ્તના મરણ પછી તેના મુખ્ય શિષ્ય **પૉલે** જેરૂસલેમ, ઍંટિઓક વગેરે ઠેકાણે જઈ આ નવા ધર્મનો ઉપદેશ કર્યો. જે લોકો યહૂદી ધર્મના નહિ હતા તેઓને પણ એ ધર્મના અનુયાયી કરવાની તેણે શરૂઆત કરી. એટલે એ ધર્મનો પ્રચાર રોમન સામ્રાજ્યમાં થવા લાગ્યો. પણ રોમન પાદશાહે એ ધર્મનો સ્વીકાર હજુ કર્યો ન હતો. તેથી પાખંડી અને નાસ્તિક ધર્મનો પ્રચાર કરવાનું તહોમત મૂકી પૉલને જેરૂસલેમમાં પકડવામાં આવ્યો અને રોમ લઈ જઈ ત્યાં મારી નાંખવામાં આવ્યો (ઈ. સ. ૬૫). તેમછતાં રોમન સામ્રાજ્યમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર ધીમેધીમે થતો ગયો. છેવટે **કૉન્સ્ટંટાઈન** નામના રોમન પાદશાહે ઈ. સ. ૩૧૩ માં એ ધર્મનો સ્વીકાર કર્યો અને તે તેને ટેકો આપવા લાગ્યો. તેથી રોમન સામ્રાજ્યમાં ખ્રિસ્તી ધર્મનો પ્રસાર ઝડપથી થવા લાગ્યો અને જેરૂસલેમ, રોમ, કૉન્સ્ટાંટિનોપલ, ઍંટીઓક અને એલેકઝાંડ્રીઆમાં ધર્મપીઠો સ્થાપવામાં આવી. **રોમ** અને **કૉન્સ્ટાંટિનોપલ** પાટનગરો હોવાથી ત્યાંની ધર્મપીઠો વિશેષ મહત્ત્વની હતી. પછી ઈ. સ. ૪૭૬ માં પશ્ચિમ રોમન સામ્રાજ્યનો નાશ થયો અને ત્યાં જંગલી જાતોનાં જુદાં જુદાં રાજ્યો થયાં. એ લોકોમાં રોમની ધર્મપીઠ મારફત ખ્રિસ્તી ધર્મનો પ્રચાર થયો. તેથી **રોમ**ના ધર્માધિકારી (**પોપ**)નું મહત્વ ઘણું વધ્યું અને તે બધા ખ્રિસ્તીઓનો **જગદ્ગુરુ** ગણાવા લાગ્યો. પછી ઈ. સ. ૮૦૦ માં **લીઓ** નામના પોપે ફ્રૅંક લોકોના પરાક્રમી રાજા શાર્લમેનને રોમમાં રોમન શહેનશાહ તરીકે રાજ્યાભિષેક કર્યો. આ પ્રસંગથી રોમના પોપનું મહત્વ ઘણું વધ્યું. રાજાને રાજ્યપદ આપવાનો અને પદભ્રષ્ટ કરવાનો હક પોપને છે અને રાજસત્તા કરતાં ધાર્મિક સત્તા શ્રેષ્ઠ છે એવું ત્યારથી લોકો સમજવા લાગ્યા.

**ઇંગ્લંડમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર** :—ઇંગ્લંડમાં રોમન લોકોએ ત્યાંના આગળના ડ્રુઈડ ધર્માધિકારીઓનો નાશ કર્યો હતો. તેથી ત્યાંપણ ખ્રિસ્તી ધર્મનો પ્રચાર ધીમેધીમે થવા લાગ્યો. પણ પછી જ્યારે ઈ. સ. ૪૧૦ માં રોમન સૈન્યો ઇંગ્લંડમાંથી ચાલ્યાં ગયાં ત્યારપછી કેટલેક કાળે ઍંગલ, સૅક્સન વગેરે લોકો ઇંગ્લંડમાં આવી વસ્યા. એ

લોકો મૂર્તિપૂજક હોવાથી તેઓ ખ્રિસ્તી ધર્મના વેરી હતા. તેથી ઇંગ્લંડમાંથી ખ્રિસ્તી **ધર્મ** લગભગ નાશ પામ્યો. ત્યારપછી **કેંટના** રાજા **એથલબર્ટની** વિનંતિથી **રોમન પોપ ગ્રેગરીએ** ઇ. સ. ૫૯૭ માં **ઑગસ્ટાઇન** નામના સાધુની સાથે ચાળીસ ધર્મોપદેશક ઇંગ્લંડ મોકલ્યા. આ ઉપદેશકોના પ્રયત્નથી ઇંગ્લંડમાં પાછો ખ્રિસ્તી ધર્મ ચાલુ થયો અને પછીના સો બસો વર્ષમાં આખો દેશ ખ્રિસ્તી ધર્મી થઇ ગયો.

**ઇંગ્લંડમાં ખ્રિસ્તી ધર્મની વ્યવસ્થા**:—ઇંગ્લંડના ધર્માધ્યક્ષોમાં **કેંટરબરી** અને **યૉર્કના** ધર્માધિકારીઓ મુખ્ય ગણાય છે. અને તેઓ **આર્ચબિશપ** કહેવાય છે. આ બેમાં પણ કેંટરબરીનો આર્ચબિશપ પ્રમુખ ગણાય છે. રાજ્યાભિષેક કરવાનો અને રાજાની ધાર્મિક વિધિઓ કરવાનો તેનોજ હક છે. આખા ઇંગ્લંડની ધાર્મિક વ્યવસ્થા ઉપર પણ તેજ દેખરેખ રાખે છે. ઇંગ્લંડના મોટાં મોટાં શહેરોમાં અને નાનાં નાનાં ગામોમાં પુષ્કળ દેવળો (Church) છે અને તેની વ્યવસ્થા કરવા માટે કલર્જી (Clergy) નામના અધિકારી નીમવામાં આવે છે. દરેક કલર્જી પોતપોતાના ગામની ધાર્મિક વ્યવસ્થા ચલાવે છે. મંદિરમાં પ્રાર્થના કરવી, ધર્મોપદેશ કરવો, પુરાણ વાંચવાં, ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપવી, લગ્ન અને જન્મ મરણની વિધિઓ કરવી, વગેરે ધાર્મિક કામો કલર્જીઓ કરે છે. ગામના દેવળની ઉત્પન્નનો ઠરાવેલો ભાગ આ કલર્જીઓને મળે છે અને કેટલોક ભાગ દેવળના અંગે ખરચાય છે. આ ઉપરાંત ઠેકાણે ઠેકાણે સાધુ પુરુષ જોગી અને જોગણોએ **ધર્મમઠો** (Monastaries) પણ સ્થાપ્યા હતા. ધર્મના કાર્યમાં પડેલા આર્ચબિશપ, બિશપ, જોગી, જોગણો વગેરેને લગ્ન કરવાની મના કરવામાં આવી હતી. તેઓને બ્રહ્મચર્ય વ્રત પાળવું પડતું હતું. આ મઠોમાં ધર્મોપદેશ કરવો, શિક્ષણ આપવું બાઇબલની અને બીજાં પુસ્તકોની હસ્તલિખિત પ્રતો તૈયાર કરવી, ઔષધોપચાર કરવો, સદાવ્રતો ચલાવવાં, લૂલાં લંગડાં અને અનાથ નિરાશ્રિતોને આશ્રય આપવો, વગેર ધાર્મિક, સમાજોન્નતિના, શિક્ષણના અને દયાના કામો તેઓ કરતા હતા. આ માટે આ ધર્મમઠોને ભાવિક અને ધાર્મિક ગૃહસ્થો તરફથી નાની મોટી પુષ્કળ ભેટો મળતી. અને તેમાંથીજ

ઉપલી બધી બાબતોનો ખર્ચ નીકળતો. ધર્મમઠોમાં રહેનારા સાધુઓ રોમ, પૅરિસ વગેરે ઠેકાણે વારંવાર જતા. કેમકે એ શહેરો તે વેળાએ વિદ્યા અને જ્ઞાનમાં ઘણા આગળ વધેલાં હતાં. ત્યાં શીખી આવેલા ધર્મોપદેશકોના સમાગમથી ઇંગ્લંડના લોકના જ્ઞાનમાં ઘણો વધારો થતો. આમ પરદેશો સાથે વહેવાર ઘણો વધવાથી લોકના વિચાર અને કલ્પના વિશાળ થવા લાગ્યા.

**ધર્મજાગૃતિની ચળવળ**:—ઇંગ્લંડમાં ધાર્મિક વ્યવસ્થા ઉપર વર્ણવ્યા પ્રમાણે હતી. ત્યાંના દેવળ અને ધર્મમઠો તરફથી સામાજિક ઉન્નતિના કામો થતાં હતાં ખરાં, તોપણ ધર્માધિકારી અને મઠમાં રહેનારા સાધુ, જોગી વગેરે બધાજ કાંઈ સદ્વર્તની નહોતાં. તેમનામાંના દુર્ગુણી લોકોને સુધારવા વારંવાર પ્રયત્નો થતા હતા. દરેક ઠેકાણાના ધર્માધિકારીઓ તરફથી અને ધર્મમઠો તરફથી રોમના પોપને ધાર્મિક કર અને ઉપજ મળતાં હતાં. એ ઉપજમાંથી પોપ ધર્મનાં સઘળાં કામો કરતો. પણ પછીથી આ પૈસાનો ઉપયોગ ચેનબાજી અને એશઆરામમાં થવા લાગ્યો. અને કેટલાક ધર્માધિકારી અને મઠાધિકારી સાધુઓનાં આચરણ અનીતિમાન થયાં. લોકને શિક્ષણ આપવાનું કામ પણ મંદ પડી ગયું. તેથી વાંચી લખી જાણનારા લોકની સંખ્યા પણ ઓછી થઈ ગઈ હતી. એ ઉપરાંત ખ્રિસ્તી ધર્મનું પવિત્ર પુસ્તક **બાઈબલ** લૅટિન અને ગ્રીક ભાષામાં લખાયલું હોવાથી તેમાં શું લખ્યું છે તે લોકો જાતે વાંચી શકતા નહિ. ધર્માધિકારીઓ જે કહે તે પર જ લોકોને વિશ્વાસ રાખવો પડતો હતો. એવે વખતે કેટલાક વિચારવંત લોક ધર્માધિકારીઓના અનીતિમાન અને એશઆરામી વર્તન ઉપર ટીકા કરવા લાગ્યા અને નવીન પંથદ્વારા ઉચ્ચ વિચાર લોકો આગળ મૂકવા લાગ્યા. **ફ્રૅંસિસ** નામનો આવો એક સાધુ ઇટલીમાં થઈ ગયો હતો. તેણે ૧૨૦૯ માં યુરોપમાં એક પંથ સ્થાપ્યો હતો. આ પંથના લોક જરૂરજોગાજ અન્નવસ્ત્રોપર રહી પોતાનું સર્વ જીવન ગરીબગુર્બાં અને અનાથ અપંગોનો ઉદ્ધાર કરવામાં ગાળતા હતા. ત્યાર પછી ૧૩ મા સૈકામાં **ડૉમિનિક** નામે એક સાધુએ સ્પેનમાં એક પંથ સ્થાપ્યો હતો. તેણે પુરાણો વાંચી સંભળાવી, ધાર્મિક પ્રવચનો અને ઉપદેશ કરી લોકોમાં ધાર્મિક વૃત્તિ જાગૃત કરવાના પ્રયત્ન કર્યા હતા.

આ પંથ યુરોપમાં સ્થપાયો હતો તેમ છતાં તેનો ફેલાવો ઈંગ્લંડમાં પણ થયો હતો. શરૂઆતમાં આ પંથદ્વારા ઘણું સારૂં કામ થયું હતું. પણ પછી એ પંથમાં પણ ઢોંગી અને પાખંડી લોક ઘુસ્યાથી લોકનો પ્રેમ તેનાપરથી ઉઠી ગયો અને એ પંથ નહિ જેવો થઈ રહ્યો. ઈંગ્લંડમાં પણ **જૉન વિકિલફ** ( ૧૩૨૪ થી ૧૩૮૪ ) નામનો એક પુરૂષ ૧૪ મા સૈકામાં થઈ ગયેલો. તેણે બાઇબલમાંના ધર્મતત્વ તરફ ઈંગ્લંડના ધર્માધિકારીઓનું લક્ષ ન હતું તે બાબતપર અને તેઓના બાઇબલ વિરૂદ્ધ આચરણપર ટીકા કરી હતી. તેણે બાઇબલનો અંગ્રેજીમાં તરજુમો પણ કર્યો હતો. એના અનુયાયીઓ પણ ઘણા થયા હતા. એ અનુયાયી-ઓની સહાયથી લોકમાં ધર્મજાગૃતિ લાવવા તેણે અથાગ મહેનત કરી હતી. પણ તે જમાનાના લોકમાં જ્ઞાનનો પ્રચાર નહિ થયેલો હોવાથી તેને લોકો તરફથી જોઈએ તેટલું પીઠબળ મળ્યું નહિ. **વિકિલફના** મરણ પછી તેની ચળવળ ઠંડી પડી ગઈ. તેના અનુયાયીઓને તેમના શત્રુઓ **લૉલાર્ડ** ( મિથ્યા બડબડ કરનારા ) કહેવા લાગ્યા. ઘણા લૉલાર્ડોને પાખંડી અને નાસ્તિક ગણી જીવતા બાળી મૂકવામાં આવ્યા હતા. એટલે એ ચળવળ પણ પડી ભાંગી. રોમના પોપને ઈંગ્લંડના મઠો, દેવળો, વગેરે ઠેકાણેથી ધાર્મિક કર મળતો હતો. એ ઉપરાંત કોઇએક ધર્માધિકારીની નવીન નિમણૂક થાય ત્યારે તેના તરફથી તેના દેવળની પહેલા વર્ષની ઉપજ પણ પોપને મળતી હતી. એ પ્રમાણે ઇંગ્લંડમાંથી પણ પોપને મોટી રકમની ઉપજ થતી હતી. એ સિવાય ઇંગ્લંડના દેવળોમાં ખાલી પડતી જગાપર પોપ પરદેશીઓને નીમતો હતો. તેથી ઇંગ્લંડની પાર્લમેન્ટે ચૌદમા સૈકામાં એ બાબત એક કાયદો ઘડ્યો. તેથી પોપને મળતી ધાર્મિક ઉપજ ઓછી થઈ અને ઘણી બાબતમાં પોપનો અધિકાર પણ કમી થયો.

---

## પ્રાચીન અને મધ્ય યુગનું ઇંગ્લંડ

### સારાંશ

૧. **પ્રાચીન યુગ, મધ્ય યુગ અને અર્વાચીન યુગ—**

(અ) **પ્રાચીન યુગ**—અતિ પ્રાચીન કાળથી ઇ. સ. ૪૭૬

સુધી. યુરોપમાં પહેલાં ગ્રીસ અને પછી રોમનું વિદ્યા, કળા અને આચારવિચારમાં ઘણું આગળ વધવું. (બ) **મધ્ય યુગ**—ઈ. સ. ૪૭૬ થી સુમારે ૧૪૫૦ સુધી. ઈ. સ. ની ૪૭૬ ની સાલમાં જંગલી લોકોને હાથે પશ્ચિમ રોમન સામ્રાજ્યનો નાશ થયાથી રોમન વિદ્યા, કળા અને સંસ્કૃતિનો લોપ. (હરામીના) બે ભાગ જેવી સ્થિતિ) સરદારો અને અમીર ઉમરાવો. ચર્ચ મારફત ઐક્ય કરવાના અને શાંતિ રાખવાના પ્રયત્ન. ફ્રૅંક લોકોના રાજા શાર્લમેનનું રોમના પોપને હાથે ઈ. સ. ૮૦૦ માં રોમન શહેનશાહ તરીકે રાજ્યાભિષેક થવું અને પવિત્ર રોમન સામ્રાજ્યની સ્થાપના. (ક) **અર્વાચીન યુગ**—ઈ. સ. સુમારે ૧૪૫૦ થી શરૂ. ઈ. સ. ૧૪૫૩ માં પૂર્વ રોમન સામ્રાજ્યનો તુર્ક લોકોને હાથે નાશ. પૂર્વ તરફના દેશો સાથે વેપારની બાબતમાં તુર્કોની આડખીલી. હિંદુસ્થાન આવવાના નવીન જળમાર્ગની શોધ. દરીઆઈ સફરો. નવા નવા દેશોની શોધ. ગ્રીક અને લૅટિન ભાષા અને વિદ્યામાં પારંગત વિદ્વાન પંડિતોનું કૉન્સ્ટાંટિનોપલમાંથી યુરોપના અન્ય સ્થળોએ પલાયન, તેમના શિક્ષણથી નવીન વિચાર અને ચિકિત્સક બુદ્ધીનો વિકાસ, અંધ શ્રદ્ધાનો નાશ, ધર્મસુધારાની ચળવળ અને શાસ્ત્રોની શોધના પ્રયત્ન.

૨. **ઇંગ્લંડના પ્રાચીન રહેવાસી**:—ઇંગ્લંડનું પ્રાચીન નામ શ્વેતદ્વીપ (Albion). પ્રાચીન કાળમાં સ્પેન અને ફ્રાન્સ (ગૉલ) માંથી કેલ્ટ જાતના બ્રિટન નામના લોક ઇંગ્લંડમાં આવી વસ્યા. તે ઉપરથી દેશનું બ્રિટન નામ પડેલું. બ્રિટન લોક જંગલી સ્થિતિમાં. ધર્મ અને ન્યાયની બાબતમાં ડ્રુઈડ ધર્માધિકારીઓની સત્તા.

૩. **રોમન અમલ**:—ઇ. સ. પૂ. ૫૫ થી ઇ. સ. ૪૧૦. જૂલિઅસ સીઝરની બ્રિટનપર સ્વારી અને રોમન લોકની જીત. કૅરેક્ટેકસ અને બોડેશિઆનું રોમનોની સામે થવું અને તેમનો પરાજય, પિક્ટ, સ્કૉટ અને સૅક્સનોની ઉપદ્રવો સામે ઍગ્રિકોલાનો બંદોબસ્ત. ભાષા, પોશાક, આચારવિચાર, સંસ્કૃતિ, શહેરોની સ્થાપના, કળા,

વિદ્યા, ખ્રિસ્તી ધર્મ વગેરે બાબતોમાં રોમન સહવાસથી બ્રિટનો પર થએલી સુધારાની અસર. ઈ. સ. ૪૧૦ માં રોમન સૈન્યોનું ઇંગ્લંડમાંથી ચાલી જવું અને તેથી થએલી લોકની નિરાશ્રિત સ્થિતિ.

૪. **ઍંગલ, સૅક્સન અને ડેનિશ અમલ** (૪૫૦–૧૦૬૬):— પિક્ટ અને સ્કૉટ લોકના ત્રાસથી બ્રિટનનું રક્ષણ કરવા માટે ઍંગલ અને સૅક્સનોનું ઇંગ્લંડમાં આવવું અને ત્યાંજ ઠસી પડવું. ઍંગલ શબ્દ ઉપરથી ઍંગલ–લંડ–ઇંગ્લંડ નામ પડવું. ઍંગ્લો સૅક્સનોનાં ઇંગ્લંડમાં સાત રાજ્યો. સન ૮૩૦ માં વેસેક્સના એગબર્ટને હાથે આખા દેશનું એકીકરણ. રાજાને સલાહ મસલત આપનાર વિટેનગેમૉટ મંડળ. ખ્રિસ્તી ધર્મનો પ્રસાર. પહેલો ધર્મપ્રસારક ઑગસ્ટાઇન. ડેન લોકોની સ્વારી. ૮૭૧ માં મોટી સ્વારી અને ઑલ્ફ્રેડે કરેલો સામનો. ઑલ્ફ્રેડના સુધારા—કિલ્લા, કોટ, આરમાર, શાળા, કાયદાસંગ્રહ, વિદ્યા અને કળાને ઉત્તેજન. મોટો ઑલ્ફ્રેડ. ૧૦૧૩ થી ૧૦૪૨ ડેનિશ રાજાઓ, તેમાં સૌથી પ્રસિદ્ધ રાજા કૅન્યૂટ. ધર્મમઠ, ધર્મપ્રચાર માટે પુષ્કળ ખર્ચ. ૧૦૪૨–૧૦૬૬ ઍંગ્લો સૅક્સન રાજા ધર્માત્મા એડવર્ડ. તેના મોસાળ નૉર્મંડીના નૉર્મન લોકો સાથે વહેવાર.

૫. **નૉર્મન વંશ**:—૧૦૬૬–૧૧૫૪. નૉર્મનો અસલ ડેનમાર્કના. ફ્રાન્સમાં બે સૈકાથી રહેતા હોવાથી ભાષા, રીતરિવાજ વગેરે બાબતમાં ફ્રેંચ થઈ ગયા. ૧ લો વિલિઅમ સરંજામી પદ્ધતિ સ્થાપે છે. લશ્કરી નોકરીનો કરાર. સરદારોનું જોર તોડવાનું વિલિઅમનું ધોરણ. વિટેનગેમૉટનું અમીરઉમરાવ મંડળમાં રૂપાંતર. ધર્મની બાબતમાં ઇંગ્લંડના રાજાની સંમતિવિના પોપને હાથ ન ઘાલવા દેવાનું ધોરણ. ૧ લા હેન્રીએ ઇંગ્લંડના કાયદા અને રૂઢિ પ્રમાણે ચાલવાની જાહેર કરેલી કબૂલાત. સ્ટીફનની કારકિર્દીની અંધાધુંધી. સરદારોનું જોર.

૬. **ઍંજૂ, લૅંકેસ્ટર અને યૉર્ક વંશ** (૧૧૫૪–૧૪૮૫)— **ઍંજૂ વંશ** (૧૧૫૪–૧૩૯૯). ૨જા હેન્રીએ ઉમરાવોની

સત્તાને તોડી ધર્માધિકારી અને સામાન્ય લોકનો એક જ કોર્ટમાં સરખો ન્યાય. ૧ લા રિચર્ડે ઘણાં વર્ષ ધર્મયુદ્ધમાં ગાળ્યાં. જૉનનું જુલમી અને અન્યાયી વર્તન. પ્રજા પર ભારે કરો. સરદાર, ધર્માધિકારી અને સામાન્ય લોક એકત્ર થઈ પોતાના હકના રક્ષણાર્થે મૅગ્ના ચાર્ટાની સનદ પર રાજાની સહી લે છે. ૩ જા હેન્રીનું નાની ઉંમરે ગાદી પર આવવું. તેની માના અને પત્નીના નૉર્મન સગાંઓને મળેલી ઇંગ્લિશ જાગીર. રાજકારભારના ખર્ચ માટે પ્રજા પર ભારે કર. રાજ્યમાં અસંતોષ અને બંડ. સાઇમન-ડી-મૉંટફર્ડે સરદાર, શહેરો અને જિલ્લાઓના પ્રતિનિધિઓની સભા-પાર્લમેન્ટ બોલાવી. ૧ લા એડવર્ડે ૧૨૯૫ માં પહેલી સંપૂર્ણ પાર્લમેન્ટની સ્થાપના કરી. ૩ જા એડવર્ડે ફ્રાન્સની ગાદી પર મારો હક છે એમ કહી શરૂ કરેલું સો વર્ષ સુધી ચાલેલું યુદ્ધ. કૅલે સિવાય ઇંગ્લંડનો ફ્રાન્સમાંનો તમામ મુલક ફ્રેંચોએ જીતી લીધો. સ્કૉટલંડ પર સત્તા બેસાડવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો. ૨ જા રિચર્ડની કારકિર્દીમાં વિક્લિફની ચળવળ. બાઇબલનું ભાષાંતર. ધર્માધિકારીઓના એશઆરામી જીવન પર ટીકા. લૅંકેસ્ટર અને યૉર્ક વંશ (૧૩૯૯-૧૪૮૫). ઇંગ્લંડની ગાદીના વારસા માટે એ બે કુટુંબો વચ્ચે લડાઈ (૧૪૫૫-૧૪૮૫). લૅંકેસ્ટર વંશની રાજકન્યા માર્ગરેટના પુત્ર હેન્રી ટ્યૂડરનો વિજય અને ટ્યૂડર વંશની સ્થાપના (૧૪૮૫).

૭. **સામાજિક સ્થિતિ**--(અ) **ઇંગ્લંડ દેશ**—બ્રિટન, ઍંગલ, સૅક્સન, જ્યુટ અને નૉર્મન લોક. સર્વનું ધીમેધીમે એક થવું અને કાળાંતરે તેમની બનેલી એક ઇંગ્લિશ પ્રજા. નૉર્મન લોકની ભાષા ફ્રેંચ, સામાન્ય લોકની ઇંગ્લિશ. આગળ જતાં બધાની એક જ ભાષા ઇંગ્લિશ, પણ તેમાં ફ્રેંચ શબ્દોની ભરતી. (આ) સરદાર, જમીનદાર અને ખેડુતો—સરદારો અને અમીરઉમરાવો અને રાજા વચ્ચે અને નાના જમીનદારો અને મોટા જમીનદારો વચ્ચે જમીનની બક્ષિશ માટે લશ્કરી નોકરીનો કરાર. ખેડુતો અને ખેતીના મજુરો પાસેથી ગણોત પેટે ધાન્ય, પૈસા

કે મજુરી. (ઇ) **વેપાર, ઉદ્યોગ, ધંધા અને શહેરોની વૃદ્ધિ**—વેપાર થોડો. રસ્તા ખરાબ. જાત્રાના ધામ, ચાર રસ્તા જયાં ભેગા થતા હોય એવે એવે સ્થળે ધીમેધીમે ધંધાની વૃદ્ધિ. સાહુકારી જ્યૂ લોકનાં હાથમાં. શહેરોની વૃદ્ધિ. લંડનનું મહત્ત્વ. શહેરોના વેપારીઓ. કર, જકાત વગેરે વસૂલ કરવા માટે, ન્યાયનિવેડા અને શહેરોની સામાન્ય વ્યવસ્થા માટે પોતાના અધિકારીઓ નીમવા રાજા અને સરદારો પાસેથી શહેરોએ મેળવેલી સનદ. ધંધાના શિક્ષણ માટે અને અડીઓ-પટીની વખતે મદદ કરવા વેપારી ગીલ્ડોની સ્થાપના. (ઉ) **શિક્ષણ અને શાળા**—મોટે ભાગે લોક નિરક્ષર. માત્ર ધર્માધિકારીઓ, બિશપો, અને ધર્મમઠના જોગીઓજ ભણેલા. સામાન્ય લોકની તેમનાપર શ્રદ્ધા. ધર્મમઠોમાં શિક્ષણની, ઔષધો-પચારની અને અનાથોને મદદની વ્યવસ્થા. મુખ્યત્વે શિક્ષણ ધાર્મિક બાબતનું. ધીમે ધીમે વિશ્વવિદ્યાલયોની સ્થાપના. યુરોપમાં રોમ અને પૅરિસનાં મહત્ત્વના વિશ્વવિદ્યાલયો. ધાર્મિક બાબત ઉપરાંત વૈદક, તત્ત્વજ્ઞાન, કાયદા વગેરે બાબતોનું શિક્ષણ, ઑક્સફર્ડ અને કેંબ્રિજના વિશ્વવિદ્યાલયોની સ્થાપના. શહેરોમાં ધંધાના શિક્ષણની વ્યવસ્થા ગિલ્ડોના હાથમાં. સરદારોના છોકરા-ઓને બીજા સરદારોના કિલ્લામાં શિક્ષણ. તેમને યુદ્ધકળા, પુસ્તકનું જ્ઞાન, શિષ્ટાચાર વગેરે બાબતનું શિક્ષણ. (એ) **ઘરો અને ઈમારતો**—સામાન્ય લોકનાં ઘરો સાદાં અને લાકડાના. સરદારોના કિલ્લા, મજબૂતાઈ પર લક્ષ. ૧૩ માં સૈકા પછી કિલ્લાને બદલે પ્રશસ્ત ઘરો. દેવલ અને મઠની ઈમારતો મોટી અને ભવ્ય. રસ્તા ગલીચ અને સાંકડા. વરસાદમાં ધોવાઈ જાય એવા. (ઐ) **મનરંજનના પ્રકાર અને પોશાક**—રાજા અને સરદારોની રમતગમતના પ્રકાર—શિકાર, ટૂર્નમેંટસ (રમત-ગમતની હરીફાઈ) સામાન્ય લોકના—આખલાની ટક્કર, નાચ, તિરંદાજી. સરદારોના પોષાક ઉંચા, રંગીન ઉનનાં. લડાઈનો પોશાક બખતર, ટોપ કવચ. સામાન્ય લોકનો પોશાક જાડા

સુતરાઉ અને ઊનના કાપડનો ખડબચડો. ઘૂંટણ સુધીનો લાંબો કોટ કે ઝભ્ભો વાપરવાની પદ્ધતિ.

૮. **ખ્રિસ્તી ધર્મની સ્થાપના અને ઇંગ્લંડની ધાર્મિક વ્યવસ્થા :**—ઈ. સ. પૂ. ૪ થા વર્ષમાં ઇસુ ખ્રિસ્તનો જન્મ. યહૂદી ધર્મમાં કર્મનિષ્ઠપણું, દેવોને બળિદાન, મૂર્તિપૂજા, ધર્માધિકારીઓના સ્વાર્થી વર્તન ઉપર ફિટકાર. પોતે દેવદૂત છે એમ ઇસુનું માનવું. લોકને ઉપદેશ. જનસેવા એજ ઇશ્વિરસેવા. તેની પજવણી અને છેવટે ૩૩ વર્ષની ઉમરે ક્રૂસપર મૃત્યુ. જ્યૂ–યહૂદી લોકનું ધર્મપુસ્તક, જુનો કરાર. ઇસુ ખ્રિસ્તનો ઉપદેશ, એટલે નવો કરાર. બંને મળી ખ્રિસ્તી લોકનું પવિત્ર પુસ્તક બાઇબલ. બાઇબલ અસલ હિબ્રુ ભાષામાં. પછી ગ્રીક અને લૅટિન ભાષામાં તેનું ભાષાંતર. મધ્યયુગને અંતે યુરોપની જુદી જુદી ભાષામાં તેનું ભાષાંતર. (બ) **ખ્રિસ્તી ધર્મનો પ્રચાર**—ઇસુના શિષ્યો તેને ખ્રિસ્ત કે અવતારી પુરુષ ગણતા. તે ઉપરથી એ ધર્મનું નામ ખ્રિસ્તી ધર્મ. પૉલે યહૂદી સિવાયના ગ્રીક રોમન વગેરે લોકને પણ ખ્રિસ્તી ધર્મમાં લીધા. અને ખ્રિસ્તી ધર્મનો રોમન સામ્રાજ્યમાં પ્રસાર કર્યો. ખ્રિસ્તી ધર્મનું પાખંડી ધર્મ ગણાવું અને પૉલને મળેલી ફાંસી. ઈ. સ. ૩૧૩ માં રોમન શહેનશાહ કૉન્સ્ટંટાઇને ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો. એટલે રોમન રાજ્યમાં ખ્રિસ્તી ધર્મની માન્યતા. રોમ, કૉન્સ્ટાંટિનોપલ, જેરૂસલેમ, એલેકઝાંડ્રિઆ, ઍંટિઆના ધર્માધિકારીઓનું મહત્ત્વ અને ત્યાંની ધર્મપીઠો. પછી મધ્ય યુગમાં રોમ, અને કૉન્સ્ટાંટિનોપલના ધર્મગુરુઓ મુખ્ય ગુરુઓ ગણાવા લાગ્યા. પશ્ચિમ યુરોપમાં રોમના ધર્મગુરુના પ્રયાસે ખ્રિસ્તી ધર્મનો પ્રસાર; તેનું વિશેષ મહત્ત્વ અને તેનું પોપ કહેવાવું. ખ્રિસ્તી ધર્મનો જગદ્ગુરુ એટલે રોમનો પોપ. ધર્મ પ્રમાણે રાજકીય બાબતમાં પણ પોપનો વિશેષ અધિકાર. પોપ અને બીજા ધર્માચાર્યોનું એશઆરામી જીવન અને તે વિરુદ્ધ ચળવળ. પોપ કરતાં બાઇબલનું મહત્ત્વ. સોળમા સૈકાની શરૂઆતમાં ધર્મસુધારાની ચળવળ.

(૬) **ઇંગ્લંડની ધાર્મિક વ્યવસ્થા**:—રોમન અમલ દરમ્યાન ઇંગ્લંડમાં ખ્રિસ્તી ધર્મ, પણ પછી તેનો લોપ. ઍંગ્લો સૅક્સન સમયમાં આગસ્ટાઇન નામના પાદરીએ ખ્રિસ્તી ધર્મની પુનઃ સ્થાપના કરી (૫૯૭). કૅંટરબરી અને યૉર્કના બિશપ મુખ્ય, માટે તે આર્ચબિશપ કહેવાયા. એ બેમાં કૅંટરબરીનો વધારે મોટો. રાજાના ધાર્મિક કામ અને ઇંગ્લંડની ધર્મવ્યવસ્થા પર દેખરેખ એ તેનાં મુખ્ય કામ. એના હાથ નીચે શહેરોના બિશપ અને ગામોના કલર્જી. ત્યાંની ઉપજમાં તેનો ભાગ. એ ઉપરાંત ઠેકાણેઠેકાણે ધર્મમઠો. તેમાં શિક્ષણ, બાઇબલ અને ઇતર પુસ્તકોની હસ્તલિખિત પ્રતો તૈયાર કરવાનું કામ, ઔષધોપચાર, સદાવ્રતો, અનાથ અને અપંગ નિરાશ્રિતોને ત્યાંથી મળતી મદદ. તેના ખર્ચ માટે રાજા તરફથી અને ભાવિક ગૃહસ્થો તરફથી મળતી ભેટ. પોપ, બિશપ, કલર્જી, ધર્મમઠમાં રહેનારા જોગી વગેરેનું બાઇબલ વિરુદ્ધ આચરણ. સાદું જીવન અને ઉચ્ચ વિચારને છોડી દેવું. તેમના આચરણ સુધારવાના અને લોકમાં ધાર્મિક વૃત્તિ જાગૃત કરવાના પ્રયત્ન. ઇંગ્લંડમાં પહેલો ધર્મસુધારક જૉન વિક્લિફ. તેના અનુયાયીનું દમન. લોક અશિક્ષિત એટલે તેની ચળવળનું મંદ થવું.

**પ્રાચીન અને મધ્ય યુગનું ઇંગ્લંડ–અગત્યના પ્રશ્નો**:—

(૧) યુરોપના અને ઇંગ્લંડના ઇતિહાસના પ્રાચીન યુગ, મધ્ય યુગ અને અર્વાચીન યુગ એવા ભાગ શા માટે પાડવામાં આવે છે? એ ભાગો ક્યાંથી ક્યાં સુધીના અને દરેકમાં અગત્યની બીના કઈ કઈ?

(૨) ઇંગ્લંડનાં જુદાં જુદાં નામો ક્યાં ક્યાં? અને તે નામો ક્યારે અને શા માટે મળેલાં?

(૩) બ્રિટન લોકને વિષે તમે શું જાણો છો? બ્રિટનના બે પરાક્રમી રાજ્યકર્તાઓની હકીકત આપો.

(૪) રોમન લોક ક્યાંના? તેમના વિષે તમે શું જાણો છો? તેમણે ઇંગ્લંડપર ક્યારે અને શા માટે સ્વારી કરી? તેમનો સેનાપતિ કોણ હતો?

(૫) રોમન લોકે ઈંગ્લંડમાં કેવા કેવા સુધારા કર્યા? રોમન અમલથી ઈંગ્લંડપર શું અસર થઈ?
(૬) ઍંગ્લો–સૅક્સન લોક ઈંગ્લંડમાં ક્યારે અને શા માટે આવ્યા? તેમણે ઈંગ્લંડમાં કેટલાં રાજ્યો સ્થાપ્યાં?
(૭) ઑલ્ફ્રેડ વિષે તમે શું જાણો છો? તેને મહાન ઑલ્ફ્રેડ શા માટે કહે છે? તેણે કેવાં કેવાં કામ કર્યાં હતાં?
(૮) ડેન લોક ક્યાંના? તેઓ ઈંગ્લંડમાં ક્યારે અને શા માટે આવેલા? તેમના કૅન્યૂટ નામના રાજા વિષે તમે શું જાણો છો?
(૯) સરંજામી પદ્ધતિ એટલે શું? એ પદ્ધતિ ઈંગ્લંડમાં કોણે અને ક્યારે સ્થાપન કરેલી? અમીર ઉમરાવ સંબંધે અને ધાર્મિક બાબતમાં ૧ લા વિલિઅમની રાજનીતિ કેવી હતી?
(૧૦) ૨ જા હેન્રીએ ક્યા ક્યા સુધારા કર્યા?
(૧૧) મૅગ્ના ચાર્ટા ઘણી અગત્યની સનદ શા માટે ગણાય છે? એ સનદમાં મુખ્ય કલમો કઈ કઈ હતી? એ સનદ કોણે અને કોની પાસેથી મેળવેલી?
(૧૨) પાર્લમેન્ટ સભાની સ્થાપના કોના પ્રયત્નથી થઈ? પહેલી સંપૂર્ણ પાર્લમેન્ટ કઈ પાર્લમેન્ટને કહે છે?
(૧૩) ધર્મયુદ્ધો એટલે શું? એ યુદ્ધો ક્યારે અને શા માટે શરૂ થયેલાં? એ લડાઈઓથી શું પરિણામો નીપજ્યાં? ઈંગ્લંડના રાજાઓમાંથી કોણે કોણે એ યુદ્ધોમાં ભાગ લીધો હતો?
(૧૪) ફ્રાન્સ સાથે સો વર્ષનો વિગ્રહ શા માટે થયો હતો? એ વિગ્રહનું શું પરિણામ આવ્યું?
(૧૫) યૉર્ક અને લૅંકેસ્ટર કુટુંબો વચ્ચે વિગ્રહ શા કારણથી થયો હતો? તેને વૉર્સ ઑફ ધી રોઝીઝ એટલે ગુલાબના વિગ્રહ શા માટે કહે છે? આ લડાઈથી કેવું પરિણામ નીપજ્યું?
(૧૬) મધ્ય યુગમાં ઈંગ્લંડની સમાજરચના, વ્યાપાર, ઉદ્યોગ, ધંધા, શહેરો, ઘરો અને ઈમારતો, શિક્ષણની વ્યવસ્થા, કર્તવ્યના પ્રકાર એ સંબંધે માહિતી આપો.
(૧૭) ખ્રિસ્તી ધર્મની સ્થાપના અને પ્રચાર કોણે કર્યો? મધ્ય યુગમાં

ઇંગ્લંડમાં ધાર્મિક વ્યવસ્થા કેવી હતી? ધર્મમાં સુધારા કરવા કોણે પ્રયત્ન કર્યા હતા?

(૧૮) નીચે લખેલા સ્ત્રી પુરૂષો વિષે જે જાણતા હો તે લખો:— જૂલિઅસ સીઝર, ઇસુ ખ્રિસ્ત, પૉલ, પોપ ગ્રેગરી, શાર્લમેન, ઑલ્ફ્રેડ, કૅન્યૂટ, કૅરેક્ટેકસ, બોડેશિઆ, હિઅરવર્ડ ધી સૅકસન, જોન ઑફ આર્ક, વિકિલફ, સાધુ ફ્રાન્સિસ અને ડૉમિનિક સાધુ.

(૧૯) નીચે લખેલી બાબતો વિષે કેટલીક માહિતી આપો:—બાઇબલ, કર્ફ્યૂ બેલ, ડૂમ્સડે બુક, લૉલાર્ડ્ઝ, ડેનગેલ્ડ, ડ્રુઇડ લોક, પવિત્ર રોમન સામ્રાજ્ય, અમીરઉમરાવ મંડળ, યુનિઅન જેક.

(૨૦) જૂલિઅસ સીઝરના સૈન્યના એક સૈનિક તમે છો એમ સમજી બ્રિટન દેશ અને ત્યાંના લોક વિષે માહિતી આપો.

(૨૧) ઍંગ્લો-સૅકસન સમયમાં તમે ઇંગ્લંડના એક ખેડૂત છો એમ સમજી તરતના સ્થપાયલા નૉર્મન અમલ વિષે તમારા વિચાર તમારા મિત્રને એક પત્ર લખી જણાવો.

## ટ્યૂડર વંશ. વંશાવળી.


સાતમો હેન્રી (૧૪૮૫-૧૫૦૯)
આર્થર (મૃત્યુ ૧૫૦૨)
આઠમો હેન્રી (૧૫૦૯-૧૫૪૭)
માર્ગરેટ (સ્કૉટલંડના ૪ થા જેમ્સ સાથે લગ્ન)
(૧ લું લગ્ન) ૧૨ મા લૂઈ સાથે
= મેરી =
(૨ જું લગ્ન) ચાર્લ્સ બ્રૅન્ડન (ડ્યુક ઑફ સફક સાથે)
મેરી (૧૫૫૩-૧૫૫૮)
ઇલિઝાબેથ (૧૫૫૮-૧૬૦૩)
છઠ્ઠો એડવર્ડ (૧૫૪૭-૧૫૫૩)
પાંચમો જેમ્સ
ફ્રૅન્સેસ=હેન્રી ગ્રે સાથે લગ્ન
૧ લું લગ્ન = ૧૫૫૯ માં ફ્રાન્સના ફ્રૅન્સિસ સાથે
મેરી સ્કૉટલંડની રાણી
= બીજું લગ્ન ૧૫૬૫ માં લૉર્ડ ડાર્ન્લી સાથે
લેડી જેન ગ્રે = ગિલ્ફર્ડ ડડલી સાથે લગ્ન (૧૫૫૪ માં ફાંસી
૧ લો જેમ્સ (સ્કૉટલંડનો ૬ ઠ્ઠો)

# પ્રકરણ ૨ જું

---

## સાતમો હેન્રી.

**જન્મ ૧૪૫૬; રાજ્યારોહણ (૨૯ મે વર્ષે) ૧૪૮૫; મૃત્યુ ૧૫૦૯.**

(૧૪૮૫-૧૫૦૯)

**તે વખતના રાજ્યકર્તાઓ**

| **સ્કૉટલંડ** | **ફ્રાન્સ** | **સ્પેન** |
|---|---|---|
| ૩ જો જેમ્સ ૧૪૮૮ સુધી | ૮ મો ચાર્લ્સ ૧૪૯૮ સુધી | ઈસાબેલા અને |
| ૪ થો જેમ્સ | ૧૨ મો લૂઈ | ફર્ડિનંડ |

**અગત્યની સાલો—**

૧૪૫૩ તુર્કોએ કૉન્સ્ટાંટિનોપલ જીત્યું.

૧૪૮૭ સ્ટાર ચૅમ્બર કોર્ટની સ્થાપના.

૧૪૯૨ કોલંબસે અમેરિકા શોધ્યો.

૧૪૯૮ વાસ્કો-ડી-ગામાએ હિંદુસ્થાન આવવાનો નવો માર્ગ શોધી કાઢ્યો.

૧૫૦૨ રાજકુંવર હેન્રી અને કૅથેરાઈનનો વિવાહ.

૧૫૦૨ માર્ગરેટનું સ્કૉટલંડના રાજા ૪ થા જેમ્સ સાથે લગ્ન.

**સાતમો હેન્રી :**—ઈ. સ. ૧૪૫૫-૧૪૮૦ સુધીના ત્રીસ વર્ષમાં ઇંગ્લંડમાં ગાદીના વારસા માટે યૉર્ક અને લૅંકેસ્ટર વંશ વચ્ચે **વૉર્સ ઑફ ધી રોઝીઝ***—ગુલાબના વિગ્રહ નામનું યુદ્ધ ચાલ્યું હતું. આ વિગ્રહોને પરિણામે સર્વત્ર અંધાધૂંધી ફેલાઈ રહી હતી. પરંતુ લૅંકેસ્ટર વંશની **માર્ગરેટ** નામની રાજકન્યાના પુત્ર **હેન્રી ટ્યૂડરે બૉસ્વર્થની** લડાઈમાં (૧૪૮૫) જીત કર્યાથી એ વિગ્રહોનો અંત આવ્યો. ત્યારે હેન્રીએ વિજયનો અને વંશપરંપરાનો એમ બે હકથી ઇંગ્લંડની ગાદીપર

---

* લૅંકેસ્ટર વંશનું ચિન્હ લાલ ગુલાબનું ફુલ અને યૉર્ક વંશનું ચિન્હ સફેદ ગુલાબનું ફુલ હતું તેથી એ વિગ્રહને વૉર્સ આફ ધી રોઝીઝ કહે છે.

દાવો કર્યો. એ દાવા માટે તેણે પાર્લમેન્ટની સંમતિ મેળવી અને પોતે રાજ્યાભિષેક કરાવ્યો. આમ ગાદીએ બેઠા પછી યૉર્ક પક્ષવાળાઓને પોતાના પક્ષના કરી લેવાના ઇરાદાથી યૉર્ક પક્ષની રાજકન્યા ઇલિઝાબેથ (૫ મા એડવર્ડ રાજાની બેન) સાથે તેણે લગ્ન કર્યું (જાન્યૂ. ૧૪૮૬). આ વખતે ઇલિઝાબેથના કાકાનો છોકરો વૉરવિકનો અર્લ એડવર્ડ નાની ઉમરનો યૉર્ક વંશનો રાજપુત્ર હયાત હતો, તેની તરફ સહાનુભૂતિ ધરાવનાર લોકો બંડ ન કરે માટે હેન્રીએ તેને તુરંગમાં પૂર્યો. આમ હેન્રીએ ઘણી કાળજી રાખી તોપણ દેશમાં શાંતિ રહી નહિ. હેન્રી ગાદીનો પાસેનો વારસ ન હોવાથી તેની સામે ગુપ્ત કાવતરાં અને ખુલ્લાં બંડો થવા લાગ્યાં.


સાતમો હેન્રી

**ટ્યૂડર વંશની સબળ અને અનિયંત્રિત રાજસત્તા:—** સાતમા હેન્રીના ગાદીએ આવ્યાથી ટ્યૂડર વંશની જે સત્તા ઇંગ્લંડમાં સ્થાપિત થઈ તે ૧૬૦૩ સુધી ટકી. છેલ્લાં ત્રીશ વર્ષમાં જે માંહોમાંહેની લડાઇઓ થઈ હતી તેને પરિણામે ઇંગ્લંડના મોટા મોટા સરદારો અને અમીરઉમરાવો માર્યા ગયા હતા. તેથી મધ્ય યુગમાં ઉમરાવ વર્ગનું જે જોર હતું તે કમી થઈ ગયું. ટ્યૂડર રાજાઓની રાજ્યનીતિ પણ જે રહ્યા સહ્યા ઉમરાવો હતા તેની સત્તા અને તેનું જોર તોડવાની હતી. આ કાલે યુદ્ધોમાં દારૂગોળાનો ઉપયોગ શરૂ થવાથી બખતર ટોપથી સજ્જ થયેલા ઘોડેસ્વાર સરદારોનું મહત્ત્વ કમી થઈ ગયું અને ઘોડેસ્વાર અને પાયદળ લશ્કર વચ્ચે ઉંચનીચ દરજ્જાનો જે ભેદ હતો તે નષ્ટ થઈ ગયો. એટલે ઘોડેસ્વાર સરદારોનું આગળ જેટલું માન

રહ્યું નહિ. રાજાઓ નીચલા વર્ગના લોકથીજ સૈન્યમાં ભરતી કરવા લાગ્યા. આમ થવાથી ઉમરાવ વર્ગનો રાજસત્તાપર જે દાબ હતો તે કમી થઈ ગયો. મધ્ય યુગમાં પાર્લમેન્ટે કેટલાક કાયદા ઘડી રાજસત્તાપર નિયંત્રણા મૂકી હતી. રાજાઓથી પાર્લમેન્ટની સંમતિવિના કર મૂકી શકાતા નહિ. પરંતુ ટ્યૂડર સમય દરમ્યાન રાજાઓને પાર્લમેન્ટની સંમતિની જરૂર નહોતી. તેઓ અન્ય રસ્તે નાણાં ઉઘરાવતા હતા અને પાર્લમેન્ટનો ભાર બોજ પણ રાખી રાજ્યકારભાર ચલાવતા હતા. જો પાર્લમેન્ટે મંજૂર કરી આપેલા પૈસા કરતાં વધારેની તેમને જરૂર પડતી તો આયાત માલ પરની જકાત વધારી, ઇજારા (Monopolies) આપી, ગુન્હેગાર અમીરઉમરાવોને ભારે દંડ કરી, નજરાણાં (Benevolences) લઈ કે ન ભરવાના ઇરાદાથી દેવું કરી તેઓ નાણાં ઉભાં કરતા હતા. તેમજ પાર્લમેન્ટની મંજૂરી સિવાય નવા કાયદા પણ રાજાથી ઘડી શકાતા નહિ. પણ જાહેરનામું (Proclamation) કાઢી ચાલતો આવેલો અમુક કાયદો પ્રસ્તુત સંજોગોમાં લાગુ પડતો નથી એમ કહી તાત્કાળિક જરૂરીઆત માટે નવો કાયદો પોતેજ ઘડી પાર્લમેન્ટની એ નિયંત્રણા પણ ટ્યૂડર સમયમાં રાજાઓએ દૂર કરી હતી. ઈંગ્લંડમાં પૂર્વના કાયદાથી તહોમતદારને તેનાપર મૂકાયલા તહોમત માટે ન્યાયકોર્ટ પાસે તપાસ કરાવવાનો હક હતો. પરંતુ જ્યૂરીના માણસોને ધાકધમકી આપી, રાજ્યદ્રોહનો કાયદો વધારે કડક કરી અને નવી ન્યાયકચેરીઓ સ્થાપી પાર્લમેન્ટની એ નિયંત્રણ પણ તેઓએ દૂર કરી હતી. ટ્યૂડર રાજકર્તાઓની એવી રાજનીતિને લીધે તેઓની સત્તા ઘણી પ્રબળ અને અનિયંત્રિત થઈ. તેમ છતાં પ્રજામાં અપ્રિય થઈ પડેલા માણસોનેજ તેઓ શિક્ષા કરતા હોવાથી એ બાબતમાં તેમને પ્રજાનો ટેકો હતો, અને એમની અનિયંત્રિત સત્તા પણ લોકપ્રિય થઈ પડી હતી.

**લૅમ્બર્ટ સિમ્નેલનું બંડ (૧૪૮૬-૧૪૮૭):—લૅમ્બર્ટ સિમ્નેલ** નામના એક ૧૪ વર્ષના છોકરાને ઊભો કરી હેન્રીના શત્રુઓએ આયર્લંડમાં બંડ ઉઠાવ્યું. તેમણે એમ જાહેર કર્યું કે યૉર્ક વંશનો રાજપુત્ર વૉરવિકનો અર્લ એડવર્ડ તે આજ છે અને તે લંડનના તુરંગમાંથી નાસી

છૂટ્યો છે. ઘણા માણસોએ તેમનું કહેવું માન્યું. યૉર્ક વંશના પક્ષવાળાઓ હેન્રી સામે બંડ ઉઠાડવાનો આ લાગ ઠીક છે એમ જાણી તેમાં સામેલ થયા. તેમણે આયર્લૅંડમાં લૅમ્બર્ટ સિમ્નેલનો રાજ્યાભિષેક પણ કર્યો. ત્યારપછી પોતાના અનુયાયીઓને લઈ સિમ્નેલ લૅંકેશાયર પરગણાંમાં ઉતર્યો. ત્યાં ઘણા યૉર્ક પક્ષવાળા તેને આવી મળ્યા. એ બધાની સાથે તે લંડન જવા ઉપડ્યો, પણ રસ્તામાં જ સ્ટોક (નૉટિંગહૅમશાયર) આગળ તેના અને હેન્રીના લશ્કરનો ભેટો થયો (૧૪૮૭). એ ઠેકાણે લડાઈ થઈ તેમાં સિમ્નેલના સૈન્યની હાર થઈ અને તે હેન્રીના હાથમાં સપડાઇ ગયો. હેન્રીએ તેને ઠાર ન કરતાં કેદખાને નાંખ્યો.

**હેન્રીની બ્રિટની સંસ્થાનને મદદ:**—ત્યારપછી હેન્રીએ ફ્રાન્સના રાજપ્રકરણમાં હાથ ઘાલી ઇંગ્લંડનું મહત્ત્વ વધારવાનો પ્રયત્ન કર્યો. ફ્રાન્સના રાજા ૮ મા ચાર્લ્સે ફ્રાન્સમાં આવેલું સ્વતંત્ર નાનું સંસ્થાન બ્રિટની જીતી લેવા માટે એક સૈન્ય મોકલ્યું. એ સંસ્થાન ડચેસ ઍન નામની એક સ્ત્રીના તાબામાં હતું. ડચેસ ઍને હેન્રીની મદદ માગી. ફ્રાન્સના રાજપ્રકરણમાં હાથ ઘાલવાનો આ લાગ ઠીક છે એમ સમજી હેન્રીએ બ્રિટનીની રાણીને મદદ કરવાનો ઠરાવ કર્યો. આ ચડાઇને માટે પાર્લમેન્ટ તરફથી પૈસાની મદદ મળતાં હેન્રીએ ફ્રાન્સમાં એક લશ્કર મોકલ્યું. પણ એ સૈન્ય ફ્રાન્સ પહોંચે તે પહેલાં જ ઍન રાણી ચાર્લ્સને શરણે ગઈ અને તેણે તેની સાથે લગ્ન પણ કર્યું (૧૪૯૧). પછી ફ્રાન્સના રાજા ચાર્લ્સના મનમાં ઇટલી પર સ્વારી કરવાનો ઘાટ ઘડાતો હોવાથી તેણે હેન્રીને દોઢ લાખ પાઉન્ડની રકમ આપી તેની સાથે સલાહ કરી (૧૪૯૨), ત્યારે ઇંગ્લિશ સૈન્ય ઇંગ્લંડ પાછું ગયું. ઉપર પ્રમાણે આ નાનું સ્વતંત્ર સંસ્થાન બ્રિટની ફ્રાન્સના રાજાને મળવાથી ફ્રાન્સ એક સંઘટિત રાજ્ય બન્યું.

**પરકિન વૉરબેકનું બંડ (૧૪૯૨–૯૭):**—આ વખતે **પરકિન વૉરબેક** નામના એક સાહસિક તરુણ ગૃહસ્થે આયર્લૅંડમાં બંડ ઉઠાવ્યું. ૯ વર્ષ ઉપર જે **રિચર્ડ** ડ્યૂક ઑફ યૉર્ક (ત્રીજા રિચર્ડનો ભત્રિજો) નું તુરૂંગમાં ખૂન થવાની વાત બહાર પડી હતી તે રિચર્ડ હું પોતે છું એમ તેણે જાહેર કર્યું. આયરિશ લોકોને આ ઢોંગીનું

કહેવું ખરૂં લાગવાથી તેઓ તેને મદદ કરવા તૈયાર થયા. આ બંડની બાતમી હેન્રીને મળતાં જ તેણે તેને પકડવાનો હુકમ છોડ્યો. ત્યારે બર્ગંડીની (ફ્રાન્સની પૂર્વમાં એક સંસ્થાન) રાણી માર્ગરેટ જે યૉર્કવંશની હતી તે મને મદદ કરશે એમ ધારી પરકિન બર્ગંડી ગયો. માર્ગરેટ લૅંકેસ્ટર વંશ વિરુદ્ધ કાવતરૂં કરવા માગતી હતી તેથી તેણે તેને આશ્રય આપ્યો એટલું જ નહિ, પણ તેને પોતાના ભાણેજ રાજપુત્ર રિચર્ડ તરીકે જાહેર પણ કર્યો. માર્ગરેટની મદદથી ૨૦૦૦ માણસનું સૈન્ય ઉભું કરી પરકિન ઇંગ્લંડના કેંટ પરગણાંમાં ઉતર્યો. પણ ત્યાં તેનું કંઈ વઃચું નહી. ત્યાંથી તે પાછો આયર્લંડ ગયો (૧૪૯૫); પણ ત્યાંથી મદદ મળવાનો સંભવ તેને લાગ્યો નહિ. ૧૪૯૪ થી **સર એડવર્ડ પૉઇનિંગ્ઝ** આયર્લંડનો ગવર્નર હતો અને ત્યાં તેણે પોતાના કડક અમલથી શાંતિ જાળવી રાખી હતી. આયર્લંડમાંથી પણ પોતાને મદદ મળતી નથી એમ જોઇને પરકિન સ્કૉટલંડ ગયો. ત્યાં સ્કૉટલંડનો રાજા ૪ થો જેમ્સ ઇંગ્લંડ પર સ્વારી કરવાના વિચારમાં જ હતો. ઇંગ્લંડમાં બળવો જગાડવાની આ સંધિ ઠીક છે એમ જોઇ તેણે ઘણા ઉત્સાહથી પરકિનનું સ્વાગત કર્યું. સ્કૉટલંડ પાસેથી મદદ મળવાથી પરકિન સ્કૉટિશ સૈન્ય સાથે ઇંગ્લંડના ઉત્તર પરગણાં પર ચડી ગયો (૧૪૯૬). પણ ત્યાં તેની હાર થવાથી તેને પાછા સ્કૉટલંડ નાસી જવું પડ્યું. છેલ્લા ૮–૧૦ વર્ષ થયાં દેશમાં એકસરખા બંડ બળવા ચાલુ રહ્યાથી લડાઇના ખર્ચને માટે હેન્રીને પ્રજાપર ભારે કરો મૂકવા પડ્યા હતા. આ ભારે કરના બોજાથી કંટાળી કૉર્નવૉલના લોકોએ બંડ કર્યું. ત્યારે એ બંડનો લાભ લેવા પરકિન કૉર્નવૉલ ગયો. પણ હેન્રીએ સૈન્ય મોકલી એ બંડ બેસાડી દીધું અને પરકિનને પકડી લીધો (૧૪૯૭). હેન્રીએ તેની પાસે પોતે ઢોંગી છે એવું સર્વ સમક્ષ કબૂલ કરાવ્યું અને તેને ઠાર ન કરતાં લંડનની તુરંગમાં પૂર્યો. પણ અહીં એડવર્ડ અર્લ ઑફ વૉરવિક પણ કેદી હતો તેની સાથે મળી જઇ તેણે તુરંગમાંથી નાસી છૂટવાનો પ્રયત્ન કર્યો. પણ તેમાં તે ફાવ્યો નહિ. ત્યારે હેન્રીએ પરકિન અને વૉરવિક બન્નેને ફાંસી દીધી (૧૪૯૯).

**હેન્રીના મંત્રી અને તેનો દ્રવ્યલોભ:**—હેન્રીની રાજનીતિ રાજસત્તાને પ્રબળ અને અનિયંત્રિત કરવાની હતી. એ કામમાં હેન્રીને **આર્ચબિશપ મૉર્ટન** અને **એમ્પસન** અને **ડડલી** નામના મંત્રીઓએ ઘણી મદદ કરી. તેણે લોકો પાસેથી નજરાણાં, ઉધાર નાણાં વગેરે લેવા માંડ્યાં. સરદારો પાસેથી બખ્શિશના રૂપમાં પૈસા કઢાવવાની બાબતમાં **મૉર્ટન** બડો ઉસ્તાદ હતો. કોઈએક સરદાર એશઆરામમાં રહેતો જાણવામાં આવતો તો તે તેને કહેતો કે "તમે એશઆરામમાં પૈસા પાણીની માફક ખરચો છો, ત્યારે થોડી મોજમજા કમી કરી બખ્શિશ તરીકે થોડી રકમ રાજાને આપવામાં તમને હરકત આવશે નહિ." કોઈ ઉમરાવ કરકસરથી કે કંજૂસાઇથી રહેતો જાણવામાં આવતો તો તે તેને કહેતો કે "તમે કરકસરથી રહો છો એટલે તમારી પાસે સારી સિલક એકઠી થયેલી હોવી જોઇએ. ત્યારે એ સિલકમાંથી કાંઇક રકમ ભેટ તરીકે તમારે રાજાને આપવી જોઇએ." મૉર્ટનનું આ ધોરણ '**મૉર્ટનનો કાંટો**' (Morton's Fork) કહેવાય છે, કારણ કે પૈસાદાર સરદારની રહેણી ગમે તેવી હોય તોપણ તે ચૂસાયા વિના રહેતા નહિ. અપરાધોને માટે ભારે દંડ કરી અમીરઉમરાવોની સત્તા અને તેમનો દોર તોડવાની હેન્રી અને તેના મંત્રિઓની રાજનીતિ તરફ સામાન્ય લોકની સહાનુભૂતિ તો હતી જ. હેન્રી ઓછો ખરચાળ અને પૈસાનો ઘણો લોભી હોવાથી તેણે જુદે જુદે માર્ગે ઘણા પૈસા જમા કર્યા હતા. એટલે પૈસાને માટે તેને પાર્લમેન્ટ પર આધાર રાખવો પડતો નહોતો.

**સ્ટાર ચેંબર કોર્ટની સ્થાપના (૧૪૮૭):**—હેન્રીએ ગાદીપર આવ્યા પછી બે જ વર્ષની અંદર અમીરઉમરાવ અને સરદાર લોકની સત્તા તોડવા માટે એક નવી કોર્ટ સ્થાપી. પ્રિવી કાઉન્સિલ (રાજાને સલાહ આપનાર મંડળ) માંના રાજાના વિશ્વાસના સભાસદોમાંથી સાત સભાસદ આ કોર્ટના ન્યાયાધીશ હતા. આ કચેરી જે દિવાનખાનામાં ભરવામાં આવતી હતી તેની છતપર અને ભીંતપર તારા (Stars) નાં ચિત્રો કાઢ્યાં હતાં તે ઉપરથી આ કોર્ટનું નામ **સ્ટાર ચેંબર** પડ્યું હતું. કેટલાક અમીરઉમરાવ અને સરદાર પોતાની સ્થાનિક સત્તા

અને દરજ્જાના જોરથી પોતાના પરગણાંમાંની ન્યાયકોર્ટની સત્તાની દરકાર કરતા નહિ, અને ઘણુંખરૂં ત્યાંના ન્યાયાધીશોને દમદાટી આપી પોતાને ફાવે તેઓ ન્યાય કરાવતા હતા, તેથી એવા અમીરઉમરાવોને ઠેકાણે લાવવા માટે હેન્રીએ આ કોર્ટ ખાસ સ્થાપી હતી. શરૂઆતમાં તોફાની સરદારોનું જોર તોડવામાં આ કોર્ટ ઘણી ઉપયોગી થઈ હતી પણ પછી આગળ જતાં જે માણસો રાજાની ઇચ્છા વિરુદ્ધ વર્તવાની કોશિશ કરે તેને પણ દબાવી દેવા માટે રાજાઓ આ કોર્ટનો ઉપયોગ કરવા લાગ્યા. તેથી અને બીજી ન્યાયકોર્ટના કામમાં આ કોર્ટ તરફથી હરકત થવા લાગી તેથી લૉંગ પાર્લમેન્ટે ૧૬૪૧ માં આ જુલમી કોર્ટ કાઢી નાંખી.

**લિવરી અને મેંટેનન્સના કાયદાનો કડક અમલ:—** સરદારોની સત્તા અને તેમનું મહત્ત્વ ઘણું વધવાનું બીજું એક કારણ એ હતું કે સરદાર લોક પોતાની તહેનાતમાં ઘણા હથિયારબંદ સિપાઈ રાખી તેને પોતાના કુટુંબોના ખાસ પોશાક અને પટા પહેરાવી (**યુનિફૉર્મ**) પોતાની લડાઈઓમાં તેમની મદદ લેતા. પોતાના કુટુંબના ખાસ પોશાક પહેરાવવાની પદ્ધતિને '**લિવરી**' એટલે પોશાક આપવો કહે છે. એજ પ્રમાણે અમીરઉમરાવો પોતાના કુટુંબી કજિયામાં અથવા પોતાની તહેનાતમાંના સિપાઈઓના કજિયામાં વચ્ચે પડતા અને ન્યાયકોર્ટમાં અને બહાર તેમને મદદ કરતા હતા. આ રિવાજને '**મેંટેનન્સ**' કહે છે. સરદારોની તહેનાતમાં આમ ઘણા હથિયારબંધ સિપાઈઓ હોવાથી તેઓને બંડ અને ટંટાફિસાદ કરવાની ઇચ્છા વારંવાર થતી. તેથી એ રિવાજ બંધ પાડી સરદારોની સત્તા અને તેમનું સ્થાનિક મહત્ત્વ કમી કરવાના ઇરાદાથી હેન્રીએ એ રિવાજ વિરુદ્ધ પૂર્વે (૧૩૯૦) પાર્લમેન્ટે ઘડેલા કાયદાનો સખત રીતે અમલ કરવાનો ઠરાવ કર્યો. ઠરાવેલી સંખ્યા કરતાં અધિક સિપાઈઓ કોઈ સરદારે રાખવા નહિ એવો હુકમ તેણે કાઢ્યો; અને આ હુકમ જે નહિ માનશે તેને ભારે દંડ કરવામાં આવશે એમ તેણે જાહેર કર્યું. એક વેળા હેન્રી ઑક્સફર્ડના ઉમરાવને ત્યાં પરોણો થઇ ગયો હતો. આ ઉમરાવ લૅંકેસ્ટર પક્ષવાળો હોવાથી તેણે હેન્રીને ગાદી

ળવવાના કામમાં ઘણી મદદ કરી હતી અને તેથી તેના પર હેન્રીને ણો પ્રેમ હતો. તેણે ભારે ભપકા સપકા અને મોટા દમામથી રીની પરોણાચાકરી કરી, અને તેને વળાવતી વેળા એ ઉમરાવે તાના વૈભવનું પ્રદર્શન કરાવવા માટે પોતાના સિપાઈઓને બે મસામી હારમાં ઉભા રાખ્યા. પોતાના હુકમ વિરૂદ્ધ આ ઉમરાવે ટલા બધા સિપાઇઓ રાખ્યા છે એ જોઈ હેન્રીને આશ્ચર્ય થયું ને તેણે તે સરદારને કહ્યું "કે તમે મારૂં આતિથ્ય કર્યું તે માટે હું મારો ઘણો આભાર માનું છું; પરંતુ મારો હુકમ મારા દેખતાંજ તમે જો તે મારાથી ચલાવી લેવાય નહિ. મારો સેક્રેટરી એ બાબતમાં મારી મુલાકાત લેશે." હેન્રીના સેક્રેટરીએ તેની મુલાકાત લઈ તેના પર હજાર પાઉન્ડનો દંડ ઠોકયો.

**હેન્રી અને પાર્લમેન્ટઃ**—હેન્રીની ૨૪ વર્ષની કારકિર્દીમાં ણે પાર્લમેન્ટ માત્ર સાત વાર બોલાવી હતી. જો કે આમ પાર્લમેન્ટ ડીજ વાર બોલાવી હતી તોપણ જુદે જુદે રસ્તે હેન્રી લોકો પાસેથી સા ઉઘરાવતો હતો. તેને લીધે પૈસા માટે તેને પાર્લમેન્ટ ઉપર આધાર ખવો પડતો નહોતો. તે વખતે રાજાની સ્વતંત્ર મિલકત તરીકે ણી જમીન હોવાથી તેની ઉપજ સારી થતી હતી. તેમજ રાજાપાસે થૂકનું સૈન્ય પણ નહોતું અને રાજકારભાર ચલાવનારા અધિકારીઓ ણ થોડા હતા. તેથી રાજકારભારનો ખર્ચ પણ ઘણો થોડો હતો. ી કારકિર્દીની શરૂઆતની પાર્લમેન્ટ તેને **ટનેજ** અને **પાઉંડેજ** મની જકાત મૂકવાની પરવાનગી આપી હતી. આયાત માલ પૈકી ના એક **ટન** પર અને બીજી જણસોના એક પાઉંડ પર આ જકાત કારવામાં આવ્યાથી તેને **ટનેજ** અને **પાઉંડેજ** કહે છે. એ ઉપરાંત ૬૫૪ ની સાલ પછી રાજાની માલિકીની જે જમીનની લેવડદેવડ ઈ હતી તે પોતાના હુકુમથીજ રદ ઠરાવી એવી બધી મોટી મોટી સ્ટેટો તેણે જપત કરી લીધી. તેમજ જોરજુલમથી નાણાં ઉછીનાં ઈ અને બક્ષિશો માગી તેણે ઘણા પૈસા એકઠા કર્યા હતા. ૧૪૯૨ માં તેણે જોરજુલમથી લીધેલી બક્ષિશો માટે પાર્લમેન્ટની અનુમતિ ણ મેળવી. ૧૪૯૫ માં પાર્લમેન્ટે એક એવો કાયદો કર્યો કે તે વખતે

ગાદીપર આવેલા રાજાનો પક્ષ જે કોઈ લે તે માણસને તેમ કરવા માટે કોઈપણ ભવિષ્યના રાજાથી કોઈપણ પ્રકારની શિક્ષા થાય નહિ. ત્યારપછી તેણે ફ્લૅંડર્સના (હાલનું બેલ્જીઅમ અને હૉલંડ) રાજા ૪ થા ફિલિપ સાથે ૧૪૯૬ માં મૅગનસ ઇંટરકરસસ નામની વેપાર સંબંધી એક સંધિ કરી. આ સંધિથી ઇંગ્લંડમાંના ઊન તથા બીજી વસ્તુપર ફ્લૅંડર્સના જકાત ન લેતા તે ઇંગ્લંડમાંજ લેવી એવું ઠરાવવામાં આવ્યું.

**વેપાર અને ઉદ્યોગ ધંધાને હેન્રીનું ઉત્તેજન :**—કાપડ સારૂ ઇંલંડને ફ્લૅંડર્સ દેશ પર આધાર રાખવો પડે નહિ તેટલા વાસ્તે ઇંગ્લંડમાંથી પરદેશ જતાં ઊનપર તેણે ભારે જકાત નાંખી, અને તેને લીધે ઇંગ્લંડમાં કાપડ વણવાના ધંધાને ઘણું ઉત્તેજન મળ્યું.

તેણે વેપારી વહાણો બાંધવાને ઉત્તેજન આપ્યું અને જે વહાણો પર ઇંગ્લિશ ખલાસીઓ રાખ્યા હોય તેવાજ વહાણોને પરદેશો સાથે વેપાર કરવાનું ફરમાન કાઢ્યું. તે વખતે જર્મનીમાંનાં “ હૅન્સ વેપારી ” સંઘ અને ઇટલીમાંનાં વેનિસના વેપારીઓના હાથમાં ઇંગ્લંડનો મોટો વેપાર હતો. હેન્રીના ઉપલા હુકમથી અંગ્રેજ વેપારીઓના હાથમાં તે વેપાર આવ્યો.

**૭ મા હેન્રીની પરદેશી રાજનીતિ:**—ઇંગ્લંડમાં શાંતિ સ્થાપી રાજસત્તા પ્રબળ કરવાના હેન્રીના પ્રયાસ ચાલુ હતા. તેની સાથે સાથે પરરાજ્યોનાં રાજકાજમાં હાથ ઘાલી ઇંગ્લંડનો દરજ્જો વધારવાના પ્રયત્નો પણ ચાલુ હતા. આ વેળા યુરોપમાં જર્મનીનું સામ્રાજ્ય (પવિત્ર રોમન* સામ્રાજ્યનો અવશેષ), ફ્રાન્સ અને સ્પેનનાં રાજ્યો મોટાં રાજ્યો હતાં અને તેઓ એક બીજાની ચરસાચરસી કરતાં હતા. આ રાજ્યોમાંના એકાદને ખુલ્લી રીતે સૈન્યની મદદ કરવા કરતાં તેઓમાંના એક વધારે બળવાન રાજ્ય સાથે સ્નેહ કરવો અને મદદ કરવાનું વચન આપી પૈસા ઓકાવવા એ હેન્રીને અધિક પ્રિય હતું. આ વખતે ફ્રાન્સનો † ઇટલીમાંના મિલન અને નેપલ્સ સંસ્થાનો ગળ-

---

* પ્રાચાન અને મધ્ય યુગનું ઇંગ્લંડ, એ પ્રકરણનો મધ્ય યુગનો પૅરા જુઓ.

† આ વખતે ઇટલીનું એક સંઘટિત રાજ્ય નહોતું. ત્યાં નાનાં નાનાં સ્વતંત્ર સંસ્થાનો હતાં. આખા ઇટલીનું એકીકરણ ૧૮૬૧માં થયું.

ફાવી જવા તરફ હતું તેથી સ્પેનના રાજા ફર્ડિનંડ અને જર્મનીના શહેનશાહ, એ બંનેએ ફ્રાન્સ વિરૂદ્ધ હેન્રીની મદદ માગી. આ બે રાજ્યોમાં સ્પેનનું રાજ્ય વધારે સંઘટિત અને બળવાન હતું તેથી હેન્રીએ સ્પેનના રાજા સાથે મિત્રતાનો કરાર કર્યો અને એ સ્નેહસંબંધ અધિક દૃઢ કરવા માટે હેન્રીએ પોતાના મોટા છોકરા **આર્થર**નું લગ્ન સ્પેનના રાજાની છોકરી **કૅથરાઈન** સાથે કર્યું, અને પહેરામણી દાખલ તેની પાસેથી મોટી રકમ લીધી (૧૫૦૧). પરંતુ કમનસીબે લગ્ન થયા પછી પાંચજ મહિનામાં આર્થર મરણ પામ્યો (૧૫૦૨). ત્યારે સ્પેન સાથે બાંધેલો સ્નેહસંબંધ તૂટે નહિ એવા ઉદ્દેશથી વિધવા ભોજાઈ સાથે લગ્ન કરવાની ખ્રિસ્તી ધર્મમાં મનાઈ હતી તેમ છતાં પોપની ખાસ સંમતિ લઈ હેન્રીએ પોતાના બીજા છોકરા **હેન્રી**નું લગ્ન **કૅથરાઈન** સાથે ઠેરવ્યું. ત્યારપછી સ્કૉટલંડ સાથે સલૂકાઈ રહે, અને ફ્રાન્સને સ્કૉટલંડ તરફથી જે મદદ મળતી હતી તે મળે નહિ એવા ઉદ્દેશથી ૧૫૦૨ ની સાલમાં હેન્રીએ પોતાની પુત્રી માર્ગરેટને સ્કૉટલંડના રાજા ૪ થા જેમ્સ ‡ સાથે પરણાવી.

**હેન્રીના સ્વભાવ અને કાર્ય :**—હેન્રી થોડું બોલનારો, કડક સ્વભાવનો, લોભી અને ધોરણસર કામ કરનારો હતો. તેની કારકિર્દીની શરૂઆતથી ઇંગ્લંડમાં અવ્યવસ્થા હતી પણ હેન્રીએ તેના કડક રાજધોરણથી સરદારવર્ગનું જોર કમી કરી શાંતિ સ્થાપી હતી. હેન્રી ગાદીએ આવ્યો તે પૂર્વે પરદેશી રાજ્યો ઇંગ્લંડને કંઈ મહત્ત્વ આપતાં નહોતાં, પણ હેન્રીએ બળવાન રાજ્યો સાથે સ્નેહસંબંધ કરી યુરોપનાં દરબારોમાં ઇંગ્લંડનો મોભો વધાર્યો હતો. તેણે વેપાર અને ઉદ્યોગધંધા વધારવા માટે પણ પ્રયત્નો કર્યા હતા અને દરીઆઈ સફર કરનારા સાહસિક માણસોને ઉત્તેજન આપ્યું હતું. તે ૧૫૦૯ માં મરણ પામ્યો. તેની કારકિર્દીની શરૂઆતથીજ ઇંગ્લંડ અને યુરોપમાં મધ્ય યુગ પૂરો થઈ અર્વાચીન યુગની શરૂઆત થઈ.

---

‡ આ લગ્નસંબંધથી ૧૬૦૩ માં ઇંગ્લંડ અને સ્કૉટલંડના રાજકુટુંબ એક થઈ ગયાં.

**અર્વાચીન યુગની શરૂઆત**:—ઇ. સ. ૧૪૫૦ થી ૧૫૫૦ સુધીના કાળને યુરોપના અને ઇંગ્લંડના ઇતિહાસમાં અર્વાચીન યુગનો પ્રારંભકાળ ગણવામાં આવ્યો છે. એ કાળ દરમ્યાન અજ્ઞાન અને અંધકારથી છવાયલા યુરોપના લોકોપર જ્ઞાનનો પ્રકાશ પડવા લાગ્યો. લોકની દૃષ્ટિ વિશાળ થવા લાગી. આ પૂર્વે લોકોની વૃત્તિ જે ખાબોચિયાંના દેડકા જેવી હતી તે ઘણી વ્યાપક થવા લાગી. અંધશ્રદ્ધા કમી થઈ દરેક બાબતની શાસ્ત્રીય પદ્ધતીથી ચિકિત્સા થવી જોઈએ એમ લોકોને લાગવા માંડ્યું. નવી નવી શાસ્ત્રીય શોધો થવા લાગી, ધર્મસુધારાની ચળવળ ચાલવા લાગી, નવા નવા પ્રદેશોની શોધ થવા લાગી, નવા વેપારી માર્ગો શોધાવા લાગ્યા, વ્યાપારની વૃદ્ધિ થવા લાગી, સમુદ્ર ઉપર સત્તા જામવા લાગી અને ઉચ્ચનીચની ભાવના કમી થઈ રાષ્ટ્રીય ભાવના જાગવા માંડી. આ બધા કારણોને પરિણામે યુરોપના દેશો સુધરવા લાગ્યા. એ પરિણામ લાવવામાં નીચેની બાબત કારણભૂત હતી.

**કૉન્સ્ટાંટિનોપલનું પડવું (૧૪૫૩)**:—પ્રાચીન રોમન સામ્રાજ્યના પૂર્વના ભાગની રાજધાની કૉન્સ્ટાંટિનોપલ શહેર હતું. એ શહેર પ્રાચીન કાળના ગ્રીક અને રોમન લોકોની વિદ્યાકળાનું કેંદ્રસ્થાન હતું. એ શહેર જીતી લેવા ઇસ્લામ ધર્મી તુર્ક લોકો ઘણાં વર્ષથી પ્રયાસ કરતા હતા. આખરે તેઓ ફાવ્યા અને તેમણે એ શહેર જીતી લઈ રોમન સામ્રાજ્યનો નાશ કર્યો. કૉન્સ્ટાંટિનોપલ તુર્કોના હાથમાં ગયાથી ત્યાં રહેતા વિદ્વાન પંડિતોને એ શહેર છોડવું પડ્યું. તેઓ પ્રાચીન કાળનો ગ્રીક અને રોમન સમયનો સર્વ જ્ઞાનભંડાર—હસ્તલિખિત ગ્રંથો અને પોથીઓ—પોતાની સાથે લેતા ગયા. એ લોકો ઇટલી વગેરે યુરોપના અન્ય દેશોમાં જઈ રહ્યા. તુર્કોની સત્તા કૉન્સ્ટાંટિનોપલ અને ભૂમધ્યસમુદ્રના પૂર્વ કિનારા પર બેસવાને લીધે યુરોપ અને હિંદુસ્થાન વચ્ચે ભૂમધ્યસમુદ્ર, સીરિઆ અને રાતા સમુદ્ર માર્ગે ઘણા પ્રાચીન કાળથી જે વેપાર ચાલતો હતો તેને હરકત થવા લાગી. પૂર્વના દેશો સાથેના વેપારથી પૈસાવાળાં થયેલાં ઇટલીનાં **વેનિસ** અને **જિનોઆ** શહેરોનો વેપાર બેસી ગયો અને હિંદુસ્થાન સાથેના વેપાર માટે કોઈ નવો રસ્તો શોધી કાઢવો જોઇએ એમ યુરોપના લોકોને લાગવા માંડ્યું.

**પ્રાચીન કળાવિદ્યાનું પુનરુજ્જીવન** ( Renaissance ):— **પ્રાચીન** કાળનો જ્ઞાનભંડાર લઈ કૉન્સ્ટાંટિનોપલમાંથી નાઠેલા વિદ્વાનો યુરોપના જુદા જુદા દેશોમાં જઈ ત્યાંના લોકોને પ્રાચીન વિદ્યા શીખવી પોતાનો ઉદરનિર્વાહ કરવા લાગ્યા. તેથી લોકમાં જ્ઞાનનો પ્રચાર થવા લાગ્યો. આજ અરસામાં **જૉન ગટનબર્ગ** નામના એક જર્મન ગૃહસ્થે **છાપવાની કળાની** શોધ કરી. ઈ. સ. ૧૪૭૭ માં **વિલિઅમ કૅક્સ્ટન** નામના એક અંગ્રેજ ગૃહસ્થે છાપવાની કળા ઇંગ્લંડમાં દાખલ કરી અને તેણે એક છાપખાનું કાઢ્યું. ઇંગ્લંડ પ્રમાણે બીજા દેશોમાં પણ છાપખાનાં નીકળવા લાગ્યાં. હાથે લખેલાં કરતાં છાપેલાં પુસ્તકો સહેલાઈથી વંચાય એવાં, સોંઘાં અને પુષ્કળ મળતાં હોવાથી લોકમાં જ્ઞાનનો પ્રચાર ઘણી ઝડપથી થવા લાગ્યો. મધ્યયુગમાં શ્રીમાન્, અમીરઉમરાવ અને ધર્માધિકારીઓનાજ કબજામાં રહેલો જ્ઞાનભંડાર સામાન્ય લોકની જાણમાં પણ આવ્યો. તેને લીધે તેમની ધાર્મિક અને સામાજિક સમજણ અને રાજકીય કલ્પનામાં પણ ઘણી ઉથલપાથલ થઈ અને નવીન કલ્પના અને નવીન વિચારનો તેમનામાં ફેલાવો થવા લાગ્યો.

**બુદ્ધિનો વિકાસ**:—આમ પ્રાચીન વિદ્યાકળાનો અભ્યાસ થવા લાગ્યાથી અંધશ્રદ્ધા નષ્ટ થઈ અને લોક ચિકિત્સક પદ્ધતિથી વિચાર કરવા લાગ્યા. યુરોપના જુદા જુદા દેશોમાં વિદ્વાનો ધાર્મિક, શિક્ષણના અને રાજકાજનાં વિષયોપર ગ્રંથો રચવા લાગ્યા.

**કૉલેટ** ( Colet ) **૧૪૬૭–૧૫૧૭**:—આ અંગ્રેજ ગૃહસ્થને તે વખતની નિરસ, વિદ્યાર્થીઓને કંટાળો આપે એવી અને ગોખણ-પટ્ટીપર ભાર મૂકનારી શિક્ષણપદ્ધતિ ગમતી હતી નહિ. તેણે વિદ્યાર્થીનું મનરંજન કરે અને તેમને શીખવાની હોંસ થાય એવી પદ્ધતિથી શીખવવાના હેતુથી લંડનમાં **સેંટ પૉલ** નામની એક શાળા × ( Public school ) કાઢી.

---

× પ્રાચીન કળાવિદ્યાનું જ્ઞાન મળે તે સારૂં આ શાળામાં લૅટિન અને ગ્રીક ભાષાનું શિક્ષણ અપાતું.

**ઇરૅસમસ** (Erasmus) **૧૪૬૭–૧૫૩૭**:—ઇરૅસમસ એક વિદ્વાન ડચ ગૃહસ્થ હતો. તેણે યુરોપમાં ઘણો પ્રવાસ કર્યો. તે ગ્રીક ભાષા શીખ્યો અને તેણે બાઇબલનું લૅટિન ભાષામાં ભાષાંતર કર્યું. તે કાળના ઘણા ધર્માધિકારીઓના આચરણ શુદ્ધ નહોતાં અને લેટિનમાં લખેલા બાઇબલનો અર્થ સમજાવવા જેટલી પાત્રતા પણ તેમનામાં નહોતી. તેથી ધર્માધિકારીઓને સુધારવા અને અજ્ઞાની ધર્માધિકારીઓની ખરી કિંમત લોકો આંકી શકે તે માટે ઇરૅસમસે "મૂર્ખસ્તુતિ" (Praise of Folly) નામનું એક પુસ્તક લખ્યું.

**માર્ટિન લ્યૂથર** (**૧૪૮૩–૧૫૪૬**) અને **ઝિંવગલી** (**૧૪૮૪–૧૫૩૧**) અને **કૅલ્વિન** (**૧૫૦૯–૧૫૬૪**):—જર્મની અને સ્વિટ્ઝર્લૅંડના આ વિદ્વાન પુરૂષોએ પોપના અને બીજા ધર્માધિકારીઓના બાઇબલની વિરુદ્ધના વર્તનની સામે ચળવળ ચલાવી અને ધાર્મિક બાબતમાં સુધારો કરવા માટે પોપનું ઉપરીપણું કબૂલ કર્યું નહિ. તે ઉપરથી પોપની ધાર્મિક સત્તાનો વિરોધ કરનારો **પ્રૉટેસ્ટંટ** પંથ સ્થાપન થયો.

**સર ટૉમસ મોર** (**૧૪૮૦–૧૫૩૫**):—એ અંગ્રેજ ગૃહસ્થે તે સમયની રાજ્યપદ્ધતિના દોષ જોઈ **નમૂનેદાર રાજ્યપદ્ધતિ** કેવી હોવી જોઇએ તે બતાવવા માટે **યુટોપિયા** નામનું એક પુસ્તક લખ્યું હતું.

**નવીન શાસ્ત્રીય શોધો**:—આ સમયમાં નવીન શાસ્ત્રીય શોધો થવાથી યુરોપના દેશોમાં ઘણી પ્રગતિ થઈ. હોકાયંત્ર અને દૂર્બીનમાં ઘણો સુધારો થયો હતો, તેથી નૌકાગમન શાસ્ત્રમાં ઘણી પ્રગતી થઈ. લડાઈમાં બંદુકના દારૂનો ઉપયોગ થવા માંડ્યાને લીધે બખ્તર ધારી ઘોડેસ્વારોનું અને કિલ્લાકોટનું મહત્ત્વ ઘણું ઓછું થયું. છાપવાની કળાની શોધ થવાથી સાક્ષરતા અને જ્ઞાનનો પ્રસાર ઘણો થવા લાગ્યા. **કૉપર્નિકસ** (૧૪૭૩–૧૫૪૩) નામના પોલંડના એક જ્યોતિષ શાસ્ત્રીએ **પૃથ્વી ગોળ** છે અને તે પોતાની ધરીપર ફરે છે એ તે

સમયે હાસ્યાપદ લાગતો અને પોપ અને બીજા ધર્માધિકારીઓને પાખંડ જેવો લાગતો મત પ્રસિદ્ધ કર્યો.

**નવા નવા દેશોની શોધ**:—ભૂમધ્યસમુદ્રના પૂર્વ કિનારાના દેશોપર તુર્ક લોકની સત્તા ચાલવાથી યુરોપ અને હિંદુસ્થાન વચ્ચેના વેપારને હરકત થવા માંડી હતી. તેથી હિંદુસ્થાન તરફ જવાનો બીજો કોઈ જળમાર્ગ શોધી કાઢી પોતાના દેશનો વેપાર વધારવા ઘણા સાહસિક પુરુષો મથી રહ્યા હતા. **કોલંબસ** નામના જિનોઆના એક સાહસિક નાવિકે સ્પેનના રાજાની મદદથી હિંદુસ્થાન આવવાનો નવીન જળમાર્ગ શોધી કાઢવા માટે પોતાના વહાણો હંકાર્યાં. પૃથ્વી ગોળ છે તેથી પશ્ચિમ તરફ વહાણો હંકારીશું તોપણ આપણને પૂર્વમાં હિંદુસ્થાન મળશે એમ તે ધારતો હતો. પણ ઘણા મહિના સફર કર્યા પછી તેને એક નવોજ ખંડ (**અમેરિકા ખંડ**) જડ્યો.


ક્રિસ્ટોફર કોલંબસ

ઇંગ્લંડના **જૉન કૅબટે** અને તેના છોકરા **સેબૅસ્ટિઅન કૅબટે** (૧૪૯૭ માં) **ન્યૂ ફાઉન્ડલંડ** બેટ અને ઉત્તર **અમેરિકા** શોધી કાઢ્યા.

**વાસ્કો-ડી-ગામા** નામના એક પોર્ટુગીઝે ૧૪૯૮ માં આફ્રિકા ખંડની પ્રદક્ષિણા કરી હિંદુસ્થાનના કૅલિકટ બંદરે પોતાના વહાણ લાંગર્યાં અને તેમ કરી હિંદુસ્થાન આવવાનો નવો જળમાર્ગ શોધી કાઢ્યો. હિંદુસ્થાન આવવાનો આ નવીન જળમાર્ગ જડ્યાથી ભૂમધ્ય સમુદ્રનું મહત્ત્વ ઘણું ઓછું થઈ ગયું અને આટલાંટિક મહાસાગરનું મહત્ત્વ ઘણું વધી ગયું. તેમજ પૂર્વ તરફના દેશો સાથેના વેપાર

માટે ભૂમધ્યસમુદ્રના કાંઠાપર આવેલા દેશો વચ્ચે જે હરીફાઈ ચાલતી હતી તે બંધ પડી અને આટલાંટિક મહાસાગરના કિનારાપર આવેલા પોર્ટુગાલ, સ્પેન, ઇંગ્લંડ, હૉલંડ, અને ફ્રાન્સ વચ્ચે વેપાર સંબંધી સ્પર્ધા ઘણી વધી ગઈ અને તે દેશો સમુદ્ર ઉપર પોતાની સત્તા સ્થાપવા પ્રયત્નો કરવા લાગ્યા.

---

## સારાંશ

## સાતમો હેન્રી (૧૪૮૫-૧૫૦૯)

ખાસ ધોરણ—

**(અ) રાજસત્તા પ્રબળ અને અનિયંત્રિત કરવી.**

**(બ) ઇંગ્લંડનો વૈભવ અને પરદેશોમાં મોભો વધારવો.**

**(અ) રાજસત્તા પ્રબળ અને અનિયંત્રિત કરવા માટે હેન્રીએ નીચેની બાબતો કરી:—**

૧. ગાદીપર મારોજ હક છે એમ કહી બંડ કરનારા બંડખોરોનો નાશ. લૅમ્બર્ટ સિમ્નેલ ૧૪૮૬–૮૭;
પરકીન વૉરબેક ૧૪૯૨–૯૭.

૨. સરદારો અને ઉમરાવોની સત્તા કમી કરવા માટે,

(૧) સ્ટાર ચેંબર કોર્ટની સ્થાપના ૧૪૮૭.

(૨) લિવરી અને મેંટેનન્સ સંબંધના કાયદાઓની કડક અમલ બજાવણી અને તહેનાતી લશ્કરનું નિયમન.

૩. પાર્લમેન્ટની બેઠક ન કરતાં રાજકારભાર માટે જોઈતાં નાણાં નીચેના પ્રકારથી ઉભાં કરવાની પ્રથા.

(૧) સ્ટાર ચેંબર કોર્ટ મારફત માતેલા સરદારોને દંડની સજા ઠોકવી.

(૨) સરંજામી પદ્ધતિ પ્રમાણે સરંજામી જાગીરદારો પાસેથી લશ્કરી નોકરીના બદલામાં પૈસા લેવા.

(૩) જોરજુલમથી બક્ષિશ, નજરાણાં અને ઉધાર નાણાં લેવાં.

(૪) રાજાની ખાસ માલિકીની જમીનની પેદાશ.

**(બ) ઇંગ્લંડનો મોભો પરદેશોમાં વધારવા માટે નીચેની બાબતોનો ઉપયોગ** થયો હતો :—

૧. પરદેશોના રાજપ્રકરણમાં હાથ ઘાલી જબરાં રાજ્યો સાથે દોસ્તી કરવી અને તેને મદદ કરવાનું વચન આપી ઇંગ્લંડની મહત્તા વધારવી.

૨. હેન્રીના મોટા છોકરા આર્થરનું સ્પેનની રાજકન્યા કૅથરાઇન સાથે લગ્ન (૧૫૦૧). આર્થર ૧૫૦૨ માં મરણ પામ્યો ત્યારે તેનાથી નાના છોકરા હેન્રી સાથે કૅથરાઇનનું લગ્ન. તે વેળાએ સ્પેનનું રાજ્ય યુરોપમાં સૌથી બળવાન ગણાતું હતું.

૩. હેન્રીની છોકરી માર્ગરેટનું સ્કૉટલંડના રાજા ૪ થા જેમ્સ સાથે લગ્ન (૧૫૦૨). આ જ લગ્નથી આગળ જતાં ઇંગ્લંડ અને સ્કૉટલંડના રાજ્યો એક થઈ ગયાં (૧૬૦૩).

૪. ફ્લૅંડર્સ અને ઇંગ્લંડ વચ્ચે 'મૅગનસ ઇંટરકરસસ' નામનો વેપાર વિષયક કરાર. ઉનના વેપારને ઉત્તેજન અને ચાંચિયાગીરી અટકાવવાનું ધોરણ. *

૫. ઇંગ્લંડના જૉન કબેટ અને સેબૅસ્ટિઅન કૅબટ નામના સાહસિક નાવિકોએ ૧૪૯૭ માં ઉત્તર અમેરિકા શોધી કાઢયો.

૬. પોઇનિંગ્સ નામના ગવર્નરે આયર્લંડમાં શાંતિ સ્થાપી.

**સાતમા હેન્રીના વખતના પ્રસિદ્ધ પુરુષો :—**

રાજાના મંત્રીઓ—મૉર્ટન, એમ્પસન, ડડલી.

આયર્લંડનો ગવર્નર—સર એડવર્ડ પોઇનિંગ્સ.

સાહસિક નાવિકો—જૉન કૅબટ અને સેબૅસ્ટિઅન કૅબટ.

**અર્વાચીન યુગની શરૂઆત :—**

૧. તુર્કોએ ૧૪૫૩ માં કૉન્સ્ટાંટિનોપલ લીધું. તેથી હિંદુસ્થાન અને યુરોપના વેપારને હરકત થવા લાગી. ગ્રીક અને

* ઇંગ્લંડમાં વહાણ બાંધવાના ધંધાને અને વેપારને ઉત્તેજન

રોમન લોકનાં પ્રાચીન ગ્રંથો અને પુસ્તકો લઈ વિદ્વાન્ પંડિતો કૉન્સ્ટાંટિનોપલ છોડી યુરોપના બીજા શહેરોમાં જઈ વસ્યા. તેમના શિક્ષણથી પ્રાચીન વિદ્યાકળાનો અભ્યાસ શરૂ થયો. અને યુરોપના લોકોના આચાર-વિચારમાં જબરો પલટો થવા લાગ્યો.

૨ બૌદ્ધિક સુધારણા—

કૉલેટની નવીન પદ્ધતિની સૅંટ પૉલની શાળા. ઇરૅસમસનું "મૂર્ખસ્તુતિ" ( Praise of Folly ) નામનું પુસ્તક— માર્ટિન લ્યુથર, ઝિવગલી અને કૅલ્વિને પોપની ધાર્મિક સત્તા માન્ય કરી નહિ. સર ટૉમસ મોરનો નમૂનેદાર રાજ્ય-પદ્ધતિ દર્શાવનાર 'યુટોપિઆ' નામનો ગ્રંથ.

૩ નવીન શોધો—

પૃથ્વી ગોળ છે અને તે પોતાની ધરીપર ફરે છે એવી કોપર્નિકસે શોધ કરી.

દૂર્બીન અને હોકાયંત્રમાં સુધારા. બંદૂકના દારૂનો યુદ્ધોમાં ઉપયોગ. ગટેનબર્ગે છાપવાની કળાની શોધ કરી. કૅકસટને ઇંગ્લંડમાં પહેલું છાપખાનું કાઢ્યું.

૪ નવા દેશોની શોધ—

કોલંબસે ( સ્પેન ) ૧૪૯૨ માં અમેરિકા શોધી કાઢયો.

જૉન અને સેબૅસ્ટિઅન કૅબટે ( ઇંગ્લંડ ) ન્યૂફાઉન્ડલંડ અને ઉત્તર અમેરિકા શોધી કાઢ્યા ( ૧૪૯૭ ).

વાસ્કો-ડી-ગામાએ ( પોર્ટુગાલ ) હિંદુસ્થાન આવવાનો નવો દરીઆઈ રસ્તો શોધી કાઢયો ( ૧૪૯૮ ).

ભૂતકાળમાં ભૂમધ્યસમુદ્ર વેપારનું કેંદ્ર હતું અને તેને કિનારે આવેલા દેશો વચ્ચે વેપારી સ્પર્ધા ઘણી ચાલતી હતી. પણ નવીન જળમાર્ગ જડ્યાથી આટલાંટિક મહાસાગર વેપારનું કેંદ્ર થયું, અને તેને કિનારે આવેલાં પોર્ટુગાલ, સ્પેન, ઇંગ્લંડ, હૉલંડ અને ફ્રાન્સ દેશો વચ્ચે વેપાર માટે અને સમુદ્રપરના ઉપરીપણા માટે સ્પર્ધા ચાલવા લાગી.

---

## પ્રકરણ ૩ જું

### આઠમો હેન્રી.

**જન્મ ૧૪૯૧; રાજ્યારોહણ (૧૮ મે વર્ષે) ૧૫૦૯; મૃત્યુ ૧૫૪૭**

(૧૫૦૯–૧૫૪૭)

**એના વખતના રાજ્યકર્તાઓ**

| સ્કૉટલંડ | ફ્રાન્સ | સ્પેન |
|---|---|---|
| ૪ થો જેમ્સ ૧૫૧૩ સુધી | ૧૨ મો લુઈ ૧૫૧૫ સુધી | ફર્ડિનંડ ૧૫૧૬ સુધી |
| ૫ મો જેમ્સ ૧૫૪૨ સુધી | ૧ લો ફ્રાન્સિસ ૧૫૪૭ સુધી | ૧ લો ચાર્લ્સ (શહેનશાહ ૫ મો ચાર્લ્સ) |
| સ્કૉટલંડની રાણી મેરી | | |

**અગત્યની સાલો—**

૧૫૦૯–૮ મા હેન્રી અને કૅથરાઈનનું લગ્ન.
૧૫૨૭–કૅથરાઈનની ફારગતીની ખટપટ.
૧૫૨૯–વુલ્સીનું મૃત્યુ.
૧૫૩૪–ઍક્ટ ઑફ સુપ્રીમસી.

**૮ મા હેન્રીનો સ્વભાવ:**—૭ મા હેન્રી પછી તેનો છોકરો ૮ મો હેન્રી ૧૮ વર્ષની ઉંમરે ગાદી પર આવ્યો. ગાદીએ બેઠા પછી તરત તેણે આગળ કરેલા ઠરાવ પ્રમાણે પોતાની વિધવા ભોજાઈ **કૅથરાઈન** (સ્પેનના રાજા ફર્ડિનંડની પુત્રી) સાથે લગ્ન કર્યું (૧૫૦૯).

હેન્રી દેખાવડો, * હોશિયાર, ચાલાક અને વિદ્યાવિલાસી હોવાને લીધે ઇંગ્લિશ પ્રજા તેને માટે પ્રેમ અને અભિમાન ધરાવતી હતી અને તેની કારકિર્દીમાં દેશની વૃદ્ધિ થશે એમ સર્વેને લાગતું હતું.

હેન્રી વિલાસી, શોખીન અને સ્વાર્થી હતો, પણ મુત્સદ્દિ હતો, તેથી પોતા પર આવી પડતું સંકટ કેવી રીતે ફિટાડવું અને હાથ નીચેના લોકો પાસે કામ કેવી રીતે કરાવવું તે તેને બરાબર આવડતું હતું. પોતાના મંત્રીઓ નીમવામાં તે ઘણી ધૂર્તતા બતાવતો, અને તેઓની પાસે પોતાને ફાવતું કામ કરાવી જરૂર પડે તેનો નાશ કરતાં પણ પાછું જોતો નહિ. પોતાના મનમાં બાંધેલી મુરાદ પાર પાડવામાં ગમે તેવી હરકતો આવે તે દૂર કરી તે રસ્તો કાઢતો અને પોતાનો હેતુ † સિદ્ધ કરતો. હેન્રી ઘણો મહત્ત્વાકાંક્ષી હતો, તોપણ કંઈ વસ્તુ

---

* વેનિસના ઇંગ્લંડમાં રહેતા વકીલે ૧૫૧૯ માં પોતાને દેશ લખેલા એક પત્રમાં ૮ મા હેન્રી વિષે નીચે પ્રમાણે વર્ણન આપ્યું છે :—

"—ઇંગ્લંડના હાલના રાજાસાહેબ ૨૯ વર્ષના છે. તે ઘણા દેખાવડા છે. એના જેટલા દેખાવડા રાજપુરૂષ આખા યુરોપ ખંડમાં જડશે નહિ. ફ્રાન્સના રાજા ૧ લા ફ્રાન્સિસે દાઢી રાખી છે એમ સાંભળી એણે પણ દાઢી વધારી છે. એ રાજા સર્વ લલિતકળામાં પારંગત છે. તેને ગાતાં પણ સારૂં આવડે છે અને તે કવિતા પણ કરી જાણે છે. તે વિનોદી અને વાંગ્વ્યાપારમાં કુશળ છે. તેને ફ્રેંચ, લૅટિન અને સ્પૅનિશ ભાષા સારી આવડે છે. આ રાજા ઘણો ધાર્મિક છે અને દિવસમાં ત્રણ ચાર વાર પ્રાર્થના કરે છે. ઘોડેસ્વારીમાં તો તે ખાસ એકકો છે."

† ટૉમસ વુલ્સી અને સર ટૉમસ મોરને હેન્રી સાથે નિકટનો પરિચય હતો. તેમણે હેન્રીના સ્વભાવ વિષે નીચે પ્રમાણે ઉદ્‌ગાર કાઢ્યા છે—

વુલ્સી—"હેન્રી ઘણા ઉદાર અંતઃકરણનો, સાહસિક અને દૃઢ નિશ્ચયવાળો પુરુષ છે. પોતાની ઇચ્છાવિરુદ્ધ એકાદ બાબત બને તે કરતાં પોતાનું અર્ધું રાજ્ય જાય તો ભલે. તે માટે પોતાનું અર્ધું રાજ્ય ગુમાવતાં તે આછપાછું જોય એવો નથી."

શક્ય છે અને કઈ અશક્ય છે તે તે બરાબર સમજતો હતો. તેથી તે પોતાની છાપ બધાપર સારી રીતે પાડી શક્યો હતો. તેની કારકિર્દી દરમ્યાન તેના હાથે ગેરકાયદા, અન્યાય અને જુલમનાં ઘણાં કામો થયાં હતાં તોપણ તેની અસર લોકોમાં અપ્રિય થઈ પડેલાં માણસોનેજ ભોગવવી પડતી હોવાથી તે પ્રજામાં અપ્રિય થયો નહિ.

**એમ્પસન અને ડડ્લીને શિક્ષા :**—બાપની કારકિર્દીમાં પ્રજાપર ભારે કર મૂકી અપ્રિય થયેલા એમ્પસન અને ડડ્લીને જો હું કેદમાં નાંખીશ તો મારી લોકપ્રિયતા વધશે એમ ધારી હેન્રીએ તેમને તુરંગમાં પૂર્યા. ત્યારપછી તેમના પર રાજદ્રોહનો આરોપ મૂકી હેન્રીએ તેમને ફાંસી દીધી (૧૫૧૦).

**ફ્રાન્સ સાથે વિગ્રહ (૧૫૧૩) :**—ત્યારપછી તેણે તેના બાપના વખતના મંત્રીઓમાં બીજો કાંઈ ફેરફાર કર્યો નહિ; પરંતુ પરદેશોના રાજપ્રકરણમાં પ્રત્યક્ષ રીતે હાથ ન ઘાલવાનું તેના બાપનું ધોરણ બદલી હેન્રી યુરોપિયન રાજપ્રકરણમાં છડેચોક ભાગ લેવા લાગ્યો. ૭ મો હેન્રી કરકસર કરીને તિજોરી તર મૂકી ગયો હતો તેથી ૮ મા હેન્રીને પૈસાની તંગી નહોતી. આ વખતે ફ્રાન્સના રાજાએ ઇટલીમાંનો પોપનો કેટલોક મુલક પચાવ્યો હતો. તે પોપને પાછો મેળવી આપવા માટે જર્મનીના શહેનશાહ મૅક્સિમિલિઅન અને સ્પેનના રાજા ફર્ડિનંડ (હેન્રીનો સસરો) પોપના નેતૃત્વ નીચે 'હોલી લીગ' * નામનો એક

---

(પાનું ૭૮ પરથી ચાલુ)

મોર વિદ્વાન્ હતો તેથી હેન્રીને તેનાપર પ્રેમ હતો. એક વખતે બાગમાં મોર અને હેન્રી વાતચીત કરતા હતા, ત્યારે તેનો મોરપર કેટલો પ્રેમ છે તે બતાવવા માટે હેન્રીએ મોરના ગળાંના સોગન ખાધા. ત્યારે મોર બોલ્યો "એ માટે મને ખાસ અભિમાન આવતું નથી, કારણ કે મારાં ડોકાંને સાટે ફ્રાન્સમાં એકાદ કિલ્લો તમને મળવાનો સંભવ હોય તો મારૂં ડોકું આપતાં તમે આઘુંપાછું જુઓ એવા નથી."

* પોપના નેતૃત્વ નીચે આ સંઘ સ્થાપન થયો હતો માટે તેને 'હોલી લીગ' કહે છે.

સંઘ સ્થાપ્યો (૧૫૧૧). તેમાં સામેલ થવા તેમણે હેન્રીને વિનંતિ કરી. એ વિનંતિ સ્વીકારી હેન્રી ૨૫૦૦૦ માણસનું સૈન્ય લઈ ફ્રાન્સ ગયો અને તેણે ૧૫૧૩ માં કૅલે આગળ ગિનીગેટની લડાઈમાં ફ્રેન્ચોને હરાવ્યા. આ લડાઈમાં ફ્રેન્ચ લશ્કર લડવાને બદલે પોતાના ઘોડાઓને એડી મારી નાસી ગયું તેથી એ લડાઇને મશ્કરીમાં 'એડીની લડાઈ, (Battle of Spurs) કહે છે. આમ હારી જવાથી ફ્રાન્સના રાજા ૧૨ મા લુઈએ હેન્રી સાથે સલાહ કરી દીધી. આ સલાહથી હેન્રીને સારી રકમ મળી અને તેની નાની બેન મેરી સાથે લગ્ન કરવાનું લુઈ એ* કબૂલ કર્યું.

**સ્કૉટલંડ સાથે લડાઈ ૧૫૧૩**:—સ્કૉટલંડ અને ફ્રાન્સ વચ્ચે મૈત્રી હોવાથી ઇંગ્લિશ સૈન્ય ફ્રાન્સ લડવા માટે ગયું છે એમ જાણતાંજ સ્કૉટલંડના રાજા ૪ થા જેમ્સે ઇંગ્લંડપર સ્વારી કરી. આ વખતે હેન્રી ઇંગ્લંડમાં નહોતો તેથી રાણી કૅથરાઇને નૉરફોકના ઉમરાવને એક મોટું સૈન્ય આપી સ્કૉટલંડના સૈન્ય સાથે લડવા મોકલ્યો. **ફ્લૉડન ફીલ્ડ** નજીક લડાઈ થઈ તેમાં સ્કૉટિશ સૈન્યની સજ્જડ હાર થઈ (૧૫૧૩). આ લડાઈમાં સ્કૉટલંડનો રાજા ૪ થો જેમ્સ અને તેના ૯૦૦૦ સૈનિકો માર્યા ગયા. આ હારથી સ્કૉટલંડની ઉતરતી કળા થવા લાગી.

**ટૉમસ વુલ્સી.**—૧૫૧૫ ના અરસામાં હેન્રીને સલાહ આપનાર મુખ્ય મંત્રી **ટૉમસ વુલ્સી** હતો. વુલ્સી કાર્યકુશળ અને હોશિયાર હતો, તેથી પછીના ૧૫ વર્ષ સુધી તેણે ઇંગ્લંડમાં સર્વ સ્થળે પોતાનો સિક્કો બેસાડ્યો હતો. વુલ્સીનો જન્મ (૧૪૭૧) ઇપ્સવિચમાં એક હલકા કુળમાં થયો હતો. તોપણ પોતાની અક્કલ હોશિઆરીથી અને કાર્યકુશળતાથી તેણે મોટી પદવી પ્રાપ્ત કરી હતી. હેન્રીએ તેને પ્રથમ

---

* એ લગ્ન ૧૫૧૫ માં થયું હતું. પરંતુ લગ્ન થયા પછી ત્રણજ મહિનામાં ૧૨ મો લુઈ મરણ પામ્યો, ત્યારે મેરીએ ચાર્લ્સ બ્રૅંડન (સફકનો ડ્યૂક) સાથે પુનર્લગ્ન કર્યું.



વુલ્સી અને ૮ મો હેન્રી—ચિત્રકાર એમેરિ વૉકર. સર જૉન ગિલ્બર્ટના ચિત્રને અનુસારે ગિલ્ડહૉલ ચિત્રાલયમાં.

ટૂનેનો બિશપ, પછી યૉર્કનો અને કૅંટરબરીનો આર્ચબિશપ અને છેવટે ચૅન્સેલરનાં * પદપર નીમ્યો. ઈંગ્લંડમાં વુલ્સીનું વજન એટલું બધું વધી ગયું કે ૧૫૧૫ માં પોપે તેને કાર્ડિનલ † અને પછી ઈંગ્લંડમાંનો પોતાનો પ્રતિનિધિ (લીગેટ) પણ નીમ્યો. આ પ્રમાણે તેનો વૈભવ વધતો ગયો ‡ અને ઉત્કર્ષ ઝપાટાબંધ ઉપરાઉપરી થતો ગયો તેથી પોતે ખુદ રોમના પોપ થવું એવી ઇચ્છા તેને થવા લાગી. વુલ્સી કાર્યદક્ષ અને હોશિયાર હોવાથી અને દરેક કામ ચીવટપણે અને દૃઢ નિશ્ચયથી પાર પાડનારો હોવાથી તથા અંતસ્થ રાજકારભાર અને પરરાજ્યનીતિ, એ બંનેમાં પૂર્ણપણે પ્રવીણ હોવાથી હેન્રીએ તેને રાજકારભારમાં જોખમદારીનું કામ સોપ્યું.

**હેન્રીનું પરરાષ્ટ્રીય ધોરણ**:—આ સમયે ફ્રાન્સનો રાજા ૧૨ મો લુઈ ૧૫૧૫ માં, સ્પેનનો રાજા ફર્ડિનંડ ૧૫૧૬માં અને જર્મનીનો શહેનશાહ મૅકિસમિલિઅન ૧૫૧૯ માં, એમ એક પછી એક યુરોપના એ મહાન રાજાઓ મરણ પામ્યા. પછી ફ્રાન્સમાં **ફ્રાન્સિસ** રાજા થયો, અને સ્પેનનું રાજ્ય ફર્ડિનંડના પૌત્ર **ચાર્લ્સને** § મળ્યું. ત્યારપછી

---

* આ પદવી પરનો માણસ પ્રિવી કાઉન્સિલનો સભ્ય હોય છે અને ઉમરાવની સભાનો અધ્યક્ષ હોય છે.

† આ અધિકારીને રોમના પોપની ચુંટણીમાં મત આપવાનો હક હોય છે.

‡ તે સ્વારીએ નીકળતો ત્યારે પૂર ભપકાથી નીકળતો. તેની આગળ ત્રણત્રણની હારમાં ભપકાદાર જરીના પોશાકવાળા એક હજાર માણસો ચાલતા.

ચૅન્સેલરના હોદ્દાથી રાજ્યના પ્રમુખનું માન તેને મળતું, અને પોપના પ્રતિનિધિ (લીગેટ) તરીકે દેશમાં સર્વ ધાર્મિક બાબતમાં તેને મુખ્ય અધિકાર મળ્યો.

§ સ્પેનના રાજા અને જર્મનીના મહારાજા **૫ મા ચાર્લ્સ** અને ઈંગ્લંડની રાણી **કૅથરાઈન**નું સગપણ બતાવતું વંશવૃક્ષ—

ચાર્લ્સ ૧૫૧૯ માં **જર્મન સામ્રાજ્યનો શહેનશાહ** (પવિત્ર * રોમન સામ્રાજ્યનો) પણ થયો.

ત્યારે ફ્રાન્સના રાજા ફ્રાન્સિસ અને સ્પેનના રાજા અને જર્મન સામ્રાજ્યના શહેનશાહ ચાર્લ્સ વચ્ચે યુરોપમાં ઉપરીપણાં માટે સ્પર્ધા ચાલી અને તે બંને રાજાએ હેન્રીની મદદ માગી. ત્યારે એ બેમાંથી કોનો પક્ષ લેવો એ પ્રશ્ન હેન્રી સમક્ષ આવી ઉભો. સ્પેનનો રાજા ચાર્લ્સ જર્મન શહેનશાહ પણ થવાથી તેના સામ્રાજ્યમાં નેધર્લેંડ, ઑસ્ટ્રિઆ વગેરે ઘણા દેશોનો સમાવેશ થતો હતો. તેથી યુરોપના રાજપ્રકરણમાં તેનું મહત્ત્વ ઘણું વધી ગયું હતું. ત્યારે **સત્તાનું સમતોલપણું** † (Balance of Power) જાળવી રાખવા માટે કોઈ એક રાજ્યને વધારે બળવાન ન થવા દેવાનું ધોરણ રાખવા હેન્રીએ ઠરાવ્યું. ૧૫૨૦ માં ફ્રાન્સિસે હેન્રીને ફ્રાન્સમાં મુલાકાતે




* પ્રાચીન અને મધ્યયુગનું ઇંગ્લંડ, એમાં 'મધ્યયુગ' નો પૅરા જુઓ.

† Balance of Power કોઈ એક રાજ્યને વિશેષ બળવાન ન થવા દેવાનું ધોરણ.

બોલાવ્યો. ત્યારે હેન્રી તેના દરબારી પુરુષો સાથે ફ્રાન્સ ગયો. કૅલે નજીક એક ભવ્ય મંડપમાં આ બે રાજાની મુલાકાતનો સમારંભ ભારે ઠાઠમાઠ અને દબદબાથી કરવામાં આવ્યો. આ મુલાકાત માટે બંને રાજાઓએ પૈસા પાણીની માફક ખરચ્યા હતા તેથી જે ઠેકાણે એ મુલાકાત થઈ હતી તે **‘સુવર્ણ વસ્ત્ર ભૂમિ’** (Field of the Cloth of Gold) કહેવાય છે. તો પણ આ મુલાકાતથી ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે મૈત્રી થઈ નહિ. આ મુલાકાતને એક મહીનો થયો નહિ એટલામાં હેન્રીએ ફ્રાન્સિસના પ્રતિસ્પર્ધી ચાર્લ્સ સાથે મળી જઈ એક ગુપ્ત સંધિ કરી. ત્યારપછી ૧૫૨૧ માં ફ્રાન્સ અને સ્પેન વચ્ચે લડાઈ શરૂ થઇ, તેમાં હેન્રીએ સ્પેનનેજ મદદ કરી અને ફ્રાન્સ સામે લડવા એક સૈન્ય મોકલ્યું (૧૫૨૨–૨૩). આ લડાઇમાં ફ્રાન્સની હાર થઈ. પણ આ લડાઇથી હેન્રીને કાંઇ ફાયદો થયો નહિ. માત્ર ચાર્લ્સની સત્તામાં ઘણો વધારો થયો.




આમ પરરાજ્યપ્રકરણમાં હાથ ઘાલવાથી હેન્રીને ઉપરાઉપરી લડાઇમાં ભાગ લેવો પડતો હતો. એ લડાઇઓને માટે તેને વારે વારે

પૈસાની જરૂર પડતી. તેમાં તેનાં બાપે સંચિત કરી રાખેલો ખજાનો બધો ખરચાઈ જવાથી તેણે લોકોપર ભારે કર નાંખ્યા. કર પ્રમાણે જ લોકો પાસેથી જોરજુલમથી નજરાણાં લઇ તેણે મોટી રકમ ઉભી કરી હતી. આવી રીતે ભારે કર અને સખતીથી નજરાણાં રૂપે પૈસા કઢાવવાની રીતથી લોકોમાં અસંતોષ થવા લાગ્યો.

**ધર્મસુધારાની ચળવળ** :—ઇ. સ. ૧૫૧૭ માં જર્મનીમાં ધર્મસુધારાની ચળવળ શરૂ થઈ ને ધીમે ધીમે યુરોપનાં બધા દેશોમાં પ્રસરવા લાગી. એ ચળવળ શરૂ થવાનાં શું શું કારણો હતાં અને તે કેવી રીતે શરૂ થઈ તે આપણે જોવું જોઈએ.

**રોમનો પોપ** :—રોમ શહેર રોમન સામ્રાજ્યનું રાજધાનીનું શહેર હોવાથી ત્યાંના બિશપ (ધર્માધિકારી) ને મધ્યયુગમાં ઘણું મહત્ત્વ* મળ્યું હતું. યુરોપમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર રોમના બિશપ તરફથીજ થયો હતો. તેથી યુરોપના જુદા જુદા દેશોમાં ધર્માધિકારી નીમવા, ધાર્મિક બાબતો પર દેખરેખ રાખવી, ધાર્મિક પ્રશ્નોનું નિરાકરણ કરવું, વગેરે ધર્મનાં કામ તેને જ હાથે થતાં હતાં. તેથી તેની સત્તા ઘણી વધી ગઈ હતી. તે **ખ્રિસ્તી લોકનો જગદ્ગુરુ** છે એમ લોકો સમજતા હતા. આગળ જતાં તે **પોપ** કહેવાવા લાગ્યો. હળવે હળવે ધાર્મિક બાબતો પ્રમાણે રાજકીય બાબતોમાં પણ પોપ સર્વનો ઉપરી છે એમ લોકો સમજવા લાગ્યા.

**ધર્મસુધારાની આવશ્યકતા** :—શરૂઆતમાં પોપની ગાદીપર આવનારા બિશપો અને જુદા જુદા દેશોના બિશપો, ગામડાંઓના ઉપાધ્યાયો અને જોગીઓ વિદ્વાન, સદાચરણી અને ધાર્મિક વૃત્તિના હતા. તેમના સારાં આચરણને લીધે લોકોમાં તેઓનું વજન ઘણું પડતું હતું. તે કાળે સામાન્ય લોક અનાડી અને અભણ હતા અને પ્રજામાં ભણેલા અને લખી-વાંચી જાણનારા માત્ર ધર્માધિકારીઓજ હતા. તેથી એ લોકો જે કહેતા તે પર લોકોને વિશ્વાસ બેસતો. ભાવિક અને ધાર્મિક વૃત્તિના

---

* પ્રાચીન અને મધ્યયુગનું ઇંગ્લંડ, એ પ્રકરણમાં “ ખ્રિસ્તી ધર્મની સ્થાપના અને પ્રસાર ” જુઓ.

માણસો તેમને માટે પૂજ્યભાવ રાખતા. ભાવિક લોકો તેમને જમીન, ભેટ અને ગામની ઉપજમાંથી કંઈક હિસ્સો આપતા હતા. રોમના પોપને જુદા જુદા દેશોમાંથી ઘણી ભેટ અને ઉપજ મળતી હતી. તેથી પોપનું ઐશ્વર્ય અને તેનો વૈભવ ઘણાં વધ્યાં અને તેણે પોતાનું એક જુદું સંસ્થાન જ સ્થાપ્યું. પણ પછી ઐશ્વર્ય અને સંપત્તિને લીધે પોપ અને બીજા ધર્માધિકારીઓ આળસુ અને વ્યસની બનતા ગયા અને ધાર્મિક બાબત કરતાં સંસારી બાબતોપર વધારે લક્ષ આપવા લાગ્યા. ધર્માધિકારીઓ તો એમ જ માનવા લાગ્યા કે આપણો ધંધો એટલે મોજમજા! આવી સમજ થવાથી ઘણા નાલાયક, દુરાચારી અને નિરક્ષર માણસો એ ધંધામાં ઘૂસવા લાગ્યા. તેમનામાંના કેટલાકને તો લૅટિન ભાષામાં લખાયલા બાઈબલમાં કહેલી બાબતોનો અર્થ સુદ્ધાં આવડતો નહિ. તેમનાં અજ્ઞાનની લોકોને ખબર ન પડે તે માટે તેઓ લોકોને એમ સમજાવતા કે બાઈબલનો અંગ્રેજી, જર્મન, ફ્રેંચ વગેરે ભાષામાં તરજૂમો કરવો એ પાપ છે. જે બાબતમાં બાઈબલની સંમતિ ન હોય એવી ઘણી બાબતો પોપ અને બીજા ધર્માધિકારીઓને હાથે ધર્મને નામે ચાલતી હતી. આવી સ્વાર્થી અને બાઈબલધર્મ-વિરુદ્ધની સ્થિતિ જોઈ તેમાં સુધારો કરવા કેટલાક માણસો તરફથી પ્રયત્નો થવા માંડ્યા. ૧૩ મા સૈકામાં ઇટલીમાં ફ્રાન્સિસ નામના સાધુએ અને સ્પેનમાં ડૉમિનિક નામના સાધુએ બે પંથ કાઢી એવો ઉપદેશ કરવા માંડ્યો કે ધર્મના કામમાં પડનારા માણસોનું જીવન સારું અને ધ્યેય ઉચ્ચ હોવાં જોઇએ. ૧૪ મા સૈકામાં ઇંગ્લંડમાં **વિકિલફ** અને તેના અનુયાયી લૉલાર્ડોએ ધર્મસુધારણાના કામમાં ઘણું મથન કર્યું હતું. પણ તે કાળે સામાન્ય જનતા અનાડી અને અભણ હોવાથી અને રાજ્યતરફથી વિકિલફ અને તેના અનુયાયી ઉપર જુલમ થવાથી તેમને તેમની ચલવળમાં ફત્તેહ મળી નહિ.

**પ્રાચીન વિદ્યાકળાનો અભ્યાસ**:—૧૫ મા સૈકાની આખરે પ્રાચીન ગ્રીક અને રોમન લોકોની વિદ્યાનો અભ્યાસ થવા લાગ્યો અને છાપવાની કળાની શોધ થવાથી પુસ્તકો સારી સંખ્યામાં અને સોંઘાં મળવા લાગ્યાં. એટલે જ્ઞાનનો પ્રચાર ઘણો થવા લાગ્યો અને લોકો

અંધશ્રદ્ધા ન રાખતાં સ્વતંત્ર અને ચિકિત્સક પદ્ધતિથી વિચાર કરતા થયા. મધ્યયુગના પોપ, આર્ચબિશપ, બિશપ વગેરે ધર્માધિકારીનાં આચરણ ઈસુ ખ્રિસ્ત અને તેના મુખ્ય શિષ્યોના ઉદાત્ત અને પવિત્ર આચરણથી વિરુદ્ધ હતાં. તેથી લોક તે બંનેની તુલના કરવા લાગ્યા. ત્યારે ઈસુ ખ્રિસ્તના શિક્ષણથી ધર્માધિકારીઓનાં આચરણ કેટલાં વિરુદ્ધ છે તે તેમને સમજાયું. તે કાળના ધર્માધિકારીઓ લોકોના અજ્ઞાનનો લાભ લઈ ધર્મને નામે બાઈબલની જેમાં સંમતિ ન હોય એવી ઘણી બાબતો કેવી રીતે કરે છે તે વિચારવંત લોકના જાણવામાં આવ્યું. **ઈરૅસમસ** નામના એક ડચ વિદ્વાને ગ્રીક ભાષાનો અભ્યાસ કરી તે ભાષામાં લખાયલા બાઈબલનો લૅટિન ભાષામાં તરજૂમો કર્યો. તેણે તે સમયના આળસુ, નિરુદ્યોગી દુરાચારી અને અહંકારી ધર્મગુરુ અને યોગીઓનું ખરૂં સ્વરૂપ ઉઘાડું પાડવા માટે "મૂર્ખસ્તુતિ" (Praise of Folly) નામનું એક પુસ્તક રચ્યું. તે વખતે સામાન્ય લોકોમાં પણ વિદ્યાનો પ્રચાર થવાથી લોકો અંધશ્રદ્ધા ન રાખતાં સ્વતંત્રપણે વિચાર કરતા થયા હતા.

**પાપમાંથી મુક્ત કરનારાં માફીપત્રો અને માર્ટિન લ્યૂથર**:— ૧૫૧૭ માં **જૉન ટેટ્સેલ** નામનો એક ધર્મગુરુ રોમના પોપ પાસેથી પાપમાંથી મુક્ત કરનારાં માફીપત્રો (Indulgences) જર્મનીમાં વેચવા માટે લઈ ગયો. એ પત્રોમાં બાઈબલમાંના કેટલાંક વાક્યો લખેલાં હતાં અને ઈસુ ખ્રિસ્ત અને પોપના આશીર્વાદથી એ પત્રો વેચાતાં લેનારના સર્વ પાપો ધોવાઈ જશે અને તેને માટે સ્વર્ગના દ્વાર ખુલ્લાં રહેશે એવું તેમાં લખેલું હતું. આ માફીપત્રોના વેચાણની ઉપજ તે વખતે રોમમાં સેંટ પીટરના નામનું દેવળ બાંધવાના ખર્ચમાં વાપરવાની હતી. પણ તેમ થવાને બદલે ઘણી વખત થતું હતું તે પ્રમાણે એ ઉપજ પોપને માટે એશઆરામની ચીજો ખરીદવા પાછળ અને મોટા મોટા મહેલો બાંધવા પાછળ ખરચાઈ હતી. જ્યારે આ માફીપત્રો લઈને જૉન ટેટ્સેલ જર્મનીમાં ગયો ત્યારે **માર્ટિન લ્યૂથરે** જોસથી તેનો વિરોધ કર્યો. માર્ટિન લ્યૂથરનો જન્મ જર્મનીના થ્યુરિંજિયા પ્રાંતમાં એક ગરીબ કુટુંબમાં થયો હતો. તેના બાપ ખાણમાં કામ કરનાર

એક મજૂર હતા. તોપણ પોતાના છોકરાને વકીલ બનાવવાની ઇચ્છાથી ઉચ્ચ શિક્ષણને માટે તેણે તેને વિશ્વવિદ્યાલયમાં મોકલ્યો. પરંતુ માર્ટિનને વકીલનો ધંધો બિલકુલ ગમતો નહોતો. તેથી તે ૧૫૧૦ માં ધાર્મિક બાબતનો અભ્યાસ કરવા માટે રોમ ગયો. ત્યાં પોપનું વિલાસી જીવન પ્રત્યક્ષ તેના જોવામાં આવ્યું. રોમથી પાછા આવ્યા પછી તે વિટેન-બર્ગ વિશ્વવિદ્યાલયમાં તત્ત્વજ્ઞાનનો પ્રોફેસર થયો, એ વખતે જૉન ટેટસેલ વિટેનબર્ગ શહેરમાં આવ્યો અને "પાપમાંથી મુક્ત કરનારાં માફીપત્રો વેચાતાં લઈ સ્વર્ગના દરવાજા ખુલ્લા કરો" એમ પ્રવચન કરવા લાગ્યો. તત્ત્વજ્ઞાનના પ્રોફેસર માર્ટિન લ્યૂથરથી આ સાંભળી શાંત બેસી રહેવાયું નહિ. "આવાં પત્રો વેચાતાં લેવાથી સ્વર્ગપ્રાપ્તિનો માર્ગ ખુલ્લો થાય છે એવું બાબઇબલમાં કોઈ સ્થળે કહ્યું નથી, અને લોકોનાં અજ્ઞાન અને ભાવિકપણાનો ગેરલાભ લઇ બાઇબલની સંમતિ-વિરુદ્ધની ઘણી બાબતો પોપ કરે છે" એમ કહી ૯૬ મુદ્દાવાળો એક મુત્સદ્દો વિટેનબર્ગના દેવળના દરવાજા ઉપર તેણે જાહેર રીતે ચોઢ્યો અને તેના સમર્થનમાં વાદવિવાદ કરવા માટે ટેટસેલને આવાહન કર્યું. લ્યૂથરના આ કામે ઘણા લોકોનું લક્ષ તેના તરફ ખેંચ્યું અને તેણે જાહેર કરેલા મુદ્દાઓનો જર્મનીમાં પ્રચાર થવા લાગ્યો. તે વખતે પોપનાં કૃત્યોનું સમર્થન કરનારા લોકોની પણ જર્મનીમાં કંઈ ખોટ નહોતી, એટલે આ ધાર્મિક બાબતપર જર્મનીમાં ઝનુની વાદવિવાદ શરૂ થયો.

**પ્રૉટેસ્ટંટ પંથની સ્થાપના:**—"પાપમાંથી મુક્ત કરનારાં માફીપત્રો" વિરુદ્ધ લ્યૂથરે ૯૬ મુદ્દા પ્રસિદ્ધ કર્યા તે વખતે નવીન ધર્મપંથ સ્થાપવાનો લ્યૂથરનો મુદ્દલ વિચાર નહોતો, પણ પોપનાં કૃત્યોનો બચાવ કરનારા લોકોએ જ્યારે તેના વિરુદ્ધ ચળવળ શરૂ કરી ત્યારે ધાર્મિક બાબતોનો સર્વ બાજૂથી શાંતપણે વિચાર કરવા માટે તેણે ધર્મનાં પુસ્તકો વાંચ્યાં. તે વાંચવાથી તેને માલમ પડ્યું કે પોપને ખ્રિસ્તિ ધર્મના જગદ્ગુરુ તરીકે કોઇએ અધિકાર આપ્યો નથી, પણ એ અધિકાર એણે પોતેજ પચાવી પાડ્યો છે. એ ઉપરાંત જે આચારોને અને બાબતોને બાઇબલનો મુદ્દલ આધાર ન હોતો એવા ઘણા આચારો

ને એવી ઘણી બાબતો રોમના પોપે પોતનાજ અધિકારથી ખ્રિસ્તી
ર્મમાં ઘુસાડી દીધી હતી. આમ પોપનું વર્તન જ ધર્મવિરુદ્ધ હતું. ત્યારે
પનું કહેવું માન્ય ન કરતાં **બાઈબલનેજ** પ્રમાણભૂત માની તેમાં શું
યું છે તે લોકોએ જાણવું જોઇએ એમ તે કહેવા લાગ્યો. પોતાનો મત
કો સમક્ષ રજૂ કરવા માટે માર્ટિન લ્યૂથરે ૧૫૨૦ માં એક પુસ્તક
સિદ્ધ કર્યું. આટલી હદે વાત આવી ત્યારે પોપ ૧૦ મા લીઓએ **માર્ટિન**
**્યૂથરને** પાખંડી મતનો પ્રચાર કરવા માટે **ધર્મબહિષ્કૃત** કર્યાનું
માન કાઢ્યું. પણ લ્યૂથરે તો એ ફરમાનને બાળી નાંખ્યું અને
પની સત્તા મને માન્ય નથી એવું જાહેર કર્યું. લ્યૂથરનું કહેવું ખરૂં
એમ જોઈ ઘણા માણસ તેના અનુયાયી થયા અને આ ધર્મસુધારાની
ળવળ જર્મનીમાંજ અટકી ન રહેતાં યુરોપના જુદા જુદા દેશોમાં
રવા લાગી. આ ચળવળ પોપની ધાર્મિક સત્તા અને તેનાં ઉપરી-
ણાંનો વિરોધ કરનારી હોવાથી માર્ટિન લ્યૂથર અને તેના અનુયાયી
ટલે માર્ટિન લ્યૂથર પ્રમાણે જેમને પોપની ધાર્મિક સત્તા કબૂલ નહોતી
વા સર્વ લોકો '**પ્રૉટેસ્ટંટ**' એટલે **વિરોધ કરનારા** કહેવાયા
ને તેમનો પંથ **પ્રૉટેસ્ટંટ પંથ** કહેવાવા લાગ્યો. તેજ પ્રમાણે
મના પોપની ધાર્મિક સત્તા જેઓને કબૂલ હતી તેવા લોકો **રોમન**
**કૅથૉલિક** કે **પેપિસ્ટ** કહેવાયા અને તેઓના પંથનું **રોમન કૅથૉલિક**
નામ પડ્યું.

**પ્રૉટેસ્ટંટ પંથના ઉપપંથો**:—માર્ટિન લ્યૂથર પ્રમાણે સ્વિત્ઝર્લૅંડમાં
**ઝ્વગલી** (૧૪૮૪–૧૫૩૧) અને **કૅલ્વિન** (૧૫૦૯–૧૫૬૪) અને
સ્કૉટલંડમાં **જૉન નૉક્સ** (૧૫૦૫–૧૫૭૨) નામના વિદ્વાન અને
પારવંત ગૃહસ્થોએ ધર્મસંબંધી બાબતોપર ઘણો વિચાર કરી
તપોતાના દેશમાં ધાર્મિક સુધારાની ચળવળ શરૂ કરી. એ બધા
હસ્થો પોપની ધાર્મિક સત્તાનો વિરોધ કરતા હતા માટે તેમને પણ
**પ્રૉટેસ્ટંટ** કહેવામાં આવ્યા. પણ તેઓના અને લ્યૂથરના મતમાં
કેટલોક ફરક હતો માટે તેમના પંથ પ્રૉટેસ્ટંટ પંથના ઉપપંથ કહેવાયા.
**માર્ટિન લ્યૂથરને** પોપની ધાર્મિક સત્તા માન્ય નહોતી. બાઇબલનેજ
પ્રમાણગ્રંથ માની પ્રત્યેક દેશે પોતાના રાજ્યકર્તા મારફત ધાર્મિક

બાબતોની વ્યવસ્થા કરાવવી એવો તેનો મત હતો. જર્મનીમાં પ્રૉટેસ્ટંટના ઉપપંથનો વિશેષ પ્રસાર થયો. **ઝિંવગલીએ** 'પાપમાંથી મુક્તિ આપનારાં માફીપત્રો પર' કડક ટીકા કરી. તે પણ પોપની ધાર્મિક સત્તાને માનતો નહોતો. ધાર્મિક બાબતોમાં બાઇબલ જ પ્રમાણગ્રંથ છે એવો તેનો પણ મત હતો. તેના મતનો પ્રચાર સ્વિત્ઝર્લૅંડમાં વિશેષ થયો. એજ પ્રમાણે **કૅલ્વિનને** પણ પોપની ધાર્મિક સત્તા કબૂલ નહોતી અને ધર્મની બાબતમાં બાઇબલ આધારગ્રંથ છે એવો મત તેનો પણ હતો. પ્રાર્થના વખતે પવિત્રતા અને સાદાઈ હોવી જોઇએ, ચર્ચમાં ચિત્રો અને છબીઓ રાખવી જોઇએ નહિ, કારણ કે તે લોકોને મૂર્તિપૂજા તરફ પ્રવૃત્ત કરે છે એવો તેનો મત હતો. લગ્ન વખતે વર-વહુએ વીંટીની અદલાબદલી કરવી એ રિવાજ તેને પસંદ નહોતો. તેમજ ધર્મના કામ માટે બિશપ, ગ્રામોપાધ્યાય વગેરે ધર્માધિકારીની જરૂર નથી, અને કોઇપણ માણસ તેમની દરમ્યાનગીરી વિના ધાર્મિક વિધિ કરી શકે એમ તે માનતો હતો. સ્વિત્ઝર્લૅંડ, હૉલંડ, ફ્રાન્સના કેટલાક ભાગ અને સ્કૉટલંડમાં તેના પંથનો વિશેષ પ્રસાર થયો. તેના અનુયાયીઓ **કૅલ્વિનિસ્ટ, પ્યુરિટન્સ,** અને **પ્રેસ્બિટેરિયન્સ** (Calvinists, Puritans, Presbyterians) કહેવાય છે. **જૉન નૉક્સ** એક સ્કૉટિશ ગૃહસ્થ હતો. તે કૅલ્વિનનો અનુયાયી હતો અને તેણેજ સ્કૅટલંડમાં કૉલ્વિનના મતનો પ્રચાર કર્યો હતો. સ્કૉટલંડના લોક ધાર્મિક વિધિ અને પ્રાર્થનાને માટે બિશપ, ઉપાધ્યાય વગેરે ધર્માધિકારી ન નીમતાં પોતાનામાંથીજ પુખ્ત ઉંમરના અને શિષ્ટ માણસો નીમી લે છે માટે એ પંથનું '**પ્રેસ્બિટેરિયન પંથ**' (પ્રેસ્બિટર એટલે પુખ્ત ઉંમરનો) નામ પડ્યું છે. ફ્રાન્સમાંના કૅલ્વિનના અનુયાયીઓ **હ્યુગેનૉટ્સ** કહેવાય છે.

**આઠમો હેન્રી અને ધર્મસુધારાની ચળવળ:**—જર્મનીમાં જન્મ પામેલા આ ધર્મસુધારાનું મોજું ઇંગ્લંડમાં પણ પ્રસર્યું હતું. પરંતુ શરૂઆતમાં ઇંગ્લંડમાં આ ધાર્મિક સુધારાની ચળવળનું પરિણામ ઝાઝું થયું નહિ. કારણ કે ઇંગ્લંડના ધર્માધિકારીઓ યુરોપના ધર્માધિકારીઓ જેટલા વિલાસી કે વિષયી ન હોવાથી ઇંગ્લંડના સામાન્ય

પ્રજાવર્ગને તેમના ઉપર તિરસ્કાર નહોતો. જર્મનીમાં લ્યૂથરે શરૂ કરેલી ધર્મસુધારાની ચળવળ વિરૂદ્ધ ઇંગ્લંડના રાજા ૮ મા હેન્રીએ એક પુસ્તક લખી પોપનો બચાવ કર્યો હતો. અને એ પુસ્તક લખી બચાવ કરવા માટે પોપ ૧૦ મા લીઓએ હેન્રીને '**ધર્મરક્ષક**' નો ખિતાબ (Defender of the Faith) બક્ષ્યો હતો. આ પ્રમાણે લ્યૂથરની સુધારાની ચળવળ માટે ઇંગ્લંડના રાજા અને પ્રજા બંનેની સહાનુભૂતિ નહોતી. પરંતુ આ વખતે કેટલાંક ખાનગી કારણોસર હેન્રીને પોપ સાથે ટંટો થયો અને તેથી પોપે ઇંગ્લંડના રાજાનો ટેકો ગુમાવ્યો અને ત્યારપછી ઇંગ્લંડના લોકોએ પ્રૉટેસ્ટંટ પંથનો સ્વીકાર કર્યો.

**૮ મો હેન્રી અને લગ્નફારગતીનું પ્રકરણઃ**—૭ મા હેન્રીએ પોતાના મોટા છોકરા આર્થરનું લગ્ન સ્પેનના રાજાની છોકરી કૅથરાઇન સાથે કર્યું હતું (૧૫૦૧). પણ લગ્ન થયા પછી થોડાજ દિવસમાં આર્થરનું મરણ થયું હતું. અને પોતે બાંધેલો સ્પેન સાથેનો નવો સંબંધ આ મરણથી તૂટે નહિ, એ ઉદ્દેશથી હેન્રીએ કૅથરાઇનનું લગ્ન પોતાના બીજા છોકરા હેન્રી સાથે કરવા માટે પોપની સંમતિ મેળવી હતી. પણ એ લગ્ન તે વેળા તરતજ થયું નહિ પણ ૮ મો હેન્રી ગાદીપર આવ્યા પછી થયું (૧૫૦૯). પોતાના મોટા ભાઈની વિધવા સાથે લગ્ન કરવાની ખ્રિસ્તી ધર્મમાં મનાઈ છે, તેથી પોપની પરવાનગી મેળવીને હેન્રીએ આ લગ્ન કયુ હતુ. પણ આ લગ્નથી બંને સુખી થયાં નહિ. હેન્રીનો સ્વભાવ મોજીલો અને વિલાસી હતો, અને **કૅથરાઈનનો** એથી તદ્દન ઉલટો એટલે ધાર્મિક હતો અને તેને છેલછબીલાપણું મુદ્દલ ગમતું નહિ. તેથી હેન્રીને તેનાપર પ્રેમ મુદ્દલ હતો નહિ. તેને પેટે થયેલાં બધાં સંતાન મરણ પામ્યાં હતાં. માત્ર એક મેરી નામની છોકરી જીવતી રહી હતી. હવે તેને પેટે હેન્રીને છોકરો થવાની બિલકુલ આશા હતી નહિ તેથી હેન્રી તેને ફારગતી આપવાની સંધિની રાહ જોયાં કરતો હતો. કૅથરાઇનને ફારગતી આપવાનો વિચાર ચાલતો હતો તેવામાં કૅથરાઈનની **ઍન બુલીન** નામની એક સુંદર દાસી પર હેન્રી મોહી પડ્યો, અને તેની સાથે

લગ્ન કરવાની ઇચ્છા હેન્રીને થઈ. પણ એ લગ્નની *વચ્ચે કૅથરાઈનની આડખીલી હતી તેથી કૅથરાઈનને છૂટાછેડા આપવાનો તેણે ઠરાવ કર્યો. પરંતુ તે માટે પોપની સંમતિની જરૂર હતી તે સંમતિ મેળવવાનું કામ હેન્રીએ વુલ્સીને સોંપ્યું.

**પોપની કફોડી સ્થિતિ**:—આ વખતે સાતમો ક્લેમંટ પોપની ગાદીપર હતો. તેની સ્થિતિ આ ફારગતીની બાબતમાં ઘણી કફોડી થઈ પડી. કૅથરાઈન સ્પેનના રાજા અને જર્મનીના શહેનશાહ ૫ મા ચાર્લ્સની માસી† થતી હતી, તેથી કૅથરાઈનને ફારગતી આપવાની હેન્રીને પરવાનગી આપવાથી ચાર્લ્સને માઠું લાગશે અને હેન્રીને ફારગતીની પરવાનગી ન આપવાથી તે અસંતુષ્ટ થશે ને પછી તેના તરફથી કોઈપણ બાબતમાં પોતાને મદદ નહિ મળે એમ ક્લેમંટને લાગ્યું. આ જ અરસામાં પાદશાહ ચાર્લ્સે રોમપર સ્વારી કરી તેને પોતાના તાબામાં લીધું હતું. તેથી ચાર્લ્સના વિરુદ્ધની કોઈપણ ચીજ કરવાની તેની હિંમત ચાલતી નહોતી. આવા પ્રકારની કફોડી સ્થિતિમાં પોપ આવી પડેલો હોવાથી આ બાબતમાં કંઈપણ કૅરવામાં ઢીલ કરવી એ ઠીક લાગવાથી એ પ્રશ્નની ચોકસી કરવા માટે **કૅમ્પેજો** નામના એક ઇટલીના ધર્મગુરુને અને ઇંગ્લંડમાંના પોતાના પ્રતિનિધિ (લીગેટ) **વુલ્સીને** તેણે નીમ્યા. આ પ્રશ્નનો જલદીથી નિકાલ લાવવા હેન્રી અને વુલ્સી બંનેએ પ્રયત્ન કર્યો. પરંતુ પોપના કહેવાથી કૅમ્પેજો ખાસ ઢીલ કરતો હોવાથી આ પ્રશ્નનો તાબડતોબ નિકાલ થયો નહિ. છેવટે પોપે તેને પાછો રોમ બોલાવી લીધો અને એ સવાલનો નિકાલ પોતેજ કરશે એમ જાહેર કરી તે કજિયો રોમમાં લાવવા તેણે હેન્રીને ફરમાવ્યું (૧૫૨૮.)

**વુલ્સીની પડતી**:—આ બાબતમાં પોપ વિનાકારણ ઢીલ કરે છે, અને કદાચ તેમાં વુલ્સીનો પણ હાથ હોય એવો હેન્રીને સંશય આવવાથી તેણે વુલ્સીને ચૅન્સેલરની પદવીપરથી ઉતારી પાડ્યો. આવી રીતે વુલ્સીપર હેન્રીની ગેરમહેરબાની થયાથી લોકો પણ

---

* ખ્રિસ્તી ધર્મ પ્રમાણે કોઈથી એક ઉપર બીજી સ્ત્રી થઈ શકતી નથી.

† પાને ૮૩ મે વંશાવળી જુઓ.

તેનો તિરસ્કાર કરવા લાગ્યા. વુલ્સીનું ઉદ્દામ વર્તન, પ્રજાપર તેણે મૂકેલા ભારે કરો, જોરજુલમથી કઢાવેલાં નાણાં અને તેની ભપકાભેર રહેવાની રીત, એ બધાંને લીધે સર્વ લોકોએ તેના વિરુદ્ધ પોકાર શરૂ કર્યો હતો. ત્યારપછી રાજાની સંમતિ વિના પોપના લીગેટની (પ્રતિનિધિ) જગા સ્વીકારવાનો, પોપના ફરમાનોનો ઇંગ્લંડમાં અમલ કર્યાનો અને ઇંગ્લંડમાંના કજિયા પોપની કોર્ટમાં લઈ જવાનો આરોપ હેન્રીએ વુલ્સીપર મૂક્યો. ૨ જા રિચર્ડની કારકિર્દીમાં **સ્ટેચ્યૂટ ઑફ પ્રિમ્યૂનાયર** નામનો એક કાયદો ઘડવામાં આવ્યો હતો. તે કાયદાથી ઉપલાં કૃત્યોપર પ્રતિબંધ મૂકવામાં આવ્યો હતો. તે કાયદો તોડ્યાનું તહોમત તેનાપર મૂકી વુલ્સીની સર્વ માલમિલકત હેન્રીએ જપ્ત કરી લીધી. ત્યારપછી એક વર્ષે વુલ્સીનો હજુ વધારે અધઃપાત કરવાનો ઠરાવ કરી હેન્રીએ તેનાપર રાજદ્રોહનો આરોપ મૂક્યો અને તે સંબંધમાં તેને જે કંઈ કહેવું હોય તે કહેવા તેને લંડન આવવા ફરમાવ્યું. પરંતુ લંડન જતાં રસ્તામાં લીસ્ટર આગળ તે મરણ પામ્યો (૧૫૩૦). વુલ્સી મહત્ત્વાકાંક્ષી હતો. તેના હાથમાં રાજ્યકારભાર હતો ત્યારે તે ઉદ્દામપણે સખ્તાઇથી વર્ત્યો હતો તેથી તેના પર પ્રજાનો રોષ ઘણો હતો. પરંતુ પોતાના ધણીની સેવા એકનિષ્ઠાથી બજાવવામાં તેણે કચાશ રાખી ન હોતી.* એ જોતાં હેન્રીએ તેનાપર રાજદ્રોહનું તહોમત મૂક્યું તે યોગ્ય નહોતું.

**હેન્રીના મંત્રીઓ અને સલાહકારોઃ—સર ટૉમસ મોર, ટૉમસ ક્રૉમ્વેલ અને ક્રૅન્મર**—વુલ્સીને ચૅન્સેલરના હોદ્દાપરથી પદભ્રષ્ટ કર્યા પછી હેન્રીએ **સર ટૉમસ મોર** (૧૪૮૦–૧૫૩૫) નામના વિદ્વાન્ ગૃહસ્થને ચૅન્સેલર નીમ્યો. અને **ટૉમસ ક્રૉમ્વેલ** (૧૪૮૫–૧૫૪૦) નામના એક ગૃહસ્થને પોતાનો મંત્રી બનાવ્યો.

---

* મરતી વખતે ટૉમસ ક્રૉમ્વેલપર લખેલા પત્રમાં વુલ્સીએ લખ્યું હતું કે, ક્રૉમ્વેલ, જેટલી એકનિષ્ઠાથી મેં રાજાની નોકરી કરી છે તેટલી એકનિષ્ઠાથી જો ઇશ્વરની કરી હોત તો તે મારી ઉત્તર અવસ્થામાં મને આમ દુઃખ સહન કરવા દેત નહિ.

ક્રૉમ્વેલ હલકા કુળનો હોઈ પોતાની હોશિયારીથી ઉંચે ચઢ્યો હતો. આગળ તેણે વુલ્સીના સેક્રેટરી તરીકે કામ કર્યું હતું. ત્યારપછી હેન્રીએ **ક્રૅન્મર** (૧૪૮૯–૧૫૫૬) નામના ગૃહસ્થને કૅંટરબરીનો આર્ચબિશપ બનાવ્યો (૧૫૩૩.) ક્રૅન્મરનું વલણ ધર્મસુધારા તરફ હતું, પરંતુ અદ્યાપિ સુધી તેણે પોતાનો ધાર્મિક મત ગુપ્ત રાખ્યો હતો. ફારગતીની બાબતમાં પોપ પાસેથી પોતાને અનુકૂળ નિકાલ મળતો નથી, અને તે જલદી મળવાનો સંભવ પણ દેખાતો નથી ત્યારે હવે શું કરવું તેના વિચારમાં હેન્રી હતો. તેથી એ પ્રશ્નનો નિકાલ લાવવા માટે ક્રૅન્મરે એવું સૂચવું કે વિધવા ભોજાઈ સાથે લગ્ન કરવાની ખ્રિસ્તી ધર્મમાં મનાઈ હોવાથી તે પ્રતિબંધ દૂર કરવા અને લગ્નની પરવાનગી આપવા પોપને અધિકારજ નહોતો, તેથી હેન્રીનું કૅથરાઇન સાથેનું લગ્ન શાસ્ત્રવિરુદ્ધ હતું. ક્રૅન્મરની આ સલાહ હેન્રીને પસંદ પડી અને તેની સૂચના ઉપરથીજ આ પ્રશ્ન સંબંધે તેણે યુરોપના જુદા જુદા વિશ્વવિદ્યાલયોના અભિપ્રાય મંગાવ્યા. આ અભિપ્રાયો પૈકી ઘણા વિદ્યાલયોના અભિપ્રાય "એ લગ્ન તદ્દન શાસ્ત્રવિરુદ્ધ છે" એવા આવ્યા. ત્યારે તેનો લાભ લઈ તે પ્રમાણે વર્તવાનું હેન્રીએ ઠરાવ્યું.

ત્યારપછી હેન્રીએ ઇંગ્લંડમાંના ધર્માધિકારીઓનાં અધર્મી અને ગેરકાયદેસર વર્તનપર હલ્લો કરવાની શરૂઆત કરી. તેના આ કૃત્ય તરફ પ્રજાની સહાનુભૂતિ મળશે એમ હેન્રીને લાગતું હતું. વુલ્સી પોપનો લીગેટ (પ્રતિનિધિ) છે એવું તમે કબૂલ કીધું છે, માટે પ્રિમ્યૂનાયરના કાયદા અન્વયે થતી શિક્ષાને પાત્ર તમે થયા છો એવું હેન્રીએ બિશપોને કહ્યું અને પછી દંડ તરીકે મોટી રકમ લઈ તેમને જતા કર્યા. ફારગતીની બાબતમાં પોપ હેન્રીને અનુકૂળ નિકાલ આપે એવા હેતુથી હેન્રીએ પાર્લમેન્ટ પાસે નીચેના કાયદા પસાર કરાવ્યા.

(૧) ઇંગ્લંડમાં ધર્માધિકારીની જગાપર જે કોઈની નવીન નિમણૂક થાય તેણે પહેલા વર્ષની ઉત્પન્ન પોપને મોકલવી એવો જે રિવાજ હતો તે બંધ કરવો.

(૨) ધાર્મિક બાબતોમાં ઇંગ્લંડની ન્યાયકોર્ટના ચુકાદા ઉપર પોપ પાસે અપીલ લઈ જવી નહિ.

**કૅથરાઈનની ફારગતી અને ઍક્ટ ઑફ સુપ્રીમસી**

**૧૫૩૪**:—ઉપર પ્રમાણે કાયદો કર્યો તોપણ પોપ તરફથી ફારગતીની બાબતમાં અનુકૂળ નિકાલ મળતો નથી અને પોપ વિનાકારણ ઢીલ કરે છે એ જોઈ હેન્રી ઘણો ગુસ્સે થયો. ફારગતી પ્રકરણની ચોકસી પોપ પાસે ન કરાવતાં ઇંગ્લંડના ધર્માધિકારીઓની કોર્ટ પાસે કરાવવાનું તેણે ઠરાવ્યું. પરંતુ રાણી કૅથરાઇને આ કોર્ટમાં સાક્ષી આપવાની સાફ ના પાડી અને તે બાબતમાં પોપને એક અરજી કરી. પણ અહીં તો ક્રૅન્મરે આ કજિયો પોતાની ધાર્મિક કચેરીમાં ચલાવી હેન્રી અને કૅથરાઈનનું લગ્ન શાસ્ત્રવિરુદ્ધ ઠરાવ્યું અને હેન્રીને બીજું લગ્ન કરતાં કાંઈ પણ અડચણ નથી એવો ચુકાદો આપ્યો. ક્રૅન્મર પાસેથી આવો નિકાલ મળતાંજ હેન્રીએ કૅથરાઈનને ફારગતી આપી તરત ઍન બુલીન સાથે લગ્ન કર્યું અને તેને રાણી તરીકે જાહેર કરી (૧૫૩૩). હેન્રીના આ કૃત્યોથી પોપને ઘણો ગુસ્સો ચઢ્યો. તેણે હેન્રી અને ઍન બુલીનનું લગ્ન કાયદેસીર નથી એવું જાહેર કર્યું. ત્યારપછી કેટલેક મહિને ઍન બુલીનને **ઇલિઝાબેથ** નામની છોકરી થઈ. ત્યારે હેન્રીએ પોપનો હુકમ અમાન્ય કરી **ઇલિઝાબેથને** પોતાની કાયદેસર વારસ જાહેર કરી. ત્યારપછી પોપની ઇંગ્લંડ ઉપરની સત્તા સંપૂર્ણપણે કાઢી નાંખવા માટે તેણે ક્રૉમવેલની સલાહથી પાર્લમેન્ટ પાસે '**ઍક્ટ ઑફ સુપ્રીમસી**' (Act of Supremacy—શ્રેષ્ઠત્વનો કાયદો) પસાર કરાવી લીધો (૧૫૩૪). આ કાયદાથી ધાર્મિક બાબતમાં પણ ઇંગ્લંડનો રાજા મુખ્ય અધિકારી થયો. પણ હેન્રીના ચૅન્સેલર સર ટૉમસ મોરને હેન્રીનું ધાર્મિક શ્રેષ્ઠત્વ કબૂલ નહોતું. ઉપરના કાયદાપ્રમાણે રાજ્યના સર્વ અધિકારીઓને હેન્રીનું ધાર્મિક ઉપરીપણું સ્વીકારવાના સોગંદ લેવા પડતા હતા. પણ સર ટૉમસ મોરે એવા સોગંદ લેવા ના પાડી ત્યારે હેન્રીએ તેને ફાંસી દીધી (૧૫૩૫). ઍક્ટ ઑફ સુપ્રીમસીના કાયદાથી હેન્રીએ પોપની સત્તા કાઢી નાંખી છે તે જોઈ પોપની ગાદીપર નવા આવેલા પોપ ૩ જા **પૉલે** હેન્રીને **ધર્મબહિષ્કૃત** કર્યો અને તેને ઇંગ્લંડની ગાદીપરથી **પદભ્રષ્ટ** કર્યો છે એવો હુકમ કાઢ્યો.

**ઇંગ્લંડનો ધાર્મિક પંથ અને હેન્રીનું ધોરણ :**—આ વખતે આખા યુરોપમાં ખ્રિસ્તી ધર્મમાં **પ્રૉટેસ્ટંટ** અને **રોમન કૅથૉલિક** નામના બે તડ પડી ગયાં હતાં અને એ બે તડમાંથી નવા નવા ઉપપંથો નીકળતા હતા. આ ધાર્મિક ચળવળની અસર ઇંગ્લંડમાં થઈ હતી અને ત્યાં પણ જુદા જુદા પંથો નીકળ્યા હતા :—

( ૧ ) **રોમન કૅથૉલિક કે પેપિસ્ટ :**—પોપ જ ખ્રિસ્તી ધર્મનો મુખ્ય અધિકારી છે, તેથી ઇંગ્લંડપર પોપની સત્તા પાછી સ્થાપન થવી જોઇએ એવો આ પક્ષનો મત હતો.

ઇંગ્લંડમાં ધર્મમઠોમાં રહેનારા જોગી, જોગણ, ભિક્ષુ વગેરેની પરંપરા ચાલુ રાખવા તરફ અને પોપનું ધાર્મિક ઉપરીપણું કબૂલ કરવા તરફ વલણ હોવાથી ઘણાં ઠેકાણાંના ધર્માધિકારીઓનું વલણ રોમન કૅથૉલિક પંથ તરફજ હતું.

( ૨ ) **જેઝુઈટ પંથ :**—પોપની ધાર્મિક સત્તા માન્ય કરી ખ્રિસ્તી ધર્મમાં સુધારા કરાવવા, લોકોમાં શિક્ષણનો પ્રચાર કરવા અને પરધર્મી દેશોમાં ખ્રિસ્તી ધર્મનો પ્રસાર કરવાના હેતુથી **ઇગ્નેશિઅસ લૉયોલા** નામના એક સ્પૅનિશ ગૃહસ્થે ૧૫૨૧ ના અરસામાં રોમન કૅથૉલિક પંથમાંથી એક પેટા પંથ કાઢ્યો હતો. એ પંથ **જેઝુઈટ** પંથ કહેવાય છે. આ પંથના પણ કેટલાક અનુયાયીઓ ઇંગ્લંડમાં હતા.

( ૩ ) **ઍંગ્લિકન પંથ :**—ધાર્મિક બાબતમાં ઇંગ્લંડનું રાષ્ટ્રીયત્વ ન છોડી પૂર્વપરંપરા કાયમ રાખનારો આ એક પંથ હતો. એ પંથ **ઍંગ્લિકન** ( ઇંગ્લંડનો ) કહેવાય છે. આ પંથના લોકોને હેન્રીનું ધાર્મિક ઉપરીપણું માન્ય હતું. પણ પૂર્વની પરંપરા અને ધાર્મિક આચાર બદલી ધાર્મિક સુધારો કરવો એવો આ પંથનો મત ન હતો.

( ૪ ) **ઍપિસ્કોપેલિયન પંથ :**—આ પંથ મધ્યમ ધર્મસુધારાનો હતો. એ પોપનું ઉપરીપણું સ્વીકારતો નહોતો. પણ ધાર્મિક બાબતમાં જરૂર જેટલાજ સુધારા કરવા, બિશપ અને ધર્માધિકારી મારફતજ પ્રાર્થના કરવી, બાઇબલનો અંગ્રેજી ભાષામાં તરજૂમો કરવો અને દેવળમાં પ્રાર્થના અંગ્રેજીમાંજ કરવી એવો આ પંથના લોકોનો

મત હતો. આ પંથ **ઍપિસ્કોપેલિયન પંથ** (Episcopalian)—
—જેમાં બિશપનું ઉપરીપણું હોય એવો પંથ) કહેવાય છે.

(૫) **પ્યુરિટન પંથ**:—આ પક્ષ ઉગ્ર ધર્મસુધારકોનો હતો. સ્વિત્ઝર્લૅડના કૅલ્વિનના મત અને સિદ્ધાંતની આ લોકોપર વિશેષ અસર થઈ હતી અને તેથી એમાંના ઘણા લોક કૅલ્વિનના અનુયાયી હતા. આ પંથવાળાઓનો મત જૂના રિવાજ અને આચારનો ત્યાગ કરી નવીન સુધારા દાખલ કરવાનો હતો. દેવળમાં ચિત્રો કે છબીઓ ન રાખવી અને બિશપ અને બીજા ધર્માધિકારીની દરમ્યાનગીરી વિના દેવળમાં પ્રાર્થના કરવી એમ તેમનું કહેવું હતું. આ પંથના લોક ધર્મનું શુદ્ધ અને સાત્વિક સ્વરૂપ રાખવા માગતા હતા માટે એ પંથ આગળ જતાં **પ્યુરિટન** (Puritan—પવિત્ર આચરણવાળો) કહેવાયો.

ઉપરપ્રમાણે ઇંગ્લંડમાં પાંચ ધાર્મિક પંથો સ્થપાયા હતા. પોતાનાજ પંથના મત પ્રમાણે સર્વ ધાર્મિક વ્યવસ્થા થવી જોઇએ એવો એ દરેક પંથનો મત હતો. હેન્રીએ આ બધા જુદા જુદા પંથમાંના કોઈ એકને ન ચીટકી રહેતાં ધાર્મિક બાબતમાં સર્વને માન્ય થાય એવું ધોરણ રાખવાનો ઠરાવ કર્યો. પણ તેના મુખ્ય મંત્રી **ક્રૉમ્વેલ** અને કૅટરબરીના આર્ચબિશપ **ક્રૅન્મરનું** વલણ એપિસ્કોપેલિયન પંથ તરફ હતું. પણ એ પંથ પ્રમાણે ધર્મસુધારો કરવાની હેન્રીને સલાહ આપવાની તેમની હિંમત ચાલતી નહોતી. ત્યારે પોપની ધાર્મિક સત્તાને જેનો વિશેષ ટેકો હતો એવા ધર્મમઠમાં રહેનારા જોગી, જોગણ, ભિક્ષુ અને સાધુઓનું જોર અને મહત્ત્વ કમી કરવા માટે ધર્મમઠો જ જપ્ત કરવાની સલાહ ક્રૉમ્વેલે હેન્રીને આપી. એ મઠોના તાબામાં ઘણી ફળદ્રુપ જમીન અને સારી સારી ઇમારતો હતી. તેથી જો એ મઠો બંધ કરવામાં આવે અને તેમની સઘળી માલમિલ્કત જપ્ત કરવામાં આવે તો પોતાને પુષ્કળ પૈસો મળે અને પોપની સત્તાને ટેકો આપનારા લોકોનું જોર પણ ઓછું થાય એવું વિચારી હેન્રીએ મઠોનો નાશ કરવાનો ઠરાવ કર્યો.

**ધર્મમઠનો નાશ (૧૫૩૬-૧૫૩૯)**:—હેન્રીના વખતમાં ઇંગ્લંડમાં મઠોની સંખ્યા લગભગ ૬૦૦ હતી. આ મઠોને ધાર્મિક અને

ભાવિક લોકોએ વખતો વખત પુષ્કળ ભેટો આપી હતી તેથી એ મઠોના તાબામાં ઘણી કિંમતની સ્થાવર જંગમ મિલ્કત હતી. મધ્યયુગમાં લોકોમાં ધાર્મિક વૃત્તિ જાગૃત રાખવી, અનાથ અપંગ અને ગરીબ લોકોને અન્નવસ્ત્ર અને આશ્રય આપવાં, આજારીઓને ઔષધોપચાર કરવો, લોકોને શિક્ષણ આપવું વગેરે કામો આ ધર્મમઠો દ્વારા થતાં હતાં. હેન્રીના વખતમાં પણ ઘણા માણસોને તેના તરફથી આશ્રય મળતો હતો. આગલા વખતમાં આ મઠોમાં રહેનારા જોગી અને જોગણોનાં આચરણ સારાં હતાં. સાદું જીવન અને ઉચ્ચ વિચાર તેમનાં ધ્યેય હતાં. પરંતુ ધીમે ધીમે આ ધર્મમઠોમાં રહેનારા જોગીજોગણોનાં આચરણ બગડતાં ગયાં અને તેઓ એશઆરામ અને મોજમજામાં દિવસ ગાળતા થયા. આ વખતે લોકોમાં વિદ્યા અને જ્ઞાનનો પ્રચાર થયો હોવાથી મઠોના સાધુઓના ખરાબ આચરણને લીધે તેઓ તરફ લોકોને અગાઉ જેવું માન હતું નહિ. ત્યારે આ મઠોની હાલની સ્થિતિ કેવી છે તેની તપાસ કરવા માટે હેન્રીએ એક કમિશન નીમ્યું. આ કમિશન તરફથી ધર્મ-મઠોની વિરુદ્ધ અભિપ્રાય આવ્યો. ત્યારે એ મઠોનો નાશ કરવા માટે હેન્રીએ પાર્લમેન્ટ પાસે કાયદો કરાવ્યો (૧૫૩૬). આ કાયદો પસાર થયા પછી મઠોના નાના મોટા એવા બે ભાગ પાડવામાં આવ્યા. પહેલ પ્રથમ **નાના મઠોનો** નાશ કરવામાં આવ્યો (૧૫૩૬). તેમાં રહેનારા સાધુઓ પૈકી કેટલાકને પેનશન આપી તે મઠોની માલ-મિલકત જપ્ત કરવામાં આવી. આ મઠો બંધ થવાથી તેનાપર આધાર રાખનારા ઘણા લોકોએ પ્રજામાં અસંતોષ ઉત્પન્ન કર્યો, તેથી પ્રજાએ બંડ કર્યું. પણ હેન્રીએ કડક ઉપાય લઈ એ બંડ બેસાડી દીધું (૧૫૩૭). ત્યારપછી હેન્રીએ મોટા મોટા મઠો પણ બંધ કર્યા (૧૫૩૯). આ બધા મઠોની માલમત્તા જપ્ત થવાથી હેન્રીના હાથમાં ઘણી મિલકત આવી. પણ આમ થવાથી લોકોમાં અસંતોષ વધે નહિ અને બંડો થાય નહિ એટલા માટે તેણે આ મિલકતમાંનો કેટલોક ભાગ ઉપયોગી સાર્વજનિક કામમાં વાપર્યો. એ પૈસામાંથી તેણે ઘણાં નવાં દેવળો બાંધ્યાં, દવાખાનાં કાઢ્યાં અને શાળાઓ ઉઘાડી. એમાંની કેટલીક રકમ હેન્રીએ બંદરોના રક્ષણના સમારકામ પાછળ અને નવાં લડાઇના વહાણો બાંધવા પાછળ ખરચી.

એ સિવાય જપ્ત કરેલી મિલકતમાંથી કેટલીક હેન્રીએ તેના માનીતા અમીરઉમરાવોને અને સરદારોને ઓછી કિંમતે વેચી ઘણા પૈસા મેળવ્યા.

**ધર્મમઠોના નાશથી થયેલાં રમખાણો (૧૫૩૭)**:—મઠો બંધ થઇ જવાથી તેનાપર અવલંબી રહેનારા સાધુ, જોગી, જોગણો, ગરીબ અને અનાથ લોક, તેમજ આળસુ, નિરુદ્યોગી અને ઉડેલટપ્પુ લોક, એ બધાનો આધાર જતો રહ્યો. જે જમીન માલિકોએ મઠના તાબાની જમીન સસ્તે વેચાતી લીધી હતી તેમણે તેમના ખાતેદારો પાસેથી વધારે ગણોત લેવા માંડ્યું. કેટલેક ઠેકાણે તો ખાતેદારોને જાસ્તી વેઠનો ત્રાસ પણ થવા લાગ્યો, કેટલાક ખાતેદારો પાસેથી જમીન ખૂંચવી લેવામાં આવી. આમ થવાથી મઠોમાંથી કાઢી મૂકવામાં આવેલા સાધુ, ખેતીમાંથી કાઢી મૂકવામાં આવેલા ખાતેદારો અને મઠોમાંથી જેને અન્નવસ્ત્ર દાન મળતાં હતાં એવા આળસુ અને નિરુદ્યમી લોક દેશમાં ઠેકાણે ઠેકાણે ભમવા લાગ્યા, અને "મઠો બંધ કરવા એટલે ધર્મપર પ્રહાર કરવા અને નાસ્તિકવાદને ઉત્તેજન આપવા બરાબર છે" એમ સમજાવી લોકોને ઉશ્કેરવા લાગ્યા. એટલે લોકોમાં અસંતોષ પ્રસરવા લાગ્યો. ઇંગ્લંડના ઉત્તર તરફના પરગણાંના લોક વધારે પછાત હતા. તેથી તે લોકોમાં અસંતોષ વધારે પ્રસર્યો. યૉર્કશાયરમાં મઠો અને મઠના સાધુઓ વગેરે તરફ સહાનુભૂતિ દર્શાવનારા ઘણા લોક હતા. ત્યાં સાધુઓનો પક્ષ લઈ ૩૦૦૦૦ માણસ જમા થયા. **લૉર્ડ ઑકસ** તેમનો નેતા હતો. 'ધર્મમઠોની પુનઃ સ્થાપના કરાવવી, પોપ સાથે સલાહ કરી ઇંગ્લંડપર પોપનું ઉપરીપણું પાછું સ્થપાવવું, ક્રોમ્વેલને મંત્રિપદેથી કાઢી મૂકવાવવો અને પાખંડી મતને જડમૂળથી ઉખેડી નાંખવો' એ તેમનો મુખ્ય હેતુ હતો. તેઓએ આ બંડ ધર્મમાટે ઉઠાવ્યું હતું તેથી તેઓના પ્રવાસને તેઓ **ધાર્મિક યાત્રા** (Pilgrimage of Grace) કહેતા હતા. એ લોક પોતાની ધ્વજા ઉપર બાઈબલમાંથી કેટલાંક વાકયો લખ્યાં હતાં અને ક્રૂસના પવિત્ર ચિહ્નની નિશાની ચીતરી હતી. એ સંઘ લંડન તરફ ચાલવા લાગ્યો. આ બંડની ખબર પડતાંજ હેન્રીએ તે બેસાડી દેવા માટે સૈન્ય મોકલ્યું. બંડખોરોની સંખ્યા મોટી હતી, પણ તે લડાયક સૈનિકોનું સૈન્ય નહિ હતું. તેથી

હેન્રી એ બંડને સહેલાઈથી દાબી દઇ શક્યો. એ સૈન્યના આગેવાન **લૉર્ડ ઑાકસને** અને બીજા કેટલાકને ફાંસી દીધી એટલે બંડખોરો દબાઈ ગયા (૧૫૩૭).

**ધર્મસંબંધી બાબત વિષે ફરમાનઃ**—ત્યારપછી હેન્રીએ ધર્મ સંબંધમાં નીચે પ્રમાણે હુકમ કાઢ્યા—

(અ) **બાઈબલનું ભાષાંતરઃ**—લૅટિન ભાષામાં લખાયલા બાઈબલનું ઇંગ્લિશમાં ભાષાંતર **કલૅપરડેલે** કર્યું હતું અને આર્ચબિશપ કૅન્મરે તેને માન્ય કર્યું હતું. તેથી ક્રૉમ્વેલની સલાહથી હેન્રીએ ઇંગ્લિશ ભાષામાં લખાયલા આ બાઈબલની એક પ્રત પ્રત્યેક દેવળમાં રાખવી એવો હુકમ કાઢ્યો (૧૫૩૮).

(બ) **૬ કલમોવાળું બિલ (૧૫૩૯)**:—પહેલેથીજ હેન્રીનું વલણ પ્રૉટેસ્ટંટ પંથ તરફ નહોતું. તેથી જૂના આચાર કાયમ કરવા માટે તેણે પાર્લમેન્ટ પાસે '**૬ કલમનો કાયદો**' (Statute of Six Articles) એ નામનો એક કાયદો ઘડાવ્યો, અને એ કાયદા અન્વયે એવું ઠરાવ્યું કે આગળ લખેલી બાબતો બધાએ માનવી જોઇએ. (૧) ટ્રૅન્સબસ્ટૅનસિએશનના સિદ્ધાંતપર વિશ્વાસ. આ સિદ્ધાંત પ્રમાણે ઇસુ ખ્રિસ્તની મરણતિથિએ એક સમારંભ કરવામાં આવે છે. અને તે સભામાં રોટલી અને દારૂનો પ્રસાદ વહેંચવામાં આવે છે. આ પ્રસાદનું ઇસુ ખ્રિસ્તનાં રક્ત અને માંસમાં રૂપાંતર થાય છે એ સમજૂતીપર વિશ્વાસ. (૨) ધર્માધિકારીઓને લગ્નની બંધી. (૩) ધર્માધિકારીઓએ પવિત્રપણે રહેવું એવી તેમની સખ્ત ફરજ. (૪) ધર્માધિકારીઓ મારફતેજ સર્વ ધાર્મિક વિધિ થવી જોઇએ. (૫) દેહ છોડી ગયેલા આત્માની સદ્‌ગતિ માટે ગમે તેની પાસે ખાનગી પ્રાર્થના કરાવવાની પરવાનગી. (૬) જિંદગીમાં કરેલાં પાપ મરણસમયે ધર્માધિકારીના કાનમાં પશ્ચાત્તાપપૂર્વક કબૂલ કરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે એ માન્યતામાં વિશ્વાસ. આ ૬ કલમવાળો કાયદો કર્યાથી ધાર્મિક બાબતમાં સર્વમાન્ય ધોરણ મેં અખત્યાર કર્યું છે એમ હેન્રી ધારતો હતો. પણ એથી તો રોમન કૅથૉલિક અને

પ્રૉટેસ્ટન્ટ બંને પંથોના લોકો હેન્રીપર નાખુશ થયા. રોમન કૅથૉલિક પંથવાળાઓને હેન્રીનું ધાર્મિક શ્રેષ્ઠત્વ કબૂલ નહોતું અને પ્રૉટેસ્ટંટ પંથીઓને તેના ૬ કલમવાળા કાયદાપર વિશ્વાસ નહોતો. આમ હોવાથી એ ધાર્મિક કાયદો તોડવા માટે બંને પંથવાળાઓને શિક્ષા થવા લાગી.

(ક) ૧૫૪૪ માં પાર્લમેન્ટે એક કાયદો કરી પ્રાર્થનાનાં પુસ્તકનો અંગ્રેજી ભાષામાં તરજૂમો કરાવ્યો અને એમ જાહેર કર્યું કે દેવળમાં સાર્વજનિક પ્રાર્થના આ પુસ્તકપ્રમાણે અંગ્રેજી ભાષામાં થવી જોઇએ.

**ઍન બુલીનને ફાંસીઃ**—હેન્રીએ ઍન બુલીન સાથે લગ્ન કર્યા પછી તેને ઍન બુલીનથી ઇલિઝાબેથ નામની એક છોકરી થઈ હતી. પણ તેને પેટે પોતાને છોકરો થવાની હેન્રીને પૂર્ણપણે નિરાશા થઈ હતી અને તેથી ધીમે ધીમે ઍન બુલીન તેના મનથી ઉતરવા લાગી હતી. તેમજ ઍન બુલીનની હંમેશની એશઆરામી રહેણી અને દરબારમાંના બીજા માણસો સાથે વિશેષ પરિચયવાળાં વર્તન ઉપરથી હેન્રીને તેની વર્તણુકબાબત શંકા થવા માંડી હતી. સ્થિતિ આવા પ્રકારની હતી તેવામાં ઍન બુલીનની તહેનાતમાં રહેતી **જેન સીમોર** નામની એક દાસી પર હેન્રીનું મન ચોંટ્યું અને તેણે તેની સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. એ લગ્ન કરવાના માર્ગમાં ઍન બુલીનની જ આડખીલી હતી તેથી તે તેનાપર કોઈ તરહનો આરોપ મૂકવાનો વિચાર કરવા લાગ્યો. છેવટે ૧૫૩૬ ના મે મહિનામાં તેણે ઍન બુલીનપર વ્યભિચારનો આરોપ મૂકયો. આ આરોપની તપાસ ચલાવવામાં આવી અને તેમાં તે અપરાધી ઠરી. પછી તેને ફાંસી દેવામાં આવી. આવી રીતે ઍન બુલીનની આડખીલી દૂર થઈ કે લાગલું જ **જેન સીમોર** સાથે તેણે લગ્ન કર્યું (૧૫૩૬).

**હેન્રીની અનિયંત્રિત સત્તાઃ**—આર્ચબિશપ, બિશપ, ઍબટ વગેરે મોટા મોટા ધર્માધિકારીઓ અસલથી પાર્લમેન્ટની ઉમરાવોની સભાના સભાસદો હતા અને એ સભામાં તેઓનું મતાધિક્ય હતું.

પરંતુ હવે મઠોનો નાશ થવાથી ઉમરાવોની સભામાં તેમની સંખ્યા ઘણી ઓછી થઈ ગઈ. અને તેમની ખાલી પડેલી જગાએ હેન્રીએ પોતાની પસંદગીના ઘણા ગૃહસ્થોને ઉમરાવ બનાવી ઉમરાવની સભાના સભાસદ બનાવ્યા. આ વખતે આમની સભામાંના સભાસદો પણ હેન્રીથી બીતા હતા અને તેઓ તેની વિરુદ્ધ જવાની હિંમત કરી શકે એમ નહોતું. ૧૫૩૯ માં પાર્લમેન્ટે એક કાયદો ઘડ્યો. આ કાયદામાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે રાજાના કોઈ એક જાહેર-નામાને (Proclamation) પાર્લમેન્ટના કાયદા પ્રમાણેજ માન મળવું જોઇએ. આ કાયદાથી હેન્રીને પોતાની નજરમાં આવે તેવા કાયદા કરવાનો અધિકાર મળ્યો અને તેથી તેની સત્તા અનિયંત્રિત થઈ.

**ક્રૉમ્વેલની પડતી (૧૫૪૦)**:—૧૫૩૭ માં હેન્રીને **જેન સીમોરથી એડવર્ડ** નામનો એક પુત્ર થયો. પણ પુત્રનો જન્મ થતાંજ જેન મરણ પામી. ત્યારપછી બે વર્ષ હેન્રીએ લગ્ન કર્યું નહિ. બે વર્ષ પછી પાછું લગ્ન કરવાનું હેન્રીને મન થયું. ત્યારે હેન્રીના મુખ્ય પ્રધાન ક્રૉમ્વેલે હેન્રીની સંમતિથી પ્રૉટેસ્ટંટ પંથની એક જર્મન રાજકન્યા ઍન ઑફ્ કલીવ્ઝ સાથે હેન્રીનું લગ્ન ઠેરવ્યું. આ લગ્નસંબંધથી જર્મનીના પ્રૉટેસ્ટંટ રાજ્યકર્તાઓ સાથે આપણને અનુકૂળ એવી સંધિ કરી શકાશે અને તે યોગે ઇંગ્લંડમાં પ્રૉટેસ્ટંટ પંથનો પ્રસાર કરવામાં મદદ થશે એવી આશા ક્રૉમ્વેલને લાગતી હતી. ક્રૉમ્વેલની સલાહ પ્રમાણે હેન્રીએ ઍન ઑફ્ કલીવ્ઝ સાથે લગ્ન કર્યું. પણ લગ્ન થયા પછી હેન્રીને ખબર પડી કે ઍન મૂર્ખ અને ગાંડા જેવી છે! તેથી પૂર્ણપણે તપાસ કર્યા વગર ક્રૉમ્વેલે આ સંબંધ યોજી તેને ફસાવ્યો માટે ક્રૉમ્વેલને શિક્ષા કરવા હેન્રીએ નિશ્ચય કર્યો. તેણે ઍનને ફારગતી આપી ને પેનશન આપી દૂર રવાના કરી દીધી, અને ક્રૉમ્વેલપર રાજદ્રોહનું તહોમત મૂકી તેને તુરંગમાં નાંખ્યો અને પછી તેને ફાંસી દીધી. હવે ક્રૉમ્વેલ મરણ પામવાથી તેમના વિરુદ્ધના કાયદા રદ થશે એવી આશા રોમન કૅથૉલિક પંથવાળાઓને આવવા માંડી. આ પછી હેન્રીએ **કૅથરાઈન હાવર્ડ** નામની એક રોમન કૅથૉલિક પંથની સ્ત્રી સાથે લગ્ન કર્યાથી રોમન કૅથૉલિક

પંથના લોકોને ઘણો આનંદ થયો. કૅથરાઇન ખુબસુરત હતી, પણ તેની વર્તણૂક સારી નહોતી તે તે વખતે હેન્રીના લક્ષમાં આવ્યું નહિ. પણ લગ્ન થયાંને બે વર્ષ થયાં નહિ એટલામાં કૅથરાઇનની વર્તણૂક સારી નથી એમ જાણતાં હેન્રીએ તેનો શિરચ્છેદ કરાવ્યો (૧૫૪૨). આવી રીતે તેનાં આ પાંચમાં લગ્નનું પણ આવું દુઃખદાયક છેવટ આવ્યા પછી હેન્રીએ **કૅથેરાઇન પાર** નામની સ્ત્રી સાથે લગ્ન કર્યું (૧૫૪૩). *

**સ્કૉટલંડ અને ફ્રાન્સ સાથે યુદ્ધ**:—હેન્રીના ધાર્મિક ધોરણને લીધે રોમન કૅથાલિક અને પ્રૉટેસ્ટંટ બંને પંથના લોક તેનાપર નારાજ થયા હતા. હેન્રી વિરુદ્ધ તેમનાં ખાનગી કાવતરાં ચાલુ હતાં તેવામાં સ્કૉટિશ અને ફ્રેંચ લોકો તરફ લક્ષ આપવાની તેને ફરજ પડી. ઇંગ્લંડની ઉત્તર સરહદપર શાંતિ નહોતી અને સ્કૉટિશ લોકોની ઉશ્કેરણીથી ત્યાં પાછાં નાનાં નાનાં બંડો શરૂ થયાં (૧૫૪૦). ત્યારે હેન્રીએ સ્કૉટલંડપર હુમલો કરવા માટે એક સૈન્ય મોકલ્યું. આ સૈન્યે **સૉલ્વેમૉસ** આગળ સ્કૉટિશ સૈન્યનો પરાભવ કર્યો (૧૫૪૨). ત્યાર પછી થોડા દિવસમાં સ્કૉટલંડનો રાજા ૫ મો જેમ્સ મરણ પામ્યો. જેમ્સને પુત્ર ન હોવાથી તેની છોકરી મેરી ગાદીપર આવી. મેરી બાળક હોવાથી તેની કારકિર્દીની શરૂઆતથીજ સ્કૉટલંડમાં મોટા મોટા સરદારોમાં દંગા પાછા શરૂ થયા. ત્યારે આ બંડો બેસાડી દઈ સ્કૉટલંડમાં પાછી શાંતિ સ્થાપવા માટે અને પોતાના છોકરા **ઍડવર્ડને મેરી**

---

* ૮ મા હેન્રીના લગ્નસંબંધ:—

(૧) ૧૫૦૯ કૅથરાઇન સાથે લગ્ન; ૧૫૩૩ માં તેને ફારગતી; એનાથી છોકરી મેરી. (૨) ૧૫૩૩ ઍન બુલીન સાથે લગ્ન; ૧૫૩૬ માં તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો; એને પેટે છોકરી ઇલિઝાબેથ. (૩) ૧૫૩૬ જેન સીમોર; એ ૧૫૩૭ માં મરણ પામી; એનો છોકરો એડવર્ડ. (૪) ૧૫૪૦ કલીવ્ઝની ઍન; ૧૫૪૦ માં એને પણ ફારગતી આપી. (૫) ૧૫૪૦ કૅથરાઇન હાવર્ડ; ૧૫૪૨ માં તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો. (૬) કૅથરાઇન પાર.

સાથે પરણાવી સ્કૉટલંડને ઈંગ્લંડ સાથે જોડી દેવાના હેતુથી હેન્રીએ **હર્ટફોર્ડના અર્લને** લશ્કર આપી ત્યાં મોકલ્યો. પણ આ કામમાં હર્ટફોર્ટને યશ મળ્યો નહિ.

બીજી તરફ ફ્રાન્સના રાજા ફ્રાન્સિસે ઈંગ્લંડપર સ્વારી કરવા માટે એક મોટું દરિયાઈ લશ્કર તૈયાર કર્યું હતું. ત્યારે ફ્રાન્સ તરફથી આવનાર આ હુમલાને જવાબ આપવા માટે હેન્રીએ સૈન્ય એકઠું કર્યું અને દરિયાઇ સૈન્ય સજ્જ કર્યું (૧૫૪૫). ફ્રેંચ સૈન્યે આઇલ ઑફ વાઈટ ઉજ્જડ કરી નાંખ્યો અને કેટલાંક ઇંગ્લિશ વહાણો બાળી નાંખ્યાં. પણ એ સિવાય બીજું કંઈ તેમનાથી બની શક્યું નહિ. બીજી તરફ હેન્રીએ ૧૫૪૪ માં ફ્રાન્સનું બુલોન બંદર જીતી લીધું હતું, તે ૧૫૪૬ માં થયેલી સંધીથી હેન્રીએ મોટી રકમ લઈ ફ્રાન્સને પાછું આપ્યું.

**પરચુરણ બાબતો :**—સ્કૉટલંડ અને ફ્રાન્સ સાથે થયેલી લડાઇઓ માટે અને ઈંગ્લંડમાં થતાં બંડો અને દંગાઓ દાબી દેવા માટે હેન્રીને સૈન્ય રાખવાની ફરજ પડી હતી. તે કામ માટે તેને ઘણો ખર્ચ થયો. ઈંગ્લંડમાં ધર્મમઠો બંધ કર્યા પછી તેમની કેટલીક જમીનો વેચી હેન્રીએ સારો પૈસા પેદા કર્યો હતો. પણ તે બધા પૈસા ખરચાઈ ગયાથી પૈસા જમા કરવાના બીજા રસ્તા તેને લેવા પડ્યા હતા. તેણે સિક્કાની ખરી કિંમત કમી કરી. **નકલી સિકકા** દેશમાં પ્રચારમાં આણ્યા. હેન્રીએ **પોર્ટસ્માઉથ, વુલિવિચ** અને **ડેપ્ટર્ડ**માં ગોદીઓ બંધાવી અને નવા લડાયક વહાણો બંધાવ્યાં.

હેન્રીની કારકિર્દીને છેડે દેશની સ્થિતિ ઘણી શોચનીય થઈ હતી. તેણે નાના મોટા બધા મઠોનો નાશ કર્યો હોવાથી મઠોમાં રહેનારા ધર્માધિકારીઓ, ભિક્ષુકો અને મઠમાંથી મળતી ભિક્ષાપર અવલંબી રહેનારા ભિખારી અને પાંગળા લોકોનો આશ્રય તૂટ્યાથી તેઓને ભીખ માગ્યા સિવાય બીજો કોઈ ઉદ્યોગ રહ્યો નહોતો. એટલે ઈંગ્લંડમાં ભિખારીઓની સંખ્યા ઘણી વધી.

પાર્લમેન્ટે હેન્રીએ વસીઅતનામું (વિલ) કરવાનો અધિકાર આપ્યો હતો તે અનુસાર હેન્રીએ એવી વ્યવસ્થા કરી કે મારા પછી

એડવર્ડ ગાદીએ આવે, અને જો તે અપુત્ર મરણ પામે તો મેરી અને મેરી પછી ઇલિઝાબેથ ગાદીએ આવે. આ પ્રમાણે વ્યવસ્થા કરી ૧૫૪૭ ના જાનેવારી મહિનામાં હેન્રી મરણ પામ્યો.

---

## સારાંશ

## આઠમો હેન્રી (૧૫૦૯–૧૫૪૭)

**આઠમો હેન્રી: મુખ્ય ધોરણ**

(અ) પરરાજ્ય પ્રકરણમાં હાથ ઘાલી ઇંગ્લંડનો મોભો વધારવો અને યુરોપમાં સત્તાનું સમતોલપણું રાખવું.

(બ) ઇંગ્લંડપરની પોપની ધાર્મિક સત્તા કાઢી નાંખવી અને ઇંગ્લંડના ધર્મને રાષ્ટ્રીય કરવો.

એની કારકિર્દીના સાધારણ રીતે બે ભાગ પડે છે.

૧૫૦૯ થી ૧૫૨૮ પહેલો વિભાગ. એમાં પહેલો ધ્યેય સાધવાનો પ્રયત્ન.

૧૫૨૮ થી ૧૫૪૭ બીજો વિભાગ. એમાં બીજો ધ્યેય સાધવાનો પ્રયત્ન.

**(અ) પરરાજ્ય પ્રકરણમાં હાથ ઘાલી ઇંગ્લંડનો મોભો વધારવા અને યુરોપમાં સત્તાનું સમતોલપણું રાખવા માટે:—**

૧૫૧૩ સ્પેન સાથે સલાહ અને ફ્રાન્સ સાથે લડાઈ અને ગિનીગેટની લડાઇમાં ફ્રાન્સની હાર.

૧૫૧૩ ફ્લૉડન ફીલ્ડની લડાઇમાં સ્કૉટિશ લોકોની હાર.

સ્પેનના રાજા અને જર્મનીનો શહેનશાહ ચાર્લ્સ અને ફ્રાન્સના રાજા ફ્રાન્સિસ વચ્ચે યુરોપમાં ઉપરીપણા માટે ચરસાચરસી.

૧૫૨૧ માં સ્પેન સાથે સલાહ અને ફ્રાન્સ સાથે વિગ્રહ.

૧૫૪૨ સ્કૉટ લોકો સાથે યુદ્ધ અને સૉલ્વેમૉસની લડાઈમાં તેમની હાર.

૧૫૪૪–૪૬ ફ્રાન્સ સાથે યુદ્ધ.

**(બ) ઇંગ્લંડપરની પોપની ધાર્મિક સત્તા કાઢી નાંખવી અને ઇંગ્લંડના ધર્મને રાષ્ટ્રીય કરવો :—**

૧૫૨૧ હેન્રીએ પોપના મતના સમર્થનાર્થે લ્યૂથર વિરુદ્ધ એક પુસ્તક લખ્યું; અને તે બદલ પોપ હેન્રીને 'ધર્મરક્ષક' નો ખિતાબ આપ્યો હતો.

૧૫૨૭ કૅથરાઇનના છૂટા છેડા કરવાનો પ્રશ્ન. આ પ્રશ્નને લીધે જ હેન્રીએ પોપની સત્તા કાઢી નાંખી.

૧૫૨૯ ફારગતીની બાબતનો નિકાલ કરવા માટે પોપે કૅમ્પેજો અને વુલ્સીને લવાદ નીમ્યા પછી એ પ્રશ્નનો નિકાલ રોમમાં પોતે જ કરવાનું ઠરાવ્યું. વુલ્સીનો અધ:પાત અને તેનું મૃત્યુ (૧૫૩૦).

૧૫૨૯–૧૫૩૬ પાર્લમેન્ટે પોપવિરુદ્ધ પસાર કરેલા કાયદા.

૧૫૩૨ ઇંગ્લંડના ધર્માધિકારીઓ તરફથી પોપને મળતી પહેલા વર્ષની આવક બંધ થઈ. ધાર્મિક બાબતની અપીલ પોપ પાસે લઈ જવાની બંધી.

૧૫૩૩ ક્રેન્મરની કૅંટરબરીના આર્ચબિશપ તરીકે નિમણૂક. કૅથરાઇનને ફારગતી આપવાની પરવાનગી. ઍન બુલીન સાથે લગ્ન.

૧૫૩૪ ઍકટ ઑફ સુપ્રીમસી—પોપનું ધાર્મિક ઉપરીપણું ઇંગ્લંડમાંથી કાઢી નાંખવામાં આવ્યું. ઇંગ્લંડનો રાજા જ ધાર્મિક બાબતમાં પણ ઉપરી.

૧૫૩૬ નાના નાના મઠો બંધ કરવામાં આવ્યા.

૧૫૩૮ કલૉવરડેલે કરેલું બાઇબલનું અંગ્રેજી ભાષાંતર ઇંગ્લંડના દેવળોમાં મૂકવામાં આવ્યું.

૧૫૩૯ ૭ કલમોવાળું બિલ. ધર્મના જૂના આચાર ન છોડવાનું હેન્રીનું ધોરણ.

૧૫૩૯ મોટા મોટા મઠો બંધ કરવામાં આવ્યા.

૧૫૩૯ પાર્લમેન્ટે હેન્રીને અનિયંત્રિત સત્તા આપી, હેન્રીના જાહેરનામાને કાયદા જેટલું મહત્ત્વ.

**આઠમા હેન્રીના સમયના પ્રસિદ્ધ પુરુષો :—**

**ટૉમસ વુલ્સી (૧૪૭૧-૧૫૩૦)** :—ચૅન્સેલર અને હેન્રીનો મુખ્ય મંત્રી (૧૫૧૪–૧૫૨૯), ફારગતીની બાબતપર એણે ઢીલ કરી તે માટે હેન્રીએ એને બરતરફ કર્યો. તેનાપર રાજદ્રોહનો આરોપ, દુ:ખ અને શોકથી મરણ.

**સર ટૉમસ મોર (૧૪૮૦-૧૫૩૫)** :—ચૅન્સેલર (૧૫૩૦–૩૫). વિદ્વાન ગૃહસ્થ, વાઙ્મયભક્ત, મુત્સદ્દી, ઍક્ટ ઑફ સુપ્રીમસીના કાયદા પ્રમાણે હેન્રીને ધર્મનો ઉપરી કબૂલ ન કરવા માટે તેને ફાંસી આપવામાં આવી.

**ટૉમસ ક્રૉમ્વેલ (૧૪૮૯-૧૫૫૬)** :—કૅંટરબરીનો આર્ચબિશપ. ધાર્મિક સુધારાની ચળવળને પ્રોત્સાહન આપનાર (૧૫૩૩–૧૫૪૭). કૅથરાઇનને ફારગતી આપવાની બાબતમાં હેન્રીને તેણે સલાહ આપી હતી.

**ધર્મસુધારાની ચળવળ :—**

પોપ અને બીજા ધર્માધિકારીઓનું બાઇબલવિરુદ્ધ આચરણ. તે માટે લોકોનો અનાદર. ધર્મની બાબતમાં પોપના બોલને બદલે બાઈબલ એ ખ્રિસ્તી ધર્મનો પ્રમાણ ગ્રંથ. ટૅટસેલ જર્મનીમાં અને બીજા દેશોમાં પાપમાંથી મુક્ત કરનારાં માફીપત્રો વેચવા લઈ ગયો (૧૫૧૭). આ માફીપત્રો બાબતમાં માર્ટિન લ્યૂથરનો (૧૪૮૪–૧૫૪૩) વિરોધ અને પોપની ધાર્મિક સત્તાનો વિરોધ. સ્વિત્ઝર્લૅંડમાં ઝિવગલી (૧૪૮૪–૧૫૩૧) અને કૅલ્વિન (૧૫૦૯–૧૫૩૪) અને સ્કૉટલંડમાં કૅલ્વિનના અનુયાયી જૉન નૉક્સ એ બધાનો માફીપત્રો સામે વિરોધ અને તેમને પોપની ધાર્મિક સત્તા અમાન્ય. ધર્મસુધારાને પ્રોત્સાહન. ઉપર કહેલા ધર્મસુધારકોને અને તેમના અનુયાયીઓને પોપની ધાર્મિક સત્તા માન્ય નહોતી માટે તેઓ પ્રૉટેસ્ટંટ (પોપની વિરોધ કરનારા) કહેવાયા.

**ખ્રિસ્તી ધર્મમાં પંથો—**

(૧) પોપની ધાર્મિક સત્તા જેને માન્ય છે એવા લોકો રોમન કૅથૉલિક, કૅથૉલિક, પેપિસ્ટ કે રોમૅનિસ્ટ કહેવાયા. એમાંથી જેસ્યુઇટ નામનો એક ઉપપંથ નીકળ્યો. (૨) પોપની ધાર્મિક સત્તા કબૂલ નહિ કરનારાઓ પ્રૉટેસ્ટંટ કહેવાયા. પ્રૉટેસ્ટંટ પંથના ઉપપંથો. માર્ટિન લ્યૂથર મધ્યમ ધર્મસુધારક. કૅલ્વિન અને ઝિવગલી ઝહાલ ધર્મસુધારક. એમના અનુયાયીઓ કૅલ્વિનિસ્ટ, સ્કૉટલંડમાંના અનુયાયીઓ પ્રેસ્બિટેરિયન, ફ્રાન્સ અને હૉલંડના અનુયાયીઓ હ્યુગેનૉટ્સ અને ઇંગ્લંડમાંના અનુયાયીઓ પ્યુરિટન કહેવાયા. ઇંગ્લંડમાં રાજા ધાર્મિક બાબતમાં પણ સર્વોપરી અને બધી ધાર્મિક વ્યવસ્થા બિશપ નામના ધર્માધિકારીઓ મારફત થાય છે માટે તે પંથને 'એપિસ્કોપેલિયન' નામ મળ્યું છે.

---

# પ્રકરણ ૪ થું

---

## છઠ્ઠો એડવર્ડ

**જન્મ ૧૫૩૭; રાજ્યારોહણ (૧૦ મે વર્ષે) ૧૫૪૭; મૃત્યુ ૧૫૫૩**

(૧૫૪૭–૧૫૫૩)

**એક વખતના રાજ્યકર્તાઓ**

| સ્કૉટલંડ | ફ્રાન્સ | સ્પેન અને જર્મની |
|---|---|---|
| મેરી ૧૫૪૨ થી | બીજો હેન્રી ૧૫૪૭ થી | ૫ મો ચાર્લ્સ |

**અગત્યની સાલો—**

૧૫૪૭–૪૯ સમરસેટનું ચલણ.

૧૫૪૯ પ્રાર્થનાનાં પહેલાં પુસ્તકની ચર્ચમાં શરૂઆત.

૧૫૫૨ પ્રાર્થનાનાં બીજાં પુસ્તકની શરૂઆત.

**છઠ્ઠો એડવર્ડ :**—હેન્રી મરણ પામ્યા પછી તેનો છોકરો એડવર્ડ દશ વર્ષની ઉંમરે ગાદીપર આવ્યો. હેન્રીને વિલ કરવાનો અધિકાર પાર્લમેન્ટે આપ્યો હતો અને તે પ્રમાણે હેન્રીએ મરણસમયે વિલ—વસીઅતનામું કરી પોતાની પાછળ એડવર્ડ ગાદીપર આવે, અને એડવર્ડ અપુત્ર મરણ પામે તો તેની પછી મેરીને ગાદી મળે, અને મેરી પણ જો નિર્વંશ મરી જાય તો તેના પછી ઇલિઝાબેથને ગાદી મળે એવી વ્યવસ્થા કરી મૂકી હતી. તેનો પુત્ર એડવર્ડ બાલ્યાવસ્થામાં ગાદીપર આવવાનો હોવાથી તેને સલાહ મસલત આપવા માટે હેન્રીએ એક મંડળ નીમ્યું હતું. આ મંડળમાં પ્રૉટેસ્ટંટ અને રોમન કૅથૉલિક એ બંને પંથોના સભાસદો હોવાને લીધે ધાર્મિક બાબતમાં પોતે કરેલા સુધારાનું ધોરણ આગળ લઈ જવામાં આવશે નહિ એવું હેન્રીને લાગેલું. પરંતુ તેનો એ ઉદ્દેશ સિદ્ધ થયો નહિ. આ સલાહકારી મંડળમાં એડવર્ડનો મામો **એડવર્ડ સીમોર (સમરસેટનો ડ્યૂક)** સભાસદ હતો. તે પ્રૉટેસ્ટંટ પંથનો હતો અને બાળરાજા એડવર્ડ તેનીજ સલાહ પ્રમાણે ચાલતો હતો. સીમોરે હળવે

હળવે મંડળના બીજા સભાસદોનાં મન મેળવી લઈ સર્વ સત્તા પોતાના હાથમાં લીધી. અને પોતે રાજપાલક અને રાષ્ટ્રરક્ષકનો ( Regent and Lord Protector of the Realm ) ખિતાબ ધારણ કર્યો.

**ધાર્મિક અને સામાજિક સ્થિતિઃ**—આ વખતે ઇંગ્લિશ પ્રજામાં ધર્મસંબંધી બાબતમાં બે તડ પડી ગયાં હતાં અને તેઓમાં મતભેદ વધારે અને વધારે તીવ્ર બનતો જતો હતો. જહાલ પ્રૉટેસ્ટંટ પંથીઓને હેન્રીએ કરેલો સુધારો ઘણો અપૂર્ણ લાગતો હતો, તેથી તેઓ તેમાં ઘણા આગળ વધવા માગતા હતા. ત્યારે રોમન કૅથૉલિક લોકોને હેન્રીએ કરેલો સુધારો ઘણો લાગતો હતો અને તેથી તેને કમી કેમ કરાવવો તેના વિચારમાં તેઓ પડ્યા હતા. ઇંગ્લંડના ઉત્તર અને પશ્ચિમ ભાગમાં રહેનારા લોકો પૂર્વની પરંપરાને વળગી રહેનારા હોવાથી રોમન કૅથૉલિક પંથના જૂના કાળથી ચાલતા આવેલા આચારવિચાર માટે તેમને અભિમાન હતું, ત્યારે પૂર્વ અને દક્ષિણ ભાગમાં રહેનારા લોકોનું વલણ ધર્મસુધારા તરફ હતું. સોળમાં સૈકામાં ઇંગ્લંડમાં અને પરદેશમાંથી ઇંગ્લંડના ઉનની સારી માગણીને લીધે તેની કિંમત સારી આવતી, અને તેના પ્રમાણમાં અનાજની કિંમત આવતી ન હતી. તેથી ખેતીને બદલે મેંઢાના ટોળાં પાળીને ઉનની પેદાશ કરવી વધારે ફાયદાકારક હોવાથી નાના મોટા જમીનદારે તે તરફ લક્ષ આપવા લાગ્યા. કેટલાકોએ ખેતી કરનાર ખેડુતોને કાઢી મુકયા, અને તે જમીન મેંઢા ચરાવવા રાખી મુકી. ગામડાઓમાં કેટલીક જમીન પડતર અને કેટલીક વેરાન હતી તે બધી સાર્વજનીક ગણાતી. ગરીબ ખેડુતો તેમાંનું લાકડું બળતણ માટે લેતા અને ત્યાં જનાવરોને ચરાવવા લઈ જતા. પણ મોટા જમીનદારો તે જમીન મેંઢા ચરાવવા સારૂ પોતાના તાબામાં લઈ તેની આસપાસ વાડ બાંધવા લાગ્યા. જમીનદારોના આ ધોરણને લીધે ખેડુતોની સ્થિતિ નિરાશ્રિત થઈ અને તેઓ બેકાર થયા અને તેને લીધે ભિખારીઓની સંખ્યા વધવા લાગી. પૂર્વે ધર્મમઠો પાસેથી ગરીબ અને નિરાશ્રિત લોકોને મદદ મળતી, પણ તે મઠો જપ્ત થયેલા હોવાથી તે મદદ પણ બંધ થઈ હતી. આ પ્રમાણે આર્થિક અને સામાજિક સ્થિતિ વિકટ થઈ હતી.

**સ્કૉટલંડ સાથે વિગ્રહ**:—સ્કૉટલંડ સાથે એક કરાર થયો હતો તેમાં સ્કૉટલંડની રાજકન્યા મેરીનો * વિવાહ એડવર્ડ સાથે કરવાનું ઠર્યું હતું. પણ એ વિવાહ હજુ સુધી થયો નહોતો, તેથી હવે એ વિવાહ કરી નાંખી ઇંગ્લંડ અને સ્કૉટલંડ બંને દેશોને એકત્ર કરવા એવો સમરસેટનો વિચાર હતો. આ વખતે સ્કૉટલંડમાં કૅથૉલિક અને પ્રૉટેસ્ટંટ એવા બે પક્ષ હતા. તેમાં કૅથૉલિક પક્ષ વધારે પ્રબળ હતો. કૅથૉલિક પક્ષનું વલણ ફ્રાન્સ તરફ હતું તેથી મેરીનું લગ્ન ઇંગ્લંડના રાજા એડવર્ડ સાથે થાય એ તેમને ઇષ્ટ લાગતું નહોતું. ત્યારે પ્રૉટેસ્ટંટ પંથવાળાઓનું વલણ ઇંગ્લંડ તરફ હતું તેથી મેરીનું લગ્ન એડવર્ડ સાથે થાય તો ઠીક એમ તેમને લાગતું હતું. સ્કૉટલંડમાં આવી પરિસ્થિતિ હતી ત્યારે સમરસેટે પોતાને અનુકૂળ એવી પરિસ્થિતિ થાય ત્યાં સુધી શાંતપણે વાટ ન જોતાં, એ લગ્ન કરવા સ્કૉટિશ લોક એકદમ તૈયાર થતા નથી એ જોઇને પોતે જાતે મોટું સૈન્ય લઈ સ્કૉટલંડપર ચઢી ગયો અને **પિંકી**ની લડાઈમાં ( એડિનબરોની નજીક ) સ્કૉટિશ સૈન્યને હરાવ્યું ( ૧૫૪૭ ). આ યુદ્ધમાં સમરસેટને વિજય મળ્યો તો ખરો, પણ તે પોતાનો હેતુ પાર પાડી શક્યો નહિ. કારણ કે એડવર્ડ અને મેરીનું લગ્ન કરવા માટે સમરસેટે સ્વારી કરી હતી એ જાણીને સ્કૉટલંડના કૅથૉલિક પંથવાળાઓએ મેરીને ફ્રાન્સ મોકલી દીધી, અને ત્યાં ફ્રાન્સના રાજપુત્ર **ફ્રાન્સિસ** સાથે તેનું લગ્ન કરાવી દીધું. આવી રીતે ઉતાવળાપણાથી સમરસેટનો હેતુ સાધ્ય થયો નહિ.

**સમરસેટનું ધાર્મિક ધોરણ**:—ધર્મસંબંધી બાબતોમાં પણ સમરસેટનું વર્તન ઉતાવળીઉંજ હતું. ઇંગ્લંડનો પ્રજામત ધાર્મિક સુધારાને અનુકૂળ છે એવું જોઈ તેણે ૧૫૩૯ માં પસાર કરવામાં આવેલો ૬ કલમનો કાયદો રદ કર્યો અને દેવળમાં લૅટિન ભાષામાં પ્રાર્થના કરવાનો રિવાજ બંધ કર્યો. ત્યાર પછી તેણે ૪૨ કલમોનું **નવું પ્રાર્થનાપુસ્તક** તૈયાર કરાવ્યું અને તે જ દરેક દેવળામાં વાપરવું એવો કાયદો કરાવ્યો ( ૧૫૪૯ ). આ કાયદો '**ઍક્ટ ઑફ યુનિફૉર્મિટી**

* સાતમા હેન્રીની છોકરી માર્ગરેટની પૌત્રી.

(Act of Uniformity—એકસરખાપણાનો કાયદો) કહેવાય છે. તે વખતે દેવળોમાં સાધુસંતોની મૂર્તિ અને બાઇબલના કથાભાગનાં ચિત્રો રાખવામાં આવતાં હતાં. તેને પણ ત્યાંથી કાઢી નાંખવાનો હુકમ સમરસેટે કાઢ્યો. પણ આ મૂર્તિઓ અને ચિત્રો શિલ્પકળા અને ચિત્રકળાના અપ્રતિમ નમૂના હોવાથી તેને દેવળોમાંથી કાઢી નાંખવામાં આવ્યા તે લોકોને ગમ્યું નહિ. સમરસેટ સ્વાર્થી અને લોભી હતો. તેણે દેવળોની કેટલીક માલમત્તા જપ્ત કરી પોતાને રહેવા માટે લંડનમાં એક મોટો મહેલ પણ બંધાવ્યો હતો. તેનાં આવાં કામોને લીધે લોકો તેને ધિક્કારવા લાગ્યા. તેમજ બેકારી ઘણી વધી પડવાથી લોકો ઘણા ચીઢવાયલા હતા. એટલે દેશમાં તરકટો અને હુલ્લડો થવા લાગ્યાં.

**તરકટો અને હુલ્લડો**:—સમરસેટના ભાઈ **લૉર્ડ ટૉમસ સીમોરે** ૮ મા હેન્રીની વિધવા કૅથરાઇન પાર સાથે લગ્ન કર્યું હતું. તેણે પોતાના હાથમાં સર્વ સત્તા લેવા માટે બંડ ઉઠાવ્યું અને દારૂગોળો એકઠો કરી પોતાના કિલ્લાઓની બંદીસ્તિ કરી. આમ બંડ ઉઠાવવા માટે સમરસેટે તેને પકડીને ફાંસી દીધી. પણ એટલાથીજ બંડ બેસી ગયું નહિ. ઇંગ્લંડના પશ્ચિમ ભાગના ડેવૉન અને કૉર્નવૉલ પરગણાના લોકોએ બંડ કર્યું. ત્યાંના લોક કૅથૉલિક પંથના હતા તેથી ૧૫૪૯ માં શરૂ કરવામાં આવેલા પ્રાર્થનાના પુસ્તક તરફ તેમને સખત નાપસંદગી હતી. ઇંગ્લંડના પૂર્વ તરફના નૉર્ફોક પરગણાના બેકારોએ અને ખેતીમાંથી કાઢી મૂકવામાં આવેલા ખેડૂતોએ પણ બંડો ઉઠાવ્યાં. ત્યારે એ બંડ બેસાડી દેવા સૈન્ય મોકલવામાં આવ્યું.

આ પ્રમાણે દેશમાં સર્વત્ર અંધાધુંધી અને બંડો થવાને લીધે સમરસેટની કારભાર માટે અપાત્રતા સિદ્ધ થઈ. કારભારી મંડળના ઘણાખરા સભાસદોને સમરસેટનું ઉપરીપણું પસંદ નહોતું તેથી તેના હાથમાંથી સત્તા ખૂંચવી લેવાનો આ લાગ સારો છે એમ જોઈ તેમણે તેની વિરુદ્ધ પ્રયત્ન શરૂ કર્યો. આ વિરોધીઓમાં **ડડ્લી (વૉરવિકનો અર્લ)** મુખ્ય હતો. ડડ્લી પોતાના યત્નમાં ફાવ્યો અને તેણે સમરસેટને રાજ્યપાલકના અધિકાર ઉપરથી ઉતારી પાડ્યો (૧૫૪૯).

ત્યાર પછી તેનાપર રાજદ્રોહ કરવાનો અને રાજાની સત્તા પચાવી પાડવાના પ્રયત્ન કરવાનો આરોપ મૂકી તેને ફાંસી દેવામાં આવી (૧૫૫૨).

**નૉર્થંબરલંડનો કારભાર** (૧૫૫૦–૧૫૫૩):—સમરસેટ પછી **જૉન ડડ્લી અર્લ ઑફ વૉરવિક**ના હાથમાં સર્વ સત્તા ગઈ. તેણે પોતે **ડ્યૂક ઑફ નૉર્થંબરલંડ**નો ખિતાબ ધારણ કર્યો. ડડ્લી આપમતલબી, પાખંડી અને સ્વાર્થસાધુ હતો, તેથી દેશહિત કરતાં પોતાનાં હિતપર વધારે લક્ષ આપતો હતો. ધાર્મિક બાબતમાં તે પ્રૉટેસ્ટંટ પંથનો હતો. પોતાના હાથમાં સત્તા આવ્યા પછી તેણે રોમન કૅથૉલીક પંથના બિશપોને કાઢી મૂકી તેમની જગાએ પ્રૉટેસ્ટંટ પંથના બિશપો નીમ્યા. તેમાં **લૅટિમર** અને **રિડલી** મુખ્ય હતા. ત્યાર પછી તેણે પ્રૉટેસ્ટંટ પંથવાળાઓને પસંદ પડે એવું **પ્રાર્થનાનું બીજું પુસ્તક** પ્રસિદ્ધ કરી તે બધા દેવળોમાં વાપરવાનો હુકમ કાઢ્યો (૧૫૫૨). પછી તેણે પોતાના છોકરા **ગિલ્ડફર્ડ ડડ્લીને લેડી જેન ગ્રે*** નામની એક રાજકન્યા સાથે પરણાવ્યો. જેન ગ્રે ૮ મા હેન્રીની બેન મેરીની પૌત્રી થતી હતી. તેથી તેને ઇંગ્લંડની ગાદી મળે એવી પેરવી



તેણે કરવા માંડી. ૮ મા હેન્રીના વસીઅતનામા પ્રમાણે એડવર્ડ જો અપુત્ર મરણ પામે તો મેરી અને ઇલિઝાબેથ અનુક્રમે ગાદીપર આવનાર હતાં. તેઓનો ગાદી માટેનો હક બાજૂએ મૂકવાના ઇરાદાથી "મારા પછી લેડી જેન ગ્રે ઇંગ્લંડની ગાદીપર આવે" એવી મતલબનું વિલ ૬ ઠ્ઠા એડવર્ડ પાસે કરાવવાની ખટપટ તેણે શરૂ કરી. મારા પછી જો મેરી ગાદીપર આવે તો તેની કારકિર્દીમાં પ્રૉટેસ્ટંટ પંથનો નાશ થઈ ઇંગ્લંડમાં રોમન કૅથૉલિક પંથ ચાલુ થશે એવી બીક ૬ ઠ્ઠા એડવર્ડને હતી તેથી તેણે નૉર્ધંબરલંડની સૂચના પ્રમાણે ઉપલો આશય પાર પાડવા વિલ કર્યું.

**૬ઠ્ઠા એડવર્ડનું મૃત્યુ:**—૬ ઠ્ઠો એડવર્ડ માંદલો અને નબળો હતો. તેને ક્ષયનો રોગ લાગુ પડ્યો અને તે રોગથી ૧૫૫૩ માં તે મરણ પામ્યો. એડવર્ડના મરણ પછી તરત નૉર્ધંબરલંડે પોતાની પુત્રવધુ લેડી જેન ગ્રેને ૬ ઠ્ઠા એડવર્ડના વિલ પ્રમાણે ઇંગ્લંડની રાણી તરીકે જાહેર કરી. લેડી જેન ગ્રેના સાદા અને મીઠા સ્વભાવ માટે સર્વને માન હતું. પરંતુ મેરી અને ઇલિઝાબેથ એ બંને રાજકન્યાના હક ડૂબાવી તે રાણી થાય એ કોઇને પસંદ પડ્યું નહિ. નૉર્ધંબરલંડે જેન ગ્રેને રાણી જાહેર કર્યા પછી મેરીને પકડવાને પોતાના છોકરાને મોકલ્યો. પરંતુ આ વાતની ખબર મેરીને પડતાં જ તે ઇંગ્લંડના પૂર્વભાગ તરફ ગઈ. ત્યાંના લોક પ્રૉટેસ્ટંટ પંથના હતા તો પણ ઇંગ્લંડની ગાદીપર મેરીનો ખરો હક હોવાને લીધે નૉર્ધંબરલંડ સામે શસ્ત્ર ઉપાડી તેમણે મેરીને મદદ કરી. વળી નૉર્ધંબરલંડના સૈન્યે પણ તેની સામે બંડ ઉઠાવ્યું. નૌકાસૈન્યે પણ મેરીનો જ પક્ષ લીધો અને મંત્રીમંડળમાં ઘણાખરા સભ્યોએ પણ મેરીનો પક્ષ સ્વીકાર્યાને લીધે નૉર્ધંબરલંડની સ્થિતિ ઘણી કફોડી થઈ પડી. આ પ્રમાણે પોતાને કોઇનો પણ ટેકો મળતો નથી તે જોઈ છેવટના ઉપાય તરીકે પોતાનું જે થોડુંઘણું સૈન્ય હતું તે લઈ તે કૅમ્બ્રિજ સુધી ગયો. પરંતુ આ કામમાં તેને ફત્તેહ ન મળવાથી મેરીની બાજુએથી લડનારા અર્લ ઑફ ઍરંડેલ નામના સરદારને શરણે તેને જવું પડ્યું. ત્યાર પછી તેને લંડનમાં લાવવામાં આવ્યો. ત્યાં તેનાપર રાજદ્રોહનો આરોપ

સાબિત થયો અને તેને ફાંસીની શિક્ષા કરવામાં આવી. ત્યારે પોતાને જીવિતદાન મળે એવા હેતુથી પોતે કૅથૉલિક પંથનો અનુયાયી છે એવું તેણે જાહેર કર્યું અને કૅથૉલિક પંથના સર્વ આચાર પાળવા હું તૈયાર છું એમ તેણે કહ્યું. પણ તેના આ કામથી તો તેનું અપ્રમાણિકપણું વધારે સ્પષ્ટ થયું અને તેને ૧૫૫૩ ના ઑગસ્ટ મહિનામાં ફાંસી દેવામાં આવી અને લેડી જેન ગ્રે અને તેના વર ગિલ્ડફર્ડ ડડ્લીને તુરંગમાં નાંખવામાં આવ્યા.

---

## સારાંશ

## છઠ્ઠો એડવર્ડ (૧૫૪૭–૧૫૫૩)

**છઠ્ઠો એડવર્ડ :—**

પ્રૉટેસ્ટંટ પંથનો ઇંગ્લંડમાં પ્રચાર થયો. એડવર્ડ સગીર વયનો હોવાને લીધે ૧૬ ગૃહસ્થના મંત્રીમંડળદ્વારા રાજ્યકારભાર. આ મંત્રીમંડળમાંના એડવર્ડના મામા એડવર્ડ સીમૂર (સમરસેટના અર્લ) ને રાજપાલક અને દેશરક્ષક નીમવામાં આવ્યો હતો. એટલે તેના હાથમાં સર્વ સત્તા.

**સમરસેટ** (એડવર્ડ સીમૂર) **નું ઉપરીપણું (૧૫૪૭–૧૫૪૯) :—**

સ્કૉટલંડની રાણી મેરી અને ઇંગ્લંડના રાજા એડવર્ડનો લગ્નસંબંધ બાંધવા માટે સ્કૉટલંડ સાથે વિગ્રહ. પિંકીની લડાઇ ૧૫૪૭. મેરીની ફ્રાન્સ રવાનગી અને તેનું ફ્રેંચ રાજપુત્ર સાથે લગ્ન.

૧૫૪૭– ૬ કલમવાળો કાયદો રદ.

૧૫૪૯– ૪૨ કલમોવાળું નવું પ્રાર્થનાનું પુસ્તક અને તેને બધા દેવળોમાં વાપરવા સંબંધે કાયદો. દેવળોમાંથી મૂર્તિઓ અને ચિત્રો કાઢી નાંખવામાં આવ્યાં. પ્રૉટેસ્ટંટ પંથનો પ્રસાર. સમરસેટ માટે પ્રજાનો અસંતોષ. વાડ કરવાની પદ્ધતિ. જમીનદારોએ ખેડૂતોને કાઢી મૂકયાથી બેકારી અને ભિકારીઓનો વધારો. તેને લીધે થયેલાં બંડ અને હુલ્લડો. સખ્તાઇથી હુલ્લડો શમાવી દેવામાં આવ્યાં. મંત્રીમંડળના સભાસદો પણ સમરસેટની વિરુદ્ધ. અંતે વૉરવિકના અર્લ ડડ્લીના હાથમાં સત્તા ગઈ. સમરસેટને કેદ પછી ફાંસી (૧૫૫૨).

વૉરવિકના અર્લ ડડ્લીએ પોતે ડ્યૂક ઑફ નૉર્ધંબરલંડનો ખિતાબ ધારણ કર્યો.

**નૉર્ધંબરલંડનું ચલણ ( ૧૫૪૯–૧૫૫૩ ).**

પ્રૉટેસ્ટંટ પંથને પ્રોત્સાહન. ૨ જું પ્રાર્થનાનું પુસ્તક ( ૧૫૫૨ ).

૧૫૫૨ સમરસેટને ફાંસી.

૧૫૫૩ લેડી જેન ગ્રેનું નૉર્ધંબરલંડના છોકરા ગિલ્ડફર્ડ ડડ્લી સાથે લગ્ન. લેડી જેન ગ્રે મારા પછી ગાદીએ આવે એવું એડવર્ડનું વિલ. મેરીને લોકોનો ટેકો. નૉર્ધંબરલંડને ફાંસી.



# પ્રકરણ ૫ મું

## મેરી

**જન્મ ૧૫૧૬; રાજ્યારોહણ (૩૭ મે વર્ષે) ૧૫૫૩; મૃત્યુ ૧૫૫૮**

**એના વખતના રાજ્યકર્તાઓ**

| **સ્કૉટલંડ** | **ફ્રાન્સ** | **સ્પેન** |
|---|---|---|
| મેરી | ૨ જો હેન્રી | ૫ મો ચાર્લ્સ ૧૫૫૬ સુધી<br>૨ જો ફિલીપ |

**અગત્યની સાલો—**

૧૫૧૪ વ્યાટનું બંડ. ૧૫૫૪ મેરી અને સ્પેનના રાજા ૨ જા ફિલિપનું લગ્ન.

૧૫૫૪ લેડી જેન ગ્રેને ફાંસી.

૧૫૫૮ કૅલે બંદર અંગ્રેજોના તાબામાંથી ગયું.

**મેરી :**—છઠ્ઠા એડવર્ડ પછી તેની સાવકી બેન **મેરી** (કૅથરાઈનની છોકરી) ઇંગ્લંડની ગાદીપર આવી. ત્યારે તેની ઉંમર ૩૭ વર્ષની હતી. અદ્યાપિ સુધી તેના બધાં વર્ષ હાડમારીમાં ગયાં હતાં. તેની માની માફક તે પણ ચુસ્ત રોમન કૅથૉલિક પંથની હતી. આઠમા હેન્રીએ તેની બિલકુલ કાળજી લીધી નહોતી અને એડવર્ડની કારકિર્દીમાં રજવાડામાંથી તે હદેધુત્ત થઈ હતી. આવી રીતે છેલ્લાં વીસ વર્ષ હાડમારીમાં ગયેલાં હોવાથી તેનો સ્વભાવ ચીડીયો થઈ ગયો હતો અને તેની વિરુદ્ધના માણસોપર વેર લેવાને તે તૈયાર થઈ. નાનપણથીજ કૅથૉલિક પંથપર તેને અઢળક પ્રેમ હતો. એ પ્રેમ એટલો પ્રબળ હતો કે જો ધાર્મિક બાબતમાં તેની વિરુદ્ધ જવાની કોઈ હિંમત દેખાડે તો તેનો નાશ કરવા માટે સારા નરસા ગમે તેવા ઉપાય યોજતાં તે આગળ પાછળ જોતી નહિ. આટલા દિવસ કૅથૉલિક પંથવાળાઓને બીજા પંથવાળાઓ તરફથી જે ત્રાસ અને દુઃખ સોસવાં પડ્યાં હતાં તેનું વેર લેવા માટે ઇશ્વરે મને જન્મ આપ્યો છે એવું તેને લાગતું હતું. ઇંગ્લંડ અને પોપ

વચ્ચે જે તૂટ પડી હતી તે સાંધી દઈ બંને વચ્ચે પાછી સલાહ કરાવવી અને ઇંગ્લંડમાંથી પ્રૉટેસ્ટંટ પંથનું નિકંદન કરવું એવું તેના મનમાં હતું. મેરીએ ગાદીપર આવ્યા પછી રોમન કૅથૉલિક પંથ તરફ એકલી સહાનુભૂતિજ ન બતાવતાં તે પંથનો અધિક પ્રસાર થાય અને પ્રૉટેસ્ટંટ પંથનો તદ્દન ઉચ્છેદ થાય એ હેતુથી કૅથૉલિક પંથના જે બિશપો તુરંગમાં હતા તેમને તુરંગમાંથી મુક્ત કર્યા. ત્યારપછી છેલ્લા રાજાની કારકિર્દીમાં રોમન કૅથૉલિક પંથપર જુલમ કરવામાં જેઓએ અગ્રેસર ભાગ લીધો હતો એવા **ક્રૅન્મર, લૅટિમર, રિડલી** વગેરે પ્રૉટેસ્ટંટ પંથના ધર્માધ્યક્ષોને ત્રાસ આપવાનું તેણે શરૂ કર્યું. ત્યાર પછી તેણે રોમન કૅથૉલિક પંથના આચારવિચાર ઇંગ્લંડમાં પાછા ચાલુ કરવા માંડ્યા અને પ્રૉટેસ્ટંટ પંથના પ્રસારને અર્થે છેલ્લા રાજાના વખતમાં જે કાયદા પસાર થયા હતા તે બધા તેણે રદ કર્યા. ૧૫૫૫ માં પાખંડી (ધર્મ ન પાળનારા) લોકોને શિક્ષા કરવા માટે તેણે એક કાયદો ઘડ્યો.



મેરી રાણી (ટ્યૂડર)

**મેરીનું લગ્ન**:—સ્પેનનો શહેનશાહ ચાર્લ્સ મેરીનો મસીઆઈ-ભાઈ થતો હતો. તે પોતાના છોકરા ફિલિપને મેરી સાથે પરણાવવા માગતો હતો. એ બાબત તેણે મેરીને સૂચના કરી. મેરીને પોતાના મોસાળ પક્ષ માટે પ્રેમ હતો અને ચાર્લ્સ અને રાજકુંવર ફિલિપ ચુસ્ત રોમન કૅથૉલિક હતા. તેથી મેરીએ લગ્ન માટે સંમતિ આપી અને ૧૫૫૪ માં એ લગ્ન થયું. પણ આ લગ્ન અંગ્રેજ પ્રજાને ગમ્યું

નહિ. આ લગ્નથી ઇંગ્લંડપર સ્પેનની સત્તાની શરૂઆત થશે, સ્પેનના શત્રુઓ સાથેની લડાઈમાં ઇંગ્લંડને ભાગ લેવો પડશે અને ઇંગ્લંડપર પોપનું ઉપરીપણું પાછું સ્થપાશે એવી બીક તેમને લાગતી હતી. પ્રજાના મનની સ્થિતિ આવી હોવાથી મેરીને પદભ્રષ્ટ કરી ઇલિઝાબેથને ગાદીએ બેસાડવા માટે કેટલાંક તરકટ રચવામાં આવ્યાં.

**વ્યાટનું બંડ (૧૫૫૪):**—એવાં એક કાવતરાંમાં **સર ટૉમસ વ્યાટ,** લેડી જેન ગ્રેનો બાપ ડ્યૂક ઑફ સફક, કોર્ટને વગેરે ગૃહસ્થો હતા. આ કાવતરૂં કેંટ પરગણામાં કરવામાં આવ્યું હતું. પણ કાવતરાં માટેની તૈયારી પૂર્ણ થઈ રહ્યા પહેલાં કોર્ટનેની મૂર્ખાઇને લીધે એ તરકટની વાત બહાર પડી ગઇ ત્યારે લાઇલાજે કાવતરાંખોરોએ શસ્ત્ર ઉંચક્યાં. કેંટ સિવાય બધે કાવતરાંખોરોની હાર થઈ. વ્યાટે આ પરગણામાંથી ૧૦,૦૦૦ સૈનિકો એકઠા કરી ખુદ લંડનપર સ્વારી કરી. આ વખતે લંડન શહેર હસ્તગત થઈ ખુદ રાણી મેરીને પકડાઈ જવાનો સંભવ હતો. પણ વિનાકારણ વખત વહી જવાથી એમ થઈ શક્યું નહિ. આ વેળા મેરીએ ધૈર્ય અને દૃઢતા દેખાડી વ્યાટના સૈન્યને હરાવ્યું અને વ્યાટને પકડી કેદ કર્યો (૧૫૫૪).

આવી રીતે આ બંડ શમાવી દીધા પછી તેમાં સામેલ થયેલામાંના ઘણા માણસોને મેરીએ ઘણી ક્રૂર શિક્ષા કરી. વ્યાટના હાલહવાલ કરી તેને ઠાર કર્યો. ડ્યૂક ઑફ સફક અને તેના છોકરાનાં ડોકાં ઉડાવી દેવામાં આવ્યાં અને લેડી જેન ગ્રે અને તેના વર ગિલ્ડફર્ડ ડડ્‌લીને પણ ફાંસી દેવામાં આવી (૧૫૫૪).

**મેરીનાં જુલમી કૃત્યો:**—૧૫૫૪ માં પાર્લમેન્ટની નવી ચુંટણી થઈ. એ નવી પાર્લમેન્ટે પોપ સાથે સલૂકાઈ કરી ઇંગ્લંડપર પોપનું ઉપરીપણું કબૂલ કર્યું. ત્યાર પછી ઇંગ્લંડમાંથી દેશનિકાલ થયેલો **પોલ** નામનો એક ધર્માધ્યક્ષ પોપનો પ્રતિનિધિ થઈ ઇંગ્લંડમાં આવ્યો. આગળ પોપે ઇંગ્લંડને ધર્મબહિષ્કૃત કર્યો હતો તે પાછો પોપની સત્તા નીચે લાવવાનો સમારંભ આ પ્રતિનિધિને હાથે મોટા ઠાઠમાઠથી કરવામાં આવ્યો. ઇંગ્લંડમાં આમ રોમન કૅથૉલિક પંથની પુનઃ સ્થાપના કર્યા પછી કૅથૉલિક પંથ માન્ય ન કરનારા લોકો-

વિરુદ્ધ કડક કાયદા પસાર કરવામાં આવ્યા. ત્યાર પછી મેરીના જુલમી કૃત્યોની શરુઆત થઈ.

**બિશપ હૂપર, રૉજર્સ, રિડલી, લૅટિમર, ક્રૅન્મર** વગેરે ૩૦૦ ધર્માધિકારીઓએ રોમન કૅથૉલિક પંથ માન્ય કર્યો નહિ માટે તેમને જીવતા બાળી મૂકવામાં આવ્યા. મેરીના આ જુલમી કૃત્યને લીધે પુષ્કળ માણસોએ દેશત્યાગ પણ કર્યો. દેશમાં બધે અસંતોષ પ્રસરવા લાગ્યો અને કાવતરાં થવા લાગ્યાં. આમાંનાં એકાદ કાવતરાંમાં ઇલિઝાબેથનો સંબંધ છે એવો વહેમ જતાં જ મેરીએ તેને પણ તુરંગમાં બેસાડી.

**કૅલે ગયું:**—મેરીના લગ્નને લીધે ઇંગ્લંડ અને સ્પેન વચ્ચે સલાહ હતી. આ અરસામાં ફ્રાન્સ અને સ્પેન વચ્ચે લડાઈ ઉપસ્થિત થઈ તેમાં ઇંગ્લંડે સ્પેનનો પક્ષ લીધો. આ યુદ્ધમાં ફ્રાન્સના કિનારાપર આવેલું મહત્ત્વનું કૅલે બંદર—જે ઇંગ્લંડના તાબામાં હતું તે—ફ્રેંચોએ જીતી લીધું ( ૧૫૫૮ ). ૧૩૪૬ ની સાલમાં ૩ જા એડવર્ડના રાજમાં કૅલે ઇંગ્લંડના હાથમાં આવ્યું હતું. કૅલે બંદર આપણા હાથમાંથી ગયું છે એમ સાંભળી મેરીને ઘણું દુઃખ લાગ્યું. કૅલેનો ઘા તેના અંતઃકરણમાં ખૂચ્યાં કરતો હતો અને છેવટે એ ઘાથી ૧૫૫૮ ના નવેંબર મહિનામાં તે મરણ પામી.

---

## સારાંશ

## મેરી ( ૧૫૫૩–૧૫૫૮ )

**મુખ્ય ધોરણ :—**

ઇંગ્લંડમાં કૅથૉલિક પંથની પુનઃ સ્થાપના કરવી.

**મેરીની સામે કાવતરાં :—**

૧ નૉર્ધંબરલંડે જેન ગ્રેને ( છોકરાની વહુને ) ગાદી મળે માટે બંડ કર્યું. બંડને બેસાડી દેવું; નૉર્ધંબરલંડને ફાંસી દેવામાં આવી ( ૧૫૫૩ ).

૨ મેરીનો ફિલિપ્ સાથે લગ્ન કરવાનો વિચાર. એ લગ્ન થવાથી ઇંગ્લંડને સ્પેનની મરજી પ્રમાણે ચાલવું પડશે અને ઇંગ્લંડમાં

કૅથૉલિક પંથની પાછી સ્થાપના થશે એમ લાગવાથી વ્યાટે બંડ કર્યું. બંડને બેસાડી દેવું. જેન ગ્રે, ડડ્લી અને સફ્કના ડ્યૂકનો આ બંડમાં ભાગ હતો માટે વ્યાટની સાથે તેમને પણ ફાંસી દેવામાં આવી.

**મેરીનું ધાર્મિક ધોરણ :—**

૧૫૫૩ પ્રૉટેસ્ટંટ પંથનો પ્રસાર કરવા માટે ૬ ઠ્ઠા એડવર્ડની કારકિર્દીમાં પસાર કરવામાં આવેલા કાયદા રદ કરવામાં આવ્યા. પ્રાર્થનાનું પુસ્તક રદ. પ્રાર્થના લૅટિનમાં.

૧૫૫૪ પોપનો પ્રતિનિધિ કાર્ડિનલ પોલ ઇંગ્લંડમાં આવ્યો. ઇંગ્લંડ પાછું પોપની સત્તા નીચે ગયું, માત્ર કૅથૉલિક પંથવાળાઓને જ બિશપ બનાવવા.

પ્રૉટેસ્ટંટ પંથવાળાઓ ઉપર જુલમ :—

ક્રૅન્મર, હૂપર, રિડલી, લૅટિમર વગેરે ૩૦૦ પ્રૉટેસ્ટંટ પંથવાળાને જીવતાં બાળી મૂકવામાં આવ્યા.

૧૫૫૫ પાખંડી પંથવાળાને શિક્ષા કરવાનો કાયદો.

**મેરીની કારકિર્દીની બીજી બાબતો :—**

૧૫૫૪ સ્પેનના રાજા ૨ જા ફિલિફ સાથે મેરીનું લગ્ન. લોકમત તેને અનુકૂળ નહોતો.

૧૫૫૮ ફ્રાન્સના કૅલે બંદરનું ઇંગ્લંડના હાથમાંથી જવું.

---

# પ્રકરણ ૬ ઠું

## ઈલિઝાબેથ

**જન્મ ૧૫૩૩; રાજ્યારોહણ (૨૫ મા વર્ષે) ૧૫૫૮; મૃત્યુ ૧૬૦૩**

(૧૫૫૮–૧૬૦૩)

**એના વખતના રાજ્યકર્તાઓ**

| ફ્રાન્સ | સ્કૉટલંડ | સ્પેન |
|---|---|---|
| ૨ જો ફ્રૅન્સિસ ૧૫૬૦ સુધી | મેરી ૧૫૬૭ સુધી | ૨ જો ફિલિપ ૧૫૯૮ સુધી |
| ૯ મો ચાર્લ્સ ૧૫૭૪ ,, | ૬ ઠ્ઠો જેમ્સ | ૩ જો ફિલિપ ૧૬૨૧ ,, |
| ૩ જો હેન્રી ૧૫૮૯ ,, | | |
| ૪ થો હેન્રી ૧૬૧૦ ,, | | |

**અગત્યની સાલો—**

૧૫૫૯ ઍક્ટ ઑફ સુપ્રીમસી અને ઍક્ટ ઑફ યુનિફૉર્મિટી.

૧૫૬૮ સ્કૉટલંડની રાણી મેરી ઇંગ્લંડ આવી.

૧૫૭૦ પોપ ૫ મા પાયસે ઇલિઝાબેથને ધર્મબહિષ્કૃત અને ગાદીપરથી પદભ્રષ્ટ કરી.

૧૫૮૭ સ્કૉટલંડની રાણી મેરીને ફાંસી દીધી.

૧૫૮૮ સ્પેનની અરમારની હાર.

૧૬૦૦ ઈસ્ટ ઇંડિયા કંપનીની સ્થાપના.

**ઈલિઝાબેથ:**—૧૫૫૮ ના નવેંબર મહિનામાં મેરી મરણ પામ્યા પછી ઍન બુલીનની છોકરી ઇલિઝાબેથ ઇંગ્લંડની રાણી થઈ. એ વખત ઇલિઝાબેથની ઉમર માત્ર ૨૫ વર્ષની હતી, તો પણ તે વખતની મુશ્કેલીભરેલી પરિસ્થિતિમાં પણ ઘણી કુનેહ અને હોશિયારીથી

રાજકારભાર ચલાવી તેણે પ્રજાનું મન રાજી રાખ્યું અને પરરાજ્ય તરફના ભયમાંથી ઇંગ્લંડનું રક્ષણ કર્યું.

**ધાર્મિક પરિસ્થિતિ અને ઈલિઝાબેથનું ધોરણ:—** ઇલિઝાબેથ ગાદીપર આવી તે વખતે ધર્મસંબંધી બાબતમાં પોતે કેવું ધોરણ રાખવું એ પ્રશ્ન તેની આગળ હતો. મેરી રોમન કૅથૉલિક પંથની ચુસ્ત અનુયાયી હોવાથી તેની કારકિર્દીમાં ઇંગ્લંડમાં રોમન કૅથૉલિક પંથનું પ્રાબલ્ય ઘણું વધી ગયું હતું અને રાજ્યમાં મોટી મોટી નોકરી તે પંથના લોક પચાવી પાડ્યા હતા. મેરીના ધાર્મિક જુલમને લીધે હજારો પ્રૉટેસ્ટંટ પંથના લોકોએ દેશત્યાગ કર્યો હતો. ઇલિઝાબેથ પ્રૉટેસ્ટંટ પંથની હતી, પણ ઉગ્ર પ્રૉટેસ્ટંટોના મત પ્રમાણે ચાલવા તે રાજી નહોતી. તેનું ધોરણ એવું હતું કે રોમન કૅથૉલિક અને પ્રૉટેસ્ટંટ બંને પંથવાળાઓને સામાન્યપણે માન્ય હોય એવાં તત્ત્વોને અનુસરી ઇંગ્લંડમાં એક મધ્યસ્થ ધર્મ સ્થાપવો. આ પ્રમાણે કોઈપણ એક પંથને દુભવ્યા વગર રાજ્યકારભાર ચલાવવાનો તેનો નિશ્ચય હતો, પણ રોમન કૅથૉલિક પંથના લોકની હઠને લીધે આખરે તેને પ્રૉટેસ્ટંટ પંથ તરફ વધારે વલણ કરવું પડ્યું. મેરીના વખતમાં કૅથૉલિક પંથના બિશપો ધર્માધિકારીઓની જગાપર હતા. ૮ મા હેન્રીનું ઍન બુલીન સાથે થયેલું લગ્ન પોપે કાયદેસર ગણ્યું ન હોવાને લીધે તેમણે ઇલિઝાબેથનો ગાદીપરનો હક સ્વીકારવા ના પાડી. ત્યારે મેરીની કારકિર્દી વખતે જ પ્રૉટેસ્ટંટપંથી બિશપોને દેશત્યાગ કરવો પડ્યો હતો તેમને ઇલિઝાબેથે પાછા બોલાવ્યા અને તેમને જુદા જુદા ઠેકાણાના ધર્માધ્યક્ષની જગા આપી.

**ઍક્ટ ઑફ સુપ્રીમસી અને ઍક્ટ ઑફ યુનિફૉર્મિટી નામના કાયદા (૧૫૫૯):—** ઇલિઝાબેથને વિલિયમ સેમ્સેલ (બર્લે) નામના નિઃસ્વાર્થી અને એકનિષ્ઠાથી કામ કરનારા પ્રધાનની મદદ મળવાથી તેનો રાજ્યકારભાર સારી રીતે ચાલી શકયો. તે ગાદીએ આવ્યા પછી ભરાયેલી પાર્લમેન્ટે ધાર્મિક વિષયનો પ્રશ્ન હાથમાં લઈ **ઍક્ટ ઑફ સુપ્રીમસી** નામનો એક કાયદો પસાર કર્યો. આ કાયદાએ ઇંગ્લંડપરની પોપની



રાણી ઇલિઝાબેથ

ધાર્મિક સત્તા કાઢી નાખી ઇંગ્લંડના રાજ્યકર્તાને જ ધાર્મિક બાબતમાં સઘળો અધિકાર આપ્યો (૧૫૫૯). એ જ પ્રમાણે **ઍક્ટ ઑફ યુનિફૉર્મિટી** (Uniformity—એકસરખાપણાનો) નામનો કાયદો કરવામાં આવ્યો (૧૫૫૯). આ કાયદા અન્વયે ૬ ઠ્ઠા એડવર્ડની કારકિર્દીમાં તૈયાર કરવામાં આવેલાં પુસ્તકમાં જ થોડોઘણો આમતેમ ફેરફાર કરી નવું પ્રાર્થનાનું પુસ્તક તૈયાર કરવામાં આવ્યું અને બધા દેવળોમાં પ્રાર્થના માટે એ જ વાપરવું એવું ઠરાવવામાં આવ્યું. એ કાયદામાં વળી એવું પણ ઠરાવવામાં આવ્યું હતું કે પ્રાર્થના વખતે જે કોઈ દેવળમાં હાજર ન રહેશે તેને એક શિલિંગનો દંડ કરવામાં આવશે.

**પ્યુરિટન પંથના લોકઃ**—પણ ઇલિઝાબેથનું આ સામાન્ય ધાર્મિક ધોરણ ઉગ્ર પ્રૉટેસ્ટંટ પંથવાળાઓને પસંદ ન પડ્યું. ઇલિઝાબેથે કરેલી ધાર્મિક સુધારણા તેમને ઘણી અપૂર્ણ લાગતી હતી. એ લોકોએ મેરીની કારકિર્દીમાં દેશત્યાગ કર્યો હતો. તેમનામાંના કેટલાગ જીનીવા જઈ રહ્યા હતા. ત્યાં તેઓ પ્રસિદ્ધ ધર્મ-સુધારક કૅલ્વિનના સમાગમમાં આવ્યાથી તેના સિદ્ધાંતોની તેમનાપર ઘણી અસર થઈ હતી. ધાર્મિક બાબતમાં કલર્જી, બિશપ, આર્ચબિશપ, વગેરે અધિકારીઓની મુદ્દલ જરૂર નથી, દરેક ઠેકાણાના અનુભવી અને પુખ્ત ઉંમરના (પ્રેસ્બિટર્સ) સદ્‌ગૃહસ્થોના મંડળ પાસે જ ધાર્મિક બાબતની વ્યવસ્થા રાખવી, બધાએ સાદાઈથી અને પવિત્રતાથી રહેવું, ભપકો અને ઠાઠમાઠ રાખ્યાવિના પ્રાર્થના કરવી, એવો કૅલ્વિનનો મત હતો. **જૉન નૉક્સ** નામનો સ્કૉટિશ ગૃહસ્થ કૅલ્વિનનો અનુયાયી થયો અને તેણે સ્કૉટલંડમાં ધર્મસુધારાની ચળવળ ચલાવવા માંડી. સ્કૉટલંડના ધર્મપંથનું **પ્રેસ્બિટેરિયન** નામ પડ્યું. કૅલ્વિનના ફ્રાન્સ અને હૉલંડના અનુયાયીઓ **હ્યુગેનૉટ્સ** અને ઇંગ્લંડમાંના અનુયાયીઓ **પ્યુરિટન** કહેવાયા. પ્યુરિટન લોકોની રહેણી સાદી હતી અને વિચાર ઉચ્ચ હતા. તેમને હલકા પ્રકારની રમતગમત ગમતી નહિ. ઍક્ટ ઑફ યુનિફૉર્મિટી કાયદાએ ઠરાવેલાં પ્રાર્થનાના પુસ્તક પ્રમાણે પ્રાર્થના કરવા, દેવળમાં હાજર ન રહેવા માટે કૅથૉલિક લોકોની માફક એ લોકોને પણ દંડ ભરવો પડતો હતો.

**ફ્રાન્સ અને સ્કૉટલંડમાં પરિસ્થિતિ**:—ઇંગ્લંડમાં પ્રૉટેસ્ટંટ પંથ સ્થાપવા ઇલિઝાબેથે ચલાવેલો પ્રયત્ન જોઈ રોમન કૅથૉલિક પંથના ફ્રાન્સ અને સ્પેન તરફથી ઇંગ્લંડપર સ્વારી ક્યારે આવશે તેની કંઈજ ખાતરી નહોતી. ઇ. સ. ૧૫૫૯ માં **ફ્રાન્સિસ** ફ્રાન્સનો રાજા થયો અને તેની પત્ની **સ્કૉટલંડની રાણી મેરી** ફ્રાન્સની રાણી થઈ. એ રાણી કૉથૉલિક પંથની હતી. '૮ મા હેન્રીએ ઍન બુલીન સાથે કરેલું લગ્ન પોપના મત પ્રમાણે કાયદેસર ન હોવાને સબબે ઇંગ્લંડની ગાદીપર ઇલિઝાબેથનો કંઈજ હક નથી, પણ સાતમા હેન્રીની છોકરી માર્ગેરેટની પૌત્રી તરીકે ઇંગ્લંડની ગાદીપર મારો જ હક છે,' એવું તેણે જાહેર કર્યું. આ વેળાએ સ્કૉટલંડમાં પણ કૅથૉલિક અને પ્રૉટેસ્ટંટ એવા બે પક્ષ હતા. કૅથૉલિક પક્ષનું નેતૃત્વ મેરીની મા ગાઇસની મેરી પાસે હતું. તે ફ્રાન્સની રાજકન્યા હોવાથી તેનું વલણ ફ્રાન્સ તરફ હતું. **જૉન નૉક્સ** પ્રૉટેસ્ટંટ પક્ષનો નેતા હતો. કૅથૉલિક પંથના પક્ષવાળાઓને ફ્રાન્સનો ટેકો હતો તેથી જો એ પક્ષ ફત્તેહ પામે તો ઇંગ્લંડમાં ઇલિઝાબેથને ધોકો પહોંચવાનો સંભવ હતો, તેથી સ્કૉટલંડના જૉન નૉક્સના નેતૃત્વવાળા પ્રૉટેસ્ટંટ પક્ષને મદદ કરવાનું ઇલિઝબેથે નક્કી કર્યું. ઇંગ્લંડ તરફથી મદદ મળવાથી જૉન નૉક્સનો વિજય થયો અને તેણે **લીથ**નો કબજો લીધો. ત્યારે સ્કૉટલંડમાં જે ફ્રેંચો હતા તેમણે **એડિનબરો** આગળ સલાહ કરી (૧૫૬૦). આ સલાહની શરતમાં ફ્રેંચોએ સ્કૉટલંડમાંથી ચાલી જવું એવું ઠર્યું હતું, એટલે ઇલિઝાબેથને શાંતિ મળી.

**ઇલિઝાબેથ અને સ્કૉટલંડની રાણી મેરી**:—આમ સ્કૉટ-લંડની પરિસ્થિતિ ઇલિઝાબેથને અનુકૂળ થતી હતી, એટલામાં ફ્રાન્સનો રાજા ૨ જો ફ્રાન્સિસ એકાએક મરણ પામ્યો (૧૫૬૧). તેથી તેની પત્ની **સ્કૉટલંડની રાણી મેરી**ને સ્કૉટલંડ પાછા જવાની ફરજ પડી. તેણે ૧૫૬૦ માં એડિનબરો આગળ થએલી સંધિ મને માન્ય નથી એમ જાહેર કર્યું. ત્યારે બીજી તરફ ઇલિઝાબેથે મેરીનો ઇંગ્લંડની ગાદીપર મુદ્દલ હક નથી એમ જાહેર કર્યું, ત્યાર પછી સ્કૉટલંડની રાણી મેરી અને ઇંગ્લંડની રાણી ઇલિઝાબેથ, એ બે સ્ત્રીઓ વચ્ચે

લગભગ ૨૭ વર્ષ સુધી શત્રુતા ચાલુ રહી અને તેટલા વખતમાં અનેક કારસ્થાનો રચવામાં આવ્યાં હતાં. ઇલિઝાબેથ ચુસ્ત પ્રૉટેસ્ટંટ હોવાથી તેનો હેતુ રાષ્ટ્રીય હતો. ત્યારે મેરી ચુસ્ત કૅથૉલિક હતી, તેથી ઇંગ્લંડ અને સ્કૉટલંડ બંને દેશોમાં પોપની સત્તા પાછી સ્થાપવાનો તેનો વિચાર હતો.

**ફ્રાન્સ અને સ્કૉટલંડમાં આંતર ખળભળ:**—આ વેળા ફ્રાન્સ અને સ્કૉટલંડ, એ બંને દેશોમાં ધાર્મિક બાબત માટે અંતરકલહ ચાલતો હતો; તેમાં તે દેશોના ધર્મસુધારકોને મદદ કરી પોતાનો ઇષ્ટ હેતુ સાધ્ય કરી લેવાનો ઇલિઝાબેથે ઠરાવ કર્યો. ફ્રાન્સના પ્રૉટેસ્ટંટો **હુગેનૉટ્સ** કહેવાય છે. તેમને ઇલિઝાબેથે મદદ મોકલી પણ તેમાં તેને ફતેહ મળી નહિ અને ૧૫૬૪ માં ફ્રાન્સ સાથે સલાહ કરવાની તેને ફરજ પડી. ફ્રાન્સપ્રમાણે સ્કૉટલંડમાં પણ આંતર ખળભળ ચાલતી હતી. ૧૫૬૫ માં મેરીએ તેના સગા **હેન્રી ડાર્ન્લી*** સાથે પુનર્લગ્ન કર્યું. ડાર્ન્લી ચુસ્ત રોમન કૅથૉલિક હતો અને ઇંગ્લંડની ગાદી માટે પણ થોડો થોડો તેનો હક પહોંચતો હતો. તેથી તેનું અને મેરીનું લગ્ન ઇલિઝાબેથના લાભમાં નહોતું. તેથી ઇલિઝાબેથે સ્કૉટલંડના **મરેના અર્લ** નામના સરદારને ઉશ્કેર્યો, એટલે તેણે મેરી વિરુદ્ધ શસ્ત્ર ઉંચક્યાં પણ તેમાં મરેનો પરાજય થયો અને તેને આશ્રય માટે

---



ઇંગ્લંડ નાસી જવું પડ્યું. મેરી અને ડાર્ન્લીના લગ્નથી **જેમ્સ** નામનો પુત્ર જન્મ્યો (૧૫૬૬). ડાર્ન્લી નબળો અને ગાંડા જેવો હતો. તેણે મેરીના માનીતા રિઝિઓ નામના એક ઇટાલિયન ગૃહસ્થનું ખૂન કર્યું તે માટે મેરીને તેને માટે ઘણો તિરસ્કાર ઉપજ્યો. ત્યારપછી બૉથવેલના અર્લ **જેમ્સ હેપબર્ને** કાવતરૂં રચી ડાર્ન્લીનું ખૂન કર્યું (૧૫૬૭). ડાર્ન્લીના ખૂન પછી ૧૫૬૭ માં મેરીએ બૉથવેલ સાથે લગ્ન કર્યું. ત્યારે ડાર્ન્લીના ખૂનના કાવતરાંમાં તેનો પણ હાથ હશે એમ સર્વને સહજ જ લાગતું હતું.

મેરીનાં આવાં દુષ્કૃત્યો જોઈ સ્કૉટિશ પ્રજા તેની વિરુદ્ધ ખળભળી ઉઠી. મેરી રોમન કૅથૉલિક પંથની હતી ત્યારે સ્કૉટિશ પ્રજાનો મોટો ભાગ પ્રૉટેસ્ટંટ પંથનો હતો. સ્કૉટલંડનો પ્રૉટેસ્ટંટ પંથ **પ્રેસ્બિટેરિયન પંથ** કહેવાય છે. એ લોકોએ મેરીને પદભ્રષ્ટ કરી કેદ કરી (૧૫૬૭) અને તેના એક વર્ષના છોકરા **જેમ્સને** સ્કૉટલંડનો રાજા બનાવ્યો. મરેનો અર્લ રાજપાલક નીમાયો. ૧૫૬૮ માં રોમન કૅથૉલિક પંથના અનુયાયીઓની મદદથી મેરી કેદખાનામાંથી નાસી છૂટી અને પોતાના શત્રુઓને દાબી દેવા તેણે પાછો પ્રયત્ન કર્યો. પરંતુ તેમાં પણ તેનો પરાજય થયો અને તે ઇંગ્લંડ ચાલી ગઈ. ત્યાં ઇલિઝાબેથે મેરીને કાર્લાઇલના કિલ્લા (ઇંગ્લંડની ઉત્તર સરહદપરના કિલ્લા) માં કેદી તરીકે રાખી.

**ઇલિઝાબેથવિરુદ્ધ તરકટ :**—પણ મેરીને તુરંગમાં રાખવી એ જોખમકારક હતું; કારણ કે મેરી રોમન કૅથૉલિક પંથની હતી, અને ઇલિઝાબેથ પછી ઇંગ્લંડની ગાદીપર તેનોજ હક પહોંચતો હતો. તેથી કૅથૉલિક પંથના અનુયાયીઓ ઇલિઝાબેથ વિરુદ્ધ તરકટો રચવા લાગ્યા. ૧૫૬૯ માં ઉત્તરમાં કેટલાક કૅથૉલિક સરદારોએ મેરીને છોડવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ ઇલિઝાબેથે એ બંડ તરત બેસાડી દીધું. પછી ૧૫૭૦ માં સ્કૉટલંડમાં ઇલિઝાબેથ વતી ચળવળ કરનારા અર્લ મરેનું એક કૅથૉલિક પંથના માણસે ખૂન કર્યું. તેજ વર્ષે પોપ **૫ મા પાયસે** ઇલિઝાબેથને **ધર્મબહિષ્કૃત કરી ગાદીપરથી પદભ્રષ્ટ** કર્યાનું ફરમાન કાઢ્યું અને તેની સર્વ પ્રજાને તેની સત્તા તોડી નાંખવાની

રજા આપી. આ વેળા ઇંગ્લંડને સારે નસીબે ફ્રાન્સ અને સ્પેન, એ બે રોમન કૅથૉલિક પંથના રાજ્યોને પોતાના આંતરમુલ્કી રાજ્યકારભારમાં લક્ષ આપવાની જરૂર હોવાથી તેઓ ઇંગ્લંડપર સ્વારી લાવે એ શક્ય નહોતું. પણ ઇંગ્લંડમાં જ ઇલિઝાબેથ વિરુદ્ધ કાવતરાં થવાં લાગ્યાં. ૧૫૭૧ ના અરસામાં **નૉર્ફકના સરદારે** એક કાવતરૂં રચ્યું. આ કાવતરાની મસલત પ્રમાણે ૬૦૦૦ નું એક સ્પૅનિઆર્ડ સૈન્ય નેધર્લૅંડથી ઇંગ્લંડમાં આવવાનું હતું, અને એ સૈન્ય આવતાં જ ઇંગ્લંડમાંના સર્વ રોમન કૅથૉલિક પંથના લોકોએ બંડ જાહેર કરી, ઇલિઝાબેથને ગાદી-પરથી પદભ્રષ્ટ કરી, મેરીને તુરંગમાંથી છૂટી કરી તેને ગાદીએ બેસાડી ડ્યૂક ઑફ્ નૉર્ફક સાથે પરણાવવાનું ઠેરવેલું હતું. પણ ઇલિઝાબેથના મુખ્ય મંત્રી **વિલિઅમ સેસિલ**ના સાવધપણાને લીધે આ તરકટની ખબર પડી જવાથી નૉર્ફકને ફાંસી દેવામાં આવી (૧૫૭૨). એજપ્રમાણે **રિડૉલ્ફી** નામના એક ઇટલીના વેપારીએ (૧૫૭૧), **થ્રૉક માર્ટને** (૧૫૮૪) અને **બૅબિંગટને** (૧૫૮૪) ઇલિઝાબેથ વિરુદ્ધ રચેલાં કાવતરાંઓ પણ પકડાઈ ગયાં. આમાંના બૅબિંગટનના કાવતરાંમાં મેરીનો હાથ હતો માટે તેને ફાંસીની શિક્ષા ફરમાવવામાં આવી. આવી રીતે ૧૯ વર્ષ તુરંગમાં રાખી ૧૫૮૭ માં **સ્કૉટલંડની રાણી મેરીને ફાંસી** દેવામાં આવી.

મેરીના મરણ પછી ઇંગ્લંડની ગાદીપરનો હક તેના છોકરા સ્કૉટલંડના રાજા **જેમ્સ**નો થયો. જેમ્સ પ્રૉટેસ્ટંટ પંથનો હતો તેથી ઇલિઝાબેથને બદલે તે રાજા થાય તેમાં રોમન કૅથૉલિક પંથને કંઈજ ફાયદો ન હોતો, માટે હવે પછી તેઓએ ઇલિઝાબેથ સામે કાવતરાં કરવાનું તજી દીધું.

**ઇંગ્લંડ અને સ્પેન** :—યુરોપના કોઈપણ રાજ્ય તરફથી ઇંગ્લંડને ધોકો પહોંચવાનો સંભવ જો હોય તો તે સ્પેન તરફથી જ હતો. સ્પેનનું રાજ્ય બળવાન હતું અને ત્યાંનો રાજા ૨ જો ફિલિપ કાર્યદક્ષ અને ચુસ્ત રોમન કૅથૉલિક હતો. તેથી પ્રૉટેસ્ટંટ પંથના ઇંગ્લંડનો નાશ કરવા તેના પ્રયત્નો ચાલુ હતા. પણ આટલા દિવસ તેના સામ્રાજ્યમાંના નેધર્લૅંડના પ્રૉટેસ્ટંટ પંથના ડચ લોકોએ તેની વિરુદ્ધ બળવો ઉઠાવ્યો

હતો, તેથી અત્યાર સુધી ઈંગ્લંડ તરફ લક્ષ આપવાનો અવસર તેને મળ્યો નહોતો. પણ પાછળથી ઇલિઝાબેથ તરફથી જ ડચ લોકોને કુમક મળવા લાગ્યાથી તેણે ઇંગ્લંડ સામે શસ્ત્ર ઉપાડ્યાં. સ્પેન અને ઈંગ્લંડ વચ્ચે ધાર્મિક બાબતમાં અણબનાવ હોવાથી અમેરિકા અને વેસ્ટ ઈંડીઝ બેટો જે સ્પેનને નવા મળ્યા હતા તે પ્રદેશો સંબંધમાં અને ત્યાંના વેપાર સંબંધમાં એ બે દેશો વચ્ચે વૈમનસ્ય ઉપજ્યું હતું.

**ચૅન્સેલર, ફ્રૉબિશર અને ડેવિસની સફરો**:—સ્પેન અને પોર્ટુગલના **કોલંબસ** અને **વાસ્કો-ડી-ગામા** નામના સાહસિક માણસોએ અમેરિકા (૧૪૯૨) અને હિંદુસ્થાન (૧૪૯૮) શોધી કાઢ્યા હતા; અને મૅગેલિન નામના પોર્ટુગીઝે અનેક સંકટો વેઠી પૃથ્વીની પ્રદક્ષિણા કરી. તે ઉપરથી **સ્પૅનિશ** અને **પોર્ટુગીઝ** લોકોને એમ લાગતું હતું કે દૂરદૂરના દેશોમાં સંસ્થાનો સ્થાપવાનો અને તે દેશો સાથે વેપાર કરવાનો હક અમારા એકલાનો જ છે. તેઓના એ દાવાને કાયદેસર રૂપ આપવા માટે પોર્ટુગલ અને સ્પેનના રાજાઓએ ખ્રિસ્તી **ધર્મગુરુ પોપ** પાસેથી પરવાનો મેળવ્યો. એ પરવાનામાં એમ ફરમાવવામાં આવ્યું હતું કે નવા શોધી કાઢેલા પ્રદેશો અને ત્યાં જવાના જળમાર્ગો એ બે દેશો વચ્ચે વહેંચી આપેલા હોવાથી બીજા કોઈપણ દેશે સ્પેન અને પોર્ટુગલની રજા સિવાય એ રસ્તાઓ વાપરવા નહિ. ત્યારે પૂર્વ તરફના દેશો સાથે વેપાર કરવા જવા માટે બીજા જળમાર્ગો શોધી કાઢવા યુરોપના બીજા દેશોના સાહસિક માણસોએ પ્રયત્ન શરૂ કર્યા. ઈંગ્લંડના **ચૅન્સેલર** નામના એક સાહસિક વહાણવટીએ ૧૫૫૩ માં ઈશાન ખૂણેથી એશિઆ તરફ જવાનો જળમાર્ગ શોધી કાઢવા પોતાનું વહાણ તે દિશા તરફ હંકાર્યું હતું. પણ ઉત્તર મહાસાગર હમેશા ઠરી જઈ બરફથી ઢંકાઈ રહેતો હોવાથી ચૅન્સેલર રશિઆની ઉત્તરે આર્કેન્જલ બંદરથી આગળ જઈ શક્યો નહિ. તેથી તેને એ રસ્તેથી એશિઆ આવવાનો ઇરાદો છોડવો પડ્યો. તે ઉપરથી એ રસ્તે એશિઆમાં આવવું અશક્ય છે એ સિદ્ધ થયું. ત્યારપછી ઘણાં વર્ષો સુધી એ બાબતમાં કોશિશ થઈ નહિ. પણ પછી ૧૫૭૬—૭૮ દરમ્યાન **માર્ટિન ફ્રૉબિશરે** અને

૧૫૮૫-૮૭ દરમ્યાન **જૉન ડેવિસે** વાયવ્ય દિશા તરફથી પૂર્વના પ્રદેશો તરફ જવાનો જળમાર્ગ જડે છે કે નહિ તે જોવાના હેતુથી સફરો કરી. પણ ૧૪૯૭ માં **કૅબટ** નામના અંગ્રેજ ગૃહસ્થે ઉત્તર અમેરિકાનો જે ભાગ શોધી કાઢ્યો હતો તે કરતાં વધારે દૂર ફ્રૉબિશર જઈ શકયો નહિ અને ઉત્તર અમેરિકાની સરહદ નજીકથી જ તેને પાછાં ફરવું પડ્યું. ફ્રૉબિશર પ્રમાણે ડેવિસ નામના નાવિકે પણ સફર કરી, પણ ગ્રીનલંડના બેટના પ્રદેશની શોધ કરી તેને પણ એ ઇરાદો છોડવો પડ્યો. ચૅન્સેલર, ફ્રૉબિશર અને ડેવિસ ઉપરાંત બીજા ઘણા સાહસિક નાવિકોએ પણ એ દિશામાં પ્રયત્નો કર્યા. જોકે ઇશાન અને વાયવ્ય દિશા તરફથી પૂર્વના દેશોમાં જવાનો દરીઆઈ માર્ગ શોધી કાઢવામાં આ' સાહસિક નાવિકોને ફત્તેહ મળી નહિ, તોપણ તેમના પ્રયાસથી મોટો ફાયદો એ થયો કે તોફાની સમુદ્રમાંની પ્રતિકૂળ પરિસ્થિતિની સામે થઈ બહાદુરીથી સફર કરવાનો અનુભવ ઇંગ્લિશ નાવિકોને સારો મળતો ગયો, અને તેને લીધે એ અનુભવ આગળ જતાં સ્પેન જેવા બળવાન રાજ્યની સામે ટક્કર લઈ દરીઆપર ઇંગ્લંડની સત્તા સ્થાપવામાં ઘણો ઉપયોગી થઈ પડ્યો.

**દરીઆમાં ચાંચિયાગીરી**:—પૂર્વ તરફ આવવાના જળમાર્ગો શોધી કાઢવાના પ્રયત્નો ચાલુ હતા તેની સાથે સાથે સ્પેન અને સ્પેનના સંસ્થાનો વચ્ચે ચાલુ થયેલા વેપારપર હુમલો કરી સોનારૂપાથી ભરેલાં સ્પેનના વહાણો દરીઆપર લૂંટવાનો ધંધો પણ આ સાહસિક અંગ્રેજ નાવિકો ચલાવતા હતા. આ પ્રમાણે દરીઆપર લૂંટ ચલાવવાના ધંધાને ચાંચિયાગીરી કહે છે. આ ધંધામાં ઇંગ્લંડ અને હૉલંડના બહાદુર અને સાહસિક નાવિકો અને ફ્રાન્સના પ્રૉટેસ્ટંટ હ્યુગેનૉટ લોકોએ ભાગ લીધો હતો. આ ચાંચિયાગીરીના ધંધામાં ઘણા સંભાવિત અને આબરૂદાર ખલાસી અને નાવિક હતા. તેમજ લુચ્ચા અને અટૂલ ઉડેલટપ્પુઓ પણ હતા. એ સાહસિકો '**સી ડૉગ્સ**' (Sea dogs—**સમુદ્ર ઉપરના કુતરા**) કહેવાતા હતા. સ્પેન જેવા બળવાન રાજ્ય સામે સમુદ્રપર ટક્કર ઝીલવા પોતે કેટલે અંશે શક્તિવાન છે તે વિષે ઇંગ્લંડને શંકા હતી. ત્યારે સ્પેનના વેપાર અને

સ્પેનના સંસ્થાનો ઉપર હુમલો કરી તેની સમુદ્રપરની સત્તા કમી કરવાના જે પ્રયત્નો આ બહાદૂર નાવિકો તરફથી થતા હતા તે માટે ઇંગ્લંડની સહાનુભૂતિ સ્પષ્ટ દેખાતી હતી.

**હૉકિન્સ, ડ્રેક અને સર વૉલ્ટર રૅલેની સફરો** :—ઇંગ્લંડના સાહસિક નાવિકોમાં **જૉન હૉકિન્સ, ફ્રાન્સિસ ડ્રેક અને સર વૉલ્ટર રૅલે** મુખ્ય હતા. આ વખતે આફ્રિકાને પશ્ચિમ કિનારેથી હબસી લોકોને પકડી ગુલામ તરીકે સ્પેનના અમેરિકામાંના સંસ્થાનોમાં વેચવાનો જાણે તેમનો એકલાનો જ ઇજારો હોય એમ પોર્ટુગીઝો માનતા હતા. તે કાળે ગુલામનો વ્યાપાર કરવાનો ધંધો અયોગ્ય ગણાતો નહોતો. ત્યારે એ વેપાર આપણે પણ કરવો એમ ધારી ૧૫૬૨ અને ૧૫૬૪ માં **હૉકિન્સે** બે સફર કરી. પણ તેને એ બાબતમાં સ્પૅનિશ અને પોર્ટુગીઝ વેપારીઓએ અતિશય ત્રાસ આપ્યો. ત્યાર પછી ૧૫૬૭–૬૮ દરમ્યાન હૉકિન્સે ગુલામના વેપાર માટે ત્રીજી સફર કરી. આ સફરમાં તેના હાથ નીચે ફ્રાન્સિસ ડ્રેક નામનો બહાદુર ગૃહસ્થ એક વહાણનો કપ્તાન હતો. એક વખત અમેરિકામાંના સ્પેનના એક સંસ્થાનનજીક હૉકિન્સના વહાણો બેસાવધ હતાં. ત્યારે સ્પૅનિશ આરમારના અધિકારીઓએ સંધિના કોલકરારનો ભંગ કરીને તેનાપર હુમલો કર્યો, તેમાં હૉકિન્સને ઘણું નુકસાન થયું તેથી તેને પાછા ફરવું પડ્યું. સ્પેનના આ કામ માટે હૉકિન્સ અને ડ્રેકને ઘણો ગુસ્સો ઉપજ્યો. અને તેઓ સ્પેનની દરીઆઇ સત્તા રસાતળ કરવાના પ્રયત્નો કરવા લાગ્યા. ૧૫૭૨ માં ડ્રેકે પોતાનીજ જોખમદારીથી સ્પેનના અમેરિકામાંના સંસ્થાનો ઉપર હલ્લો કરી પુષ્કળ લૂંટ મેળવી. ૧૫૭૭ માં તે બીજી સફરે નીકળ્યો. આ વખતે તે અમેરિકાના પશ્ચિમ કિનારા તરફ ગયો અને ત્યાંથી તેણે પોતાના વહાણો અજાણ્યા પૅસિફિક મહાસાગરમાં વાળ્યાં. ત્યાર પછી નાનાપ્રકારનાં સંકટો વેઠી ત્રણ વર્ષે ૧૫૮૦ માં પૃથ્વીની પ્રદક્ષિણા કરી તે ઇંગ્લંડ પાછો આવ્યો. ડ્રેકની આ સફર માટે તેનો જયજયકાર થઈ રહ્યો અને ઇલિઝાબેથ રાણીએ તેના **ગોલ્ડન હિંદ** નામના જહાજ ઉપર જઈ તેને **નાઇટ** એટલે '**સરદાર**' નો બહુ માનવંતો ખિતાબ બક્ષ્યો. **સર વૉલ્ટર રૅલે**




ફ્રાન્સિસ ડ્રેક

પણ ડ્રેક જેવો જ એક સાહસિક નાવિક હતો. તેણે ઉત્તર અમેરિકામાં ઇલિઝાબેથના નામે વર્જિનિયા નામનું એક સંસ્થાન સ્થાપવાનો પ્રયત્ન કર્યો (૧૫૮૪) પણ તેમાં તે ફાવ્યો નહિ.

**જેસૂઈટોની ચળવળઃ**—આ અરસામાં ખુદ ઇંગ્લંડમાં નવા સ્થપાયલા જેસૂઇટ પંથ તરફથી ઇલિઝાબેથને હરકત આવવાનો સંભવ હતો. ઈંગ્લંડમાં ધર્મસુધારણા થઈ પ્રૉટેસ્ટંટ પંથ જ્યારે સ્થાપિત થયો ત્યારે ઘણા રોમન કૅથૉલિક લોકોએ દેશત્યાગ કરી જે જે ઠેકાણે કૅથૉલિક પંથ માટે માન હતું ત્યાં જઈ ધર્માધિકારીઓની નોકરી લીધી. પરદેશમાં આ લોકોએ **ઈગ્નેશિયસ લૉયોલા** નામના એક સ્પૅનિશ ગૃહસ્થે સ્થાપેલા **જેસૂઇટ પંથ**નો સ્વીકાર કર્યો. નાસ્તિક અને ખ્રિસ્તી ધર્મના ન હોય એવા લોકો વચ્ચે ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવો એ આ પંથનો મુખ્ય ઉદ્દેશ હતો. આ લોકોનો પોપપર પૂર્ણ વિશ્વાસ હતો અને તેની દરેક આજ્ઞા પાળવાનું વચન તેઓએ આપ્યું હતું. સાદું જીવન અને ઉચ્ચ વિચાર આ પંથનું ધ્યેય હતું. પરદેશમાં કેટલોક વખત રહ્યા પછી તેઓમાંના કેટલાક કૅથૉલિક પંથનો પ્રસાર કરવા ઇંગ્લંડ પાછા આવ્યા. આ પ્રમાણે આ જેસૂઈટ પંથના કૅથૉલિક લોકની ભરતી ઇંગ્લંડમાં ઘણી થવા લાગી. આવી પરિસ્થિતિમાં ૧૫૭૦ માં **પોપે** એક **ફરમાન** કાઢી **ઇલિઝાબેથને ધર્મબહિષ્કૃત** કરી ઇંગ્લંડની ગાદીપરથી **પદભ્રષ્ટ** કર્યાનું જાહેર કર્યું ત્યારે ઇંગ્લંડમાંના પોપના અનુયાયીઓની સ્થિતિ ઘણી કફોડી થઈ. પોપના અનુયાયી રહીને ઇલિઝાબેથની સત્તા માન્ય કરવી એ તે લોકો માટે અશક્ય જ હતું. આવી સ્થિતિમાં જો જેસૂઈટ પંથવાળાની ચળવળ ચલાવવા દીધી અને કોઈ રોમન કૅથૉલિક રાજ્ય તરફથી ધર્મને નામે ઇંગ્લંડપર હુમલો કરવામાં આવે તો ઇંગ્લંડમાં એ લોકો બંડ કર્યા વિના રહે નહિ એવી બીક ઇલિઝાબેથને લાગવા માંડી. તેથી જેસૂઈટ પંથવાળાઓની ચળવળ તરફ લક્ષ આપવાની તેને ફરજ પડી. એ ચળવળને તોડી પાડવા માટે જેસૂઈટ પંથના કેટલાક નેતાઓને પકડી ધાર્મિક બાબતને બદલે રાજદ્રોહ કરવાનો આરોપ મૂકી તેઓમાંના કેટલાકને ફાંસી દેવામાં આવી. ૧૫૮૧ માં પાર્લમેન્ટે ઇંગ્લંડના



શરૂઆતની સફરો (૧૪૯૦ - ૧૬૦૦)

**એપિસ્કોપેલિયન*** પંથ પ્રમાણે પ્રાર્થના કરવા જેઓ તૈયાર નહોતા તેમના વિરુદ્ધ કડક કાયદા પસાર કર્યા. એ ધર્મ બાબતના કાયદાને તોડનારાને શિક્ષા કરવા માટે તેણે હાઈ કમિશન કોર્ટ સ્થાપી ( ૧૫૮૩ ).

**હાઈ કમિશન કોર્ટ**:—હાઇ કમિશન કોર્ટ તરફથી કૅથૉલિક પંથના લોકોને શિક્ષા થતી હતી. તે જ પ્રમાણે ધાર્મિક બાબતમાં વધારે સુધારા થવા જોઇએ એવું માનનારા **પ્યુરિટન, ડિસેંટર** ( ઇંગ્લંડના ધર્મપંથમાંથી નીકળી જનાર ), **નૉન કન્ફર્મિસ્ટ** ( ઇંગ્લંડના ધર્મ-પંથને ન માનનાર ) પંથના લોકોને પણ શિક્ષા થવા લાગી. તો પણ પ્યુરિટન પંથ દબાઈ ન જતાં ધીમે ધીમે એ પંથના વિચારનો પ્રસાર વધારે થવા લાગ્યો.

**ઇલિઝાબેથની ડચ લોકોને મદદ**:—આ વેળાએ નેધર્લંડ સ્પેનના સામ્રાજ્યનો એક દેશ હતો. એ દેશમાં ૧૭ સંસ્થાનો હતાં. તે પૈકી દક્ષિણ તરફનાં ૧૦ સંસ્થાનો રોમન કૅથૉલેક પંથનાં હતાં. પણ ઉત્તરના માત્ર ૭ સંસ્થાનો પ્રૉટેસ્ટંટ પંથનાં હતાં. એ સંસ્થાનો-માંથી પ્રૉટેસ્ટંટ પંથને ઉખેડી નાંખવા માટે સ્પેનના રાજા ૨ જા ફિલિપે **ડ્યૂક ઑફ પાર્મા**ને નેધર્લંડનો ગવર્નર બનાવી મોકલ્યો. નેધર્લંડના લોકોને સ્પેનની રાજસત્તા તો ખૂંચતી જ હતી, તેમાં હવે ધર્મની બાબતમાં પણ તેમના પર જુલમ થશે એ જોઈ પ્રૉટેસ્ટંટ પંથના સંસ્થાનોએ ( ૧૫૭૯ ) સંપ કરી **ઑરેંજના વિલિયમ**ની સરદારી નીચે સ્પેનવિરુદ્ધ બંડ ઉઠાવ્યું. એમાં હૉલંડનું સંસ્થાન પ્રમુખ હતું. તેથી નેધરલંડના સંયુક્ત સંસ્થાનનું નામ **હૉલંડ** પડ્યું અને ત્યાંના લોકો **ડચ** કહેવાવા લાગ્યા. એ ડચ લોકોએ સ્પેનની સામે થવા માટે ઇંગ્લંડની રાણી ઇલિઝાબેથની મદદ માગી. ત્યારે ડચ લોકોને મદદ કરવાથી જેસૂઇટ અને રોમન કૅથૉલિક લોકોની મદદથી ઇંગ્લંડપર સ્વારી લાવવાની સ્પેનની બાજી નિષ્ફળ

---

* એપિસ્કોપેલિયન — ઇંગ્લંડમાં ધર્મસુધારો થઈ ત્યાં સ્થાપન થયેલા પંથને ' એપિસ્કોપેલિયન પંથ ' કહે છે. એ પંથપ્રમાણે ચર્ચની સર્વ વ્યવસ્થા બિશપ નામના ધર્માધિકારીઓ મારફત થાય છે.

કરી શકાશે એમ વિચારી ઇલિઝાબેથે ડચ લોકોને લશ્કરી મદદ મોકલી (૧૫૮૬). આ સૈન્યનો સેનાપતિ **ડડ્લી, અર્લ ઑફ લિસ્ટર** હતો, પરંતુ લિસ્ટરે ડચ લોકોના લાભમાં કંઇપણ કામ બજાવ્યું નહિ. પણ તે વખતે **સર ફિલિપ સિડની*** વગેરે ઘણા અંગ્રેજ લોકોએ ઉદારપણે ડચ † લોકોને મદદ કરી. તેજ પ્રમાણે સ્પેનની સમુદ્રપરની સત્તા કમી કરવા માટે તેણે ડ્રેક નામના પ્રખ્યાત અને સાહસિક પુરુષના હાથ નીચે એક અરમાર સ્પેનના મધ્ય અમેરિકાને લગતા 'વેસ્ટ ઇંડીઝ' ટાપુપર હુમલો કરવા મોકલી. આવી રીતે ઇંગ્લંડ અને સ્પેન વચ્ચે વેપાર, સંસ્થાનો, સમુદ્રપર સત્તા અને ધર્મની બાબતમાં વૈમનસ્ય વધારે અને વધારે તીવ્ર બનતું ગયું. ત્યારે એ પ્રશ્નોનો કાયમનો નિકાલ લાવવા એ દેશો એક બીજાની સામે ખુલ્લી રીતે શસ્ત્ર ઉપાડશે એવું સ્પષ્ટ દેખાવા લાગ્યું.

**ઇંગ્લંડપર સ્વારી કરવાની ફિલિપની બાજી**:—૧૫૮૭ માં સ્કૉટલંડની રાણી મેરીને ફાંસી દેવામાં આવી હતી. તે ઇંગ્લંડની ગાદી

---

* સર ફિલિપ સિડની યોદ્ધા, લેખક અને પરોપકારી માણસ તરીકે પ્રસિદ્ધ હતો. તે ૧૫૮૬ માં ઝટફેનની લડાઇમાં મરણ પામ્યો. મરતી વખતે પણ તેના ઔદાર્ય અને સ્વાર્થત્યાગની નીચેની હકીકત એ લડાઈમાં બની હતી:—

લડાઈમાં સખત જખમી થઈ સિડનીને બીજી તરફ લઈ જતા હતા ત્યારે તેને ઘણી તરસ લાગી અને તેણે પાણી માગ્યું. પાણીનું પ્યાલું હોઠે અડકાડતો હતો એટલામાં તેનું લક્ષ પાસે જખમી થઈ પડેલા એક સિપાઈ તરફ ગયું અને તે સિપાઈ ઘણો તરસ્યો થયો હોવાથી પાણીના પ્યાલા તરફ ઘણી આતુરતાથી જોતો હતો તે તેના જોવામાં આવ્યું. ત્યારે તરત જ તે પ્યાલું પેલા સિપાઈને આપવાનું કહી સિડની બોલ્યો 'તારી હાજત મારા કરતાં વધારે છે, માટે તું જ એ પાણી પી.'

† આગળ જતાં ૧૫૯૭માં ડચ લોકોએ સ્પૅનિઆર્ડ લોકોને હરાવ્યા અને ૧૬૦૯ માં સ્પેને તેમની સ્વતંત્રતા કબૂલ કરી.

માટે મને જ વારસ ઠેરવતી ગઈ છે એમ સ્પેનનો રાજા ર જો ફિલિપ કહેવા લાગ્યો. ઇંગ્લંડ અને સ્પેનવચ્ચે સમુદ્રપરની સત્તા, સંસ્થાનો અને ધાર્મિક પ્રશ્ન વગેરે બાબતો માટે અણબનાવ તો હતો જ, ત્યારે એ બધી બાબતોનો પૂર્ણપણે નિકાલ લાવવા અને પ્રૉટેસ્ટંટ પંથને સમૂળગો ઉખેડી નાંખવા માટે ઇંગ્લંડપર દરીઆઈ સ્વારી લઇ જવાની ફિલિપે યોજના કરી. તેણે **માર્કિવસ સૅંટાક્રૂઝ** નામના એક બહાદુર અને હોશિયાર ગૃહસ્થને આરમારનો સેનાપતિ (ઍડમિરલ) નીમ્યો અને તેની દેખરેખ નીચે આ સ્વારી માટે સર્વ તયારી કરવા માંડી. જુદે જુદે ઠેકાણે રાખવામાં આવેલાં સ્પૅનિશ વહાણો આ સ્વારી માટે કૅડિઝ અને લિસ્બોન બંદરમાં બોલાવવામાં આવ્યાં. સૅંટાક્રૂઝનો ઇરાદો એવો હતો કે સ્પૅનિશ કાફલાને સ્પેન નજીક એકત્ર કરી ઇંગ્લિશ ખાડી તાબામાં રાખી નેધર્લૅંડમાં રાખવામાં આવેલા સ્પૅનિશ લશ્કરને ઇંગ્લંડના કિનારે ઉતારવું અને પછી જમીનપર ઇંગ્લિશ સૈન્ય સાથે લડાઈ કરવી.

સ્પેન તરફથી દરીઆઈ ચડાઈ આવવાની છે તે વાતની ખબર ઇંગ્લંડ પહોંચતા જ એ હુમલાને મારી હઠાવવા માટે ઇંગ્લંડમાં જોસભેર તૈયારી થવા માંડી. શત્રુનો પ્રચંડ કાફલો ઇંગ્લંડપર હુમલો કરે તે પહેલાં જ તેના જુથમાં ઘૂસી જવું અને તેનો નાશ કરવો એવી અનુભવી અને સાહસિક નાવિક ડ્રેકે અને બીજા સાહસિક ગૃહસ્થોએ બાજી રચી. તેમણે ત્રીસ વહાણોનો એક નાનો કાફલો લઈ કૅડિઝ બંદર નજીક એકઠા થયેલા સ્પૅનિશ લડાયક અને વેપારી વહાણોપર હલ્લો કર્યો અને તેમના ઘણાં વહાણોનો નાશ કર્યો (એપ્રિલ ૧૫૮૭). પછી પાછાં ફરતાં પોર્ટુગલના કિનારા પાસે અમેરિકાથી સોનું, રૂપું, રત્નો અને રેશમ વગેરે ઉંચી જાતનો માલ ભરીને આવતા એક સ્પૅનિશ વેપારી વહાણપર તેમણે હુમલો કર્યો અને તેમાંથી ઘણી કિંમતી લૂંટ મેળવી.

**સ્પેનનો 'અજય્ય' મનાતો કાફલો :**—અત્રે સ્પેનના કાફલાનો જમાવ પૂર્ણ થયાં પૂર્વેજ પ્રસિદ્ધ નૌકાપતિ (ઍડમિરલ) સૅંટાક્રૂઝ મરણ પામ્યો. ત્યારે ફિલિપે **ડ્યૂક મેડિના સિડોનિયા** નામના ઉમરાવને નૌકાપતિ નીમ્યો. મેડિના સિડોનિયા સ્પેનનો એક મોટો

ઉમરાવ હતો, પણ તેને નૌકાયુદ્ધ વિષે કંઈજ માહિતી નહોતી. ૧૫૫૮ ના જુલાઈ મહિનામાં આ કાફલો ઇંગ્લંડપર સ્વારી કરવા માટે નીકળ્યો. આ કાફલાના જોરથી ઇંગ્લંડ દેશ સહેલાઇથી જીતી લેવાશે એમ ફિલિપને લાગતું હતું, તેથી એ અરમારને સ્પૅનિશ લોકો '**અજય્ય અરમાર**' કહેતા હતા. આ કાફલામાં ૧૩૦ વહાણો હતાં; અને તેપર ૮૦૦૦ ખલાસી અને ૧૯૦૦૦ સૈનિકો મળી ૨૭૦૦૦ માણસો હતાં. નેધર્લૅંડમાં સેનાપતિ ડ્યૂક ઑફ પાર્માના હાથ નીચેનું ૩૦૦૦૦ નું સૈન્ય આ અરમારપર આવવાનું હતું. એટલે એ અરમારના રક્ષણ તળે એકંદર ૫૭૦૦૦ નું સૈન્ય ઇંગ્લંડના કિનારાપર ઉતારી યુદ્ધ કરવાની ફિલિપની બાજી હતી.

**ઇંગ્લંડની અરમાર**:—સ્પેન તરફથી આવનાર આ દરીઆઈ સ્વારીની ખબર મળતાં જ તેનો પ્રતિકાર કરવા માટે ઇંગ્લંડમાં જોસભેર તૈયારી ચાલવા લાગી. કૅથૉલિક અને પ્રૉટેસ્ટંટ બંને પક્ષોના લોકો પોતાનો ધાર્મિક મતભેદ વીસરી જઈ દેશપર આવતા આ હુમલા સામે દેશનું રક્ષણ કરવા સજ્જ થયા. ઠેકાણે ઠેકાણે નવાં લશ્કરો ઉભાં કરવામાં આવ્યાં અને તેમને લશ્કરી શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવામાં આવી. ઇંગ્લિશ સૈનિકોને ઉત્તેજન આપવા સારૂ ઇલિઝાબેથ પોતે ઘોડાપર સ્વાર થઈ ટિલબરી (ટેમ્સના મુખ આગળ) ની લશ્કરી છાવણીમાં જઈ ત્યાં સૈનિકોને ઉત્તેજન આપવા ભાષણ કરતી. પણ જમીનપર સ્પેનિશ લશ્કર પ્રબળ હોવાને લીધે જમીનને બદલે દરીઆ પર જ સ્પેન સાથે ટક્કર લડાવવી ઇષ્ટ છે એમ ઘણા ઇંગ્લિશ લશ્કરી નિષ્ણાતોને લાગતું હતું, તેથી સ્પૅનિશ નૌકાસૈન્ય સાથે દરીઆપર લડવા માટે પોતાનો દરિઆઈ કાફલો તૈયાર કરી દેવા ઇંગ્લંડે અથાગ શ્રમ લીધો. લડાયક અને વેપારી વહાણો મળીને એકંદર ૧૯૭ જહાજોનો કાફલો ઇંગ્લંડે સજ્જ કર્યો. ઇંગ્લિશ વહાણો સ્પૅનિશ વહાણોનાં જેવાં મોટાં અને ઉંચા નહોતાં. એ વહાણો નાનાં હોવાને લીધે તેમની ઝડપ સ્પૅનિશ વહાણો કરતાં વધારે હતી. એ નૌકાસૈન્યમાં ખલાસી અને સૈનિકો મળી ફક્ત ૧૫૦૦૦ માણસો હતાં પણ દરિઆઈ લડાઈમાં તેઓ સઘળા પાવરધા હતા અને તેમનામાંના કેટલાકે પૂર્વે દરિઆમાં સ્પૅનિશ વેપારી

# સ્પૅનિશ આર્મેડાએ લીધેલો માર્ગ
## ૧૫૮૮




'પુના લીથો વર્ક્સ ૬૮૯ સદાશિવપેઠ પુણે

વહાણોપર હલ્લો કરી તેમને જેર કર્યાં હતાં. **લૉર્ડ હાવર્ડ** નામનો રોમન કૅથૉલિક ગૃહસ્થ ઇંગ્લિશ નૌકાસૈન્યનો સરદાર હતો અને **ડ્રેક, હૉકિન્સ, ફ્રૉબિશર** વગેરે કસાયેલા નાવિકો તેના સલાહકાર હતા. ઇંગ્લંડે પોતાના નૌકાસૈન્યનું મુખ્ય સ્થળ **પ્લિમથ** આગળ રાખ્યું હતું અને ૧૫૮૮ ના જુલાઇની ૧૯ મી તારીખે સ્પૅનિશ અરમાર ડોવરની સામુદ્રધુની તરફ ઇંગ્લિશ ખાડીમાંથી જવા લાગ્યો ત્યારે ઇંગ્લિશ અરમારે સ્પેનના આ પ્રચંડ અરમારને રોકવાનો પ્રયત્ન કર્યો નહિ. જુલાઈની ૨૬ મી તારીખે સ્પૅનિશ કાફલાએ કૅલે નજીક પડાવ કર્યો. ડ્યૂક ઑફ પાર્માની સરદારી નીચેના નેધર્લૅંડમાંના ૩૦૦૦૦ ના કસાયલા સૈન્યને પોતાના વહાણોમાં લઈ તેમની સાથે ઇંગ્લંડના કિનારાપર ઉતરવાનો મેડિના સિડોનિયાનો ઇરાદો હતો. ઇંગ્લંડમાં સ્પૅનિશ સૈન્ય લઈ ગયા પછી ત્યાંના રોમન કૅથૉલિક લોક મદદ કરશે એવી આશા પણ તેમને લાગતી હતી. ત્યારે અંગ્રેજોએ નાસ-ભાગની યુદ્ધપદ્ધતિથી લડી સ્પૅનિશ અરમારને હરાવવા ઠરાવ કર્યો. તા. ૨૮ મી જુલાઈની રાત્રિએ જ્યારે સ્પૅનિશ નૌકાસૈન્ય અસાવધ-પણે પડાવ કરી રહ્યું હતું ત્યારે લૉર્ડ હાવર્ડે બંદૂકના દારૂથી ભરેલાં પોતાનાં આઠ વહાણો સળગાવી તેમને સ્પૅનિશ કાફલાની વચ્ચે હંકારી મૂક્યાં. આ બળતાં વહાણોએ કેટલાંક સ્પૅનિશ વહાણોને સળગાવી દીધાં. એટલે સ્પેનની અરમારમાં ભારે ગભરાટ મચી રહ્યો અને વહાણો અવ્યવસ્થિતપણે આમતેમ નાસવા લાગ્યાં. આવી અવ્યવ-સ્થિત સ્થિતિનો લાભ લઈ ઇંગ્લિશ વહાણોએ સ્પૅનિશ વહાણો ઉપર લાગફાવતી જગાએથી હુમલા કર્યા. ઇંગ્લિશ અને સ્પૅનિશ અરમારો વચ્ચે આવી રીતે લડાઈ શરૂ થઈ તે લગભગ આઠ કલાક ચાલી. અંગ્રેજ વહાણો પર દારૂગોળા, તોપો અને બીજી યુદ્ધસામગ્રી ભરપૂર હતી તેથી ઇંગ્લિશ કાફલો સ્પૅનિશ કાફલા સાથે બરાબર ટક્કર લઇ શક્યો. સ્પેનના વહાણો મોટાં હતાં અને તેપર દારૂગોળો જરૂર જેટલો જ હતો. એ સિવાય ઇંગ્લિશ નાવિકોને ઇંગ્લિશ ખાડીની પૂર્ણ માહિતી હતી, અને સ્પૅનિશ લોકોને ખાડીમાં કઈ કઈ જગા અડચણ-વાળી છે તે વિષે કંઇજ માહિતી નહોતી. વળી લડાઇ શરૂ થયા પછી

વાવાઝોડાનું જબરૂં તોફાન થયું અને તે તોફાનમાં સ્પૅનિશ વહાણોને ઘણું નુકસાન થયું. ત્યારે ડ્યૂક ઑફ પાર્માની સરદારી નીચેના નેધર્લંડમાંના સૈન્યને લેવાનો વિચાર માંડી વાળી મેડિના સિડોનિયા પોતાનાં વહાણો પવનની દિશામાં ઉત્તર તરફ લઈ ગયો, પણ તોફાનનું જોર કમી થવાને બદલે વધતું જવાથી સ્પૅનિશ વહાણો પવનને જોરે ઉત્તર તરફ ઘસડાતાં ચાલ્યાં. ત્યાંથી સ્કૉટલંડને ઉત્તર કિનારે જતાં ત્યાં મોટું તોફાન થયું, તેમાં પણ સ્પૅનિશ વહાણોની ઘણી દુર્દશા થઈ. આવી રીતે સ્પેનના ૧૩૦ વહાણોમાંથી માત્ર ૪૫ નુકસાન પામેલાં વહાણો સ્પેન પાછાં ગયાં.

**પરિણામ** :—આવી રીતે સ્પેનના બળવાન કાફલાનો નાશ થવાથી ઇંગ્લંડપર દરીઆઈ સ્વારી આવવાની બીક જતી રહી. પ્રૉટેસ્ટંટ પંથને હવે કોઈ તરેહની બીક રહિ નહિ. સ્પેનની સમુદ્રપરની સત્તાની ઉતરતી કળા થવા લાગી અને ઇંગ્લંડની દરીયાપર સત્તા ( Naval Power ) વધવા લાગી.

## ઉદ્યોગધંધા અને વેપારપર અંકુશ

**(૧) ધંદા માટે ઉમેદવારીનો કાયદો** (Statute of Apprentices or Artificers ) :—મધ્ય યુગમાં ઉદ્યોગધંધા અને વેપારપર અંકુશ મુકવા સારૂ જુદા જુદા શહેરોમાં ધંધો અને વેપાર કરનારા લોકોના સંઘ સ્થાપ્યા હતા પણ તેમણે કરેલા નિયમો એક સરખા નહતા. તેથી આ બાબતમાં એકસરખાપણું લાવવા, યુવાનોને યોગ્ય ધંધાદારી શિક્ષણ મળે અને તે મેળવ્યા સિવાય સ્વતંત્ર ધંધો તેમનાથી શરૂ કરાય નહિ, અને માલની પેદાશ સારા પ્રકારની થાય તે સારૂ ઇલિઝાબેથની સૂચનાથી પાર્લમેન્ટે ૧૬૩૨ માં "ધંધા માટે ઉમેદવારીનો કાયદો" પાસ કર્યો. આ કાયદાથી કોઈપણ ગૃહસ્થે એકાદ ધંધા અથવા કારાગિરીનું શિક્ષણ ઓછામાં ઓછા સાત વર્ષ સુધી લીધાસિવાય તેને સ્વતંત્રપણે ધંધો કરવાની મનાઈ કરવામાં આવી. આ કાયદાનો અમલ ૨૬૦ વર્ષ સુધી હસ્તીમાં હોઈ તે ૧૮૧૩ માં રદ કરવામાં આવ્યો. સાર્વત્રિક શિક્ષણની સરકાર તરફથી સગવડ ન હોવાથી તે કાળમાં નાના છોકરાઓને અને યુવાનોને ધંધાના શિક્ષણમાં પ્રવૃત્ત કરવા માટે આ કાયદાએ મહત્ત્વનું કામ બજાવ્યું.

ઉનના કાપડ પ્રમાણે રેશ્મી કાપડ વણવાનું, માટીના વાસણ તથા કાંચ, ચાકુ–કાતર વગેરે જણસો બનાવવા, છાપખાના કાઢવા, વહાણો બાંધવા વગેરે જુદા જુદા ધંધા ઇંગ્લંડમાં શરૂ થયા. આમાંના કેટલાક ધંધા પરદેશથી આવી ઇંગ્લંડમાં વસેલા લોકોએ દાખલ કીધા.

( ૨ ) **મક્તા પદ્ધતિ** ( Monopolies )—એકાદ ધંધો અને વેપાર કરવા સારૂ "પૂર્ણ મક્તો" ( Monopoly ) આપવાનો રાજાને અધિકાર છે એમ મધ્ય યુગમાં માનવામાં આવતું. આવા મક્તા વેચીને તેમાંથી રાજાને આવક મળતી. ઇલિઝાબેથના વખતનાં જુદા જુદા પ્રકારના ધંધા દેશમાં શરૂ થાય, નવીન શોધો થાય અને દૂરદૂરના નવા દેશો સાથે વેપાર શરૂ થાય તે ઉદ્દેશથી કેટલાંક વર્ષો સુધી એકાદ માણસને અથવા મંડળને ( કંપનીને ) એકાદ ધંધો અથવા વેપાર કરવા સારૂ "પૂર્ણ મક્તો" આપવામાં આવતો. આવા મક્તા જેને આપવામાં આવતા અને જેમાં મક્તો લેનારના નાણા રોકાતાં અને જેમાં ખોટ જવાનો સંભવ રહેતો, તેથી એવા પ્રકારના મક્તા આપવા માટે ઘણી તકરાર ન હતી. પણ લોકોની જરૂરીઆતની ચીજો માટે પોતાના માનીતા સરદારો અને લોકોને ઇલિઝાબેથે મક્તા આપવા માંડ્યા ત્યારે લોકમત તેની વિરૂદ્ધ હોવાથી પાર્લમેન્ટે તેની વિરૂદ્ધ તકરાર ઉઠાવી ( ૧૬૦૧ ) અને ઇલિઝાબેથને કંઇક મક્તા રદ કરવા પડ્યા.

**ગરીબ અને નિરાશ્રિત લોક સંબંધી કાયદા** ( Poor Law ), ૧૬૦૧ :—મધ્ય યુગમાં ગરીબ લોકોને મદદ કરવાનું અને અન્નવસ્ત્ર આપવાનું કામ ચર્ચ, ધર્મમઠ અને ખાનગી ધાર્મિક લોકોનું છે અને તે માટે સરકાર જવાબદાર નથી એમ માનવામાં આવતું. અમીરઉમરાવની નોકરીમાંથી કમી થયેલા સિપાઇઓ, મઠો જપ્ત થયાથી નિરાશ્રિત થયેલા લોકો, ખેતીને બદલે ઉન તૈયાર કરવાનો શરૂ થયેલો ધંધો, આ બધા કારણોને લીધે બેકાર થયેલા ખેડુતો વગેરેમાંના મુંગા, આંધળા, પાંગળા અને વૃદ્ધ લોકોને ભીખ માંગવાનો વખત આવ્યો. આ બાબતમાં પાર્લમેન્ટે ૧૬૦૧ માં ગરીબો માટેનો કાયદો ( Poor Law ) પાસ કીધો. આ કાયદાથી જુદાજુદા ગામો અને શહેરોમાં સરકારે નિમેલા શાંતતારક્ષક અધિકારીઓની ( Justice of the Peace )

દેખરેખ નીચે પોતપોતાની હદમાં રહેતાં લોક પાસેથી ગરીબ માટે ક (Rates) એકઠું કરી તેમાંથી તેમણે પોતાની હદમાં રહેતા ગરીબે માટે સગવડ કરવી એવું ઠરાવવામાં આવ્યું. આ યોજનાથી નિરાશ્રિ થયેલા ગરીબ, આંધળા, પાંગળા, લુલા અનાથ લોકોને અન્નવસ્ આપવા, તેમને કામે લગાડવા અને જે લોકો કામ કરવાને ના પા તેમને શિક્ષા કરવાની ગોઠવણ થઈ.

**પ્રિવી કાઉન્સિલ અને શાંતતારક્ષક અધિકારી** :—ઇલિઝા બેથની કારકીર્દીમાં રાજકારભારના સર્વ સૂત્રો તેણે નિમેલી પ્રિવી કાઉન્સિ પાસે હતા. પાર્લમેન્ટ પાસે મુકવાના કાયદાના કાચા ખરડા (Bills), રાણીન હુકમથી જાહેર કરવામાં આવતા જાહેરનામા આ કાઉન્સિલ પાસે મુકાત આ કાઉન્સિલમાંના સભાસદ સ્ટાર ચૅમ્બર કોર્ટના સભાસદ થતા. આ પ્રિવ કાઉન્સિલ તરફથી જુદા જુદા જીલ્લામાં (Counties) 'શાંતતા રક્ષ અધિકારીઓ (Justice of the Peace) નિમાતા, અને સ્થાનિ બાબતોમાં તેઓ આ કાઉન્સિલને જવાબદાર હતા. આ અધિકારીઓ જીલ્લા ઓમાં શાંતતા જાળવવાનું, સાધારણ ગુનેગારોને શિક્ષા કરવાનું, ગરીબોન વ્યવસ્થા કરવાનું, રસ્તા અને પૂલ દુરસ્ત કરવાનું, દારૂના પરવાના આપવા વગેરે જુદા જુદા પ્રકારની સ્થાનિક બાબતો સંબંધી કામ કરતા. આ અધિ કારીઓને પગાર મળતો નહી, પણ તેમનો સમાજમાં દરજ્જા મોટો હોવાથ અને સ્થાનિક બાબતોમાં તેમને મહત્ત્વનું સ્થાન મળતું હોવાથી ઘણા સુખવાસ લોક એ કામ કરતા.

**આયર્લંડ** :—ઇલિઝાબેથની કારકીર્દીના છેવટના ભાગમાં આયર્લંડમ **હ્યુઓનીલ્** અને **ટાઈરોનના અર્લ**ની સરદારી નીચે બંડ થ (૧૫૯૮). તે બેસાડી દેવા ઇલિઝાબેથે તેના માનીતા ઇસેકસન અર્લને આયર્લંડ મોકલ્યો. પણ તેણે ઓનીલને શિક્ષા ન કરતાં તેન સાથે સલાહ કરી. ઇલિઝાબેથને આ સલાહ પસંદ પડી નહિ, તેથી તે ઇસેકસને પાછો બોલાવી લીધો અને **લૉર્ડ માઉંટજોય**ને આયર્લ મોકલ્યો. લૉર્ડ માઉંટજોયે બંડ બેસાડી દીધું (૧૬૦૧) અને આયર્લંડમ શાંતિ સ્થાપી.

**ઇલિઝાબેથના અમલ દરમ્યાન પાર્લમેન્ટ:**—ઇલિઝાબેથની કારકિર્દી દરમ્યાન પાર્લમેન્ટમાંની આમની સભાની સત્તા વધતી ગઈ. એ સભાના ઘણા ખરા સભ્યો પ્રૉટેસ્ટંટ પંથના હતા અને તેમનામાં પ્યુરિટન મતનો પેસારો ઘણો થયો હતો. ધાર્મિક બાબત પ્રમાણે જ રાજકીય બાબતમાં પણ આપણને અધિક સ્વતંત્રતા હોવી જોઈએ એમ તેમને થવા લાગ્યું. ઇલિઝાબેથ ધોરણસર કામ કરનારી, હોશિયાર અને કાર્યદક્ષ હતી. પાર્લમેન્ટ પાસેથી પોતાની ઇચ્છા પ્રમાણે કામ કરાવવાની કળા તેનામાં હતી. દેશનો ઉત્કર્ષ કરવો એ જ તેનું ધ્યેય હતું તેથી એના વખતમાં રાજ્યકર્તા અને પ્રજા વચ્ચે અણબનાવ થયો નહિ.

**રાષ્ટ્રીયત્વ અને રાષ્ટ્રનું મુખ એટલે રાજકર્તા:**—મધ્યયુગમાં ઇંગ્લંડમાંના સરદાર, ધર્માધિકારી અને જુદા જુદા ગામોના વેપારીસંઘ સ્વતંત્ર અધિકાર ભોગવતા, અને તેને લીધે રાજસત્તા નબળી પડી. પણ ટ્યૂડર સમયમાં ૭ મા હેન્રીએ સરદારોની સત્તાનો નાશ કીધો, ૮ મા હેન્રીએ પોપની ધાર્મિક સત્તા ઇંગ્લંડમાંથી કાઢી નાખીને તે સત્તા રાજકર્તાએ પોતાના હાથમાં લીધી અને ઇલિઝાબેથે વેપારી સંઘો પાસેથી વેપાર તથા ઉદ્યોગ ધંધાને લગતી સર્વ સત્તા પોતાના હાથમાં લીધી તેને લીધે રાજકીય, ધાર્મિક અને ઉદ્યોગધંધાને લગતી સર્વ સત્તા રાજકર્તાના હાથમાં આવી, અને રાષ્ટ્રનું મુખ એટલે રાજકર્તા એવી ભાવના દૃઢ થઈ અને રાષ્ટ્રીયત્વની કલ્પના વિકાસ પામી.

**અન્ય બાબતો:**—ઇલિઝાબેથની કારકીર્દીમાં ઇંગ્લંડમાં વેપાર અને ઉદ્યોગધંધાની ઝપાટાથી વૃદ્ધિ થતી ગઈ. ૧૫૬૨ માં સર જૉન હૉકિન્સે આફ્રિકાના પશ્ચિમ કિનારાપર ગુલામોનો વેપાર સ્થાપિત કર્યો. ૧૫૮૩ માં તુર્કસ્તાન સાથે વેપાર શરૂ થયો અને ૧૬૦૦ માં પૂર્વ તરફના બેટો અને દેશો સાથે વેપાર કરવા માટે **ઈસ્ટ ઇંડિયા કંપનીને** સનદ આપવામાં આવી.

એના અમલમાં સ્પેન્સર, ડ્રાઇડન, શેકસપિઅર, બેકન, રૅલે વગેરે વિદ્વાનો પ્રસિદ્ધિમાં આવ્યા અને તેમણે અંગ્રેજી સાહિત્યમાં ઉત્તમોત્તમ પુષ્કળ પુસ્તકો રચ્યાં. એ વિદ્વાનોમાં જગવિખ્યાત શેકસપિઅર કવિએ તો પોતાનાં નાટકો દ્વારા ઇંગ્લંડનું નામ અજરામર કરી મૂક્યું.

આ પ્રમાણે ઇલિઝાબેથના રાજ્યમાં સર્વ દિશામાં ઇંગ્લંડની ઉન્નતિ થવાને લીધે તેનો અમલ **સુવર્ણયુગ** કહેવાય છે તે તદ્દન યથાર્થ છે. આમ બધી બાબતમાં ઇંગ્લંડની આબાદિ થતી જતી હતી તેવામાં ૧૬૦૩ ના માર્ચ મહિનામાં ઇલિઝાબેથ મરણ પામી.

---

## સારાંશ

### ઇલિઝાબેથ (૧૫૫૮–૧૬૦૩)

**ઇલિઝાબેથનું ધોરણ—**

(અ) **ધાર્મિક:—**ઇંગ્લંડમાંથી પોપનું ધાર્મિક ઉપરીપણું કાઢી નાંખવું. ઇંગ્લંડમાં પ્રૉટેસ્ટંટ પંથની સ્થાપના કરવી. ઇંગ્લંડનો રાજ્યકર્તા ધાર્મિક બાબતમાં પણ ઇંગ્લંડનો મુખ્ય અધિકારી.

(બ) **રાજકીય:—**ઇંગ્લંડમાંના આંતર કલહનો નાશ કરવો. તરકટો અને કારસ્થાનો તોડી ફોડી બેસાડી દેવાં. ઇંગ્લંડના દોરદમામ અને મોભો સર્વત્ર વધારવા.

(ક) **બીજી બાબત:—**વેપાર, વાઙ્મય અને કળાની બાબતમાં જનતાને પ્રોત્સાહન આપવું.

(અ) **ધાર્મિક ધોરણ:—**ધાર્મિક બાબતમાં મધ્યમ પ્રૉટેસ્ટંટ પંથનું ધોરણ. એપિસ્કોપેલિયન પંથની સ્થાપના. એ માટે તેણે નીચેની બાબતો કરી:—ઍક્ટ ઑફ સુપ્રીમસી અને ઍક્ટ ઑફ યુનિ-ફૉર્મિટી (૧૫૫૯). ઇંગ્લંડના એપિસ્કોપેલિયન પંથ પ્રમાણે ન ચાલનારા રોમન કૅથૉલિક, જેસૂઇટ અને પ્યુરિટન પંથના લોકોને શિક્ષા કરવા માટે હાઈ કમિશન કોર્ટની સ્થાપના (૧૫૮૩). ઇલિઝાબેથના કૃત્યો માટે તેને શિક્ષા કરવા સારૂ પોપે નીચેના ઉપાયો યોજ્યા હતા:

(૧) ઍન બુલીન સાથે થયેલું ૮ મા હેન્રીનું લગ્ન કાયદેસર નહોતું, માટે ઇલિઝાબેથનો ઇંગ્લંડની ગાદીપર હક નથી એમ જાહેર કરવું અને સ્કૉટલંડની રાણી મેરીનો ઇંગ્લંડની ગાદીપર હક સ્વીકારવો.

(૨) ઇલિઝાબેથને ધર્મબહિષ્કૃત અને પદભ્રષ્ટ કર્યાનું ફરમાન કાઢવું (૧૫૭૦).

(બ) **રાજકીય ધોરણ:**—ઇંગ્લંડમાં માંહોમાંહનો કલહ દૂર કરવા અને ઇંગ્લંડના દોરદમામ અને મોભો સર્વત્ર વધારવા માટે તેણે નીચેના ઉપાયો યોજ્યા હતા:—

(૧) જ્યાંસુધી ઇંગ્લંડમાં પોતાના વિરુદ્ધ બંડો થાય ત્યાંસુધી રાજ્યગાદી સ્થિર નથી એમ સમજી કાવતરાંનો નાશ:— (અ) નૉર્ફૉકનું કાવતરૂં (૧૫૭૧), (બ) રિડોલ્ફીનું તરકટ (૧૫૭૧), (ક) થ્રૉકમાર્ટનનું તરકટ (૧૫૮૪), (ડ) બૅબિંગટનનું તરકટ (૧૫૮૬).

(૨) સ્કૉટલંડની રાણી મેરી ઇંગ્લંડની ગાદીપર મારો હક છે એમ કહેતી હતી માટે તેને કેદખાને નાંખવામાં આવી (૧૫૬૯–૧૫૮૭). તેને ઇંગ્લંડની ગાદી અપાવવા માટે કાવતરૂં. બૅબિંગટનના તરકટમાં તેનો હાથ છે એવા શક ઉપરથી તેને ફાંસી દેવામાં આવી (૧૫૮૭).

(૩) ફ્રાન્સ અને સ્પેન, એ રોમન કૅથૉલિક પંથનાં રાજ્યો ઇલિઝાબેથની સામે શસ્ત્ર ઉપાડે નહિ માટે તે દેશોમાં શરૂ થયેલી ચળવળોને મદદ કરવી.

(૪) ફ્રાન્સના પ્રૉટેસ્ટંટ પંથવાળા હ્યુગેનૉટોને મદદ અને સ્પેનના સામ્રાજ્યમાંના પ્રૉટેસ્ટંટ પંથના નેધર્લંડના ડચ લોકોને મદદ.

(૫) સાહસિક નાવિકોને ઉત્તેજન.

(અ) હિંદુસ્થાન આવવાના નવીન જળમાર્ગ શોધવા માટે સફર—

(૧) ચૅન્સેલરની ઈશાન દિશામાં સફર (૧૫૫૩).

(૨) માર્ટિન ફ્રૉબિશરની વાયવ્ય દિશામાં સફર (૧૫૭૫–૭૮).

(૩) જૉન ડૅવિસની વાયવ્ય દિશામાં સફર (૧૫૮૫–૮૭).

(બ) હૉકિન્સ, ડ્રેક અને રૅલેનો સ્પેનના વેપારી વહાણો-પર હુમલા, ડ્રેકની પૃથ્વીપ્રદક્ષિણા (૧૫૭૭-૮૦), આ બહાદુર નાવિકોને નાઇટ—સરદારનો ખિતાબ આપી દરીઆઈ મુસાફરીને ઉત્તેજન.

(૬) સ્પેનના બળવાન નૌકાસૈન્યનો પરાજય (૧૫૮૮) અને તેથી થયેલું પરિણામઃ—ઇંગ્લંડપર દરીઆઈ સ્વારી આવવાની બીકનો નાશ થયો. સ્પેનની સમુદ્રપરની સત્તાની પડતી. ઇંગ્લંડની દરીઆઈ સત્તા વધવા લાગી. ઇંગ્લંડના વેપારની વૃદ્ધિ.

(ક) **બીજી બાબતો વિષે ધોરણઃ**—વેપાર, સાહિત્ય, કળાને પ્રોત્સાહન.

૧ વેપારી કંપનીને ઉત્તેજન—ઈસ્ટ ઇંડિયા કંપનીની સ્થાપના (૧૬૦૦).

૨ ધંધામાં ઉમેદવારીસંબંધી કાયદો.

૩ ગરીબોનો કાયદો ૧૬૦૧.

૪ સાહિત્યની બાબતમાં પ્રગતિઃ—શેક્સપિઅર (૧૫૬૪-૧૬૧૬), સ્પેન્સર, બેકન, રૅલે, ડ્રાઇડન વગેરે સાહિત્ય-ભક્તો પ્રસિદ્ધિમાં આવ્યા.

**ઇલિઝાબેથના મંત્રીઃ—**

**વિલિઅમ સેસિલ (લૉર્ડ બર્લે)** (૧૫૨૦-૧૫૯૮):—એ ઇલિઝાબેથનો મુખ્ય અને વિશ્વાસુ પ્રધાન હતો. ૧૫૭૨ માં તેને મુખ્ય ખજાનચી નીમવામાં આવ્યો. ઇલિઝાબેથની કારકિર્દીમાં એ વિશેષ પ્રતિષ્ઠાવાળો માણસ હતો માટે ઇલિઝાબેથ એનીજ સલાહ પ્રમાણે ચાલતી. રૉબર્ટ સેસિલ (સૉલ્સબરીનો અર્લ) એ વિલિઅમ સેસિલનો છોકરો. બાપના મરણ પછી એ ઇલિઝાબેથનો મુખ્ય મંત્રી થયો (૧૫૯૮) અને એણે ઇલિઝાબેથની કારકિર્દીમાં અને તેના પછી જેમ્સના મુખ્ય મંત્રી તરીકે કામ કર્યું.

---

# પ્રકરણ ૭ મું



## ટ્યૂડર વંશના અમલ દરમ્યાન ઇંગ્લંડ

ઇલિઝાબેથના મરણથી લગભગ સવાસો વર્ષ સુધી (૧૪૮૫–૧૬૦૩) રાજ્ય કરનારા ટ્યૂડર વંશની કારકિર્દીની સમાપ્તિ થઇ. એ સમય દરમ્યાન ઇંગ્લંડની રાજકીય, સામાજિક અને આર્થિક સ્થિતિ કેવી હતી તે આ પ્રકરણમાં કહેવામાં આવ્યું છે.

**રાજકીય સ્થિતિ:**—ટ્યૂડર વંશના અમલમાં રાજસત્તા પ્રબળ અને અનિયંત્રિત થઈ. 'વૉર ઑફ ધી રોઝીઝ' નામના વિગ્રહમાં ઘણાં ખરાં ઉમરાવ કુટુંબોનો નાશ થવાથી રાજસત્તા ઉપર તેમનો અંકુશ કમી થયો. ટ્યૂડર વંશના રાજ્યકર્તાઓનું ધોરણ પણ બાકી રહેલા ઉમરાવ કુટુંબોનાં જોર અને મહત્તા કમી કરવા તરફ જ હતું. તેમણે તહેનાતી સિપાઈઓની સંખ્યા ઓછી કરવાની અમીર ઉમરાવોને ફરજ પાડી, તેમના કિલ્લાઓનો નાશ કર્યો અને માતેલા સરદારો પર સ્ટાર ચેમ્બરની કચેરી પાસે ભારે રકમના દંડ ઠોકાવ્યા. બંદૂકના દારૂની શોધ થવાથી યુદ્ધોમાં બંદૂક અને તોપનો ઉપયોગ થવાથી મોટા અને મજબૂત કિલ્લાઓનું અને બખ્તરવાળા ઘોડેસ્વારોનું મહત્ત્વ ઓછું થયું. ઇંગ્લંડના નૌકાસૈન્યની પુનર્રચના પણ આ જ કાળમાં થઇ અને નવાં વહાણો પણ બાંધવામાં આવ્યા. સ્પેનના કાફલાનો નાશ થયા પછી ઇંગ્લંડની નાવિક સત્તા વધવા લાગી અને સમુદ્ર ઉપર ઇંગ્લંડનું ઉપરીપણું સ્થપાવા લાગ્યું. પાર્લમેન્ટની ઉમરાવની સભામાં આર્ચબિશપ, બિશપ, મઠાધિપતિ વગેરે ધર્માધિકારીઓનું મતાધિક્ય હતું, પણ ધર્મમઠો બંધ કરવામાં આવ્યાને લીધે આ ધર્માધિકારીઓની સંખ્યા ઘણી કમી થઈ ગઈ. ધાર્મિક સુધારાને પરિણામે નવા નીમેલા બિશપ અને આર્ચબિશપોનો ટેકો રાજાઓને મળવા લાગ્યો. રાજાના માનીતા ગૃહસ્થોને નવા ઉમરાવ નીમવામાં આવ્યા તેથી તેઓ પણ રાજસત્તાને ટેકો આપવા લાગ્યા અને ઉમરાવની સભામાં રાજકર્તાના પક્ષના બન્યા. ઉમરાવોની સભાની મદદ વગર

રાજસત્તાનો વિરોધ કરવા જેટલું સામર્થ્ય અને આત્મવિશ્વાસ તે વખતે આમની સભામાં નહોતા. રાજ્યકર્તા આ પાર્લમેન્ટ મારફત પોતાને જરૂર જોગી બાબત અને કાયદા કરી લેતા. ટ્યૂડર વંશના રાજ્યકર્તાઓ કુનેહબાજ અને રાજનીતિજ્ઞ હતા અને મોટા મોટા ઉમરાવ વંશના માણસોને પોતાના મંત્રી બનાવવાને બદલે મધ્યમ સ્થિતિના જ હોશિયાર અને કાર્યદક્ષ ગૃહસ્થોને પોતાના મંત્રી નીમતા અને તેમની મારફત પોતાનાં કામ કાઢી લેતા. એમ્પસન, મૉર્ટન, વુલ્સી, ક્રૉમ્વેલ, મોર વગેરે ગૃહસ્થો મધ્યમ વર્ગના જ હતા. ટ્યૂડર વંશના રાજ્યકર્તાઓની રાજનીતિ ઉમરાવ વર્ગનું મહત્ત્વ કમી કરવાની, ઇંગ્લંડનો દોર વધારવાની, દરીઆઈ સત્તા વધારવાની, કળાકૌશલ્ય, ઉદ્યોગધંધા, વેપાર, દરીઆઈ સફર, સંસ્થાનો, સાહિત્ય વગેરે બાબતોને ઉત્તેજન આપવાની હોવાને લીધે તેમની પ્રબળ અને અનિયંત્રિત સત્તા પણ લોકપ્રિય જ હતી.

**સામાજિક સ્થિતિ**:—પૂર્વે અમીર ઉમરાવ અને ધર્માધિકારી વર્ગ જ શ્રીમાન્ અને વિદ્વાન્ હતા. પણ હવે મધ્યમ વર્ગના લોક પણ વિદ્યા, કળા અને સંપત્તિમાં આગળ આવવા લાગ્યા. દરિઆઈ સફર, નાવિક સત્તા, સંસ્થાનો, વેપાર અને ઉદ્યોગધંધામાં પણ મધ્યમ વર્ગના લોકો આગળ આવવા લાગ્યા. ખેતીની બાબતમાં ખાતેદારોથી નીચેના વર્ગની સ્થિતિ ઘણી ખરાબ થઈ. ઉનનું કાપડ બનાવવાના ધંધાને ઉત્તેજન મળવાને લીધે ખેતીને બદલે ઘેટાં પાળી ઉન ઉત્પન્ન કરવા તરફ જમીનદારોનું લક્ષ લાગવા માંડ્યું અને ઘણા ખેડૂતોને ખેતીમાંથી કાઢી મૂકવામાં આવ્યા. આઠમા હેન્રીની કારકીર્દીમાં ધર્મમઠો જપ્ત થવાથી તેના ઉપર અવલંબી રહેલા ધર્માધિકારી, ખાતેદારો, અનાથ અને અપંગ લોક, તેમજ લફિંગા ઉડેલટપ્પુ લોક, એ બધાને કામધંધો અને આશ્રય મળતો બંધ થવાથી તેમની સ્થિતિ ઘણી દુઃખી થઈ ગઈ અને બેકારી વધી લોકોમાં અસંતોષ ઉત્પન્ન થયો. તેને લીધે ચોરી, દરોડા, મારફાડ અને હુલ્લડો વધવા લાગ્યાં. ત્યારે એ સ્થિતિ ટાળવા માટે ઇલિઝાબેથની કારકિર્દીમાં ગરીબ લોકોને કામધંધો અને અન્નવસ્ત્ર મળે એ ઉદ્દેશથી 'ગરીબ લોકોનો કાયદો' (Poor Law) ઘડવામાં આવ્યો. આજ કાળમાં નવા ધંધા, વેપાર, સસ્થાનો, દરીઆઈ

સફર વગેરે બાબતો તરફ પણ લોકોનું લક્ષ ખેંચાયાને લીધે પુષ્કળ માણસોને કામધંધા મળવા લાગ્યા અને તેથી બેકારીનું પ્રમાણ ઓછું થવા લાગ્યું.

**આર્થિક સ્થિતિ:**—નવા નવા પ્રદેશો શોધી કાઢી દૂરદૂરને ઠેકાણે લોકો સંસ્થાનો સ્થાપવા લાગ્યા. સ્પેનના રાજાનો ધર્મસંબંધે જુલમ હોવાને લીધે નેધર્લૅંડમાંના ઘણા પ્રૉટેસ્ટંટ પંથના વણકરો ઇંગ્લંડમાં આવી રહેવા લાગ્યા. એ વણકરોને ઇંગ્લંડમાં આશ્રય આપતી વખતે તેમની સાથે એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે એ વણકરોનાં દરેક કુટુંબમાં એક અંગ્રેજને ઉનનું વણાટ, રંગાટ વગેરે કામ શીખવવા માટે રાખવો. આથી ઇંગ્લંડમાં કાપડ વણવાનો ધંધો સ્થાપન થયો અને અંગ્રેજ લોક પણ તેમાં વાકેફ થવા લાગ્યા. તે કાળે એ કાપડ હાથની શાળપર વણાતું હતું. તેજ પ્રમાણે કાગળ તૈયાર કરવા, છાપખાનાં કાઢવાં વગેરે ધંધા પણ ચાલુ થવા લાગ્યા. ઉદ્યોગધંધા પ્રમાણે ઇંગ્લંડનો વેપાર પણ વધવા લાગ્યો અને ઇંગ્લિશ જહાજો વેપાર માટે દૂરદૂરના દેશોમાં જવા લાગ્યાં. વેપાર વધવાથી લંડન, બ્રિસ્ટલ, સાઉધૅમ્પટન વગેરે શહેરોનું મહત્ત્વ ઘણું વધી ગયું અને તેઓ આબાદ થતાં ચાલ્યાં. મેરીની કારકિર્દીમાં ઇંગ્લંડ અને રશિયા વચ્ચે વેપારી કોલકરાર થયા હતા. ઇલિઝાબેથની કારકીર્દીમાં પૂર્વ તરફના દેશો સાથે વેપાર કરવા માટે ઇસ્ટ ઇંડિયા કંપની સ્થાપવામાં આવી. વેપાર વધવાને લીધે પૈસાની લેવડ દેવડ, હુંડી વગેરે બાબતની યોગ્ય વ્યવસ્થા કરવા માટે **શરાફકટ્ટાની** (Royal Exchange) સ્થાપના કરવામાં આવી. દરીઆઈ સફરો, નવા નવા દેશોની શોધ અને નૌકાબળને લીધે દૂરદૂરના દેશોમાં જઈ ત્યાં સંસ્થાનો સ્થાપવાના પણ પ્રયત્ન થવા લાગ્યા. એમ દૂર દેશાવરો સાથે સંબંધ થવાથી ત્યાંના નવા નવા પાકોની ખેતી ઇંગ્લંડમાં દાખલ કરવામાં આવી. સર ટૉમસ રૅલેએ તંબાકુ અને પટાટા ઇંગ્લંડમાં આણ્યા. જમીનની ખેતી કરવાની પદ્ધતિમાં પણ સુધારા થયા.

**લોકસંખ્યા:**—ઇંગ્લંડમાં પહેલી વસ્તી ગણત્રી ૧૮૦૧ માં કરવામાં આવી હતી. તે પહેલાં ઇંગ્લંડની લોકસંખ્યા કેટલી હતી તે કહી શકાય નહી.

પણ જન્મ, મરણ વગેરે બાબતોની જે નોંધ મળી છે તે પરથી જુદા જુદા વખતે ઇંગ્લંડની લોકસંખ્યા કેટલી હોવી જોઇએ તેના અંદાજ આંકડા કાઢવામાં આવ્યા છે. તે પરથી એમ દેખાય છે કે ઇંગ્લંડમાં જુદા જુદા સમયે લોકસંખ્યા નીચે પ્રમાણે હતી.

| | | | |
|---|---|---|---|
| ઈ. સ. | ૧૦૬૬ | ને સુમારે | ૧૫ લાખ |
| ,, | ૧૩૪૦ | ,, | ૪૦ લાખ |
| ,, | ૧૪૦૦ | ,, | ૨૫ લાખ ( પ્લેગને લીધે લોકસંખ્યા ઓછી થઈ ) |
| ,, | ૧૫૦૦ | ,, | ૩૫ લાખ |
| ,, | ૧૬૦૦ | ,, | ૪૫ લાખ |

**શિક્ષણ, શાળા અને સાહિત્ય:**—આ સમયે ઘણી પ્રાથમિક શાળા ( Grammar Schools, Primary Schools ) અને કેટલીક માધ્યમિક શાળાઓ ( Secondary Schools ) સ્થાપવામાં આવી. જેસૂઇટ પંથના લોકોએ શિક્ષણના પ્રચારને માટે ઘણું કામ કર્યું. આગળની નિરસ, કંટાળો ઉપજાવે એવી અને ગોખણપટ્ટીની શિક્ષણપદ્ધતિને બદલે વિદ્યાર્થીઓનાં મન રંજન કરી તેમનામાં શિક્ષણ માટે શોખ ઉત્પન્ન કરે એવી નવી તરેહની પદ્ધતિથી શિક્ષણ આપવા માટે કૉલેટે **'સેંટ પૉલ'** નામની શાળા કાઢી. પૂર્વે વિદ્યાનો પ્રસાર માત્ર ઉચ્ચ વર્ગોમાં જ હતો. ત્યારે હવે તે મધ્યમ વર્ગમાં પણ થવા લાગ્યો. ટ્યૂડર વંશના રાજા અને રાણી સુસંસ્કૃત અને વિદ્વાન હતાં અને તેઓ વિદ્યાકળાને ઉત્તેજન આપતાં હતાં. તેમના પ્રોત્સાહનથી એ કાળમાં અનેક કવિ અને ગ્રંથકાર પેદા થયા. તેમાં શેકસપિઅર, એડવર્ડ સ્પેન્સર, હૂકર, બેકન અને રૅલે મુખ્ય હતા.

**ઘરો, ઈમારતો અને સામનસુમન વગેરે:**—મધ્યયુગમાં અમીર ઉમરાવ અને સરદાર લોક રક્ષણ આપે એવા મજબૂત કિલ્લામાં રહેતા હતા. તે કાળે થતાં બંડો અને હુલ્લડોને લીધે જાન-માલની સલામતી નહોતી. તેથી એ કિલ્લાઓ ભપકાવાળા સુશોભિત કરવાને બદલે મજબૂતાઈ અને રક્ષણ આપે એવા બાંધવા તરફ ખાસ

લક્ષ આપવામાં આવતું હતું. પણ ટ્યૂડર સમયમાં આંતર બંડો બેસાડી દઈ શાંતિ સ્થાપવામાં આવેલી હોવાને લીધે અમીર ઉમરાવો પોતપોતાની ખેતીની જમીનમાં સુંદર અને વિશાળ મહેલાતો બાંધી રહેવા લાગ્યા; અને ચારે બાજુ સુંદર બાગબગિચા બનાવવા લાગ્યા. મધ્યયુગમાં સામાન્ય લોકનાં ઘરો માટી લાકડાંનાં બાંધવામાં આવતાં હતાં, પણ હવે તે પત્થર અને ઇંટના બંધાવા લાગ્યાં. તે વખતે ઘરમાંથી ધુમાડો બહાર નીકળી જવા માટે છાપરાંમાં એકાદ બાકું રાખવામાં આવતું, પણ હવે તેને બદલે ધુમાડીઆં બંધાવા લાગ્યાં. આગળ બારણાંને કાચની તક્તીઓ હોય તો તે મોજમજાની ચીજ ગણાતી, પણ હવે સામાન્ય માણસના ઘરોમાં પણ કાચની બારીઓ થવા લાગી. ઘરમાં જાડી ખરબચડી ચટાઇ અને આથરને બદલે શેતરંજી વપરાસમાં આવવા લાગી. લાકડાંનાં વાસણોને બદલે ધાતુનાં વાસણો અને ચમચાનો ઉપયોગ થવા લાગ્યો. ઘઉં, કોબિજ, બટાટા વગેરે મોજશોખની ચીજો ગણાતી હતી, તે હવે રોજના ખોરાક તરીકે ગણાવા લાગી. શહેરોના રસ્તા ગલીચ અને સાંકડા હતા. રસ્તાની બાજુએ બાંધેલાં ઘરોના ઉપલા મજલાનો કેટલોક ભાગ રસ્તાપર ઝૂલતો આવે એવો બંધાતો. એક ગામથી બીજે ગામ જવાના રસ્તા પણ ખરાબ હતા, અને રસ્તે ચોરીઓ થતી અને ધાડો પણ પડતી. તેથી રાતની વેળાએ મુસાફરી કરવી એ જોખમભરેલું હતું. મુસાફરી કરવા માટે વિક્ટોરીઆ જેવી ચાર પૈડાની ગાડીનો ઉપયોગ થવા લાગ્યો હતો.

**રમતગમતના પ્રકાર:**—શિકાર, ઘોડાની શરત, ટેનિસ વગેરે સરદાર વર્ગના લોકની રમતગમતની બાબતો હતી. 'ટૂર્નમેંટ્સ' (ડંગલ) માં દ્વંદ્વયુદ્ધનો રિવાજ ઘસાતો જતો હતો, આખલા અને મરઘાઓની સાઠમારી, રીંછના ખેલ, નાચ, તીરકામઠાંબાજી, તમાશા વગેરે મધ્યમ વર્ગના લોકની રમતગમતની બાબતો હતી. બાઇબલમાંના કથાપ્રસંગને અનુસરીને નાટકો કરવામાં આવતાં. ઇલિઝાબેથની કારકિર્દીમાં શેક્સપિયરે બીજી કથાના પ્રસંગો લઈ નાટકો લખ્યાં અને તે નાટકોના પ્રયોગ પણ થવા લાગ્યા હતા. એ નાટ્યપ્રયોગોને માટે નાટકશાળા બાંધવામાં આવી નહોતી; પણ તે

મહેલાતોના આંગણામાં કે વાડામાં થતા. ઇલિઝાબેથના વખતમાં નાટકશાળાઓ બંધાવા લાગી. નાટકમાં સ્ત્રીનો ભાગ પણ પુરુષો જ ભજવતા. સીનસીનરીનું તો નામ જ નહિ. સાદા પડદા આગળ જ નાટક કરવામાં આવતું. પ્યુરિટન લોકોને આ રમતગમત બિલકુલ ગમતી નહિ. એ બધું ધર્મવિરુદ્ધ છે એમ તેઓ માનતા.

**પોશાક**:—મધ્યમ વર્ગ પૈસાવાળો થવાને લીધે તે વર્ગના લોકો પણ પોશાક પાછળ ઘણો ખરચ કરવા લાગ્યા. સરદાર અને અમીર ઉમરાવ ઉંચા ઉનના અને રંગીન ઝભ્ભા પહેરતા. ઉંચ વર્ગની સ્ત્રીઓમાં પીનનો ઉપયોગ પણ ઘણો થવા લાગ્યો હતો. નીચલા વર્ગના લોકોનો પોશાક જાડા ખરબચડા કાપડનો હતો. ઇલિઝાબેથ રાણી પોશાકની બાબતોમાં ઘણો ખરચ કરતી હતી અને તેના દરબારના લોક પણ તેનું અનુકરણ કરવા પ્રયત્ન કરતા. ઇલિઝાબેથના મરણસમયે તેના પોતાના ૩૦૦૦ પોશાક હતા.

**વહેમો**:—તે વેળા જાદુ, ભૂત પલીત, કિમિયા અને જ્યોતિષ પર સામાન્ય લોકોને ઘણી શ્રદ્ધા હતી. પણ આ બધી બાબતો વિષે પૂર્ણ માહિતી મેળવવાના પ્રયત્ન થવાને લીધે નવીન શોધો થવાથી મનુષ્યના જ્ઞાનમાં વધારો થયો. લોખંડનું સોનું કરવાના પ્રયત્નોને લીધે રસાયણશાસ્ત્રમાં પ્રગતિ થઈ. જ્યોતિષશાસ્ત્રમાંથી આકાશમાંના તારા અને ગ્રહો વિષે માહિતી મેળવવાના પ્રયત્નો થવા લાગ્યા. તેજ પ્રમાણે ભૌતિક શાસ્ત્રમાં અને વૈદ્યકશાસ્ત્રમાં પણ પ્રગતિ થવા લાગી.

---

## સારાંશ

**રાજકીય સ્થિતિ**—રાજસત્તા પ્રબળ અને અનિયંત્રિત. ઉમરાવ કુટુંબોનો નાશ થયો. સરદારોનું મહત્ત્વ ઓછું કરવા તરફ રાજાનું ધોરણ. પાર્લમેન્ટ પર રાજ્યકર્તાનો દાબ; અને રાજસત્તાને પાર્લમેન્ટનો ટેકો. વિદ્યા, કળા, દરીઆઈ સફર, વેપાર, ઉદ્યોગધંધા વગેરે બાબતોને રાજ્યકર્તાઓનું ઉત્તેજન અને તેને લીધે રાજાની અનિયંત્રિત સત્તા પણ લોકપ્રિય.

**સામાજિક**—મધ્યમ વગના લોકો વેપાર અને ઉદ્યોગધંધાને લીધે પૈસાદાર થતા હતા અને તેમનું મહત્ત્વ વધતું જતું હતું. ખેતીને બદલે ઘેટાં પાળી ઉનની પેદાશ કરવા તરફ લક્ષ આપવાને લીધે ખેડુતોને ખેતરમાંથી કાઢી મૂકવામાં આવ્યા. ધર્મમઠો બંધ થવાથી તેનાપર આધારવાળા લોકો નિરાધાર થયા. તેથી વધેલી બેકારી, ચોરી, લૂંટફાટ અને હુલ્લડો. ગરીબ લોકોને કામધંધો અને આશ્રય મળે તે માટે ‘ગરીબ લોક સંબંધે કાયદો.’

**આર્થિક સ્થિતિ**—વેપાર, ઉદ્યોગધંધા, પૈસાની લેવડદેવડ, વસવાટ વગેરે. નેધર્લંડથી વણકરો ઇંગ્લંડમાં આવ્યા, તેથી ઇંગ્લંડમાં ઉનનું કાપડ વણવાની શરૂઆત. કાગળ બનાવવાનાં કારખાનાં. છાપખાનાં. દૂરદેશાવર સાથે વેપાર. ઇસ્ટ ઇંડિયા કંપનીની સ્થાપના. નવીન પ્રદેશોની શોધ અને ત્યાં સંસ્થાનો સ્થાપવાના પ્રયત્નો. વહાણોનું બાંધકામ.

**શિક્ષણ, શાળા અને વાઙ્મય**—પ્રાથમિક અને માધ્યમિક શાળાની વૃદ્ધિ. જેસૂઇટોના શિક્ષણસંબંધી પ્રયત્ન. કૉલેટની નવીન પદ્ધતિની ‘સેન્ટ પૉલ’ શાળા. રાજ્યકર્તાઓ વિદ્યાના શોખીન અને તેમનું વિદ્યાકળાને ઉત્તજન. શેકસપિઅર, સ્પેન્સર, બેકન, હૂકર, રૅલે વગેરે કવિ અને લેખક.

**ઘરો, ઇમારતો અને સામનસુમન**—કિલ્લાને બદલે સરદારોનાં સુંદર અને ભવ્ય મહેલો. સામાન્ય લોકોના ઘરો ઇંટ પત્થરનાં બંધાવા લાગ્યાં. ઘરો ધુમાડીઆં અને કાચની બારીવાળાં. રસ્તા ગલીચ અને સાંકડા. મુસાફરીમાં જોખમ.

**રમતગમતના પ્રકાર**—અમીર ઉમરાવો શિકાર, ટેનિસ અને ઘોડાની શરત પાછળ વખત ગાળતા. સામાન્ય લોકોના રમતગમતના પ્રકારઃ—સાંઢની અને કુતરાની સાઠમારી, નાચ, તમાશા, વગેરે. પ્યુરિટન લોકોને આ સર્વે નાપસંદ.

**પોશાક**—અમીર ઉમરાવોના, ઉનના કિમતી અને રંગીન ઝભ્ભા સામાન્ય લોકોનો પોશાક જાડા ખરબચડા કાપડનો. સ્ત્રીઓમ 'પિન' (ટાંકણી) નો ઉપયોગ. ઇઝિલાબેથનું પોશાક તરા વિશેષ ધ્યાન.

**વહેમો**—જાદુ, ભૂતપલીત, કિમિયો, જ્યોતિષ. પણ એ બધાં વિં પૂર્ણ માહિતી મેળવવાના પ્રયત્ન થવા માંડ્યાથી મોટી મોટ શોધો થઈ અને માણસનાં જ્ઞાનમાં વધારો થયો.

---

# પરિશિષ્ટ–૧

## ટ્યૂડર સમયના પ્રખ્યાત પુરુષો

**ટૉમસ વુલ્સી (૧૪૭૧–૧૫૩૦)**:—ટૉમસ વુલ્સીનો જન્મ ઇપ્સિવિચમાં થયો હતો. એની ચાલાક બુદ્ધિને લીધે તેણે વિશ્વવિદ્યાલયનું શિક્ષણ ૧૪ વર્ષની ઉમરે જ પૂર્ણ કર્યું. સાતમા હેન્રીના વખતમાં પરદેશી રાજ્યખાતામાં તેને નીમવામાં આવ્યો હતો. આઠમા હેન્રીએ તેને યૉર્કનો આર્ચબિશપ નીમ્યો અને પછી ૧૫૧૫ માં ચૅન્સેલર એટલે મુખ્ય મંત્રી બનાવ્યો. તે ઉમરાવની સભાનો અધ્યક્ષ હતો અને આમની સભામાં પણ તેનું વજન ઘણું પડતું હતું. મુખ્ય મંત્રી નીમાયા પછી ૮ મા હેન્રીનું પરરાષ્ટ્રીય કામકાજ તેની જ સલાહ પ્રમાણે ચાલતું હતું. અને તેથી પરદેશી રાજાઓ પણ હેન્રીને પોતાનો કરી લેવાના પ્રયત્નો તેની જ મારફત કરતા હતા. એનું ધોરણ યુરોપમાં સત્તાનું સમતોલપણું રાખવાનું હતું. ૧૫૧૭ માં પોપે તેને પોતાનો ઇંગ્લંડમાંનો પ્રતિનિધિ (Legate) નીમ્યો. રોમના પોપ થવાની મહત્ત્વાકાંક્ષા પણ તેની હતી. કૅથરાઇનને તલાક આપવાની બાબતમાં પોપની સંમતિ મેળવવાનું કામ હેન્રીએ વુલ્સીને જ સોપ્યું હતું. પણ એ કામ વુલ્સીથી થઈ શક્યું નહિ ત્યારે હેન્રીએ તેને મુખ્ય મંત્રીની જગા ઉપરથી કાઢી મૂક્યો (૧૫૨૯) અને તેના પર રાજદ્રોહનો આરોપ મૂક્યો. ૧૫૩૦ માં વુલ્સી મરણ પામ્યો.

**સર ટૉમસ મોર (૧૪૮૯–૧૫૩૫)**:—પ્રાચીન વિદ્યાકળાનું પુનર્જીવન થવાથી જે વિચારક્રાંતિ થઈ હતી તેનો ટૉમસ મોર એક આધારસ્તંભ હતો. મુત્સદ્દી તથા સાહિત્યસેવક તરીકે પણ તેની ખ્યાતિ ઘણી હતી. નમુનેદાર રાજ્યપદ્ધતિ કેવી હોવી જોઈએ તે બતાવનારો ‘યુટોપિયા’ (Utopia) નામનો ગ્રંથ તેણે લખ્યો હતો. હેન્રીએ વુલ્સી પછી તેને મુખ્ય મંત્રી નીમ્યો હતો. હેન્રીનો એ મિત્ર હતો. પણ ઍક્ટ ઑફ સુપ્રીમસીના કાયદા પ્રમાણે રાજા ધાર્મિક બાબતમાં પણ ઇંગ્લંડમાં સર્વોપરી અધિકારી થયો તે વાત

તેણે સ્વીકારી નહિ તેથી હેન્રીએ તેનાપર રાજદ્રોહનો આરોપ મૂકી તેને ફાંસી દીધી ( ૧૫૩૫ ).

**માર્ટિન લ્યૂથર ( ૧૪૮૩–૧૫૪૬ )**:—લ્યૂથર જર્મનીમાં જન્મ્યો હતો. તેનો બાપ ખાણનો મજૂર હતો. લ્યૂથર હોશિયાર અને મહેનતુ હતો. તે વકીલનો ધંધો કરે એવી તેના બાપની ઇચ્છા હતી; પણ લ્યૂથરને તે ધંધો ગમતો નહોતો. તેને ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષય ઘણા ગમતા હતા. એ વિષયોનું અધ્યયન કરવા માટે તે ૧૫૧૦ માં રોમ ગયો. તે ત્યાંથી પાછો આવીને વિટેનબર્ગના વિશ્વવિદ્યાલયમાં તત્ત્વજ્ઞાનના પ્રોફેસર તરીકે કામ કરવા લાગ્યો. ૧૫૧૭ માં જ્યારે ટેટસેલ નામનો ધર્માધિકારી 'પાપમાંથી મુક્ત કરનારા માફીપત્રો' વેચવા વિટેનબર્ગમાં આવ્યો ત્યારે લ્યૂથરે તેનો વિરોધ કર્યો. તેના એ કૃત્ય માટે પોપે તેને ધર્મબહિષ્કૃત કર્યો. પણ લ્યૂથરે પોપની ધાર્મિક સત્તા માન્ય કરી નહિ અને તેણે ધર્મસુધારાની ચળવળ શરૂ કરી. લ્યૂથર અને તેના અનુયાયીઓ અને તેમના વિચારના બીજા માણસો પ્રૉટેસ્ટંટ ( પોપનો વિરોધ કરનારા ) કહેવાવા લાગ્યા. લ્યૂથર મોટો પંડિત કે વિદ્વાન્ નહોતો. પણ જે કોઈ વાત હાથપર લે તે પાર પાડે એવો હતો.

**કૅલ્વિન ( ૧૫૦૮–૧૫૬૪ )**:—કૅલ્વિન ફ્રાન્સમાં જન્મ્યો હતો અને ત્યાંજ ભણ્યો હતો. ધાર્મિક ચળવળ ચલાવવા માટે તેને ફ્રાન્સ છોડવું પડ્યું હતું. ત્યાંથી તે સ્વિત્ઝર્લૅંડના જીનીવા શહેરમાં જઈ રહ્યો. તેને પણ પોપની ધાર્મિક સત્તા કબૂલ નહિ હતી. તેથી તે અને તેના અનુયાયીઓ પણ પ્રૉટેસ્ટંટ ( પોપનો વિરોધ કરનારા ) કહેવાયા. એના મતનો પ્રચાર ફ્રાન્સ, સ્વિત્ઝર્લૅંડ, સ્કૉટલંડ અને થોડો ઘણો ઇંગ્લંડમાં થયો.

**ટૉમસ ક્રૉમ્વેલ ( ૧૪૯૮–૧૫૪૦ )**:—વુલ્સી જ્યારે મુખ્ય મંત્રી હતો ત્યારે ક્રૉમ્વેલ તેનો સેક્રેટરી હતો. ૮ મા હેન્રીએ વુલ્સી પછી એને મુખ્ય મંત્રી નીમ્યો. તેનું વલણ ધર્મસુધારા તરફ હતું. ધર્મમઠો બંધ કરી તેની માલમત્તા જપ્ત કરી લેવાની સલાહ હેન્રીને તેણે જ આપી હતી. જર્મનીની રાજકન્યા ઍન ઑફ્ ક્લીવ્ઝ સાથે

હેન્રીનું લગ્ન ક્રૉમ્વેલે જ ગોઠવ્યું હતું. પણ ઍન બેડોળ છે એમ હેન્રીને લગ્ન થયા પછી ખબર પડતાં જ તેણે રાજદ્રોહનું તહોમત મૂકી ક્રૉમ્વેલને ફાંસી દીધી.

**ટૉમસ ક્રૅન્મર (૧૪૮૯–૧૫૫૬):**—વુલ્સી પછી હેન્રીએ તેને આર્ચબિશપ અને પોતાનો મંત્રી નીમ્યો હતો. એનો વિચાર પણ ધર્મ-સુધારા તરફ હતો. હેન્રીનું કૅથરાઇન સાથે થયેલું લગ્ન ધર્મવિરુદ્ધ હતું માટે તેની ફારગતી આપવાની સલાહ તેણે જ હેન્રીને આપી હતી. બાઇબલનું અંગ્રેજીમાં ભાષાંતર કરવામાં તેની ઘણી મદદ હતી. ૬ ટ્ઠા એડવર્ડની કારકિર્દીમાં પ્રાર્થનાનું નવું પુસ્તક તૈયાર કરવામાં એણે ભાગ લીધો હતો. મેરીના રાજ્યમાં પાખંડી નાસ્તિક તરીકે તેને જીવતો બાળી મૂકવામાં આવ્યો હતો.

**વિલિઅમ સેસિલ (લૉર્ડ બર્લે) ૧૫૨૦–૧૫૯૮:**—નાનપણમાં વિલિઅમ સેસિલે કાયદાનો અભ્યાસ કર્યો હતો. ૧૫૪૭ માં તે પાર્લમેંટનો સભાસદ થયો. એડવર્ડની કારકિર્દીમાં રાજ્યપાલક સમર-સેટનો તે સેક્રેટરી હતો. ઇલિઝાબેથે તેને પોતાનો મંત્રી નીમ્યો હતો. ચાળીસ વર્ષ સુધી તેણે મુખ્ય મંત્રીનું કામ કર્યું. ઇલિઝાબેથ વિરુદ્ધ ઘણાં કાવતરાં કરવામાં આવ્યા હતાં, પણ સેસિલના સાવધપણાને લીધે બધાં કાવતરાં નિષ્ફળ ગયાં હતાં. ૧૫૭૧ માં ઇલિઝાબેથે તેને લૉર્ડ બર્લેનો ખિતાબ આપી ઉમરાવ બનાવ્યો.

**સર ફ્રાન્સિસ ડ્રેક (૧૫૪૫–૧૫૯૬):**—ડ્રેક ઇલિઝાબેથની કારકિર્દીમાં પ્રસિદ્ધ સાહસિક નાવિક હતો. તેણે સ્પેનના સોના-રૂપાથી ભરેલાં વહાણોપર હુમલા કરી ઘણી લૂંટ મેળવી હતી. તે પોતાના સુવર્ણ-હિંદ (Golden Hind) નામના વહાણમાં પૃથ્વીની પ્રદક્ષિણા કરી આવ્યો (૧૫૭૭–૧૫૮૦) ત્યારે ઇલિઝાબેથે તેના જહાજપર જઈ તેને ઘણું માન આપ્યું અને સરદાર બનાવ્યો. પછી ઇલિઝાબેથે તેને નૌકાસૈન્યમાં બીજા નંબરનો નૌકાસેનાપતિ બનાવ્યો. તેને કૅડિઝ બંદરમાં રહેલાં સ્પૅનિશ વહાણોમાંના કેટલાંકનો નાશ કર્યો હતો (૧૫૮૭) અને ૧૫૮૮ માં સ્પેનના કાફલા હરાવવામાં તેણે સારો ભાગ લીધો હતો.

---

# પરિશિષ્ટ–૨

## તે સમયના પત્રકોમાંથી ઉતારા

**૧. મેંઢા પાળી ઉન તૈયાર કરવાનો ધંધો :—**સર થૉમસ મોરે (૧૪૮૦–૧૫૩૫) "યુટોપિયા" નામનો ગ્રંથ લખ્યો તેમાં "નમુનેદાર રાજ્ય" કેવું હોવું જોઈએ તે લખ્યું છે. આ ગ્રંથ લૅટિન ભાષામાં લખેલો ૧૫૧૬ માં પ્રસિદ્ધ થયો. આ ગ્રંથમાં ખેતીને બદલે મેંઢા પાળી ઉન તૈયાર કરવાના ધંધા બાબત નીચે પ્રમાણે લખ્યું છે :—

"...તમારા મેંઢા પૂર્વે ઘણા ગરીબ અને હળી ગયેલા હતા અને તેમને ખોરાક પણ થોડો જોઈતો હતો. પણ તે હવે એટલા ખાધરા અને ભયંકર થયા છે કે તે માણસોને ગટ કરી જાય છે. પવિત્રપણા અને દયાના પુતળા સમાન ગણાતા ધર્મમઠના સાધુ અને ધર્માધિકારી પોતાને મળતી વાર્ષિક આવક પર સંતોષ ન માનતા (વધારે આવકની પ્રાપ્તિ માટે) ખેતીની જમીનમાં કુંપણો નાંખી ત્યાં મેંઢા પાળવા લાગ્યા છે. ઘરબાર અને ગામ ઉજ્જડ કરી ચર્ચને પણ મેંઢાવાડો બનાવવાનો તેમનો વિચાર છે કે શું?"

૨. **લૅટિમરના મરણસમયના ઉદ્‌ગાર**–મેરીની કારકીર્દીમાં લૅટીમરને (૧૪૮૫–૧૫૫૫) પ્રૉટેસ્ટંટ પંથના બિશપો રિડલે વગેરે સાથે જીવતા બાળી મૂકયા તે વખતે તેનો ઉદ્‌ગાર :—

"મિત્ર રિડલે, હિંમત રાખ. આજે આપણે ઇંગ્લંડમાં એવો જ્યોત પેટવીશું કે ઇશ્વરકૃપાથી તે કદી ઓલાશે નહી એવો મને ભરોસો છે."

૩. **ઇલિઝાબેથ અને પાર્લમેન્ટ**–ઇલિઝાબેથના લગ્નસંબંધી અને પરરાષ્ટ્રિય ધોરણસંબંધી પાર્લમેન્ટમાં સભાસદોએ ચર્ચા કરી તે વખતે ઇલિઝાબેથે નીચે લખેલો ઉદ્‌ગાર કાઢયો :—

"પાર્લમેંટ સમક્ષ વિચાર કરવા સારૂ મુકેલી બાબતો સિવાય બીજી બાબતોની (એના લગ્ન અને પરરાષ્ટ્રીય ધોરણ) ચર્ચા સભાસદોએ ન કરવી એ સારૂં છે."

પાર્લમેંટના સભાસદોની ભાષણસ્વતંત્રતાસંબંધી ઇલિઝાબેથે કાઢેલા ઉદ્‌ગાર :—

તમને ભાષણ સ્વતંત્રતાનો હક છે, પણ તે કયો છે તેની તમને ખબર હોવી જોઇએ. તમારા સાંભળવામાં આવી હોય અથવા તમારા મગજમાં એક વાત આવી હોય તે બાબત ચર્ચા કરવાનો આ હક નથી. તમારો ભાષણ સ્વતંત્રતાનો હક એટલે (તમારી સમક્ષ મુકેલી બાબતમાં તમારી સંમતિ "છે" કે "નહિ" એ કહેવું એટલો જ છે.

૪. **ઇંગ્લંડપર ચઢાઈ કરવા સારૂ જેસૂઈટ પંથીઓનો પત્ર-વહેવાર** :—ફાધર પાર્સન્સ નામનો એક જેસૂઈટ ઇલિઝાબેથની કારકીર્દીમાં ઇંગ્લંડ આવ્યો હતો. તેણે ઇંગ્લંડમાંના કૅથૉલિક લોકોને ઇલિઝાબેથ વિરુદ્ધ બંડ કરવાની ખટપટ શરૂ કરી. ૧૫૮૦ માં તેણે પોપને મોકલેલા પત્રમાંથી કેટલોક સાર નીચે આપ્યો છે:—

"આપણે જે શત્રુઓ સાથે બાથ ભીડવાની છે તે 'પ્યુરિટન' નામના પાખંડી લોકો અને લીસ્ટર, હંટીંગટન વગેરે રાણી (ઇલિઝાબેથના) ના માનીતા સરદારો છે. ઇંગ્લંડ પૈસા, શસ્ત્રો, સૈન્ય અને અરમારનો ઉપયોગ કરી શકશે એ ખરી વાત છે, પણ તેમનામાંના એકને પણ લડાઈ કેવી હોય છે તેની ખબર નથી. દેશના મનાતા આગેવાનો એશઆરામ અને પ્રેમવિષયક બાબતોમાં ગુલતાન છે. યુદ્ધ શરૂ થયાની વાત સાંભળતા તેઓ ઇંગ્લંડમાંથી પલાયન કરી જશે. યુદ્ધ સમયે સેનાપતીના ઓદ્ધાની જવાબદારી લેવા એક પણ માણસ નથી. આખા દેશમાં માત્ર બેજ કિલ્લા છે, અને તે પણ ત્રણ દિવસથી વધારે ટકાવ કરી શકે તેમ નથી. પુષ્કળ દિવસ શાંતીમાં પસાર કરવાથી ફ્લૅન્ડર્સમાં જઈ આવેલા પાખંડી લોકો સિવાય બીજા લોક શસ્ત્રધારણ કરશે નહી. તેમાંના કંઈક લોક પાર્માના ડ્યુક (નેધર્લંડમાં સ્પેનનો સેનાપતિ) સાથે મળી ગયેલા છે, અને ઇલિઝાબેથવિરુદ્ધ બંડ કરવાની તેમની ઘણી ઇચ્છા છે એ ખુલ્લું છે....

૧૫ હજાર કવાયતી લશ્કર બસ છે. આ સૈન્ય ઇંગ્લંડપર ચઢાઈ કરશે એટલે અહીંના લોકો આપણી સાથે મળી જશે અને આપણને જય મળશે. શિસ્ત વગરના લોકોના ટોળાં

સામે આપણને લડાઈ કરવાની છે...માટે ઇંગ્લંડપર ચઢાઈ કરવાનું કામ પોપ જગદ્ગુરુએ જલદી મનપર લેવી એવી નમ્રતાપૂર્વક વિનંતિ છે..."

૫. **ઇલિઝાબેથે ઇંગ્લિશ સૈન્ય સમક્ષ કરેલું ભાષણ**:—સ્પેને કરેલી અરમારી ચઢાઈ વખતે સૈન્ય સમક્ષ ઇલિઝાબેથે કરેલા ભાષણમાંથી ઉતારો ૧૫૮૮:—"પ્રિય લોકો! મારી સંરક્ષણની કાળજી રાખનારા કેટલાક હિતચિંતકોએ સશસ્ત્ર લોકોના ટોળામાં જવાથી દગો ફટકો થાય એવો સંભવ છે અને મારા જીવને જોખમમાં નાંખવો નહિ એમ કહી મારૂં મન ફેરવવાનો પ્રયત્ન કર્યો. પણ અહીં આવવાનું માંડી વાળી મારા પ્રિય પ્રજાજનમાં અવિશ્વાસ દેખડાવી જીવતા રહેવાની મારી જરા પણ ઇચ્છા નથી.

જે જુલ્મી રાજકર્તાઓ હોય તેને બીક હોય. હું આજ સુધી એવી રીતે વર્તી છું કે મારી પ્રિય પ્રજાના અંતઃકરણમાં મારા તરફની દૃઢ રાજનિષ્ઠા અને સદિચ્છા ઇશ્વરકૃપાથી મારા મુખ્ય આધાર સ્થંભ અને સામર્થ્ય છે. કેવળ મનોરંજન માટે હું અહીં આવી નથી, પણ યુદ્ધ પ્રસંગે મારા દેશ સારૂ અને દેશબાંધવો સાથે તમારી માફક લઢવા અને મારો પ્રાણ, મારૂં સર્વસ્વ અને મારૂં શરીર ધુળમાં અર્પણ કરવા હું આવી છું.

મારૂં શરીર અબલા સ્ત્રીનું છે તે હું જાણું છું, પણ, મારૂં હૃદય રાજાનું—ઇંગ્લંડના રાજાનું—છે. સ્પૅનિશ સેનાપતિ પારમા અથવા મારા દેશપર ચઢાઈ લાવનાર યુરોપના કોઇપણ રાજાને હું તુચ્છ સમજું છું. અને એવો પ્રસંગ આવે તો અપકીર્તિ થાય તે પહેલા હું પોતે શસ્ત્રધારણ કરી તમારી સેનાપતિ થઇશ અને તમારા દરેકના શૌર્ય અને ગુણ બદલ પ્રોત્સાહન આપીશ."

---

# પરિશિષ્ટ–૩

## ટ્યૂડર વંશની કારકિર્દીના અગત્યના પ્રશ્નો

૧ અર્વાચીન યુગની શરૂઆત ક્યારે થઈ? શા ઉપરથી એને અર્વાચીન યુગ કહે છે?

૨ સાતમા હેન્રીએ પોતાની સત્તા પ્રબળ અને અનિયંત્રિત કરવા માટે શું શું કર્યું? ઉમરાવોની બાબતમાં અને પરરાજ્ય સંબંધમાં તેનું ધોરણ કેવું હતું?

૩ સાતમા હેન્રીના વખતમાં ક્યાં ક્યાં બંડો થયાં હતાં? તે શા માટે થયાં હતાં?

૪ આઠમા હેન્રીની કારકિર્દીમાં બનેલી બાબતો ઉપરથી હેન્રીનો સ્વભાવ કેવો હતો તે કહો, અને તેનું આંતર અને પરરાષ્ટ્રીય ધોરણ કેવું હતું તે કહો.

૫ ધર્મમઠો બંધ થવાથી કેવાં કેવાં રાજકીય, ધાર્મિક, સામાજિક અને આર્થિક પરિણામો થયાં?

૬ ધર્મસુધારાની ચળવળ એટલે શું? તે ક્યારે, ક્યાં અને કોણે શરૂ કરી હતી?

૭ ખ્રિસ્તી ધર્મના જુદા જુદા પંથો વિષે માહિતી આપો અને તે પંથોમાં વિશિષ્ટ બાબતો કઈ છે તે કહો.

૮ નીચેની બાબતોપર નોંધ લખો:—સ્ટાર ચેમ્બર કોર્ટ, હાઈ કમિશન કોર્ટ, લિવરી અને મેન્ટેનન્સ, મૉર્ટનનો કાંટો, સત્તાનું સમતોલપણું, સમુદ્રના કુતરા ( See Dogs ), સુવર્ણવસ્ત્રભૂમિ ( Field of the Cloth of Gold ), ૬ કલમનો કાયદો અને ઍક્ટ ઑફ સુપ્રીમસી.

૯ નીચે લખેલાં ઇતિહાસપ્રસિદ્ધ સ્ત્રી-પુરુષો વિષે માહિતી આપો:—વુલ્સી, સ્કૉટલંડની રાણી મેરી, જૉન નૉક્સ, માર્ટિન લ્યૂથર, કૅલ્વિન, ડ્રેક, વિલિઅમ સેસિલ, રૅલે, કોલંબસ, ટૉમસ ક્રૉમ્વેલ, મેરી રાણી અને લેડી જેન ગ્રે.

૧૦ ટ્યૂડર વંશની સત્તા પ્રબળ અને અનિયંત્રિત કરવામાં કઈ કઈ બાબત કારણભૂત હતી? એ સત્તા લોકપ્રિય હતી કે નહિ? જો હતી તો તેનાં કારણો કયાં?

૧૧ ઇલિઝાબેથની કારકીર્દીના સમયને 'સુવર્ણયુગ' કહે છે તે શા માટે? તેના અંતસ્થ, પરરાષ્ટ્રીય અને ધાર્મિક ધોરણ કેવાં હતાં?

૧૨ ઇંગ્લંડ અને સ્પેન વચ્ચે વેર થવાનાં કારણ શું? સ્પેનના અજય્ય કાફલાનો નાશ કેમ થયો અને તેનું પરિણામ કેવું આવ્યું?

૧૩ તમે સ્પેનના કાફલામાં એક સૈનિક છો એમ સમજી સ્પૅનિશ અરમારના પરાજયની હકીકત આપો.

૧૪ ઇંગ્લંડમાં ધર્મસુધારાની ચળવળ કયારે અને શા કારણથી શરૂ થઈ? એ ચળવળ સંબંધે ટ્યૂડર વંશના રાજ્યકર્તાઓનાં ધોરણ કેવાં હતાં અને તે ધોરણો અમલમાં મૂકવા માટે તેમણે કયા કયા ઉપાય કામે લગાડ્યા?

૧૫ ટ્યૂડર સમયની સામાજિક સ્થિતિ, ઉદ્યોગધંધા, વેપાર, ઘરો, ઇમારતો, રમતગમતના પ્રકાર અને વહેમો એ બાબતો વિષે માહિતી આપો.

---

# પ્રકરણ ૮ મું

## પહેલો જેમ્સ

### જન્મ ૧૫૬૬; (રાજ્યારોહણ ૩૭ મે વર્ષે) ૧૬૦૩; મૃત્યુ ૧૬૨૫

(૧૬૦૩–૧૬૨૬)

### એના વખતના રાજ્યકર્તાઓ

| ફ્રાન્સ | સ્પેન |
|---|---|
| ૪ થો હેન્રી (૧૫૮૯–૧૬૧૦) | ૩ જો ફિલિપ (૧૫૯૮–૧૬૨૧) |
| ૧૩ મો લુઈ (૧૬૧૦–૧૬૪૩) | ૪ થો ફિલિપ (૧૬૨૧–૧૬૬૫) |

**અગત્યની સાલો—**

૧૬૦૪ હૅમ્પટન કોર્ટની ધર્મસંબંધી પરિષદ.

૧૬૦૫ દારૂગોળાનું તરકટ.

૧૬૦૭ અમેરિકામાં વર્જિનિયા નામનું સંસ્થાન સ્થપાયું.

૧૬૧૮ યુરોપમાં ધાર્મિક પ્રશ્ન સંબંધમાં ત્રીસ વર્ષ સુધી ચાલેલાં યુદ્ધની શરૂઆત.

૧૬૨૦ પ્યુરિટનપંથના લોકોએ અમેરિકામાં 'ન્યુ ઈંગ્લંડ' સંસ્થાન સ્થાપ્યું.

**સ્ટુઅર્ટ વંશના રાજા:**—૧૬૦૩ માં ઇલિઝાબેથ મરણ પામ્યા પછી સ્કૉટલંડની રાણી મેરીનો * પુત્ર જેમ્સ ઈંગ્લંડની ગાદીપર આવ્યો. કાર્યદક્ષ અને રાજનીતિજ્ઞ ઇલિઝાબેથે યુરોપના રાજ્યોમાં ઈંગ્લંડને પ્રમુખ સ્થાન પ્રાપ્ત કરી આપ્યું હતું. પણ તેના પછી ઈંગ્લંડની ગાદીપર આવનારા સ્ટુઅર્ટ વંશના રાજા કર્તૃત્વવાન્ ન હોવાને લીધે તેમની કારકીર્દીમાં ઈંગ્લંડનું મહત્ત્વ ઘણું ઓછું થયું અને પરદેશી રાજ્યકર્તાઓને ઈંગ્લંડના રાજ્યપ્રકરણમાં હાથ ઘાલવાની સંધિ પ્રાપ્ત થઈ. આખરે ૧૬૮૮ માં ઈંગ્લંડમાં રાજ્યક્રાંતિ થઈ અને ઈંગ્લંડના રાજ્ય-

---

* ૫૯ મે પાને વંશવૃક્ષ જુઓ.

## સ્ટુઅર્ટ વંશની વંશાવળી



કારભારમાં પાર્લમેન્ટનું ઉપરીપણું સ્થાપિત થયું. ત્યાર પછી જ પરદેશી રાજપ્રકરણમાં ઇંગ્લંડનું મહત્ત્વ પાછું સ્થાપિત થયું.

**જેમ્સનો સ્વભાવ અને મતઃ**—જેમ્સ ગાદીપર આવ્યો ત્યારે તેની ઉંમર ૩૭ વર્ષની હતી. તેને ઇંગ્લંડની ગાદી મળી તે પહેલાં તે સ્કૉટલંડનો રાજા હતો. એટલે હવે તે ઇંગ્લંડ, સ્કૉટલંડ અને આયર્લંડ એ ત્રણે દેશનો રાજા થયો. એ ત્રણે દેશની પાર્લમેન્ટ જુદી જુદી હતી અને ગાદીની માફક તે જોડાઈ ગઈ નહિ. જેમ્સ સ્વભાવે બીકણ અને નબળો હોવાથી કોઈ પણ ચીજ ચીવટપણે અને નિડરતાથી કરવાની તેને આદત નહોતી; તેના આ સ્વભાવને લીધે તેને બીજા માણસોપર આધાર રાખવો પડતો હતો. તે સ્કૉટલંડ હતો ત્યારે ઍરન અને લેનૉકસ અને ત્યાર પછી ઇંગ્લંડમાં **રૉબર્ટ સેસિલ રૉચેસ્ટર** અને **બકિંગહામ** તેના મુખ્ય મંત્રી હતા. જેમ્સ દેખાવે બદસૂરત અને શરીરે હૃષ્ટપુષ્ટ હતો. તેનું બોલવું પણ કઠોર હતું. તેની મુખમુદ્રા ઉપરથી તે પોતાની છાપ કોઈના પર પાડી શકતો નહિ. તે સ્વભાવે ગર્વિષ્ટ હતો અને પોતાની વિદ્વત્તા માટે બહુ ફાંકો રાખતો હતો. તે એક વર્ષની ઉમ્મરનો હતો ત્યારે તેને સ્કૉટલંડની ગાદી મળી હતી અને વંશપરંપરાના હકથી ઇંગ્લંડની ગાદી તેને મળી હતી. '**રાજાની ઈશ્વરદત્ત સત્તા**' (Divine Right Theory) એ સિદ્ધાંતમાં તેને અસલથી જ માન્યતા હતી, તેથી રાજાના અધિકાર વિષે તેના વિચાર વિલક્ષણ જ હતા. એ સિદ્ધાંત પ્રમાણે રાજાને રાજ્ય કરવાનો જે અધિકાર મળે છે તે પ્રજાની ઇચ્છાથી નહિ, પણ તે ઈશ્વરી યોજનાથી જ મળે છે. રાજા પોતાનાં કૃત્યો માટે પ્રજાને જવાબદાર નથી, પણ માત્ર ઈશ્વરને જ જવાબદાર છે, માટે પ્રજાએ તેનો વિરોધ કરવો નહિ, પણ તેની આજ્ઞા મૂંગે મોઢે પાળવી. રાજાની સત્તા ઈશ્વરદત્ત હોવાને લીધે તેને કંઈ વિશેષ હક હોય છે જ, અને તે હકથી એકાદ નવો કાયદો ઘડવાનો કે જૂનો કાયદો રદ કરવાનો તેને અધિકાર હોય છે અને કોઈ પણ તેને બંધનકારક હોતો નથી. 'રાજાની ઇશ્વરદત્ત સત્તા'ના સિદ્ધાંત પ્રમાણે જેમ્સની ઉપર પ્રમાણે

માન્યતા હતી, અને જ્યારે તે સ્કૉટલંડમાં હતો ત્યારે એ વિષયપર તેણે એક પુસ્તક લખ્યું હતું.

**જેમ્સના ધાર્મિક ધોરણ માટે ઇંગ્લંડના લોકના વિચાર:—** જેમ્સ જ્યારે ગાદીપર આવ્યો ત્યારે તેના સ્વભાવ અને તેના અભિપ્રાય વિષે કોઇને ખબર નહોતી. તેથી ઇંગ્લંડના એપિસ્કોપેલિઅન, પ્યુરિટન અને રોમન કૅથૉલિક, એ ત્રણે પંથવાળાઓને એમ લાગ્યું હતું કે એના આવવાથી આપણા પંથને ફાયદો થશે. પ્યુરિટન પંથના લોકોને એવું લાગ્યું હતું કે તેની પૂર્વ જિંદગી પ્રેસ્બિટેરિઅન* પંથના સ્કૉટ લોકોના સહવાસમાં ગયેલી હોવાથી સ્વાભાવિક રીતે તેને પ્યુરિટન પંથ માટે સહાનુભૂતિ હશે. રોમન કૅથૉલિક પંથના લોકોને એમ લાગ્યું હતું કે સ્કૉટલંડની રાણી મેરી રોમન કૅથૉલિક પંથની ચુસ્ત અનુયાયી હતી તેથી જેમ્સને પોતાની માના પંથ માટે સાહજિક જ સહાનુભૂતિ હશે. ઇંગ્લંડના લોકોનો મોટો ભાગ એપિસ્કોપેલિઅન પંથનો હતો. એ લોકોને એમ લાગતું હતું કે જો જેમ્સને કોઈ મોટા ધર્મપંથ માટે અભિમાન હશે તો ઇંગ્લંડના બહુજનસમાજની વિરુદ્ધ તેનાથી જઈ શકાશે નહિ. આ પ્રમાણે જુદા જુદા પંથના લોકો જેમ્સ માટે આમ જુદી જુદી કલ્પના કરતા હતા.

**હૅમ્પટન કોર્ટ પરિષદ ૧૬૦૪:—**જેમ્સ ગાદી પર આવ્યા પછી જુદા જુદા પંથના લોકોએ પોતપોતાનું કહેવું તેની આગળ કહી સંભળાવ્યું. ઇંગ્લંડના એપિસ્કોપેલિઅન પંથના મત પ્રમાણે ઇંગ્લંડમાં ધાર્મિક વ્યવસ્થા આર્ચબિશપ, બિશપ વગેરે અધિકારીઓ મારફત ચાલતી હતી. ધાર્મિક બાબતોમાં ઇંગ્લંડનો રાજા જ સર્વનો ઉપરી અધિકારી છે એમ એ પંથના લોકો માનતા હતા તેથી એપિસ્કોપેલિઅન પંથ તરફ એની સહાનુભૂતિ હતી. સ્કૉટલંડના પ્રેસ્બિટેરિઅન

---

* પ્રેસ્બિટેરિઅન પંથ—સ્કૉટલંડના ધર્મપંથને પ્રેસ્બિટેરિઅન પંથ કહે છે. સ્કૉટિશ લોકોએ યુરોપના કૅલ્વિન વગેરે પક્કા ધર્મસુધારકો પ્રમાણે ધર્મસુધારો કર્યો હતો. એ પંથના સિદ્ધાંત પ્રમાણે ધર્મની બાબત બિશપોના હાથમાં ન હોતી, પણ ધર્મની સર્વ વ્યવસ્થા સામાન્ય લોકોના મત પ્રમાણે ચાલતી.

લોકોની માફક ઇંગ્લંડના પ્યુરિટન પંથના લોકોને ઘણી બાબતમાં ધાર્મિક સુધારો જોઇતો હતો અને તેમને બિશપોનું ઉપરીપણું માન્ય નહોતું. તેથી પ્યુરિટન પંથ તરફ જેમ્સની સહાનુભૂતિ નહોતી. તે કહેતો, 'આજે આ લોક બિશપ ન જોઇએ એમ કહે છે, કાલે રાજા પણ ન જોઇએ એમ કહેશે.' તોપણ એ બન્ને પંથના પ્રતિનિધિઓનું કહેવું શું છે તે સાંભળવા માટે તેણે **હૅમ્પટન કોર્ટમાં** * એક પરિષદ ભરી. જેમ્સે તેમનું કહેવું સાંભળી લઈ એપિસ્કોપેલિઅન પંથવાળાઓનું કહેવું મને પૂર્ણપણે પસંદ પડ્યું છે એવું જાહેર કર્યું (૧૬૦૪). જેમ્સના આ ધોરણથી પ્યુરિટન અને રોમન કૅથૉલિક બંને પંથના અનુયાયીઓ તદ્દન નિરાશ થયા. ઇલિઝાબેથની કારકિર્દીમાં તેમની વિરુદ્ધ પાસ કરવામાં આવેલા કાયદાનો હવે કડક રીતે અમલ થવા લાગ્યો. ત્યારે પ્યુરિટન પંથવાળાઓને દેશ છોડી જવાનું મન થયું, અને રોમન કૅથૉલિક લોકો જેમ્સ વિરુદ્ધ તરકટ રચવા લાગ્યા. એપિસ્કોપેલિઅન પંથ તરફ સહાનુભૂતિ બતાવવા માટે એ પંથના ધર્માધિકારીઓએ જેમ્સના '**રાજાની ઈશ્વરદત્ત સત્તા**' ના (Divine Right Theory) સિદ્ધાંતને ટેકો આપ્યો. હૅમ્પટન કોર્ટ પરિષદે **બાઈબલનું અંગ્રેજીમાં ભાષાંતર કરાવ્યું** (૧૬૧૧). એ કામ ૪૭ ધર્માધિકારીઓને સોંપેલું હતું. તેમણે મૂળ હિબ્રુ અને ગ્રીક ભાષાના બાઈબલ પરથી એ ભાષાંતર તૈયાર કર્યું, અને તેને ૧૬૧૧ માં પ્રસિદ્ધ કરવામાં આવ્યું.

**મેન પ્લૉટ અને બાઈ પ્લૉટ ૧૬૦૩**:—જેમ્સે ગાદીપર આવ્યા પછી ઇલિઝાબેથના કાર્યદક્ષ મંત્રી **રૉબર્ટ સેસિલ**નેજ પોતાનો મુખ્ય મંત્રી નીમ્યો. જેમ્સની કારકિર્દીમાં પણ સેસિલને મુખ્ય મંત્રી થયેલો જોઈ તેના દુશ્મનો તેની ઈર્ષા કરવા લાગ્યા અને તેની સામે ખટપટ કરવા લાગ્યા. **લૉર્ડ કૉલહૅમ** અને **સર વૉલ્ટર રૅલે**ના નેતૃત્વ નીચે '**મેન પ્લૉટ**' નામનું તરકટ રચવામાં આવ્યું. સેસિલને

---

* ટેમ્સ નદીના કાંઠા પર એક સારૂં ગામ. એ ઠેકાણે વુલ્સીએ એક સુંદર મહેલ બાંધ્યો હતો, તે તેણે ૮ મા હેન્રીને ભેટ કર્યો હતો.

મંત્રી પદેથી કાઢી નાંખવો અને સ્પેનની મદદથી જેમ્સને પદચ્યુત કરી તેની સગી * **ઍરાબેલા સ્ટુઅર્ટને** ઇંગ્લંડની ગાદીપર બેસાડવી એ આ તરકટનો ઉદ્દેશ હતો. **વૉટસન** નામના એક રોમન કૅથૉલિક ધર્માધિકારીની પ્રેરણાથી '**બાઈ પ્લૉટ**' નામનું કાવતરૂં કરવામાં આવ્યું. આ કાવતરાંનો ઉદ્દેશ એવો હતો કે જેમ્સ પાસેથી રોમન કૅથૉલિક પંથવાળાઓને સવળતા મળતાં સુધી તેને કેદમાં રાખવો. પરંતુ આ બંને કાવતરાં પકડાઈ ગયાં અને તેમાં સામેલ થયેલા લોકોને શિક્ષા ઠોકવામાં આવી. આ મંડળમાં સેસિલનો શત્રુ સર વૉલ્ટર રૅલે પણ સપડાયલો હોવાથી તેને ફાંસીની શિક્ષા કરવામાં આવી. પણ તેને તરત ફાંસી ન દેતાં લંડનની જેલમાં રાખવામાં આવ્યો.

**ગનપાઉડર પ્લૉટ ૧૬૦૫**:—ત્યારપછી ૧૬૦૫ માં ગનપાઉડર પ્લૉટ નામનું કાવતરૂં પકડાયું. જેમ્સ તરફથી આપણને ઘણી સવળતા મળશે એવી રોમન કૅથૉલિક પંથવાળાઓને આશા હતી. પણ એ આશા ખોટી ઠરી અને ઉલટું ધાર્મિક બાબતોમાં † તેમને હેરાનગતિ થવા લાગી. ત્યારે નિરુપાયે રૉબર્ટ કેટ્સબી અને તેના કેટલાક રોમન કૅથૉલિક પંથના સાથીદારોએ એક ભયંકર તરકટ રચ્યું. તેમણે પાર્લમેન્ટના સભાગૃહની નીચેનું ભોંયરૂં ભાડે રાખી તેમાં બંદૂકનો દારૂ ભર્યો અને પાર્લમેન્ટની બેઠકના પહેલા જ દિવસે જ્યારે રાજા, ઉમરાવ અને આમની સભાના સભ્યો સઘળા મળ્યા હોય ત્યારે ભોંયરાંમાંનો બંદૂકનો દારૂ સળગાવી દઈ બધાનો નાશ કરવાનો તેમણે ઠરાવ કર્યો. આ ભયંકર કૃત્ય કરવાનું **ગાઈ ફૉકસ** નામના એક માણસને સોંપવામાં

---

* ઍરાબેલા સ્ટુઅર્ટ અને જેમ્સનું સગપણ ૧૨૬ મે પાને વંશાવળીમાં બતાવ્યું છે.

† કૅથૉલિક લોકોને હેરાન કરવા માટે જેમ્સે એપિસ્કોપેલિઅન પંથના દેવળોમાં પ્રાર્થના કરવા ન જવા માટે તેમને દંડ કરવાની શરૂઆત કરી. એ દંડ વસૂલ કરવા માટે કેટલાકની જમીન જપ્ત કરવામાં આવી. આવી રીતે એક વર્ષમાં ૬૦૦૦ કૅથૉલિકોને દેવળમાં ન જવાના ગુના માટે કોર્ટમાં ઘસડવામાં આવ્યા.

આવ્યું હતું. આ તરકટમાં સામેલ થયેલા એક ગૃહસ્થે ઉમરાવો સભામાંના **લૉર્ડ મૉંટેગલ** નામના એક રોમન કૅથૉલિક ઉમરાવ પ્રાણ બચાવવા માટે તેના પર એક નનામો પત્ર લખી તેને એ સૂચવ્યું કે '૫ મી નવેંબરને દિવસે ઉઘડતી પાર્લમેન્ટની બેઠક તમારે હાજર રહેવું નહિ, કારણ કે તે દિવસે મોટો અનર્થ થન છે.' લૉર્ડ મૉંટેગલ આ પત્રનો અર્થ સમજ્યો નહિ, તેથી તેણે પત્ર જેમ્સ તરફ મોકલ્યો. જેમ્સના મુખ્ય મંત્રી **રૉબર્ટ સેસિલ** કાવતરાંનો વહેમ આવવાથી તેણે પાર્લમેન્ટની સભા ભરવાને આગ દિવસે (૪ નવેંબર) પાર્લમેન્ટના સભાગૃહની નીચેના ભોંયરાંમાં જાસૂ અને સિપાઈને મોકલ્યા. ત્યારે સભાગૃહની નીચે ભોંયરાંમાં બંદૂકનો દ ભરેલો માલમ પડ્યો. તેમ જ આગ લગાડવાને તૈયાર રહેલો **ગા ફૉક્સ** પણ પકડાઈ ગયો. પછી ગાઈ ફૉક્સને અને તેના સાથીદારો ફાંસી દેવામાં આવી. આ પ્રકારે આ કાવતરાંમાં રોમન કૅથૉલિ પંથવાળાઓનો સંબંધ ઉઘાડો પડવાથી સર્વત્ર તેમનો તિરસ્કાર અ ફિટકાર થવા લાગ્યો. ત્યારપછી તેમના વિરુદ્ધ કાયદો * કરવામાં આવ્ અને તેને સખ્તાઈથી અમલમાં મૂકવામાં આવ્યો.

**જેમ્સ અને પાર્લમેન્ટ:**—રાજાની સત્તા અને તેનો અધિક **ઈશ્વરદત્ત** છે, માટે કોઈએ પણ તેનો વિરોધ કરવો નહિ, એવો જેમ્સન મત હતો. તેથી જેમ્સ અને પાર્લમેન્ટ વચ્ચે એક બીજાના અધિક માટે અણબનાવ થશે એવું જણાવા લાગ્યું. રાણી ઇલિઝાબેથના વખતથ સ્પેન અને ઇંગ્લંડ વચ્ચે હાડવેર હોવાથી સ્પેન સાથે મિત્રતા ન હો એ જાણે નક્કી ઠરેલી વાત જ હોય તેમ સ્પેન સાથે મિત્રતા કરવા જેમ્સની રાજનીતિ પાર્લમેન્ટને પસંદ પડી નહિ. જેમ્સની પહેલ પાર્લમેન્ટ ૧૬૦૪ થી ૧૬૧૧ સુધી બેઠી હતી. એ પાર્લમેન્ટે તે તેની હયાતિ સુધી **ટનેજ અને પાઉંડેજ** નામની આયાત અ

---

* રોમન કૅથૉલિકોને લંડનમાં રહેવાની બંધી કરવામાં આવ તેમને વકીલ કે દાક્તરનો ધંધો કરવાની પણ કાયદાથી બંધ કરવામાં આવી.

નિકાસ માલ પર જકાત વસૂલ કરવાની મંજૂરી આપી. દારૂના **દર ટન ઉપર** અને બીજા માલના દર **પાઉંડ ઉપર** એ જકાત આકારવામાં આવી હતી માટે તેને **ટનેજ** અને **પાઉંડેજ** કહે છે. એ જકાતની ઉત્પન્ન સિવાય રાજાની માલિકીની જમીન અને સરંજામી ભેટમાંથી પણ તેને ઉપજ મળતી હતી. પણ અમેરિકામાંથી યુરોપ અને ઇંગ્લંડમાં ૧૬ માં સૈકામાં સોના તથા રૂપાની સારી આયાત થવાથી જણસોના ભાવ ઘણા વધ્યા, અને રાજાની ઠરાવેલી ઉપજ રાજકારભારના ખરચ માટે ઓછી પડવા લાગી ત્યારે તેણે પાર્લમેન્ટની સંમતિ વિના પોતાના જ અધિકારથી ૧૬૦૮ માં આયાત માલ પર જકાત (ટનેજ અને પાઉંડેજ) વધારી.* આ વધારેલી જકાત આપવાની કોઈ ના પાડતો તો તેને શિક્ષા પણ થતી. ત્યારે પાર્લમેન્ટે એ બાબત તકરાર ઉઠાવી અને કર મૂકવાનો અધિકાર પાર્લમેન્ટનો છે, રાજાનો નથી, એવું જાહેર કર્યું. પાર્લમેન્ટના આ કૃત્યથી જેમ્સ ગુસ્સે થયો અને તેણે તે પાર્લમેન્ટ બરખાસ્ત કરી (૧૬૧૧). ત્યાર પછી ત્રણ વર્ષસુધી જેમ્સે પાર્લમેન્ટ બોલાવી નહિ અને પોતાના અધિકારથી જ કર મૂકવાની પ્રથા શરૂ કરી. પણ એમ કરવાથી એને જોઈતા પૂરા પૈસા મળતા નહિ, તેથી તેણે ૧૬૧૪ માં પાર્લમેન્ટ પાછી બોલાવી. પણ આ પાર્લમેન્ટે પણ રાજાની વર્તણુક પર ટીકા કરી અને પાર્લમેન્ટની સંમતિ વિના રાજાથી કર મૂકાય નહિ એવું જાહેર કર્યું. ત્યારે જેમ્સે એ પાર્લમેન્ટ પણ બરખાસ્ત કરી (૧૬૧૪). આ પાર્લમેન્ટમાં આગળ જતાં પ્રસિદ્ધિમાં આવનારા **જૉન પિમ** અને **સર જૉન ઈલિઅટ** સભાસદ હતા. આ પછી સાત વર્ષસુધી તેણે બીજી

---

* ટનેજ અને પાઉંડેજ નામની આયાત અને નિકાસ માલપર જકાત જિંદગી પર્યંત વસૂલ કરવાની મંજૂરી પાર્લમેન્ટે જેમ્સને આપી હતી, અને કયા માલપર કેટલો કર લેવો તેનું એક કોષ્ટક ઠરાવ્યું હતું. પણ જેમ્સે પોતાના જ અધિકારથી એ ઠરાવેલા કોષ્ટકનો દર વધાર્યો. આ વધારાને 'ન્યૂ ઇંપોઝીશન્સ' (New Impositions) કહે છે.

પાર્લમેન્ટ બોલાવી જ નહિ, અને રાજ્યકારભારના, દરબારના અને બીજા ખરચને માટે તેણે પોતાના જ અધિકારથી આયાત અને નિકાસ માલપર જકાત વધારી; એકાદ જણસનો વેપાર કરવાનો '**ઇજારો**' (Monopoly) વેચાતો આપવાની પદ્ધતિ જે ઇલિઝાબેથના વખતમાં બંધ કરવામાં આવી હતી તે તેણે પાછી ચાલુ કરી. મોટી મોટી પદવિઓ અને ખિતાબો જેમ્સ વેચવા લાગ્યો અને નજરાણાં લેવાનો રિવાજ તેણે પાછો ચાલુ કર્યો.

**જેમ્સના મંત્રી રૉબર્ટ સેસિલ, સમરસેટ અને બકિંગ-હામ**:—જેમ્સ અને પાર્લમેન્ટ વચ્ચે અણબનાવ ચાલતો હોવાથી તેના મંત્રીઓમાં પણ ફેરફાર થયાં કરતો હતો. ૧૬૦૩ થી ૧૬૧૨ સુધી **રૉબર્ટ સેસિલ** તેનો મુખ્ય મંત્રી હતો. જેમ્સે તેને ૧૬૦૫ માં **સૉલ્સબરીનો અર્લ** બનાવ્યો. સેસિલ બાહોશ મુત્સદ્દી અને કર્તૃત્વવાન્ હોવાથી રાજ્યકારભાર સારી રીતે ચાલ્યો હતો. પણ તે ૧૬૧૨ માં મરણ પામ્યો. ત્યારે જેમ્સે સ્કૉટલંડથી આવેલા **રોબર્ટ કર** નામના ગૃહસ્થને **સમરસેટનો અર્લ** બનાવી તેને મુખ્ય મંત્રી નીમ્યો. મોહક ચહેરો અને નાટકીપણાં સિવાય તેનામાં કોઇપણ ગુણ નહોતો. તે સ્વાર્થી અને નાલાયક હતો. ૧૬૧૬ સુધી જેમ્સ આગળ સમરસેટનું વજન રહ્યું. પણ છેવટે તેની વર્તણૂક માટે જેમ્સને પણ તિરસ્કાર આવ્યો ત્યારે તેણે તેને કેદમાં નાંખ્યો. ત્યારપછી જેમ્સે **જ્યૉર્જ વિલિઅર્સ** નામના ગૃહસ્થને '**બકિંગહામનો ડ્યૂક**' બનાવી પોતાનો મુખ્ય પ્રધાન નીમ્યો. બકિંગહામ પહોંચેલો હોવાને લીધે તેણે જેમ્સ અને તેના છોકરા ચાર્લ્સ બંને પર પોતાની છાપ ઠીક પાડી હતી.

**સર વૉલ્ટર રૅલે**:—ઇલિઝાબેથની કારકિર્દીમાં દરીઆઈ સફરો માટે અને ઉત્તમ સરદાર તરીકે **સર વૉલ્ટર રૅલે** પ્રસિદ્ધિમાં આવ્યો હતો. ૧૬૦૩ માં 'મેન પ્લૉટ' નામના કાવતરાંમાં સંડોવાયલો માલમ પડવાથી જેમ્સે તેને તુરંગમાં નાંખ્યો હતો. અગાઉ સર વૉલ્ટર રૅલેએ અમેરિકા તરફ સફર કરી હતી અને તેથી તેને એ પ્રદેશ વિષે સારી માહિતી હતી. તેણે જેમ્સને તુરંગમાંથી કહેવડાવ્યું કે જો મને છૂટો કરવામાં આવે તો દક્ષિણ અમેરિકામાંની સોનાની ખાણોની શોધ હું તમને કરી

આપું. સોનાની ખાણોની શોધ હાથ લાગવાથી આપણને ઘણું દ્રવ્ય પ્રાપ્તિ થશે એમ લાગવાથી જેમ્સે રૅલેને તુરંગમાંથી છૂટો કર્યો અને દક્ષિણ અમેરિકામાંના સ્પૅનિશ સંસ્થાનો સાથે સલૂકાઇ રાખી એ કામ પાર ઉતરવાની શરતે જેમ્સે તેને મુક્ત કર્યો અને સફરે મોકલ્યો (૧૬૧૬). પણ રૅલેના હાથ નીચેના માણસોને અમેરિકામાંના સ્પૅનિઆર્ડ લોકો સાથે ટંટો થયો અને તેમણે સ્પૅનિઆર્ડ લોકોના એક ગામનો નાશ કર્યો. રૅલેને ત્યાં કોઈ સોનાની ખાણની શોધ લાગી નહિ. તેનો છોકરો અને તેની સાથે ગયેલા માણસોમાંના ઘણાં ત્યાં માંદા પડી મરણ પામ્યા. તેથી કામ પાર પાડ્યા વિના રૅલેને પાછાં આવવું પડ્યું. સ્પેનના રાજાએ રૅલેના વર્તન માટે જેમ્સને ફરિયાદ કરી. ત્યારે તેને ખુશ કરવા માટે ૧૪ વર્ષ ઉપર મેનપ્લૉટમાં ભાગ લેવા માટે રૅલેને જે ફાંસીની શિક્ષા થઈ હતી તે જેમ્સે અમલમાં મૂકી રૅલેને ફાંસી આપી (૧૬૧૮).

**જેમ્સની પરદેશી રાજ્યનીતિ**:—ઘણા કાળ સુધી રહેલા સ્પેનના શ્રેષ્ઠત્વ માટે જેમ્સને માન હતું, તેથી પોતાના પુત્ર ચાર્લ્સનું લગ્ન સ્પેનના રાજાની છોકરી સાથે કરી સ્પેન સાથે સગપણ અને મૈત્રી કરવાની જેમ્સને ઘણી ઇચ્છા હતી. પણ પાર્લમેન્ટને તેની એ રાજનીતિ પસંદ નહોતી. તે વખતે **ગંડોમાર** નામનો સ્પેનનો વકીલ ઇંગ્લંડના દરબારમાં હતો. તેણે સ્પેનનાં વૈભવ અને શ્રેષ્ઠત્વ વિષે જેમ્સપર સંપૂર્ણ છાપ પાડી હતી તેથી જેમ્સની ઉપલી ઇચ્છા અધિક દૃઢ થઈ હતી. એ અરસામાં સર વૉલ્ટર રૅલેનું પ્રકરણ ઉપસ્થિત થયું, અને તેમાં માત્ર સ્પેનને ખુશ કરવા માટે જેમ્સે રૅલેનો નાશ કર્યો.

૧૬૧૮ માં જર્મનીમાં ધાર્મિક પ્રશ્નનો નિકાલ લાવવા માટે રોમન કૅથૉલિક અને પ્રૉટેસ્ટંટ પંથનાં સંસ્થાનિકો વચ્ચે **ત્રીસ વર્ષ સુધિ ટકેલું યુદ્ધ** (૧૬૧૮–૧૬૪૮) શરૂ થયું. જર્મનીના પૅલેટાઇન સંસ્થાનનો **ફ્રેડરિક** પ્રૉટેસ્ટંટ પંથનો હતો. આ યુદ્ધમાં તેનો પરાજય થયો હતો અને તેનું સંસ્થાન પણ શત્રુના તાબામાં ગયું હતું. ફ્રેડરિક જેમ્સનો જમાઈ (જેમ્સની છોકરી ઇલિઝાબેથનો પતિ) થતો હતો. તેથી તેને મદદ કરવા માટે લશ્કર મોકલવું જોઈએ એમ જેમ્સને લાગ્યું. પ્રૉટેસ્ટંટ

પંથના સંસ્થાનને મદદ કરવા માટે પાર્લમેન્ટ પૈસાની મંજૂરી આ
એમ ધારી તેણે ૧૬૨૧ માં પાર્લમેન્ટ બોલાવી.

**જેમ્સ અને પાર્લમેન્ટ વચ્ચે અણબનાવ :—** ૧૬૨૧ ભરાયલી પાર્લમેન્ટે જર્મનીમાં શરૂ થયેલાં યુદ્ધમાં પ્રૉટેસ્ટંટપંથીને મ કરવા માટે પૈસા મંજૂર કર્યા. પણ ત્યારપછી પાર્લમેન્ટે રાજ્યકારભ પર ધ્યાન આપવા ઠરાવ્યું. પાર્લમેન્ટની સંમતિ વિના આયાત અ નિકાસ માલ પર જકાત વધારવાના, નજરાણાં લેવાના, ઇજારા વેચવા વગેરે જેમ્સના કાયદા વિરુદ્ધના કૃત્યોપર પાર્લમેન્ટે ટીકા કરી અ પાર્લમેન્ટની સંમતિ વિના રાજાથી પ્રજાપર કર મૂકાય નહિ એમ જાહ કર્યું. ત્યારપછી મુખ્ય ન્યાયાધિશ લૉર્ડ ચૅન્સેલર **બેકન**પર લાંચ લેવા આરોપ મૂકી તે સંબંધે તપાસ * કરવામાં આવી. બેકને અપરા કબૂલ કર્યો તેથી તેનો અધિકાર લઈ લીધો અને તેને ભારે કરવામાં આવ્યો (૧૬૨૧). સ્પેન સાથે મિત્રતા રાખવાનું જેમ્સ ધોરણ અમને પસંદ નથી એમ આ પાર્લમેન્ટે જેમ્સને કહ્યું, તેમ રાજપુત્ર ચાર્લ્સનો વિવાહ સ્પેનની રાજકન્યા સાથે કરવાનો જે ઘ ઘડાતો હતો તે સંબંધે પણ પાર્લમેન્ટે નાપસંદગી બતાવી, અને કો એક પ્રૉટેસ્ટંટ પંથની રાજકન્યા સાથે રાજપુત્રનો વિવાહ કરો એ જેમ્સને સૂચવ્યું. આમ તેના અધિકારમાં અને તેની ખાનગી બાબતઃ વિનાકારણ પાર્લમેન્ટ વચ્ચે પડે છે તે જોઈ જેમ્સે તે પાર્લમેન્ટ રૂખસદ આપી (૧૬૨૨) અને તેમાંના આગેવાનોને તુરંગમાં પૂર્યા.

સ્પેનની રાજકન્યા સાથે ચાર્લ્સનો વિવાહ થાય એવી જેમ્સ ઇચ્છા હતી. પરંતુ એ વિવાહ સંબંધે સ્પેનનો રાજા તો કંઈ બોલતો નહોતો. ત્યારે એ બાબતનો નિકાલ લાવવા માટે રાજપુત્ર ચાલ

---

* બેકનની તપાસ 'ઇંપીચમેન્ટ' પદ્ધતિથી થઈ હતી. રાજા મુખ્ય મંત્રીની કે બીજા કોઈ મોટા હોદ્દેદારની તપાસ આમની સભ ઉમરાવની સભાસમક્ષ કરાવે છે. એ તપાસમાં આમની સભાનું કા આરોપ સિદ્ધ કરવાનું હોય છે, અને ઉમરાવની સભાનું કામ ન્યા આપવાનું હોય છે. આવી તપાસને 'ઇંપીચમેન્ટ' કહે છે.

અને પ્રધાન બકિંગહામ સ્પેન ગયા. તોપણ સ્પેનના રાજાએ એ બાબતને સંમતિ આપી નહિ (૧૬૨૨). તેથી ચાર્લ્સ સ્પેનના રાજાપર ગુસ્સે થયો અને ઇંગ્લંડ પાછા આવીને ફ્રાન્સ સાથે મિત્રતા કરી સ્પેન સાથે યુદ્ધ કરવા તેણે જેમ્સને સમજાવ્યો. ત્યારપછી હેન્રીએટા મેરિઆ નામની રોમન કૅથૉલિક પંથની ફ્રેન્ચ રાજકન્યા સાથે ચાર્લ્સનું લગ્ન કરવાનું ઠર્યું. એ લગ્ન માટે તૈયારી ચાલતી હતી તેવામાં ૧૬૨૫ના માર્ચ મહીનામાં જેમ્સ મરણ પામ્યો.

**વેપાર અને સંસ્થાનોની વૃદ્ધિઃ**—જેમ્સની કારકિર્દીમાં વેપાર અને સંસ્થાનોની બાબતમાં ઘણી વૃદ્ધિ થઈ. એના વખતમાં આયર્લંડના **અલ્સ્ટર** પરગણામાં ઇંગ્લિશ અને સ્કૉટિશ લોક જઈ એક સંસ્થાન સ્થાપ્યું. તેજ પ્રમાણે અમેરિકામાં પણ ઇંગ્લિશ સંસ્થાનોનો પાયો નાંખવામાં આવ્યો. **સર વૉલ્ટર** રૅલેએ ઇલિઝાબેથના વખતમાં ઉત્તર અમેરિકામાં એક સંસ્થાન સ્થાપવા કોશિશ કરી હતી. એ સંસ્થાનને ઇલિઝાબેથ રાણીના સ્મરણાર્થે **વરજિનિઆ** (વર્જિન=કુમારિકા) નામ આપવામાં આવ્યું હતું, પણ તે વખતે સંસ્થાન સ્થાપવાના કામમાં ફત્તેહ મળિ નહિ. પછી જેમ્સની કારકિર્દીમાં ૧૬૦૭ માં કેટલાક અંગ્રેજોએ એજ ઠેકાણે એક સંસ્થાન સ્થાપ્યું. આજ અરસામાં વેસ્ટ ઇંડીઝ ટાપુઓમાંના 'બારબેડૉસ' નામનો ટાપુ અંગ્રેજોએ પોતાના તાબામાં લીધો. વરજિનિઆ અને બારબેડૉસમાં ઉષ્ણ કટિબંધમાં પાકતા તંબાકુ, કપાસ વગેરે પદાર્થોની ખેતી કરવામાં આવી અને તેમાં કામ કરવા માટે આગળ જતાં આફ્રિકામાંથી નીગ્રો ગુલામોને લાવવામાં આવ્યા. ત્યારપછી ઇંગ્લંડના પ્યુરિટન પંથના લોકોએ ધાર્મિક જુલમથી કંટાળી ઇંગ્લંડ છોડી ઉત્તર અમેરિકામાં જઈ ત્યાં એક સંસ્થાન સ્થાપ્યું. ઇંગ્લંડમાં આપણાથી આપણા ધાર્મિક મત પ્રમાણે રહી શકાશે નહિ એમ જાણી '**મેફ્લાવર**' નામના એક નાના વહાણમાં બેસી એ લોકોએ ઇંગ્લંડનો કિનારો છોડ્યો અને તેમણે ઉત્તર અમેરિકામાં **ન્યૂ પ્લિમથ** નામનું સંસ્થાન કર્યું (૧૬૨૦). એ લોકોએ ધર્મને માટે ઇંગ્લંડ છોડ્યું તેથી તેમને '**પિલગ્રિમ ફાધર્સ**' (Pilgrim Fathers) કહેવામાં આવ્યા.

ત્યારપછી વળી વધારે પ્યુરિટન લોક ઇંગ્લંડથી અમેરિકા ગયા અ તેમણે **પહેલા આવેલા લોકની પાસે જ મૅસાચ્યૂસેટ્સ** અ બીજા બે સંસ્થાનો સ્થાપન કર્યાં. આ ચાર સંસ્થાનો **'ન્યૂ ઇંગ્લં સંસ્થાનો'** કહેવાયાં. જેમ્સની કારકીર્દીમાં સંસ્થાનો પ્રમાણે ઇંગ્લંડ વેપાર પણ ઘણો વધ્યો, અને ઇંગ્લિશ વેપારીઓ હિંદુસ્તાન, ચી આફ્રિકા, મસાલાના બેટો, વગેરે દૂરના પ્રદેશો સાથે વેપાર કર લાગ્યા. ઇલિઝાબેથની કારકીર્દીમાં ઇ. સ. ૧૬૦૦ માં પૂર્વ તરફ પ્રદેશો સાથે વેપાર કરવા માટે ઇસ્ટ ઇંડિઆ કંપની સ્થાપવામાં આ હતી. પૂર્વ તરફના દેશો સાથેના વેપારની બાબતમાં ઇસ્ટ ઇંડિ કંપની અને ડચ ઇસ્ટ ઇંડિઆ કંપની વચ્ચે ચકમક ઝરવા લાગી હતી.

**બીજી બાબતો** :—આ સમયમાં શહેરોની બાંધણી અને રચ ગલીચ પ્રકારની હોવાને લીધે વારંવાર રોગો થતા હતા. જેમ્સ કારકીર્દીને પહેલે જ વર્ષે ખુદ લંડન શહેરમાં ત્રીસ હજાર લોક પ્લેગ મરણ પામ્યા. જેમ્સના વખતથી સામાન્ય લોકો રાજ્યદ્વારી બાબ તરફ લક્ષ આપવા લાગ્યા અને રાજકીય બાબતોની માહિતીનો લોકો પ્રસાર કરવા માટે **'અઠવાડિક સમાચાર'** નામનું પહેલું વર્તમાન ઇંગ્લંડમાં પ્રસિદ્ધ થવા લાગ્યું ( ૧૬૨૨ ).

## સારાંશ

## પહેલો જેમ્સ ( ૧૬૦૩–૧૬૨૫ )

**જેમ્સનું ખાસ ધોરણ** :—અનિયંત્રિતપણે રાજ્ય કરવું.

'રાજાની ઈશ્વરદત્ત સત્તા' ( Divine Right Theory ).

ઉપલા સિદ્ધાંતમાં માન્યતા અને તે પ્રમાણે વર્તન.

**જેમ્સની વિરુદ્ધ કાવતરાં** :—

૧૬૦૩ મેન પ્લૉટ અને બાઇ પ્લૉટ :—જેમ્સને ગાદીપર પદભ્રષ્ટ કરી ઍરાબેલા સ્ટુઅર્ટને ગાદીએ બેસાડવાનું કાવત પહેલા કાવતરાંમાં સર વૉલ્ટર રૅલેનો હાથ હોવાથી તેને ૧ વર્ષ તુરંગમાં પુરાઈ રહેવું પડ્યું.

૧૬૦૫ ગન પાઉડર પ્લૉટ :—ધાર્મિક જુલમથી કંટાળી રોમન કૉથૉલિકોએ કરેલું તરકટ. કેટ્સબી, ગાઈ ફૉક્સ.

**જેમ્સનું ધાર્મિક ધોરણ—**

૧૬૦૪ હૅમ્પટન કોર્ટ પરિષદ: એપિસ્કોપેલિઅન પંથ તરફ સહાનુભૂતિ.

રોમન કૅથૉલિક અને પ્યુરિટન પંથો પર જુલમ.

૧૬૧૧ બાઇબલનું નવીન ભાષાંતર કરવામાં આવ્યું.

**જેમ્સ અને પાર્લમેન્ટ**

**જેમ્સની માન્યતા :—**

રાજાની ઈશ્વરદત્ત સત્તા ( Divine Right Theory ) એ સિદ્ધાંત પ્રમાણે પાર્લમેન્ટે અને લોકોએ મૂંગે મોંએ અમારી આજ્ઞા પાળવી, અમારો વિરોધ કરવો નહિ, પાર્લમેન્ટની સંમતિ વિના કર ગમે તે મૂકવાનો, કાયદો કરવાનો કે હયાત કાયદાને રદ કરવાનો અધિકાર રાજાને છે એવી જેમ્સની માન્યતા.

**પાર્લમેન્ટની માન્યતા :—**

પાર્લમેન્ટે કરેલો કાયદો પ્રજાને તેમજ રાજાને પણ બંધનકર્તા છે; તેમજ પાર્લમેન્ટની સંમતિ વિના કર મૂકવો ગેરકાયદેસર છે એવી પાર્લમેંટની માન્યતા હતી.

**પાર્લમેન્ટને ન ગમતી એવી નીચેની બાબતો જેમ્સને હાથે થઈ :—**

૧ પાર્લમેન્ટની સંમતિ વિના કર મૂકવો અને વધારવો.

૨ જોર જુલમથી નજરાણાં અને પૈસા કઢાવવા.

૩ ન્યાયાધીશોને દાબ આપી પોતાને ફાવતો ન્યાય કરાવવો.

૪ બૅરોનેટનો ઇલ્કાબ અને ઇજારા વેચવા.

૫ પાર્લમેન્ટનો વિશ્વાસ નહી ધરાવતા પ્રધાનો નીમવા; સમરસેટ, બકિંગહામ.

૬ પાર્લમેન્ટને નાપસંદ પરદેશી રાજનીતિ રાખવી—સ્પેન સાથે મિત્રતા.

**જેમ્સ ઉપલી બાબતો કરે નહિ તે માટે પાર્લમેન્ટે નીચેની બાબતો કરી:—**

૧ પાર્લમેન્ટની ફરિયાદોનો નિકાલ થયા વિના રાજકારભાર માટે રાજાને પૈસાની મંજુરી ન આપવી અને રાજાના કાયદાવિરુદ્ધના વર્તનનો નિષેધ કરવો.

૨ બેકનપર લાંચ ખાવાનું તહોમત મૂક્યું અને તેને દંડ કરાવી બરતરફ કરાવ્યો.

૩ રાજાની પરદેશી રાજનીતિપર (સ્પેન સાથે દોસ્તી) ટીકા કરી.

**જેમ્સના મુખ્ય પ્રધાનો—**

રૉબર્ટ સેસિલ (અર્લ ઑફ સૉલ્સબરી) ૧૬૦૩–૧૬૧૨.

રૉબર્ટ કર (સમરસેટનો અર્લ) ૧૬૧૨–૧૬૧૬.

જ્યૉર્જ વિલિઅર્સ (ડ્યૂક ઑફ બકિંગહામ) ૧૬૧૬–૧૬૨૫.

**તે સમયના પ્રખ્યાત ગૃહસ્થો—**

સર વૉલ્ટર રૅલે—સાહસિક દરીઆઈ મુસાફર અને લેખક.

જૉન પિમ—પાર્લમેન્ટમાં લોકોનો નેતા.

ફ્રાન્સિસ બેકન—લેખક, તત્ત્વવેત્તા અને વિદ્વાન્ ગૃહસ્થ. મુખ્ય ન્યાયાધીશ.

**સંસ્થાનો અને વેપારની વૃદ્ધિ—**

અમેરિકામાં વર્જિનિઆ સંસ્થાન, બાર્બેડૉસ અને વર્જિનિઆમાં તંબાકુ અને રૂની ખેતી. ન્યૂ પ્લિમથ, મૅસેચ્યૂસેટ્સ વગેરે ચાર સંસ્થાનોની સ્થાપના. એ સંસ્થાનોનું 'ન્યુ ઇંગ્લંડ' નામ. આયર્લૅંડમાં અલ્સ્ટર પરગણામાં સંસ્થાન. ઇસ્ટ ઇંડિયા કંપનીનો પૂર્વ તરફના દેશો જોડે વેપાર અને ડચ ઇસ્ટ ઇંડિઆ કંપની સાથે વેપારી સ્પર્ધા.

———

# પ્રકરણ ૯ મું

## પહેલો ચાર્લ્સ

### જન્મ ૧૬૦૦, રાજ્યારોહણ (૨૫ મે વર્ષે) ૧૬૨૫; મૃત્યુ ૧૬૪૯

(૧૬૨૫-૧૬૪૯)

**એના વખતના રાજ્યકર્તાઓ**

| ફ્રાન્સ | સ્પેન |
|---|---|
| ૧૩ મો લુઈ ૧૬૧૦–૧૬૪૩ | ૪ થો ફિલિપ ૧૬૨૧–૧૬૬૫ |
| ૧૪ મો લુઈ ૧૬૪૩–૧૭૧૫ | |

**અગત્યની સાલો—**

૧૬૨૮ 'પિટિશન ઑફ રાઈટ્સ'
૧૬૩૩ વેંટવર્થ આયર્લંડનો લૉર્ડ લેફ્ટેનન્ટ
૧૬૩૩ લૉર્ડ કૅંટરબરીનો આર્ચબિશપ
૧૬૩૮ જૉન હૅમ્પડન પર તહોમત
૧૬૩૮ સ્કૉટિશ લોકોએ રાષ્ટ્રીય ખરિતો પ્રસિદ્ધ કર્યો.
૧૬૪૦ લૉંગ પાર્લમેન્ટની શરૂઆત
૧૬૪૧ સ્ટ્રૅફર્ડને ફાંસી
૧૬૪૨–૪૯ ચાર્લ્સ અને પાર્લમેન્ટ વચ્ચે લડાઈ
૧૬૪૪ માર્સ્ટનમૂરની લડાઈ
૧૬૪૫ નેઝબીની લડાઈ

**ચાર્લ્સનો સ્વભાવ અને અભિપ્રાય:**—જેમ્સ પછી તેનો છોકરો **ચાર્લ્સ** ઇંગ્લંડની ગાદીપર આવ્યો. ચાર્લ્સનો ચહેરો દેખાવડો અને ભવ્ય હતો અને એકંદરે તેની વર્તણૂક સારી હતી. ધાર્મિક બાબતમાં ઇંગ્લંડના એપિસ્કોપેલિઅન પંથ માટે તેને અભિમાન હતું. વિદ્યાકળા તરફ પણ તેની સહાનુભૂતિ સારી હતી. ગાદીપર આવ્યા પછી તેણે **હેન્રીએટા મેરિઆ** નામની ફ્રાન્સની રાજકન્યા સાથે

લગ્ન કર્યું. હેન્રીએટા મેરિઆ રોમન કૅથૉલિક પંથની હતી, તેથી એ લગ્ન પ્યુરિટન પંથના લોકોને પસંદ નહોતું. જેમ્સના પ્રધાન બકિંગહામ પર લોકોને વિશ્વાસ નહોતો અને તે લોકોને અપ્રિય હતો, તેમ છતાં ચાર્લ્સે તેને જ પોતાનો મુખ્ય પ્રધાન નીમ્યો. એ વાત પ્રજાને ગમી નહિ. **'રાજાની ઇશ્વરદત્ત સત્તા'** એ સિદ્ધાંતપર જેમ્સપ્રમાણે ચાર્લ્સની પણ પુરેપુરી માન્યતા હતી અને રાજકીય બાબતમાં તેનો અભિપ્રાય દુરાગ્રહી હતો. તેથી એની કારકિર્દીમાં પણ પાર્લમેન્ટ અને રાજા વચ્ચે અણબનાવ થશે એમ લાગતું હતું.



૧ લો ચાર્લ્સ

**ચાર્લ્સની પરદેશી રાજ્યનીતિ અને પાર્લમેન્ટ :**—ચાર્લ્સ ગાદીપર આવ્યો તે વેળાએ ઇંગ્લંડને સ્પેન સાથે લડાઈ ચાલતી હતી. જર્મનીમાં પણ કૅથૉલિક અને પ્રૉટેસ્ટંટ પંથવાળા સંસ્થાનો વચ્ચે લડાઈ ચાલતી હતી. ત્યારે કૅથૉલિકપંથી સ્પેન સાથે લડાઈ ચાલુ રાખવા અને પ્રૉટેસ્ટંટપંથી જર્મન સંસ્થાનિકોને મદદ કરવા માટે પાર્લમેન્ટ તરફથી પૈસાની મદદ મળશે એમ માની તેણે ૧૬૨૫ માં પાર્લમેન્ટ બોલાવી. ચાર્લ્સના પ્રધાન **બકિંગહામે** જેમ્સની કારકિર્દીમાં થયેલા કરજ માટે ૮ લાખ પાઉન્ડ અને સ્પેન સાથે યુદ્ધ ચાલુ રાખવા માટે ૧૦ લાખ પાઉન્ડની રકમ આ પાર્લમેન્ટ પાસે માગી. પણ ચાર્લ્સે રોમન કૅથૉલિક રાજકન્યા સાથે લગ્ન કર્યું અને બકિંગહામને પ્રધાન નીમ્યો એ વાતો પાર્લમેન્ટને પસંદ પડી નહોતી. તેથી પાર્લમેન્ટે **'ટનેજ અને પાઉન્ડેજ'** ના

કરની વસૂલ થનારી દોઢ લાખ પાઉન્ડની રકમ મંજૂર કરી, અને તે પણ માત્ર એક વર્ષ માટે જ, અને બકિંગહામને બરતરફ કરવાની માગણી કરી. બીજા રાજાઓને ટનેજ અને પાઉન્ડેજ કરની ઉપજ જિંદગીપર્યંત પાર્લમેન્ટે મંજૂર કરી હતી, પણ તેને એક વર્ષ જ એ કરની ઉપજ લેવાની મંજૂરી આપી તે જોઈ ચાર્લ્સને ગુસ્સો ચઢ્યો અને તેણે પાર્લમેન્ટ બરખાસ્ત કરી. ત્યાર પછી પાર્લમેન્ટે સ્પેનનું કૅડિઝ બંદર લેવા માટે સૈન્ય અને અરમાર મોકલ્યાં. પણ તેણે ફત્તેહ મળી નહિ અને પાછા આવવું પડ્યું. સ્પેનની સામે ફ્રાન્સની મદદ મળશે એમ ચાર્લ્સ આશા રાખતો હતો તે પણ નિષ્ફળ નીવડી. એટલે ફ્રાન્સ સાથે પણ તેને દુશ્મનાવટ થઈ. આજ અરસામાં ફ્રાન્સના રાજા અને ફ્રાન્સના હ્યુગેનૉટ્સ લોકો (પ્રૉટેસ્ટંટ પંથના લોકો) વચ્ચે અણબનાવ ચાલતો હતો અને હ્યુગેનૉટોનો **લા રૉશેલ** નામનો ફ્રાન્સને કિનારે આવેલો કિલ્લો કબજે કરી લેવાની ફ્રાન્સનો રાજા કોશિસ કરતો હતો. એ બાબતમાં ઇંગ્લંડના લોકોની સહાનુભૂતિ મળશે એમ ધારી ચાર્લ્સે બકિંગહામની સરદારી નીચે હ્યુગેનૉટ લોકોને મદદ મોકલી. પણ બકિંગહામને અરમારની કે યુદ્ધકળાની માહિતી નહિ હોવાને લીધે એ કામમાં તેની હાર થઇ અને તેને પાછા ફરવું પડ્યું (૧૬૨૭). તો પણ **લા રૉશેલ**ને ઘેરામાંથી મુક્ત કરવા માટે ફરી એક વાર જવાનું તેને મન થયું અને તે માટે સૈન્ય એકઠું કરવામાં રોકાયો હતો તે દરમ્યાન ૧૬૨૮ ના ઑગસ્ટ માસમાં **જૉન ફેલ્ટન** નામના તેના એક શત્રુએ પોર્ટસ્મથમાં તેનું ખૂન કર્યું.

ફ્રાન્સ અને સ્પેન સાથે ચાલતાં યુદ્ધ માટે અને રાજ્યકારભારના ખર્ચ માટે ચાર્લ્સને પૈસા જોઈતા હતા, તેથી તેણે ૧૬૨૬ માં પાર્લમેન્ટ પાછી બોલાવી. પણ આ પાર્લમેન્ટે બકિંગહામને મંત્રીપદ-પરથી રાજા કાઢી ન મૂકે તો પૈસા આપવા ના પાડી અને રાજાને ખરાબ સલાહ આપવા માટે બકિંગહામપર તહોમત (ઇંપીચમેન્ટ) મૂકવાનો ઠરાવ કર્યો. પાર્લમેન્ટની આ વર્તણૂક માટે ચાર્લ્સને ગુસ્સો ચઢ્યો અને મારા મંત્રી વિરુદ્ધ એક શબ્દ પણ કોઈને બોલવા નહિ દઉં એમ તેણે સર્વને જણાવ્યું. વાસ્તવિક રીતે ગેરકાયદે

કારભાર ચલાવનારા પ્રધાનોપર તહોમત મૂકી તેમને કાઢી મૂકવા માટે રાજા આગળ માગણી કરવાનો હક પાર્લમેન્ટને હતો અને ૧૪ મા અને ૧૫ મા સૈકામાં પાર્લમેન્ટે આ હકનો ઉપયોગ પણ કર્યો હતો. તોપણ ચાર્લ્સે પાર્લમેન્ટના એ હકનો અસ્વીકાર કર્યો અને ૧૬૨૬ ના જૂનમાં એ પાર્લમેન્ટને પણ બરખાસ્ત કરી. ત્યારપછી તેણે પોતાની જ સત્તાથી નાણાં એકઠાં કરવા માંડ્યાં. તે જોરજુલુમથી લોકો પાસેથી પૈસા કરજે લેવા લાગ્યો, આપવા ના પાડે તેને કેદખાને નાખવા લાગ્યો, લશ્કરી સિપાઈઓનો ખર્ચ આપવા લોકોને ફરજ પાડવા લાગ્યો અને લશ્કરી કાયદો જાહેર કરી અમલમાં મૂકવા લાગ્યો. આવાં આવાં કાયદાવિરુદ્ધ કામ તેણે કરવા માંડ્યાં.

**પિટિશન ઑફ રાઇટ્સ, ૧૬૨૮ :**—પાર્લમેન્ટની સંમતિ વિના ગેરકાયદેસર રીતે પૈસા ઉભા કરવાના ચાર્લ્સે પ્રયત્ન કર્યા તોપણ રાજ-કારભારના ખર્ચ માટે અને હ્યુગેનૉટ લોકોને મદદ મોકલવા માટે પૂરતા પૈસા મળ્યા નહિ ત્યારે ફ્રાન્સ સામે લડવા સારૂ પૈસા મળશે એમ માની તેણે ૧૬૨૮ માં પાર્લમેન્ટ બોલાવી. આ પાર્લમેન્ટમાં **સર ટૉમસ વેંટવર્થ, સર જૉન ઇલિઅટ, પિમ અને હૅમ્પડન** આગેવાન હતા. તેમના નેતૃત્વ નીચે આ પાર્લમેન્ટે પણ આગળની પાર્લમેન્ટનું ધોરણ સ્વીકાર્યું અને બકિંગહામને મંત્રીપદપરથી કાઢી મૂકવાની માગણી કરી. તેમ જ એ પાર્લમેન્ટે ચાર્લ્સના કાયદાવિરુદ્ધ કૃત્યોનો નિષેધ કર્યો અને એવાં કૃત્યો ફરી થાય નહિ તે માટે '**પિટિશન ઑફ રાઇટ્સ**' નામની એક અરજી રાજાપર મોકલી. એ અરજીમાં ઇંગ્લિશ પ્રજાના પરાપૂર્વથી ચાલી આવેલા નીચેના હકોનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો.

(૧) રાજાએ હવે પછી લોકો પાસેથી સખ્તીથી પૈસા કઢાવવા નહિ; (૨) લશ્કરી સિપાઇઓ વધારી તેનો ખર્ચ આપવા લોકોને ફરજ પાડવી નહિ; (૩) કોઈપણ માણસને તેનાપર મુકાયલો આરોપ સાબિત થયા વિના તુરંગમાં પૂરવો નહિ; અને (૪) શાંતિના વખતમાં લશ્કરી કાયદો અમલમાં મૂકવો નહિ. આ અરજી ચાર્લ્સ મંજૂર કરે નહિ તો તેને માટે પૈસા પણ મંજૂર કરવા નહિ એવો આ પાર્લમેન્ટે

રાવ કર્યો. આ પ્રકારે તેનો અધિકાર મર્યાદિત કરનારી આ અરજીને માન્ય કરવી કે નહિ એ પ્રશ્ન ચાર્લ્સ આગળ આવી પડ્યો. પરંતુ તેને આ વેળાએ પૈસાની ઘણી અડચણ હોવાથી અને બીજી કોઈ પણ તરેહથી પૈસા મેળવવા શકય નથી એ જાણી ચાર્લ્સે આ અરજીને સંમતિ આપી. રાજાએ સંમતિ આપી એટલે એ અરજીને કાયદાનું સ્વરૂપ મળ્યું. ત્યારે પાર્લમેન્ટે ઉદારપણે ૪ લાખ પાઉન્ડની રકમ મંજૂર કરી. રાજાએ 'પિટિશન ઑફ રાઈટ્સ' ના કાયદાને સંમતિ આપી તો ખરી, પણ તે પ્રમાણે ચાલવાનો તેનો મુદ્દલ ઈરાદો ન હતો. પાર્લમેન્ટની બેઠક બરખાસ્ત થયા પછી એ કાયદાવિરુદ્ધ તેણે વર્તવા માંડ્યું. તેણે પોતાની સત્તાથી નવા કર મૂકયા અને જોરજુલમથી નાણાં કઢાવવાની શરૂઆત કરી અને તે આપવા જે કોઈ ના પાડે તેને તુરંગમાં નાંખવાનો સપાટો ચલાવ્યો. રાજાના આ કાયદાવિરુદ્ધના વર્તનપર પાર્લમેન્ટને સહજ જ ચીડ ચડી અને બીજે વર્ષે તેણે બેઠક ભરી (૧૬૨૯), અને તેમાં ચાર્લ્સનો નિષેધ કર્યો. પાર્લમેન્ટનું આવું ઉદ્દામ વર્તન જોઈને રાજાએ પાર્લમેન્ટની બેઠક બંધ કરવાનો હુકમ મોકલ્યો. પણ એ હુકમ પાર્લમેન્ટને વાંચી સંભળાવાય તે પૂર્વે નેતા ઇલિઅટની પ્રેરણાથી પાર્લમેન્ટે 'કૅથૉલિક પંથને જે સંમતિ આપશે, પાર્લમેન્ટની સંમતિ મેળવ્યા વિના કર મૂકવાની જે કોઈ સલાહ આપશે, અને એવા પ્રકારનો કર જે કોઈ ભરશે તે દેશનો શત્રુ ગણાશે' એવો ઠરાવ પસાર કર્યો. ત્યારપછી રાજાનો હુકમ વાંચવામાં આવ્યા પછી સભા બરખાસ્ત થઈ (૧૬૨૯). પછી ચાર્લ્સે એ પાર્લમેન્ટમાં આગેવાન ભાગ લેનારા ઇલિઅટને તુરંગમાં નાંખ્યો.

**ચાર્લ્સનો અનિયંત્રિત કારભાર અને તેના મંત્રી સ્ટ્રૅફર્ડ અને લૉડ**:—ચાર્લ્સનો મંત્રી બકિંગહામ ૧૬૨૮ માં મરણ પામ્યો હતો. ત્યારપછી ચાર્લ્સે **સર ટૉમસ વેંટવર્થ** (સ્ટ્રૅફર્ડનો અર્લ) અને **આર્ચ-બિશપ લૉડને** પોતાના મંત્રી નીમ્યા. સર ટૉમસ વેંટવર્થ હોશિયાર અને કર્તૃત્વવાન્ ગૃહસ્થ હતો. તેને બકિંગહામ સાથે ખાનગી વેર હતું. તેને લીધે બકિંગહામને મંત્રીપદેથી કઢાવી મૂકી તેની તપાસ ચલાવવાના પ્રશ્નમાં રાજાને અરજી કરવાની બાબતમાં પાર્લમેન્ટની

બેઠકમાં તેણે આગેવાન ભાગ લીધો હતો. પણ બકિંગહામના મૃત્યુ પછી ચાર્લ્સે તેને સમજાવી પોતાના પક્ષનો કરી લીધો અને તેને સ્ટ્રૅફર્ડનો અર્લ બનાવી પોતાનો મંત્રી નીમ્યો (૧૬૨૯). ચાર્લ્સનો બીજો મંત્રી વિલિઅમ લૉડ હતો. તેને ચાર્લ્સે કૅંટરબરીનો આર્ચબિશપ (ઈંગ્લંડનો વડો ધર્મગુરુ) નીમ્યો (૧૬૩૩). લૉડ ચુસ્ત એપિસ્કોપેલિઅન હતો. તે વખતે ઈંગ્લંડમાં પ્યુરિટન પંથનો પ્રચાર ઘણો થતો હતો. તેથી તેને તદ્દન નાશ કરવાનો વિચાર લૉડનો હતો. ધાર્મિક બાબતમાં ચાર્લ્સ લૉડની સલાહ પ્રમાણે ચાલતો હતો. ૧૬૨૯ માં પાર્લમેન્ટ બરખાસ્ત કર્યા પછી ૧૧ વર્ષ (૧૬૨૯–૧૬૪૦) સુધી ચાર્લ્સે પાર્લમેન્ટ મુદ્દલ બોલાવી જ નહિ. સ્ટ્રૅફર્ડની સલાહ લઈ પોતાની સત્તાથી તે લોકોપર કર મૂકતો હતો. એ કર ભરવાની જે કોઈ ના પાડે અથવા તેનાં કાયદાવિરુદ્ધના વર્તનપર ટીકા કરે તેને સ્ટાર ચેંબર કોર્ટ મારફત શિક્ષા થવા લાગી. ધાર્મિક બાબતમાં પણ એપિસ્કોપેલિઅન પંથ પ્રમાણે ન ચાલનારા લોકોને શિક્ષા કરવા માટે હાઇ કમિશન કોર્ટ ઉઘાડવામાં આવી. એ કોર્ટનો અધ્યક્ષ આર્ચબિશપ લૉડ હતો. ચાર્લ્સના ઉપર વર્ણવેલા રાજકીય અને ધાર્મિક જુલમથી કંટાળી પ્યુરિટન પંથના ઘણા લોક ઈંગ્લંડ દેશ છોડી સંસ્થાન વસાવવા માટે અમેરિકા ગયા.



મુખ્ય ધર્મોપદેશક લૉડ

**સ્ટ્રૅફર્ડની આયર્લંડ રવાનગી ૧૬૩૩:**—આ અરસામાં આયર્લંડમાં બંડો શરૂ થયાં હતાં તે માટે ચાર્લ્સે સ્ટ્રૅફર્ડને ત્યાં મોકલ્યો. સ્ટ્રૅફર્ડે ૧૬૩૩ થી ૧૬૪૦ સુધી આયર્લંડનો કારભાર ચલાવ્યો. ત્યાં

તેણે એક સૈન્ય ઉભું કર્યું અને તેની મદદથી ખૂનામરકી ચલાવી બધાં બંડો બેસાડી દીધાં અને બંડમાં આગેવાન ભાગ લેનારાઓની જમીન જપ્ત કરી લીધી. ત્યારપછી તેણે આયર્લંડમાં એપિસ્કોપેલિઅન પંથ સ્થાપવાની કોશિશ કરી. પણ ત્યાંના લોક મોટે ભાગે કૅથૉલિક પંથના અને બાકીના પ્યુરિટન અને પ્રેસ્બિટેરિઅન પંથના હોવાને લીધે સ્ટ્રૅફર્ડ એ કામમાં ફાવ્યો નહિ. તેના કડક કારભાર માટે અને ધાર્મિક બાબતમાં હાથ ઘાલવા માટે સર્વ લોક તેનો તિરસ્કાર કરવા લાગ્યા.

**શિપમની કર ૧૬૩૭:**—૧૬૨૯ થી ૧૬૪૦ સુધીના વર્ષોમાં ચાર્લ્સે પાર્લમેન્ટની એક પણ સભા ભરી નહિ, અને પોતાના જ અધિકારથી લોકોપર કર નાંખ્યા. તેણે ટનેજ અને પાઉન્ડેજ વસૂલ કર્યો, ઇજારા વેચ્યા અને મધ્યયુગમાં લેવાતો **શિપમની (વહાણોનો કર)** નામનો કર પાછો ચાલુ કર્યો. પૂર્વે ઍંગ્લો સૅકસન રાજાઓની કારકિર્દીમાં ડેન લોકો તરફથી આવતી સવારીઓ સામું ઇંગ્લંડના કિનારાઓનું રક્ષણ કરવા સમુદ્રકિનારે આવેલાં ગામો પાસેથી આ કર લેવાતો હતો. પરંતુ આ રિવાજ પાછળથી બંધ પડ્યો. હવે ચાર્લ્સે એ કર પાછો ચાલુ કર્યો એટલુંજ નહિ પણ સમુદ્રકિનારાના ગામો ઉપરાંત દેશના સર્વ લોક પાસેથી એ કર ઉઘરાવવા લાગ્યો (૧૬૩૫). પણ જૉન હૅમ્પડન નામના ગૃહસ્થે એ કર પાર્લમેન્ટની સંમતિ વિના મુકાયો છે એમ કહી તે આપવાની સાફ ના પાડી. ત્યારે તેના પર કોર્ટમાં કામ ચલાવવામાં આવ્યું (૧૬૩૭). અને રાજા આપણાપર ગુસ્સે થશે એવી બીકથી ન્યાયાધીશોએ રાજાને એ કર મૂકવાનો અધિકાર છે એમ ઠરાવી હૅમ્પડનને ગુનેગાર ઠરાવ્યો અને તેને ભારે દંડની શિક્ષા કરી.


જૉન હૅમ્પડન

**સ્કૉટલંડમાં એપિસ્કોપેલિઅન પંથ સ્થાપવાનો પ્રયત્ન** :—ચાર્લ્સ તેના કાયદાવિરુદ્ધના વર્તન માટે ઇંગ્લંડમાં અપ્રિય થઈ પડ્યો હતો. પછી તેણે સ્કૉટલંડની ધાર્મિક વ્યવસ્થામાં હાથ ઘાલવા માંડ્યો ત્યારે તે લોક પણ તેનાપર ચીડવાયા. ચાર્લ્સે લૉડની સૂચનાથી ઇંગ્લંડના પ્રાર્થનાના પુસ્તકના આધારપર એક નવું પ્રાર્થનાનું પુસ્તક તૈયાર કરાવ્યું અને તે જ સ્કૉટલંડના બધા દેવળોમાં વાપરવું એવો હુકમ કાઢ્યો. આમ સ્કૉટલંડમાં એપિસ્કોપેલિઅન પંથ ઠોકી બેસાડવાનો પ્રયત્ન થતો જોઈ સ્કૉટિશ લોકો બહુ ગુસ્સે થયા અને તેમણે ઠેકાણે ઠેકાણે બંડો કર્યાં. ત્યારપછી પોતાના પ્રેસ્બિટેરિઅન પંથનું રક્ષણ કરવા માટે સ્કૉટલંડના સરદારો, વેપારીઓ, ખેડૂતો, મજૂરો વગેરે બધા વર્ગના લોકોએ એક **રાષ્ટ્રીય સંઘ** (National Covenant) સ્થાપન કર્યો અને ચાર્લ્સની સામે થવાનું ઠરાવ્યું (૧૬૩૮).

**સ્કૉટલંડ સાથે વિગ્રહ ૧૬૩૯–૧૬૪૦** :—સ્કૉટલંડમાં રાજા વિરુદ્ધ બંડ શરૂ થયું છે એમ સાંભળી ચાર્લ્સ એક સૈન્ય લઈ સ્કૉટલંડ ગયો. પણ સ્કૉટિશ સૈન્ય મોટું જોઈ ચાર્લ્સને લાગ્યું કે એક જબરૂં સૈન્ય ઉભું કર્યા સિવાય આ બંડ બેસાડી દઈ શકાશે નહિ. ત્યારે સ્કૉટ લોકો સાથે સલાહ કરી દઈ તે લંડન પાછો ગયો. તેણે સ્ટ્રૅફર્ડને આયર્લંડમાંથી પાછો બોલાવ્યો અને સ્કૉટ લોકો સાથે લડાઈ કરવા માટે પૈસાની જરૂર હતી તે પૈસા મેળવવા માટે નિરુપાયે ૧૬૪૦ ના એપ્રિલ મહિનામાં તેને પાર્લમેન્ટ બોલવવાની ફરજ પડી. એ પાર્લમેન્ટમાં જૉન પિમ, જૉન હૅમ્પડન વગેરે નેતાઓ હતા. આ પાર્લમેન્ટે છેલ્લા ૧૧ વર્ષમાં ચાર્લ્સે ચલાવેલી જુલમી અને કાયદાવિરુદ્ધની વર્તણૂકનો નિષેધ કર્યો અને તેને ચોખ્ખે ચોખ્ખું કહી દીધું કે તમારૂં વર્તન સુધાર્યા વિના પૈસાની મંજૂરી કદી મળનાર નથી. પાર્લમેન્ટનું આવું ઉદ્દામ વર્તન જોઈ ચાર્લ્સે એક અઠવાડિયામાં તે બરખાસ્ત કરી. આ પાર્લમેન્ટ ફક્ત થોડા જ દિવસ ટકી હતી તેથી એ **શૉર્ટ પાર્લમેન્ટ** કહેવાઈ છે. જો કે ચાર્લ્સે આપણી સાથે સલાહ કરી છે, તોપણ એક મોટું સૈન્ય ઉભું કરી તે આપણા પર પાછો સવારી લાવવાના વિચારમાં છે એમ જાણી સ્કૉટ લોકોએ **એલેકઝાંડર લેસ્લીને**

ક સૈન્ય આપી ઇંગ્લંડપર સવારી કરવા મોકલ્યો. લેસ્લીના સૈન્યે ઇંગ્લંડના ાર ભાગમાં ચાર્લ્સના સૈન્યને હરાવી ત્યાં પોતાનું થાણું સ્થાપ્યું. ત્યારે ર્લ્સે ચડાઈના ખર્ચ પેટે સ્કૉટ લોકોને દર આઠવાડીયાના ૫૦૦૦ પાઉન્ડ .પવાનું કબૂલ કરી સ્કૉટિશ સૈન્ય સાથે સલાહ કરી. પણ એ રકમ લીધા ના સ્કૉટિશ સૈન્ય ઇંગ્લંડમાંથી પાછું જવા તૈયાર નહોતું. પણ ચાર્લ્સ પાસે ા નહોતા તેથી તેને પાર્લમેન્ટ બોલાવવાની ફરજ પડી ( ૧૬૪૦ ).

**લૉંગ પાર્લમેન્ટ (૧૬૪૦-૧૬૬૦):**—ચાર્લ્સની કારકિર્દીમાં યમી વાર તેને પાર્લમેન્ટ બોલાવવી પડી. આ વેળા પણ આગલી જ ર્લમેન્ટના પિમ, હૅમ્પડન વગેરે નેતાઓ હતા અને તેમણે ફરીથી ર્લ્સ પાસે તેના અન્યાયી અને જુલમી વર્તન માટે જવાબ માગવાનો શ્ચય કર્યો. આ પાર્લમેન્ટ ૨૦ વર્ષ સુધી ( ૧૬૪૦-૧૬૬૦ ) ટકી માટે ે લૉંગ પાર્લમેન્ટ કહે છે.

**સ્ટ્રૅફર્ડ અને લૉડને શિક્ષા:**—લૉંગ પાર્લમેન્ટ ચાર્લ્સના અનિયંત્રિત અને કાયદા વિરુદ્ધના કારભારનો અંત લાવવા માટે નીચે પ્રમાણે પગલાં ભર્યાં. રાજાના મંત્રી સ્ટ્રૅફર્ડે કાયદાવિરુદ્ધ, જુલમી અને જોહાકીના કૃત્યો કર્યાં હતાં અને એવાં કામો કરવાની રાજાને સલાહ આપી હતી તેથી તેના ઉપર **રાજદ્રોહ** ( Treason ) નો **આરોપ** મૂકી પાર્લમેન્ટે તેની તપાસ ( Impeachment ) શરૂ કરી. ઇંગ્લીશ કાયદામાં ફકત રાજાનો દ્રોહ કરવાને જ 'ટ્રીઝન' એટલે રાજદ્રોહ ગણી



અર્લ ઑફ સ્ટ્રૅફર્ડ

તે માટે શિક્ષા ફરમાવેલી છે. પરંતુ સ્ટ્રૅફર્ડે દેશની પ્રજાવિરુદ્ધ કામો કર્યાં હતાં, પણ રાજાની તો ઈમાનદારી અને વફાદારીથી સેવા બજાવી હતી તેથી તેનાપર રાજદ્રોહનો આરોપ ટકી શકવાનો બિલકુલ સંભવ નહોતો. ત્યારે બીજા કોઈ પણ રસ્તે તેને શિક્ષા થવી જ જોઈએ એમ નક્કી કરી પાર્લમેન્ટે 'સ્ટ્રૅફર્ડે દેશહિત વિરુદ્ધ કામો કર્યાં છે માટે તેને ફાંસી દેવી' એવો '**બિલ ઑફ ઍટેંડર**' ( Attaint દોષીત ઠરાવવું ) નામનો કાયદો પસાર કર્યો અને તેને ફાંસી દીધી ( ૧૬૪૧ ) અને તેની બધી મિલકત જપ્ત કરી લીધી. ત્યારપછી ચાર્લ્સના બીજા મંત્રી **આર્ચબિશપ લૉડની** તપાસ ( Impeachment ) પણ પાર્લમેન્ટે શરૂ કરી. તે 'સ્ટાર ચેમ્બર' અને 'હાઈ કમિશન કોર્ટ' એ બંને કચેરીનો સભાસદ હતો, અને એ બંને ઠેકાણે તેણે જુલમી અને કાયદાવિરુદ્ધ વર્તન ચલાવ્યું હતું. તેનો ગુનો સાબિત થયો અને પાર્લમેન્ટે તેને કેદખાને નાંખ્યો ( ૧૬૪૧ ) અને પછી ચાર વર્ષ રહીને તેને પણ ફાંસી દેવામાં આવી ( ૧૬૪૫ ).

**લૉંગ પાર્લમેન્ટે કરેલાં દેશહિતનાં કામો ૧૬૪૦-૧૬૪૧** —( ૧ ) ત્યારપછી સ્ટાર ચેમ્બર અને હાઈ કમિશન કોર્ટ—જેની મારફત કાયદાવિરુદ્ધ અને જુલમી કામો થતાં હતાં તે કોર્ટો પાર્લમેન્ટે ૧૬૪૧ માં બંધ કરી; અને એ કોર્ટોના ચુકાદાથી જેઓને તુરંગમાં નાંખવામાં આવ્યા હતા તેમને છોડી મૂકયા. ( ૨ ) રાજાએ પાર્લમેન્ટની સંમતિ વિના લોકોપર મૂકેલા શિપમની, ટનેજ અને પાઉંડેજ નામના કરો, 'બેનેવોલન્સીઝ' એટલે ફરજીઆત નજરાણાં અને જોરજુલમથી કઢાવેલાં ઉધાર નાણાં વગેરે જુલમી કામો ગેરકાયદેસર જાહેર કર્યાં. ( ૩ ) રાજાએ ત્રણ વર્ષમાં પાર્લમેન્ટની સભા એક વાર તો બોલાવવી જ જોઈએ અને કદાચ રાજા સભાની બેઠક ન ભરે તો પાર્લમેન્ટના સભાસદોને પોતાને પાર્લમેન્ટની બેઠક ભરવાનો પૂર્ણ અધિકાર છે એવું ઠરાવનારો **ટ્રાઈએનિઅલ ઍકટ** પાર્લમેન્ટે પસાર કર્યો. ( ૪ ) હવે પછી રાજા પોતાથી મરજી પ્રમાણે પાર્લમેન્ટ બરખાસ્ત કરે નહિ એ માટે પાર્લમેન્ટની મરજી વિના રાજાએ સભા બરખાસ્ત કરવી નહિ એવું પાર્લમેન્ટે ઠરાવ્યું. ( ૫ ) ત્યારપછી ન્યાયાધીશોને રાજાના તંત્ર અને તેની મરજીપ્રમાણે ચાલવાની ફરજ પાડવામાં ન આવે એ

હેતુથી પાર્લમેન્ટની સંમતિ વિના રાજાથી તેમને કાઢી મૂકી શકાય નહિ એવો ઠરાવ કરવામાં આવ્યો. આપ્રમાણે ન્યાયાધીશો પર રાજાની જે સત્તા હતી તે આ કાયદાથી રદ્દ કરવામાં આવી.

**ધાર્મિક પ્રશ્ન–રૂટ અને બ્રાંચબિલ ૧૬૪૧ :**—આવી રીતે રાજાની જુલમી અને જોહાકીની સત્તાપર પ્રતિબંધ મૂકવા માટે કાયદો કર્યા પછી પાર્લમેન્ટે ધાર્મિક બાબત હાથમાં લીધી. ત્યારે એ બાબતસર પાર્લમેન્ટમાં બે તડ પડ્યાં. પાર્લમેન્ટના સભાસદોના મોટા ભાગનું વલણ પ્યુરિટન પંથ તરફ હતું, તેથી તેમણે તેમના નેતા **પિમ** અને **હૅમ્પડન**ની સંમતિથી 'રૂટ અને બ્રાંચ' નામનું બિલ પાર્લમેન્ટ સમક્ષ આણ્યું (૧૬૪૧). આ બિલથી ધાર્મિક બાબતમાં બિશપોની સત્તા અને પ્રાર્થનાનું પુસ્તક રદ થાય અને ઇંગ્લંડની ધર્મ-વ્યવસ્થા પ્રેસ્બિટેરિઅન પંથના મત પ્રમાણે થાય એવું થોડા મતાધિક્યથી ઠરાવવામાં આવ્યું. પણ લૉર્ડ ફૉકલંડ અને એડવર્ડ હાઈડના નેતૃત્વવાળો એક પક્ષ આ બિલની વિરુદ્ધ હતો તેથી પાર્લમેન્ટમાં કુસંપ વધતો ગયો.

**ગ્રૅંડ રીમૉન્સ્ટ્રન્સ નવેંબર ૧૬૪૧ :**—૧૬૪૧ માં પાર્લમેન્ટે પિમની સરદારી નીચે ગ્રૅંડ રીમૉન્સ્ટ્રન્સ નામનો એક ખલીતો તૈયાર કર્યો. તેમાં રાજાએ પોતાની કારકિર્દીમાં કરેલાં જુલમી અને અન્યાયી કામોનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો અને એવાં કામો ફરીથી થાય નહિ એ હેતુથી પાર્લમેન્ટનો જેનાપર વિશ્વાસ હોય એવા જ ગૃહસ્થોને રાજાએ પોતાના મંત્રી નીમવા એવું એ ખલિતામાં સૂચવવામાં આવ્યું હતું. પણ રાજાની અનિયંત્રિત સત્તાપર પ્રતિબંધ મૂકવા માટે પાર્લમેન્ટે તાજેતરમાં જ ઉપાયો યોજ્યા હતા ત્યારે આ ખલીતો પ્રસિદ્ધ કરી ગઈગુજરી પાછી સજીવન કરવી નહિ એમ કહી **હાઈડ** અને **ફૉકલંડ**ના વડપણ હેઠળ પાર્લમેન્ટમાં એ ખલીતા સામે વિરોધ કરવામાં આવ્યો. તોપણ આખરે થોડા મતાધિક્યથી એ **ગ્રૅંડ રીમૉન્સ્ટ્રન્સ**નો ખલીતો પાર્લમેન્ટમાં પસાર થયો અને તે ચાર્લ્સ તરફ મોકલવામાં આવ્યો. આવી રીતે ધાર્મિક બાબત પ્રમાણે રાજકીય બાબતમાં પણ પાર્લમેન્ટમાં ફૂટ પડી.

**પાંચ નેતાઓને પકડવાનો પ્રયત્ન જાન્યુઆરી ૧૬૪૨ :**— આમ પાર્લમેન્ટમાં હાઈડ અને ફૉકલંડની સરદારી નીચે એક મધ્યમ



ચાર્લ્સ પાર્લમેન્ટના પાંચ આગેવાનોને પકડવા માટે પાર્લમેન્ટ સભાગૃહમાં આવે છે

પક્ષ ઉભો થતો હતો ત્યારે તેની સહાનુભૂતિ મેળવવા માટે ચાર્લ્સે મુત્સદ્દીગીરીથી વર્તવું જોઈતું હતું. પણ તેમ ન કરતાં તેની વિરુદ્ધ પડેલા પાર્લમેન્ટના પાંચ નેતા ઉપર રાજદ્રોહનું તહોમત મૂકી તેમને કેદખાને નાંખી તેમનાપર વેર લેવાનો તેણે ઠરાવ કર્યો. ૧૬૪૨ ના જાન્યુઆરીની ૪ થી તારીખે ચાર્લ્સ પોતે ૩૦૦–૪૦૦ સો સિપાઈઓ લઈ પિમ, હૅમ્પડન, હોલ્સ, હેઝલરિગ અને સ્ટ્રોડ નામના પાંચ નેતાઓને પકડવા માટે પાર્લમેન્ટની સભામાં ગયો. રાજા જાતે જ અમને પકડવા આવે છે એમ જાણતાંજ એ પાંચ સભાસદો સભાગૃહમાંથી પલાયન કરી ગયા અને લંડનમાં સંતાઈ રહ્યા. અહીં સભાગૃહમાં આવતાં રાજાને ખબર પડી કે એ પાંચે સભાસદો નાસી ગયા છે ત્યારે તે બહુ નાસીપાસ થઈ ગયો. ચાર્લ્સનું આ કૃત્ય જોઈ લાગ મળતાં ચાર્લ્સ પાછો જુલમી કૃત્યો કરવા ચૂકનાર નથી એવું જોઈ તેની તરફ સહાનુભૂતિ ધરાવનારા લોકો પણ તેનો તિરસ્કાર કરવા લાગ્યા.

**આયર્લંડમાં બંડ, ૧૬૪૧** :—૧૬૪૧ માં આયર્લંડમાં એક મોટું બંડ થયું. સ્ટ્રૅફર્ડ આયર્લંડનો લૉર્ડ ડેપ્યુટી હતો ત્યારે તેણે ત્યાં એક કાયમનું સૈન્ય ઉભું કર્યું હતું અને ત્યાંના રોમન કૅથૉલિક લોકોપર જુલમ કરી તેમની જમીન જપ્ત કરી લીધી હતી; તેથી આઇરિશ લોકો ખીજવાઈ રહ્યા હતા. પણ સ્ટ્રૅફર્ડના કડક અમલને લીધે તે હતો ત્યાંસુધી તેની સામે બંડ કરવા કોઈએ હિંમત કરી નહોતી. પરંતુ સ્ટ્રૅફર્ડના ગયા પછી તેણે દેશ નિકાલ કરેલા **ઓનીલ** નામના નેતાની સરદારી નીચે આઇરિશ લોકોએ બંડ કર્યું અને અલ્સ્ટર પ્રાંતમાં રહેતા પ્રૉટેસ્ટંટ પંથના લોકોપર હુમલો કરી ઘણાને ઠાર કર્યા. ત્યારે એ બંડ બેસાડી દેવા માટે સૈન્ય ઉભું કરવાની જરૂર હતી. પણ એવું સૈન્ય ઉભું કરી રાજાના તાબામાં સોંપીશું તો એ જ સૈન્યની મદદથી રાજા આપણાપર જ જુલમ કરશે એમ પાર્લમેન્ટને લાગવાથી તેણે એવો ઠરાવ કર્યો કે એ સૈન્યના અમલદારો પાર્લમેન્ટના નીમેલા હોવા જોઈએ. પણ રાજાએ એ વાત કબૂલ કરી નહિ અને તેણે પોતે જ સૈન્ય ઉભું કરવા માંડ્યું. એટલે પાર્લમેન્ટે પણ પોતાના અધિકારથી એક સૈન્ય ઉભું કરવા માંડ્યું. પાર્લમેન્ટનું આ કૃત્ય જોઈ ચાર્લ્સ લંડન શહેર છોડી ગયો.

**રાજા અને પાર્લમેન્ટ વચ્ચે યુદ્ધ:**—લંડન છોડી ચાર્લ્સ નૉટિંગહામ ગયો અને ત્યાં સૈન્ય ઉભું કરી તેણે પાર્લમેન્ટ સામે લડાઈ જાહેર કરી (૧૬૪૨). રાજા અને પાર્લમેન્ટ વચ્ચેની આ લડાઈ ૧૬૪૬ સુધી ચાલી. આ યુદ્ધમાં રાજાના પક્ષમાં અમીરઉમરાવ અને સરદાર કુટુંબોના માણસો, અને 'બિશપ અને પ્રાર્થનાનું પુસ્તક હોવું જોઇએ' એવો મત ધરાવનારા એપિસ્કોપેલિઅન પંથના લોક




હતા. રાજાને ઇંગ્લંડના ઉત્તર અને પશ્ચિમ ભાગના લોકોનો ટેકો હતો. રાજાના પક્ષના સૈનિકો **રૉયલિસ્ટ** અથવા **કૅવેલીઅર્સ** (શિલેદાર) કહેવાતા હતા. તેમનો પોશાક ભપકાદાર અને વાળ લાંબા હતા. **ડ્યૂક ઑફ ન્યૂકૅસલ** રાજાના સૈન્યનો સેનાપતિ હતો અને તેના હાથ નીચે લૉર્ડ ફૉકલંડ અને રાજાનો ભાણેજ પ્રિન્સ રૂપર્ટ સરદારો

હતા. પાર્લમેન્ટનું સૈન્ય વિશેષે કરી વેપારી, મધ્યમ અને નીચલા વર્ગના માણસોનું બનેલું હતું. તેઓમાંના ઘણા પ્યુરિટન પંથના હતા. તેઓના વાળ કાપેલા હોવાને લીધે તેઓ '**રાઉન્ડ હેડ**' કહેવાતા હતા. પાર્લમેન્ટને ઇંગ્લંડના પૂર્વ અને દક્ષિણ ભાગનો ટેકો હતો. પાર્લમેન્ટ પક્ષનો સેનાપતિ ઇસેક્સનો અર્લ હતો અને તેના હાથ નીચે ઑલિવર ક્રૉમ્વેલ નામનો ઘોડેસ્વાર પલટણનો સરદાર હતો.

**યુદ્ધ** :—લંડનપર હુમલો કરવા માટે ચાર્લ્સ નૉટિંગહામથી નીકળ્યો. ત્યારે પાર્લમેન્ટના સેનાપતિ ઇસેક્સના અર્લે તેનો સામનો કરવાનો ઠરાવ કર્યો. એ બંને સૈન્યો વચ્ચે **એજહિલ** આગળ લડાઈ થઈ (૧૬૪૨) પણ એ લડાઈમાં કોઈ પક્ષની જીત થઈ નહિ. પછી ૧૬૪૩ ના જૂન મહિનામાં ચાલગ્રીવ ફીલ્ડની લડાઈ થઈ તેમાં પાર્લમેન્ટ પક્ષની હાર થઈ અને એ લડાઈમાં જૉન હૅમ્પડન માર્યો ગયો. એ જ અરસામાં પાર્લમેન્ટનો નેતા પિમ પણ મરણ પામ્યો. ત્યારપછી ન્યૂબરીની લડાઈમાં પાર્લમેન્ટના સેનાપતિ ઇસેક્સના અર્લે રાજાના લશ્કરપર હુમલો કરી તેને હરાવ્યું. આ લડાઈમાં રાજાનો એક સેનાપતિ લૉર્ડ ફૉકલંડ મરણ પામ્યો. જો કે આ લડાઈમાં પાર્લમેન્ટનો જય થયો તો ખરો, તોપણ સ્કૉટિશ લોકોની મદદ લીધા વિના પાર્લમેન્ટ પક્ષને કાયમનો જય મળવાનો નથી એ સ્પષ્ટ માલમ પડી આવ્યું. ત્યારે ઇંગ્લંડમાં પ્રેસ્બિટેરિઅન પંથની સ્થાપના કરવાનું વચન આપી પાર્લમેન્ટે સ્કૉટિશ લોકોની મદદ મેળવી (૧૬૪૩). એટલે કરારપ્રમાણે ૨૦૦૦૦ નું સ્કૉટિશ સૈન્ય સરહદ ઓળંગી ઇંગ્લંડમાં આવ્યું અને ક્રૉમ્વેલની સરદારી નીચેનું પાર્લમેન્ટનું સન્ય તેને મળી ગયું. **ઑલિવર ક્રૉમ્વેલે** પોતાના લશ્કરને લશ્કરી તાલીમ આપી બળવાન કર્યું હતું માટે તે વજ્રદેહી (Ironsides) કહેવાતું હતું. આ સંયુક્ત સૈન્ય અને પ્રિન્સ રૂપર્ટની સરદારી નીચેના રાજાના સૈન્ય વચ્ચે **માર્સ્ટનમૂરની** લડાઈ થઇ તેમાં રાજાના સૈન્યની હાર થઈ (૧૬૪૪ જુલાઈ). આ લડાઈમાં ક્રૉમ્વેલની ઘોડેસવાર પલટણે ઘણું પરાક્રમ કર્યું હતું. ઇંગ્લંડના દક્ષિણ ભાગમાં ન્યૂબરી આગળ એક લડાઈ થઈ તેમાં પણ રાજાના સૈન્યની હાર થઈ.

**ક્રૉમ્વેલે શિસ્ત સૈન્ય સંબંધે કરેલા સુધારા, ૧૬૪૫ :—** પાર્લમેન્ટ પક્ષનો વિજય થવા માટે લાયક લશ્કરી અમલદારો અને કવાયદ પામેલા લશ્કરની જરૂર માલમ પડવાથી ક્રૉમ્વેલે પાર્લમેન્ટ પાસે એક કાયદો કરાવ્યો (૧૬૪૪). તેને **અધિકારત્યાગનો કાયદો** ( Self-denying Ordinance ) કહે છે. આ કાયદાથી પાર્લમેન્ટના સભાસદોને લશ્કરમાં હોદ્દાની જગા સ્વીકારવાની મનાઈ કરવામાં આવી હતી. ક્રૉમ્વેલ પોતે પાર્લમેન્ટનો સભાસદ હતો, પણ તેની બાબતમાં અપવાદ ગણી પાર્લમેન્ટે પોતાના સૈન્યમાં સરદારની જગા સ્વીકારવાની પરવાનગી તેને આપી. ત્યારપછી ક્રૉમ્વેલે પોતાના વજ્રદેહી સૈન્યની માફક પાર્લમેન્ટના આખા સૈન્યને કડક લશ્કરી તાલીમ આપી અને એ પ્રમાણે ૨૦૦૦૦ ચુંટી કાઢેલા સૈનિકોનું એક સૈન્ય તૈયાર કર્યું. આ સૈન્યનો **સર ટૉમસ ફેરફૅક્સ** મુખ્ય સેનાપતિ અને **ક્રૉમ્વેલ** ઘોડેસ્વાર પલટણનો મુખ્ય સેનાપતિ નીમાયા.



ઓલિવર ક્રૉમ્વેલ

**ચાર્લ્સને કેદ કરવામાં આવ્યો :—**પાર્લમેન્ટની સૈન્યની આવી તૈયારી થઈ રહ્યા પછી ૧૬૪૫ માં ક્રૉમ્વેલે નેઝબીની લડાઇમાં ચાર્લ્સના સૈન્યનો પૂરેપુરો પરાજય કર્યો. આ જીતથી ક્રૉમ્વેલનું અને તેના હાથ નીચેના સૈન્યનું મહત્ત્વ ઘણું વધ્યું અને તેથી સર્વ લશ્કરી સત્તા તેના હાથમાં આવી. આ અરસામાં સ્કૉટલંડમાં **મૉંટ્રોઝના અર્લે** ચાર્લ્સને મદદ કરવા માટે ડુંગરાળ પ્રદેશમાં હાઇલંડર્સ લોકનું એક સૈન્ય

ઊભું કર્યું. પણ **ડેવિસ લેસ્લીએ ફિલિફૉગની** લડાઈમાં આ સૈન્યને હરાવ્યું (૧૬૪૫). નેઝબીની લડાઈમાં હાર થયા પછી ચાર્લ્સ ઉત્તર તરફ ચાલી ગયો હતો અને ત્યાં જઈ તે સ્કૉટિશ સૈન્યને શરણે ગયો. પણ સ્કૉટિશ સૈન્યે ૪ લાખ પાઉન્ડ લઈ ચાર્લ્સને પાર્લમેન્ટને સ્વાધીન કરી દીધો અને તે પાછું સ્કૉટલંડ ગયું. પાર્લમેન્ટે ચાર્લ્સને કેદ કર્યો.

**પ્યુરિટન પંથમાં બે પક્ષ : પ્રેસ્બિટેરિઅન્સ અને ઇન્ડિપેન્ડંટ્સ :**—ચાર્લ્સના કેદ થયા પછી પાર્લમેન્ટની બાજુના પ્યુરિટન પક્ષમાં પ્રેસ્બિટેરિઅન અને ઇન્ડિપેન્ડંટ્સ (સ્વતંત્ર) એવા બે પક્ષ પડી ગયા. ઇન્ડિપેન્ડંટ પક્ષને ધાર્મિક બાબતમાં પૂર્ણ સ્વતંત્રતા જોઈતી હતી અને તેમને પ્રેસ્બિટેરિઅન પંથ પ્રમાણે ચાલવાનું પસંદ નહોતું. ઇંગ્લંડમાં રાજસત્તાનો નાશ કરી પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ સ્થાપવાની તેમની ઇચ્છા હતી. પ્રેસ્બિટેરિઅન પક્ષ ઇંગ્લંડમાં બિશપોનું ઉપરીપણું કાઢી નાંખવા અને પ્રાર્થનાનું પુસ્તક રદ કરી પ્રેસ્બિટેરિઅન મત પ્રમાણે સર્વ ધાર્મિક વ્યવસ્થા કરવા માગતો હતો. ઇંગ્લંડમાં લોકનિયંત્રિત રાજસત્તા હોવી જોઈએ એવો તેનો મત હતો. પાર્લમેન્ટમાં પ્રેસ્બિટેરિઅન પક્ષની સંખ્યા વધારે હતી. પણ સ્વતંત્ર પક્ષને ક્રૉમ્વેલનો અને તેના હાથ નીચેના સૈન્યનો ટેકો હતો. તેમણે ચાર્લ્સને પોતાના તાબામાં લીધો. એટલે રાજાની જિંદગીને જોખમનો સંભવ જોઈ સ્કૉટિશ લોકોએ રાજાને છોડવવા માટે **હૅમિલ્ટનને** સૈન્ય આપી મોકલ્યો પણ ક્રૉમ્વેલે તેને **પ્રેસ્ટનની** લડાઈમાં હરાવ્યો (૧૬૪૮). ત્યારપછી ક્રૉમ્વેલે રાજાપર કામ ચલાવવા માટે પાર્લમેન્ટની સભા બોલાવી. પણ પાર્લમેન્ટમાંના પ્રેસ્બિટેરિઅન પક્ષના સભાસદો રાજસત્તાનો નાશ કરવાની બાબતમાં અનુકૂળ થશે નહિ એમ જાણી કર્નલ પ્રાઈડ નામના એક લશ્કરી અમલદારે પ્રેસ્બિટેરિઅન પક્ષના ૯૬ સભાસદોને પાર્લમેન્ટની સભામાં હાજર થતા રોકયા; એટલે સ્વતંત્ર (ઇન્ડિપેન્ડંટ) પક્ષના ૫૩ સભાસદોએ રાજાપર કામ ચલાવવાનો ઠરાવ પસાર કર્યો (૧૬૪૮) અને તપાસ ચલાવવા માટે બ્રૅડશૉ નામના ગૃહસ્થના ઉપરીપણા નીચે એક ન્યાયકોર્ટ સ્થાપી. પણ ચાર્લ્સે એ કોર્ટને મારી તપાસ ચલાવવાની

સત્તા નથી એમ કહીને એ કોર્ટ સમક્ષ પોતાનો બચાવ કરવાની સાફ ના પાડી. પણ આ કોર્ટે ચાર્લ્સપર ‘જુલમી, દેશદ્રોહી અને દેશહિતની વિરુદ્ધ’ હોવાનો આરોપ મૂકી તેને ફાંસીની શિક્ષા ફરમાવી અને તે પ્રમાણે ચાર્લ્સને ફાંસી દેવામાં આવી (૧૬૪૯). રાજા અને પાર્લમેન્ટ વચ્ચે લડાઈ ચાલતી હતી તે દરમ્યાન **રાજપુત્ર ચાર્લ્સ** ઇંગ્લંડમાંથી નાસી ગયો હતો અને હવે બાપ પછી ઇંગ્લંડની ગાદી જો પાછી મેળવવી હોય તો તેણે ક્રૉમ્વેલના સૈન્ય સાથે લડી તેને હરાવવું જ જોઈએ એમ હતું.

## સારાંશ

### ચાર્લ્સનો દેખાવ, સ્વભાવ અને રાજનીતિ—

ઉમદા અને ભવ્ય મુખમુદ્રા. વિદ્યા અને કળા તરફ સહાનુભૂતિ. એપિસ્કોપેલિઅન પંથ માટે અભિમાન. ‘રાજાની ઈશ્વરદત્ત સત્તા’ (Divine Right Theory) એવી માન્યતા અને તેને લીધે અનિયંત્રિતપણે રાજ્ય કરવાનું ધોરણ. પ્રધાન બકિંગહામપર પૂર્ણ ભરોસો.

### રાજા અને પાર્લમેન્ટ વચ્ચે અણબનાવ—

૧૬૨૫ માં પહેલી પાર્લમેન્ટ. ‘રાજાની ઈશ્વરદત્ત સત્તા’ એ સિદ્ધાંત પાર્લમેન્ટને નાકબૂલ. બકિંગહામને મંત્રીપદેથી કાઢી મૂકવાની માગણી. ટનેજ અને પાઉન્ડેજના કરની આવક માત્ર એક વર્ષ માટે જ મંજૂર. ચાર્લ્સે પાર્લમેન્ટ બરખાસ્ત કરી. સ્પેનનું કૅડિઝ બંદર લેવા માટે સવારી પણ તેમાં નિષ્ફળતા. ૧૬૨૬ માં બીજી પાર્લમેન્ટ. બકિંગહામપર કામ ચલાવવાનો ઠરાવ (Impeachment) પાર્લમેન્ટે કર્યો માટે તેને બરખાસ્ત કરી અને પોતાનીજ સત્તાથી કર મૂકયા, જોર-જુલમથી નાણાં કઢાવ્યાં, વિરોધ કરનારાઓને કેદમાં પૂર્યા, લશ્કરી સિપાઇઓનો ખર્ચ લોકો પાસેથી લીધો, વગેરે જુલમી અને કાયદાવિરુદ્ધ કૃત્યો કર્યાં. ફ્રાન્સ સાથે વેર અને બકિંગહામની સરદારી નીચે હ્યુગેનૉટોને મદદ (૧૬૨૭).

તેમાં નિષ્ફળતા. બીજે વર્ષે (૧૬૨૮) ત્રીજી પાર્લમેન્ટ. પિમ, હૅમ્પડન અને ઈલિઅટ એ પાર્લમેન્ટના અગ્રેસરો. રાજાને નાણાંની ગરજ, માટે 'પિટિશન ઑફ્ રાઇટ્સ' નામની સનદપર સહી. પૈસા મેળવ્યા પછી પાછું ગેરકાયદેસર વર્તન. પોતાનીજ સત્તાથી ટનેજ અને પાઉન્ડેજ વગેરે કરની વસૂલાત અને તે ભરવા ના પાડનારાને કેદ. રાજાના આ વર્તનનો પાર્લમેન્ટે કરેલો નિષેધ. માટે એ પાર્લમેન્ટ પણ બરખાસ્ત (૧૬૨૯).

**ચાર્લ્સનો અનિયંત્રિત, જુલમી અને ગેરકાયદેસર રાજ્યકારભાર ૧૬૨૯–૧૬૪૦:—**

ચાર્લ્સે વૅંટવર્થને સ્ટ્રૅફર્ડનો અર્લ બનાવી પોતાના પક્ષનો કરી લીધો. રાજકીય બાબતમાં સ્ટ્રૅફર્ડ અને ધર્મની બાબતમાં લૉડ રાજાના સલાહકાર. આયર્લેંડમાંનું બંડ બેસાડી દેવા માટે સ્ટ્રૅફર્ડનું ત્યાં જવું. ઇંગ્લંડમાં ચાર્લ્સનો જુલમી કારભાર. પાર્લમેન્ટની સંમતિ વિના ટનેજ અને પાઉન્ડેજની વસૂલાત. જોરજુલમથી નજરાણાં લેવાં, ઇજારા વેચવા, શિપમની કર (વહાણવેરો) (૧૬૩૫), જૉન હૅમ્પડનનો તે બાબે વિરોધ, તે માટે તેને કેદ. રાજકીય બાબતમાં સ્ટાર ચેંબર કોર્ટ મારફત અને ધાર્મિક બાબતમાં હાઈકિમિશન કોર્ટ મારફત શિક્ષા. રાજકીય અને ધાર્મિક જુલમને લીધે ઘણા પ્યુરિટન લોક અમેરિકામાં સંસ્થાન વસાવવા ગયા. સ્કૉટડમાં એપિસ્કોપેલિઅન પંથ સ્થાપવાની ચાર્લ્સની કોશિશ અને તે સામે સ્કૉટિશ લોકોનો વિરોધ. ત્યાં રાષ્ટ્રીય સંસ્થાની (National Covenant) સ્થાપના. સ્કૉટલંડ સાથે લડાઈ, તેમાં ચાર્લ્સની હાર, એટલે સ્કૉટિશ લોક સાથે સલાહ. સ્ટ્રૅફર્ડને આયર્લેંડથી પાછો બોલાવ્યો. સ્કૉટલંડ સાથે લડાઈ ચલાવવા માટે પૈસાની જરૂર માટે ચાર્લ્સે પાર્લમેન્ટ બોલાવી (૧૬૪૦). એ પાર્લમેન્ટમાં રાજાના કાયદાવિરુદ્ધના વર્તનનો નિષેધ, એટલે ત્રણ અઠવાડિયામાં પાર્લમેન્ટ

બરખાસ્ત (Short Parliament). સ્કૉટિશ લોકોની સવારી અને ચાર્લ્સની હાર. સ્કૉટિશ લોકોએ ભારે ખંડણી લઈ સલાહ કરી. પૈસાની અડચણને લીધે ચાર્લ્સે પાછી પાર્લમેન્ટ બોલાવી (૧૬૪૦). એ પાર્લમેન્ટ ઘણાં વર્ષ ટકી. માટે તે લૉંગ પાર્લમેન્ટ કહેવાઈ.

**લૉંગ પાર્લમેન્ટ ૧૬૪૦–૧૬૬૦ :—**

પિમ, હૅમ્પડન, સ્ટ્રોડ વગેરે આગેવાન. રાજાના ગેરકાયદેસર વર્તનનો નિષેધ. સ્ટ્રૅફર્ડ અને લૉડને દેશદ્રોહ માટે ફાંસી. સ્ટાર ચેંબર અને હાઈકમિશન કોર્ટો રદ. ટ્રાઈએનિઅલ ઍક્ટ. પાર્લમેન્ટમાં ધાર્મિક પ્રશ્ન માટે બે તડ. લૉર્ડ ફૉકલંડ અને એડવર્ડ હાઈડનો એપિસ્કોપેલિઅન પંથને ટેકો આપનારો પક્ષ. પિમ અને હૅમ્પડનનો પ્યુરિટન પંથને ટેકો આપનારો પક્ષ, અને એ પક્ષના મતાધિક્યથી રૂટ અને બ્રાંચ બિલનું પસાર થવું. ચાર્લ્સના જુલમી કામોનો નિષેધ કરવા માટે ગ્રૅંડ રીમૉન્સ્ટ્રન્સ નામનો ઠરાવ. પાર્લમેન્ટના પિમ, હૅમ્પડન, હોલ્સ, હેઝલરિગ અને સ્ટ્રોડ એ પાંચ નેતાઓને પકડવા ચાર્લ્સની નિષ્ફળ કોશિશ. આયર્લંડમાં બંડ. સૈન્યપર પોતાનો કાબૂ રાખવા પાર્લમેન્ટની કોશિશ. તેથી રાજા અને પાર્લમેન્ટ વચ્ચે યુદ્ધ.

**રાજા અને પાર્લમેન્ટ વચ્ચે યુદ્ધ ૧૬૪૨–૧૬૪૯ :—**

રાજાનો પક્ષ—રાજાના પક્ષનું નામ રૉયલિસ્ટ અથવા કૅવેલિઅર્સ (શિલેદાર). એને એપિસ્કોપેલિઅન પંથ માટે અભિમાન. ડ્યૂક ઑફ ન્યૂકૅસલ મુખ્ય સેનાપતિ અને તેના હાથ નીચે લૉર્ડ ફૉકલંડ અને પ્રિન્સ રૂપર્ટ સરદારો.

પાર્લમેન્ટનો પક્ષ—પાર્લમેન્ટની બાજુના લોકોનું નામ રાઉન્ડ હેડ. તેમાંના ઘણા ખરા પ્યુરિટન પંથવાળા. ઇસેક્સનો અર્લ તેનો મુખ્ય સેનાપતિ. ઑલિવર ક્રૉમ્વેલ તેના હાથ નીચે હયદળનો ઉપરી.

યુદ્ધ ૧૬૪૨-૧૬૪૮

૧૬૪૩ એજહિલની લડાઈ; તેમાં કોઇની હાર નહિ, કોઇની જીત નહિ. ૧૬૪૩ ચાલગ્રીવફીલ્ડની લડાઈ; રાજાની જીત. ૧૬૪૩ ન્યૂબરીની લડાઈ; પાર્લમેન્ટની જીત. ૧૬૪૩ ઇંગ્લંડમાં પ્રેસ્બિટેરિઅન પંથની સ્થાપના કરવાનું વચન અને તે માટે પાર્લમેન્ટને સ્કૉટિશ લોકોની મદદ. ૧૬૪૪ માર્સ્ટનમૂરની લડાઈ, તેમાં ક્રૉમ્વેલે અને સ્કૉટિશ સૈન્યે ચાર્લ્સનો પરાજય કર્યો. ક્રૉમ્વેલે પાર્લમેન્ટના સૈન્યને લશ્કરી તાલીમ આપી. અધિકારત્યાગનો કાયદો (Self-denying Ordinance). ૧૬૪૫ માં નેઝબીની લડાઈમાં ક્રૉમ્વેલે ચાર્લ્સનો પૂરો પરાજય કર્યો. ૧૬૪૬ માં ચાર્લ્સ સ્કૉટિશ પાર્લમેન્ટને શરણે ગયો. તેણે તેને પાર્લમેન્ટને સ્વાધીન કર્યો. પાર્લમેન્ટમાં બે પક્ષ. એક ઑલિવર ક્રૉમ્વેલના વડપણ હેઠળ ઇન્ડિપેન્ડન્ટ પક્ષ (સ્વતંત્ર); એ પક્ષનું મતાધિક્ય નહોતું પણ તેને લશ્કરનો ટેકો. પ્યુરિટન પંથના સભાસદોનો બીજો પક્ષ; તેમની સ્કૉટલંડના પ્રેસ્બિટેરિઅન પંથ તરફ સહાનુભૂતિ. ઇન્ડિપેન્ડન્ટ પક્ષે ચાર્લ્સની તપાસ ચલાવવા માટે બ્રૅડશૉના વડપણ હેઠળ એક કમિશન નીમ્યું અને તે દ્વારા 'જુલમી, દેશદ્રોહી અને રાષ્ટ્રહિતનો વિરોધ કરનારા' કૃત્ય માટે ચાર્લ્સને ફાંસી ૧૬૪૯

---

# પ્રકરણ ૧૦ મું

## ઇંગ્લંડમાં પ્રજાસત્તાક રાજ્ય અને ક્રૉમ્વેલ

(૧૬૪૯–૧૬૬૦)

### તે સમયના રાજ્યકર્તાઓ

| ફ્રાન્સ | સ્પેન |
|---|---|
| ૧૪ મો લુઈ (૧૬૪૩–૧૭૧૫) | ૪ થો ફિલિપ (૧૬૨૧–૧૬૬૫) |

**અગત્યની સાલો—**

| | |
|---|---|
| ૧૬૪૯–૧૬૫૩ રંપ પાર્લમેન્ટ | ૧૬૫૩–૫૮ રાષ્ટ્રરક્ષક ક્રૉમ્વેલ |
| ૧૬૪૯ આયર્લંડમાં બંડ | ૧૬૫૫ સ્પેનનો જેમૈકા બેટ ઇંગ્લંડને મળ્યો |
| ૧૬૫૦–૫૧ સ્કૉટલંડમાં બંડ | ૧૬૬૦ કન્વેન્શન પાર્લમેન્ટ |
| ૧૬૫૧ 'નૅવિગેશન' કાયદો | |
| ૧૬૫૨–૫૪ ડચ લોકો સાથે લડાઈ | |

**રંપ પાર્લમેન્ટ અને ક્રૉમ્વેલ :**—પહેલા ચાર્લ્સને ફાંસી દીધા પછી ઇંગ્લંડમાં બધી સત્તા રંપ પાર્લમેન્ટના હાથમાં આવી. કર્નલ પ્રાઇડે ક્રૉમ્વેલના હુકમ પ્રમાણે ૧૬૪૮ માં લૉંગ પાર્લમેન્ટમાંના પ્રેસ્બિટેરિઅન પંથના અને સૈન્યના વિરોધિઓને હાંકી કાઢ્યા પછી લૉંગ પાર્લમેન્ટનો જે ભાગ બાકી રહ્યો હતો તે રંપ (બાકી રહેલો) પાર્લમેન્ટ કહેવાવા લાગ્યો. એ રંપ પાર્લમેન્ટ, સૈન્ય અને ક્રૉમ્વેલના કહ્યા પ્રમાણે જ કારભાર ચલાવતી હતી. એ રંપ પાર્લમેન્ટે હાથમાં સત્તા આવ્યા પછી નીચે આપેલાં કામો કર્યાં:—(૧) ઇંગ્લંડમાં પ્રજાસત્તાક રાજ્ય જાહેર કર્યું. (૨) ઉમરાવોની સભા નિરૂપયોગી અને રાષ્ટ્રહિતની વિરૂદ્ધ ગણી રદ કરી. (૩) રાજ્યકારભાર ચલાવવા માટે ૪૧ સભાસદોનું એક 'કાઉન્સિલ ઑફ સ્ટેટ' નામનું મંડળ નીમ્યું અને બ્રૅડશૉને તેનો અધ્યક્ષ નીમ્યો (રંપ પાર્લમેન્ટના ઘણા સભાસદો

કાઉન્સિલ ઑફ સ્ટેટના સભાસદ હતા). (૪) ક્રૉમ્વેલને પ્રજાસત્તાક રાજ્યનો સેનાપતિ નીમ્યો.

**આયર્લૅંડમાં બંડ ૧૬૪૯–૫૨:**—ઈંગ્લંડમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયા પછી આયર્લૅંડમાં અને સ્કૉટલંડમાં બંડો શરૂ થયાં. ઇલિઝાબેથના વખતથી જ આયર્લૅંડમાં અસંતોષ ચાલુ તો હતોજ. ઈંગ્લંડના રાજ્યકર્તાઓનું ધોરણ આયર્લૅંડના રોમન કૅથૉલિકો વિરુદ્ધ હતું. એ લોકોનાં ભાંયભાઠાં જપ્ત કરી લઈ તે પ્રૉટેસ્ટંટ પંથવાળાઓને આપેલાં હોવાથી ત્યાં અસંતોષ ઘણો તીવ્ર થયો હતો. ઈંગ્લંડમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન થઈ સર્વ સત્તા પ્યુરિટન પંથના લોકોના હાથમાં ગઈ છે એટલે હવે ધાર્મિક બાબતમાં આપણાપર બહુ જુલમ થશે એમ લાગવાથી આઇરિશ લોકોએ ઑર્મોંડ નામના ઉમરાવની સરદારી નીચે બંડ ઉભું કર્યું અને રાજપુત્ર ચાર્લ્સના નામની દુવાઈ ફેરવી (૧૬૪૯). ત્યારે કાઉન્સિલ ઑફ સ્ટેટ એ બંડ બેસાડી દેવા ક્રૉમ્વેલને આયર્લૅંડ મોકલ્યો. ક્રૉમ્વેલ ૧૦૦૦૦ સૈનિકોનું લશ્કર લઈ આયર્લૅંડ ગયો અને તેણે ડ્રૉઘેડા અને વેક્સફર્ડના કિલ્લાનો નાશ કર્યો (૧૬૪૯) અને તે કિલ્લાના રક્ષણાર્થે રહેલા સૈનિકોને અને ચાર્લ્સના પક્ષના ઘણા માણસોને કતલ કરી નાંખ્યા. આ જ અરસામાં સ્કૉટલંડમાં બંડ શરૂ થયું ત્યારે ક્રૉમ્વેલ ત્યાં ગયો (૧૬૫૦) અને આયર્લૅંડમાં બંદોબસ્ત અને શાંતિ રાખવાનું કામ તેના જમાઈ આયર્ટનને સોંપતો ગયો. આયર્ટને પછીના બે વર્ષમાં કડક અમલથી આયર્લૅંડનું બંડ બેસાડી દીધું (૧૬૫૨).

**સ્કૉટલંડમાં બંડ ૧૬૫૦–૫૧:**—એ અરસામાં સ્કૉટલંડમાં પણ બંડ શરૂ થયું. પહેલા ચાર્લ્સને ફાંસી દીધાનું સાંભળતાં જ સ્કૉટિશ લોકોએ રાજપુત્ર ચાર્લ્સને પોતાનો રાજા જાહેર કર્યો અને તેના નામની દુવાઈ ફેરવી અને તેને સ્કૉટલંડ બોલાવ્યો. સ્કૉટલંડમાં બંડ થવાનું સાંભળી કાઉન્સિલ ઑફ સ્ટેટે ક્રૉમ્વેલને આયર્લૅંડમાંથી બોલાવી લઈ સ્કૉટલંડ મોકલ્યો, એટલે ક્રૉમ્વેલ તાબડતોબ લશ્કર લઈ સ્કૉટલંડ ગયો (૧૬૫૦) અને **સર ડેવિડ લેસ્લી**ની સરદારી નીચેના સ્કૉટિશ સૈન્યને **ડનબાર**ની લડાઈમાં હરાવ્યું (૧૬૫૦). પણ આ હારથી

સ્કૉટિશ સૈન્યનો પૂરેપૂરો પરાજય થયો નહિ. એ અરસામાં રાજપુત્ર ચાર્લ્સ સ્કૉટલંડ આવ્યો ત્યારે સ્કૉટ લોકોએ ૧૬૫૧ માં તેને રાજ્યાભિષેક કર્યો. પછી સ્કૉટ લોકોએ ચાર્લ્સની સરદારી નીચે રહી ઈંગ્લંડપર સવારી કરી. પણ ક્રૉમ્વેલે તેની પૂઠ પકડી અને **વુર્સેસ્ટર** આગળ તેણે તેને હરાવ્યો (૧૬૫૧). આ હારથી નિરાશ થઈ ચાર્લ્સ ફ્રાન્સ નાસી ગયો. આમ સ્કૉટલંડમાં બંડ બેસાડી દઈ ત્યાં શાંતિ અને વ્યવસ્થા માટે **જનરલ મંક**ને મૂકી ક્રૉમ્વેલ ઈંગ્લંડ પાછો ગયો.

**ડચ લોક સાથે લડાઈ (૧૬૫૨–૧૬૫૪)**:—હૉલંડનો અધ્યક્ષ ૨ જો વિલિઅમ ૧ લા ચાર્લ્સની છોકરી મેરી સાથે પરણ્યો હતો એટલે તેને સ્ટુઅર્ટ વંશ તરફ સહાનુભૂતિ સ્વાભાવિક જ હોય. તેણે ચાર્લ્સના પક્ષના ઘણા માણસોને આશ્રય આપ્યો હતો અને ઈંગ્લંડના પ્રજાસત્તાક રાજ્યનો સ્વીકાર કર્યો નહોતો. તેમ જ વળી પૂર્વ તરફના દેશો સાથેના વેપાર બાબતમાં ઈંગ્લંડ અને હૉલંડ વચ્ચે હરીફાઈ ચાલતી હતી. જુદાજુદા દેશોનો વેપારી માલ લાવલઈજા કરવાનો વેપાર ડચ લોકોના હાથમાં હતો. એ વેપાર તોડી પોતાના હાથમાં લેવા અને ઈંગ્લંડના વેપારને ઉત્તેજન આપવા રંપ પાર્લમેન્ટે ૧૬૫૧ માં **નૌકાયાન (નૅવિગેશન)** કાયદો પસાર કર્યો. આ કાયદાથી એવું ઠરાવવામાં આવ્યું કે ઈંગ્લંડ અને ઈંગ્લંડના સંસ્થાનો વચ્ચેનો વેપાર ઈંગ્લંડના વહાણો મારફતે જ થવો જોઈએ, અથવા જે દેશમાં માલ બનેલો હોય તે જ દેશના વહાણો મારફતે જ થવો જોઇએ. તેમ જ વળી ઈંગ્લંડની ખાડીપર ઈંગ્લંડનું જ સ્વામિત્વ છે એમ બતાવવા માટે ઈંગ્લંડના લડાયક વહાણોને ડચ વહાણોએ **સન્માનની સલામી** ભરવી એવું ડચ લોકોને કહેવામાં આવ્યું. આ કાયદાથી આપણા વેપારને નુકસાન પહોંચશે એમ જાણી ડચ લોકોએ ઈંગ્લંડ સામે લડાઈ જાહેર કરી (૧૬૫૨). આ યુદ્ધ બે વર્ષ ચાલ્યું (૧૬૫૨–૫૪). આ યુદ્ધમાં **બ્લેક** ઈંગ્લંડનો નૌકાસેનાધિપતિ (Admiral) હતો, અને **વૅન ટ્રૉમ્પ, ડી રાઈટર** પાસે ડચ નૌકા-સૈન્યનું ઉપરીપણું હતું. આ દરીઆઈ લડાઈમાં પ્રથમ ડચ લોકોને જય મળ્યો. પણ પછી ૧૬૫૩ માં બ્લેકે હૉલંડના જ કિનારા નજીક ડચ આરમારનો પૂરો નાશ કર્યો. આ લડાઈમાં વૅન ટ્રૉમ્પ માર્યો ગયો.

એટલે ડચ લોકોએ ઇંગ્લંડ સાથે સલાહ કરી અને નૅવિગેશન કાયદાનો અને ઇંગ્લંડના પ્રજાસત્તાક રાજ્યનો સ્વીકાર કર્યો (૧૬૬૪).

**રંપ પાર્લમેન્ટ બરખાસ્ત થઈ ૧૬૫૩:**—૧૬૫૩ માં પાર્લમેન્ટે રાજ્યકારભાર ચલાવવા માટે ૪૧ સભાસદોની એક કાઉન્સિલ ઑફ સ્ટેટ નીમી હતી અને બ્રૅડશૉને તેનો અધ્યક્ષ નીમ્યો હતો, તોપણ બધો કારભાર તો સેનાપતિ ક્રૉમ્વેલના તંત્રપ્રમાણે જ ચાલતો હતો. ૧૬૪૯ થી રંપ પાર્લમેન્ટ અસ્તિત્વમાં હતી. પણ હવે તેને બરખાસ્ત કરી નવી પાર્લમેન્ટની ચુંટણી કરવાનું ક્રૉમ્વેલે સૂચવ્યું. પણ એ સૂચના રંપ પાર્લમેન્ટના સભાસદોની રૂચી નહિ. તેમના આ સ્વાર્થી વર્તનપર ક્રૉમ્વેલને ચીડ ચડી અને તે હથિયારબંધ ૩૦૦ સૈનિકો લઈ પાર્લમેન્ટ-સભાગૃહમાં ગયો અને તેણે બધા સભાસદોને ત્યાંથી હાંકી કાઢ્યા અને રંપ માર્લમેન્ટ બરખાસ્ત થઈ છે એવું જાહેર કર્યું (૧૬૫૩).

**બેરબોનની પાર્લમેન્ટ ૧૬૫૩:**—ત્યારપછી ક્રૉમ્વેલે બધી સત્તા પોતાના હાથમાં લઈ ૧૪૦ સભાસદની બીજી પાર્લમેન્ટ બોલાવી. આ પાર્લમેન્ટના સભાસદોની ચૂંટણી લોકોએ કરી નહોતી પણ ક્રૉમ્વેલના લશ્કરી અમલદારોએ તેમને નીમ્યા હતા. આ પાર્લમેન્ટમાં **બેરબોન** નામે એક સભાસદ હતો, તેણે એમાં આગેવાન ભાગ લીધો હતો, માટે તેને **બેરબોનની પાર્લમેન્ટ** કહે છે. પણ આ પાર્લમેન્ટે ક્રૉમ્વેલને પસંદ ન પડે એવાં કામો કર્યાં, તેથી તેણે એ પાર્લમેન્ટ બરખાસ્ત કરી (૧૬૫૩.)

**રાષ્ટ્રરક્ષક** (Lord Protector) **ક્રૉમ્વેલ:**—ત્યારપછી ક્રૉમ્વેલના હાથ નીચેના લશ્કરી અમલદારોએ સૂચવેલી નવીન રાજ્ય-ઘટના (Instrument of Govt.) અમલમાં આવી. આ ઘટના-પ્રમાણે ઇંગ્લંડના ૪૦૦ અને સ્કૉટલંડ અને આયર્લંડના દરેકના ૩૦ મળી ૪૬૦ સભાસદોની એક નવી **પાર્લમેન્ટ** નીમવામાં આવી. દર ત્રણ વર્ષે નવી પાર્લમેન્ટની ચૂંટણી કરવી એવું ઠરાવવામાં આવ્યું. ક્રૉમ્વેલને ઇંગ્લંડ, સ્કૉટલંડ અને આયર્લંડના સંયુક્ત રાજ્યનો **રાષ્ટ્રરક્ષક** (Lord Protector), એટલે **મુખ્ય અધિકારી** નીમવામાં આવ્યો (૧૬૫૩), અને રાજ્યકારભારના કામમાં તેને સલાહ આપવા માટે ૨૧ સભ્યોની એક **કાઉન્સિલ ઑફ સ્ટેટ** નીમવામાં આવી.

આ પ્રમાણે ક્રૉમ્વેલ ઇંગ્લંડના પ્રજાસત્તાક રાજ્યનો મુખ્ય અધિકારી થયો અને સઘળો કારભાર તેના જ તંત્ર પ્રમાણે ચાલવા લાગ્યો.

**પાર્લમેન્ટનું ધાર્મિક ધોરણ (૧૬૪૯-૧૬૫૮)**:—રંપ પાર્લમેન્ટના અને ત્યારપછી મળેલી બીજી પાર્લમેન્ટના ઘણા ખરા સભાસદો પ્યુરિટન પંથના હતા. તેથી તે પાર્લમેન્ટોએ રોમન કૅથૉલિક અને એપિસ્કોપેલિઅન પંથના લોક વિરુદ્ધ ઘણા સખ્ત કાયદા ઘડ્યા હતા. એ કાયદાઓથી પ્યુરિટન પંથના ન હોય એવા લોકોને દંડની અને બીજી શિક્ષા થવા લાગી હતી. ધાર્મિક બાબતપ્રમાણે સામાજિક બાબતમાં પણ હાથ ઘાલવામાં આવ્યો. બધા માણસો સાદાઈથી અને પવિત્રપણે રહે તે માટે જુગાર, મદ્યપાન, નાટક, નાચ, તમાશા, ક્રિસ્ટમસના તહેવારોમાં ઘરને શણગાર, રવિવારે મોજમજા અને ચેનબાજી વગેરે બાબતો સામે કડક કાયદા કરવામાં આવ્યા અને તે તોડનારાઓને સખત શિક્ષા થવા લાગી. પ્યુરિટન પંથની પાર્લમેન્ટના આવા ધોરણને લીધે સર્વત્ર ઉદાસીનતા પ્રસરવા લાગી.

**ક્રૉમ્વેલની પરદેશી રાજનીતિ (૧૬૫૩-૫૮)**:—રાષ્ટ્રરક્ષક થયા પછી ક્રૉમ્વેલે ઇંગ્લંડની સમુદ્રપર સત્તા અને પરદેશોમાં દરજ્જો અને મોભો વધારવાના પ્રયત્ન કર્યા અને એ કામમાં તેને ફત્તેહ મળી. આ વખતે યુરોપમાં ફ્રાન્સ અને સ્પેન વચ્ચે લડાઈ ચાલતી હતી. તેમાં ક્રૉમ્વેલે ભાગ લીધો. તેણે ફ્રાન્સ સાથે દોસ્તી કરી સ્પેન સામે લડાઈ જાહેર કરી. ફ્રાન્સે ઇંગ્લંડની મદદથી નેધર્લૅંડમાં સ્પૅનિઆર્ડ લોકોનો પરાજય કર્યો. આ યુદ્ધમાં નેધર્લૅંડમાં આવેલું ડંકર્કનું અગત્યનું બંદર ઇંગ્લંડને મળ્યું. એમ થવાથી મેરીની કારકિર્દીમાં ઇંગ્લંડે ફ્રાન્સમાંના કૅલે બંદર ગુમાવ્યાથી જે નુકસાન થયું હતું તેનો બદલો મળ્યો. ત્યારપછી સ્પેનની સમુદ્રપરની સત્તાનો નાશ કરવાના હેતુથી તેણે સ્પેનના વેપારી વહાણોપર અને સંસ્થાનોપર હલ્લા કરવાનો ઠરાવ કર્યો. ઇંગ્લિશ નૌકાસેનાપતિ **બ્લેકે** અમેરિકાના સ્પૅનિશ સંસ્થાનોમાંથી આવતાં સોનારૂપાંથી ભરેલા સ્પૅનિશ વહાણો લૂટ્યાં અને વેસ્ટ ઇંડીઝ ટાપુઓમાંનો સ્પેનના તાબાનો **જેમૈકા** બેટ જીતી લીધો (૧૬૫૫). તે જ પ્રમાણે બ્લેકે આફ્રિકાના ઉત્તર કિનારાના

**બાર્બરીના** ચાંચિયા લોકોને જડમૂળથી ઉખેડી નાખ્યા અને તેમ કરી ઇંગ્લંડના અને યુરોપના બીજા દેશોના વેપારીઓને આ ચાંચિયા લોક તરફથી જે ત્રાસ થતો હતો તે દૂર કર્યો. આવી રીતે દરીઆપર ઇંગ્લંડની સત્તા સ્થાપિત થઈ અને પરરાજ્યોમાં ઇંગ્લંડનો દરજ્જો અને મોભો વધ્યો.

**ક્રૉમ્વેલનો રાજ્યકારભાર (૧૬૫૩-૧૬૫૮)**:—૧૬૫૩ માં થયેલી રાજ્યઘટના પ્રમાણે ક્રૉમ્વેલ 'રાષ્ટ્રરક્ષક' એટલે ઇંગ્લંડના પ્રજાસત્તાક રાજ્યનો મુખ્ય અધિકારી થયો અને કાયદા ઘડવા માટે નવી પાર્લમેન્ટની ચૂંટણી કરવામાં આવી. એ નવી પાર્લમેન્ટ ૧૬૫૪ માં ભરાઈ. પરંતુ ક્રૉમ્વેલને એ પાર્લમેન્ટ સાથે બન્યું નહિ, તેથી તેણે તે ૧૬૫૫ માં બરખાસ્ત કરી. ત્યારપછી દોઢ વર્ષ સુધી તેણે નવી પાર્લમેન્ટ બોલાવી નહિ અને બધી સત્તા પોતાના હાથમાં લીધી. તેણે દેશના જુદા જુદા ભાગ પાડી ત્યાંના રાજ્યકારભાર માટે **મેજર જનરલ** નામના **લશ્કરી અમલદારો** નીમ્યા. રાજ્યકારભારના ખર્ચ માટે તેણે પોતાની જ સત્તાથી પ્રજાપર કરો મૂકયા. આવી રીતે ક્રૉમ્વેલનો અનિયંત્રિત કારભાર શરૂ થયો. પહેલા ચાર્લ્સ માફક ક્રૉમ્વેલનું વર્તન પણ કાયદાવિરુદ્ધ અને જોહાકીનું જ હતું. અને તેણે લશ્કરી અમલ સ્થાપ્યો હતો તેથી તેની સામે તરકટો અને કારસ્થાનો થવા લાગ્યાં. ક્રૉમ્વેલે સખ્તાઇના પગલાં ભરી એ બધાં તરકટો ફોડી નાંખ્યા. પણ પછી નવી પાર્લમેન્ટ બોલાવવાનું તેણે ઠરાવ્યું. અને તે પ્રમાણે ૧૬૫૭ માં તેણે પાર્લમેન્ટ બોલાવી. આ પાર્લમેન્ટમાં ક્રૉમ્વેલનો વિરોધ કરનારાઓને બેસવા દેવામાં આવ્યા નહોતા. તેથી આ પાર્લમેન્ટે 'એક નમ્ર સૂચના અને વિનંતિ' (The Humble Petition and Advice) ક્રૉમ્વેલને કરી. આ અરજીમાં નીચેની સૂચના કરી હતી. (૧) લશ્કરી અમલદારોની મદદથી ચાલતો રાજ્યકારભાર બંધ કરવો; (૨) જૂની ઉમરાવોની સભા કાઢી નાંખવામાં આવી હતી તેને ઠેકાણે એક નવી ઉમરાવોની સભા નીમવી; (૩) ક્રૉમ્વેલે રાજપદ સ્વીકારવું; (૪) ક્રૉમ્વેલના જે વિરોધિઓને આ પાર્લમેન્ટમાં બેસવા દેવામાં આવ્યા નથી તેમને સભાસદ તરીકે બેસવા દેવા; (૫) પોતાની

પાછળ રાષ્ટ્રરક્ષક કોણ થાય તે ઠરાવવું. આ વિનંતિરૂપી અરજીમ જણાવેલી કેટલીક સૂચના ક્રૉમ્વેલે અમલમાં મૂકી. રાજપદ સ્વીકાર વાથી તેની સામે વિરોધ થશે એમ જાણી તે પદ સ્વીકારવા તેણે ના પાડી, પણ 'રાષ્ટ્રરક્ષક' ની જ પદવી રાખી તેણે મોટા ઠાઠમાઠથ રાજાના સિંહાસનપર જ બેસી અભિષેક કરાવ્યો. એ પ્રસંગે પોતાન પક્ષના ઘણા માણસોને 'લૉર્ડ' ની પદવી આપી નવીન ઉમરાવોન સભા સ્થાપન કરી. ૧૬૫૮ માં પાર્લમેન્ટની બેઠક ભરી તેમાં ગ વર્ષે જેઓને બેસવા દેવામાં આવ્યા નહોતા તેઓમાંના ઘણા સભાસદ હાજર હતા. પણ તેમણે ક્રૉમ્વેલે પોતાના જ અધિકારથી નીમેલી નવ ઉમરાવોની સભા કબૂલ રાખી નહિ. એ પાર્લમેન્ટનું આવું ઉદ્દામ વર્ત જોઈ ક્રૉમ્વેલે તેને બરખાસ્ત કરી, અને હવે પછી પાર્લમેન્ટની સભ બોલાવવી જ નહિ એવો નિશ્ચય કર્યો. પણ પછી થોડા જ દિવસમ ૧૬૫૮ ના સપ્ટેમ્બર મહિનામાં તે મરણ પામ્યો.

**રિચર્ડ ક્રૉમ્વેલ**:—મારા પછી મારો છોકરો **રિચર્ડ** રાષ્ટ્રરક્ષ થાય એવી સૂચના ક્રૉમ્વેલ કરતો ગયો હતો. તે પ્રમાણે રિચર્ડ રાષ્ટ્ર રક્ષક થયો. પણ રિચર્ડ નબળો અને આળસુ હતો. સાહસ, મુત્સદ્દી પણું અને લડાયક જુસ્સો તેના સ્વભાવમાં નહોતાં. તેથી તે સમયન પરિસ્થિતિમાં રાજ્યકારભારનું જોખમભરેલું કામ માથે લેવા તે સમર્થ નહોતો. તે પોતે પોતાની નબળાઈ વિષે જાણતો હતો તેથી તેણે ૧૬૫૯ ના એપ્રિલ મહિનામાં રાષ્ટ્રરક્ષક પદનું રાજીનામું આપ્યું.

**લશ્કરી અમલદારો અને રંપ પાર્લમેન્ટ**:—રિચર્ડના રાજી નામા પછી લશ્કરી અધિકારીઓ લૅમ્બર્ટ અને ફ્લીટવુડના હાથમ સત્તા ગઈ, ત્યારે તેમણે ૧૬૫૩ માં ક્રૉમ્વેલે રદ કરેલી રંપ પાર્લમેન પાછી બોલાવી (૧૬૫૯). પણ થોડાજ દિવસમાં એ લશ્કરી અધિકારીઓ અને રંપ પાર્લમેન્ટ વચ્ચે અણબનાવ થયો. એટલે એ પાર્લમેન્ટ બરખાસ્ત કરવામાં આવી.

**જનરલ મંક અને લૉંગ પાર્લમેન્ટ**:—રંપ પાર્લમેન્ટ અને લશ્કરી અધિકારીઓ વચ્ચે ચાલી રહેલો અણબનાવ સ્કૉટલંડમ રાજ્યકારભાર કરનારો અધિકારી **જનરલ મંક** બારીકાઇથી જોય

કરતો હતો. ઇંગ્લંડમાં રાજસત્તા પાછી સ્થાપ્યાવિના દેશમાં ચાલી રહેલી અવ્યવસ્થા દૂર થઈ શકશે નહિ એમ તે સમજી ચૂકયો હતો. તેથી તે પોતાનું સૈન્ય લઈ લંડન જવા નીકળી પડ્યો. તેને અટકાવવા લૅમ્બર્ટે પ્રયત્ન કર્યો, પણ તેમાં તે ફાવ્યો નહિ. જનરલ મંકે લંડનમાં આવી **લૉંગ પાર્લમેંટ** બોલાવી. ૧૬૪૦ માં ચૂંટાઇ આવેલા લૉંગ પાર્લમેન્ટના સર્વ હયાત સભાસદોને આ સભામાં બોલાવવામાં આવ્યા હતા. આ પાર્લમેન્ટ દેશની પરિસ્થિતિનો વિચાર કરવા માટે ફરીથી ચૂંટણી કરવાની જરૂર છે એમ ઠરાવી પોતે જાતે જ બરખાસ્ત થઈ (૧૬૬૦ માર્ચ). પછી તરત જ નવી ચૂંટણી થઈ અને ૧૬૬૦ ના એપ્રિલ મહિનામાં નવી પાર્લમેન્ટ ભરાઈ. ઇંગ્લંડમાં રાજસત્તા નહોતી એટલે રાજાની આજ્ઞાથી નવીન પાર્લમેન્ટની ચૂંટણી થઈ નહોતી તેથી પૂર્વપરંપરાને અનુસરી આ નવીન પાર્લમેન્ટની ચૂંટણી કરવામાં આવી હતી, તેથી એ પાર્લમેન્ટ **કન્વેન્શન પાર્લમેન્ટ** કહેવાય છે. આ પાર્લમેન્ટે તમામ પરિસ્થિતિનો વિચાર કર્યો અને ઇંગ્લંડમાં પાછી **રાજસત્તા** જ સ્થાપવાની જરૂર છે એવો ઠરાવ કર્યો. આ વેળા રાજપુત્ર **ચાર્લ્સ** હૉલંડમાં હતો; અને ૧ લા ચાર્લ્સને ફાંસી દીધા પછી ઇંગ્લંડમાંથી ચાલી ગયેલો **એડવર્ડ હાઈડ** (કલેરેન્ડન) તેનો સલાહકાર હતો. જનરલ મંકની સૂચના પ્રમાણે 'ગયા દસ વર્ષમાં બનેલા પ્રકાર માટે હું સર્વને માફી આપું છું,' એવું જાહેર-નામું રાજપુત્ર ચાર્લ્સે **બ્રેડા** શહેરમાં પ્રગટ કર્યું. રાજપુત્ર ચાર્લ્સે આપેલું આ અભયવચન જોઈ કન્વેન્શન પાર્લમેન્ટે તેને ઇંગ્લંડનું રાજપદ સ્વીકારવાનું આમંત્રણ મોકલ્યું. એટલે ૨૯ મી મે ૧૬૬૦ ને દિવસે ચાર્લ્સ લંડન આવ્યો અને ઇંગ્લંડમાં પાછી રાજસત્તા સ્થાપન થઈ.

## સારાંશ

### રંપ પાર્લમેન્ટ અને સેનાપતિ ક્રૉમ્વેલ (૧૬૪૯–૧૬૫૩):—

લૉંગ પાર્લમેન્ટના અવશેષ રંપના હાથમાં સત્તા. પ્રજાસત્તાક રાજ્ય, ઉમરાવોની સભા રદ. રાજ્યકારભાર કરવા માટે

કાઉન્સિલ ઑફ સ્ટેટની સ્થાપના અને બ્રૅડશૉ તેનો પ્રમુ
મુખ્ય સેનાપતિ ક્રૉમ્વેલ અને તેના તંત્ર પ્રમાણે રાજ્યકારભા

**આયર્લંડમાં બંડ (૧૬૪૯)** :—આઇરિશ રોમન કૅથૉલિક લો
પર ધાર્મિક બાબતમાં જુલમ અને તેમની જમીન જ
કરવાના ધોરણને લીધે અસંતોષ અને બંડ. તેમના ડ્રૉગહે
અને વેક્સફર્ડ કિલ્લાનો ક્રૉમ્વેલને હાથે નાશ. ક્રૂર કતલ અ
બંડને બેસાડી દેવું.

**સ્કૉટલંડમાં બંડ (૧૬૫૦-૫૧)** :—રાજપુત્ર ચાર્લ્સના નામ
દુવાઈ અને બંડ. ડનબારની લડાઈમાં ક્રૉમ્વેલના હાથે સ્કૉટિ
સૈન્યનો પરાજય. ચાર્લ્સને રાજ્યાભિષેક અને પાછું બં
વુર્સેસ્ટરની લડાઈમાં ક્રૉમ્વેલને હાથે સ્કૉટિશ સૈન્યની પાક
હાર (૧૬૫૧). સ્કૉટલંડમાં શાંતિ સ્થાપવા માટે જનર
મંકની નીમણૂક.

**હૉલંડ સાથે લડાઈ (૧૬૫૨-૫૪)** :—ઇંગ્લંડના પ્રજાસત્ત
રાજ્યને હૉલંડે સ્વીકાર્યું નહિ અને રાજાના પક્ષના લોકોને આશ્ર
વેપાર બાબત સ્પર્ધા. ડચ લોકોની વિરુદ્ધ નૅવિગેશન કાયં
લડાઈ. ઇંગ્લંડનો નૌકાસેનાપતિ બ્લેક અને હૉલંડના વે
ટ્રૉમ્પ અને ડી રાઇટર. ડચ લોકોની હાર. ઇંગ્લંડનું પ્રજાસત્ત
રાજ્ય અને નૅવિગેશન કાયદો, એ બંને ડચ લોકોએ માન્ય કર

**રાષ્ટ્રરક્ષક ક્રૉમ્વેલ (૧૬૫૩-૧૬૫૮)** :—ક્રૉમ્વેલે રંપ પાર્લમે
બરખાસ્ત કરી (૧૬૫૩). નવી રાજ્યઘટના. ક્રૉમ્વેલ રાજ
રક્ષક. તેના રાજ્યકારભારના કામમાં સલાહ આપવા મ
૨૧ સભાસદોની કાઉન્સિલ ઑફ સ્ટેટ અને કાયદા કર
માટે ઇંગ્લંડના ૪૦૦, સ્કૉટલંડ અને આયર્લંડ બંનેના ૩
એમ ૪૬૦ સભાસદોની પાર્લમેન્ટ.

**પ્યુરિટન પાર્લમેન્ટનું ધાર્મિક અને સામાજિક ધોર
(૧૬૪૯-૧૬૫૮)** :—રંપ પાર્લમેન્ટ અને ત્યાર પછી
પાર્લમેન્ટમાં પ્યુરિટન પંથના લોકોની ભરતી. પ્યુરિટન પંથ
ન હોય એવા લોકો વિરુદ્ધ કાયદા અને તેમને દંડ અને બી

શિક્ષા. નાટક, નાચ, ગાયન, તમાશા, રમતગમત વગેરેની બંધી. બધાને સાદાઈથી રહેવાની ફરજ અને તેને લીધે સર્વસ્થળે ઉદાસીનતા.

**ક્રૉમ્વેલની પરદેશ સંબંધે રાજ્યનીતિ (૧૬૫૩-૧૬૫૮):**—(૧) ડચ લોકો સાથે સંધિ અને તેમણે ઇંગ્લંડના પ્રજાસત્તાક રાજ્યનો કરેલો સ્વીકાર. (૨) ફ્રાન્સ અને સ્પેન વચ્ચે યુદ્ધ, તેમાં ફ્રાન્સ સાથે દોસ્તી અને સ્પેન સાથે દુશ્મનાવટનું ધોરણ. નેધર્લંડમાં ફ્રાન્સે સ્પેનને હરાવ્યું. ઇંગ્લંડને ડંકર્ક બંદર મળ્યું. (૩) સ્પેનના સંસ્થાનો વેપારી માલ અને સોના રૂપાંથી ભરેલાં વહાણોપર હુમલા. સ્પેનનું જેમૈકા બંદર ઇંગ્લંડે જીતી લીધું (૧૬૫૫). (૪) બાર્બરીના ચાંચિયાઓનો નાશ. તેથી ઇંગ્લંડના અને યુરોપના બીજા દેશોના વેપારને તેમના ત્રાસમાંથી મળેલી મુક્તિ. સમુદ્રપર ઇંગ્લંડની સત્તા સ્થાપન થઈ અને સર્વત્ર ઇંગ્લંડનો પ્રભાવ પડવા લાગ્યો.

**ક્રૉમ્વેલનું અંતસ્થ ધોરણ (૧૬૫૩-૧૬૫૮):**—(૧) ક્રૉમ્વેલ અને તેની પહેલી પાર્લમેન્ટ વચ્ચે અણબનાવ, તેથી પાર્લમેન્ટ બરખાસ્ત (૧૬૫૫). (૨) ક્રૉમ્વેલનો અનિયંત્રિત્ત કારભાર (૧૬૫૫-૫૬). લશ્કરી અમલદારો મારફત રાજ્યકારભાર અને પોતાના જ અધિકારથી મૂકેલા કર. ક્રૉમ્વેલની વિરુદ્ધ કાવતરાં. ક્રૉમ્વેલની બીજી પાર્લમેન્ટ (૧૬૫૬-૫૭). તેમાં ક્રૉમ્વેલના વિરોધી સભાસદોને બેસવાની બંધી. આ પાર્લમેન્ટે તેને નમ્રતાથી કરેલી સૂચના અને વિનંતિ. એ સૂચના પ્રમાણે નવી ઉમરાવોની સભા. તે માટે આમની સભાના ક્રૉમ્વેલના વિરોધીઓનો વિરોધ. પાર્લમેન્ટ રદ. સર્વ સત્તા ક્રૉમ્વેલના હાથમાં. ૧૬૫૮ માં ક્રૉમ્વેલનું મૃત્યુ. રાષ્ટ્રરક્ષક. રિચર્ડ ક્રૉમ્વેલ (૧૬૫૮-૫૯) રાજ્યકારભારનું જોખમકારક કામ કરવા અસમર્થ. તેનું રાજીનામું (૧૬૫૯). બધી સત્તા સૈન્યના અમલદારોના હાથમાં.

**લૉંગ પાર્લમેન્ટ અને જનરલ મંક:**—લૅંબર્ટે રંપ પાર્લમેન્ટ

બોલાવી, પણ તેની સાથે અણબનાવ થતાં તે બરખાસ્ત કરી અને બધી સત્તા પોતાના હાથમાં લીધી. ઇંગ્લંડમાં અંધાધુંધી જોઈ જનરલ મંક સ્કૉટલંડથી સૈન્ય સાથે લંડન ગયો અને તેણે લૉંગ પાર્લમેન્ટને બોલાવી. ચાલુ પરિસ્થિતિનો વિચાર કરવા માટે કન્વેન્શન પાર્લમેન્ટ મળી અને તેણે રાજપુત્ર ચાર્લ્સને ઇંગ્લંડનો રાજા થવા આમંત્રણ મોકલ્યું.



# પ્રકરણ ૧૧ મું

## ૨ જો ચાર્લ્સ

### જન્મ ૧૬૩૦; રાજ્યારોહણ (૩૦ મે વર્ષે) ૧૬૬૦; મૃત્યુ ૧૬૮૫

(૧૬૬૦–૧૬૮૫)

**એના વખતના રાજ્યકર્તા**

| ફ્રાન્સ | સ્પેન |
|---|---|
| ૧૪ મો લુઈ (૧૬૪૩–૧૭૧૫) | ૪ થો ફિલિપ (૧૬૨૧–૧૬૬૫) |
| | ૨ જો ચાર્લ્સ (૧૬૬૫–૧૭૦૦) |

**અગત્યની સાલો—**

૧૬૬૦–૬૫ પ્યુરિટન અને રોમન કૅથૉલિકો વિરુદ્ધ કાયદા

૧૬૬૫–૬૭ બીજો ડચ વિગ્રહ

૧૬૬૭ ડચ લોકો સાથે બ્રેડાની સંધી

૧૬૭૦ ફ્રાન્સ સાથે ડોવરની ગુપ્ત સંધિ

૧૬૭૨ ડેકલેરેશન ઑફ ઇન્ડલ્જન્સ

૧૬૭૩ ટેસ્ટ ઍક્ટ

૧૬૭૭ જેમ્સની પુત્રી મેરીનું ઑરેંજના રાજપુત્ર વિલિઅમ સાથે લગ્ન

**૨ જો ચાર્લ્સ**:—છેલ્લાં ૧૧ વર્ષ દરમ્યાન ઇંગ્લંડમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન થયો હતો, પણ તેમાં ફત્તેહ મળી નહિ અને અનિયંત્રિત અને બિનજવાબદાર લશ્કરી અમલ સ્થાપન થયો હતો. તેથી ૧૬૬૦ માં કન્વેન્શન પાર્લમેન્ટ ભરવામાં આવી અને તે પાર્લમેન્ટે ઇંગ્લંડમાં પ્રસરી રહેલી અંધાધુધી દૂર કરવા માટે રાજસત્તા પાછી સ્થાપવાની જરૂર છે એવું ઠરાવી **રાજપુત્ર ચાર્લ્સ**ને ઇંગ્લંડની

ગાદી લેવા નિમંત્રણ મોકલ્યું. ગયાં ૧૧ વર્ષ ચાર્લ્સને દેશત્યાગ કરવો પડ્યો હતો તેથી પાર્લમેન્ટ તરફથી આવેલું આ નિમંત્રણ તેણે ઘણી ખુશીથી સ્વીકાર્યું. એ ૧૧ વર્ષોમાં બનેલી બધી વિના જાણે બનીજ



બીજો ચાર્લ્સ

ન હોતી એમ ગણવાનું તેણે વચન આપ્યું હતું, તેથી અંગ્રેજ પ્રજાએ ઘણા આનંદથી તેને વધાવી લીધો. આવી રીતે ૧૬૬૦ ના મે મહિનાની ૨૯ મી તારીખે ચાર્લ્સ બાપદાદાની ગાદીએ બેઠો. આ વેળાએ ચાર્લ્સ ૩૦ વર્ષનો હતો. એમાંનાં ઘણાં ખરાં વર્ષો તેને યુરોપમાં કાઢવાં પડ્યાં હતાં. તે કાળના ફ્રાન્સના વિલાસી જીવનની તેના-પર ઘણી અસર થઈ હતી. પોતાનો સ્વાર્થ સાધવા માટે સારાનરસા ગમે તેવા ઉપાય કામે લગાડતાં તેને જરા પણ ખટકો થતો નહિ. તોપણ હવે પછી ફરીથી દેશત્યાગ કરવાનો પ્રસંગ આવે નહિ એવી રીતે વર્તવવાનો દૃઢ નિશ્ચય તેણે મનમાં કરી રાખ્યો હતો. ચાર્લ્સ દેખાવડો ન હતો, પણ તેનો સ્વભાવ અને તેની વર્તણુક સામાનું મન જીતી લે એવી હતી, અને પોતાની મધુર વાણીથી તે બીજાનાપર સહજ સારી છાપ પાડતો. પવનની દિશા તરફ પાસું ફેરવવાનું તેનું ધોરણ હતું, તેથી ફાવે તેવા કરાર અને ગમે તેવી કબૂલાત કરવા અને પ્રસંગ આવે ત્યારે તે તોડવા તે ચૂકતો નહિ. ગાદીપર આવ્યા પછી બે વર્ષ રહીને ચાર્લ્સ પોર્ટુગલની કન્યા **કૅથરાઈન ઑફ બ્રેગાન્ઝા** સાથે પરણ્યો (૧૬૬૨). આ લગ્નની પહેરામણીમાં તેને મુંબઈ બેટ, આફ્રિકાને ઉત્તર કિનારે આવેલું ટાંજીર અને મોટી રકમની રોકડ એટલું મળ્યું હતું. જ્યારે ચાર્લ્સ હૉલંડમાં હતો ત્યારે

ત્યાં એડવર્ડ હાઈડ તેની સાથે રહેતો હતો. તેણે અને ઇંગ્લંડમાં જનરલ મંકે તેને ગાદી મેળવી આપવામાં ઘણી ખટપટ કરી હતી તેથી ચાર્લ્સે એડવર્ડ હાઈડને **ક્લેરેન્ડનનો ડ્યૂક** બનાવ્યો અને તેને ચૅન્સેલર નીમી પોતાનો મુખ્ય મંત્રી કર્યો અને **મંકને** મુખ્ય સેનાપતિ નીમ્યો. ચાર્લ્સે પોતાના નાના ભાઈ **જેમ્સને** નૌકાસેનાપતિ ( Lord High Admiral) બનાવ્યો.

**કન્વેન્શન પાર્લમેન્ટ અને ચાર્લ્સ (૧૬૬૦):**—૨ જો ચાર્લ્સ ગાદીપર આવ્યો ત્યારે કન્વેન્શન પાર્લમેન્ટ અસ્તિત્વમાં હતી. એ પાર્લમેન્ટે ઘણી ઉદારતાથી તેને ૧૨ લાખ પાઉન્ડની વાર્ષિક ઉપજ કરી આપી, પણ તે બદલ પૂર્વની સરંજામી પદ્ધતિઅનુસાર જે ઉત્પન્ન રાજાને થતી હતી તેમાંની ઘણી ઉપજ કમી કરી. ત્યારપછી એ પાર્લમેન્ટે ૧ લા ચાર્લ્સની સામે લડાઈમાં જે લોકોએ ભાગ લીધો હતો તે બધાને માફી આપવાનો કાયદો પસાર કર્યો. પણ ૧૬૪૯ માં ન્યાયકોર્ટના જે સભાસદોએ ૧ લા ચાર્લ્સને ફાંસીની સજા ફરમાવી હતી તેમને આ માફીના કાયદામાંથી બાતલ કરવામાં આવ્યા. એ સભાસદોમાંના ૨૪ માણસો તો અત્યાર અગાઉ મરણ પામ્યા હતા અને કેટલાકે દેશત્યાગ કર્યો હતો. એ સિવાયના બાકી રહેલા માણસોને પકડી શિક્ષા કરવામાં આવી. વળી છેલ્લાં ૧૧ વર્ષ દરમિયાન ચર્ચ અને રાજાની માલિકીની ઘણી જમીન જુદા જુદા માણસોને આપી દેવાઈ હતી તેથી રાજાની ખાનગી માલિકીની જમીનની ઉપજ ઘણી ઓછી થઈ ગઈ હતી. એ સ્થિતિ બદલી નાંખવા માટે ૧૧ વર્ષ પૂર્વે રાજકુટુંબની અને ચર્ચની જે જમીનો હતી તે બધી પાછી લઈ લેવામાં આવી. ક્રૉમ્વેલના અમલ દરમિયાન ઉભાં કરવામાં આવેલાં **સૈન્યને** વિસર્જન કરવામાં આવ્યું. પણ રાજાના **અંગરક્ષક** ( Body-guard ) તરીકે મંકની સરદારી નીચે ૫૦૦૦ સૈનિકોની એક પલટણ રાખવામાં આવી. આગળ જતાં આજ અંગરક્ષક પલટણમાંથી પાર્લમેન્ટની સંમતિથી દેશના રક્ષણ માટે કાયમનું લશ્કર રાખવાનો રિવાજ ચાલુ થયો. ઉપલાં કામો કર્યા પછી ૧૬૬૦ ના ડિસેંબર મહિનામાં કન્વેન્શન પાર્લમેન્ટ બરખાસ્ત કરવામાં આવી.

**કૅવેલિઅર પાર્લમેન્ટ (૧૬૬૧-૧૬૭૯)**:—૧૬૬૧ માં નવી ચૂંટણી થઈ અને ચાર્લ્સની કારકિર્દીની પહેલી પાર્લમેન્ટ મળી. આ પાર્લમેન્ટમાં આગળની લશ્કરી સત્તા ઉપર જેને ઘણી ચીડ હતી એવા રાજનિષ્ઠ સભાસદોનું મતાધિકય હતું તેથી તેને **કૅવેલિઅર પાર્લમેન્ટ** * કહે છે. એ પાર્લમેન્ટ ૧૬૬૧ થી ૧૬૭૯ સુધી ટકી. ક્રૉમ્વેલની કારકીર્દીમાં પ્યુરિટન પંથના લોકોનું જોર હતું તે તોડવા માટે અને એપિસ્કોપેલિઅન પંથ પૂર્ણપણે સ્થાપિત થાય એ ઉદ્દેશથી આ પાર્લમેન્ટે ૧૬૬૧ થી ૧૬૬૫ સુધીમાં ધાર્મિક બાબત સંબંધે કેટલાક કાયદા ઘડ્યા. ચાર્લ્સનો મુખ્ય મંત્રી કલેરેન્ડન આ પાર્લમેન્ટનો સભાસદ પણ હતો અને તેની જ સૂચના ઉપરથી એ કાયદા ઘડવામાં આવ્યા હતા માટે એ કાયદાઓનું નામ **કલેરેન્ડન કોડ** પડ્યું છે.

**ધર્મસંબંધી બાબતના કાયદા** ( કલેરેન્ડન કોડ ):—( ૧ ) ૧૬૬૧ માં '**કૉર્પોરેશન ઍક્ટ**' નામનો કાયદો પસાર કરવામાં આવ્યો. મ્યુનિસિપલ અને સ્થાનિક સંસ્થાના મેયર, એલ્ડરમેન વગેરે અધિકારીઓ એપિસ્કોપેલિઅન પંથના જ હોવા જોઈએ અને રાજા વિરુદ્ધ શસ્ત્ર ઉપાડવાં એ ગુનો છે એવા સોગંદ તેમણે લેવા જોઈએ એવું આ કાયદા અન્વયે ઠરાવવામાં આવ્યું. ( ૨ ) ૧૬૬૨ માં પાર્લમેન્ટે **ઍક્ટ ઑફ યુનિફૉર્મિટી** નામનો કાયદો પસાર કર્યો. આ કાયદા અન્વયે એવું ઠરાવવામાં આવ્યું કે ૩૯ કલમોવાળું પ્રાર્થનાનું પુસ્તક ઇંગ્લંડના બધા દેવળોમાં વાપરવું. આમ થવાથી ઘણા પ્રેસ્બિટેરિઅન પંથના લોકોએ એપિસ્કોપેલિઅન પંથનો સ્વીકાર કરી એ પ્રાર્થનાનું પુસ્તક વાપરવાનું કબૂલ કર્યું, પણ ૨૦૦૦ ચુસ્ત પ્યુરીટનોએ તેમ કરવા ના પાડી, ત્યારે તેમને પોતાની નોકરી છોડવી પડી. ( ૩ ) ત્યારપછી ૧૬૬૪ માં '**કન્વેન્ટિકલ ઍક્ટ**' નામનો કાયદો

* કૅવેલિઅર શબ્દનો મૂળ અર્થ શિલેદાર થાય છે. પહેલા ચાર્લ્સ અને પાર્લમેન્ટ વચ્ચે લડાઈ થઈ તે વખતે રાજાના પક્ષના લોક **કૅવેલિઅર** કહેવાતા હતા, તેથી રાજસત્તાને ટેકો આપનારી આ પાર્લમેન્ટ પણ કૅવેલિઅર પાર્લમેન્ટ કહેવાઈ.

રચવામાં આવ્યો. આ કાયદાથી એપિસ્કોપેલિઅન પંથના અનુયાયીઓ ન હોય એવા લોકોને પોતપોતાના પંથ પ્રમાણે સાર્વજનિક પ્રાર્થના કરવાની બંધી કરવામાં આવી. (૪) ૧૬૬૫ માં '**ફાઇવ માઇલ્સ ઍક્ટ**' (પાંચ માઇલનો કાયદો) કરવામાં આવ્યો. આ કાયદામાં એવું ફરમાવવામાં આવ્યું હતું કે એપિસ્કોપેલિઅન પંથના ન હોય એવા ધર્માધિકારીઓએ કોઇપણ શહેર કે ગામની પાંચ માઇલની હદમાં આવવું નહિ. આ ધાર્મિક કાયદાઓ જે લોકોએ માન્ય કર્યા નહિ તેઓ **ડિસેન્ટર્સ** (ઇંગ્લંડના ધર્મપંથમાંથી નીકળી જનારા) અને **નૉન કનફૉર્મિસ્ટ** (માન્યતા ન આપનારા) કહેવાવા લાગ્યા. એ લોકોને ઉપલા ધાર્મિક કાયદાઓ તોડવા માટે તુરંગની, દંડની કે હદ્પારની શિક્ષા થતી. **જૉન બન્યન** નામના પ્યુરિટન પંથના એક ગૃહસ્થને એ કાયદા તોડવા માટે ૧૨ વર્ષ કારાવાસ ભોગવવો પડ્યો હતો, અને તેણે કેદખાનામાંજ '**પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ**' નામનો પ્રસિદ્ધ ગ્રંથ લખ્યો હતો.

**કલેરેન્ડન** :—ચાર્લ્સ ગાદીપર આવ્યા પછી તેની કારકિર્દીના પહેલા સાત વર્ષ સુધી **એડવર્ડ હાઇડ,** ડ્યૂક ઑફ કલેરેન્ડન તેનો મુખ્ય મંત્રી હતો અને પાર્લમેન્ટની સભામાં તેનું ચલણ ઘણું હતું. કલેરેન્ડન ચુસ્ત એપિસ્કોપેલિઅન હતો. પહેલા ચાર્લ્સના વખતમાં એ લૉંગ પાર્લમેન્ટનો સભાસદ હતો. પણ તે પાર્લમેન્ટના ઘણા ખરા સભાસદો પ્યુરિટન પંથના હોવાથી આગળી જતાં તે રાજાના પક્ષમાં ગયો. પહેલા ચાર્લ્સના મરણ પછી તે રાજપુત્ર ચાર્લ્સ પાસે હૉલંડ જઈ રહ્યો હતો. તેણે તેની છોકરી **ઍન હાઇડને** ચાર્લ્સના નાના ભાઈ **જેમ્સ**ને દીધી હતી. કલેરેન્ડન પ્રમાણિક અને સીધા રસ્તાનો માણસ હતો. રાજસત્તા અને પાર્લમેન્ટ, એ બંનેના અધિકાર મર્યાદિત રહે, અને બંને એકએકના પર અંકુશ રાખે એવો તેનો મત હતો. પણ એ દૃઢ નિશ્ચયનો ન હોવાથી રાજા અને પાર્લમેન્ટ બંનેમાંથી કોઇને સંતોષ આપી શક્યો નહિ. પોતાનો હેતુ પાર પાડવામાં કલેરેન્ડન ઉપયોગી થશે નહિ એમ ચાર્લ્સ સમજી ચૂક્યો હતો. ત્યારે પાર્લમેન્ટને એવી શંકા હતી કે રાજા આગળ આપણું

કહેવું જોસભેર તે મૂકી શકશે નહિ. પરદેશી રાજ્યનીતિની બાબતમાં 'સ્પેન સાથે દુશ્મનાવટ અને ફ્રાન્સ સાથે દોસ્તી' એ ઇલિઝાબેથનું ધોરણ તેણે રાખ્યું હતું. પણ **૧૪ મા લુઈની** કારકિર્દીમાં ફ્રાન્સનું રાજ્ય ઘણું પ્રબળ થયું હોવાને લીધે 'સત્તાનું સમતોલપણું' રાખવા માટે ફ્રાન્સની વધતી જતી સત્તાને રોકવાની જરૂર હતી. ફ્રાન્સ સાથેની દોસ્તી ચાલુ રાખવા માટે તેની જ સલાહથી ચાર્લ્સે ડંકર્ક બંદર ૪ લાખ પાઉન્ડ લઈ ફ્રાન્સને વેચાતું આપ્યું. આ વાત પ્રજાને પસંદ પડી નહિ. પછી ડચ લોકો સાથે વિગ્રહ થયો તેમાં ઇંગ્લંડની હાર થઈ. એ હારને માટે ક્લેરેન્ડનને જવાબદાર ગણી પાર્લમેન્ટે તેના-પર કામ ચલાવવા માંડ્યું. ત્યારે ક્લેરેન્ડન ઇંગ્લંડમાંથી નાસી ગયો (૧૬૬૭) અને પાર્લમેન્ટે તેને દેશનિકાલ થયેલો જાહેર કર્યો.

**ફ્રાન્સનો રાજા ૧૪ મો લુઈ:**—આ વખતે ૧૪ મો લુઇ ફ્રાન્સનો રાજા હતો. ગાદીપર આવ્યો ત્યારે તે પાંચ વર્ષની નાની ઉમરનો હતો. ૧૬૬૧ માં તેવીસ વર્ષની ઉમરે બધી સત્તા તેણે પોતાના હાથમાં લીધી અને ૧૭૧૫ સુધી રાજ્ય કર્યું. ફ્રાન્સની વસ્તીનો મોટો ભાગ રોમન કૅથૉલિક પંથનો હતો અને લુઈ પણ એ જ પંથનો હતો. **કોલબર્ટ** નામનો એક હોશિયાર ગૃહસ્થ તેનો પ્રધાન હતો. લુઈ મોટો મહત્ત્વાકાંક્ષી, કર્તૃત્વવાન્ અને ખટપટી હતો. ફ્રાન્સમાં રાજસત્તા અનિયંત્રિત અને સબળ કરવી, ફ્રાન્સની ઉત્તર સરહદ ર્‌હાઇન નદી સુધી લંબાવવી, વેપારધંધા વધારી દેશને આબાદ અને વૈભવસંપન્ન કરવો એ તેની મહત્ત્વાકાંક્ષા હતી. યુરોપના ઘણા ખરા રાજ્યોના દરબારમાં તેના વકીલ રહેતા હતા. તેથી એ દેશોની અંતસ્થ ખટપટો વિષે તેને વખતો વખતની માહિતી મળતી રહેતી હતી. એનું સૈન્ય પણ ઉંચા પ્રકારનું હતું તેથી યુરોપનાં બીજાં રાજ્યો તેનાથી બીતા રહેતા હતા. તે દેખાવે ખૂબસૂરત અને રુઆબદાર હતો અને તેની બોલવા ચાલવાની રીત સામાને પોતાનો કરી લે એવી હતી તેથી તે લોકોપર સારી છાપ પાડી શકતો હતો. તે વિદ્યા અને કળાકૌશલ્યને ઉત્તેજન આપતો હતો. તેનો દરબાર વૈભવશાળી હતો અને યુરોપના ઘણા રાજારજવાડાઓ તેનું અનુકરણ કરતા.

**ચાર્લ્સનો દરબાર:**—આ વેળા ચાર્લ્સનો દરબાર તદ્દન વિલાસી બન્યો હતો. રજવાડામાં અને રાજ્યકારભારના મોટા મોટા હોદ્દાઉપર ગમે તેવા વિલાસી અને અક્કલશૂન્ય માણસો ચાર્લ્સે નીમ્યા હતા. ખુશામતીઆ અને મશ્કરા લોકોથી દરબાર ઉભરાઈ જતો હતો. આ પ્રમાણે એશઆરામ વધી પકડવાથી દરબારી ખરચ વધવાને લીધે ચાર્લ્સ હંમેશ પૈસાની તંગીમાં રહેતો. ત્યારે પૈસા મેળવવા માટે અપમાનભરેલી સંધિ કરવી, મહત્ત્વનાં શહેરો પરરાજ્યોને વેચી દેવાં અને ફ્રાન્સના રાજા ૧૪ મા લુઈ સાથે ગુપ્ત સંધિ કરી પૈસા લેવા, એવાં એવાં અપમાનભરેલાં કામો કરતાં તેણે આઘું પાછું જોયું નહિ. ક્રૉમ્વેલની કારકીર્દી દરમ્યાન વધી ગયેલા પ્યુરિટન લોકોના સાધુપણાનો જાણે ખોડો કાઢવાજ આ વિલાસી જીવન આમ છચોક બહેકયું ન હોય એમ સર્વ લોકોને લાગવા માંડ્યું હતું.

**ઇંગ્લંડમાં પ્લેગ અને લંડનમાં આગ ૧૬૬૬:**—૧૬૬૫ ના ચોમાસામાં ઇંગ્લંડમાં મરકી શરૂ થઈ તેમાં ઘણા માણસો મરણ પામ્યાં. લંડનમાં તો આ મરકીથી હાહાકાર વર્તી રહ્યો. તેમાં એક લાખ માણસ મરણ પામ્યાં. લંડન પ્લેગમાંથી મુક્ત થયું કે તરત જ બીજી આફત આવી તે લંડનમાં લાગેલી ભયંકર આગ (૧૬૬૬). શહેરના મધ્ય ભાગમાં લાગેલી નાની આગે પવનના સપાટાથી ભયંકર રૂપ પકડ્યું અને શહેરમાં ચારે દિશામાં તે ફેલાઈ ગઈ. તેમાં મધ્ય યુગની બાંધણી પ્રમાણે બાંધેલાં ૧૩ હજાર રહેવાના ઘર, ૮૯ દેવળો અને ઘણાં સાર્વજનિક મકાનો બળી ગયાં. આ આગ રોમન કૅથૉલિક પંથના લોકોએ જ લગાડી હતી એવી અફવા લોકોમાં જોસભેર ચાલી હતી. આ આગમાં લંડનના બે તૃતીયાંશ ઘરોનો નાશ અને ઘણું નુકસાન થયું તો ખરૂં; પણ તેથી લંડન શહેરને બીજી રીતે એક મોટો ફાયદો થયો. મધ્ય યુગમાં હવા ઉજાસ વિનાનાં પાસે પાસે બંધાયલાં રોગના મુખ્ય ધામો થઈ પડેલાં ગલીચ ઘરો આ આગમાં બળી ખાખ થઈ ગયાથી લંડન જેવાં ગીચ વસ્તીવાળા શહેરમાં છૂટાં છૂટાં આરોગ્યકારક નવાં ઘરો બંધાયાં એ મોટો ફાયદો જ થયો કહેવાય.

**હૉલંડ સાથે વિગ્રહ ૧૬૬૫-૬૭:**—ક્લેરેન્ડનના પ્રધાનવટાં દરમ્યાન જે ખાસ અગત્યની બાબત બની હતી તે ડચ વિગ્રહ હતો. રોમન કૅથૉલિક પંથના ફ્રાન્સની અમર્યાદિત મહત્ત્વાકાંક્ષા રોકવા માટે પ્રૉટેસ્ટંટપંથી હૉલંડ અને ઇંગ્લંડ વચ્ચે મૈત્રીની અત્યંત જરૂર હતી. પણ એ બે દેશો વચ્ચે વેપાર બાબત હરીફાઈ ચાલતી હોવાથી ૧૬૬૫ માં તેમની વચ્ચે લડાઈ ઉપસ્થિત થઈ. આ વિગ્રહમાં **પ્રિન્સ રૂપર્ટ** અને **જનરલ મંક** (જેને અલ્બેમાર્લનો ડ્યૂક કરવામાં આવ્યો હતો) ઇંગ્લિશ નૌકાસૈન્યના સરદાર હતા. આ લડાઈ માટે પાર્લમેન્ટે મોટી રકમ મંજૂર કરી હતી, પણ એ બધી રકમ ચાર્લ્સે દરબારી ખરચ અને એશઆરામમાં ખરચી નાંખી. લડાયક વહાણોમાં સમાર કામ કરી અરમાર લડાઈ માટે તૈયાર કરવા તરફ તેણે લક્ષ આપ્યું નહિ. આમ નૌકાસૈન્યમાં અવ્યવસ્થા હોવાને લીધે સમુદ્રઉપર હૉલંડ સામે ઝૂઝવામાં ઇંગ્લંડ ફાવ્યું નહિ. ૧૬૬૬ ના જાનેવારી મહિનામાં રૂપર્ટે પોતાનાં થોડાં વહાણ સાથે ડચ લોકો સાથે લડાઈ કરી, પણ પ્રખ્યાત ડચ નૌકાપતિ **ઍડમિરલ ડી રાયટરે** તેને હરાવ્યો (૧૬૬૬ જાનેવારી), અને ૧૬૬૭ માં તો ડચ લોકોએ ટેમ્સ નદી સુધી ધસી આવી કેટલાંક અંગ્રેજી વહાણો પણ બાળી નાંખ્યાં.

આ પ્રમાણે ડચ વિગ્રહમાં અંગ્રેજોની હાર થઈ, તેથી ૧૬૬૮ માં **બ્રેડા**ની સંધિથી આ લડાઈ બંધ પડી. આ સંધિની શરતથી ક્રૉમ્વેલની કારકીર્દીમાં પસાર કરવામાં આવેલા નૌકાયાનના કાયદાનો અમલ શિથિલ કરવામાં આવ્યો અને હૉલંડને કેટલીક વેપારી સવળતા મળી. પણ અમેરિકામાં ઇંગ્લંડના ન્યૂ ઇંગ્લંડ અને વર્જિનીઆ, એ બે સંસ્થાનો વચ્ચે આવેલું ડચ લોકોનું **ન્યૂ ઍમ્સ્ટરડૅમ** સંસ્થાન જે આ લડાઈમાં અંગ્રેજોએ જીતી લીધું હતું તે ઇંગ્લંડને મળ્યું. પછી ન્યૂ ઍમ્સ્ટરડૅમ નામ બદલી નાંખી ચાર્લ્સના ભાઈ **જેમ્સ, ડ્યૂક ઑફ યૉર્ક**ના નામ ઉપરથી તેનું નામ **ન્યૂયૉર્ક** રાખવામાં આવ્યું.

**કેબૉલ પ્રધાન મંડળ:**—૧૬૬૭ માં ક્લેરેન્ડન દેશનિકાલ થયા પછી ચાર્લ્સે રાજ્યકારભારનું સૂત્ર એક મંડળને સોંપ્યું. એ મંડળનું **કેબૉલ** (ગુપ્ત મંડળ) નામ પડ્યું. એ મંડળમાં ક્લિફર્ડ, આર્લિંગટન,

બકિંગહામ, ઍશલી (આગળ જતાં આ ગૃહસ્થ શૅફ્ટ્સબરી નામે પ્રસિદ્ધ થયો) અને લૉડરડેલ નામના પાંચ સભાસદો હતા. તેમના નામના અંગ્રેજી પહેલા અક્ષરો ઉપરથી કેબૉલ (Cabal) શબ્દ બન્યો છે. આ પ્રધાનમંડળના બધા સભાસદો એકજ મતના કે એકજ પંથના નહોતા. એ સમયે ૧૪ મો લુઈ ફ્રાન્સનો રાજા હતો. લુઈ મોટો મહત્ત્વાકાંક્ષી અને રાજ્યલોભી હતો, તેથી ર્‌હાઇન નદી સુધી ફ્રાન્સની સીમા લઈ જવી, અને વેપાર અને ઉદ્યોગધંધામાં આગળ વધેલા હૉલંડ દેશને તાબે કરવો એવો એનો વિચાર હતો. એટલે લુઈની મહત્ત્વાકાંક્ષા ફળીભૂત થતી અટકવા માટે **કેબૉલ પ્રધાનમંડળે** ફ્રાન્સવિરુદ્ધ હૉલંડ અને સ્વીડન સાથે સંધિ કરી ત્રિપુટી સંઘ (Triple Alliance) સ્થાપ્યો.

**ડોવરની ગુપ્ત સંધિ ૧૬૭૦**:—પોતાની સામે ત્રિપુટી સંઘ સ્થાપન થવાની બાતમી લુઇને મળતાંજ એ સંઘમાંથી ઇંગ્લંડને ફોડવાનો તેણે વિચાર કર્યો. ચાર્લ્સ સાથે લુઇને અગાઉથી મૈત્રી તો હતી જ અને તેનું વલણ રોમન કૅથૉલિક પંથ તરફ છે તેપણ તે જાણતો હતો. તેથી તેણે ચાર્લ્સનું મન મેળવી લઈ ૧૬૭૦ ના મે મહિનામાં તેની સાથે **ડોવર** આગળ એક ગુપ્ત કરાર કર્યો. કેબૉલ પ્રધાનમંડળમાંના એક રોમન કૅથૉલિક પંથના પ્રધાન સિવાય બીજા કોઇને આ ગુપ્ત કરારની ખબર નહોતી. આ કરારમાં (૧) ઇંગ્લંડે હૉલંડવિરુદ્ધ ફ્રાન્સને મદદ કરવી; (૨) લુઇએ ચાર્લ્સને દર વર્ષે ૨ લાખ પાઉન્ડની રકમ આપવી; (૩) રોમન કૅથૉલિક પંથવાળાઓને ચાર્લ્સે કેટલીક સગવડ આપવી અને તે પંથનો ઇંગ્લંડમાં પ્રચાર કરવો; (૪) યોગ્ય અવસર આવતાં ચાર્લ્સે પોતે રોમન કૅથૉલિક હોવાનું જાહેર કરવું; (૫) અને ઇંગ્લંડમાં કૅથૉલિક પંથની સ્થાપના વિરુદ્ધ બંડ થાય તો તે બંડ બેસાડી દેવા માટે લુઇએ ૬૦૦૦ સૈનિકોનું ફ્રેન્ચ સૈન્ય ચાર્લ્સની મદદે મોકલવું એમ ઠર્યું હતું.

**૨ જો ડચ વિગ્રહ (૧૬૭૨-૭૪)**:—ડોવરની ગુપ્ત સંધિ થયા પછી ૧૪ મા લુઈની સૂચના પ્રમાણે ચાર્લ્સે વેપારી સ્પર્ધા અને ઇંગ્લંડની ખાડીમાં હૉલંડના વહાણો ઇંગ્લિશ વહાણોને સન્માનની

સલામી આપતાં નથી એ કારણો આગળ ધરી ડચ લોકો સામે લડાઈ જાહેર કરી. આ વિગ્રહ ઇંગ્લિશ પ્રજાને પસંદ નહોતો તેથી આ યુદ્ધને માટે પાર્લમેન્ટ પાસેથી પૈસા મળવાના નથી એમ જાણી ચાર્લ્સે લંડનના સાહુકાર અને વેપારીઓ પાસેથી નાણાં કરથી લીધાં અને આરમાર ઉભી કરી લડવા મોકલી. લુઈપણ હૉલંડવિરુદ્ધ લડાઈ જાહેર કરી એક ફ્રેન્ચ સૈન્ય નેધર્લૅંડમાં લઈ ગયો. આ ફ્રેન્ચ સૈન્ય સામે હૉલંડનો બચાવ કરવો એ ઘણું મુશ્કેલ કામ હતું. તોપણ ડચ લોકોએ ઘણી બહાદુરીથી અને ચીવટપણે સામે થઈ ફ્રેન્ચોનો માર્ગ રોકયો. આ વખતે **વિલિઅમ ઑફ ઑરેન્જ** હૉલંડના સૈન્યનો સરદાર હતો. એ ચાર્લ્સ અને જેમ્સનો ભાણેજ થતો હતો. વિલિઅમે સમુદ્રથી હૉલંડનો બચાવ કરવા માટે બાંધેલી દિવાલ તોડી પડાવી આખા પ્રદેશને જળમય કરી દીધો અને તેમ કરી ફ્રેન્ચ સૈન્યને માટે આગળ વધવું અશકય કરી મૂકયું. પ્રૉટેસ્ટંટપંથી હૉલંડ દેશ સામેની લડાઈમાં ઇંગ્લિશ પ્રજાનો ટેકો નથી અને એ યુદ્ધ ચલાવવા માટે જોઈતા ભરપૂર પૈસા પાર્લમેન્ટ પાસેથી મળે એમ નથી અને તે વિના યુદ્ધ ચાલુ રાખવું અશકય છે એમ સમજી જઈ ૧૬૭૪ માં ચાર્લ્સે હૉલંડ સાથે સલાહ કરી. આ સલાહથી ઇંગ્લંડને હૉલંડ પાસેથી ૩ લાખ પાઉન્ડની રકમ મળી અને ઇંગ્લિશ ખાડીમાં હૉલંડના વહાણોએ ઇંગ્લિશ વહાણોને સન્માનની સલામી આપવાનું કબૂલ કર્યું. આ લડાઈ પછી હૉલંડની દરીઆઈ સત્તા અને તેના વેપારની ઉતરતી કળા થવા લાગી.

**ટેસ્ટ ઍકટ ૧૬૭૩** :—ડોવરના ગુપ્ત કરાર પ્રમાણે મારે રોમન કૅથૉલિક લોકોને સવળતા કરી આપવી જોઇએ એમ ચાર્લ્સને લાગવા માંડ્યું. પણ એ બાબતમાં પાર્લમેન્ટની સંમતિ મળશે નહિ એમ તે જાણતો હોવાથી તેણે પોતાની જ સત્તાથી 'ડેકલેરેશન ઑફ ઇન્ડલજન્સ' નામનું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું (૧૬૮૨). આ જાહેરનામાંથી ધાર્મિક કાયદા પ્રમાણે પ્યુરિટન અને રોમન કૅથૉલિક પંથના લોકોને થતી શિક્ષા માફ કરવામાં આવી. પણ કાયદાવિરુદ્ધ પાર્લમેટની સંમતિ વિના આ જાહેરનામું કાઢ્યું તે લોકોને પસંદ પડ્યું નહિ. આ

વખતે ડચ લોક સાથે લડાઈ ચાલુ હતી અને તે માટે જોઈતા પૈસા મેળવવા પાર્લમેન્ટ બોલાવવાની ચાર્લ્સને ફરજ પડી. આ પાર્લમેન્ટે ચાર્લ્સે કાઢેલા ડેકલેરેશન ઑફ ઇન્ડલજન્સ ફરમાનને પાછું ખેંચી લેવડાવ્યું એટલું જ નહિ પણ **ટેસ્ટ ઍક્ટ** નામનો એક નવો કાયદો પણ ઘડ્યો (૧૬૭૩). એ કાયદામાં એવું ફરમાવવામાં આવ્યું હતું કે ઇંગ્લંડના એપિસ્કોપેલિઅન પંથની બહારના કોઈ પણ ગૃહસ્થને રાજ્યકારભારમાં કોઈ પણ નોકરી મળે નહિ, અને જે કોઈ નોકરીમાં હોય તેને નોકરીમાંથી કમી કરવો. આ કાયદો પસાર થવાને લીધે કેબૉલ પ્રધાન મંડળમાંના બે પ્રધાનો, કિલફર્ડ અને આર્લિંગટન, જેઓ રોમન કૅથૉલિક પંથના હતા તેમને કાઢી મૂકવાની ચાર્લ્સને ફરજ પડી. આમ થવાથી કેબૉલ પ્રધાનમંડળ તૂટી ગયું. તેમજ ચાર્લ્સનો ભાઈ **જેમ્સ,** ડ્યૂક ઑફ યૉર્ક, જેણે રોમન કૅથૉલિક પંથનો સ્વીકાર કર્યો હતો તેને પણ તેની **લૉર્ડ હાઈ ઍડમિરલ**ની જગાનું રાજીનામું આપવું પડ્યું.

**ચાર્લ્સ અને તેનો પ્રધાન ડૅન્બી (૧૬૭૩–૭૯) :**—કેબૉલ પ્રધાનમંડળ તૂટ્યા પછી ચાર્લ્સે ડૅન્બી નામના એક ગૃહસ્થને મુખ્ય પ્રધાન નીમ્યો. પાર્લમેન્ટના સભાસદોને પોતાની બાજુના કરી લેવાની કળા ડૅન્બીને બરાબર આવડતી હતી તેથી તે ચાર્લ્સને ઘણો ઉપયોગી થઈ પડ્યો. ફ્રાન્સનો વિરોધ કરી હૉલંડ સાથે મૈત્રી કરવી એવો ડૅન્બીનો મત હતો, તેમ જ હૉલંડ સામે યુદ્ધ ચાલુ રાખવામાં પાર્લમેન્ટ અનુકૂળ નહોતી તેથી ચાર્લ્સે ડૅન્બીની સૂચનાથી હૉલંડ સાથે સલાહ કરી હતી. (૧૬૭૪). ત્યારપછી હૉલંડ સાથે દોસ્તી દૃઢ કરવાના હેતુથી ડૅન્બીએ ચાર્લ્સના ભાઈ જેમ્સની છોકરી **મેરી** અને હૉલંડનો રાજપુત્ર વિલિઅમ (ચાર્લ્સ અને જેમ્સને ભાણેજ) નું લગ્ન ૧૬૭૭ માં કરાવી દીધું. આમ ઇંગ્લંડ અને હૉલંડ વચ્ચે દોસ્તી થયા પછી પાર્લમેન્ટે ફ્રાન્સ સામે લડાઈ કરવા નાણાં મંજૂર કર્યાં. ફ્રાન્સના રાજા ૧૪ મા લુઈને આ વાતની ખબર મળતાં જ પાર્લમેન્ટની બાજી બગાડવા માટે લુઈએ ચાર્લ્સને સમજાવી લઈ તેની સાથે બીજી એક ગુપ્ત સંધિ કરી (૧૬૭૮). આ ગુપ્ત સંધિમાં

એવું ઠર્યું હતું કે ચાર્લ્સે હૉલંડની દોસ્તી છોડી દેવી, પાર્લમે બરખાસ્ત કરવી અને લુઈએ ચાર્લ્સને ૩ લાખ પાઉન્ડ આપ ડૅન્બીને આ ગુપ્ત કરારની ખબર હતી. જોકે ડૅન્બી ફ્રાન્સવિર હતો તોપણ ચાર્લ્સની ગેરમહેરબાની થશે એમ સમજી એ ગુ કરાર તેણે ફોડી દીધો નહિ, પણ તેને પોતાની સંમતિ આપ પરંતુ પાર્લમેન્ટના કેટલાક સભાસદોને આ વાતની ખબર પડી ગ અને એ કરાર માટે પાર્લમેન્ટે ડૅન્બીને જ જવાબદાર ગણી તેના પ કામ ( Impeachment ) ચલાવવા માંડ્યું. ત્યારે ડૅન્બીને બચાવ માટે ચાર્લ્સે તે પાર્લમેન્ટ બરખાસ્ત કરી ( ૧૬૭૯ ). પછી ૧૬૭૯ ન ચોમાસામાં નવી પાર્લમેન્ટની ચૂંટણી થઈ અને પાર્લમેન્ટ સભાન બેઠક ભરાઈ. પણ આ પાર્લમેન્ટે પણ લુઈ સાથે થયેલા કરાર માં ડૅન્બીની તપાસ શરૂ કરી. રાજાની આજ્ઞાથી જ મેં ફ્રાન્સ સા થયેલા ગુપ્ત કરાર માટે સંમતિ આપી હતી એવું ડૅન્બીનું કહેવું હતુ પરંતુ મંત્રી તેના દરેક રાજકીય કૃત્ય માટે પાર્લમેન્ટને જવાબદાર માટે ફ્રાન્સ સાથે થએલા ગુપ્ત કરાર માટે તેજ જોખમદાર છે એ ઠરાવી પાર્લમેન્ટે તેને તુરંગમાં નાંખ્યો.

**રોમન કૅથૉલિકો વિરુદ્ધ ઉભરાટો ૧૬૭૮ :**—ચાર્લ્સે ૧૪ મ લુઈ સાથે કરેલા ગુપ્ત કરારની વાત ફૂટતાં જ રોમન કૅથૉલિક પંથન લોક વિરુદ્ધ સર્વત્ર ઉભરાટો થઈ રહ્યો. ટાઇટસ ઓટ્સ નામના એ ઉત્પાતિયા ગૃહસ્થે 'ચાર્લ્સ રાજાનો વધ કરી ફ્રેન્ચ લશ્કરની મદદથ ઇંગ્લંડમાં રોમન કૅથૉલિક પંથ સ્થાપવા અને ચાર્લસના ભાઈ જેમ્સને ઇંગ્લંડનો રાજા બનાવવા રોમન કૅથૉલિક પંથવાળાઓએ એક તરક રચ્યું છે' એવી અફવા ચલાવી ( ૧૬૭૮ ). આ અફવા બધાએ ખરે માની અને તેથી રોમન કૅથૉલિકો વિરુદ્ધ લોકમત ઘણો ઉશ્કેરાઈ ગયો ઘણા રોમન કૅથૉલિક લોકોને માત્ર શક ઉપરથી પકડવામાં આવ્યા અને નજીક અપરાધ માટે તેઓમાંના કેટલાકને સખત શિક્ષા કરવામાં આવી.

**હેબીઅસ કૉર્પસ ઍક્ટ** ( વ્યક્તિસ્વાતંત્ર્યનો કાયદો ) ૧૬૭૯ :— ૧૬૭૯ માં ભરાયલી પાર્લમેન્ટે હેબીઅસ કૉર્પસ ઍક્ટ નામનો એક મહત્ત્વનો કાયદો પસાર કર્યો. યોગ્ય રીતે તપાસ ચલાવી આરોપ

સાબિત થયા વિના કોઈપણ માણસને તુરંગમાં મોકલવો નહિ એવું મૅગ્નાચાર્ટાની સનદમાં ઠરાવેલું હતું. પરંતુ કેટલીક વેળા માત્ર શક ઉપરથી જ માણસોને કેદખાને પૂરવામાં આવતા હતા. એવા કેદીની તપાસ ક્યારે કરવી તે વિષે કંઈ નક્કી થયું નહોતું. તેથી એવા કેદીને મહિનાના મહિના તુરંગમાં સડ્યાં કરવું પડતું હતું. પણ હવે આ કાયદાએ (હેબીઅસ કૉર્પસ=માણસને રજુ કરવો) એવું ઠરાવ્યું કે જેલરે આરોપીને અમુક ઠરાવેલી મુદતમાં તપાસ માટે ન્યાયકોર્ટ સમક્ષ રજુ કરવો જ જોઇએ. તેમજ વળી એ કાયદાથી એવું ઠરાવવામાં આવ્યું હતું કે એકાદ આરોપ માટે આરોપી બિન ગુનેગાર ઠરી છૂટી જાય તો તે જ આરોપ માટે તેને પાછો પકડી શકાય નહિ.

**શૅફ્ટ્સ્બરી અને એકસકલૂશ્ઝન બિલ**:—ડૅન્બીની તપાસ ચલાવવાની બાબતમાં અને પાર્લમેન્ટ પાસે હેબીઅસ કૉર્પસ ઍક્ટ પસાર કરાવવાની બાબતમાં **શૅફ્ટ્સ્બરી**એ મુખ્ય ભાગ લીધો હતો. કેબૉલ પ્રધાનમંડળમાં **ઍશલી** નામનો સભાસદ હતો તે આ જ હતો. તેને શૅફ્ટ્સ્બરીનો લૉર્ડ (સરદાર) બનાવવાં આવ્યો હતો. એ એપિસ્કોપેલિઅન પંથનો હતો. ચાર્લ્સને કંઈ છોકરૂં નહોતું, તેથી ચાર્લ્સ પછી તેનો નાનો ભાઈ **જેમ્સ ડ્યૂક ઑફ યૉર્ક** કાયદેસર ગાદીનો વારસ હતો. જેમ્સ નૌકાસૈન્યનો મુખ્ય અધિકારી હતો, પણ ટેસ્ટ ઍક્ટ પસાર થયા પછી તે રોમન કૅથૉલિક પંથનો હોવાને લીધે બીજા રોમન કૅથૉલિક નોકરોપ્રમાણે તેને પણ તેના લશ્કરી હોદ્દાપરથી રજા આપવામાં આવી હતી. ઇંગ્લંડનો રાજા ધર્મનો પણ ઉપરી હતો, તેને લીધે રાજા રોમન કૅથૉલિક પંથનો ન હોવો જોઈએ એવો શૅફ્ટ્સ્બરીનો અને પાર્લમેન્ટના ઘણા સભાસદોનો અભિપ્રાય હતો. તેથી જેમ્સને ગાદી ન મળે એ હેતુથી શૅફ્ટ્સ્બરીએ એકસ-કલૂશ્ઝન બિલ નામનો કાયદાનો ખરડો પાર્લમેન્ટ સભા આગળ રજુ કર્યો અને તેપર ચર્ચા ચલાવી. તેના પછી તેનો ભાઈ જ ગાદીપર આવે એવો ચાર્લ્સનો અભિપ્રાય હતો તેથી એ બીલ પાસ ન થાય એ હેતુથી ચાર્લ્સે પાર્લમેન્ટ બરખાસ્ત કરી (૧૬૭૯). ત્યારપછી

ફરીથી ચૂંટણી થઈ બીજી પાર્લમેન્ટ મળી ( ૧૬૮૦ ). પણ આ પાર્લમેન્ટમાં પણ શૅફ્ટ્સ્બરીના અનુયાયીઓનું જ મતાધિક્ય હતું, તેથી આમની સભામાં એક્સક્લૂશ્ઝન બિલ પાસ થયું. પણ ઉમરાવોની સભાએ તે ઉરાડી મૂક્યું. પછી ચાર્લ્સે આ પાર્લમેન્ટ પણ બરખાસ્ત કરી ( ૧૬૮૧ ). ત્યારપછી મરતાં સુધી (૧૬૮૫ ) ચાર્લ્સે પાર્લમેન્ટ બોલાવ્યા વિના જ રાજ્યકારભાર ચલાવ્યો.

**રાજદ્વારી પક્ષો–વ્હિગ અને ટોરી :**—પાર્લમેન્ટમાં એક્સક્લૂશ્ઝન બિલની ચર્ચા ચાલતી હતી તે વેળા વ્હિગ અને ટોરી નામના આગળ જતાં પ્રસિદ્ધિમાં આવનાર બે રાજદ્વારી પક્ષો પડ્યા. જેમ્સની વિરુદ્ધના પક્ષે એ બિલની ચર્ચા ચલાવવા માટે રાજાએ પાર્લમેન્ટની સભા ભરવી એવી અરજીદ્વારા રાજાને વિનંતિ કરી, માટે તે પક્ષ **'પિટિશનર્સ'** ( અરજી કરનારો ) કહેવાયો. રાજાને આ પ્રમાણે આગ્રહ કરવો એ વિનાકારણ તેના અધિકારમાં હાથ ઘાલવા બરાબર છે એમ ગણી જેઓ પહેલા પક્ષનો તિરસ્કાર કરવા લાગ્યા તેઓ **'ઍબહૉરર્સ'** ( તિરસ્કાર કરનારા ) કહેવાયા. ત્યારપછી બંને પક્ષે એક બીજાની ચેષ્ટા કરવા ખાતર એક બીજાને **વ્હિગ** અને **ટોરી** નામ આપ્યા. આ પ્રમાણે **પિટિશનર્સો વ્હિગ** અને **ઍબહૉરર્સો ટોરી** કહેવાવા લાગ્યા. વ્હિગ નામ પહેલ પ્રથમ સ્કૉટલંડમાંના પ્રેસબિટેરિયન પંથના લોકોને આપવામાં આવ્યું હતું. પણ હવેથી રાજાનો વિરોધ કરનારા પક્ષનું એ નામ પડ્યું. ત્યારે ટોરી નામ પહેલ પ્રથમ આયર્લંડમાંના લૂંટફાટ કરનારા અથવા બહારવટિયાંને આપવામાં આવ્યું હતું. તે હવેથી રાજાના પક્ષના લોકોને આપવામાં આવ્યું. વ્હિગ અને ટોરી શબ્દોનો મૂળ અર્થ તો ઘણો ખરાબ હતો, પણ આગળ જતાં તે ખરાબ અર્થ નીકળી ગયો અને બંને પક્ષો પોતાનાં નામમાં અભિમાન લેતા થયા, એટલે ધીમે ધીમે એ રાજદ્વારી પક્ષોનાં નામો થઈ ગયાં. ૩૯

**રાઈ હાઉસ કાવતરૂં :**—૧૬૮૧ માં પાર્લમેન્ટ બરખાસ્ત કર્યા પછી પાર્લમેન્ટની સભા બોલાવ્યા વિના રાજ્યકારભાર ચાલવવાનું ચાર્લ્સનું ધોરણ વ્હિગ પક્ષવાળાઓને પસંદ પડ્યૂં નહિ તેથી તેમાંના

ટલાક લોકોએ એક તરકટ રચ્યું (૧૬૮૩). ચાર્લ્સ શરતમાંથી પાછો રે ત્યારે **રાઈહાઉસ ખેતર નજીક** તેનું ખૂન કરી પછી તેની જગાએ ઇંગ્લંડની ગાદીપર જેમ્સ, ડ્યૂક ઑફ મન્મથને (ચાર્લ્સ રાજાનો ાસીપુત્ર) બેસાડવો એવી તરકટવાળાઓની બાજી હતી. પણ આ ાવતરૂં ઉઘાડું પડી ગયું અને તેમાં સામેલ થયેલા **સિડની, રસેલ** ગેરે વ્હિગ પક્ષના ગૃહસ્થોને ઠાર કરવામાં આવ્યા.

**ચાર્લ્સના છેવટના વર્ષો** :—રાઈ હાઉસ કાવતરૂં પકડાઈ ગયા છી ચાર્લ્સ અનિયંત્રિતપણે કારભાર ચલાવવા લાગ્યો. પછી તેણે ીથી પાર્લમેન્ટ બોલાવી જ નહિ. રોમન કૅથૉલિક પંથનો પ્રચાર કરવા ાટે તેણે કાયમના સૈન્યમાં વધારો કર્યો. ચાર્લ્સ આમ પોતાની ત્તા વધારવાની કોશિશ કરતો હતો તેવામાં ૧૬૮૫ ના ફેબ્રુઆરી હિનામાં એકદમ માંદો પડી ૫૫ વર્ષની ઉમરે તે મરણ પામ્યો. રતી વખતે પોતે રોમન કૅથૉલિક પંથનો છે એમ તેણે સ્પષ્ટપણે બૂલ કયુ.

**બીજી બાબતો** :—ચાર્લ્સની કારકિર્દીમાં લંડનના રસ્તામાં દીવા રવાની વ્યવસ્થા ૧૬૮૪ માં કરવામાં આવી હતી. ટપાલના કાગળો હોંચાડવાનો ઇજારો જેમ્સ, ડ્યૂક ઑફ યૉર્કને આપવામાં આવ્યો તો. ૧૬૬૨ માં ઘડવામાં આવેલા 'લાઇસેન્સિંગ ઍક્ટ' થી વર્તમાન ત્રોઉપર પ્રતિબંધ મુકાયાથી ઘણાં વર્તમાનપત્રો બંધ થઈ ગયાં. લંડન ગૅઝિટ' અને 'ઑબ્ઝર્વર' એ બે વર્તમાનપત્રોને 'લાઈસેન્સ' પરવાનગી) આપવામાં આવ્યા હતા. શાસ્ત્રીય જ્ઞાનની વૃદ્ધિ કરવા ાટે 'રૉયલ સોસાયટી' નામની એક સંસ્થા સ્થાપન કરવામાં આવી તી. ૨૪ વર્ષ સુધી **સર આઈઝૅક ન્યૂટન** આ સોસાયટીનો અધ્યક્ષ તો. ૧૬૬૮ ની સાલમાં ચાર્લ્સે મુંબઈ બેટ વાર્ષિક ૧૦ પાઉન્ડ લઈ સ્ટિ ઇંડિઆ કંપનીને ભાડે આપ્યો. એના વખતમાં **જૉન બનિયન** ામના ગૃહસ્થે **'યાત્રાળુઓનો પ્રવાસ'** (Pilgrim's Progress) ામનું એક પુસ્તક જેલમાં જ લખ્યું હતું. તેવી જ રીતે ચાર્લ્સના પ્રધાન **લૅરેન્ડને 'બળવાનો ઇતિહાસ'** (History of the Great Rebellion) નામનું પુસ્તક લખ્યું હતું.

## સારાંશ

### ૨ જો ચાર્લ્સ ( ૧૬૬૦–૧૬૮૫ )

**૨ જા ચાર્લ્સનું ધોરણ—**

(૧) ઇંગ્લંડ દેશ પાછો છોડવાનો વખત ન આવે એવી રીતે પાર્લમેન્ટ સાથે સલૂકાઇ રાખી રાજ્યકારભાર ચલાવવાનું ધોરણ રાખવું અને પાર્લમેન્ટપર અવલંબી રહેવું ન પડે એવી વ્યવસ્થા કરવી.

(૨) રોમન કૅથૉલિક પંથવાળાઓને સવળતા કરી આપવી અને લાગ આવે ત્યારે ઇંગ્લંડમાં રોમન કૅથૉલિક પંથનો પ્રસાર કરવો.

**૨ જો ચાર્લ્સ અને પાર્લમેન્ટ—**

**૧૬૬૦ કન્વેન્શન પાર્લમેન્ટ**

છેલ્લા આંતર મુલ્કી વિગ્રહમાં રાજાની વિરુદ્ધ ભાગ લેનારાને માફી. સરંજામી પદ્ધતિના બધા કરો રદ. રાજાને દરવર્ષે ૧૨ લાખ પાઉન્ડની ઉપજ કરી આપવા માટે ટનેજ અને પાઉન્ડેજ કરોની ઉપજ લેવાની હયાતિ સુધીની પરવાનગી.

**૧૬૬૧–૧૬૭૯ ચાર્લ્સની પહેલી પાર્લમેન્ટ** ( કૅવેલિઅર પાર્લમેન્ટ )

૧૬૬૧–૧૬૬૫ ધર્મસંબંધે કાયદા: ( કલૅરેન્ડન કોડ )–કૉર્પોરેશન કાયદો ( ૧૬૬૧ ), યુનિફૉર્મિટી કાયદો ( ૧૬૬૨ ), કન્વેન્ટિકલ કાયદો ( ૧૬૬૪ ), ફાઇવ માઇલ્સ કાયદો ( ૧૬૬૫ ).

૧૬૬૫ ડચ લોકો સાથે યુદ્ધ ચલાવવાની શરતે ખર્ચ મંજૂર.

૧૬૭૩ ટેસ્ટ ઍક્ટ. ડોવરની ગુપ્ત સંધિ ( ૧૬૭૦ ) ની શરત પ્રમાણે રોમન કૅથૉલિક લોકોને છૂટ આપવા માટે ચાર્લ્સે ‘ડેક્લેરેશન ઑફ ઇન્ડલજન્સ’ નામનું ફરમાન કાઢ્યું ત્યારે પાર્લમેન્ટે ટેસ્ટ ઍક્ટનો કાયદો ઘડ્યો અને તેમાં રોમન કૅથૉલિક લોકોને નોકરી આપવી નહિ એવું ઠરાવ્યું.

૧૬૭૪ શાંતિને વખતે કાયમનું લશ્કર રાખવું નહિ.

૧૬૭૮ ડૅન્બીની તપાસ. પાર્લમેન્ટ બરખાસ્ત ૧૬૭૯ (જાનેવારી).

**૧૬૭૯ ચાર્લ્સની બીજી પાર્લમેન્ટ**

ડૅન્બીની તપાસ અને તેને કેદની શિક્ષા.

હેબીઅસ કૉર્પસ કાયદો (વ્યક્તિસ્વાતંત્ર્યનો કાયદો).

એકસકલૂશ્ઝન બિલની ચર્ચા. પાર્લમેન્ટ બરખાસ્ત.

લોકપક્ષનો નેતા શૅફ્ટ્સ્બરી.

**૧૬૭૯ ચાર્લ્સની ત્રીજી પાર્લમેન્ટ**

એકસકલૂશ્ઝન બિલ આમની સભામાં પસાર થયું પણ ઉમરાવોની સભામાં ઉડી ગયું. લોકપક્ષનો નેતા શૅફ્ટ્સ્બરી.

૧૬૮૧ એકસકલૂશ્ઝન બિલ ઉપર ચર્ચા. પાર્લમેન્ટ બરખાસ્ત.

૧૬૮૧–૧૬૮૫ ચાર્લ્સનો પાર્લમેન્ટ વિના અનિયંત્રિત કારભાર.

**ચાર્લ્સની પરદેશી રાજનીતિ :—**

૧૬૬૧–૬૫ વેપારી સ્પર્ધાને લીધે બીજો ડચ વિગ્રહ અને ઇંગ્લંડની હાર. બ્રેડાની સંધિ (૧૬૬૭), ડચ લોકોનું ન્યૂ ઍમ્સ્ટર્ડામ સંસ્થાન ઇંગ્લંડને મળ્યું અને તેનું ન્યૂયૉર્ક નામ પાડવામાં આવ્યું.

૧૬૬૮ ઇંગ્લંડ, હૉલંડ અને સ્વીડનનો ત્રિપુટી સંઘ.

૧૬૭૦ ફ્રાન્સના રાજા ૧૪ મા લુઇ સાથે ડોવરની ગુપ્ત સંધિ અને ઇંગ્લંડમાં રોમન કૅથૉલિક પંથની સ્થાપના કરવામાં લુઈની મદદ.

૧૬૭૨–૭૪ ત્રીજો ડચ વિગ્રહ. ડોવરના ગુપ્ત કરાર પ્રમાણે ચાર્લ્સે ડચ લોકો સાથે વિગ્રહ કર્યો.

૧૬૭૪–૧૬૭૮ ડચ લોકો સાથે મૈત્રી અને ફ્રાન્સ સાથે વેર, એવું પાર્લમેન્ટનું ધોરણ. ૧૬૭૭ માં હૉલંડના રાજપુત્ર વિલિઅમ સાથે જેમ્સની છોકરી મેરીનું લગ્ન.

૧૬૭૮ પાર્લમેન્ટનું ઉપલું ધોરણ જોઇ લુઇએ ચાર્લ્સ સાથે બીજી ગુપ્તસંધિ કરી. તેને ડૅન્બીની સંમતિ. તે માટે તેનાપર પાર્લમેન્ટે ચલાવેલું કામ અને તેનો તુરંગવાસ (૧૬૭૯).

**ચાર્લ્સનું ધાર્મિક ધોરણ—**

૧૬૬૧–૬૫ કલૅરેન્ડનની પ્રેરણાથી પાર્લમેન્ટે ધર્મસંબંધે કાયદા કર્યા, અને એપિસ્કોપેલિઅન પંથના ન હોય એવા લોકોને શિક્ષા કરવાનો પ્રયત્ન કર્યો. ઇંગ્લંડમાં રોમન કૅથૉલિક પંથનો પ્રસાર કરવો; અને તેમ જો ન બને તો રોમન કૅથૉલિકોને કેટલીક ધાર્મિક છૂટ આપવી એવું ચાર્લ્સનું ધોરણ.

૧૬૭૦ ડોવરની ગુપ્ત સંધિ. તેમાં મુખ્ય શરત ઇંગ્લંડમાં રોમન કૅથૉલિક ધર્મનો પ્રસાર કરવાની.

૧૬૭૨ ડેકલેરેશન ઑફ ઇન્ડલજન્સ—રોમન કૅથૉલિક અને પ્યુરિટન લોકોપર મુકાયલા પ્રતિબંધ દૂર કરવામાં આવ્યા.

૧૬૭૩ ટેસ્ટ ઍક્ટ. રોમન કૅથૉલિકોને કોઇપણ અધિકારની જગા આપવાની બંધી. રાજાના ભાઇ જેમ્સને નૌકા-સેનાપતિના હોદ્દાનું રાજીનામું આપવું પડ્યું.

૧૬૭૮ રોમન કૅથૉલિક લોકોએ રાજા અને પ્રૉટેસ્ટંટ પંથવાળાઓ વિરુદ્ધ કાવતરૂં કર્યાની અફવા ટાઇટસ ઓટસે ઉડાવી.

૧૬૮૫ મરણસમયે પોતે રોમન કૅથૉલિક હોવાનું ચાર્લ્સે કબૂલ કર્યું.

**તે સમયના પ્રસિદ્ધ પુરુષો—**

**ચાર્લ્સના મંત્રી**

૧૬૬૦–૧૬૬૭ કલૅરેન્ડન–કલેરેન્ડન કોડ નામના ધર્મસંબંધે કાયદા કરનાર. તેને દેશનિકાલ. ત્યાં તેણે 'બળવાનો ઇતિહાસ' નામનું પુસ્તક લખ્યું.

૧૬૬૭–૧૬૭૩ કેબૉલ પ્રધાન મંડળ—ક્લિફર્ડ, આર્લિંગટન, બકિંગહામ, ઍશલી (શૅફ્ટ્સબરી), લૉડરડેલ.

૧૬૭૩–૧૬૭૯ ડૅન્બીનો કારભાર. ફ્રાન્સ સાથે ગુપ્ત કરાર કરવામાં ભાગ લેવા માટે પાર્લમેન્ટે તેનાપર કામ ચલાવી તેને કેદમાં નાંખ્યો.

**પાર્લમેન્ટના આગેવાનો**

૧૬૭૩–૧૬૮૩ શૅફ્ટ્સબરી (ઍશલી), પ્રથમ એ કેબૉલ મંત્રી

મંડળમાં સભાસદ હતો. પણ પછી પાર્લમેન્ટ પક્ષનો થયો. ટેસ્ટ ઍક્ટ, હેબીઅસ કૉર્પસ ઍક્ટ એની જ પ્રેરણાથી પસાર થયા. એકસકલૂઝન બિલ સંબંધી ચળવળ એણે જ કરેલી.

રસેલ અને સિડની—ચાર્લ્સ પછી ડ્યૂક ઑફ મન્મથને ગાદીપર બેસાડવાની ખટપટ કરનારા પાર્લમેન્ટના નેતા. રાઇહાઉસના કાવતરાંમાં ભાગ લેવા માટે એમને ફાંસી.

**બીજા ગૃહસ્થો**

ટાઇટસ્ ઓટસ્—રોમન કૅથૉલિક લોકોએ ચાર્લ્સ અને પ્રૉટેસ્ટંટ પંથના લોક વિરુદ્ધ કાવતરું કર્યું છે એવી અફવા ઉઠાવનાર તોફાની માણસ.

ન્યૂટન—(૧૬૪૨–૧૭૨૭) પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી. રૉયલ સોસાયટીનો ૨૪ વર્ષ સુધી અધ્યક્ષ.

જૉન બનિયન—'યાત્રાળુઓનો પ્રવાસ' નામના ગ્રંથનો લેખક. પ્યુરિટન પંથનો.

**જેના સંબંધમાં કાવતરાં કરવામાં આવેલાં એવા ગૃહસ્થો**

જેમ્સ, ડ્યૂક ઑફ યૉર્ક—રાજાનો ભાઈ, મુખ્ય નૌકાસેનાપતિ.

એને ટોરી અને રોમન કૅથૉલિકોનો ટેકો હતો.

ડ્યૂક ઑફ મન્મથ–ચાર્લ્સનો દાસીપુત્ર. એને વ્હિગ અને પ્રૉટેસ્ટંટોનો ટેકો હતો.

**રાજદ્વારી પક્ષ—**

વ્હિગ અને ટોરી. વ્હિગ પ્રજાપક્ષ તરફના. પ્રૉટેસ્ટંટ પંથ માટે અભિમાન અને ચાર્લ્સ પછી જેમ્સને ગાદી મળે એવા અભિપ્રાયના ટોરી રાજાના પક્ષના. એક બીજાને ખીજવવા માટે વપરાતી આ સંજ્ઞા આગળ જતાં રાજદ્વારી પક્ષોનાં રૂઢ નામ થયાં.

# પ્રકરણ ૧૨ મું

—:o:—

## ૨ જો જેમ્સ

૧૬૮૫–૧૬૮૮

### તે સમયના રાજ્યકર્તાઓ

| ફ્રાન્સ | સ્પેન |
|---|---|
| ૧૪ મો લુઈ ( ૧૬૪૩–૧૭૧૫ ) | ૨ જો ચાર્લ્સ |

**અગત્યની સાલો—**

૧૬૮૫ મન્મથનું બંડ.

૧૬૮૮ ડેકલેરેશન ઑફ ઇન્ડલજન્સ.

૧૬૮૮ ( ૧૦ જૂન ) જેમ્સને છોકરો થયો.

૧૬૮૮ ( ૩૦ જૂન ) સાત બિશપ દોષમુક્ત.

૧૬૮૮ ( ૩૦ જૂન ) ઑરેન્જના વિલિઅમને ઇંગ્લંડની ગાદી સ્વીકારવાનું આમંત્રણ.

૧૬૮૮ ( ૫ નવેંબર ) વિલિઅમ ઇંગ્લંડમાં આવ્યો.

૧૬૮૮ ( ૨૩ ડિસેંબર ) જેમ્સ રાજગાદી છોડી ઇંગ્લંડથી નાસી ગયો.

૧૬૮૯ ( જાનેવારી ) કન્વેન્શન પાર્લમેન્ટની બેઠક અને 'ડિકલેરેશન ઑફ રાઈટ્સનું' જાહેરનામું.

૧૬૮૯ ( ફેબ્રુઆરી ) વિલિઅમ અને મેરીને ઇંગ્લંડના રાજ્યકર્તા જાહેર કર્યાં.

**૨ જો જેમ્સઃ**—૨ જા ચાર્લ્સના મરણ બાદ તેનો ભાઈ **જેમ્સ** ગાદીપર આવ્યો. ૨ જો ચાર્લ્સ સાવધવૃત્તિવાળો અને પ્રસંગને અનુસરી વખત વિચારી જઈ તે પ્રમાણે વર્તનારો હોવાથી. ઘણા મુશ્કેલ પ્રસંગો આવ્યા છતાં પણ ૨૫ વર્ષસુધી તે રાજ્ય કરી શકયો હતો. પણ તેના પછી ગાદીપર આવનાર જેમ્સ સરળ મનનો અને ભોળો

હતો. અંદર એક અને બહાર બીજો એવા કપટી મનનો તે નહોતો. તે ચાર્લ્સના જેવો વિલાસી નહિ હતો. તેના શબ્દપર ભરોસો મૂકતાં કોઈને શંકા રહેતી નહિ. તેને રોમન કૅથૉલિક પંથ ઘણો પ્રિય હતો અને તે વાત તે કદી છુપાવતો નહિ. સ્પેન અને ફ્રાન્સ સામે લડી તેણે બહાદુર યોદ્ધા તરીકે ખ્યાતિ મેળવી હતી. જો કે તેનો સ્વભાવ ચાર્લ્સ કરતાં સારો હતો તોપણ તેનામાં કોઈ દોષ એવો હતો કે જેને લીધે તે ઇંગ્લિશ પ્રજાની પ્રીતિ સંપાદન કરી શકયો નહિ. તે હઠીલો અને ગર્વિષ્ઠ હતો. પોતાની વિદ્વત્તા માટે તેને ઘણો ઉંચો અભિપ્રાય હતો અને બીજાને માટે તેને બિલકુલ માન નહોતું. દુરંદેશીપણાના કે મુત્સદ્દીપણાના ગુણ તેનામાં મુદ્દલ નહોતા. 'રાજાની ઈશ્વરદત્ત સત્તા'ના સિદ્ધાંતમાં તેને પૂર્ણ વિશ્વાસ હતો. આપણી સત્તા અનિયંત્રિત હોવી જોઈએ એવો તેનો અભિપ્રાય હતો અને ઇંગ્લંડમાં રોમન કૅથૉલિક પંથ સ્થાપવાની તેની ઇચ્છા હતી. પણ તેમાં તે ફાવ્યો નહિ અને તે માટે તેને ઇંગ્લંડમાંથી નાસી જવું પડ્યું.



૨ જો જેમ્સ

**અનુકૂળ પરિસ્થિતિ:**—જેમ્સ ગાદીપર આવ્યો ત્યારે અનાયાસે તેને અનુકૂળ સ્થિતિ પ્રાપ્ત થઈ હતી. તેની પાસે કાયમનું લશ્કર તૈયાર હતું અને ફ્રાન્સના રાજા ૧૪ મા લુઇએ તેને પૈસાની મદદ કરવાનું કબૂલ કર્યું હતું. રાઇહાઉસ કાવતરૂં પકડાઈ જવાથી વ્હિગ પક્ષની પડતી થઈ હતી અને રાજસત્તાને ટેકો આપનારા ટોરી પક્ષનું જોર વધ્યું હતું. શરૂઆતમાં ટોરી પક્ષે જેમ્સપર પૂર્ણ વિશ્વાસ

મૂકયો અને તેને ટેકો આપ્યો. પણ જ્યારે તેણે સનદશીર રાજનીતિ છોડી પ્રજાના હક ઉપર પ્રહાર કરવા માંડ્યા અને રોમન કૅથૉલિક પંથનો પ્રસાર કરવાના પ્રયત્નો કરવા માંડ્યા ત્યારે તેણે ટોરી પક્ષનો ટેકો ગુમાવ્યો. તેણે ગાદીપર આવ્યા પછી બોલાવેલી પહેલી પાર્લમેન્ટમાં ટોરી પક્ષનું જોર વિશેષ હતું, તેથી તે પાર્લમેન્ટે જેમ્સની હયાતિ સુધી તેને મોટી વાર્ષિક રકમ મળે એવો ઠરાવ કર્યો. ચાર્લ્સના વખતના ટોરી પક્ષના મંત્રીઓને જેમ્સે પણ પોતાના મંત્રી બનાવ્યા.

**મન્મથનું બંડ ૧૬૮૫ઃ**—જેમ્સને ઇંગ્લંડની ગાદી મળ્યાથી **મન્મથનો ડ્યૂક જેમ્સ** અને વ્હિગ પક્ષના લોક નિરાશ થયા. રાઇહાઇસ કાવતરૂં પકડાઈ ગયા પછી મન્મથ હૉલંડ નાસી ગયો હતો. ત્યાં તેને સ્કૉટલંડથી દેશનિકાલ થયેલા **ડ્યૂક ઑફ આર્ગાઇલ** સાથે દોસ્તી થઈ. એ સિવાય ચાર્લ્સના જુલમને લીધે ઘણા લોક હૉલંડ આવી રહ્યા હતા. તેઓએ ઇંગ્લંડમાં અને સ્કૉટલંડમાં જેમ્સની સામે બંડ ઉઠાવી મન્મથને રાજા બનાવવાનું તરકટ રચ્યું. જેમ્સ રોમન કૅથૉલિક પંથનો હોવાને લીધે આ કાવતરાંખોરોને એમ લાગતું હતું કે ઇંગ્લંડ અને સ્કૉટલંડની પ્રજા આપણને મદદ કરશે. સંકેત-પ્રમાણે આર્ગાઇલ સ્કૉટલંડ ગયો અને ત્યાંના લોકોને બંડ કરવા ઉશ્કેર્યા. પણ તે પકડાઇ ગયો અને તેને ફાંસી દેવામાં આવી. ત્યાર પછી ૧૬૮૫ ના જૂન મહિનામાં મન્મથ ડૉરસેટશાયરમાં દાખલ થયો. ત્યારે તેની પાસે સૈન્ય બહુ થોડું હતું. 'ઇંગ્લંડના ધર્મ, કાયદા અને પ્રજાના હકનું રક્ષણ કરવા માટે હું આવ્યો છું, અને તેથી રોમન કૅથૉલિક પંથ વિરુદ્ધ સઘળા પ્રૉટેસ્ટંટ પંથવાળાઓએ મને મદદ કરવી જોઇએ' એવું તેણે જાહેર કર્યું. પણ એથી મન્મથને ઘણો ફાયદો થયો નહિ. સરદાર અને જમીનદારોમાંથી કોઈ પણ તેની મદદે ગયા નહિ, પણ માત્ર ખેડૂતો અને ખાણના મજૂરોની મદદ તેને મળી. આવા ૫૦૦૦ અનુયાયીઓ સાથે તે બ્રિસ્ટલ તરફ જતો હતો ત્યારે **જૉન ચર્ચિલ** (આગળ જતાં **ડ્યૂક ઑફ માર્લબરો** તરીકે પ્રસિદ્ધિમાં આવનાર)ની સરદારી નીચેના રાજાના સૈન્યે **સેજમૂર**

Sedgemoor) આગળ તેનાપર હુમલો કર્યો અને તેણે પૂરેપૂરો ાવ્યો ( ૧૬૮૫ જુલાઈ). મન્મથ પકડાઈ ગયો અને ફાંસીએ ચઢ્યો.

આવી રીતે મન્મથના બંડનો ફેસલો થયા પછી તેને મદદ નારા હજારો ગામડીઆની તપાસ ચલાવવા **જેફ્રીઝ** નામના ાયાધીશને જેમ્સે મોકલ્યો. જેફ્રીઝે તપાસનો ફારસ કરી ૩૦૦ ણાને ફાંસીની શિક્ષા ઠોકી અને લગભગ ૮૦૦ જણાને સખત જૂરીની સજા કરી જેમૈકા અને બારબેડોઝ ટાપુમાં ગુલામ તરીકે મફત મ કરવા મોકલાવી દીધા. ન્યાયાધીશ જેફ્રીઝના આ જુલમી કૃત્ય માટે નને ઘણો તિરસ્કાર આવ્યો, પણ જેમ્સે આ કામના બદલાતરીકે ો **લૉર્ડ હાઈ ચૅન્સેલર** નીમ્યો અને પોતાનો પ્રધાન બનાવ્યો.

**જેમ્સનો જુલમી અને અનિયંત્રિત કારભાર**:—મન્મથની ; થયા પછી જેમ્સને એમ લાગેલું કે હવે આપણે અનિયંત્રિત- ણે રાજ્ય કરી શકીશું અને ઇંગ્લંડમાં રોમન કૅથૉલિક પંથ પાછો ાપી શકીશું. ૧૬૭૩ માં પસાર થયેલા 'ટેસ્ટ ઍક્ટ' થી રોમન ૉલિક પંથવાળાઓને ધર્મ અને રાજ્યકારભારમાં અધિકારની જગા ળતી નહોતી, તેથી એ કાયદો રદ કરવો જોઇએ એમ તે ધારતો ા. પણ તેમ કરવામાં પાર્લમેન્ટની સંમતિ મળનાર નથી એમ ણી તેણે પાર્લમેન્ટ બરખાસ્ત કરી અને ટેસ્ટ ઍક્ટના અમલ માણે તેના માનીતાને થતી શિક્ષા માફ કરવા માંડી. આમ શિક્ષા ફ કરવાનો તેને અધિકાર છે એમ ન્યાયકોર્ટમાં ઠરાવવા માટે જેમ્સે **લ્સ** નામના એક રોમન કૅથૉલિક ગૃહસ્થને લશ્કરમાં અધિકારની ગા આપી. હેલ્સ રોમન કૅથૉલિક પંથનો છે માટે એ જગા એનાથી ોકારાય નહિ એ મુદ્દાઉપર તેનાપર કામ ચલાવવામાં આવ્યું. ણ હેલ્સે પોતાના બચાવમાં જેમ્સે આપેલો માફીપત્ર રજુ કર્યો. ટલે જેમ્સના દબેલા ન્યાયાધીશે 'જેમ્સને એવા માફીપત્રો આપ- નો અધિકાર (Dispensing Power) છે, અને હેલ્સને એ ડ઼ો સ્વીકારવામાં હરકત નથી' એમ ફેંસલો આપ્યો. ત્યાર પછી મ્સે **'ફાધર પીટર'** નામના એક ચુસ્ત રોમન કૅથૉલિકને તાનો સલાહકાર નીમ્યો અને તેના જ અભિપ્રાયપ્રમાણે પોતાનું

ધાર્મિક ધોરણ રાખ્યું. દેવળો, વિશ્વવિદ્યાલયો અને બીજાં ખાતાંઓમાં અધિકારની જગાપર પાર્લમેન્ટના કાયદા પ્રમાણે રોમન કૅથૉલિક પંથના લોકોને નીમી શકાય નહિ, તોપણ જેમ્સે તેમને નીમવા માંડ્યા. લૉંગ પાર્લમેન્ટે બંધ કરેલી **હાઈ કમિશન કોર્ટ** જેમ્સે પાછી સજીવન કરી અને **જેફ્રીઝને** તેનો અધ્યક્ષ નીમ્યો. ધર્મિક બાબતની તપાસ કરી શિક્ષા કરવાનો અધિકાર આ કોર્ટને આપવામાં આવ્યો અને લોકોને ગભરાવવા માટે એક સૈન્ય લંડન નજીક તૈયાર રાખવામાં આવ્યું.

**જેમ્સની અપ્રિયતા**:—જેમ્સ તેના કાયદા વિરુદ્ધના અને જોહાકીના કૃત્યોથી ઇંગ્લિશ પ્રજામાં અપ્રિય થઈ પડ્યો હતો. તે ગાદીપર આવ્યો ત્યારે તેને ટેકો આપનાર ટોરી પક્ષના લોકો પણ તેની વિરુદ્ધ થયા હતા. વિશ્વવિદ્યાલયો અને દેવળોના અધિકારીઓ તેને પોતાનો માણસ ગણતા નહોતા. સૈન્યમાં પણ અસંતોષ પ્રસર્યો હતો અને સામાન્ય પ્રજાવર્ગ તો તેને ધિક્કારતો હતો. ફ્રાન્સના રાજા ૧૪ મા લુઇએ ૧૫૯૮ ની સાલનું 'એડિક્ટ ઑફ નૅન્ટસ' નામનું જાહેરનામું ૧૬૮૫ માં રદ કરી તે જાહેરનામાંથી ફ્રાન્સના હ્યુગેનૉટ (પ્રૉટેસ્ટંટ) લોકોને જે ધાર્મિક છૂટ મળી હતી તે પાછી ખેંચી લીધી હતી. તેથી ૧૪ મા લુઇના કહેવાથી ઇંગ્લંડમાં પણ કૅથૉલિક પંથનો પ્રસાર કરવાનો જેમ્સનો વિચાર છે એવી ઘણાંને શંકા થવા માંડી હતી. જેમ્સ ઘરડો થયો હતો અને તેને છોકરો હતો નહિ, અને તેના પછી તેની પ્રૉટેસ્ટંટ પંથની છોકરી **મેરી** (હૉલંડના રાજપુત્ર વિલિઅમની પત્ની) ઇંગ્લંડની ગાદીપર આવનાર હતી, તેથી જ ઇંગ્લંડની પ્રજા જેમ્સનો આટલો જુલમ સહન કરી શાંત બેસી રહી હતી.

**ડેક્લેરેશન ઑફ ઇન્ડલજન્સ ૧૬૮૮**:—કાયદા રદ કરવાની સત્તા (Suspending Power) મને છે એમ કહી જેમ્સે પોતાના જ અધિકારથી '**ડેક્લેરેશન ઑફ ઇન્ડલજન્સ**' નામનું ફરમાન કાઢ્યું અને તેને આધારે પાર્લમેન્ટે પસાર કરેલા બધા ધર્મસંબંધી કાયદા રદબાતલ છે એમ જાહેર કર્યું (૧૬૮૭). આ

જાહેરનામાથી રોમન કૅથૉલિક પંથના લોકો પ્રમાણે પ્યુરિટન, ડિસેન્ટર, નૉન કૉન્ફૉર્મિસ્ટ વગેરે પ્રૉટેસ્ટંટ પંથના જહાલ લોકોને પણ ધાર્મિક સ્વતંત્રતા મળનાર હતી. પણ જેમ્સે માત્ર રોમન કૅથૉલિક લોકોને માટે જ આ ફરમાન કાઢ્યું છે, અને તે પણ પાર્લમેન્ટની સત્તાની



સાત ધર્મોપદેશકોનો છુટકારો. ચિત્રકાર એમેરી વૉકર.
(ઇ. એમ. વૉર્ડ, આર. એ. ના ચિત્રને અનુસારે). ઉમરાવોની સભાની છુટી ચાલમાં

ઉપરવટ થઈ, તેથી જેમ્સનું એ કામ પ્યુરિટન પંથના લોકોને પણ પસંદ પડ્યું નહિ. ત્યાર પછી બીજેજ વર્ષે (૧૬૮૮) ડેકલેરેશન ઑફ઼ ઇન્ડલજન્સનું ફ઼રમાન પાછું કાઢી લાગલાગટ બે રવિવારે દરેક દેવળમાં તે વાંચી સંભળાવવું એવો હુકમ જેમ્સે કાઢ્યો (૧૬૮૮ એપ્રીલ).

**સાત બિશપોપર ખટલો :**—જેમ્સના આ હુકમ માટે ટોરી પક્ષના કેટલાક વફાદાર લોકોને પણ તિરસ્કાર આવ્યો. કૅન્ટરબરીના આર્ચબિશપ **સૅન્ક્રૉફ્ટ** અને બીજા ૬ બિશપોએ જેમ્સને એક અરજી કરી વિનંતિ કરી કે **ડેકલેરેશન ઑફ ઇન્ડલજન્સ**નું ફરમાન વાંચવાની અમને ફરજ પાડવી નહિ. પણ જેમ્સને આ વિનંતિ માટે તેમનાપર ચીડ ચઢી અને એ વિનંતિપત્રને રાજદ્રોહી પત્રક ગણી તેમના પર રાજદ્રોહનું તહોમત મૂકી કામ ચલાવ્યું. જેમ્સે નીમેલા ન્યાયાધીશો આગળ આ કેસ ચાલ્યો પણ જૂરીના સભાસદોએ તેમને નિર્દોષ જાહેર કર્યા ( ૩૦ જૂન ૧૬૮૮ ). આવી રીતે એ બિશપોને નિર્દોષ ઠરેલા જાણી લોકોએ તેમના માનમાં જ્યાં ત્યાં વાવટા તોરણો બાંધી આનંદોત્સવ કર્યો એ જોઈ જેમ્સને પગથી તે માથા સુધી ઝાંઝ ચઢી.

**વિલિઅમને આમંત્રણ :**—આ સાત ધર્માધિકારીઓનો છુટકો થયો તેના ૨૦ જ દિવસ અગાઉ તા. ૧૦ મી જૂન ૧૬૮૮ ને દિવસે જેમ્સને છોકરો * થયો. એ છોકરાનું નામ **જેમ્સ એડવર્ડ** પાડવામાં આવ્યું. જેમ્સને છોકરો થયો એટલે હવે ઇંગ્લંડની ગાદી તેની પ્રૉટેસ્ટંટ પંથની છોકરી **મેરી**ને ( હૉલંડના રાજા વિલિઅમની પત્ની ) નહિ મળતાં જેમ્સના છોકરાને મળશે, અને તે તેના માબાપની માફક રોમન કૅથૉલિક પંથનો જ થવા સંભવ હોવાથી ઇંગ્લંડમાં રોમન કૅથૉલિક પંથ પાછો સ્થાપન થશે એવી બીક પ્રજાને લાગવા માંડી. ત્યારે ઇંગ્લંડમાં પ્રૉટેસ્ટંટ પંથ કાયમનો કરવા માટે શું કરવું તે વિષે વ્હિગ અને ટોરી બંને પક્ષોના લોકો વિચાર કરવા લાગ્યા. હૉલંડનો રાજપુત્ર વિલિઅમ જેમ્સનો ભાણેજ અને જમાઈ થતો હતો અને તે ચુસ્ત પ્રૉટેસ્ટંટ હતો. તે ૧૪ માં લુઇનો કટ્ટો દુશ્મન પણ હતો, માટે

---

* જેમ્સે કલેરેન્ડનની છોકરી **ઍન હાઇડ** સાથે લગ્ન કર્યું હતું. એ લગ્નથી તેને **મેરી** અને **ઍન** નામની બે છોકરી થઈ હતી. આ સ્ત્રી ૧૬૭૧ માં મરણ પામી. પછી ૧૬૭૩ માં જેમ્સે **મેરી ડી એસ્ટી મૉડીના** નામની કૅથૉલિક પંથની રાજકન્યા સાથે લગ્ન કર્યું. અને તેનાથી જેમ્સને આ છોકરો થયો.

વ્હિગ અને ટોરી બંને પક્ષના કેટલાક ગૃહસ્થોએ ઇંગ્લંડના પ્રૉટેસ્ટંટ પંથનું અને પ્રજાનું રક્ષણ કરવા માટે તેને સૈન્ય લઇ ઇંગ્લંડ આવવાનું આમંત્રણ મોકલ્યું. ત્યારે 'યોગ્ય લાગ મળતાંજ બની શકશે તેટલો જલદી હું ઇંગ્લંડ આવીશ' એવો વિલિઅમે જવાબ આપ્યો.

**વિલિઅમનું ઇંગ્લંડમાં આગમન** :—આમ જવાબ વાળ્યા પછી થોડાજ દિવસમાં વિલિઅમ ૧૫૦૦૦ માણસનું લશ્કર લઈ ઇંગ્લંડને દક્ષિણ કિનારે **ટૉર્બે** બંદરે ઉતર્યો (નવેંબર ૧૬૮૮). એટલે તેને મદદ કરવા લોકો તૈયાર થયા. વિલિઅમનો સામનો કરવા માટે જેમ્સ પાસે ૪૦૦૦૦ ની ફોજ તૈયાર હતી, પણ એ લશ્કરપર ભરોસો મૂકવો કે નહિ તે બાબે તેને શંકા રહેતી હતી. વિલિઅમ સૈન્ય સાથે ઇંગ્લંડને કિનારે ઉતર્યો છે એ જાણતાં જ જેમ્સનો સેનાપતિ **ચર્ચિલ** (માર્લબરો) પોતાના હાથ નીચેના સૈન્ય સાથે વિલિઅમને જઈ મળ્યો. જેમ્સની છોકરી **ઍન** પણ પોતાના બાપનો પક્ષ છોડી પોતાના બનેવી (વિલિઅમ)ના પક્ષમાં ગઈ. આ બધી વાત જાણી ત્યારે છેલ્લાં ત્રણ વર્ષમાં તેને હાથે જે જે જુલમી કૃત્યો થયાં હતાં તે લોકો ભૂલી જાય અને એનું રાજ્યપદ કાયમ રહે એવા હેતુથી જેમ્સે હાઇ કમિશન કોર્ટ રદ કરી, રોમન કૅથૉલિક લોકોને મોટા મોટા હોદ્દાની જગાપરથી કમી કર્યા અને ઑક્સફર્ડની વિશ્વવિદ્યાલયના શિક્ષકોને તેમની જગાપર પાછા નીમવાનો હુકમ કાઢ્યો. અને હવે પછી ઇંગ્લિશ પ્રજાની સ્વતંત્રતા અને તેના હક કાયમ રાખવાનું વચન તેણે આપ્યું. પણ જેમ્સના આ વચનપર કોઇને વિશ્વાસ આવ્યો નહિ. તેને મદદ કરવાને કોઈપણ તૈયાર થતું નથી એમ જોઇ જેમ્સે તેનાં બૈરાંછોકરાંને ઇંગ્લંડથી રવાના કરી દીધાં અને પછી ૧૬૮૮ ના ડિસેંબરમાં રાજ્યત્યાગ કરી પોતે પણ ફ્રાન્સ નાસી ગયો.

**જેમ્સ અને તેનાં છોકરાં** :—રાજ્યત્યાગ કર્યા પછી જેમ્સને ૧૪ મા લુઇએ આશ્રય આપ્યો. તેને ઇંગ્લંડની ગાદી પાછી મેળવી આપવા માટે ૧૪ મા લુઇએ પ્રયત્ન કર્યો, પણ તેમાં તેને ફત્તેહ મળી નહિ. જેમ્સ ૧૭૦૧ માં મરણ પામ્યો. તેને **ઍન હાઈડ રાણીથી મેરી** અને **ઍન** નામની બે છોકરી થઇ હતી અને તે

બંનેએ ઇંગ્લંડપર રાજ્ય કર્યું. **મેરી ઑફ મોડેના** રાણીથી જેમ્સને ૧૬૮૮ માં **જેમ્સ એડવર્ડ** નામનો એક છોકરો થયો હતો, પણ ઇંગ્લંડની ગાદી માટે તેનો હક કોઇએ કબૂલ કર્યો નહિ. એ જેમ્સનો છોકરો છે કે કોઇ બીજાનો છોકરો રાણીએ દત્તક લીધો છે એવો શક કેટલાકને હતો તેથી લોકો તેને **ઢોંગી** ( The Pretender ) કહેવા લાગ્યા. તેણે ઇંગ્લંડની ગાદી મેળવવા માટે ૧૭૧૫ માં પ્રયત્ન કર્યો હતો પણ તેમાં તે ફાવ્યો નહિ. એને **ચાર્લ્સ એડવર્ડ સ્ટુઅર્ટ** નામે છોકરો હતો અને તેણે પણ ૧૭૪૫ માં ઇંગ્લંડની ગાદી મેળવવા પ્રયત્ન કર્યો હતો, અને તે પણ તેમાં ફાવ્યો નહોતો.

**રાજ્યક્રાંતિ**:—જેમ્સે દેશત્યાગ કર્યા પછી વિલિઅમ સૈન્ય લઇ લંડનમાં આવ્યો, ત્યાં લોકોએ તેને વધાવી લીધો. પછી પાર્લમેન્ટની ( કન્વેન્શન ) બેઠક ભરાઇ, તેમાં જેમ્સના કાયદા વિરુદ્ધના અને જુલમી કૃત્યોનો નિષેધ કરવામાં આવ્યો. ત્યારપછી પ્રજાની સ્વતંત્રતાપર પ્રહાર થાય નહિ તે માટે અને ઇંગ્લિશ પ્રજાના વંશપરંપરાના હકો કયા કયા છે તે ફરીથી જાહેર કરવા માટે પાર્લમેન્ટે '**ડેકલેરેશન ઑફ રાઇટ્સ**' નામનું પ્રજાના હકનું એક જાહેરનામું તૈયાર કર્યું ( ૧૬૮૯ જાને. ). આ દસ્તાવેજપર **વિલિઅમ** અને **મેરી**એ સહી કરી ( ૧૬૮૯ ), પછી પાર્લમેન્ટે તેમને ઇંગ્લંડનું રાજ્યપદ આપ્યું ( ૧૬૮૯ ફેબ્રુઆરી ). જ્યારે ૨ જા જેમ્સે ગાદી ત્યાગ કરી ત્યારે વંશપરંપરાના હકથી તેના પછી તેના પુત્ર **જેમ્સ એડવર્ડ સ્ટુઅર્ટ**નોજ ઇંગ્લંડની ગાદીપર હક હતો. પરંતુ તે ન સ્વીકારી પાર્લમેન્ટે વિલિઅમ અને મેરીને રાજ્યપદ આપ્યું એ બિના **રાજ્યક્રાંતિ** કહેવાય છે.

---

## સારાંશ

## ૨ જો જેમ્સ (૧૬૮૫–૧૬૮૮)

**૨ જા જેમ્સનું ધોરણ**—( ૧ ) 'રાજાનો ઇશ્વરદત્ત અધિકાર' એ સિદ્ધાંતની માન્યતા અને તે પ્રમાણે અનિયંત્રિતપણે રાજ્ય

કરવાનું ધોરણ. (૨) ઇંગ્લંડમાં રોમન કૅથૉલિક પંથ દાખલ કરવાનો પ્રયત્ન કરવાનું.

**જેમ્સવિરુદ્ધ બંડ**

મન્મથનું બંડ. સેજમૂરની લડાઈ ૧૬૮૫. બંડનું ભાંગી પડવું. ન્યાયાધીશ જેફ્રીઝે કરેલી નિર્દય શિક્ષા.

**જેમ્સનું ધાર્મિક ધોરણ—**

૧૬૮૫ ટેસ્ટ ઍક્ટની વિરુદ્ધ લશ્કરમાં અને બીજે રોમન કૅથૉલિક લોકોને હોદ્દાની જગા. તે માટે પાર્લમેન્ટનો વિરોધ. તેથી પાર્લમેન્ટ બરખાસ્ત કરવામાં આવી.

૧૬૮૬ ધાર્મિક બાબત માટે હાઈ કમિશન કોર્ટની સ્થાપના. રોમન કૅથૉલિક લોકોને ઑક્સફર્ડ અને કેમ્બ્રિજના વિશ્વવિદ્યાલયોમાં ઉંચી ઉંચી જગા.

૧૬૮૭ ડેકલેરેશન ઑફ ઇન્ડલજન્સ.

૧૬૮૮ બીજું ડેકલેરેશન ઑફ ઇન્ડલજન્સનું ફરમાન બધાં દેવળોમાં વાંચવામાં આવે એવો હુકમ. સાત ધર્માધિકારીઓનો તે માટે વિરોધ. તે માટે તેમના પર ખટલો. તેઓ નિર્દોષ. પ્રજાનો આનંદોત્સવ.

**જેમ્સ અને પાર્લમેન્ટ—**

૧૬૮૫ પહેલી પાર્લમેન્ટ. પાર્લમેન્ટે કરેલા કાયદા નહિ માનવાનું જેમ્સનું ધોરણ. પાર્લમેન્ટ તરફથી હરકત. પાર્લમેન્ટ બરખાસ્ત.

**જેમ્સ અને પ્રજા—**

જેમ્સના કાયદા વિરુદ્ધના વર્તન માટે પ્રજામાં તેની અપ્રિયતા. લશ્કરમાં અસંતોષ. ૧૪ મા લુઇના કહેવાથી ઇંગ્લંડમાં રોમન કૅથૉલિક પંથનો પ્રસાર કરવાનો જેમ્સનો વિચાર છે એવો લોકોને શક. વ્હિગ અને ટોરી પક્ષના નેતાઓ તરફથી વિલિઅમને આમંત્રણ. ૧૬૮૮ ના નવેમ્બરની ૫ મીને રોજ વિલિઅમ ટૉર્બે બંદરે ઉતર્યો. જેમ્સનું ઇંગ્લંડમાંથી ફ્રાન્સ નાસી જવું. રાજ્યક્રાંતિ.

**જેમ્સ અને જેમ્સનાં છોકરાં—**

૨ જો જેમ્સ ફ્રાન્સમાં ૧૭૦૧ માં મરણ પામ્યો. તેના પુત્ર જેમ્સ એડવર્ડ સ્ટુઅર્ટે ૧૭૧૫ માં અને પૌત્ર ચાર્લ્સ એડવર્ડ સ્ટુઅર્ટે ૧૭૪૫ માં ઇંગ્લંડની ગાદી મેળવવાના પ્રયત્ન કર્યા, પણ તેઓ ફાવ્યા નહિ.

**પાર્લમેન્ટ, વિલિઅમ અને મેરી—**

૧૬૮૮ ડેકલેરેશન ઑફ રાઇટ્સ. વિલિઅમ અને મેરીએ તેનો સ્વીકાર કર્યો. તેમને પાર્લમેન્ટના કાયદાથી રાજ્ય મળ્યું (૧૬૮૯).



# પ્રકરણ ૧૩ મું

—:o:—

## ત્રીજો વિલિયમ અને મેરી

**વિલિયમ:-જન્મ** ૧૬૫૦; **રાજ્યારોહણ** (૩૯ મે વર્ષે) ૧૬૮૯;
**મૃત્યુ** ૧૭૦૨

**મેરી:**—જન્મ ૧૬૬૨; રાજ્યારોહણ (૨૭ મે વર્ષે) ૧૬૮૯;
મૃત્યુ ૧૬૯૪

(૧૬૮૯–૧૭૦૨)

**તે સમયના રાજ્યકર્તાઓ**

| ફ્રાન્સ | સ્પેન | પ્રશિઆ | રશિઆ |
|---|---|---|---|
| ૧૪ મો લુઈ | ૨ જો ચાર્લ્સ | ૧ લો ફ્રેડરિક | પીટર ધી ગ્રેટ |
| (૧૬૪૩–૧૭૧૫) | | (૧૬૮૮–૧૭૧૩) | (૧૬૯૬–૧૭૨૫) |

**અગત્યની સાલો—**

| | | | |
|---|---|---|---|
| ૧૬૮૯ | બિલ ઑફ રાઈટ્સ. | ૧૬૯૭ | રિઝ્‌વિકની સંધિ. |
| ૧૬૯૦ | બૉઈનની લડાઈ. | ૧૬૯૮ | પનામાના સ્કૉટિશ સંસ્થાનની નિષ્ફળતા. |
| ૧૬૯૨ | સ્ટેનકર્કની લડાઈ. | | |
| ૧૬૯૨ | લાહૉગની લડાઈ. | ૧૭૦૧ | 'ઍક્ટ ઑફ સેટ્‌લમેંટ' કાયદો. |
| ૧૬૯૩ | રાષ્ટ્રીય દેવાંની યોજના. | | |
| ૧૬૯૪ | બૅંક ઑફ ઇંગ્લંડની સ્થાપના. | ૧૭૦૧ | ઇંગ્લંડ, હૉલંડ અને ઑસ્ટ્રિઆનો ફ્રાન્સ-વિરુદ્ધ સંઘ. |
| ૧૬૯૪ | રાણી મેરીનું મૃત્યુ. | | |
| ૧૬૯૫ | નામૂરનો કિલ્લો સર કર્યો. | ૧૭૦૨ | સ્પેનની ગાદીના વારસાનું યુદ્ધ. |
| ૧૬૯૬ | પહેલું વ્હિગ પ્રધાન મંડળ. | | |

**ત્રીજો વિલિયમ અને મેરી:**—૨ જા જેમ્સે રાજ્યત્યાગ કર્યા પછી કન્વેન્શન પાર્લમેન્ટે **વિલિયમ** અને **મેરી** બંનેને ઇંગ્લંડનું

રાજ્યપદ આપ્યું. વિલિઅમ પ્રૉટેસ્ટંટ પંથનો ચુસ્ત અનુયાયી હતો. અને તો ફ્રાન્સના રાજા ૧૪ મા લુઈનો કટ્ટો શત્રુ હતો. સ્ટુઅર્ટ વંશ સાથે તેને સગપણ પણ હતું. તે પહેલા ચાર્લ્સનો દૌહિત્ર (છોકરીનો છોકરો; પા. ૧૫૯, વંશાવળી જુઓ) અને બીજા જેમ્સનો જમાઈ થતો હતો. ઇંગ્લંડની ગાદીનો બીજા બધાં કરતાં વધારે પાસેનો વારસ તે નહોતો તોપણ મેરીની સાથે વિલિઅમને પણ રાજ્યપદ આપવાથી આપણે કોઈ પારકા માણસને રાજ્યપદ આપીએ છીએ એમ પાર્લમેન્ટને લાગ્યું નહિ.



મેરી રાણી

**બિલ ઑફ રાઈટ્સ ૧૬૮૯**—વિલિઅમને રાજ્યપદ આપતી વખતે પાર્લમેન્ટે ઇંગ્લિશ પ્રજાના જન્મસિદ્ધ હકોનો એક દસ્તાવેજ ( Declaration of Rights ) તૈયાર કર્યો અને તેપર વિલિઅમની સહી કરાવી. આ દસ્તાવેજને કાયદાનું સ્વરૂપ આપવા માટે પાર્લમેન્ટે વિલિઅમ રાજા થયા પછી **બિલ ઑફ રાઈટ્સ** ( Bill of Rights ) નામનો કાયદો પસાર કર્યો. એ કાયદામાં નીચે આપેલી મહત્ત્વની કલમો હતી:—

(૧) પાર્લમેન્ટની સંમતિ વિના આગળનો કાયદો કાયમ માટે કે થોડા વખત માટે રદ કરવાની રાજાને સત્તા નથી.

(૨) પાર્લમેન્ટની સભા ભરી રાજ્યકારભારના કામમાં અને પ્રજાનાં દુઃખફર્યાદ દૂર કરવા માટે તેની સલાહ લેવી એ રાજાનું કર્તવ્ય છે.

(૩) પાર્લમેન્ટમાં સભાસદોના ભાષણસ્વાતંત્ર્યપર પ્રતિબંધ મૂકી શકાય નહિ.

(૪) શાંતિના સમયમાં કાયમનું સૈન્ય રાખવું નહિ.

(૫) પાર્લમેન્ટની સંમતિવિના રાજાએ લોકોપર કોઈપણ કર મૂકવો નહિ.

(૬) અરજીદ્વારા પોતાના દુઃખો રાજાને દરશાવવા પ્રજાને હક છે.

(૭) પોતાને યોગ્ય લાગે એવા પ્રતિનિધિઓ પાર્લમેન્ટના સભાસદ તરીકે ચૂંટવાનો પ્રજાને હક છે.

(૮) લોકોને ભારે રકમના દંડની શિક્ષા કરવી નહિ.

**પાર્લમેન્ટનો સૈન્યપર કાબૂ; મ્યુટિની ઍક્ટ ૧૬૮૯:—** શાંતિની વેળાએ રાજાએ કાયમનું સૈન્ય રાખવું નહિ, એવી એક કલમ બિલ ઑફ્ રાઈટ્સના કાયદામાં હતી. પણ દેશમાં બંડબખેડા થાય નહિ અને પરરાજ્ય સાથે લડાઈ થાય ત્યારે કામ લાગે, એ માટે કાયમનું સૈન્ય રાખવાની જરૂર તો હતી જ. પણ રાજા એ સૈન્યનો દુરુપયોગ કરે નહિ અને સૈન્યમાં યોગ્ય શિસ્ત રહે તે માટે પાર્લમેન્ટે **મ્યુટિની ઍક્ટ** (Mutiny Act) નામનો કાયદો પસાર કર્યો (૧૬૮૯) અને તે કાયદાની મુદ્દત એક વર્ષ પુરતી જ ઠરાવી. એટલે હવેથી દર વર્ષે સૈન્યને પગાર મળે અને સૈન્યમાં શિસ્ત ચાલુ રહે એ માટે એ કાયદો ફરીથી પસાર કરવા માટે દર વર્ષે પાર્લમેન્ટની બેઠક રાજાએ ભરવી જ જોઈએ.

**તિજોરીપર પાર્લમેન્ટની સત્તા ૧૬૮૯:—**પાર્લમેન્ટની સંમતિવિના રાજાએ પ્રજા પર કર મૂકવો નહિ એવી એક કલમ બિલ ઑફ્ રાઈટ્સના કાયદામાં રાખવામાં આવી હતી. પણ પાર્લમેન્ટની સંમતિથી પૈસા મળ્યા પછી તે પૈસા કેવી રીતે અને કેવા કામ માટે ખરચવા તે રાજા જ ઠરાવતો. પણ એ સ્થિતિ ઉપર પ્રતિબંધ મૂકવા અને કયા કામ માટે કેટલો ખર્ચ કરવો તે પણ પાર્લમેન્ટની સંમતિથી જ થાય એ માટે ૧૬૮૯ માં પાર્લમેન્ટે એક નવી પ્રથા શરૂ કરી. રાજાને હાથે થનાર ખર્ચના બે ભાગ પાડવામાં આવ્યા. (૧) રાજાનો અને

રાજકુટુંબનો ખાનગી ખર્ચ ( Civil List ) અને ( ૨ ) રાજ્યકારભાર માટે થનારો ખર્ચ. તે કાળે રાજ્યનો વાર્ષિક ખર્ચ ૧૨ લાખ પાઉન્ડનો થતો હતો. તેપૈકી ૭ લાખ પાઉન્ડ રાજાનો ખાનગી ખર્ચ અને ૫ લાખ પાઉન્ડ રાજ્યકારભારનો ખર્ચ કરવો એવું ઠરાવવામાં આવ્યું. તેમ જ ઉપર કહેલો **ખર્ચ** અને તે માટે કર મૂકી વસૂલ કરવાની રકમ આગળના રિવાજ પ્રમાણે રાજાની હયાતિ સુધી એકદમ સામટાં મંજૂર ન કરતાં એક વર્ષ પૂરતાં જ મંજૂર કરવાનો નવો રિવાજ શરૂ કરવામાં આવ્યો ( ૧૬૮૯ ). આ રિવાજ પ્રમાણે રાજાના ખાનગી અને રાજ્યકારભારના ખર્ચ માટે રાજાને પાર્લમેન્ટની મંજૂરી મેળવવા માટે દર વર્ષે પાર્લમેન્ટ બોલાવવાની ફરજ પડવા લાગી.



૩ જો વિલિઅમ

**રાજ્યક્રાંતિ અને ત્યાર પછી થયેલા કાયદાનાં પરિણામ**:—૧૬૮૮ માં થયેલી રાજ્યક્રાંતિ અને ત્યાર પછી થયેલા બિલ ઑફ રાઇટ્સ અને મ્યુટિની ઍકટ નામના કાયદાથી અને રાજ્યતિજોરીપર પાર્લમેન્ટના કાબૂથી ગયાં ૬૦ વર્ષ સુધી રાજા અને પાર્લમેન્ટ વચ્ચે ચાલેલા ઝઘડાનો નિકાલ આવ્યો અને પાર્લમેન્ટનું ઉપરીપણું સ્થાપન થયું. ૨ જા જેમ્સે ગાદી છોડ્યા પછી વંશપરંપરાના હક પ્રમાણે ઇંગ્લંડની ગાદી તેના છોકરા **જેમ્સ એડવર્ડને** ન આપતાં પાર્લમેન્ટે તે પોતાના અધિકારથી મેરી અને વિલિઅમને આપી. તેથી હવેથી ઇંગ્લંડના રાજાને ઇંગ્લંડની ગાદી વંશપરંપરાના હકથી મળતી નથી, પણ પાર્લમેન્ટની મંજૂરીથી જ મળે છે એમ

નક્કી થયું. બિલ ઑફ રાઈટ્સ અને મ્યુટિની ઍક્ટના કાયદાથી રાજ્યકારભારના કામમાં પણ પાર્લમેન્ટનું ઉપરીપણું સ્થાપિત થયું. આમ થવાથી 'રાજાની ઈશ્વરદત્ત સત્તા' ( Divine Right Theory ) નો સિદ્ધાંત નષ્ટ થયો અને રાજાને પાર્લમેન્ટના તંત્ર-પ્રમાણે રાજ્યકારભાર ચલાવવાની ફરજ પડવા લાગી. વિલિઅમ રાજા થયો ત્યારે તેના પ્રધાનમંડળમાં વ્હિગ અને ટોરી બંને પક્ષના સભાસદો હતા. પણ તેમનાં ધોરણમાં મતભેદ હોવાને લીધે પ્રધાનમંડળનું એક ધોરણ રાખવું મુશ્કેલ પડ્યું. ત્યારે એ મુશ્કેલી દૂર કરવા માટે અને પ્રધાનમંડળ એકમતથી કામ કરે અને તેને પાર્લમેન્ટનો ટેકો મળે તે માટે પાર્લમેન્ટમાં જે પક્ષનું મતાધિક્ય હોય તે પક્ષના નેતાઓને પ્રધાનમંડળમાં વિલિઅમે નીમ્યા ( ૧૬૯૬ ). વિલિઅમના આ કામથી પાર્લમેન્ટના ટેકાવાળાં પ્રધાનમંડળ ( **કેબિનેટ** ) ની સલાહ પ્રમાણે રાજ્યકારભાર ચલાવવાની પદ્ધતિ રૂઢ થવા લાગી.

**ટૉલરેશન ઍક્ટ ૧૬૮૯ :**—એ કાયદો પાર્લમેન્ટે ૧૬૮૯ માં પસાર કર્યો. આ કાયદાથી જે લોકો ઇંગ્લંડના એપિસ્કોપેલિઅન પંથને નહિ માનતા હતા, પણ જેઓ પ્રૉટેસ્ટંટ પંથના હતા એવા ડિસેન્ટરો અને નૉન કૉન્ફૉર્મિસ્ટોને ધર્મની બાબતમાં તેમના ધર્મમત પ્રમાણે વર્તવાની અને પ્રાર્થના કરવાની પરવાનગી મળી. માત્ર રોમન કૅથૉલિક લોકોને એવી પરવાનગી મળી નહિ. તેમને તો એપિસ્કોપેલિઅન પંથના મત પ્રમાણે ન ચાલવા માટે આગળ માફક દંડ ભરવો પડતો.

**ટ્રાએનિઅલ ઍક્ટ ૧૬૯૪ :**—પાર્લમેન્ટે ૧૬૯૪ માં આ કાયદો ઘડ્યો. પાર્લમેન્ટની ચૂંટણી દર ત્રણ વર્ષે થવી જોઇએ અને એ ત્રણ વર્ષમાં ઓછામાં ઓછી એક વાર તો પાર્લમેન્ટની બેઠક ભરાવી જ જોઈએ એવું આ કાયદાથી ઠરાવવામાં આવ્યું. આ કાયદો થવાથી જેમ પહેલા ચાર્લ્સે પાર્લમેન્ટ ન બોલાવતાં ૧૧ વર્ષ સુધી અનંકુશિતપણે રાજ્યકારભાર ચલાવ્યો હતો, અથવા જેમ એક વાર ચૂંટાએલી પાર્લમેન્ટ લૉંગ પાર્લમેન્ટપ્રમાણે કે ૨ જા ચાર્લ્સની કારકિર્દીની કૅવેલિઅર પાર્લમેન્ટપ્રમાણે લગભગ ૨૦ વર્ષ સુધી ચાલી હતી તેમ થતું બંધ પડ્યું અને લોકમતનો પાર્લમેન્ટ ઉપર અને અપ્રત્યક્ષપણે રાજાપર દાબ રહેવા લાગ્યો.

**છાપાંની સ્વતંત્રતા:**—આગળ છાપ ખાતાં પર અને છાપખાનામાં છપાતી બાબતો પર ઘણો અંકુશ હતો. પાર્લમેન્ટ દર વર્ષે **લાઇસેન્સિંગ ઍક્ટ** નામનો કાયદો પાસ કરતી હતી અને એ કાયદાઅન્વયે ઇંગ્લંડમાં છપાતી દરેક બાબત તપાસવામાં આવતી હતી અને તેમાંની વાંધા પડતી બાબતો પ્રસિદ્ધ કરવાની મના કરવામાં આવતી હતી. પણ પ્રજાને રાજ્યકારભાર પર યોગ્ય ટીકા કરવાની સ્વતંત્રતા મળે એ ઉદ્દેશથી પાર્લમેન્ટે દર વર્ષે પાસ કરવામાં આવતો લાઇસેન્સિંગ ઍક્ટ ૧૬૯૫ માં પાસ કીધો નહિ. એટલે છાપાંની સ્વતંત્રતા ઉપરનો પ્રતિબંધ આપોઆપ નીકળી ગયો.

**ઍક્ટ ઑફ સેટ્લમેન્ટ ૧૭૦૧:**—પાર્લમેન્ટે ૧૬૮૯ માં વિલિઅમ અને મેરીને ઇંગ્લંડની ગાદી આપી હતી. એ નસંતાન મરણ પામે તો તેમના પછી મેરીની બેન ઍનને ઇંગ્લંડની ગાદી મળે એવી વ્યવસ્થા કરવામાં આવી હતી. ૧૬૯૫ માં રાણી મેરી નસંતાન મરણ પામી અને ૧૭૦૦ માં ઍનનો છોકરો 'ડ્યૂક ઑફ ગ્લૂસેસ્ટર' મરણ પામ્યો. એટલે ઍન પછી ઇંગ્લંડની ગાદીપર કોણ આવે તે માટે વ્યવસ્થા કરવાની જરૂર ઉભી થઈ. ત્યારે એ બાબત વિષે ૧૭૦૧ માં પાર્લમેન્ટે 'ઍક્ટ ઑફ સેટ્લમેન્ટ' નામનો કાયદો ઘડ્યો. ૧ લા જેમ્સની દોહિત્રી હૅનોવરની રાણી **સોફિઆને** (૧ લા જેમ્સની છોકરી ઇલિઝાબેથની છોકરી) અને તેના પછી તેના વારસને ઇંગ્લંડની ગાદી મળે એવું આ કાયદાથી ઠરાવવામાં આવ્યું. સોફિઆ અને તેના વારસો પ્રૉટેસ્ટંટ પંથના હતા. સ્ટુઅર્ટ વંશના સોફિઆ કરતાં વધારે પાસેના સગાં હયાત હતાં પણ તે કૅથૉલિક પંથના હતા, માટે પાર્લમેન્ટે તેમનો ગાદીપરનો હક કબૂલ રાખ્યો નહિ. આવી રીતે પ્રૉટેસ્ટંટપંથી વારસોને જ ઇંગ્લંડની ગાદી મળે અને તે પણ વંશપરંપરાના હકથી નહિ, પણ પાર્લમેન્ટના કાયદાથી મળે એવું આ કાયદાથી ઠરાવવામાં આવ્યું.

આ કાયદામાં બીજી એક મહત્ત્વની કલમ ઘાલવામાં આવી હતી. એ કલમથી ન્યાયાધીશોને ઘણી સ્વતંત્રતા મળી. પૂર્વે ન્યાયાધીશોને કાઢી મૂકવાની રાજાને સત્તા હતી અને એ સત્તાને લીધે ન્યાયાધીશો

રાજાના દબેલા રહેતા. ઘણી વાર એ સત્તાનો દુરુપયોગ કરવાનું રાજાઓને મન થતું. ૧ લા જેમ્સે, ૧ ચાર્લ્સે અને ૨ જા જેમ્સે ન્યાયાધીશોને દબડાવી હૅમ્પડન, હેલ્સ વગેરે ગૃહસ્થોની બાબતમાં પોતાને ફાવતો ન્યાય કરાવ્યો હતો. માટે હવેથી એવી રીતે ફરીથી થાય નહિ એવી વ્યવસ્થા આ કાયદાથી કરવામાં આવી. ન્યાયાધીશનો હોદ્દો રાજાની મરજી પર અવલંબી ન રહે એ હેતુથી ન્યાયાધીશોની નીમણૂક જિંદગીસુધી કરવી અને પાર્લમેન્ટની બંને સભામાં ન્યાયાધીશોને કાઢી મૂકવાનો ઠરાવ પસાર થાય અને તેને રાજાની સંમતિ મળે ત્યારે જ તેને કાઢી મૂકી શકાય એવું એ કલમમાં ઠરાવવામાં આવ્યું.

**વિલિઅમની પરદેશી રાજ્યનીતિ**:—વિલિઅમ હૉલંડના પ્રજાસત્તાક રાજ્યનો પ્રમુખ હતો અને તેને ફ્રાન્સ સાથે વેર હતું. ફ્રાન્સનો રાજા ૧૪ મો લુઈ ઘણો મહત્ત્વાકાંક્ષી હતો. ઉત્તરે ર્‌હાઇન નદી સુધી ફ્રાન્સની સરહદ વધારવી અને તેમ કરવા માટે પૅલેટાઇન, લૉરેન, સ્પૅનિશ નેધર્લૅંડ અને હૉલંડનો દક્ષિણ ભાગ એ બધાં હસ્તગત કરી લેવાની તેની ઇચ્છા હતી અને એ દિશામાં તેના પ્રયત્નો ચાલુ હતા. એ પ્રાંતો જો લુઈના હાથમાં ગયા તો આખો હૉલંડ દેશ પણ લુઈના તાબામાં જતાં વાર લાગનાર નથી એમ જોઈ લુઈનો વિરોધ કરવા માટે વિલિઅમે સ્પેન અને જર્મનીમાંના કેટલાંક સંસ્થાનોનો એક સંઘ **ઑગ્ઝબર્ગ** આગળ ઉભો કર્યો હતો (૧૬૮૮). ત્યારપછી વિલિઅમ ઇંગ્લંડનો રાજા થયો ત્યારે ૧૪ મા લુઈની વિરુદ્ધ ઑગ્ઝબર્ગના સંઘમાં ઇંગ્લંડપણ સામેલ થશે એવી આશા તેને લાગવા માંડી. ૨ જા ચાર્લ્સ અને ૨ જા જેમ્સની કારકિર્દીમાં એ રાજાઓની સહાનુભૂતિ લુઈ તરફ હતી ત્યારે પાર્લમેન્ટનું ધોરણ લુઈની વિરુદ્ધ જ હતું. તેથી પાર્લમેન્ટને લુઈની વિરુદ્ધની કરવામાં વિલિઅમને મુશ્કેલી પડિ નહિ. ઇંગ્લંડમાં રાજ્યક્રાંતિ થઈ વિલિઅમ રાજા થયો ત્યારે લુઈએ જેમ્સને આશ્રય આપ્યો હતો અને સ્કૉટલંડ અને આયર્લૅંડમાં ૨ જા જેમ્સના હિતમાં જે બંડો થયાં હતાં તેમાં લુઈએ બંડખોરોને મદદ કરી હતી, તેથી ઇંગ્લંડે પણ ફ્રાન્સ સામે લડાઈ જાહેર કરી (૧૬૮૯).

**સ્કૉટલંડમાં બંડ ૧૬૮૯–૧૬૯૨** :—ઇંગ્લંડમાં રાજ્યક્રાંતિ થઈ અને વિલિઅમ રાજા થયો, પણ સ્કૉટલંડમાં કેટલાક હાઇલૅંડરોએ (પહાડી લોક) તેને રાજા તરીકે સ્વીકાર્યો નહિ. ૨ જા જેમ્સને પાછો ગાદીપર બેસાડવા માટે તેઓએ **વાઇકાઉન્ટ ડંડીની** સરદારી નીચે બંડ ઉઠાવ્યું. સ્કૉટલંડમાં **મૅકેની** સરદારી નીચે રાજપક્ષીય સૈન્ય હતું, પણ ડંડીએ **કિલિક્રૅંકીની** લડાઈમાં તેને હરાવ્યું (૧૬૮૯) અને ડંડી એ લડાઈમાં માર્યો ગયો. ડંડી મરણ પામ્યો એટલે હાઇલૅંડરોનું લશ્કર નાસી ગયું. ત્યારપછી સ્કૉટલંડના બધા સરદારોએ વિલિઅમને રાજા તરીકે કબૂલ કર્યો. ત્યાર પછી સ્કૉટલંડના સર્વ સરદારોએ વિલિઅમની સત્તાને માન્ય કરી. ૧ જાનેવારી ૧૬૯૨ પહેલા વિલિઅમને વફાદાર રહેવાના સોગંદ લેવા એવો હુકમ કાઢવામાં આવ્યો. આ ફરમાન પ્રમાણે બધા સરદારોએ વિલિઅમની સત્તા કબૂલ કરી પણ **મૅકડોનલ્ડ** કુટુંબના સરદારો ઠરાવેલી તારીખમાં સોગંદ લેવા આવ્યા નહિ તેથી **ગ્લેન્કો** આગળ તેમની અને તેમના અનુયાયીઓની કતલ કરવામાં આવી. આવી રીતે સ્કૉટલંડમાંના બંડને બેસાડી દેવામાં આવ્યું.

**આયર્લંડમાં બંડ ૧૬૮૯–૧૬૯૧** :—આ જ અરસામાં જેમ્સના વતી આયર્લંડમાં પણ બંડ ઉઠાવવામાં આવ્યું. આયર્લંડના મૂળ રહેવાસી રોમન કૅથૉલિક પંથના હતા અને તેમની સંખ્યા ૧૦ લાખ હતી. તોપણ આયર્લંડની બધી જમીનનો માત્ર $\frac{૧}{૫}$ ભાગ તેમની માલિકીનો હતો. પણ ઇંગ્લંડ અને સ્કૉટલંડથી પ્રૉટેસ્ટંટ પંથના લોક કેટલાક વર્ષો થયાં ત્યાં આવી વસ્યા હતા. તેમની વસ્તી માત્ર ૨ લાખ જ હતી. તેમ છતાં બાકીની $\frac{૪}{૫}$ જમીન તેમની માલિકીની હતી. અને એ જમીન રોમન કૅથૉલિક લોક પાસેથી પડાવી લઈ તેમને આપવામાં આવી હતી, તેથી ત્યાંના રોમન કૅથૉલિક લોકો અને એ પ્રૉટેસ્ટંટ લોકો વચ્ચે વેર હતું, તેથી જ્યારે ઇંગ્લંડમાં રાજ્યક્રાંતિ થઈ અને વિલિઅમ ઇંગ્લંડનો રાજા થયો ત્યારે આઇરિશ રોમન કૅથૉલિક લોકોએ ૨ જા જેમ્સ વતી બંડ શરૂ કર્યું, અને ત્યાંના પ્રૉટેસ્ટંટો પર હુમલા કરવા માંડ્યાં, એટલે તે લોકો **લંડનડેરી** અને **એનિસ-**

**કિલેન**ના કિલ્લેબંદીવાળા દુર્ગમાં જઈ રહ્યા. તે વખતે ટિર્કોનેલનો સરદાર આયર્લૅંડનો લૉર્ડ ડેપ્યુટી હતો અને તે રોમન કૅથૉલિક પંથનો હતો. તેથી ઇંગ્લંડની ગાદી પાછી મેળવવામાં એ મને મદદ કરશે એમ ધારી ર જો જેમ્સ ૧૪ મા લુઈએ આપેલા ફ્રેંચ સૈન્ય સાથે આયર્લૅંડ ગયો (માર્ચ ૧૬૮૯). તેણે લંડનડેરીના કિલ્લાને ઘેરો ઘાલ્યો અને તે કિલ્લો સર કરવાનો પ્રયત્ન કર્યો. પણ અંદરના પ્રૉટેસ્ટંટ પંથના લોકોએ ૧૦૫ દિવસ સુધી ટકાવ કર્યો, અને છેવટે તેમને ઇંગ્લંડથી મદદ મળી એટલે જેમ્સને તે ઘેરો ઉઠાવવો પડ્યો. એનિસકિલેન કિલ્લાને પણ રોમન કૅથૉલિક પંથના લોકોએ ઘેરો ઘાલ્યો હતો, પણ તે કિલ્લાની અંદરના પ્રૉટેસ્ટંટ પંથના લોકોએ ઘેરો ઘાલનારા લોકો પર જ હલ્લો કરી તેમને નસાડી મૂકયા અને તેમની પૂઠ પકડી તેમને **ન્યૂ ટાઉન બટલર** આગળ સજ્જડ હાર આપી. પછી વિલિઅમ જાતે આયલડ ગયો અને તેણે બૉઇનની લડાઇમાં જેમ્સનો પરાજય કર્યો (૧૬૯૦ જુલાઈ) એટલે જેમ્સ પાછો ફ્રાન્સ નાસી ગયો. ત્યારપછી આયર્લૅંડના લોકોએ વિલિઅમની સત્તા કબૂલ કરી અને લિમરિકની સંધિ થઈ, તેમાં આઇરિશ રોમન કૅથૉલિક લોકોને ધર્મની બાબતમાં સ્વતંત્રતા આપવામાં આવી. પણ આયર્લૅંડની પ્રૉટેસ્ટંટ પંથની પાર્લમેન્ટ એ સંધિની શરત પ્રમાણે ચાલી નહિ. તેથી આયર્લૅંડના રોમન કૅથૉલિક લોક, અને પ્રૉટેસ્ટંટ પંથના અને ઇંગ્લંડના લોક વચ્ચે દુશ્મનાવટ વધતી ગઈ.

**ફ્રાન્સ સાથે વિગ્રહ (૧૬૮૯–૧૬૯૭)**:—આ વિગ્રહ આઠ વર્ષ ચાલ્યો હતો. એ 'ઇંગ્લંડની ગાદીના વારસાનું યુદ્ધ' કહેવાય છે, તેમ જ તેને 'ઑગ્ઝબર્ગના સંઘ સાથેનું યુદ્ધ' પણ કહેવામાં આવે છે. કારણ કે આયર્લૅંડના બળવાખોરોને મદદ કરી ઇંગ્લંડના પદભ્રષ્ટ થયેલા રાજા ર જા જેમ્સને ઇંગ્લંડની ગાદી પાછી મેળવી આપવા અને પોતાની ઉત્તર સરહદ ર્‌હાઇન નદી સુધી લઈ જવા અને નેધર્લૅંડ અને હૉલંડ દેશ તાબે કરવા લુઈ મથતો હતો તેને તેમ કરતો અટકાવવા માટે આ વિગ્રહ ચલાવવામાં આવ્યો હતો. આયર્લૅંડના બળવાખોરોને મદદ કરવા લુઈએ સૈન્ય મોકલ્યું હતું. તેમ જ ઇંગ્લિશ અને ડચ આરમાર સાથે લડવા માટે નૌકાસેનાપતિ **ટરવૉઇલ**ની સરદારી નીચે ફ્રેન્ચ

નૌકાસૈન્ય તેણે તૈયાર રાખ્યું હતું. આ પ્રમાણે ઇંગ્લંડના જમીનના અને દરીઆઈ લશ્કરને રોકી રાખી હૉલંડ અને નેધર્લૅંડ દેશો જીતી લેવાની લુઈની બાજી હતી. પણ લુઈની આ બાજી સમજી જતાં જ આયર્લૅંડમાં જેમ્સને બૉઈનની લડાઈમાં હરાવી વિલિઅમે રસેલની સરદારી નીચે ઇંગ્લિશ અને ડચ અરમારો તૈયાર રાખી ફ્રેન્ચ લશ્કર સામે લડવા માટે તે પોતે સૈન્ય લઈ નેધર્લૅંડ ગયો.




ઈંગ્લંડ, ફ્રાંસ અને નેધરલંડ
ના કિનારા પરનાં
મહત્વનાં ઠેકાણા.

**દરીઆપર લડાઈ:**—વિલિઅમ આયર્લૅંડમાં હતો ત્યારે જ ૩૦ જૂન ૧૬૯૦ ને રોજ નૌકાપતિ ટરવાઈલે લૉર્ડ ટૉરિંગટનની સરદારી નીચેની ઇંગ્લિશ અને ડચ અરમારોને ઇંગ્લંડના દક્ષિણ કિનારાપર બીચીહેડ નજીક હરાવી હતી. પણ પછી ફ્રેન્ચ અરમારે કંઈ વધારે હીલ-ચાલ કરી નહિં પણ ૧૬૯૨ માં વિલિઅમને નેધર્લૅંડ ગયેલો જાણી ઇંગ્લંડપર દરીઆઈ ચડાઈ કરી ૨ જા જેમ્સને ઇંગ્લંડની ગાદીપર પાછો બેસાડવાની બાજી લુઈએ રચી. ઇંગ્લંડનો સેનાપતિ માર્લબરો અને બીજા કેટલાક રાજદ્વારી પુરુષો ૨ જા જેમ્સ સાથે પત્રવહેવાર ચલાવતા હતા તેપરથી તેઓ મદદ કરશે એમ લુઈ સમજતો હતો. પણ નૌકાસેનાપતિ રસેલ

ઇંગ્લિશ અરમાર સહિત તૈયાર હતો તેથી લુઈ પોતાની બાજીમાં ફાવ્યો નહિ. ૧૬૯૨ માં ફ્રાન્સના કિનારાપર આવેલા **'લાહોગ'** આગળ ઇંગ્લિશ અરમારે ફ્રેન્ચ અરમારનો પરાજય કર્યો અને ઇંગ્લિશ ખાડી અને સમુદ્રઉપર પોતાનું ઉપરીપણું સ્થાપ્યું. એટલે ફ્રાન્સ તરફથી ઇંગ્લંડપર દરીઆઈ સવારી આવવાની બીક જતી રહી.

**નેધર્લેંડમાં લડાઈ (૧૬૯૧-૯૭)**:—નેધર્લેંડમાં **લક્સેમ્બર્ગ**ના હાથ નીચેના ફ્રેન્ચ સૈન્ય અને **વિલિઅમ**ની સરદારી તળેના ઇંગ્લિશ, ડચ, સ્પૅનિશ અને ઑસ્ટ્રિઅન સંયુક્ત સન્યો વચ્ચે લડાઈ ૧૬૯૧–૧૬૯૭ સુધી ચાલી હતી. ૧૬૯૨ માં સ્ટેનકર્ક આગળ અને ૧૬૯૩ માં લાઇડન આગળ વિલિઅમની હાર થઈ, તો પણ વિલિઅમ હિંમત હાર્યો નહિ. અને ૧૬૯૫ માં એક જબરો હલ્લો કરી તેણે **'નામૂર'**નો અગત્યનો કિલ્લો ફ્રેન્ચો પાસેથી જીતી લીધો. ત્યારપછી બે વર્ષ સુધી આ લડાઈ ચાલી. પણ એ અરસામાં સ્પેનની ગાદીના વારસા સંબંધનો સવાલ ઉભો થવાથી રિઝવિકની સંધિથી આ લડાઈ બંધ પાડવામાં આવી (૧૬૯૭). આ સલાહથી લુઈએ વિલિઅમને ઇંગ્લંડના રાજા તરીકે સ્વીકાર્યો.

**વિલિઅમની કારકીર્દીની બીજી બાબતો**:—વિલિઅમની કારકીર્દીમાં બીજી કેટલીક મહત્ત્વની બિના બની હતી. તેમાંની (૧) **રાષ્ટ્રીય દેવાંની યોજના**, (૨) **બૅંક ઑફ ઇંગ્લંડની** સ્થાપના અને (૩) **ડેરીઅનમાં સ્કૉટિશ સંસ્થાન**, એમ ત્રણ બિના હતી.

(૧) **રાષ્ટ્રીય દેવું ૧૬૯૩**:—સ્કૉટલંડ અને આયર્લેંડમાં થયેલા બંડમાં અને ફ્રાન્સ સાથે થયેલી લડાઈમાં થયેલા ખર્ચને રાજ્યની વાર્ષિક ઉપજમાંથી પહોંચી વળવું અશક્ય હતું. એ લડાઈઓમાં ઘણો ખર્ચ થયો હતો તેથી રાજા પોતાની જવાબદારી ઉપર સાહુકારો પાસેથી કરજે નાણાં લેતો હતો. પણ તે વખતે દેશમાં ભારે અવ્યવસ્થા હોવાને લીધે એમ નાણાં મેળવવામાં ઘણી મુશ્કેલી આવે એમ હતું. તેથી એ કર્જ રાજાએ એકલાં પોતાની જ જવાબદારીપર ન કરતાં પાર્લમેન્ટની સંમતિથી રાષ્ટ્ર માટે કરવું એવું ખજાનચી **મૉન્ટેગ્યૂ**એ સૂચવ્યું અને

તે પ્રમાણે ૧૬૯૩ માં ૧૦ લાખ પાઉન્ડનું દેવું કરવામાં આવ્યું. રાજાએ પાર્લમેન્ટની સંમતિથી રાજ્ય માટે એ દેવું કર્યું હતું અને તે દેવું વાળવા માટે આખી પ્રજા જવાબદાર હતી, માટે તે રાષ્ટ્રીય કર્જ કહેવાવા લાગ્યું. વિલિઅમની કારકિર્દીમાં તેને ફ્રાન્સ સાથે લાગલગાટ લડવું પડ્યું હતું તેથી એ રાષ્ટ્રીય દેવાની રકમ ૧ કરોડ અને ૬૦ લાખ પાઉન્ડની થઈ હતી. ત્યારપછી પણ એ દેવું વધી વધીને ઈ. સ. ૧૯૨૨ માં ૭૫૦ કરોડ પાઉન્ડ જેટલું થયું હતું. આ દેવાં માટે સરકાર વ્યાજ આપે છે.

(૨) **બૅંક ઑફ ઇંગ્લંડ ૧૬૯૪**:—રાષ્ટ્રીય દેવાંની યોજના અમલમાં આવ્યા પછી સરકારને ઘણા લોકો તરફથી નાણાં વ્યાજે મળવા લાગ્યાં. ૧૬૯૪ માં લંડનમાં **પૅટરસન** અને બીજા કેટલાક વેપારીઓએ એકઠા થઈ **બૅંક ઑફ ઇંગ્લંડ** નામની એક પેઢી કાઢી અને સરકારને ૧૨ લાખ પાઉન્ડ વ્યાજે ધીર્યા. ત્યારે સરકારે એ બૅંકને સ્વીકારી અને ઠરાવેલા પ્રમાણમાં ચલણી નોટો કાઢવાની તેને પરવાનગી આપી. બૅંક ઑફ ઇંગ્લંડ તે વખતે એક નાની પેઢી હતી, પણ હમણાં તે વધીવધીને દુનિઆની મોટી મોટી બૅંકોમાંની એક થઈ છે. રાષ્ટ્રીય દેવાંને લીધે અને સરકારી દેખરેખ નીચેની બૅંક ઑફ ઇંગ્લંડમાં લોકો પોતાનાં નાણાં અનામત મૂકવા માંડ્યાને લીધે વિલિઅમની ઇંગ્લંડની ગાદી વધારે સ્થિર થવા લાગી, કારણ કે જો ૨ જા જેમ્સને ઇંગ્લંડની ગાદી પાછી મળે તો રાષ્ટ્રીય દેવું એટલે લડાઈને માટે વિલિઅમને ધીરેલી રકમ બધી ડૂબી જાય એવી લોકોને બીક રહેતી હતી.

(૩) **ડેરિઅન (પનામા) માં સ્કૉટિશ સંસ્થાન ૧૬૯૮–૯૯**:—બૅંક ઑફ ઇંગ્લંડના સ્થાપનાર સ્કૉટિશ વેપારી **પૅટરસને** ઉત્તર અને દક્ષિણ અમેરિકાને જોડનારી ડેરિઅનની (પનામાની) સંયોગિભૂમિ પર સ્કૉટિશ લોકોનું એક સંસ્થાન સ્થાપવાની યોજના કાઢી. આ સ્થળ મધ્યમાં આવેલું હોવાને લીધે પૅસિફિક અને ઍટલાંટિક, એ બંને મહાસાગરોને રસ્તે આ સંસ્થાનિકો ઉત્તર અને દક્ષિણ અમેરિકા, વેસ્ટ ઇંડીઝ ટાપુઓ, આફ્રિકા અને હિંદુસ્થાન સાથે વેપાર સહેલાઈથી કરી

શકશે અને તેથી તેઓ આબાદ થશે એમ તેને લાગતું હતું. આ યોજના પ્રમાણે ડેરિઅનમાં સંસ્થાન સ્થાપવા માટે ૧૨૦૦ બહાદુર અને સાહસિક સ્કૉટિશ લોકોએ પોતાનો દેશ છોડ્યો. પણ ડેરિઅનમાં આવી વસ્યા પછી રોગવાળી ખરાબ હવાને લીધે ઘણા સંસ્થાનિકો હાલ હવાલ થઈ ગયા. આ સંસ્થાનિકોને લીધે આપણા વેપારને ધોકો પહોંચશે એવી બીક ઇંગ્લિશ અને ડચ ઈસ્ટ ઇંડિઆ કંપનીઓને પણ લાગતી હતી તેથી આ સંસ્થાનની બાબતે રાજા અને પાર્લમેન્ટના સભાસદોનાં મન ક્લિષ્ટ કરી નાંખ્યાં. અમેરિકામાંના સ્પૅનિશ સંસ્થાનવાસીઓ તરફથી પણ આ સ્કૉટિશ સંસ્થાનને ઘણી અડચણ થવા લાગી. આમ બધી બાજુએથી અડચણો નડવાને લીધે ડેરિઅન સંસ્થાનની યોજના પડી ભાંગી અને ઘણા સંસ્થાનિકો મરણ પામ્યા અને સ્કૉટિશ લોકોની ૪ લાખ પાઉન્ડની રકમનું નુકસાન થયું (૧૬૯૯). વિલિઅમ પ્રથમથી જ આ યોજનાની વિરુદ્ધ હતો, તેથી એ યોજના પડી ભાંગવા માટે સ્કૉટિશ લોકો વિલિઅમનો દોષ કાઢતા હતા.

**સ્પેનની ગાદીના વારસાનો સવાલઃ**—આ વખતે સ્પેનનું રાજ્ય ઘણું મોટું હતું. એ સામ્રાજ્યમાં સ્પેન, નેધર્લૅંડ, સાર્ડિનિઆ, ઇટલીમાં આવેલું નેપલ્સ, સિસિલી, મિલન, દક્ષિણ અમેરિકાના સંસ્થાનો અને વેસ્ટ ઇંડીઝ ટાપુઓમાંના કેટલાક ટાપુઓ, એટલા બધા પ્રદેશો આવેલા હતા. આ સામ્રાજ્યપર ઘરડો રાજા **૨ જો ચાર્લ્સ** રાજ્ય કરતો હતો. તેને કંઈ સંતાન હતું નહિ. તેની બ્હેનોમાંની એક ફ્રાન્સના રાજા **૧૪ મા લુઈ** સાથે પરણી હતી અને બીજી ઑસ્ટ્રિઆના શહેનશાહ **લિઓપોલ્ડ** સાથે પરણી હતી. ચાર્લ્સના મરણ પછી તેનું રાજ્ય તેની એકાદ બ્હેનના વંશજને મળશે એ સ્પષ્ટ હતું. પણ સ્પેનનું એ મોટું સામ્રાજ્ય ફ્રાન્સના કે ઑસ્ટ્રિઆના રાજપુત્રને મળે તો આગળ જતાં એ રાજ્યો એકત્ર થવાથી ફ્રાન્સનું કે ઑસ્ટ્રિઆનું રાજ્ય એટલું બધું બળવાન થાય કે તેને લીધે યુરોપમાં સત્તાનું સમતોલપણું (Balance of Power) જતું રહે એવી બીક યુરોપના બીજાં રાજ્યોને લાગતી હતી. ફ્રાન્સનું રાજ્ય વિશેષ બળવાન હોવાને લીધે સ્પેનની ગાદી ફ્રાન્સના રાજપુત્રને ન મળે એવી વિલિઅમની ઇચ્છા

હતી. તેથી વિલિઅમે એવી યોજના સૂચવી કે સ્પેનના સામ્રાજ્યના વિભાગ કરી સ્પેન, નેધર્લૅંડ અને સ્પેનનાં અમેરિકામાંનાં સંસ્થાનો ઑસ્ટ્રિઆના રાજપુત્રને મળે અને ઇટલીમાંનો સ્પેનના તાબાનો મુલક ફ્રાન્સના રાજપુત્રને મળે. સ્પેનના સામ્રાજ્યના બંને સરખા વારસ હોવાને લીધે આખું સામ્રાજ્ય આપણને એકલાને મળે એ અશક્ય જોઈ ૧૪ મા લુઈ અને લિઓપોલ્ડ બંનેએ એ યોજનાનો સ્વીકાર કર્યો. પણ આવી રીતે તેને પૂછ્યા વિના બીજાં રાજ્યોને તેના રાજ્યની વહેંચણી કરતાં જોઇ ૨ જા ચાર્લ્સને ઘણો ગુસ્સો ચઢ્યો. તેની પ્રકૃતિ પણ બગડતી ચાલી અને મોત પાસે આવ્યું જાણી તેણે એક વસિયતનામું તૈયાર કર્યું (૧૭૦૦). તેમાં ચાર્લ્સે એવી વ્યવસ્થા કરી કે મારા રાજ્યના ભાગ ન પાડતાં આખું સામ્રાજ્ય મારી મોટી બ્હેનના પૌત્ર ફિલિપ, ડ્યૂક ઑફ્ અઁજૂને (૧૪ મા લુઈનો નાનો પૌત્ર) આપવું, અને જો ફિલિપ એ રાજ્ય લેવા ના પાડે તો તે લિઓપોલ્ડના નાના છોકરા આર્ચડ્યૂક ચાર્લ્સને આપવું. આ વસિયતનામું કરીને ચાર્લ્સ ૧૭૦૦ ના નવેમ્બરમાં મરણ પામ્યો. વસિયતનામામાંની ઉપલી વ્યવસ્થા વિષે જાણ્યા પછી એ બાબતમાં હવે શું કરવું એ લુઈ આગળ પ્રશ્ન જ આવી પડ્યો. આખરે લિઓપોલ્ડ અને વિલિઅમ સાથે સ્પેનના સામ્રાજ્યના વિભાગના સંબંધમાં જે યોજના થઈ હતી તે લુઈએ રદ કરી અને પોતાના નાના પૌત્ર ફિલિપને સ્પેનનો રાજા જાહેર કરી તેને સૈન્ય આપી સ્પેન મોકલ્યો.

**ફ્રાન્સવિરુદ્ધ સંઘઃ**—સ્પેનનું સામ્રાજ્ય કે તેમાંનો કેટલોક ભાગ પોતાના છોકરાને મળશે એવી લિઓપોલ્ડને આશા હતી. પણ ૧૪ મા લુઈના ઉપલાં કૃત્યથી તે આશા નષ્ટ થઈ. તેથી તે લુઈની વિરુદ્ધ થયો. લુઈના પૌત્રને સ્પેનની ગાદી મળ્યાથી આગળ જતાં એ બંને રાજ્યો એક થતાં ફ્રાન્સનું રાજ્ય બહુ બળવાન થશે એમ જાણી વિલિઅમે લિઓપોલ્ડને મદદ કરવાનો ઠરાવ કર્યો. આ જ અરસામાં (૧૭૦૧ માં) ઇંગ્લંડનો પદભ્રષ્ટ રાજા ૨ જો જેમ્સ મરણ પામ્યો. ત્યારે રિઝવિકની સંધિની શરત પ્રમાણે લુઈએ વિલિઅમને ઇંગ્લંડના રાજા તરીકે કબૂલ કર્યો હતો, છતાં તેણે હવે ૨ જા જેમ્સના પુત્ર **જેમ્સ**

**ફ્રાન્સિસ એડવર્ડને** ઇંગ્લંડના રાજા **૩ જા જેમ્સ** તરીકે જાહેર કર્યો. લુઇના આ કામથી તમામ ઇંગ્લિશ પ્રજા ખળભળી ઉઠી, ત્યારે વિલિઅમે લુઈ વિરુદ્ધ ઇંગ્લંડ, હૉલંડ, ઑસ્ટ્રિઆ, જર્મનીમાંના કેટલાંક નાનાં સંસ્થાનો અને સૅવોય એ રાજ્યોનો એક સંઘ (Grand Alliance) સ્થાપ્યો (૧૭૦૧). મિત્ર રાજ્યોના આ સંઘ વિરુદ્ધ ફ્રાન્સ, સ્પેન, અને બૅવેરિઆનો એક સંઘ સ્થપાયો અને સ્પેનની ગાદીના વારસાનું યુદ્ધ શરૂ થયું (૧૭૦૨).

**વિલિઅમ માટે ઇંગ્લિશ પ્રજાનો અભિપ્રાય :—** ૨ જા જેમ્સના જુલમી રાજ્યને પરિણામે વિલિઅમ અને મેરીને ઇંગ્લંડની ગાદી આપવામાં આવી હતી. વિલિઅમ ઓછું બોલનારો અને શાંત પ્રકૃતિનો રાજા હતો. પ્રજાને પોતાની કરી લેવાની કળા તેનામાં નહોતી, તેથી ઇંગ્લિશ પ્રજા તેને પોતાનો ગણતી નહોતી. રાણી મેરી લોકપ્રિય હતી. તેના આનંદી અને મમતાળુ સ્વભાવને લીધે બધા તેને ચાહતા અને માન આપતા. ૧૬૯૪ માં તે મરણ પામી. પછી વિલિઅમ વધારે અપ્રિય થયો અને તેની વિરુદ્ધ કાવતરાં થવા લાગ્યાં. આ કાવતરાંમાં કેટલાક મોટા મોટા અમલદારો પણ સામેલ હતા, પણ એ કાવતરાં નિષ્ફળ ગયાં. કુનેહબાજ, મુત્સદ્દી અને શૂરા યોદ્ધા તરીકે આખા યુરોપમાં વિલિઅમની ખ્યાતિ સારી હતી. તેના એ ગુણોને લીધે જ ૧૪ મા લુઈ જેવા મહત્ત્વાકાંક્ષી અને બળવાન રાજાની બધી બાજી તે બગાડી શક્યો હતો. તે બહાદુર લડવૈયો હતો અને તેનું ચીવટપણું વખાણવા જેવું હતું. પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ તે પોતાનું મન શાંત રાખતો અને તેથી તેને તેના પ્રયત્નોમાં ફત્તેહ મળતી હતી. તેણે ઇંગ્લંડપર ૧૩ વર્ષ રાજ્ય કર્યું તેમાંના ૧૧ વર્ષ તો તેણે લડાઈમાં જ ગાળ્યાં હતાં. તેની કારકિર્દીના છેવટના ભાગમાં તેણે ફ્રાન્સવિરુદ્ધ મિત્રરાજ્યોનો એક મોટો સંઘ ઉભો કર્યો હતો અને ફ્રાન્સ સાથે લડાઈ ચાલુ કરી હતી. જે દિવશે લડાઇ શરૂ થઈ તે જ દિવસે શિકાર કરતાં ઘોડા પરથી પડી જઈ તે મરણ પામ્યો (૧૭૦૨).

---

## સારાંશ

૩ જો વિલિઅમ (૧૬૮૯–૧૭૦૨) અને મેરી (૧૬૮૯–૧૬૯૪)

**વિલિઅમનું આંતરસ્થ ધોરણ:—**

(૧) પાર્લમેન્ટે કરેલા કાયદા પ્રમાણે રાજ્ય કરવું.

(૨) પાર્લમેન્ટમાં વધુ મતવાળા પક્ષમાંથી પોતાનું મંત્રીમંડળ નીમવું.

૧૬૮૯ બિલ ઑફ્ રાઇટ્સ અને મ્યુટિની ઍકટ અને તે દ્વારા તિજોરી અને સૈન્ય પર પાર્લમેન્ટનો કાબૂ.

૧૬૯૩ મૉંટિગ્યૂની રાષ્ટ્રીય દેવાંની યોજના.

૧૬૯૪ પૅટરસનની આગેવાની નીચે બૅંક ઑફ્ ઇંગ્લંડની સ્થાપના. ટ્રાઈએનિઅલ ઍકટ (ત્રણ વર્ષે નવી પાર્લમેન્ટની ચૂંટણી).

૧૬૯૯ ડેરિઅન (પનામા) માં સંસ્થાન સ્થાપવાની સ્કૉટ લોકોની યોજના, ત્યાંની ખરાબ હવા, ઇંગ્લિશ વેપારીઓની સ્પર્ધા, રાજા અને પાર્લમેન્ટ તરફથી ઉત્તેજના નહિ, તેથી એ યોજનાની નિષ્ફળતા.

૧૭૦૧ ઍકટ ઑફ્ સેટ્લમેન્ટ. ઍન પછી હૅનોવર વંશનાને ઇંગ્લંડની ગાદી. ન્યાયાધીશને બરતરફ કરવા માટે રાજા અને પાર્લમેન્ટ બંનેની સંમતિ જરૂરની.

**વિલિઅમની પરદેશી રાજ્યનીતિ:—**

(૧) ૧૪ મા લુઈની મહત્ત્વાકાંક્ષા રોકવી; (૨) હૉલંડનો બચાવ કરવો; (૩) ઇંગ્લંડ, હૉલંડ, સ્પેન, અને જર્મનીના કેટલાંક સંસ્થાનોનો ફ્રાન્સવિરુદ્ધ સંઘ (ઑગ્ઝબર્ગનો સંઘ) સ્થાપવો.

**૧૪ મા લુઈની મહત્ત્વાકાંક્ષા:**—હૉલંડ અને નેધર્લંડ દેશો જીતી લઈ ફ્રાન્સની ઉત્તર સરહદ વધારવી અને ફ્રાન્સનું રાજ્ય બળવાન કરવું. પોતાની ઇચ્છા પાર પાડવામાં ઇંગ્લંડ તરફથી હરકત થાય નહિ માટે સ્કૉટલંડના અને આયર્લંડના બંડખોરોને મદદ કરી ઇંગ્લંડને તેમાં ગુંછવી રાખવું. વિલિઅમનો ઇંગ્લંડની ગાદીપરનો હક સ્વીકારવો નહિ અને ઇંગ્લંડપર દરીઆઈ સવારી લઈ જવી.

**સ્કૉટલંડમાં બંડ**—૧૬૮૯ માં કિલિક્રૅંકીની લડાઈમાં ઇંગ્લિશ લશ્કરની હાર. પણ પછી સ્કૉટ લોકની હાર. ૧૬૯૨ માં ગ્લેન્કોની કતલ.

**આયર્લૅંડમાં બંડ**—બૉઇનની લડાઈમાં (૧૬૯૦) વિલિઅમે જેમ્સને હરાવ્યો.

જેમ્સ ફ્રાન્સ ગયો. આયર્લૅંડના બંડનું બેસી જવું.

**ફ્રાન્સ સાથે વિગ્રહ (૧૬૮૯–૧૬૯૭)**—

દરીઆઈ લડાઈ—બીચીહેડ નજીક ફ્રેન્ચ નૌકાસેનાપતિ ટરવાઇલે ઇંગ્લિશ અરમારને હરાવી (૧૬૯૦). પણ ત્યાર પછી ૧૬૯૨ માં લાહૉગ નજીક ઇંગ્લિશ નૌકાસેનાપતિ રસેલે ફ્રેન્ચ અરમારને હરાવી; એટલે ઇંગ્લંડપર દરીઆઈ સવારી લઈ જવાની લુઈની બાજી બગડી.

જમીનપર લડાઈ—ફ્રેન્ચ સૈન્યે ૧૬૯૨ માં સ્ટેનકર્ક આગળ અને ૧૬૯૩ માં લાઇડન આગળ વિલિઅમને હરાવ્યો, પણ ૧૬૯૫ માં વિલિઅમે ફ્રેન્ચોને હરાવી નામૂરનો કિલ્લો જીતી લીધો. ત્યારપછી સ્પેનની ગાદીના વારસાનો પ્રશ્ન ઉપસ્થિત થયો તેમાં યુરોપી સૈન્યનું લક્ષ ગયાથી એ લડાઈ બંધ પાડવામાં આવી.

રિઝવિકની સંધિ ૧૬૯૭—લુઈએ વિલિઅમને ઇંગ્લંડના રાજા તરીકે સ્વીકાર્યો.

**સ્પેનની ગાદીના વારસાના હકનો પ્રશ્ન**—

સ્પેનના વૃદ્ધ અને નસંતાન રાજા ૨ જા ચાર્લ્સના પાસેના સગામાં ફ્રાન્સ અને ઑસ્ટ્રિઆના રાજકુંવરો હતા. પણ તેમાંના એકને જો સ્પેનનું વિશાળ સામ્રાજ્ય મળે તો ઑસ્ટ્રિઆ કે ફ્રાન્સનું રાજ્ય ઘણું બળવાન થાય એ બીક. સ્પેનના રાજ્યની એ બે વારસોમાં વહેંચણી કરવી અને સ્પેનનું મહારાજ્ય ઑસ્ટ્રિઆ કે ફ્રાન્સના રાજ્ય સાથે જોડાઈ ન જાય એવી વિલિઅમ અને બીજા રાજાઓની ઇચ્છા અને તેમાં લુઈની સંમતિ. પણ સ્પેનના રાજા ચાર્લ્સના વિલ પ્રમાણે સ્પેનનું આખું સામ્રાજ્ય ૧૪ માં

લુઈના પૌત્ર ફિલિપને મળવાનું હોવાને લીધે અને તે વ્યવસ્થા લુઈએ કબૂલ રાખવાને લીધે ફ્રાન્સવિરુદ્ધ ઇંગ્લંડ, ઑસ્ટ્રિઆ, હૉલંડ અને સેવૉયનો સંઘ (૧૭૦૧) અને યુદ્ધની શરૂઆત (૧૭૦૨).

**તે સમયના પ્રસિદ્ધ પુરુષો :—**

વિલિઅમના પ્રધાનો—લૉર્ડ ડૅન્બી, જ્યૉર્જ સેવાઇલ, લૉર્ડ ગોડૉલફિન, ચાર્લ્સ મૉન્ટેગ્યૂ (આર્થિક બાબતનો).

નૌકાખાતાંનો—રસેલ.

લડાઈ ખાતાંનો—માર્લબરો.

વિજ્ઞાનશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના—સર આઇઝૅક ન્યૂટન, અને જૉન લૉક.

---

# પ્રકરણ ૧૪ મું

—:o:—

## ઍન

### જન્મ ૧૬૬૫; રાજ્યારોહણ (૩૭ મે વર્ષે) ૧૭૦૨, મૃત્યુ ૧૭૧૪

(૧૭૦૨–૧૭૧૪)

**તે સમયના રાજ્યકર્તા**

| ફ્રાન્સ | ઑસ્ટ્રિઆ | સ્પેન |
|---|---|---|
| ૧૪ મો લુઈ (૧૬૪૩–૧૭૧૫) | લિઓપોલ્ડ ૧૭૧૧ સુધી | ૫ મો ફિલિપ (૧૪ મા લુઈનો પૌત્ર) (૧૭૦૦–૧૭૪૬) |

**અગત્યની સાલો—**

૧૭૦૪ ઍક્ટ ઑફ સિક્યૂરિટી.

૧૭૦૪ બ્લેનહીમની લડાઈ; જિબ્રૉલ્ટર અંગ્રેજોએ જીત્યું.

૧૭૦૬ રૅમિઇની લડાઈ.

૧૭૦૭ સ્કૉટિશ અને ઇંગ્લિશ પાર્લમેન્ટનું એકીકરણ.

૧૭૦૮ ઑડેનાર્ડની લડાઈ.

૧૭૧૦ ટોરી પ્રધાનમંડળ, ટોરી પક્ષે માર્લબરોને લડાઈમાંથી પાછો બોલાવી લીધો.

૧૭૧૩ યુટ્રેચની સંધિ.

**ઍન :**—મેરી અને વિલિઅમને સંતાન ન હોવાને લીધે ઍક્ટ ઑફ સેટ્લમેન્ટના કાયદા અન્વયે મેરીની નાની બ્હેન ઍના ઇંગ્લંડની રાણી થઈ. તેનું લગ્ન ડેનમાર્કના રાજપુત્ર જ્યૉર્જ સાથે થયું હતું. પણ તેને રાજ્યપદ આપવામાં આવ્યું નહોતું. જ્યૉર્જ ઠંડી પ્રકૃતિનો ગૃહસ્થ હતો. તે રાજ્યકારભારમાં કંઈ ભાગ લેતો નહિ. ડ્યૂક ઑફ કંબરલંડના ખિતાબથી તે ઉમરાવની સભાનો સભાસદ હતો. ઍન ધાર્મિક વૃત્તિની, હેતાળ અને સારા સ્વભાવની હતી. પણ તે બુદ્ધિશાળી અને કર્તૃત્વવાન નહોતી તેથી તે બીજાઓની સલાહથી રાજ્યકારભાર

ચલાવતી હતી. તે વેળાએ ઇંગ્લંડમાં સૌથી મોટો રાજદ્વારી પુરુષ પ્રખ્યાત સેનાપતિ **માર્લબરો** હતો. તે લોભી, સ્વાર્થી અને ખટપટી હતો. તે ૨ જા જેમ્સનો વિશ્વાસુ સેનાપતિ હતો, છતાં વિલિઅમને જઈ મળ્યો; વિલિઅમ ગાદીપર હતો ત્યારે જેમ્સ ૨ જા સાથે તે કારસ્થાન કરતો હતો. પણ ઍનની કારકિર્દીમાં તેણે લુઈ વિરુદ્ધનું વિલિઅમનું ધોરણ ચાલુ રાખ્યું. માર્લબરોની પત્ની સેરા જેનિંગ્ઝ બડી ખટપટી અને કાવતરાંખોર સ્ત્રી હતી. તે ઍનની બેનપણી હતી અને રાણી આગળ તેનો લાગવગ ઘણો હતો. તેથી સેરા જેનિંગ્ઝ અને માર્લબરોની સલાહ પ્રમાણે જ ઍન રાજ્યકારભાર ચલાવતી હતી.



ઍન રાણી

**સ્પેનની ગાદીના વારસાનું યુદ્ધ (૧૭૦૨-૧૭૧૩):—** રાણી ઍન ગાદી પર આવી ત્યારે સ્પેનની ગાદીના વારસાનું યુદ્ધ તરતનું જ શરૂ થયું હતું. ૧૪ મા લુઈના પૌત્ર **ફિલિપ**ને સ્પેનની ગાદી મળે તો ફ્રાન્સ અને સ્પેનના રાજ્યો જોડાઈ જઈ બહુ બળવાન થઈ જશે એવી બીક યુરોપનાં રાજ્યોને લાગતી હતી. ત્યારે ફિલિપને સ્પેનની ગાદી ન મળે અને તે ઑસ્ટ્રિઆના રાજાના છોકરા **ચાર્લ્સ**ને મળે એમ કરવા માટે વિલિઅમની કારકીર્દીમાં ફ્રાન્સવિરુદ્ધ સંઘ સ્થાપવામાં આવ્યો હતો. પછી જ્યારે લુઈએ ફિલિપને સ્પેનના રાજા તરીકે જાહેર કરી સ્પેન મોકલ્યો ત્યારે યુરોપમાં લડાઈ શરૂ થઈ. લડાઈ શરૂ થતાં જ વિલિઅમ મરણ પામ્યો ત્યારે ઍને માર્લબરોની સલાહથી એ યુદ્ધમાં ભાગ લીધો અને માર્લબરોને જ સેનાપતિ નીમી લડવા મોકલ્યો. આ વખતે માર્લબરોની ઉંમર ૫૦ વર્ષથી ઉપર હતી તો પણ તેણે ઉત્સાહ અને જોસથી એ યુદ્ધ ચલાવ્યું. ફ્રાન્સના પક્ષમાં સ્પેન અને બૅવેરિઆ હતાં અને મિત્ર રાજ્યોના પક્ષમાં ઇંગ્લંડ, હૉલંડ, ઑસ્ટ્રિઆ,

સેવૉય અને જર્મનીમાંનાં કેટલાંક સંસ્થાનો હતાં. મિત્ર રાજ્યોના સૈન્યનો સરદાર માર્લબરો હતો, અને સેવૉયના પ્રિન્સ (રાજપુત્ર) યુજીનની તેને મદદ હતી.

**જર્મની અને નેધર્લેંડમાં મિત્ર રાજ્યોનો વિજય:—** ફ્રાન્સની ઉત્તરે હ્રાઇન નદી સુધીનો બધો મુલક પોતાના તાબામાં લેવાનો લુઈનો ઇરાદો હતો. તેથી તેણે તેના લશ્કરનો એક ભાગ નેધર્લેંડમાં મોકલ્યો અને બીજા ભાગને પૂર્વ સરહદપર મધ્ય યુરોપમાં પ્રિન્સ યુજીનની સરદારી નીચેના ઑસ્ટ્રિઅન અને સેવૉયના સૈન્ય સાથે લડવા મોકલ્યો. લુઈનો ઉપલો હેતુ જાણી માર્લબરો પોતાનું સૈન્ય નેધર્લેંડમાં લઈ ગયો અને તેણે ડચ સૈન્ય સાથે મળી જઈ ફ્રેન્ચ સૈન્ય સાથે લડવાની યુક્તિ રચી. તેણે નેધર્લેંડમાંના ફ્રેન્ચના કેટલાક કિલ્લા જીતી લીધા અને ફ્રેન્ચ સૈન્યને નેધર્લેંડમાંથી હાંકી કાઢવાનો વિચાર કર્યો. આ અરસામાં ઑસ્ટ્રિઆના સામ્રાજ્યમાંના હંગેરીના લોકોએ બંડ કર્યું છે, અને એ સ્થિતિનો લાભ લઈ ફ્રેન્ચ અને બૅવેરિઅન લશ્કર ઑસ્ટ્રિઆ પર સવારી કરવાના વિચારમાં છે એવી ખબર માર્લબરોને મળી. ત્યારે પ્રિન્સ યુજીનના ઑસ્ટ્રિઅન લશ્કરને મદદ કરવા માટે માર્લબરો પોતાનું સૈન્ય નેધર્લેંડમાંથી મધ્ય યુરોપમાં તાબડતોબ લઈ ગયો અને ફ્રેન્ચ અને બૅવેરિઅન લશ્કરના બૅવેરિઆમાં ડૅન્યૂબ નદીને કિનારે **બ્લેનહીમ** આગળ ફુરચે ફુરચા ઉડાવી દીધા (૧૭૦૪). આ હારથી ફ્રેન્ચ સૈન્યને જર્મનીમાંથી ચાલી જવું પડ્યું. ઑસ્ટ્રિઆનું રાજ્ય બચી ગયું. પછી સેવૉયના પ્રિન્સ યુજીને ટ્યૂરિન નજીક ફ્રેન્ચોને હરાવી ઇટલીમાંથી પણ તેમને હાંકી કાઢ્યા.

બ્લેનહીમની લડાઈ પછી માર્લબરો પાછો નેધર્લેંડ ગયો અને તેણે **રૅમિઈ** (Ramillies) ની લડાઈમાં ફ્રેન્ચ લોકોપર બીજી જીત મેળવી (૧૭૦૬). આ જીતથી ઍંટવર્પ અને બ્રૂસેલ્સ અને નેધર્લેંડનો બીજો ઘણો ભાગ તેના કબજામાં આવ્યો. ત્યારપછી માર્લબરોએ ૧૭૦૮ માં નેધર્લેંડમાં **ઑડેનાર્ડ**ની (Oudenarde) લડાઈમાં જીત મેળવી ફ્રાન્સની સરહદ ઉપરનો **લિલી**નો અગત્યનો અને મજબૂત કિલ્લો કબજે કરી લીધો. ત્યારપછી **માલપ્લાકે**ની (Malplqauet)

ડાઈમાં માર્લબરોએ જીત મેળવી (૧૭૦૯). એટલે આખો નેધર્લૅંડ દેશ ના તાબામાં આવ્યો.

**સ્પેનમાં લડાઈઓ** :—લુઈએ તેના પૌત્ર **ફિલિપ**ને સ્પેનના જા તરીકે ૧૭૦૧ માં સ્પેન મોકલ્યો હતો તેને ત્યાંથી હાંકી કાઢવા મેત્ર રાજ્યોએ પ્રયત્ન કર્યો. ૧૭૦૫ માં મિત્ર રાજ્યોએ **બારસીલોના** Barcelona) આગળ જીત મેળવી, એટલે પોર્ટુગલ પણ મિત્ર જ્યો સાથે જોડાયું. પછી મિત્ર રાજ્યોએ સ્પેનની રાજધાની **ડ્રિડશહેર** પણ જીતી લીધું (૧૭૦૭). પણ પછી તરજ જ **આલ્માંઝા** Almanza) ની લડાઈમાં મિત્ર રાજ્યોની હાર થઈ (૧૭૦૭), તેથી મને પાછાં હઠવું પડ્યું.

**દરીઆઇ લડાઈઓ** :—જ્યારે મિત્ર રાજ્યોનું લશ્કર નેધર્લૅંડમાં જીત કરતું હતું ત્યારે દરીઆપર પણ ઇંગ્લિશ અરમાર વિજય કરતી તી. ઇંગ્લંડના નૌકાસેનાપતિ **રૂકે** ૧૭૦૨ માં સ્પેનના પશ્ચિમ કિનારા ર **વિગો** બંદર આગળ સ્પૅનિશ અને ફ્રેન્ચ લડાયક વહાણોનો નાશ ર્યો. પછી તેણે ૧૭૦૪ માં સ્પેનને દક્ષિણ કિનારે આવેલું **જિબ્રાલ્ટર**નું અગત્યનું નાકું જીતી લીધું અને ત્યાંનો કિલ્લો કબજે કરી લીધો. મ જ ૧૭૦૮ માં ભૂમધ્ય સમુદ્રમાં આવેલો **માઇનૉર્કા બેટ** પણ ગ્લિશ અરમારે જીતી લીધો.

યુરોપમાં આ યુદ્ધ ચાલતું હતું ત્યારે ઇંગ્લંડમાં પાર્લમેન્ટની નવી ૂંટણી થઈ અને તેમાં ટોરી પક્ષનું જોર વધુ માલમ પડ્યું (૧૭૧૦). મે અરસામાં ઍન રાણીને તેની સખી સેરા જેનિંગ્ઝ (માર્લબરોની ત્ની) સાથે અણબનાવ થયો. પછી ઍને વ્હિગ પક્ષના પ્રધાનોને દલે ટોરી પક્ષમાંથી પ્રધાનમંડળ નીમ્યું. ટોરી પક્ષની રાજ્યનીતિ ડાઈ બંધ પાડવાની હતી. તેણે **માર્લબરો**પર લાંચ ખાવાનું હોમત મૂક્યું અને તેને સેનાપતિના પદપરથી કાઢી મૂકી **ઑર્મૉંડ**ને નાપતિ નીમ્યો. આ વખતે યુરોપમાં ઑસ્ટ્રિઆનો રાજા **લિઓપોલ્ડ** રણ પામ્યો (૧૭૧૧) અને તેનો છોકરો **ચાર્લ્સ** ઑસ્ટ્રિઆનો જા થયો. ત્યારે તેને બીજી સ્પેનની ગાદી મેળવી આપવામાં મિત્ર જ્યોને કંઈજ લાભ નહોતો. નેધર્લૅંડમાં, જર્મનીમાં અને સમુદ્રપર

ફ્રાન્સની હાર થવાથી ૧૪ મો લુઈ પણ સલાહ કરવા રાજી હતો. સ્થિતિ આવી હોવાને લીધે હૉલંડમાં યુટ્રેચ આગળ મિત્રરાજ્યોએ ફ્રાન્સ સાથે સલાહ કરી ( ૧૭૧૩ ).

**યુટ્રેચની સંધિ ૧૭૧૩:**—( ૧ ) આ સંધિથી ૧૪ મા લુઈના પૌત્ર ફિલિપને સ્પેનની ગાદી અને સ્પેનના અમેરિકામાંના સંસ્થાનો મળ્યાં, પણ ફ્રાન્સની ગાદીપરનો તેનો હક રદ કરવામાં આવ્યો. ( ૨ ) ઑસ્ટ્રિઆના રાજા ચાર્લ્સને સ્પેનના તાબાનો નેધર્લંડ અને ઇટલીમાં મિલાન, નેપલ્સ અને સાર્ડિનિઆનો ટાપુ મળ્યાં. ( ૩ ) ડચ લોકોને નેધર્લંડની સરહદપરના કિલ્લા મળ્યા. ( ૪ ) સેવૉયના રાજપુત્ર યુજીનને સિસિલી બેટ મળ્યો. ( ૫ ) પ્રૉટેસ્ટંટપંથી વારસને જ ઇંગ્લંડની ગાદી મળે એ શરત લુઈએ સ્વીકારી અને બીજા જેમ્સના છોકરાને મદદ નહિ કરવાનું કબૂલ કર્યું. ( ૬ ) ઇંગ્લંડને ફ્રાન્સ પાસેથી અમેરિકામાંના ન્યૂ ફાઉન્ડલંડ, નોવાસ્કોશિઆ અને સ્પેન તરફથી ભૂમધ્ય સમુદ્રમાં જિબ્રૉલ્ટર અને માઈનૉર્કાનાં અગત્યના ઠેકાણાં મળ્યાં. ( ૭ ) સ્પેનના અમેરિકાના સંસ્થાનો સાથે વેપાર કરવા માટે દર વર્ષે એક વહાણ મોકલવાની ઇંગ્લંડને પરવાનગી મળી.

**એ વિગ્રહનું પરિણામ:**—આ વિગ્રહથી યુરોપમાં ફ્રાન્સનું લશ્કરી શ્રેષ્ઠત્વ નહિ જેવું થઈ ગયું, સ્પેનની દરીઆઈ સત્તાની ઉતરતી કળા થવા લાગી અને તેને બદલે ઇંગ્લંડની દરીઆઈ સત્તા સ્થાપન થઈ. ઇંગ્લંડનું રાજ્ય અને તેનો વેપાર વધવા લાગ્યાં અને તેથી એ બાબતમાં ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે સ્પર્ધા શરૂ થવાનાં ચિન્હો દેખાવા લાગ્યાં.

**ઍન અને તેના પ્રધાન:**—જ્યારે ઍન ગાદી પર આવી ત્યારે યુરોપમાં ફ્રાન્સ વિરુદ્ધ યુદ્ધ તરતજ શરૂ થયું હતું. આ યુદ્ધમાં ઇંગ્લંડે ભાગ લેવો એવો વ્હિગ પક્ષનો અભિપ્રાય હતો. પણ ટોરી પક્ષનો મત એ યુદ્ધમાં નહિ પડવા તરફ હતો. આ વખતે ઍનના પ્રધાનમંડળમાં વ્હિગ અને ટોરી બંને પક્ષના સભાસદો હતા. તેમાં **ગોડૉલ્ફિન** અને **માર્લબરો** મુખ્ય હતા, અને તેમના જ કહેવાથી ઍન રાણીએ એ યુદ્ધમાં ભાગ લીધો હતો. યુદ્ધ તાબડતોબ બંધ કરી

દેવા માટે **હાર્લી** અને **હેન્રી સેન્ટ જૉન** (બોલિંગબ્રોક) એ બે ટોરી પ્રધાનો ખટપટ કરી રહ્યા હતા. પણ તેમનું એ ધોરણ ગોડૉલ્ફિન અને માર્લબરોને પસંદ નહોતું તેથી તેમણે ઍન પાસે તેમને પ્રધાનમંડળમાંથી દૂર કરાવ્યા (૧૭૦૮) અને **વૉલ્પોલ** નામના ગૃહસ્થને પ્રધાનમંડળમાં લીધો. ગોડૉલ્ફિનનું વ્હિગ પ્રધાન-મંડળ ધાર્મિક બાબતમાં ડિસેન્ટરો અને નૉન કૉનફૉર્મિસ્ટોને પણ ધાર્મિક સ્વાતંત્ર્ય આપવાના મતનું હતું. પણ એ ધોરણ ટોરી પક્ષને કબૂલ નહોતું. આ અરસામાં **ડા. સૅશવરેલ** નામના એક ટોરી પક્ષના ધર્માધ્યક્ષે 'ડિસેન્ટરોને ધાર્મિક સ્વાતંત્ર્ય અને સબળતા આપવી ન જોઇએ, રાજાની ઈશ્વરદત્ત સત્તા દરેકે માન્ય કરવી અને રાજસત્તાનો કોઇએ વિરોધ કરવો નહિ' એવું એક પ્રવચન કર્યું અને મંત્રીમંડળની રાજ્યનીતિપર ટીકા કરી (૧૭૧૦). બિલ ઑફ રાઇટ્સ કાયદાએ કરેલી વ્યવસ્થા વિરુદ્ધ પ્રવચન કરવાનું તહોમત મૂકી પ્રધાન-મંડળે ડા. સૅશવરેલઉપર કામ ચલાવ્યું. એ ખટલાનો નિકાલ ડા. સૅશવરેલની વિરુદ્ધ આવ્યો અને આરોપ જો કે રાજદ્રોહ જેટલો જ ગંભીર હતો તોપણ તેને ઘણી હલકી શિક્ષા કરવામાં આવી, તેથી એ ખટલામાં ટોરી પક્ષના ધર્માધિકારી ડા. સૅશવરેલની જ નૈતિક જીત થઈ એમ લોકોને લાગ્યું. ઍન એપિસ્કોપેલિઅન પંથની હતી અને પ્રજામત જોઈ તેણે ગોડૉલ્ફિનના વ્હિગ પ્રધાનમંડળને રજા આપી અને હાર્લી અને હેન્રી સેન્ટ જૉન (બોલિંગબ્રોક)નું ટોરી પક્ષનું પ્રધાનમંડળ નીમ્યું (૧૭૧૦). જ્યારે ગોડૉલ્ફિન, હાર્લી અને હેન્રી સેન્ટ જૉનનું વ્હિગ અને ટોરી પક્ષનું સંયુક્ત પ્રધાનમંડળ હતું ત્યારે ૧૭૦૭ માં ઇંગ્લંડ અને સ્કૉટલંડની પાર્લમેન્ટનું એકીકરણ થયું હતું.

**ઇંગ્લંડ અને સ્કૉટલંડની પાર્લમેન્ટોનું એકીકરણ ૧૭૦૭:—** સ્કૉટલંડનો રાજા ૬ ટ્ઠો જેમ્સ પહેલા જેમ્સ તરીકે ઇંગ્લંડની ગાદીપર આવ્યો ત્યારે એ બે દેશોની પાર્લમેન્ટોને જોડી દેવામાં આવી નહોતી. એ બંને દેશોની પાર્લમેન્ટ જુદી જુદી હતી અને તે પોતપોતાના દેશ માટે જ કાયદા ઘડતી હતી. ઇંગ્લંડના નૅવિગેશન કાયદાથી સ્કૉટિશ વેપારીઓને ભારે જકાત આપવી પડતી હતી અને તેમના વેપારને

ઘણી હરકત થતી હતી. ડેરિઅન (પનામા) માં સ્કૉટિશ સંસ્થાન સ્થાપવાની યોજના પડી ભાંગી; કારણ કે ઇંગ્લિશ વેપારીઓ તેમની સાથે હરીફાઈ કરતા હતા અને તેમના તરફ ઇંગ્લંડના રાજા અને પાર્લમેન્ટની સહાનુભૂતિ નહોતી (૧૬૯૯) એમ સ્કૉટિશ લોકોને લાગતું હતું. તેથી સ્કૉટલંડના હિતનું રક્ષણ કરવા માટે ઇંગ્લંડથી છૂટા પડવાની જરૂર સ્કૉટ લોકોને લાગતી હતી. તેથી ૧૭૦૪ માં સ્કૉટિશ પાર્લમેન્ટે **ઍકટ ઑફ સિકયૂરિટી** નામનો કાયદો કર્યો. ઇંગ્લંડના વેપારીઓને જે જે સગવડો મળે છે તે બધી સ્કૉટલંડના વેપારીને મળતી નથી, ત્યારે ઍન પછી સ્કૉટલંડનો રાજા કોને નીમવો એ સ્કૉટિશ પાર્લમેન્ટે ઠરાવવું એવું આ કાયદામાં ઠરાવવામાં આવ્યું. હવે જો સ્કૉટલંડ ઇંગ્લંડથી છૂટું પડી જાય તો એ બંને દેશો વચ્ચે વેરભાવ પાછો ચાલુ થશે અને આગળ માફક ફ્રાન્સ અને સ્કૉટલંડ એક બીજાને મદદ કરશે તો ઇંગ્લંડપર પાછી આફત આવવા માંડશે એમ ઇંગ્લિશ લોકોને લાગ્યું. ત્યારે એ પ્રશ્નનો વિચાર કરવા માટે ઇંગ્લિશ અને સ્કૉટિશ પાર્લમેન્ટે એક કમિશન નીમ્યું અને તેમાં પોતપોતાના પ્રતિનિધિ મોકલ્યા. એ કમિશને બધી બાબતોનો વિચાર કરી ઇંગ્લિશ અને સ્કૉટિશ પાર્લમેન્ટોને જોડી દેવી એવી સૂચના કરી; અને તે સૂચના અમલમાં લાવવા માટે બંને પાર્લમેન્ટમાં એક કાયદો (Act of Union) કરવામાં આવ્યો (૧૭૦૭). એ કાયદામાં નીચેની કલમો હતી:—

(૧) ઇંગ્લંડ અને સ્કૉટલંડ એ બંને દેશોની પાર્લમેન્ટ જોડી દેવી અને આમની સભામાં સ્કૉટલંડ તરફના ૪૫ સભ્યો અને ઉમરાવની સભામાં ૧૬ સભ્યો બેસે. સ્કૉટમાંથી આમની સભામાં આવનારા સભાસદોની સંખ્યામાં ત્યારપછી વધારો થયો. હાલ તેમની સંખ્યા ૭૪ છે.

(૨) ન્યાય અને ધર્મની બાબતમાં સ્કૉડલંડમાં ત્યાંની પૂર્વની જ વ્યવસ્થા કાયમ રાખવી.

(૩) બંને દેશો વચ્ચે વેપારનું છૂટાપણું રાખવું અને ઇંગ્લંડના સંસ્થાનો સાથે વેપાર કરવાની સ્કૉટિશ લોકોને છૂટ આપવી.

**ઍનનાં છેવટનાં વર્ષો:**—૧૭૧૦ માં ઍને ટોરી પક્ષના બોલિંગબ્રોક (હેન્રી સેન્ટ જૉન) અને હાર્લીને પ્રધાન નીમ્યા હતા. એ પ્રધાનોએ પોતાના હાથમાં સત્તા આવ્યા પછી માર્લબરોપર લાંચ ખાવાનું તહોમત મૂકી તેને સેનાપતિના હોદ્દા પરથી બરતરફ કર્યો હતો અને વૉલ્પોલને પણ પ્રધાનમંડળમાંથી ખસેડ્યો હતો. ત્યારપછી તેમણે યુટ્રેચની સંધિ કરી ફ્રાન્સ સાથેનું યુદ્ધ બંધ કર્યું. એ અરસામાં ઍન માંદી પડી. એ મંદવાડમાંથી તે પાછી ઉઠશે કે નહિ તેની શંકા લાગવા માંડી. ત્યારે તેની પછી ગાદીપર કોણ આવે એ પ્રશ્ન આવી ઉભો. ઍક્ટ ઑફ સેટ્લમેન્ટના કાયદા અન્વયે (૧૭૦૧) ઍન પછી ૧ લા જેમ્સની પૌત્રી **સોફિઆ**નો છોકરો **જ્યૉર્જ** ઇંગ્લંડની ગાદીપર આવનાર હતો. પણ તે તદ્દન પરદેશી હોવાને લીધે ઇંગ્લંડનો રાજા તે ન થાય એવું ઘણા ટોરી લોકોનું કહેવું હતું. તેથી જો ૨ જા જેમ્સનો છોકરો **જેમ્સ એડવર્ડ** રોમન કૅથૉલિક પંથ છોડવા તૈયાર થાય તો ઇંગ્લંડની ગાદી તેને આપવી એવો **બોલિંગ-બ્રોકનો** મત હતો. માટે જેમ્સ એડવર્ડને રોમન કૅથૉલિક પંથ છોડી દેવા સમજાવવા અને ઍક્ટ ઑફ સેટ્લમેન્ટ પાર્લમેન્ટ પાસે રદ કરાવવા તેણે પ્રયત્ન શરૂ કર્યા. પણ એ સંબંધે સર્વ વ્યવસ્થા સંપૂર્ણ થયા પૂર્વે જ ઍન મરણ પામી (૧૭૧૪). એટલે ઍક્ટ ઑફ સેટ્લમેન્ટમાં ઠર્યા પ્રમાણે વ્હિગ પક્ષના નેતાઓએ જ્યૉર્જને ઇંગ્લંડનો રાજા જાહેર કર્યો. બોલિંગબ્રોક પોતાની બાજીમાં ફાવ્યો નહિ એ જોઈ ઇંગ્લંડમાંથી નાસી ગયો.

---

## સારાંશ

### ઍન (૧૭૦૨–૧૭૧૪)

**રાણી ઍન—**

મમતાળુ, સારા સ્વભાવની, એપિસ્કોપેલિઅન પંથ માટે અભિમાની. પ્રધાનોની સલાહ પ્રમાણે રાજ્યકારભાર ચલાવવાનું ધોરણ. માર્લબરોની સ્ત્રી સેરાજેનિંગ્ઝ એની સખી. તેથી ૧૭૧૦ સુધી રાજ્યકારભાર તેની સલાહ પ્રમાણે.

**ઍનના પ્રધાન—**

ગોડૉલ્ફિન અને માર્લબરોનું વ્હિગ પ્રધાનમંડળ. તેમાં કેટલાક ટોરી પ્રધાનો પણ ખરા ( ૧૭૦૨–૧૭૧૦ ).

( ૧ ) સ્પેનની ગાદીના વારસા માટેના વિગ્રહમાં ફ્રાન્સવિરુદ્ધ ભાગ લેવો.

( ૨ ) ઇંગ્લિશ અને સ્કૉટિશ પાર્લમેન્ટનું જોડાઈ જવું ( ૧૭૦૭ ); ઉમરાવની સભામાં સ્કૉટલંડના ૧૬ અને આમની સભામાં ૪૫ પ્રતિનિધિ. હાલ ૭૪ છે. સ્કૉટિશ વેપારીઓને ઇંગ્લિશ વેપારીઓ જેટલી સગવડ. ધર્મ અને કાયદા કાનૂન બાબતમાં સ્કૉટલંડમાં આગળ પ્રમાણે જ વ્યવસ્થા ચાલુ.

( ૩ ) ડિસેન્ટરોને ધાર્મિક છૂટ આપવાનું પ્રધાનમંડળનું ધોરણ. એ ધોરણની વિરુદ્ધ અને 'રાજાની ઇશ્વરદત્ત સત્તા,' એ સિદ્ધાંતના સમર્થનમાં ટોરી ધર્માધિકારી ડા. સૅશવરેલનું પ્રવચન. તેની ફોજદારી તપાસ. તેની તરફેણમાં પ્રજામત.

બોલિંગબ્રોકનું ટોરી પ્રધાનમંડળ ( ૧૭૧૦–૧૭૧૪ ).

( ૧ ) માર્લબરોને સેનાપતિપદપરથી ઉતારી પાડવો.

( ૨ ) યુટ્રેચની સંધિ કરી ફ્રેન્ચ વિગ્રહ અટકાવવો.

( ૩ ) ઍન પછી ૨ જા જેમ્સના છોકરા જેમ્સ એડવર્ડને ગાદી અપાવવા બોલિંગબ્રોકનું કાવતરૂં. પણ તે ફાવ્યો નહિ.

**પરદેશી રાજ્યનીતિ—**

ફ્રાન્સનું જોર વધે નહિ માટે ફ્રાન્સવિરુદ્ધ સ્પેનની ગાદીના વારસા માટેના યુદ્ધમાં ભાગ લેવો ( ૧૭૦૨–૧૭૧૩ ). ઑસ્ટ્રિઆના રાજપુત્ર ચાર્લ્સને સ્પેનની ગાદી મેળવી આપવા મિત્ર રાજ્યોનું ધોરણ.

**મિત્રરાજ્યો**—ઇંગ્લંડ, હૉલંડ ઑસ્ટ્રિઆ, સેવૉય, જર્મનીમાંનાં કેટલાંક સંસ્થાનો અને પોર્ટુગલ. ઇંગ્લંડનો માર્લબરો અને સેવૉયનો રાજપુત્ર યુજીન, એ મિત્ર રાજ્યોના સેનાપતિ.

**શત્રુ રાજ્યો**—ફ્રાન્સ, સ્પેન અને બૅવેરિઆ.

**વિગ્રહ**—માર્લબરોએ બૅવેરિઆમાં બ્લેનહીમ ( ૧૭૦૪ ), નેધર્લંડમાં રૅમિઈ ( ૧૭૦૬ ), ઔડેનાર્ડ ( ૧૭૦૮ ), અને માલપ્લાકે ( ૧૭૦૯ )

ની લડાઈઓમાં, અને સેવૉયના રાજપુત્ર યુજીને ઇટલીની સરહદપર ટ્યુરિનની લડાઈમાં ફ્રેન્ચોને હરાવ્યા. મિત્રરાજ્યોએ સ્પેનમાં બાર્સિલોના (૧૭૦૫) આગળ જીત મેળવી મૅડ્રિડ લીધું, પણ આલ્માંઝા આગળ (૧૭૦૭) હાર થવાથી તેમને સ્પેન છોડવું પડ્યું.

નૌકાસેનાપતિ રૂકે ૧૭૦૨ માં વિગો આગળ ફ્રેન્ચ અને સ્પૅનિશ વહાણોનો નાશ કર્યો અને જિબ્રૉલ્ટરનો કીલ્લો જીતી લીધો (૧૭૦૪). ૧૭૦૮ માં ઇંગ્લિશ આરમારે માઇનૉર્કા લીધું.

**સલાહ માટે અનુકૂળ સંજોગ**—ઇંગ્લંડમાં ૧૭૧૦ માં સલાહને અનુકૂળ બોલિંગબ્રોકનું ટોરી પ્રધાનમંડળ. લિઓપોલ્ડ મરણ પામ્યો, એટલે રાજપુત્ર ચાર્લ્સ ઑસ્ટ્રિઆનો રાજા થયો એટલે તેને સ્પેનની ગાદી મેળવી આપવામાં મિત્ર રાજ્યોનું અહિત.

**યુટ્રેચની સંધિ ૧૭૧૩**—સ્પેનના સામ્રાજ્યના ભાગલા. સ્પેનનું રાજ્ય અને સંસ્થાનો ફિલિપને. સ્પેનનું નેધર્લંડ અને ઇટલીમાંનો મુલક ઑસ્ટ્રિઆના રાજા ચાર્લ્સને. ઇંગ્લંડને ન્યૂફાઉન્ડલંડ, નોવાસ્કોશિઆ, જિબ્રૉલ્ટર અને માઇનૉર્કા અને સ્પેનનાં સંસ્થાનો સાથે વેપારની પરવાનગી.

---

# પ્રકરણ ૧૫ મું

—:o:—

## ટ્યૂડર અને સ્ટુઅર્ટ સમયનું આયર્લેંડ

**મધ્યયુગનું આયર્લેંડ**:—પ્રાચીન કાળમાં આયર્લેંડમાં કેલ્ટ લોકોની વસ્તી હતી. તેઓ જંગલી અને ગમાર હતા. ઇ. સનના પાંચમા સૈકામાં સેંટ પૅટ્રિક નામનો એક સાધુ આયર્લેંડમાં ગયો અને તેણે ત્યાંના લોકોને ખ્રિસ્તી બનાવ્યા. આમ આયર્લેંડના લોક એક ધર્મના થયા તોપણ રાજકીય બાબતમાં તેઓ એક થઈ શક્યા નહિ. ત્યાં નાનાં નાનાં અનેક રાજ્યો હતાં, અને તેઓ માંહોમાંહે લડ્યાં કરતાં. એ લડાઇઓમાંની એકમાં **લીસ્ટર** પ્રાંતના રાજા **ડરમૉટે** ઇંગ્લંડના ૨ જા હેન્રીની મદદ માગી. ત્યારે હેન્રીએ **સ્ટ્રૉંગબો** નામના સરદારને મોકલ્યો અને તેણે ત્યાં શાંતિ સ્થાપી. ત્યાર પછી ત્યાંના રાજાએ હેન્રીનું ઉપરીપણું સ્વીકાર્યું (૧૧૭૧); અને હેન્રી **આયર્લેંડનો અધિપતિ** ( Lord of Ireland ) કહેવાવા લાગ્યો. તે કાળે પૂર્વકિનારાપર ડબ્લિન, ડ્રૉઘેડા અને તેની આસપાસનો પ્રદેશ ઇંગ્લંડના તાબામાં હતો અને તે ભાગ **પેલ** ( Pale=આંગણું ) એટલે ઇંગ્લંડનું આંગણું કહેવાતો હતો.

૨ જા હેન્રીની કારકીર્દીમાં અને ત્યારપછી ઘણા અંગ્રેજ સરદારો આયર્લેંડમાં જઈ વસ્યા. તેમાંના કેટલાક 'પેલ' માં અને બીજી બીજી જગાએ જઈ રહ્યા. ત્યાં ગયેલા અંગ્રેજ લોકોની સંખ્યા ઘણી થોડી હતી. તેમણે આયર્લેંડના લોકો સાથે લગ્નસંબંધ કર્યો અને આઇરિશ ભાષા, રીતરિવાજ અને પોશાક સ્વીકાર્યાં. કેટલેક કાળે તેઓ સંપૂર્ણપણે આઇરિશ થઈ ગયા. એ આઇરિશ સરદારો વખતો વખત ઇંગ્લંડના રાજાવિરુદ્ધ બંડો ઉઠાવતા. ૧૪૬૭ માં આઇરિશ પાર્લમેન્ટની સ્થાપના પણ થઈ.

**ટ્યૂડર સમયનું આયર્લેંડ**:—આયર્લેંડમાં વારંવાર થતાં બંડો દાબી દેવા માટે સાતમા હેન્રીએ **સર એડવર્ડ પૉયનિંગ્ઝ** નામના ઉમરાવને આયર્લેંડનો લૉર્ડ ડેપ્યૂટી ( ગવર્નર ) નીમીને મોકલ્યો.

પૉયનિંગ્ઝે બંડખોર કિલ્ડેરના સરદારને કેદ કર્યો અને તેને ઇંગ્લંડ મોકલી દીધો. ત્યારપછી તેણે 'આઈરિશ પાર્લમેન્ટે ઇંગ્લંડના રાજાની સંમતિવિના કોઇપણ કાયદો ઘડવો નહિ' એવો ઠરાવ આઇરિશ પાર્લમેન્ટમાં પસાર કરાવ્યો (૧૪૯૪). એ કાયદો **પૉઈનિંગ્ઝનો કાયદો** કહેવાય છે.

૮ મા હેન્રીના વખતમાં કિલ્ડેરના સરદારના છોકરાએ બંડ કર્યું હતું, તે પણ ૮ મા હેન્રીએ તાબડતોબ બેસાડી દીધું. એ બંડમાં ભાગ લેનારા લોકોની જમીનો જપ્ત કરી લીધી અને તે જમીનો ઇંગ્લિશ પક્ષના સરદારોને આપી. પછી હેન્રીએ **આયર્લંડના રાજાનો** ખિતાબ પણ ધારણ કર્યો. ૬ ટ્ઠા એડવર્ડે આયર્લંડમાં ધર્મસુધારો કરવાનો પ્રયત્ન કર્યો, પણ એ કામમાં તેને ફત્તેહ મળી નહિ. મેરી અને ઇલિઝાબેથના વખતમાં અંગ્રેજોએ મન્સ્ટર પ્રાંતમાં એક સંસ્થાન સ્થાપ્યું. ઇલિઝાબેથે ત્યાં પ્રૉટેસ્ટંટ પંથ સ્થાપવાની કોશિશ કરી, પણ તેમાં તે ફાવી નહિ અને આયર્લંડના લોક મોટે ભાગે રોમન કૅથૉલિક જ રહ્યા. ૧૫૭૦ માં પોપે ઇલિઝાબેથને ધર્મબહિષ્કૃત કરી ત્યારે આઇરિશ લોકોએ પાછાં બંડ કરવા માંડ્યાં. (૧૫૮૯). ત્યારપછી ટાઇરોનના અર્લે (ઉમરાવ) બંડ કર્યું હતું (૧૫૯૫–૧૬૦૩). ઇલિઝાબેથે એ બંને બંડો શમાવી દીધાં અને તેમાં ભાગ લેનારા લોકોની જમીન જપ્ત કરી લઈ તે પ્રૉટેસ્ટંટ પંથના ઇંગ્લિશ લોકોને આપી.

**સ્ટુઅર્ટ સમયનું આયર્લંડ**:—જેમ્સના વખતમાં પણ અલ્સ્ટર પ્રાંતમાં કેટલાક સરદારોએ બંડ કર્યું હતું. તે પણ સખત ઉપાયોથી દાબી દેવામાં આવ્યું અને બંડખોરોની જમીન જપ્ત કરી ઇંગ્લિશ અને સ્કૉટિશ પ્રૉટેસ્ટંટોને આપી દીધી, એટલે અલ્સ્ટર પ્રાંતમાં પ્રૉટેસ્ટંટ પંથના લોકોનું એક મોટું સંસ્થાન ઉભું થયું.

આઇરિશ કાયદા પ્રમાણે ત્યાંની જમીન લોકોની વ્યક્તિગત માલિકીની નહોતી, પણ ટોળી કે કુટુંબના માણસોની મજિયારી માલિકીની હતી. પણ એ જમીનો બંડમાં ભાગ લેનારા માણસોની સ્વતંત્ર માલિકીની છે એમ સમજી તે જપ્ત કરવામાં આવી હતી,

તેથી ત્યાંના ઘણા નિરપરાધી માણસો પણ જમીનવિનાના થઇ ગયા. તેથી ત્યાં બંડો અને અવ્યવસ્થા ચાલુ રહી. ૧ લા ચાર્લ્સે એ બંડો શમાવી દેવા માટે સ્ટ્રૅફર્ડને આયર્લંડ મોકલ્યો હતો (૧૬૩૩–૧૬૪૦). સ્ટ્રૅફર્ડનો અમલ ઘણો કડક હતો. તેણે બધા બંડો બેસાડી દીધાં અને તે પાછાં થાય નહિ તે માટે કાયમનું એક સૈન્ય ઉભું કર્યું. તેણે પણ બળવાખોરોની જમીન જપત કરી પ્રૉટેસ્ટંટ પંથના ઇંગ્લિશ અને સ્કૉટિશ લોકોને વેચાતી આપી. આયર્લંડનો વેપાર વધારવા માટે તેણે આઇરિશ સમુદ્રમાંના ચાંચિયાઓનો નાશ કર્યો. આયર્લંડના સુતરાઉ કાપડ વણવાના ઉદ્યોગને તેણે ઉત્તેજન આપ્યું. આમ સ્ટ્રૅફર્ડે આયર્લંડના હિતનાં કેટલાંક કામો કર્યાં તોપણ તેના કડક અમલને લીધે આઇરિશ લોકો તો તેને ધિક્કારતા હતા.

**આયર્લંડમાં પાછાં બંડ** (૧૬૪૧–૧૬૫૨):—૧૬૪૦ માં સ્ટ્રૅફર્ડ આયર્લંડમાંથી ગયા પછી આઇરિશ રોમન કૅથૉલિક લોકે બંડ ઉઠાવ્યું. તેમણે પ્રૉટેસ્ટંટપંથી ઇંગ્લિશ અને સ્કૉટિશ સંસ્થાનવાસીઓપર હુમલો કર્યો. ઠેકાણે ઠેકાણે લૂંટફાટ અને બાળઝાળ કરી અને ઘણા માણસોને ઠાર કર્યા. એ બંડ બેસાડી દેવા ત્યાંના ઇંગ્લિશ લશ્કરે ઘણું મથન કર્યું, પણ તેમાં તેઓને જશ મળ્યો નહિ. આ વખતે ઇંગ્લંડમાં રાજા અને પાર્લમેન્ટ વચ્ચે લઢાઈ ચાલતી હતી. ત્યારે આયર્લંડમાં ત્યાંના ઇંગ્લિશ પ્રૉટેસ્ટંટોપર થતા અત્યાચાર વિષે સાંભળતાં જ પાર્લમેન્ટે ક્રૉમ્વેલને આયર્લંડ મોકલ્યો (૧૬૪૯). ક્રૉમ્વેલે **ડ્રૉઘેડા** અને **વેક્સફર્ડના** કિલ્લાનો નાશ કર્યો અને હજારો કૅથૉલિક પંથના સૈનિકોને કતલ કરી નાંખી બંડને બેસાડી દીધું. પછી **આયરટનને** ત્યાં મૂકી ક્રૉમ્વેલ પાછો ગયો. આયર્લંડમાં છેલ્લાં અગીઆર વર્ષ થયાં બંડબખેડા ચાલતા હોવાથી ત્યાંની વસ્તી ઘણી ઓછી થઈ ગઈ હતી. તેમ જ રોગચાળો ચાલવાથી ઘણી જમીન પડતલ પડી રહી. તેથી ત્યાં દુકાળ પડ્યો, ત્યારે ઘણા રોમન કૅથૉલિક લોકે દેશત્યાગ કર્યો અને તેઓ આશ્રય માટે ફ્રાન્સ, સ્પેન અને અમેરિકા ગયા.

**૨ જા ચાર્લ્સ અને ૨ જા જેમ્સનું ધોરણ**:—આયર્લંડના ⅞ લોક રોમન કૅથૉલિક પંથના હોવાથી ૨ જા ચાર્લ્સે ત્યાંની ધાર્મિક

બાબતમાં હાથ ઘાલ્યો નહિ. પણ ત્યાંના પ્રૉટેસ્ટંટ પંથના લોકોની બાબતમાં તેણે એવું ઠરાવ્યું કે તેઓએ એપિસ્કોપેલિઅન પંથ પ્રમાણે ચાલવું જોઈએ. આ ઠરાવને લીધે ઘણા પ્યુરિટન અને પ્રેસ્બિટેરિઅન પંથના લોક દેશ છોડી ગયા અને સંસ્થાન સ્થાપવા તેઓ અમેરિકા ગયા. ઇંગ્લંડના ઉદ્યોગધંધાને ઉત્તેજન મળે તે માટે આયર્લૅંડનો તૈયાર પાકો માલ ઇંગ્લંડમાં કે ઇંગ્લંડના સંસ્થાનોમાં મોકલવો નહિ એવો હુકમ ૨ જા ચાર્લ્સે કાઢ્યો. તેથી આઇરિશ ઉદ્યોગધંધાને ઘણી હાનિ પહોંચી. ૨ જો જેમ્સ રોમન કૅથૉલિક હતો, તેથી આઇરિશ લોકોની સહાનુભૂતિ મેળવવા માટે તેણે ટિર્કોનેલ નામમાં રોમન કૅથૉલિક ગૃહસ્થને આયર્લૅંડનો ગવર્નર નીમ્યો. તેમ જ ત્યાંના ઘણા રોમન કૅથૉલિક ગૃહસ્થોને તેણે લશ્કરી અને મુલ્કી ખાતામાં નોકરીએ રાખ્યા.

**૩ જા વિલિઅમ, મેરી અને ઍનનું ધોરણ**:—ઇંગ્લંડમાં રાજ્યક્રાંતિ થઈ અને **વિલિઅમ** ઇંગ્લંડનો રાજા થયો ત્યારે આઇરિશ લોકોએ ૨ જા જેમ્સનો પક્ષલઈ બંડ કર્યું હતું. ટિર્કોનેલ એ બંડમાં જોડાયો હતો અને તેણે પ્રૉટેસ્ટંટ પંથવાળાના કિલ્લા જીતી લેવા પોતાનું લશ્કર મોકલ્યું. રોમન કૅથૉલિક લોકોએ અલ્સ્ટર પ્રાંતમાં આવેલા **લંડનડરી**ના કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો. લંડનડરીના પ્રૉટેસ્ટંટોએ ૧૦૫ દિવસ સુધી એ કિલ્લાનો બચાવ કર્યો હતો. છેવટે તેમને બહારથી મદદ મળી એટલે રોમન કૅથૉલિક લોકોને ઘેરો ઉઠાવવાની ફરજ પડી. ૨ જો જેમ્સ ફ્રાન્સના રાજાની મદદ લઈ આયર્લૅંડમાં ગયો હતો પણ ત્રીજા વિલિઅમે પોતે આયર્લૅંડ જઈ ૧૬૯૦ માં **બૉઈનની** લડાઈમાં ૨ જા જેમ્સને હરાવ્યો, એટલે જેમ્સ ફ્રાન્સ નાસી ગયો. ત્યારપછી આયર્લૅંડમાં બધાં બંડો બેસાડી દેવામાં આવ્યાં. મન્સ્ટર પ્રાંતમાં **લિમરિક** આગળ આઇરિશોએ ઘણા વખત સુધી ટકાવ કર્યો, પણ આખરે તેઓ પણ હાર્યા (૧૬૯૧).

**રાજ્યક્રાંતિ પછીનું આયર્લૅંડ**:—વિલિઅમ વિરુદ્ધ જેઓએ બળવામાં ભાગ લીધો હતો તે બધાની જમીનો જપત કરી લઈને પ્રૉટેસ્ટંટ પંથના ઇંગ્લિશ અને સ્કૉટિશ લોકોને આપવામાં આવી હતી. ગયા ૧૦૦ વર્ષમાં ત્રણ ચાર વખત આઇરિશ રોમન કૅથૉલિક

લોકોની જમીન જપ્ત થઈ પ્રૉટેસ્ટંટ પંથના લોકોને આપવામાં આવી હતી, તેથી આયર્લંડમાં જો કે વસ્તીનો મોટો ભાગ રોમન કૅથૉલિકોનો હતો, તો પણ દેશની ઘણી ખરી જમીન પ્રૉટેસ્ટંટ પંથના લોકોની માલિકીની થઈ હતી. આઇરિશ રોમન કૅથૉલિક લોકોને તો ખેતરમાં ખાતેદાર, ગણોતિયા, મજૂર, ભરવાડ, ગોવાળિયા વગેરે તરીકેજ કામ કરવું પડતું હતું. ત્યાંની પાર્લમેન્ટમાં પણ પ્રૉટેસ્ટંટ પંથનું જોર હતું. એ પાર્લમેન્ટે આઇરિશ રોમન કૅથૉલિકો વિરુદ્ધ ઘણા સખત કાયદા ઘડ્યા હતા. તે કાયદા પ્રમાણે આઇરિશ રોમન કૅથૉલિકોને પાર્લમેન્ટના સભાસદ થવાની, પાર્લમેન્ટની ચૂંટણી માટે મત આપવાની, વકીલાત કરવાની અને ધર્માધિકારીની અને સરકારી અધિકારીની જગા સ્વીકારવાની સંપૂર્ણ બંધી કરવામાં આવી હતી. આવી રીતે આઇરિશ રોમન કૅથૉલિક લોકોની પ્રગતિને રોકવામાં આવી હતી અને તેને લીધે આયર્લંડમા અસંતોષ ઘણો વધી ગયો હતો.

---

## સારાંશ

**મધ્યયુગનું આયર્લંડ**—ત્યાંના લોક કેલ્ટ જાતના. સેંટ પટ્રિકે પાંચમા સૈકામાં તેમને ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપી. ત્યાં જુદાં જુદાં ઘણાં રાજ્યો અને તેમની માંહોમાંહેની લડાઈ. ૨ જા હેન્રીની તેમને મદદ અને હેન્રીનું ઉપરીપણું તેમણે કબૂલ કર્યું. ત્યાં અંગ્રેજોનાં સંસ્થાનો. એક બે પેઢી પછી તેઓ તદ્દન આઇરિશ થઈ ગયા. ૧૪૬૧ માં આઇરિશ પાર્લમેન્ટની સ્થાપના.

**ટ્યૂડર વંશ વખતનું આયર્લંડ**—૭ મા હેન્રીએ મોકલેલા પૉઇનિંગ્ઝે બંડો બેસાડી દીધાં. પૉઇનિંગ્ઝના કાયદાથી આઇરિશ પાર્લમેન્ટ ઇંગ્લંડના રાજાની હકૂમત તળે. ૮ મા હેન્રીએ આઇરિશ બળવાખોરોની જમીન જપ્ત કરી અને પોતે 'આયર્લંડના રાજાને' નો ખિતાબ ધારણ કર્યો. મેરી અને ઇલિઝાબેથના વખતમાં મન્સ્ટર પ્રાંતમાં ઇંગ્લિશ સંસ્થાન. ૬ ઠ્ઠા એડવર્ડ અને ઇલિઝાબેથના ત્યાં પ્રૉટેસ્ટંટ પંથ સ્થાપવાના નિષ્ફળ પ્રયત્નો. ત્યાંની વસ્તીનો મોટો

ભાગ રોમન કૅથૉલિક જ. ઇલિઝાબેથની કારકિર્દીમાં આયર્લૅંડમાં બંડ અને તેનું દબાઈ જવું.

**સ્ટુઅર્ટ સમયમાં આયર્લૅંડ**—૧ લા જેમ્સના સમયમાં અલ્સ્ટરમાં બંડ. બંડને દાબી દેવું અને બંડખોરોની જમીનો જપત, અને તે પ્રૉટેસ્ટંટ પંથના ઇંગ્લિશ અને સ્કૉટિશ લોકોને અપાઈ. તેમાં ઘણાં નિરપરાધી માણસોની જમીનો જપત, માટે ત્યાં અસંતોષ. ૧ લા ચાર્લ્સે બળવાખોરોને દાબી દેવા સ્ટ્રૅફર્ડને ત્યાં મોકલ્યો (૧૬૩૩). તેનો નિર્દય અને કડક અમલ, જમીનો જપત, કાયમનું સૈન્ય, તેથી ત્યાં શાંતિ; પણ સ્ટ્રૅફર્ડ પાછો જતાં (૧૬૪૦) ત્યાં પાછાં બંડો. પ્રૉટેસ્ટંટ પંથના લોકોપર રોમન કૅથૉલિકોનો અત્યાચાર. ક્રૉમ્વેલે સખતીના ઉપાયોથી શાંતિ સ્થાપી. ત્યાં રોગ-ચાળો, પડતલ જમીન, દુકાળ, ઘણા માણસોનો દેશત્યાગ. ૨ જા ચાર્લ્સે ધાર્મિક બાબતમાં હાથ ઘાલ્યો નહિ. પણ પ્યુરિટન અને પ્રેસ્બિટેરિઅન પંથના લોકપર સખતી. તેમને એપિસ્કોપેલિઅન પંથ પ્રમાણે ચાલવાની ફરજ પાડવી. ઉદ્યોગધંધાની વૃદ્ધિને હરકત. ૨ જા જેમ્સની કારકિર્દીમાં ટિર્કોનેલ રોમન કૅથૉલિક ગવર્નર. ત્રીજો વિલિઅમ રાજા થયો ત્યારે તેની વિરુદ્ધ આયર્લૅંડમાં બળવા. પ્રૉટે-સ્ટંટ પંથના લોકપર જુલમ. લંડનડરીના પ્રૉટેસ્ટંડ લોકોએ બળ-વાખોર ઘેરો ઘાલનારા સામે કરેલો ટકાવ. તેમને વિલિઅમની મદદ અને ૨ જા જેમ્સની બૉઇનની લડાઇમાં હાર (૧૬૯૦). બળવા-ખોરોની જમીનો જપત અને તે પ્રૉટેસ્ટંટ લોકોને આપી. આયર્લૅંડની ઘણી ખરી જમીન પ્રૉટેસ્ટંટ પંથના લોકોની માલિકીની. હલકાં કામો આઇરિશ રોમન કૅથૉલિકો પાસે કરાવવાનાં. પાર્લમેન્ટ પ્રૉટેસ્ટંટોની. રોમન કૅથૉલિક લોક વિરુદ્ધ કાયદા. પાર્લમેન્ટની ચૂંટણીમાં મત આપવાની અને અધિકારની જગા મેળવવાની રોમન કૅથૉલિકોને બંધી. તેથી ત્યાં અસંતોષ.

# પ્રકરણ ૧૬ મું

—:o:—

## સ્ટુઅર્ટ સમયમાં ઇંગ્લંડનાં વેપાર, સંસ્થાનો અને તાબાના મુલકો

### વેપાર

**સ્ટુઅર્ટ સમયનાં રાજ્યકર્તાઓનું ધોરણ:**—ઇંગ્લંડના વેપાર, સંસ્થાનો અને સામ્રાજ્યનો પાયો સ્ટુઅર્ટ વંશની કારકિર્દીમાં નંખાયો હતો. ૧૫૮૮ માં સ્પેનની અજીત મનાતી અરમારનો નાશ કર્યાપછી દરીઆપર ઇંગ્લંડની સત્તા વધી અને દરીઆપારના મુલકોસાથે વેપાર કરવાની અને ત્યાં પોતાનાં સંસ્થાનો અને સામ્રાજ્ય સ્થાપવાની ઇચ્છા ઇંગ્લંડના લોકોને થવા માંડી. સ્ટુઅર્ટ રાજાઓના વખતમાં રાજા અને પાર્લમેન્ટ વચ્ચે કલહ ચાલતો હતો, તોપણ વેપાર અને સંસ્થાનોની વૃદ્ધિ કરવાના કામમાં રાજા અને રાજ્યરક્ષક ક્રૉમ્વેલે ઘણું ઉત્તેજન આપ્યું હતું.

**પોર્ટુગીઝ અને ડચ લોકોના વેપાર:**—પોર્ટુગીઝ નાવિક વાસ્કો ડી ગામાએ હિંદુસ્થાન આવવાનો દરીઆઈ રસ્તો શોધી કાઢ્યો (૧૪૯૮). ત્યારપછી પૂર્વના દેશોસાથે પોર્ટુગીઝ લોકોનો વેપાર શરૂ થયો. તે કાળમાં મરી, તજ, જાયફળ, જાવંત્રી, ગુંદર વગેરે વેપારની મુખ્ય જણસો હતી. મસાલાથી અને બીજા માલથી ભરેલાં વહાણો લિસ્બન બંદરે જતાં ત્યાંથી તે માલ યુરોપનાં જુદા જુદા દેશોમાં લઈ જવાનું કામ ડચ વેપારીઓ કરતા. ૧૫૮૦ માં સ્પેનના રાજા ૨ જા ફિલિપે પોર્ટુગલ દેશ જીતી લીધો ત્યાર પછી પૂર્વ તરફના દેશો સાથેનો પોર્ટુગીઝોનો વેપાર પડી ભાંગવા લાગ્યો. પછી ૧૫૮૮ માં સ્પેનની અજીત અરમારનો નાશ થયાથી સ્પેનની દરીયાપરની સત્તાની ઉતરતી કળા થવા લાગી. તેનો લાભ લઈ ડચ લોકોએ હિંદુસ્થાન, જાવા, સુમાત્રા વગેરે મસાલાના ટાપુઓ સાથે વેપાર શરૂ કર્યો. જોતજોતામાં હૉલંડનું પાટનગર **ઍમ્સ્ટરડૅમ** આખા યુરોપનું

મુખ્ય બજાર થઈ પડ્યું, વેપારથી ડચ લોકોને આટલા આબાદ થયેલા જોઇને ઇંગ્લંડ, ફ્રાન્સ અને બીજા દેશોના લોકોને પણ પૂર્વના દેશો સાથે વેપાર કરવાની ઇચ્છા થઈ.

**ઇંગ્લિશ ઇસ્ટ ઇંડિઆ કંપની**:—પૂર્વના દેશો સાથે વેપાર કરવા માટે ઇ. સ. ૧૬૦૦ માં કેટલાક ઇંગ્લિશ વેપારીઓએ ઇંગ્લિશ ઇસ્ટ ઇંડિઆ કંપની સ્થાપી. ત્યારે એ કંપની અને ડચ ઇસ્ટ ઇંડિઆ કંપની વચ્ચે વેપાર માટે હરીફાઈ ચાલી. સુમાત્રા, જાવા વગેરે મસાલાના ટાપુઓ સાથે ડચ લોકોનો ઘણો વેપાર હતો. એ ટાપુઓમાં ડચ લોકોનું મુખ્ય થાણું **બૅટેવિઆ**માં હતું. અહીં ઇંગ્લિશ લોક તેમની સાથે હરીફાઈ કરે નહિ તે માટે ૧૬૨૩ માં એંબોયના આગળ તેમણે ઘણા અંગ્રેજ લોકોની કતલ કરી અને બાકીનાને ત્યાંથી હાંકી કાઢ્યા. ત્યાર પછી ઇંગ્લિશ ઇસ્ટ ઇંડિઆ કંપનીએ હિંદુસ્થાન તરફ લક્ષ આપવા માંડ્યું. ડચ લોકોનો બધો વેપાર હસ્તગત કરવા માટે અને સમુદ્રઉપર પોતાની સત્તા વધારવા માટે ૧૬૫૧ માં અને પછી ૧૬૬૦ માં ઇંગ્લંડે **નૅવિગેશન** ઍક્ટ (નૌકાયાનનો કાયદો) પસાર કર્યો. ઇંગ્લંડ અને ઇંગ્લંડના સંસ્થાનોમાં લઈ જવાનો માલ ઇંગ્લંડનાં વહાણોમાં જ અથવા જે દેશમાં તે તૈયાર થયેલો હોય તે દેશના વહાણોમાં જ લઈ જવો એવું એ કાયદામાં ઠરાવવામાં આવ્યું હતું. પૂર્વ તરફનો વેપાર અને યુરોપમાં એક દેશનો માલ બીજે દેશ લઈ જવાનો વેપાર ડચ વેપારીઓના હાથમાં હતો, તે વેપારને આ કાયદાથી ઘણી હરકત થવા લાગી. પણ એ કાયદાથી ઇંગ્લંડને ઘણો ફાયદો થયો. ઇંગ્લિશ વેપારને અને વહાણ બાંધવાના ધંધાને ઘણું ઉત્તેજન મળ્યું. એ કાયદો રદ કરાવવા માટે ડચ લોકોએ ૧૬૫૨–૧૬૫૪ અને ૧૬૬૫–૧૬૬૭ માં ઇંગ્લંડ સાથે લડાઈ કરી. પણ તેથી તેમને કંઈ ફાયદો થયો નહિ. ત્યારપછી હૉલંડને ફ્રાન્સ સાથે જમીનપર લડવું પડ્યું. એ લડાઈથી હૉલંડની સ્થિતિ ઘણી માઠી થઈ પડી. તેથી તેઓનો ઘણો ખરો વેપાર અંગ્રેજોના હાથમાં આવ્યો. પછી હૉલંડનો રાજપુત્ર વિલિઅમ ૩ જા વિલિઅમ નામે ઇંગ્લંડનો રાજા થયો ત્યારે એ બંને પ્રૉટેસ્ટંટ રાજ્યો વચ્ચે દોસ્તી થઈ અને તેમના વચ્ચેની વેપારી સ્પર્ધા ઓછી થઈ.

**હિંદુસ્થાનમાં કોઠી :**—ઇંગ્લિશ ઇસ્ટ ઇંડિઆ કંપનીએ હિંદુસ્થાનના પશ્ચિમ કિનારે તાપી નદીના મુખ આગળ પ્રસિદ્ધ **સુરત** બંદરમાં ૧૬૧૨ માં પહેલી કોઠી સ્થાપી. ત્યારપછી ૧૬૩૯ માં પૂર્વ ભાગમાં કૉરોમૅન્ડળ કિનારે **મદ્રાસ**માં બીજી કોઠી કરી. એ કોઠીનું રક્ષણ કરવા માટે કંપનીએ ત્યાં **ફોર્ટ સેંટ જ્યૉર્જ** નામનો કિલ્લો બાંધ્યો. ૧૬૪૦ માં પોર્ટુગલ દેશ સ્પેનથી સ્વતંત્ર થયો અને આગળ જતાં એ દેશે ઇંગ્લંડ સાથે દોસ્તી કરી. પછી ૧૬૬૨ માં પોર્ટુગલની

ઈસ્ટ ઈન્ડીઆ કંપનીની શરૂઆતની પ્રવૃત્તિઓ.




રાજકન્યા **કૅથરાઇન બ્રૅગાન્ઝા**નું લગ્ન ઇંગ્લંડના રાજા **૨ જા ચાર્લ્સ** સાથે થયું ત્યારે **મુંબઈ** બેટ ચાર્લ્સ રાજાને પહેરામણીમાં મળ્યો. ચાર્લ્સે એ બેટ ૧૬૬૮ માં ઇસ્ટ ઇંડિઆ કંપનીને ભાડે આપ્યો. મુંબઈ બેટ એક બાજુએ આવેલો હોવાથી મોગલ પાદશાહ તરફથી કે મરાઠા તરફથી તેને હરકત કરવામાં આવે એમ નહોતું. મુંબઈનું બારૂં પણ સારૂં હોવાથી ઇસ્ટ ઇંડિઆ કંપનીએ સુરતને બદલે મુંબઈને પોતાનું પશ્ચિમ કિનારાનું મુખ્ય થાણું કર્યું. પછી ૧૬૯૦ માં બંગાળાના સૂબેદારે ઇસ્ટ ઇંડિઆ કંપનીને ગંગા નદીના મુખ આગળ ત્રણ ગામ

વેચાતાં લેવાની પરવાનગી આપી, ત્યારે તે ગામો વેચાતાં લઈ તે ઠેકાણે કંપનીએ **ફોર્ટ વિલિઅમ** નામનો એક કિલ્લો બાંધ્યો. એ કિલ્લાની આસપાસ ધીમે ધીમે **કલકત્તા** શહેર વસ્યું. આ પ્રમાણે મુંબાઈ, મદ્રાસ અને કલકત્તા કંપનીના મોટાં અને અગત્યના ધામ થયાં, અને તે મારફત મહારાષ્ટ્ર, કર્ણાટક, બંગાળા અને બીજા પ્રાંતો સાથે કંપનીનો વેપાર ચાલવા લાગ્યો.

**ફ્રેન્ચ ઈસ્ટ ઇંડિઆ કંપની**:—પોર્ટુગલ, ડચ અને ઇંગ્લિશ લોકપ્રમાણે પૂર્વ તરફના દેશો સાથે વેપાર કરવા માટે ફ્રેન્ચ લોકોએ પણ ૧૬૬૪ માં **ફ્રેન્ચ ઈસ્ટ ઇંડિઆ કંપની** સ્થાપી. આ કંપનીને ફ્રાન્સના રાજા ૧૪ મા લુઈની સારી મદદ હતી. ૧૬૭૪ ના અરસામાં હિંદુસ્થાનને પૂર્વ કિનારે **પૉંડિચેરી**માં ફ્રેન્ચોએ પોતાનું મુખ્ય થાણું કર્યું. ત્યારપછી ફ્રેન્ચ અને ઇંગ્લિશ કંપનીઓ વચ્ચે વેપારની હરીફાઈ ચાલવા માંડી અને તેઓ વચ્ચે ટંટા બખેડા પણ થવા લાગ્યા.

**બીજી ઇંગ્લિશ વેપારી કંપનીઓ**:—ઈસ્ટ ઇંડિઆ કંપની પ્રમાણે પરદેશો સાથે વેપાર કરવા માટે ઇંગ્લંડમાં બીજી કેટલીક કંપનીઓ ઉભી કરવામાં આવી. બૉલ્ટિક સમુદ્રને કિનારે આવેલા દેશો સાથે વેપાર કરવા માટે **ઈસ્ટ લૅંડ કંપની** સ્થપાઈ. રશિઆ સાથે વેપાર કરવા માટે **મૉસ્કોવિચ કંપની** નીકળી. ઈજીપ્ત, સીરિઆ અને તુર્કસ્તાન સાથે વેપાર કરવા માટે **લીવૅંટ કંપની** ઉભી થઈ. તેમ જ આફ્રિકાને પશ્ચિમ કિનારેથી હબશી લોકોને પકડી વેસ્ટ ઇંડીઝના ટાપુઓમાં ગુલામ તરીકે વેચવાનો વેપાર સ્પેન દેશ કરતો હતો, તે વેપાર હૉકિન્સે શરૂ કર્યો. એ ઉપરાંત આફ્રિકાના પશ્ચિમ કિનારા સાથે હાથીદાંત, સોનું, મરી વગેરે ચીજોના વેપાર ઇંગ્લિશ લોકોએ ચાલુ કર્યો. ઇ. સ. ૧૬૫૧ માં સેંટ હેલીનના ટાપુમાં ઇંગ્લિશ લોકોએ પોતાનું થાણું કર્યું. એ જગા આગળ જતાં પૂર્વ તરફના દેશો સાથેના વેપારના જળમાર્ગમાં અગત્યનું મથક થઈ પડ્યું.

## સંસ્થાનો

**વર્જિનિઆ**:—વેપાર પ્રમાણે ઇંગ્લંડના સંસ્થાનો અને સામ્રાજ્યનો પાયો પણ સ્ટુઅર્ટ સમયમાં જ નંખાયો હતો. ઇલિઝાબેથની કારકિર્દીમાં

**સર વૉલ્ટર રૅલે**એ ઉત્તર અમેરિકામાં ૧૫૮૫ અને ૧૫૮૭ માં વર્જિનિઆ નામનું સંસ્થાન સ્થાપવાનો પ્રયત્ન કર્યો હતો, પણ તેમાં તે ફાવ્યો નહોતો. ત્યાર પછી ૧ લા જેમ્સના વખતમાં ૧૬૦૭ માં **કૅપ્ટન સ્મિથે** તે જ ઠેકાણે **વર્જિનિઆ** નામનું સંસ્થાન સ્થાપ્યું. એ સંસ્થાનની હવા સારી નહોતી અને શરૂઆતમાં સંસ્થાનિકોને ત્યાંના મૂળ રહેવાસી રેડ ઇંડિઅનો તરફથી ઘણો ત્રાસ થતો હતો અને તેમને ઘણી મુશ્કેલીઓ વેઠવી પડી હતી. પણ આગળ જતાં તંબાકુની ખેતીને લીધે એ સંસ્થાન ઘણું પ્રસિદ્ધિમાં આવ્યું. ત્યાં ખેતીનું કામ કરવા માટે આગળ જતાં આફ્રિકાથી હબસી લોકોને ગુલામ તરીકે લાવવામાં આવતા હતા.

**ન્યૂ ઇંગ્લંડ સંસ્થાન**:—ઇંગ્લંડમાં ધાર્મિક અને રાજદ્વારી જુલમથી કંટાળી કેટલાક પ્યુરિટન લોકોએ દેશત્યાગ કર્યો અને ઉત્તર અમેરિકામાં **હડસન** નદીની ઉત્તર તરફના પ્રદેશમાં ૧૬૨૦ થી ૧૬૪૦ દરમ્યાન **મૅસાચ્યૂસેટ્સ, ન્યૂ હૅમ્પશાયર, કૉનેકિટકટ** અને **રહોડ આયલંડ** નામના ચાર સંસ્થાનો સ્થાપ્યાં. એ ચારે સંસ્થાનો **ન્યૂ ઇંગ્લંડ સંસ્થાન** કહેવાય છે. એ પ્યુરિટન લોકો પૈકી **પિલ્ગ્રિમ ફાધર્સ** પહેલા આવ્યા હતા અને તેમણે કૉડની ભૂશિર પાસે ૧૬૨૦ માં ન્યૂ પ્લીમથ નામનું સંસ્થાન સ્થાપ્યું હતું. ન્યૂ પ્લીમથ વધી વધીને આગળ જતાં **મૅસાચ્યૂસેટ્સ** સંસ્થાન કહેવાયું.

**બીજાં સંસ્થાનો**:—વર્જિનિઆ અને ન્યૂ ઇંગ્લંડ પ્રમાણે સ્ટુઅર્ટ રાજાના વખતમાં બીજાં કેટલાંક સંસ્થાનો સ્થપાયાં હતાં. ૧૬૩૨ માં **બાલ્ટિમોર** નામના એક રોમન કૅથૉલિક ગૃહસ્થે વર્જિનિઆની ઉત્તરે **મેરીલંડ** નામનું સંસ્થાન સ્થાપ્યું. આ સંસ્થાનમાં ઇંગ્લંડથી ઘણા રોમન કૅથૉલિક લોકો આવી વસ્યા. ૧૬૬૩ માં **કૅરોલિના** નામનું સંસ્થાન થયું અને આગળ જતાં એના જ ઉત્તર અને દક્ષિણ કૅરોલિના એવા બે ભાગ પડ્યા. **વિલિઅમ પેન** નામના એક માણસે મેરીલંડની ઉત્તરે **પેન્સિલવૅનિઆ** નામનું સંસ્થાન સ્થાપ્યું. ડચ લોકો સાથે થયેલા વિગ્રહમાં ઇંગ્લંડે **ન્યૂ ઍમ્સ્ટર્ડમ** નામનું ડચ સંસ્થાન જીતી લીધું હતું અને બ્રેડાની સલાહથી (૧૬૬૭) તે ઇંગ્લિશોના તાબામાં જ રહ્યું હતું. ચાર્લ્સ રાજાના ભાઈ **જેમ્સ, ડ્યૂક ઑફ યૉર્ક**ના નામ

ઉપરથી એ સંસ્થાનનું **ન્યૂ યૉર્ક** નામ પડ્યું. આ સંસ્થાનની પાસે જ **ન્યૂજર્સી** નામનું એક સંસ્થાન ઉભું થયું. ત્યારપછી ૧૭૧૩ માં થયેલી યુટ્રેચની સંધિથી **નોવાસ્કોશિઆ** અને **ન્યૂ ઇંગ્લંડ** સંસ્થાનો ઇંગ્લિશોના તાબામાં આવ્યાં.

**અમેરિકામાંના સંસ્થાનો અને માતૃભૂમિ :**—સ્ટુઅર્ટ વંશની કારકિર્દીમાં ઉત્તર અમેરિકાના પૂર્વ કિનારા ઉપર અંગ્રેજોનાં બાર સંસ્થાન સ્થપાયાં હતાં. સાધારણ રીતે એ સંસ્થાનો બે તડના હતાં. હડસન નદીની ઉત્તર તરફના સંસ્થાનો **ન્યૂ ઇંગ્લંડ** સંસ્થાનો કહેવાતાં હતાં. એ સંસ્થાનોમાં વસ્તી પ્યુરિટન લોકોની હતી. એ લોકોએ ધાર્મિક અને રાજકીય જુલમને લીધે ઇંગ્લંડ દેશ છોડ્યો હતો અને તેઓ સ્વતંત્ર ખવાસના હતા. માતૃભૂમિનો કાબૂ આપણા પર ન હોવો જોઇએ એવો તેમનો અભિપ્રાય હતો. હડસન નદીના દક્ષિણ તરફના સંસ્થાનોમાંના કેટલાંક રાજાના માનીતા માણસોએ સ્થાપ્યાં હતાં. તેમાં રાજાના પક્ષના અને રોમન કૅથૉલિક પંથના લોક આવી વસ્યા હતા. અહીં આવી વસેલા લોકો ત્યાંની જમીનમાં ખેતીનાં કામમાં લાગી ગયા હતા. તેઓ તંબાકુ, કપાસ, શેરડી વગેરે પાકો ઉગાડતા હતા. તે વખતના બધા દેશો એમ સમજતા હતા કે અમેરિકામાંના સંસ્થાનો માતૃભૂમિના ફાયદા માટે જ છે. તેથી સ્પેન, ફ્રાન્સ અને ઇંગ્લંડ પોતપોતાના સંસ્થાનોને બીજા દેશો સાથે વેપાર કરવા દેતા ન હોતા. **ક્રૉમ્વેલ** અને **૨ જા ચાર્લ્સ**ની કારકિર્દીમાં **નૅવિગેશન કાયદો** ઘડાયો હતો. એ કાયદાથી સ્પૅનિશ અને ડચ લોકોનો ઇંગ્લિશ સંસ્થાનો સાથેનો વેપાર ઇંગ્લિશ વેપારીઓના હાથમાં આવ્યો હતો. ૧૬૬૨ માં **કાઉન્સિલ ઑફ ફૉરીન પ્લૅન્ટેશન** નામનું મંડળ સ્થાપન થયું હતું. એ મંડળ સંસ્થાનોના કારભારમાં હાથ ઘાલતું હતું અને તેથી સંસ્થાનો અને માતૃભૂમિ વચ્ચે વારંવાર ટંટા થવા લાગ્યા.

**બીજા યુરોપીઅન દેશોનાં અમેરિકામાં સંસ્થાનો :**— ઇંગ્લંડ પ્રમાણે સ્પેન, પોર્ટુગલ અને ફ્રાન્સ દેશોએ પણ અમેરિકામાં પોતાનાં સંસ્થાનો સ્થાપ્યાં હતાં. સ્પેન અને પોર્ટુગલના સંસ્થાનો દક્ષિણ અને મધ્ય અમેરિકામાં હતાં. પણ ફ્રેન્ચ લોકોના સંસ્થાનો

ઉત્તર અમેરિકામાં ઇંગ્લિશ સંસ્થાનોની ઉત્તરે અને દક્ષિણે આવેલાં હતાં. તેથી સંસ્થાનોની બાબતમાં એ બે દેશો વચ્ચે વારંવાર ટંટા થતા હતા.

**વેસ્ટ ઇંડીઝ ટાપુઓ** :—મધ્ય અમેરિકાની પૂર્વે આવેલા બેટો **વેસ્ટ ઇંડીઝ ટાપુઓ** કહેવાય છે. એ બેટોને સ્પૅનિશ લોકોએ શોધી કાઢ્યા હતા. પણ એ ઠેકાણેથી સોનું અને રૂપું મળવાનું નથી એમ જાણી એ ટાપુઓ તરફ તેમણે દુર્લક્ષ આપવા માંડ્યું. ત્યાર પછી ત્યાં ગયેલા ડચ લોકોનું મન ખેતી કરવા તરફ નહોતું પણ વેપાર કરવા તરફ હતું તેથી તે લોકોએ પણ આ બેટો તરફ ઝાઝું લક્ષ આપ્યું નહિ. ડચ લોક પછી ત્યાં જનારા અંગ્રેજ અને ફ્રેંચ લોકોનું ધ્યાન સંસ્થાનો અને ખેતી કરવા તરફ હતું. તેથી તે લોકોએ વેસ્ટ ઇંડીઝ ટાપુઓ તરફ ખાસ લક્ષ આપ્યું. ૧૬૦૫ માં કેટલાક ઇંગ્લિશ ખલાસીઓ **બારબેડોઝ** ટાપુઓ તરફ પોતાના વહાણો લઈ ગયા અને થોડા વર્ષમાં ત્યાં તેમણે એક થાણું સ્થાપ્યું. ૧૬૧૨ માં અંગ્રેજોએ **બર્મ્યૂડાઝ** નામનો બેટ પોતાના તાબામાં લીધો. તેજ પ્રમાણે **સેન્ટ કિટ્સ, નેવિસ, બારબૂડા, ઍંટિગ્વા** વગેરે બેટોમાં પણ ઇંગ્લિશોએ પોતાનાં થાણાં બેસાડ્યાં. ૧૬૫૫ માં શેરડીની ખેતીને માટે પ્રસિદ્ધ થયેલો **જેમેકા** બેટ અંગ્રેજોએ સ્પેન પાસેથી જીતી લીધો. વેસ્ટ ઇંડીઝ બેટો ઉષ્ણકટિબંધમાં આવેલા હોવાથી તેમાં તંબાકુ, કપાસ વગેરે પાકોની ખેતી સારી થતી હતી. વેસ્ટ ઇંડીઝ ટાપુઓમાં અને અમેરિકાના સંસ્થાનોનાં બગીચાઓમાં અને ખેતરોમાં કામ કરવા માટે આફ્રિકા ખંડમાંથી હબસી લોકોને ગુલામ તરીકે પકડી લાવવામાં આવતા હતા. એ સિવાય ઇંગ્લંડથી સખત મજૂરીની શિક્ષા પામેલા કેદીઓને પણ ત્યાં મોકલવામાં આવતા હતા. તેથી એ સંસ્થાનો ઘણો ફાયદો આપનારા થવા લાગ્યા હતા.

**બીજાં ઠેકાણાં** :—સ્ટુઅર્ટ કાળમાં આયર્લંડ પર ઇંગ્લંડનું ઉપરીપણું સંપૂર્ણપણે સ્થાપિત થયું. ૧૭૧૩ માં થયેલી **યુટ્રેચ**ની સંધિથી યુરોપખંડનાં અગત્યનાં **જિબ્રાલ્ટર** અને **માઈનૉર્કા** ઠેકાણાં અંગ્રેજોના તાબામાં આવ્યાં.

**સ્ટુઅર્ટ કાળમાં સામ્રાજ્યની વૃદ્ધિઃ**—આવી રીતે સ્ટુઅર્ટ કાળમાં વેપાર, સંસ્થાનો અને તાબાના મુલકોની બાબતમાં ઇંગ્લંડ ઘણું ઉપરી સ્થાન પટકાવી પડ્યું હતું. આફ્રિકા, હિંદુસ્થાન વગેરે દૂરના મુલકોમાં અંગ્રેજોએ પોતાનાં વેપારી થાણાં સ્થાપ્યાં હતાં. ઉત્તર અમેરિકામાં અને વેસ્ટ ઇંડીઝ ટાપુઓમાં તેમણે પોતાના સંસ્થાનો સ્થાપ્યાં હતાં અને ત્યાંની ફળદ્રૂપ જમીનને ખેડાણ કરી હતી. આયર્લંડ પર પૂર્ણપણે ઉપરીપણું સ્થાપ્યું હતું અને જિબ્રૉલ્ટર અને માઇનૉર્કા જેવાં યુરોપખંડનાં નાકાં તેમણે કબજે કર્યાં હતાં. નૌયાન કાયદો કરી ઇંગ્લંડે પોતાના વેપારને અને વહાણો બાંધવાના ઉદ્યોગને ઘણું ઉત્તેજન આપ્યું હતું. વેપાર અને સંસ્થાનોની બાબતોમાં ઘણા આગળ વધેલા પોર્ટુગલ સ્પેન અને હૉલંડ દેશને ઇંગ્લંડે પોતાના ઉત્સાહ, સામર્થ્ય, કર્તૃત્વશક્તિ અને ચીવટપણાંના ગુણોથી ઘણા પાછળ પાડી દીધા હતા, અને એ બાબતોમાં આગળ આવતા ફ્રાન્સ દેશ સાથે સ્પર્ધા કરવા માંડી હતી.

---

## સારાંશ

**પોર્ટુગીઝ અને ડચ લોકોનો વેપાર**—પૂર્વતરફ જવાનો જળમાર્ગ પ્રથમ પોર્ટુગીઝોએ (વાસ્કો-ડી-ગામા) શોધ્યો. મૂર અને આરબ લોકો સાથે વેપારી સ્પર્ધા. પોર્ટુગલપર સ્પેનનું ઉપરીપણું (૧૫૮૦–૧૬૪૦); તેથી પોર્ટુગીઝોનું વેપાર તરફ દુર્લક્ષ. એથી ડચ લોકોને લાભ. ડચ ઈસ્ટ ઇંડિઆ કંપનીની સ્થાપના. જાવા, સુમાત્રા બેટો સાથે વેપાર. બૅટેવિઆ તેમનું મુખ્ય ઠેકાણું. યુરોપના જુદા જુદા દેશોને વેપારી માલ પહોંચાડવાનો ધંધો ડચ લોકોના હાથમાં.

**અંગ્રેજોનો વેપાર**—ઇંગ્લિશ ઈસ્ટ ઇન્ડિઆ કંપનીની સ્થાપના (૧૬૦૦). વેપાર માટે ડચ લોકો સાથે સ્પર્ધા; ડચ લોકોનો વેપાર તોડી પાડવા માટે નૅવિગેશન કાયદા ૧૬૫૧ અને ૧૬૬૦; ડચ લોકો સાથે યુદ્ધ (૧૬૫૨–૧૬૫૪; ૧૬૬૫–૧૬૬૭). ડચ લોકોનું લક્ષ સુમાત્રા, જાવા તરફ. અંગ્રેજોનું હિંદુસ્થાન તરફ.

**હિંદુસ્થાનમાં કોઠીઓ**—૧૬૧૨ માં સુરત, ૧૬૩૯ મદ્રાસ, ૧૬૬૮ મુંબઈ, ૧૬૯૦ કલકત્તા.

૧૬૬૪ માં ફ્રેન્ચ ઈસ્ટ ઇન્ડિઆ કંપનીની સ્થાપના અને ઇંગ્લિશ અને ફ્રેન્ચો વચ્ચે સ્પર્ધા.

**બીજી ઇંગ્લિશ વેપારી કંપનીઓ**—ઈસ્ટ લેંડ કંપનીનો બૉલ્ટિક સમુદ્ર સાથે, મૉસ્કોવિચ કંપનીનો રશિઆ સાથે, લીવેન્ટ કંપનીનો સીરિઆ અને તુર્કસ્થાન સાથે વેપાર.

**સંસ્થાનો**—ઉત્તર અમેરિકામાં

**વર્જીનિઆ**—સર વૉલ્ટર રૅલેની એ સંસ્થાન સ્થાપવાની કોશિશ (૧૫૮૪). ૧૬૦૭ માં સ્મિથે ત્યાં સંસ્થાન કર્યું. ત્યાં તંબાકુ, કપાસની ખેતી.

**ન્યૂ ઇંગ્લંડ સંસ્થાન**—૧૬૨૦ માં પિલ્ગ્રિમ ફાધર્સનું મૅસેચ્યૂસેટ્સ (ન્યૂ પ્લીમથ) સંસ્થાન. ૧૬૨૦–૧૬૪૦ સુધીમાં ન્યૂ હૅમ્પશાયર, કૉનેક્ટિકટ, રહોડ આયલંડના સંસ્થાનો. ધાર્મિક અને રાજકીય કારણસર પ્યુરિટનો અહીં આવ્યા.

**બીજાં સંસ્થાનો**—મેરીલંડ (૧૬૩૨); કૅરોલિના (૧૬૬૩); પેન્સિલવૅનિઆ; ન્યૂયૉર્ક (ન્યૂ ઍમ્સ્ટર્ડામ) બ્રેડાની સંધિથી, ન્યૂ ફાઉન્ડલંડ અને નોવાસ્કોશિઆ યુટ્રેચની સંધિથી. વેસ્ટ ઇંડીઝ બેટોમાંના બર્મ્યૂડાઝ, જમૈકા વગેરે બેટો; અને તેમાં ઉષ્ણ-કટિબંધમાં થતા પાકોની ખેતી. ત્યાં કામ કરવા માટે હબસી ગુલામો અને સખ્ત મજૂરીની શિક્ષાવાળા કેદીઓ.

**યુરોપના બીજા દેશોનાં સંસ્થાનો**—સ્પેન અને પોર્ટુગલના દક્ષિણ અને મધ્ય અમેરિકામાં; ફ્રાન્સના ઉત્તર અમેરિકામાં કૅનેડા, લુઇસાના.

**સંસ્થાનો સંબંધે ધોરણ**—સંસ્થાનો માતૃભૂમિના ફાયદા માટે છે એવી યુરોપીઅન દેશોની સમજૂતી. તેને લીધે તેમનાપર રાજકીય અને વેપારી બાબતમાં નિયંત્રણ. નૅવિગેશન કાયદા.

---

# પ્રકરણ ૧૭ મું

—:o:—

## સ્ટુઅર્ટ સમયની સામાજિક સ્થિતિ

### સમાજ, શહેરો, ઉદ્યોગધંધા, રસ્તા, પ્રવાસના સાધનો

**સમાજ**:—સ્ટુઅર્ટ કાળમાં ઇંગ્લંડની વસ્તી આસરે ૬૦ લાખની હતી. એમાંના આસરે ૧૫ લાખ લોક શહેરોમાં રહેતા હતા અને બાકીના ગામડાંમાં અને ખેતરોમાં રહેતા હતા. સ્ટુઅર્ટ સમયની શરૂઆતમાં ઘણા લોકોનો ધંધો ખેતીનો જ હતો. અમીર, ઉમરાવ, સરદાર ( લૉર્ડ ), ગામડાંના સુખવાસી ગૃહસ્થો, જમીનદાર, ધર્માધિકારી, શહેરોમાં રહેનારા વેપારી, પરચુરણ ધંધાધારી, કામદાર, ખેતીનું કામ કરનાર, ખેડૂત, મજૂર વગેરે ઇંગ્લિશ વસ્તીના મુખ્ય વર્ગ હતા. રાજદ્વારી સત્તા અમીર ઉમરાવ, સરદાર, સુખવાસી લોક અને ધર્માધિકારીઓના હાથમાં હતી. પાર્લમેન્ટના સભાસદ, સૈન્ય અને અરમારના અધિકારી, ધર્માધિકારી, ન્યાયાધીશ અને બીજા મુલકી અધિકારીના મુખ્ય હોદ્દા ઉપર એ જ વર્ગના લોકોની નિમણૂક થતી હતી. ધીમે ધીમે વેપાર, ઉદ્યોગ-ધંધા વગેરેની વૃદ્ધિ થતી જતી હોવાને લીધે મધ્યમ વર્ગ પૈસાદાર થવા લાગ્યો હતો અને આગળ આવવા લાગ્યો હતો. એ વર્ગનું પાર્લ-મેન્ટમાં પણ વજન પડવા લાગ્યું.

**શહેરો**:—સ્ટુઅર્ટ સમયની શરૂઆતમાં ઇંગ્લંડમાં શહેરોની સંખ્યા ઘણી થોડી હતી. પણ પછી તેની સંખ્યા વધવા લાગી. **લંડન** સૌથી મોટું શહેર હતું. લંડન રાજધાનીનું શહેર હતું, તેમજ પરદેશો સાથેના વેપાર, ઉદ્યોગ, ધંધા વગેરેને લીધે તેનું મહત્ત્વ ઘણું વધ્યું હતું. એ વખતે લંડનની વસ્તી ૫ લાખની હતી અને એ ભરચક વસ્તીવાળા શહેરમાંથી વહેતી ટેમ્સ નદી પર તે વખતે એક જ પુલ હતો. લંડનથી બીજા નંબરના શહેરો **બ્રિસ્ટલ** અને **નૉર્વિચ** હતાં. બ્રિસ્ટલ પશ્ચિમ કિનારે આવેલું બંદર હોવાથી તે પરદેશો સાથેના વેપાર માટે પ્રસિદ્ધ હતું. નૉર્વિચ ઉનના કાપડના વણાટ કામને માટે

પ્રસિદ્ધ હતું. જો બંને શહેરોની વસ્તી સુમારે ૩૦૦૦૦ ની હતી. શહેરોના રસ્તા ગલીચ અને સાંકડા હતા. તેથી વારંવાર રોગો ફાટી નીકળતા. તે કાળમાં રાત્રીને વખતે રસ્તાપર દીવા સળગાવવાનો રિવાજ નહોતો. તેથી ત્યાં ધાડચોરીઓ વારંવાર થતી.

**ઉદ્યોગધંધા :**—ટ્યૂડર સમયમાં પ્રજાના મોટા ભાગનો ધંધો ખેતીનો હતો. ત્યારપછી ઘેટાં ઉછેરી ઉન ઉત્પન્ન કરવા તરફ લોકોનું લક્ષ ગયું. પણ ઉન તૈયાર થયા પછી તેનું કાપડ વણવા તે પરદેશ મોકલવામાં આવતું હતું. તેમ જ ખેતીમાંથી ઉત્પન્ન થતો કાચો માલ પણ પરદેશ ચઢાવવામાં આવતો હતો. તે કાળે ઇંગ્લંડમાં ઉદ્યોગ-ધંધા ઘણા થોડા હતા. પણ સ્ટુઅર્ટ કાળમાં ઇંગ્લંડમાં જ ઉદ્યોગ-ધંધા શરૂ થવા લાગ્યા અને કાચો માલ તૈયાર કરવા તરફ લોકોનું લક્ષ જવા લાગ્યું. હાથની શાળઉપર ઉન, શણ અને રૂનું કાપડ વણવાનો ધંધો ઠેકાણે ઠેકાણે શરૂ થયો. ખેતીના કામમાંથી ફુરસદના વખતમાં સુતર કાંતવાનો અને તેનું કાપડ વણવાનો ધંધો સાથે સાથે થવા લાગ્યો, તેથી પુષ્કળ માણસોને કામ મળવા લાગ્યું. નૉર્ફોક, સફોક, અને યૉર્ક જિલ્લાઓ ઉનનું કાપડ વણવાના ધંધામાં બહાર પડવા લાગ્યા. લૅંકેશાયર જિલ્લામાં સુતરાઉ કાપડના વણાટ કામનો ધંધો શરૂ થયો. કોલસા અને લોખંડની ખાણો ખણવાનો ઉદ્યોગ પણ એ કાળમાં જ શરૂ થયો. ફ્રાન્સમાં ધાર્મિક જુલમને લીધે ૧૭ મા સૈકામાં સુમારે ૭૫૦૦૦ હ્યુગેનૉટ લોકોએ (ફ્રેન્ચ પ્રૉટેસ્ટંટો) ફ્રાન્સ દેશ છોડ્યો અને તેઓ હૉલંડ, ઇંગ્લંડ અને ઉત્તર અમેરિકામાં વસવાટ કરવા ગયા. રેશમી કાપડ વણવાના અને બીજા પરચુરણ ઉદ્યોગધંધામાં એ લોકો પ્રવીણ હતા તેથી તેઓના આવવાથી ઇંગ્લંડમાં રેશમી કાપડ વણવાનો ધંધો શરૂ થયો અને ટોપી, કાચનો સામાન, વાસણો, છોકરાંનાં રમકડાં વગેરે ઘરગથ્થુ ધંધા ઇંગ્લંડમાં દાખલ થયા. ત્રીજા એડવર્ડના વખતમાં જ્યૂ લોકોને ઇંગ્લંડમાં વસવાટ કરવાની મનાઈ કરવામાં આવી હતી, પણ ક્રૉમ્વેલે એ મનાઈ હુકમ રદ કર્યો. તેથી ધાર્મિક જુલમને લીધે સ્પેન અને પોર્ટુગલમાંથી ઘણા જ્યૂ લોકો ઇંગ્લંડમાં આવી વસવા લાગ્યા. વેપારી પેઢી, શરાફી અને લેવડદેવડના ધંધામાં એ લોકો ઘણા હોશિયાર

હતા, તેથી તેમના આવવાથી ઇંગ્લંડના ઉદ્યોગધંધા અને વેપારને નાણાંની છૂટ થઈ અને ઉદ્યોગધંધાની વૃદ્ધિ થવા લાગી.

**રસ્તા અને પ્રવાસના સાધનો :**—પૂર્વે ઇંગ્લંડમાં એક ગામથી બીજે ગામ જવાના રસ્તા ઘણા ખરાબ હતા. રસ્તાઓ ખાડા ટેકરાવાળા હતા, અને ચોમાસામાં કાદવ ઘણો થતો અને ગાડીઓ કાદવમાં ચોંટી જતી તેથી તેને કાદવમાંથી બહાર ખેંચી કાઢવા બીજા વધારે ઘોડા જોડવા પડતા. મોટા મોટા રસ્તાની સ્થિતિપણ એવી જ હતી. નાનાં નાનાં ગામમાં જવા માટે તો ગાડીના રસ્તા જ નહોતા. એવાં ગામો વચ્ચેનો વહેવાર તો ઘોડાપર જ થતો. મોટા મોટા ધોરી રસ્તાપર પણ ધાડલૂંટનો ઉપદ્રવ ઘણો હતો. તેથી એકલદોકલ મુસાફરી કરવી એ ઘણું જોખમભરેલું હતું. શ્રીમંત લોક પોતાની ગાડીમાં મુસાફરી કરતા, પણ ગરીબ લોક પગે ચાલી કે ઘોડા જોડેલા ચાર પૈડાના ગામઠી ગાડામાં (વૅગન) પ્રવાસ કરતા. પછી આગળ જતાં થોડા વખતમાં અને થોડે ભાડે પ્રવાસ થઈ શકે તે માટે મોટા મોટા શહેરો વચ્ચે પ્રવાસની મોટી ગાડીઓ (Coaches) ઠરાવેલે વખતે નીકળવા લાગી. લાંબી મુસાફરીને માટે વચમાં વચમાં ટપ્પા રાખવામાં આવતા અને ત્યાં નવા ઘોડા જોડવામાં આવતા. એ ગાડીઓ દિવસમાં આશરે ૫૦ માઇલની મુસાફરી કરતી. એ ગાડીઓ ઘણાં વર્ષો સુધી પ્રચારમાં રહી, પણ પછી ૧૯ મા સૈકામાં આગગાડી ચાલુ થવાથી તે બંધ થઈ. ૧ લા ચાર્લ્સના વખતમાં ટપાલના કાગળ મોકલવાની સગવડ કરવામાં આવી હતી.

## રમતગમતના પ્રકાર, પોશાક, વહેમો, કાવાખાનાંઓ

**રમતગમતના પ્રકાર :**—ક્રૉમ્વેલની કારકિર્દીના અંત સુધી પ્યુરિટન પંથના લોકોનું જોર હોવાથી ઇંગ્લંડમાં નાચ, રંગ, નાટક, તમાશા, ભપકાદાર પહેરવેશ વગેરે બાબતોને ત્યાજ્ય ગણવામાં આવતી હતી, અને ક્રૉમ્વેલના વખતની પ્યુરિટન પાર્લમેન્ટે એ બાબતો વિરુદ્ધ સખત કાયદા ઘડ્યા હતા. પણ એ કાયદાઓને લીધે જોકે પોશાકની અને વર્તણૂકની બાબતમાં સાદાઈ જણાતી હતી, તોપણ ઢોંગીપણું ઘણું જ વધી ગયું હતું. બીજા ચાર્લ્સની કારકિર્દીમાં નાચરંગ, નાટક, તમાશા

અને છેલછબીલાપણાંને પુષ્ટિ મળી અને જાતજાતની રમતગમતો પણ પાછી દાખલ થઈ. ઉપલા વર્ગના લોક શિકાર, ઘોડાની શરત, નાટક, ટેનિસ, વગેરેમાં વખત પસાર કરતા હતા. મધ્યમ સ્થિતિના લોક ફુટબૉલની રમત રમતા. તે કાળે એ રમત રાહદારીના રસ્તાપર જ રમાતી હતી. નીચલા વર્ગના લોક મરઘાની લડાઈ, નાચ, તમાશા વગેરે બાબતોમાં વખત ગાળતા હતા. પૂર્વે કોઈએક મોટા મકાનના આંગણાંમાં જ નાટકો કરવામાં આવતાં, પણ આ કાળમાં નાટકશાળાઓ બંધાવા લાગી. ટ્યૂડર કાળમાં નાટકોમાં સ્ત્રીઓનો ભાગ પુરુષો જ ભજવતા, પણ સ્ટુઅર્ટ સમયમાં સ્ત્રીઓનું કામ સ્ત્રીઓ જ કરવા લાગી.

**પોશાક**:—આ કાળમાં પુરુષોના પોશાકમાં પણ ઘણો ફેરફાર થવા લાગ્યો. ઇલિઝાબેથના વખતનો ઘુંટણ સુધીનો ઝભ્ભો પહેરવાનો રિવાજ બંધ પડવા લાગ્યો અને તેને બદલે લાંબો કોટ અને જૅકેટ પહેરવાનો રિવાજ દાખલ થવા લાગ્યો. ગળામાં ઉનનો ગળપટો વપરાવા લાગ્યો. માથા ઉપરના વાળ કાપી નાંખી તેની જગાએ વાળની ટોપી પહેરવાની ફૅશન દાખલ થઈ. સ્ત્રીઓના પોશાકમાં પણ વારંવાર ફેરફાર થતો હતો. સાદાં કપડાંને બદલે ઉંચી કિંમતના અને જરીના ભરેલા ઝભ્ભા વપરાવા લાગ્યા. ચૂણવાળી બાંયનાં પોલકાં વપરાસમાં આવવાં લાગ્યાં. પોશાકની ફૅશનની બાબતમાં ઇંગ્લંડ ફ્રાન્સનું જ અનુકરણ કરતું હતું.

**વહેમો**:—ભૂતપ્રેત, કીમિયા અને જયોતિષપર લોકોને સારી આસ્થા હતી. એ કાળમાં જાદૂ કરવાના ગુના માટે ઘણા માણસોને ફાંસીની શિક્ષા કરવામાં આવતી હતી.

**કાવાખાનાંઓ**:—સ્ટુઅર્ટ કાળમાં ચા કૉફી પીવાનું શરૂ થયું તેથી દારૂ પીવાની બદી કમી થઈ. ચા કૉફીની દૂકાનો નીકળવા લાગી. ત્યાં લોકો ચા કૉફી પીવા એકઠા થતા, ગપ્પાં મારતા અને નિંદા કરતા, તેમ જ ત્યાં બેસી સામાજિક અને રાજકીય બાબતોપર ચર્ચા ચલાવતા. આવા ગંભીર વિષયોપરની ચર્ચા ત્યાં એકઠા મળતા ઘણા લોકોના સાંભળવામાં અનાયાસે આવતી. એક જ મતના અને એક જ વિચારના લોક પોતાના ઠરાવેલા કાવાખાનાંમાં મળતા, તેથી ધીમે ધીમે તેને કલબોનું સ્વરૂપ મળતું ગયું અને તેનું મહત્ત્વ વધતું ગયું.

**વર્તમાનપત્રો** :—પહેલા જેમ્સની કારકિર્દીમાં રાજા અને પાર્લમેન્ટ વચ્ચે કલહ શરૂ થયો તે વેળા કેટલાંક સામાહિક વર્તમાનપત્રો નીકળવા લાગ્યાં. ૨ જા ચાર્લ્સની કારકિર્દીમાં સરકારની પરવાનગી સિવાય વર્તમાનપત્ર કાઢવાની મના કરવામાં આવી હતી, પણ રાજ્યક્રાંતિ થયા પછી એ મના કાઢી નાંખવામાં આવી હતી. સરકારી ખબરો અને મહત્ત્વની બાબતો પ્રસિદ્ધ કરવા માટે ૨ જા ચાર્લ્સની કારકિર્દીમાં સરકારે જ **લંડન ગૅઝિટ** નામનું સરકારી પત્ર કાઢવું શરૂ કર્યું હતું. રાણી ઍનની કારકિર્દીમાં **ઍડિસન** અને **સ્ટીલે** નવીન પદ્ધતિનાં સ્પેક્ટેટર અને ટૅટલર નામનાં વર્તમાનપત્રો કાઢવા માંડ્યાં. એ છાપાઓમાં લોકોની રીતભાત, રિવાજ અને તે કાળના સાહિત્યપર વિનોદી અને ચટકો ચઢે એવી ભાષામાં ટીકા કરવામાં આવતી હતી.

## શિક્ષણ, વાઙ્મય, શાસ્ત્ર, કળાકૌશલ્ય વગેરે

**શિક્ષણ** :—સ્ટુઅર્ટ કાળમાં નિશાળોની સંખ્યા ઘણી ઓછી હતી. ધર્મમઠો જપ્ત થવાથી તેમાંની શાળાઓ બંધ થઈ ગઈ હતી. તેથી ગામડાંના લોકોના છોકરાંને કેળવણી મળતી બંધ થઈ હતી. કોઈ કોઈ ઠેકાણે પ્રાથમિક શાળાઓ હતી. ઉચ્ચ શિક્ષણને માટે ઑક્સફર્ડ અને કેમ્બ્રિજમાં વિશ્વવિદ્યાલયો હતાં. તેમાં શિક્ષણનો ખર્ચ ઘણો થતો, તેથી પૈસાદાર વર્ગના છોકરા જ ત્યાં શિક્ષણ લેવા જતા. ત્યાં શિક્ષણ પૂરૂં થયે તેઓ ઘણું ખરૂં ફ્રાન્સ, ઇટલી વગેરે દેશોમાં પ્રવાસે જતા. એ પ્રવાસથી જુદા જુદા દેશોના રીતરિવાજ તેમના જાણવામાં આવતા, અને તેમના જ્ઞાનમાં અને ચાતુર્યમાં વધારો થતો. વિશ્વવિદ્યાલયમાં શિક્ષણ પૂરૂં કરી બહાર આવેલા વિદ્યાર્થીને મુલ્કી, લશ્કરી અને ધાર્મિક ખાતામાં જુદા જુદા હોદ્દાની જગા મળતી. કોઈને કોઈ એક ધંધામાં પડવાનો વિચાર હોય તો તેને એક ઉમેદવાર તરીકે એકાદ કારખાનામાં કે કોઈ એક ઘરગથુ ઉદ્યોગમાં પડેલા માણસને ત્યાં કામ શીખવા માટે પાંચ સાત વર્ષ રહેવું પડતું. ત્યાં કોઈ એક ધંધાનું સંપૂર્ણ જ્ઞાન મેળવી રહ્યા પછી તે સ્વતંત્રપણે પોતે ધંધો ચલાવતો. પૂર્વે ઘરગથુ કામો, જેવાં કે

પાકશાસ્ત્ર, સીવણકામ, વણાટકામ, માંદા માણસની માવજતનું કામ વગેરે બાબતોનું શિક્ષણ સ્ત્રિઓને ઘરમાં જ મળતું. પરંતુ સ્ટુઅર્ટ કાળમાં ઉપલી બાબતો સિવાય, લખવું વાંચવું, ચિત્રકળા, ગાયન-વાદન, ફ્રેંચ ભાષા વગેરે વિષયો પણ સ્ત્રીઓને શીખવવામાં આવવા લાગ્યા.

**કળાકૌશલ્ય :**—૨ જા ચાર્લ્સની કારકિર્દી શરૂ થઈ ત્યાંસુધી પ્યુરિટન મતનું જોર ઇંગ્લંડમાં હોવાને લીધે ચિત્રકળા, શિલ્પકળા, કોતરકામ, બાંધકામ વગેરે કળાઓની પ્રગતી અટકી ગઈ હતી. પણ ૧૬૬૦ પછી એ વિષયોને ઉત્તેજન મળવા લાગ્યું. ૧૬૬૬ માં આગથી લંડન શહેરના સેંકડો ઘરો બળી ગયાં પછી જે નવાં ઘરો બાંધવામાં આવ્યાં તે ભવ્ય અને સુંદર બાંધવામાં આવ્યાં. એ કાળમાં **ક્રિસ્ટોફર રેન** નામનો એક પ્રસિદ્ધ શિલ્પશાસ્ત્રી થઈ ગયો. તેની દેખરેખ તળે ઘણાં સુંદર દેખાવનાં નવાં ઘરો બાંધવામાં આવ્યાં. તેમાં લંડનમાંનું હૉલનું **સેન્ટ પૉલ ચર્ચ** મુખ્ય હતું.

**લેખકો અને સાહિત્ય :**—પ્રસિદ્ધ નાટકકાર અને કવિ શેક્સપીઅર ૧ લા જેમ્સના વખતમાં થઈ ગયો. તેમ જ **બેન જૉન્સન, ફ્લેચર** વગેરે નાટકકારો, અને **મિલ્ટન, પોપ** અને **ડ્રાઈડન** જેવા કવિઓ પણ તે જ કાળમાં થઈ ગયા. એ સિવાય **જૉન બનિઅન**નું 'જાત્રાળુઓનો પ્રવાસ' નામનું પુસ્તક ( Pilgrim's Progress ), **સ્વિફ્ટ, ઍડિસન, સ્ટીલ** વગેરે લેખકોના ઝમકદાર અને ચટકો ચઢે એવી ભાષામાં લખાયલા લેખો પણ આ જ કાળમાં લખાયા હતા. ટ્યૂડર કાળમાં વિજ્ઞાનશાસ્ત્ર વિષે ઇંગ્લિશમાં કોઈ પુસ્તક રચાયું નહોતું, પણ સ્ટુઅર્ટ કાળમાં વિજ્ઞાનશાસ્ત્રપર પણ પુસ્તકો રચાવા લાગ્યાં.

એ સમયમાં ન્યૂટન નામનો પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી થઈ ગયો. તેણે ગુરુત્વાકર્ષણનો નિયમ શોધી કાઢ્યો. એ સિવાય વિજ્ઞાનશાસ્ત્રના જ્ઞાનની વૃદ્ધિને માટે ૨ જા ચાર્લ્સની કારકિર્દીમાં **રૉયલ સોસાયટી** નામની સંસ્થા સ્થપાઈ હતી. ઘણાં વર્ષો સુધી ન્યૂટન એ સંસ્થાનો પ્રમુખ હતો.

---

## સારાંશ

**સમાજ**—સરદાર, જમીનદાર, ધર્માધિકારી, વેપારી, ખેડૂત, ખેતરમાં કામ કરનારા એ સમાજના વર્ગો. મોટા ભાગના લોકનો ધંધો ખેતીનો. રાજ્યદ્વારી સત્તા સરદાર અને મોટા જમીનદારો અને વેપારીઓના હાથમાં.

**શહેરો**—શહેરો થોડાં. સૌથી મોટું શહેર લંડન. બ્રિસ્ટલ, નૉર્વિચ એ પણ મોટાં શહેરો.

**ઉદ્યોગધંધા**—ખેતી મુખ્ય ધંધો. ઉનનું કાપડ વણવાનો ધંધો શરૂ થયો. હ્યુગેનૉટ લોકો ઇંગ્લંડમાં આવી વસવાને લીધે એ ધંધાને ઉત્તેજન. બીજા પણ પરચુરણ ધંધાની શરૂઆત. સુતરાઉ કાપડની વણાટના ધંધાની શરૂઆત. બધા ધંધા ઘરગથુ. જ્યૂ લોકોને ઇંગ્લંડમાં વસવાની પરવાનગી મળવાથી વેપાર ધંધાને પૈસાની મદદ.

**રસ્તા અને પ્રવાસના સાધનો**—રસ્તા ખરાબ અને મુસાફરી જોખમભરેલી. માલ લાવ લઈજા કરવાના ચાર પૈડાંનાં મોટાં ગાડાં. પ્રવાસની ગાડી દિવસમાં ૫૦ માઈલ ચાલતી.

**રમતગમતના પ્રકાર, પોશાક, વહેમો, કાવાખાનાંઓ**—

રમતગમતના પ્રકાર—ઉપલા વર્ગના લોકની રમતગમત શિકાર, ઘોડાની શરત, ટેનિસ, પૉલમૉલ, નાટક; નીચલા વર્ગોની ફૂટબૉલ, મરઘાંની લડાઈ, નાચ, તમાશા વગેરે.

પોશાક—ઝભ્ભાને બદલે લાંબો કોટ, વાળની ટોપી ( Wig ).

વહેમો—ભૂત પલીત, કીમિયો, જ્યોતિષ એ વિષયોપર લોકની આસ્થા.

કાવાખાનાં—કાવાખાનાં નીકળવાને લીધે દારૂના પીઠાંને ખોટ. સામાજિક અને રાજકીય બાબતોની ચર્ચા કાવાંખાનાંઓમાં ચાલતી. એટલે તેમને કલબોનું સ્વરૂપ.

**વર્તમાનપત્રો**—સરકારી ખબરો લંડન ગૅઝિટમાં, ઍડિસન અને સ્ટીલનાં સ્પેક્ટેટર અને ટૅટલર એ વર્તમાનપત્રો અને તેમાં વાઙ્મય, રીતરિવાજપર મનોરંજક ભાષામાં ટીકા.

**શિક્ષણ, વાઙ્મય, કળાકૌશલ્ય વગેરે**—પ્રાથમિક શાળામાં પ્રાથમિક શિક્ષણ, ઉચ્ચ શિક્ષણ માટે ઑકસફર્ડ અને કેમ્બ્રિજનાં વિશ્વવિદ્યાલયો. સ્ત્રીઓને પણ વાંચવા લખવાનું, ગાયનવાદનનું અને ફ્રેન્ચ ભાષાનું શિક્ષણ. ક્રિસ્ટોફર રેને ઘણી સુંદર ઇમારતો બાંધી. શેક્સપીઅર, ડ્રાઇડન, મિલ્ટન, બનયન, ઍડિસન અને સ્ટીલ એ કવિ અને ગ્રંથકાર અને ન્યૂટન મોટો વિજ્ઞાનશાસ્ત્રી.

---

# પરિશિષ્ટ-૧

## સ્ટુઅર્ટ કાળના પ્રસિદ્ધ પુરુષો

**વિલિઅમ શેકસપીઅર (૧૫૬૪-૧૬૧૬)**:—ઈલિઝાબેથ અને ૧ લા જેમ્સના વખતમાં શેકસપીઅર એક પ્રસિદ્ધ નાટકકાર અને કવિ થઈ ગયો. તેનો જન્મ સ્ટ્રૅટફર્ડમાં થયો હતો. બાવીસ વર્ષની ઉંમરે તે લંડન ગયો અને ત્યાં તે નટનો ધંધો કરવા લાગ્યો. તે ત્યાં હતો ત્યારે તેણે ઐતિહાસિક, પૌરાણિક અને સામાજિક કથાના આસરે ૩૫ નાટકો લખ્યાં અને કેટલાંક કાવ્યો રચ્યાં. હૅમ્લેટ, ઑથેલો, વેનિસનો વેપારી વગેરે તેનાં મુખ્ય નાટકોમાં મનુષ્યસ્વભાવનું યોગ્ય પ્રતિબિંબ પાડવામાં આવ્યું છે અને હાસ્ય, કરુણ, શૃંગાર, વીર વગેરે રસોનું ઘણી સરસ રીતે સિંચન થયું હોવાને લીધે દુનીઆના પ્રતિભાશાળી નાટકકારોમાં પ્રમુખસ્થાન તેનું છે. ઈલિઝાબેથ અને ૧ લા જેમ્સ તરફથી તેને ઘણું ઉત્તેજન મળ્યું હતું અને તેથી તેણે તેમની ઘણી કીર્તિ ગાઈ હતી.

**સર વૉલ્ટર રૅલે (૧૫૫૨-૧૬૧૮)**:—સર વૉલ્ટર રૅલે ઈલિઝાબેથ અને ૧ લા જેમ્સના વખતનો પ્રસિદ્ધ નાવિક અને લેખક હતો. ઈલિઝાબેથના વખતમાં તેણે ઘણી દરીઆઈ સફરો કરી હતી અને ઉત્તર અમેરિકામાં વર્જિનિઆ નામનું સંસ્થાન સ્થાપવાનો પ્રયત્ન કર્યો હતો (૧૫૮૬). તે અમેરિકાથી તંબાકુ અને બટાટા ઇંગ્લંડમાં લાવ્યો. તે ઈલિઝાબેથનો માનીતો હતો, તેથી તેણે તેને ઉમરાવપદ આપ્યું હતું અને આયર્લંડમાં એક જાગીર આપી હતી. સ્પેનની અરમારને હરાવવામાં તેણે સારો ભાગ લીધો હતો (૧૫૮૮). જેમ્સની કારકિર્દીમાં ઍરાબેલા સ્ટુઅર્ટને ગાદીપર બેસાડવા જે તરકટ રચાયું હતું (૧૬૦૪) તેમાં ભાગ લેવાના આરોપ માટે તેને ફાંસીની શિક્ષા થઈ હતી, પણ તે અમલમાં ન મૂકતાં તેને તુરંગમાં પૂરવામાં આવ્યો હતો. તુરંગમાં બેઠાં બેઠાં તેણે 'જગતનો ઇતિહાસ' નામનો ગ્રંથ લખ્યો હતો. દક્ષિણ અમેરિકામાં ગાયાનામાં સોનાની ખાણ શોધી

આપવાનું તેણે કહ્યાથી તેને તુરંગમાંથી મુક્ત કરી દક્ષિણ અમેરિકામાં મોકલવામાં આવ્યો હતો. પણ સોનાની ખાણ કંઈ જડી નહિ અને નુકસાન ઘણું થયું. તે ઇંગ્લંડ પાછો આવ્યો ત્યારે આગળના અપરાધ માટે તેને ફાંસી દેવામાં આવી.

**સર ફ્રાન્સિસ બેકન (૧૫૬૧–૧૬૨૬)**:—ઇલિઝાબેથ અને ૧ લા જેમ્સના વખતમાં સર ફ્રાન્સિસ બેકન એક પ્રસિદ્ધ તત્ત્વજ્ઞાની, મુત્સદ્દી રાજ્યદ્વારી પુરૂષ હતો. કાયદાનો અભ્યાસ કરી તે ૧૮ વર્ષની ઉંમરે બૅરિસ્ટર થયો. પૅરિસમાં ઇંગ્લંડના એલચી તરીકે તેણે ઘણાં વર્ષ કામ કર્યું હતું, પછી તે પાર્લમેન્ટનો સભાસદ થયો હતો. ૧ લા જેમ્સે તેને ઉમરાવ પદ આપી લૉર્ડ ચૅન્સેલર નીમ્યો એટલે તે ન્યાય ખાતાનો મુખ્ય અધિકારી થયો. ન્યાયાધીશ તરીકે લાંચ લેવાનું તહોમત મૂકી પાર્લમેન્ટમાં તેનાપર કામ ચલાવવામાં આવ્યું અને તેને ન્યાયાધીશની પદવિપરથી ઉતારી પાડવામાં આવ્યો. તેણે 'જ્ઞાનની પ્રગતિ' (Advancement of Learning), કેટલાક નિબંધ (Essays) વગેરે પુસ્તકો લખ્યાં છે, તેની અંગ્રેજી સાહિત્યમાં ઉત્કૃષ્ટ પુસ્તકો તરીકે ગણના કરવામાં આવે છે.

**ડ્યૂક ઑફ બકિંગહામ (૧૫૯૨–૧૬૨૮)**:—એ ૧ લા જેમ્સ અને ૧ લા ચાર્લ્સનો મંત્રી હતો. એનું નામ જ્યૉર્જ વિલિઅર્સ હતું. ૧ લા જેમ્સે તેણે ઉમરાવ પદ આપી ડ્યૂક ઑફ બકિંગહામ બનાવ્યો હતો. ૧૬૧૬ માં તે જેમ્સનો મંત્રી થયો. તે સ્વાર્થી, આપમતલબી અને પતરાજીખોર હતો, તેથી સર્વે તેનો તિરસ્કાર કરતા હતા. એ ૧ લા ચાર્લ્સનો પણ મંત્રી હતો. તેને મંત્રીપદેથી દૂર કરવાની પાર્લમેન્ટે રાજાને માગણી કરી હતી, પણ તેનાપર રાજાનો વિશ્વાસ હતો અને રાજા તેની જ સલાહ પ્રમાણે ચાલતો હતો. તેણે ફ્રાન્સના રાજાવિરુદ્ધ હ્યુગેનૉટ લોકોને મદદ કરી હતી, પણ એ કામમાં તેને કંઈ જશ મળ્યો નહોતો. જૉન ફેલ્ટન નામના તેના એક વેરીએ ૧૬૨૮ માં પોર્ટસ્મથમાં તેનું ખૂન કર્યું.

**સ્ટ્રૅફર્ડ (૧૫૯૩–૧૬૪૧)**:—એનું મૂળ નામ ટૉમસ વેન્ટવર્થ હતું. એ બકિંગહામનો પ્રતિસ્પર્ધી હતો અને તેથી બકિંગહામને મંત્રીપદ-

પરથી ખસેડવાની પાર્લમેન્ટની માગણીમાં તેણે આગેવાન ભાગ લીધો હતો. બકિંગહામના મરણપછી ચાર્લ્સે તેને ફોસલાવી પોતાના પક્ષનો કરી લીધો અને મુખ્ય મંત્રી બનાવ્યો (૧૬૨૯) અને તેને અર્લ ઑફ સ્ટ્રૅફર્ડનો ખિતાબ આપ્યો. ૧૬૨૯ થી ૧૬૪૦ સુધી ચાર્લ્સે પાર્લમેન્ટ બોલાવી ન હોતી અને સ્ટ્રૅફર્ડની સલાહથી અનિયંત્રિતપણે રાજ્યકારભાર ચલાવ્યો હતો અને લોકોપર કર મૂકયા હતા. ૧૬૩૩ માં ચાર્લ્સે સ્ટ્રૅફર્ડને આયર્લંડનો ગવર્નર બનાવી ત્યાં મોકલ્યો. ત્યાં જઈ સ્ટ્રૅફર્ડે એક સૈન્ય ઉભું કરી પોતાના કડક અમલથી બધાં બંડો બેસાડી દીધાં. ૧૬૪૦ માં સ્કૉટલંડસાથે લડાઈ શરૂ થઈ ત્યારે તેને આયર્લંડથી પાછો બોલાવી લેવામાં આવ્યો. એ જ સાલમાં લૉંગ પાર્લમેન્ટે તેનાપર કામ ચલાવી દેશદ્રોહના ગુના માટે ૧૬૪૧ માં તેને ફાંસી દીધી.

**આર્ચબિશપ લૉડ (૧૫૭૪-૧૬૪૪)**:—એ સ્ટ્રૅફર્ડનો મિત્ર હતો. ૧૬૩૩ માં ચાર્લ્સે તેને કૅન્ટરબરીનો આર્ચબિશપ નીમ્યો અને ત્યારપછી ધાર્મિક બાબતમાં તે રાજાનો મુખ્ય સલાહકાર થયો. તે એપિસ્કોપેલિઅન પંથનો ચુસ્ત અનુયાયી હતો. ચાર્લ્સે તેને હાઈ કમિશન કોર્ટનો અધ્યક્ષ નીમ્યો. એ કોર્ટના અધ્યક્ષ તરીકે પ્યુરિટન પંથના લોકોને તેણે સખત શિક્ષા કરી હતી. એની જ સલાહથી ચાર્લ્સે સ્કૉટલંડમાં ઇંગ્લંડનો એપિસ્કોપેલિઅન પંથ અને પ્રાર્થનાનું પુસ્તક દાખલ કરવાનો પ્રયત્ન કર્યો હતો. તેને લીધે સ્કૉટલંડમાં બંડો થયાં હતાં. લૉંગ પાર્લમેન્ટે દેશદ્રોહના આરોપ માટે તેની તપાસ ચલાવી ગુનેગાર ઠરાવી ૧૬૪૫ માં તેને ફાંસી દીધી.

**જૉન હૅમ્પડન (૧૫૯૪-૧૬૪૩)**:—૧ લા ચાર્લ્સની કારકિર્દીમાં એ પાર્લમેન્ટમાં એક આગેવાન સભ્ય હતો. જ્યારે ચાર્લ્સે પાર્લમેન્ટની સંમતિવિના વહાણવેરો (Ship Money) મૂકયો ત્યારે એ કર ગેર-કાયદેસર છે એમ કહી હૅમ્પડને તે આપવા ના પાડી. એમ ના પાડવા માટે તેનાપર ખટલો કરવામાં આવ્યો અને ચાર્લ્સના પક્ષપાતી ન્યાયાધીશોએ તેને અપરાધી ઠરાવ્યો. પણ પાર્લમેન્ટની સત્તાના બચાવ માટે તેણે પ્રયત્ન કર્યો તેથી તે લોકપ્રિય થયો. રાજાના કાયદાવિરુદ્ધના વર્તનનો વિરોધ કરનારા પાર્લમેન્ટના નેતામાંનો એક તે હતો. પછી રાજા અને પાર્લમેન્ટ

વચ્ચે જે વિગ્રહ થયો તેમાં પાર્લમેન્ટતરફથી ભાગ લઈ ૧૬૪૩ માં ચાલગ્રીવફીલ્ડની લડાઈમાં તે માર્યો ગયો.

**કલૅરેન્ડન (૧૬૦૮-૧૬૭૪)**:—એનું મૂળ નામ એડવર્ડ હાઇડ હતું. પણ પછી તેને કલૅરેન્ડનનો ડ્યૂક બનાવવામાં આવ્યો હતો. ૧ લા ચાર્લ્સની કારકિર્દીમાં તે પાર્લમેન્ટનો સભાસદ હતો અને રાજાના પક્ષનો હતો. ચાર્લ્સનો વધ થયા પછી તે હૉલંડમાં ગયો હતો. રાજપુત્ર ચાર્લ્સ પણ તે વખતે હૉલંડમાં જ હતો. ઇંગ્લંડમાં રાજસત્તા પાછી સ્થાપી રાજપુત્ર ચાર્લ્સને ઇંગ્લંડની ગાદી પાછી મેળવી આપવા કલૅરેન્ડને ઘણો શ્રમ લીધો હતો. રાજપુત્ર ચાર્લ્સ રાજા થયો ત્યારે તેણે કલૅરેન્ડનને ચૅન્સેલર નીમ્યો અને પોતાનો મુખ્ય મંત્રી બનાવ્યો. એના જ કહેવા ઉપરથી પાર્લમેન્ટ રોમન કૅથૉલિક, પ્યુરિટન અને નૉન કન્ફૉર્મિસ્ટ લોકો વિરુદ્ધ કાયદા પસાર કર્યા, તે ઉપરથી એ કાયદાઓ કલૅરેન્ડન કોડ કહેવાય છે. તેની છોકરી ઍન હાઈડનું લગ્ન ચાર્લ્સ બિજાના ભાઈ જેમ્સ (જે એના પછી રાજા થયો) સાથે થયું. એ લગ્નસંબંધી જે બે છોકરી મેરી અને ઍન થઈ તે કલૅરેન્ડનની દોહિત્રીઓ વારાફરતી જેમ્સની પછી ઇંગ્લંડની ગાદીપર આવી. ૧૬૬૭ માં ડચ લોકો સાથે થયેલા યુદ્ધમાં હાર થવાથી એ યુદ્ધ માટે યોગ્ય વ્યવસ્થા ન કરવાનું તહોમત્ મૂકી પાર્લમેન્ટે તેના પર કામ ચલાવ્યું. ત્યારે તે ઇંગ્લંડમાંથી નાસી ગયો, એટલે પાર્લમેન્ટે તેને દેશનિકાલ થયેલો જાહેર કર્યો. દેશવટા દરમ્યાન તેણે ચાર્લ્સ અને પાર્લમેન્ટ વચ્ચે ચાલેલા વિગ્રહનું "બળવાનો ઇતિહાસ" નામનું એક પુસ્તક લખ્યું.

**માર્લબરો (૧૬૫૦-૧૭૨૨)**:—એનું મૂળ નામ જૉન ચર્ચિલ હતું, પણ પછી તે માર્લબરોનો ડ્યૂક થયો. ૩ જા વિલિઅમ અને ઍનની કારકિર્દીમાં તે પ્રસિદ્ધ સેનાપતિ અને ખટપટી પુરુષ હતો. ૨ જા ચાર્લ્સના વખતમાં તેને સૈન્યમાં હોદ્દાની જગા મળી હતી. ૨ જા જેમ્સની કારકિર્દીમાં મન્મથનું બંડ બેસાડી દેવામાં તેણે ઘણી બહાદુરી બતાવી હતી. તે જેમ્સનો માનીતો હતો, પણ વિલિઅમ ઇંગ્લંડમાં આવ્યો ત્યારે તેણે જેમ્સનો પક્ષ છોડી દીધો અને તે

વિલિઅમને જઈ મળ્યો. વિલિઅમે તેને સેનાપતિ નીમ્યો, તેમ છતાં ૨ જા જેમ્સ સાથે તેણે કાવતરાં ચાલુ રાખ્યાં હતાં. એની સ્ત્રી સેરા જેનિંગ્ઝ ઘણી ખટપટી સ્ત્રી હતી. ઍન આગળ તેનું ઘણું ચલણ હતું. ઍનની કારકિર્દીમાં સ્પેનની ગાદીના વારસા માટેનો વિગ્રહ ચાલતો હતો તેમાં માર્લબરો મિત્રરાજ્યોના સૈન્યનો સેનાપતિ હતો. એ વિગ્રહમાં તેણે બ્લેનહીમ ૧૭૦૪, રૅમિઈ, ઑડેનાર્ડ અને માલ-પ્લાકેની લડાઈઓમાં ફ્રેન્ચોને હરાવ્યા હતા, તેથી 'યશસ્વી સેનાપતિ' તરીકે તેની ઘણી વાહવાહ થઈ હતી. પાર્લમેન્ટે તેને એક મોટો મહેલ બંધાવી આપ્યો અને તેનું નામ 'બ્લેનહીમ હાઉસ' પાડ્યું, ૧૭૧૦. પછી ટોરી પ્રધાનમંડળના હાથમાં સત્તા ગઈ અને સેરા જેનિંગ્ઝ અને ઍન રાણી વચ્ચે અણબનાવ થયો તેથી માર્લબરોને સેનાપતિ પદ-પરથી ઉતારી પાડવામાં આવ્યો (૧૭૧૦). પછી ૧ લા જ્યૉર્જે તેને પાછો મુખ્ય સેનાપતિ બનાવ્યો. તે ૧૭૨૨ માં મરણ પામ્યો.

# પરિશિષ્ટ–૨

## સ્ટુઅર્ટ કાળના મહત્ત્વના પ્રશ્નો

૧. રાજાની ઈશ્વરદત્ત સત્તા ( Divine Right of Kings ) એટલે શું? એ સિદ્ધાંત પ્રથમ કોણે આગળ કર્યો? એ સિદ્ધાંત પ્રમાણે ચાલવા કોણે કોણે પ્રયત્ન કર્યો અને તેનું પરિણામ શું આવ્યું.

૨. ઈંગ્લંડની ગાદીપર ૧ લા જેમ્સનો વંશપરંપરાનો હક કેવો હતો: તે વંશાવળી કાઢીને બતાવો. ઈંગ્લંડની ગાદીપર બીજા કોનો હક હતો તેપણ વંશાવળીથી બતાવો.

૩. ૧ લા ચાર્લ્સ અને પાર્લમેન્ટ વચ્ચે કલહ શા કારણથી થયો હતો? ચાર્લ્સે અનિયંત્રિત રાજ્યકારભારમાં કેવાં કેવાં કામો કર્યાં? તેનું પરિણામ શું થયું?

૪. નીચે લખેલા પુરુષો વિષે માહિતી આપો:—

શેક્સપીઅર, સર વૉલ્ટર રૅલે, બકિંગહામ, સ્ટ્રૅફર્ડ, લૉડ, બેકન, હૅમ્પડન.

૫. નીચે લખેલી બાબતો પર ટૂંકી નોંધ લખો:—

હૅમ્પટન કોર્ટ પરિષદ, દારૂનું તરકટ ( ગનપાઉડર પ્લૉટ ), રાઉન્ડ હેડ અને કૅવેલિઅર, શિપમની, પિટિશન ઑફ્ રાઇટ્સ, પ્રેસ્બિટેરિઅન પંથ.

૬. સ્કૉટિશ લોકને ન ગમતી કઈ કઈ બાબતો ચાર્લ્સે કરી હતી? તેનું પરિણામ શું આવ્યું?

૭. લૉંગ પાર્લમેન્ટ એટલે શું? એ પાર્લમેન્ટે કઈ કઈ અગત્યની બાબતો કરી હતી?

૮. રંપ પાર્લમેન્ટ એટલે શું? તમે એ રંપ પાર્લમેન્ટના એક સભાસદ છો એમ સમજી ક્રૉમ્વેલના એ પાર્લમેન્ટ સાથેના વર્તન વિષે તમને શું લાગે છે તે કહો.

૯. ક્રૉમ્વેલનો કારભાર ફત્તેહમંદ થયો હતો કે નહિ તે કહો. તેની અંતસ્થ અને પરદેશી ધોરણ વિષે માહિતી આપો.

૧૦. ઇંપીચમેન્ટ અને બિલ ઑફ ઍટૈન્ડર વચ્ચે ફેર શું છે તે કહો. સ્ટુઅર્ટ સમયમાં એ પદ્ધતિઓથી કોની કોની તપાસ ચલાવવામાં આવી હતી ?

૧૧. ઇંગ્લંડમાં ૧૬૬૦ માં રાજસત્તા શા માટે પાછી સ્થાપવામાં આવી ? એ સ્થાપન કરવા કોણે પ્રયત્ન કર્યો હતો ?

૧૨. ૨ જા ચાર્લ્સનો સ્વભાવ અને ધોરણ કેવાં હતાં અને એની કારકિર્દીમાં અગત્યની બિના કઈ કઈ બની હતી તે કહો.

૧૩. અમેરિકામાં અંગ્રેજોના કયાં કયાં સંસ્થાનો હતાં અને તે કયારે કયારે સ્થાપન થયાં હતાં ? એ સંસ્થાનો સંબંધે ઇંગ્લંડનું ધોરણ કેવું હતું ?

૧૪. પૂર્વ તરફના દેશો સાથે વેપાર કરવા કઈ કઈ યુરોપીઅન પ્રજાએ પ્રથમ પ્રયત્ન કર્યા હતા ? ઇંગ્લંડે એ બાબતમાં શું કર્યું હતું ? અને તેમાં તેને શું શું હરકત નડેલી ? હિંદુસ્થાનમાં ઇંગ્લિશોએ કયાં અને કયારે વખારો ઉઘાડી હતી ?

૧૫. પોતાના દેશનો વેપાર વધારવા માટે ઇંગ્લંડે શું શું પગલાં ભર્યાં હતાં અને કયા કયા કાયદા ઘડ્યા હતા ? તે માટે તેને કેસની સાથે લડવું પડ્યું અને તેનું શું પરિણામ આવ્યું ?

૧૬. ૨ જા જેમ્સની કારકિર્દી અપ્રિય કેમ થઈ હતી ? તેણે લોકોને ન ગમે એવી કઈ કઈ બાબતો કરી હતી ? અને તેનું પરિણામ શું થયું ?

૧૭. નીચે લખેલી બાબતોપર ટીકા કરો:—ટેસ્ટ ઍક્ટ, ડોવરની ગુપ્ત સંધિ, હેબીઅસ કૉર્પસ ઍક્ટ, ક્લૅરેન્ડન કોડ, ડેકલેરેશન ઑફ ઇંડલજન્સ, એક્સકલૂઝન બિલ, કેબૉલ, નૌકાયાન કાયદો, કન્વેન્શન પાર્લમેન્ટ.

૧૮. નીચે લખેલા પુરુષો વિષે માહિતી આપો:—ક્લૅરેન્ડન, માર્લબરો, ૧૪ મો લુઈ, ડૅન્બી, શૅફ્ટ્સ્બરી.

૧૯. બિલ ઑફ્ રાઇટ્સ એટલે શું? તેની મુખ્ય કલમો શું શું હતી? એથી શું પરિણામ નીપજ્યું?
૨૦. ૩ જા વિલિઅમનો ઇંગ્લંડની ગાદીપર શું હક હતો તે વંશાવળીથી સમજાવો.
૨૧. ૧૬૮૮ માં થયેલી રાજ્યક્રાંતિ તે શું? એ બિના રાજ્યક્રાંતિ શા માટે કહેવાય છે?
૨૨. વિલિઅમે ફ્રાન્સવિરુદ્ધ ધોરણ શા માટે રાખ્યું હતું? તેને ઇંગ્લંડની પાર્લમેન્ટે શા માટે ટેકો આપ્યો હતો?
૨૩. સ્પેનની ગાદીના વારસા હક સંબંધમાં યુરોપના કયા કયા દેશોનું હિત સમાયલું હતું? એ સંબંધે વિગ્રહ શા માટે થયો? એ વિગ્રહમાં ઇંગ્લંડે શું ભાગ ભજવ્યો? એ વિગ્રહથી ઇંગ્લંડને સીધા અને આડકતરા કેવા કેવા ફાયદા થયા?
૨૪. નીચેની બાબતોપર ટીકા લખો:—મ્યૂટિની ઍક્ટ, બૅંક ઑફ્ ઇંગ્લંડ, રાષ્ટ્રીય દેવું, ડેરિઅનમાં (પનામા) સ્કૉટિશ લોકોનું સંસ્થાન, ઇંગ્લિશ અને સ્કૉટિશ પાર્લમેન્ટનું એકીકરણ, ઍક્ટ ઑફ્ સેટ્લમેન્ટ.
૨૫. વ્હિગ અને ટોરી પક્ષો કેવી રીતે અને ક્યારે અસ્તિત્વમાં આવ્યા? એ પક્ષોનાં એ નામો શાપરથી પડ્યાં?
૨૬. ટ્યૂડર અને સ્ટુઅર્ટ કાળમાં આયર્લંડમાં પરિસ્થિતિ કેવી હતી? ત્યાં અસંતોષ કયા કારણોથી વધતો ગયો?
૨૭. સ્ટુઅર્ટ સમયમાં ઇંગ્લંડની સામાજીક સ્થિતિ, ઉદ્યોગધંધા, રમતગમતના પ્રકાર, શિક્ષણ અને સાહિત્ય વિષે માહિતી આપો.
૨૮. ૩ જા વિલિઅમ અને ઍનની કારકિર્દીમાં પાર્લમેન્ટમાં જે પક્ષ વધુ સંખ્યામાં હોય તે પક્ષના તંત્ર પ્રમાણે રાજ્યકારભાર શા માટે ચલાવવામાં આવ્યો તે કહો.

# પ્રકરણ ૧૮ મું

—:o:—

## પહેલો જ્યૉર્જ

જન્મ ૧૬૬૦; રાજ્યારોહણ (૫૪ મે વર્ષે) ૧૭૧૪; મૃત્યુ ૧૭૨૭.

(૧૭૧૪–૧૭૨૭)

### તેના સમયના રાજ્યકર્તાઓ

| ફ્રાન્સ | સ્પેન | રશિઆ | ઑસ્ટ્રિઆ |
|---|---|---|---|
| ૧૪ મો લુઈ (૧૬૪૩–૧૭૧૫) | ૫ મો ફિલિપ | પીટર ધી ગ્રેટ (૧૬૮૨–૧૭૨૫) | ૬ ઠ્ઠો ચાર્લ્સ (૧૭૦૦–૧૭૪૦) |
| ૧૫ મો લુઈ (૧૭૧૫–૧૭૭૪) | | | |

**અગત્યની સાલો—**

૧૭૧૫ જૅકોબાઇટોનું બંડ. ૧૭૨૦ સાઉથ સી કંપનીનું દેવાળું.
૧૭૧૬ સેપ્ટેનિઅલ કાયદો. ૧૭૨૧ વૉલ્પોલ મુખ્ય પ્રધાન થયો.

**૧ લો જ્યૉર્જ :**—રાણી ઍનના મરણ પછી ઍનનો સાવકો ભાઈ **જેમ્સ એડવર્ડ** ગાદીનો પાસેનો વારસ હતો, પણ તે રોમન કૅથૉલિક પંથનો હોવાને લીધે તેને ગાદી ન મળે અને પ્રૉટેસ્ટંટપંથી વારસને જ ગાદી મળે એવું ૧૭૦૧ માં ઍક્ટ ઑફ સેટ્લમેન્ટના કાયદાથી નક્કી કરવામાં આવ્યું હતું. એ કાયદો રદ કરાવી જેમ્સ એડવર્ડને ગાદી આપવા માટે ઍનની કારકિર્દીમાં ટોરી પક્ષના પ્રધાન બોલિંગબ્રોક અને હેન્રી સેન્ટ **જૉને** ખટપટ ચલાવી હતી. પણ તેમાં તેઓ ફાવ્યા નહોતા. ઍને મરતી વખતે રાજ્યકારભાર વ્હિગ પક્ષના પ્રધાનોને સોંપ્યો હતો. એ પ્રધાનમંડળના પ્રયત્નથી ૧ લા જેમ્સની દોહિત્રી **સોફિઆનો** પુત્ર **જ્યૉર્જ** ઇંગ્લંડનો રાજા થયો. જ્યૉર્જ જર્મનીમાંના હૅનોવર સંસ્થાનનો રાજા હતો, તેથી એનો વંશ **હૅનોવર વંશ** * કહેવાય છે. ઇંગ્લંડ જેવા મોટા અને બળવાન દેશનો

* હૅનોવર વંશની વંશાવળી પાને ૨૯૫ જુઓ.

## હૅનોવર વંશ

**૧ લો જ્યૉર્જ**
(૧૭૧૪–૧૭૨૭)

**૨ જો જ્યૉર્જ**
૧૭૨૭–૧૭૬૦

સોફિઆ (પ્રશિઆના ફ્રેડરિક વિલિઅમ સાથે લગ્ન)

ફ્રેડરિક ધી ગ્રેટ

ફ્રેડરિક
મૃત્યુ ૧૬૫૧

(સૅક્સકોબર્ગ ગોથાની ઑગસ્ટા સાથે લગ્ન)

**૩ જો જ્યૉર્જ** (૧૭૬૦–૧૮૨૦)

**૪ થો જ્યૉર્જ**
(૧૮૨૦–૧૮૩૦)

ફ્રેડરિક,
ડ્યૂક ઑફ યૉર્ક
મૃત્યુ ૧૮૨૭

**૪ થો વિલિઅમ**
(૧૮૩૦–૧૮૩૭)

એડવર્ડ
ડ્યૂક ઑફ કેન્ટ
મૃત્યુ ૧૮૨૦

રાજકન્યા શાર્લૉટી
મૃત્યુ ૧૮૧૭

**વિકટોરિઆ** = સૅક્સકોબર્ગનો આલ્બર્ટ
(૧૮૩૭–૧૯૦૧) (મૃત્યુ ૧૮૬૧)

**૭ મો એડવર્ડ**
(૧૯૦૧–૧૯૧૦)

**૫ મો જ્યૉર્જ**
(૧૯૧૦–૧૯૩૬)

**૮ મો એડવર્ડ**
૧૯૩૬ (જાન્યુવારીથી ડિસેંબર)

**૬ ઠ્ઠો જ્યૉર્જ**
(૧૯૩૬ ડિસેંબરથી)

રાજા પોતે થયો છે એમ જોકે જ્યૉર્જ જાણતો હતો, તોપણ તેનું વલણ તેના હૅનોવર સંસ્થાન તરફ જ હતું. તે ગાદીપર આવ્યો ત્યારે તેની ઉંમર ૫૪ વર્ષની હતી. તે શાંત પ્રકૃતિનો હતો. તેની મુખમુદ્રા અને વર્તણૂક લોકોને પોતાના કરી લે એવી નહોતી. તેને ઇંગ્લિશ ભાષા આવડતી નહોતી, અને ઇંગ્લિશ રીતરિવાજ પણ તે જાણતો નહોતો. તેથી ઇંગ્લિશ લોકોને પણ તે પોતાનો લાગતો નહોતો અને તેઓ તેને પરદેશી જ ગણતા. પણ જો તેને ગાદી ન આપે તો રોમન કૅથૉલિક પંથી **જેમ્સ એડવર્ડ**ને ગાદી મળે એમ હતું, તેથી જોકે તે પરદેશી હતો તોપણ ઇંગ્લિશ લોકે તેને ઇંગ્લંડનો રાજા બનાવ્યો.



૧ લો જ્યૉર્જ

**વ્હિગ પક્ષનું જોર :**—ટોરી પક્ષ તેની વિરુદ્ધ હતો અને વ્હિગ પક્ષવાળાની મદદથી જ તેને ઇંગ્લંડની ગાદી મળી હતી તે જ્યૉર્જ સારી રીતે જાણતો હતો, તેથી તેણે અને તેના પછી ગાદીપર આવનાર તેના પુત્ર ૨ જા જ્યૉર્જે વ્હિગ પક્ષના માણસોને જ પોતાના પ્રધાન નીમ્યા હતા. ઇંગ્લંડમાં પ્રૉટેસ્ટંટ પંથ ટકાવી રાખવો, હૅનોવર વંશ ચાલુ રાખવો અને ઉદ્યોગધંધા અને વેપારને ઉત્તેજન આપવું એ વ્હિગ પક્ષનું ધોરણ હતું, તેથી ઇંગ્લંડની પ્રજાનો તેમને ટેકો હતો અને પાર્લમેન્ટમાં પણ તેઓની સંખ્યા વધારે હતી. એ કારણોને લીધે લગભગ અર્ધા સૈકા સુધી વ્હિગ પક્ષનું જ જોર ચાલુ રહ્યું.

**જ્યૉર્જ અને તેના વ્હિગ પ્રધાન :**—જ્યૉર્જે ગાદીપર આવ્યા પછી વ્હિગ પક્ષના **ટાઉનસેંડ, સ્ટૅનપ, સંડરલંડ** અને **વૉલ્પોલ**ને પોતાના પ્રધાન નીમ્યા. ટોરી પક્ષના પ્રધાન બોલિંગ-બ્રોકે અને ઑક્સફર્ડે જેમ્સ એડવર્ડને ગાદીપર લાવવાની ખટપટ કરી હતી તેથી વ્હિગ પ્રધાનોએ તેમના ઉપર રાજદ્રોહનું તહોમત

મૂકી પાર્લમેન્ટની સભા સમક્ષ તપાસ ( Impeachment ) શરૂ કરી. ત્યારે બોલિંગબ્રોક ફ્રાન્સ નાસી ગયો, પણ ઑકસફર્ડને તુરંગમાં નાંખવામાં આવ્યો. ઑકસફર્ડ ટોરી પક્ષમાં ઘણો લોકપ્રિય હતો, તેથી જ્યારે તેને કેદખાને નાંખ્યો ત્યારે ઠેકાણે ઠેકાણે હુલ્લડો થવા લાગ્યાં. ત્યારે એ હુલ્લડો દાબી દેવા માટે વ્હિગ પ્રધાનોની સૂચના ઉપરથી પાર્લમેન્ટે ૧૭૧૫ માં 'હુલ્લડોનો કાયદો' ( Riot Act ) પસાર કર્યો. કોઈ એક ઠેકાણે ૧૨ કરતાં વધારે માણસો એકઠા મળવાથી જાહેર સુલેહશાંતિનો ભંગ થવાનો સંભવ છે એમ જો લાગે તો તે અટકાવવા માટે આ કાયદાથી મૅજિસ્ટ્રેટોને સત્તા આપવામાં આવી હતી. પછી આગળ જતાં જ્યૉર્જના વ્હિગ પ્રધાનમંડળમાં ફાટફૂટ થવા લાગી અને તેમને એક બીજા સાથે બનતું નહિ. તેથી ૧૭૧૭ માં ટાઉનસેંડે અને વૉલ્પોલે રાજીનામા આપ્યાં. પણ પછી ૧૭૨૦ માં સાઉથ સી કંપનીનું ભોપાળું બહાર આવ્યું, ત્યારે સંડરલંડ અને સ્ટૅનપને પ્રધાનમંડળમાંથી નીકળી જવું પડ્યું અને **વૉલ્પોલ** પ્રધાન થયો. ઇંગ્લંડના રાજ્યકારભારમાં જ્યૉર્જનું લક્ષ નહોતું, અને તેને ઇંગ્લિશ ભાષા પણ આવડતી નહોતી. તેથી તેણે બધો કારભાર પ્રધાનોને જ સોંપી દીધો અને પ્રધાનમંડળની બેઠકમાં હાજર રહેવાનું પણ છોડી દીધું. ત્યારે પ્રધાનમંડળની બેઠકમાં રાજાનું પ્રમુખ સ્થાન વડા પ્રધાને લેવા માંડ્યું. એટલે રાજ્યકારભાર સંબંધનાં સઘળા કામમાં ખુલ્લા દિલથી ચર્ચા થવા લાગી. પ્રધાન-મંડળની આવી બેઠક રાજમહેલના એકાદ ખંડમાં ( Cabinet ) ભરાતી અને તેમાં જે ધોરણ નક્કી થાય તે પ્રધાનમંડળનું ધોરણ ગણાતું. ૧૭૨૧ માં વૉલ્પોલ વડો પ્રધાન થયો ત્યારથી એ પ્રથા રૂઢ થવા લાગી. આ પ્રમાણે ઇંગ્લંડનો રાજ્યકારભાર પ્રધાનમંડળ મારફત ચાલવા લાગ્યો. એ પદ્ધતિ 'કૅબિનેટ' પદ્ધતિનો રાજ્યકારભાર કહેવાય છે. વૉલ્પોલ ઇંગ્લંડનો પહેલો વડો પ્રધાન ( Prime Minister ) થયો.

**જૅકોબાઈટ લોકનું બંડ ૧૭૧૫**:—જ્યૉર્જને ગાદી મળેલી જોઈ સ્ટુઅર્ટ વંશના પક્ષવાળા નિરાશ થઈ ગયા. એ લોકો જેમ્સના પક્ષવાળા હતા તેથી તેઓ **જૅકોબાઈટ** કહેવાય છે. તેમણે જેમ્સ એડવર્ડને

ગાદી મેળવી આપવા કાવતરાં કરવાનું શરૂ કર્યું. જેમ્સ એડવર્ડ ફ્રાન્સમાં હતો અને ફ્રાન્સનો રાજા ૧૪ મો લુઈ તેની મદદમાં હતો. ઇંગ્લંડમાંથી નાસી ગયેલો ટોરી પક્ષનો પ્રધાન બોલિંગબ્રોક પણ ફ્રાન્સમાં હતો અને તેણે જેમ્સ એડવર્ડ માટે ખટપટ શરૂ કરી. એ ખટપટને પરિણામે સ્કૉટલંડના ઉત્તર ભાગમાં **અર્લ ઑફ મારની** સરદારી નીચે અને ઇંગ્લંડના ઉત્તરભાગમાં **લૉર્ડ ડરવૅંટ વૉટર** અને **ફૉર્સ્ટરની** સરદારી નીચે જૅકોબાઇટ લોકે બળવો શરૂ કર્યો. જેમ્સ એડવર્ડને ફ્રાન્સના રાજા તરફથી મદદ મળશે એમ જૅકોબાઇટો ધારતા હતા, પણ ફ્રાન્સનો રાજા ૧૪ મો લુઈ આજ વેળાએ મરણ પામ્યો તેથી જેમ્સ એડવર્ડને ફ્રાન્સ તરફથી મદદ મળી નહિ. ઇંગ્લંડના ઉત્તર ભાગમાં **પ્રેસ્ટન** નજીક રાજાના સૈન્યે જૅકોબાઇટોને હરાવ્યા ( ૧૭૧૫ ). સ્કૉટલંડમાં **ડ્યૂક ઑફ આર્ગાઇલના** હાથ નીચેના રાજાના સૈન્ય અને અર્લ ઑફ મારની સરદારી નીચેના જૅકોબાઇટ લશ્કર વચ્ચે **શેરીફ-મૂરની** લડાઈ થઈ ( ૧૭૧૫ ). એ લડાઈમાં કોઈની હારજીત થઈ નહિ. પણ ત્યારપછી માર જૅકોબાઇટ સૈન્ય લઈ પર્થ ગયો, ત્યાં તેના સૈન્યમાંથી કેટલાક સૈનિકો નીકળી ગયા. પછી એક મહિને જેમ્સ એડવર્ડ ફ્રાન્સથી સ્કૉટલંડ આવ્યો. તે આળસુ અને ઉદાસીન હતો અને પોતાના પક્ષના લોકમાં જોમ ઉત્પન્ન કરવાની શક્તિ તેનામાં નહોતી. તેના પક્ષવાળાઓ પાછા પડ્યા, તેથી હવે ફત્તેહ મળવાનો મુદ્દલ સંભવ નથી એમ જોઈ તે અને માર ફ્રાન્સ ગયા. ત્યાર પછી એ બળવામાં આગેવાન ભાગ લેનારાઓને ફાંસી દેવામાં આવી.

**સેપ્ટેનિઅલ કાયદો ૧૭૧૬ :**—૩ જા વિલિઅમની કારકિર્દીમાં પસાર થયેલા ટ્રાઇએનિઅલ કાયદામાં એવું ઠરાવ્યું હતું કે એક વાર ચુંટાયલી પાર્લમેન્ટ ત્રણ વર્ષ કરતાં વધારે વખત હયાત રહી શકે નહિ, તેથી તે કાયદા પ્રમાણે ૧૭૧૬ માં નવી પાર્લમેન્ટની ચૂંટણી કરવાની જરૂર હતી. પણ જેમ્સ એડવર્ડને ગાદી અપાવવા માટે ઇંગ્લંડમાં તાજું જ બંડ થયું હતું તેથી બધે અસ્વસ્થતા હતી અને એવા સંજોગોમાં જો નવી પાર્લમેન્ટની ચૂંટણી કરવામાં આવે તો કદાચ સ્ટુઅર્ટ વંશ તરફ સહાનુભૂતિ ધરાવનારાઓ વધુ સંખ્યામાં

ચુંટાઈ આવે અને તેથી હૅનોવર વંશને ધોકો પહોંચે એવી બીક વ્હિગ લોકોને લાગતી હતી. તેથી ૧૭૧૬ માં નવી ચૂંટણી ન કરતાં ચાલુ પાર્લમેન્ટની મુદ્દત લંબાવવા માટે પાર્લમેન્ટે **સેપ્ટેનિઅલ ઍક્ટ** (સપ્તવાર્ષિક કાયદો) પસાર કર્યો. એક વેળા ચુંટાયલી પાર્લમેન્ટ સાત કરતાં વધુ વર્ષ ચાલે નહિ એવું આ કાયદામાં ઠરાવવામાં આવ્યું. ૧૯૧૧ માં પાર્લમેન્ટની મુદ્દત પાંચ વર્ષની ઠરાવનારો કાયદો થયો ત્યાંસુધી સાત વર્ષની મુદ્દતનો કાયદો ચાલુ હતો.

**યુરોપમાં પરિસ્થિતિ અને ઇંગ્લંડની પરદેશી રાજનીતિ:**—ઇંગ્લંડમાં હૅનોવર વંશની સ્થાપના થવાથી જર્મનીમાંના હૅનોવર સંસ્થાનના હિત માટે ઇંગ્લંડને યુરોપની રાજ્યખટપટપર વિશેષ ધ્યાન આપવાની ફરજ પડવા લાગી. આ સમયે યુરોપના જુદાં જુદાં રાજ્યો પોતાના વિસ્તાર અને મહત્ત્વ વધારવાની હરીફાઈમાં પડ્યાં હતાં. તે માટે જુદાં જુદાં રાજ્યો પોતપોતાનાં સંગઠન કરતાં હતાં અને એક બીજાને મદદ કરવાની સંધિ પણ કરતાં હતાં. તેથી આગળ જતાં એ કારણ માટે વિગ્રહો પણ થયા. તેથી ઇંગ્લંડને પણ કેટલાંક રાજ્યો સાથે દોસ્તી કરી વિગ્રહમાં ભાગ લેવો પડ્યો. ઇંગ્લંડ સિવાય યુરોપનાં ઘણાં ખરાં રાજ્યોનું લક્ષ યુરોપમાં પોતાના મુલક વધારવા તરફ હતું અને દૂરના દેશોમાં મુલક મેળવવા કે સંસ્થાનો સ્થાપવા તરફ નહોતું. યુરોપી રાજ્યનું આવું ધોરણ હોવાથી યુરોપના રાજ્યોની સીમા વધતી ઓછી થતી ગઈ, ત્યારે ઇંગ્લંડ કે જેનું લક્ષ યુરોપને બદલે દૂર દેશાવર તરફ હતું તેનાં સંસ્થાનો અને તાબાના મુલકોની વૃદ્ધિ થતી ગઈ.

આ વખતે ઑસ્ટ્રિઆ, પ્રશિઆ, રશિઆ, ફ્રાન્સ, સ્પેન અને હૉલંડ યુરોપમાં મુખ્ય દેશો હતા. આ વખતે જર્મનીનું એકીકરણ થયું નહોતું. પણ ત્યાં નાનાં મોટાં ઘણાં રાજ્યો હતાં. તેમાંના ઑસ્ટ્રિઆ, પ્રશિઆ અને બૅવેરિઆ મુખ્ય હતાં અને જર્મનીમાં ઉપરીપણા માટે તેઓ વચ્ચે હરીફાઈ ચાલતી હતી. આ બધાંમાં ઑસ્ટ્રિઆ સર્વથી મોટું હતું અને ત્યાં રાજ કરનારા હૅપ્સબર્ગ વંશના રાજકુંવરો ઘણું ખરૂં જર્મનીના શહેનશાહ તરીકે ચૂંટાતા હતા. પણ જર્મનીમાંનું

પ્રશિઆનું રાજ્ય હવે બહાર આવવા લાગ્યું હતું અને તેના રાજા ફ્રેડરિક વિલિઅમે (૧૭૧૩–૧૭૪૦) આખા જર્મનીપર પોતાનું ઉપરીપણું સ્થાપવા પ્રયત્ન શરૂ કર્યો હતો. ફ્રેડરિક વિલિઅમ ઇંગ્લંડના રાજા ૧ લા જ્યૉર્જનો જમાઈ થતો હતો (હૅનોવર વંશની વંશાવળી જુઓ પાનું ૩૦૪) તેને લીધે અને હૅનોવર સંસ્થાન જર્મનીમાં આવેલું હતું તેને લીધે ઇંગ્લંડને જર્મનીમાંના રાજ્યપ્રકરણમાં ધ્યાન આપવું પડતું હતું. રશિઆનું રાજ્ય પછાત સ્થિતિમાં હોવાને લીધે યુરોપના રાજ્યપ્રકરણમાં તેનું મહત્ત્વ ઘણું ઓછું હતું. પણ જ્યારે પીટર ધી ગ્રેટ (૧૬૮૨–૧૭૨૫) રશિઆનો શહેનશાહ થયો ત્યારે તેણે પોતાના રાજ્યમાં ઘણા સુધારા કર્યા અને તેથી યુરોપમાં રશિઆનું મહત્ત્વ વધવા લાગ્યું. સ્પેનનું રાજ્ય હવે આગળ જેટલું બળવાન નહોતું તોપણ હજુ યુરોપમાં તેનું મહત્ત્વ ઘણું હતું. આ વખતે ૫ મો ફિલિપ (૧૪ મા લુઈનો પૌત્ર) સ્પેનનો રાજા હતો. સ્પેનની ગાદીના વારસાના યુદ્ધમાં સ્પેને જિબ્રૉલ્ટર, માઈનૉર્કા અને સિસિલી ગુમાવ્યાં હતાં અને સ્પેન અને ફ્રાન્સનાં રાજ્યો એક ન થાય તે માટે યુટ્રેચની સંધિથી ફિલિપનો ફ્રાન્સની ગાદીપરનો હક રદ કરવામાં આવ્યો હતો. પણ પોતાના તાબામાંથી ગયેલાં ઠેકાણાં પાછાં મેળવવા અને યુટ્રેચની સંધિથી રદ થયેલો ફ્રાન્સની ગાદીપરનો પોતાનો હક પાછો સ્થાપવા ફિલિપે પ્રયત્ન કરવા માંડ્યો.

ફ્રાન્સના રાજા ૧૪ મા લુઈની કારકિર્દીમાં (૧૬૪૩–૧૭૧૫) ફ્રાન્સ ઘણું બળવાન થયું હતું. ૧૭૧૫ માં લુઈ ૭૭ વર્ષની ઉંમરે મરણ પામ્યો. તેના પછી ૪ વર્ષની ઉંમરનો તેનો પ્રપૌત્ર **૧૫ મા લુઈ** તરીકે ગાદીપર આવ્યો (૧૭૧૫). એ સગીર વયનો હતો, તેથી તેનો કાકો **ડ્યૂક ઑફ ઑર્લીન્સ** રાજરક્ષક થયો અને તેના હાથમાં ફ્રાન્સનું રાજસૂત્ર ગયું. ૧૫ મો લુઈ અપુત્ર મરણ પામે તો ફ્રાન્સની ગાદી ડ્યૂક ઑફ ઑર્લીન્સને જ મળવાની હતી. તેથી યુટ્રેચની સંધિમાં થયેલી વ્યવસ્થા કાયમ કરવા માટે તેણે સ્પેનવિરુદ્ધ ઇંગ્લંડ અને હૉલંડ સાથે મિત્રાચારી કરી (૧૭૧૮). સ્પેનના રાજા ફિલિપે જેમ્સ એડવર્ડને ઇંગ્લંડની ગાદી મેળવી આપવા

અને ઇંગ્લંડપર દરીઆઈ ચડાઈ કરવા પ્રયત્ન કર્યો, પણ તેમાં તેને ફત્તેહ મળી નહિ.

**યુરોપી દેશોનાં સંસ્થાનો**:—અઢારમા સૈકાની શરૂઆતમાં સંસ્થાનોની બાબતમાં સ્પેન દેશ સર્વથી આગળ વધેલો હતો. ઉત્તર અને દક્ષિણ અમેરિકામાં ઘણો પ્રદેશ, વેસ્ટ ઈંડીઝ ટાપુઓમાંના કેટલાક ટાપુઓ અને પૂર્વ તરફ ફિલિપાઈન બેટ સ્પેનના તાબામાં હતા. અને એ બધા પ્રદેશો સાથે સ્પેન બીજા કોઈ દેશને વેપાર કરવા દેતું નહિ. યુટ્રેચની સંધિથી ઇંગ્લંડને સ્પેનના અમેરિકામાંના સંસ્થાનો સાથે વેપાર કરવાની છૂટ મળેલી હતી. તે વેળા પોર્ટુગલના તાબામાં દક્ષિણ અમેરિકામાંનો કેટલોક પ્રદેશ અને હૉલંડના તાબામાં પૂર્વતરફના મસાલાના ટાપુઓ હતા. પૂર્વતરફ જવાના જળમાર્ગમાં **કેપ ઑફ ગુડ હોપ**નું સર્વથી મોટું અને મહત્ત્વનું ઠેકાણું હૉલંડના તાબામાં હતું. હિંદુસ્થાનમાં પણ તે વખતે ઇંગ્લંડ કરતાં ફ્રાન્સનું મહત્ત્વ વધારે હતું. ઉત્તર અમેરિકામાં ઇંગ્લંડ અને ફ્રાન્સ બંનેનાં સંસ્થાનો હતાં અને તેમના વચ્ચે ઘણી સ્પર્ધા ચાલતી હતી. યુટ્રેચની સંધિ પછીના પચાસ વર્ષમાં સંસ્થાનો અને વેપારની બાબતમાં ઇંગ્લંડે ઘણી પ્રગતિ કરી દીધી હતી અને પોતાનું મહત્ત્વ ઘણું વધાર્યું હતું. વ્હિગ પક્ષનું ધોરણ પણ ઉદ્યોગ, ધંધા અને વેપારને પ્રોત્સાહન આપવાનું જ હતું. તેને લીધે ઘણા સાહસિક માણસોએ નવી નવી કંપની સ્થાપી અને દૂર દેશાવર સાથે વેપાર ચાલુ કર્યો.

**રાષ્ટ્રીય દેવું અને સાઉથ સી કંપનીનું દેવાળું (૧૭૨૦–૨૧)**:—૩ જા વિલિઅમની કારકિર્દીમાં રાષ્ટ્રીય દેવાંની યોજના થઈ હતી અને તે યોજના પ્રમાણે વિલિઅમે પાર્લમેન્ટની સંમતિથી રાષ્ટ્રીય દેવું કર્યું હતું. વિલિઅમ અને ઍનની કારકિર્દીમાં થયેલી લડાઈઓને લીધે એ દેવું વધતું જ ગયું હતું, અને તેને લીધે ૧ લા જ્યૉર્જની કારકીર્દીમાં એ દેવાંની રકમ ૫ કરોડ પાઉન્ડથી અધિક થઈ હતી. એ રકમ હાલની સ્થિતિ સાથે સરખાવતાં ઘણી નાની લાગે, પણ તે જમાનાંની સ્થિતિમાં તો તે ઘણી મોટી જ હતી, અને રાજ્યની વાર્ષિક ઉપજના અર્ધા ભાગ જેટલી રકમ તો (૩૦ લાખ પાઉન્ડ) વ્યાજમાં આપવી

પડતી હતી. તેથી સરકારનું કરજ અને તે માટે આપવું પડતું વ્યાજ કેમ કમી કરવું તે પ્રધાનો સમક્ષ પ્રશ્ન જ હતો. એ પ્રશ્નની બાબતમાં પ્રધાનમંડળ સમક્ષ કેટલીક સૂચનાઓ આવેલી, તેમાંની એક સૂચના સાઉથ સી કંપનીની યોજનાની હતી.

દક્ષિણ તરફ પૅસિફિક અને ઍટલાંટિક મહાસાગરોમાંના પ્રદેશો અને બેટો સાથે વેપાર કરવા માટે ૧૭૧૧ માં **સાઉથ સી કંપની** નામની એક કંપની સ્થપાઈ હતી. એ કંપનીનો વેપાર સારી રીતે ચાલતો હતો, પણ એ કંપનીને વધુ ધીકતી કરવા અને રાષ્ટ્રીય કરજનો બોજો ઓછો કરવા એ કંપનીએ એક નવીન યોજના પ્રધાનમંડળ આગળ મૂકી. દક્ષિણ મહાસાગરમાંના દેશો સાથે વેપાર કરવાનો ઇજારો 'સાઉથ સી કંપની' ને મળે, અને તે બદલ કંપની સરકારને ૭૦ લાખ પાઉન્ડ રોકડા આપે અને રાષ્ટ્રીય દેવાં માટે સરકારને આપવી પડતી વ્યાજની રકમમાં દર વર્ષે ૮ લાખ પાઉન્ડની રકમ કંપની આપે અને ધીમે ધીમે બને તેટલા ઓછા વ્યાજે કંપની સરકારને નાણાં ધીરે એવી સૂચના એ યોજનામાં કરવામાં આવી હતી. આ યોજનાથી રાષ્ટ્રીય કરજનો અને તે પર આપવા પડતા વ્યાજનો બોજો ઘણો હલકો થશે એમ જોઈ **સ્ટૅનપ** અને **સંડરલૅંડ** પ્રધાનોએ સાઉથ સી કંપનીની યોજના કબૂલ રાખી અને દક્ષિણ મહાસાગરમાંના દેશો સાથે વેપાર કરવાનો ઇજારો એ કંપનીને આપ્યો. વૉલ્પોલ હોશિયાર અર્થશાસ્ત્રી હતો, અને આવડી મોટી રકમ સરકારને આપવા જેટલું સાઉથ સી કંપનીનું ગજું નહોતું તે તે સારી રીતે જાણતો હતો તેથી તે એ યોજનાની વિરુદ્ધ હતો. પણ તે પ્રધાનમંડળમાં નહોતો, તેથી આ બાબતમાં તેનાથી કંઈ જ થઈ શક્યું નહિ, અને તેથી ઘણા લોક એ કંપનીની જાળમાં ફસી પડ્યા. સરકારે સાઉથ સી કંપનીને ટેકો આપ્યો છે એટલે એ કંપની ધરખમ પાયાપર રચાયલી હોવી જોઈએ, એ કંપનીની મક્કમતા વિષે સરકારની ખાતરી છે અને કંપનીનો વેપાર ઘણો ફાયદાકારક રીતે ચાલે છે એમ લોકોમાં માન્યતા ચાલવાથી નાણાંબજારમાં એ કંપનીની આંટ ઘણી વધી ગઈ. દક્ષિણ મહાસાગરના પ્રદેશોમાં એ કંપનીને સોનાની ખાણ હાથ લાગી

છે એવી ખબર પણ બહાર આવવા લાગી. એટલે એ કંપનીના શેર વેચાતા લેવાથી આપણને ઘણો ફાયદો થશે અને આપણે એકદમ શ્રીમંત થઈ જઈશું એમ લોકોને લાગવાથી હજારો લોકો પોતાની માલ મિલકત પણ વેચી એ કંપનીના શેર વેચાતા લેવા લાગ્યા. તેથી કંપનીના શેરના ભાવ એકસરખા ઉંચકાતા ચાલ્યા. એક સો પાઉન્ડના શેરની કિંમત એક હજાર પાઉન્ડ જેટલી થઈ. સરકારને નાણાં ધીરનારા લોકોમાંના ઘણાખરા લોક સરકારને ધીરવાને બદલે એ કંપનીના શેર લેવા લાગ્યા. આમ શેરની કિંમત વધવાથી કંપનીની સ્થિતિ આબાદ છે એમ બહારથી લાગતું હતું, તોપણ ખરૂં જોતાં કંપનીની સ્થિતિ દેખાતી હતી તેટલી આબાદ નહોતી. પણ લોકોને એ બાબતની કંઈ કલ્પના જ નહોતી. સાઉથ સી કંપનીને આટલી આબાદ થતી જોઈ ઘણી નવી નવી કંપનીઓ નીકળવા લાગી. એ કંપનીઓમાંની કેટલીક કંપનીનો ઉદ્દેશ વેપાર કરી ફાયદો મેળવવાનો હતો, ત્યારે કેટલીક કંપની માત્ર લોકોને ઠગવાને માટે જ કાઢવામાં આવી હતી. એ કંપનીઓના શેર પણ તાબડતોબ ઉપડવા લાગ્યા. પણ થોડા જ દિવસમાં એ કંપનીઓમાંની એક કંપનીએ દેવાળું કાઢ્યું, અને ત્યારપછી બીજી કેટલીક કંપનીઓએ પણ દેવાળાં કાઢ્યાં. એમ એક પછી એક કંપનીને ડૂબતી જતી હોવાથી સર્વત્ર હાહાકાર થઈ રહ્યો. સાઉથ સી કંપનીઓ પણ આ દોડાદોડીની અસર થવા લાગી. એ કંપનીના સોના શેરની કિંમત જે હજાર પાઉન્ડ સુધી ચઢી હતી તે થોડા જ કાળમાં ગગડતી ગગડતી ૧૩૫ પાઉન્ડ સુધી ઉતરી અને તેથી હજારો લોકો તારાજ થઈ ગયા. પછી થોડા જ કાળમાં એ કંપનીએ પણ દેવાળું કાઢ્યું (૧૭૨૧). રાષ્ટ્રીય દેવું ફિટાડવા માટે જે ૭૦ લાખની રોકડ રકમ સરકારને આપવાનું આ કંપનીએ કબૂલ કર્યું હતું તેપણ એ કંપની આપી શકી નહિ.

સાઉથ સી કંપનીના દેવાળાંથી હજારો લોકોને નુકસાન જવાથી પ્રધાનમંડળવિરુદ્ધ સર્વત્ર પોકાર ઉઠી રહ્યો. કેટલાક લોક તો એમ કહેવા લાગ્યા કે પ્રધાનોએ લાંચ લઈ કંપનીની આંટ વધારી હતી. ખુદ પાર્લમેન્ટમાં પણ પ્રધાનમંડળ ઉપર રૂશ્વત લેવાનું તહોમત

મૂકવામાં આવ્યું અને તે બાબતની તપાસ કરવામાં આવી. તેમાં કેટલાક પ્રધાનો ગુનેગાર સાબીત થયા. એક મંત્રીએ તો અપઘાત પણ કર્યો, સ્ટૅનપ મરણ પામ્યો અને કેટલાકને કેદખાને નાંખવામાં આવ્યા.

**વૉલ્પોલ વડો પ્રધાન** :—સાઉથ સી કંપનીના દેવાળાંથી સર્વત્ર જે હાહાકાર વ્યાપી રહ્યો હતો તેમાંથી સ્થિરતા સ્થાવરતા જો કોઈ લાવે એવો હોય તો તે વૉલ્પોલ જ છે એમ સર્વને લાગતું હતું. તે અર્થશાસ્ત્રમાં ઘણો પ્રવીણ હતો. અસલથી જ તે સાઉથ સી કંપનીની વિરુદ્ધ હતો. જોકે સાઉથ સી કંપનીના દેવાળાંથી હજારો લોકને વ્યક્તિગત નુકસાન થયું હતું, તોપણ દેશની સંપત્તિ દેશ-બહાર ગઈ નહોતી તે તે સારી રીતે જાણતો હતો. તેથી તેણે એમ સૂચવ્યું કે કંપનીના ડાઇરેકટરોની ખાનગી માલમત્તા જપત કરવી, અને બૅંક ઑફ઼ ઇંગ્લંડ, ઇસ્ટ ઇંડિઆ કંપની અને સરકાર પાસેથી પણ કેટલીક રકમ કઢાવવી અને તે રકમમાંથી કંપનીના ભાગીદારોને નુકસાનીબદલ કંઇક રકમ આપવી. વૉલ્પોલની સૂચના પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી અને તેથી કંપનીના ભાગીદારોને ૧૦૦ પાઉન્ડના શેર બદલ ત્રીજા હિસ્સાની રકમ પાછી મળી. ત્યારપછી જ્યૉર્જે વૉલ્પોલને પોતાનો વડો પ્રધાન નીમ્યો (૧૭૨૧). આ પૂર્વે તે પ્રધાનમંડળમાં હતો, પણ સ્ટૅનપ અને સંડરલંડ સાથે તેને બન્યું નહિ, તેથી તેણે ૧૭૧૭ માં રાજીનામું આપ્યું હતું. પણ હવે નવા પ્રધાનમંડળમાં વૉલ્પોલ જ મુખ્ય પ્રધાન હતો અને તેની જ સલાહથી બધો રાજ્યકારભાર ચાલવા લાગ્યો. તેથી લોક તેને મુખ્ય પ્રધાન (Prime Minister) કહેવા લાગ્યા. વૉલ્પોલ કંઈ ખાસ બુદ્ધિશાળી મુત્સદ્દી નહોતો. પણ આર્થિક બાબતોમાં



વૉલ્પોલ

તે સારો વાકેફગાર હતો અને રાજ્યકારભારનું કામ કરવામાં અને બીજાઓ પાસે કરાવવામાં તે ખાસ હોશિયાર હતો. તેને લીધે રાજાપર અને પાર્લમેન્ટપર તે સારી છાપ પાડી શક્યો અને ત્યાર-પછી ૨૧ વર્ષ સુધી રાજ્યકારભારનું બધું સૂત્ર તેના હાથમાં રહ્યું. વૉલ્પોલના વખતથી જ પ્રધાનમંડળની સભામાં હાજર રહેવાનું જ્યૉર્જે છોડી દીધું, તેથી મુખ્ય પ્રધાનના પ્રમુખપણા નીચે પ્રધાનમંડળ (Cabinet) મારફત રાજ્યકારભાર ચલાવવાની પદ્ધતિ રૂઢ થઈ. વૉલ્પોલના હાથમાં રાજ્યકારભારનું સૂત્ર આવ્યા પછી ૭ વર્ષે પહેલો જ્યૉર્જ હૅનોવર ગયો અને ત્યાં જ ૧૭૨૭ માં મરણ પામ્યો.

---

## સારાંશ

**૧ લો જ્યૉર્જ**—વ્હિગ પક્ષની મદદથી ગાદી મળી માટે તે પક્ષના પ્રધાનની નીમણૂક. હૅનોવર તરફ ધ્યાન અને ઇંગ્લંડના રાજ્ય-કારભારમાં લક્ષ નહિ.

વૉલ્પોલ મુખ્ય પ્રધાન થયા પછી (૧૭૨૧) પ્રધાનમંડળ મારફત રાજ્યકારભાર ચલાવવાની પદ્ધતિ (કૅબિનેટ) રૂઢ થઈ.

**જ્યૉર્જના પ્રધાન**—સ્ટૅનપ અને સંડરલંડ (પ્રમુખ પ્રધાન) ૧૭૧૪–૧૭૨૦. વૉલ્પોલ (મુખ્ય પ્રધાન) ૧૭૨૧–૧૭૨૭.

**પ્રધાનોનું ધોરણ**–(૧) ટોરી પક્ષના બોલિંગબ્રોક અને હાર્લીની તપાસ. હુલ્લડો અને તે દાબી દેનારો હુલ્લડનો કાયદો (રાયટ ઍક્ટ) ૧૭૧૫. અર્લ ઑફ મારના નેતૃત્વ નીચે સ્કૉટલંડમાં જૅકોબાઈટ લોકોનું બંડ ૧૭૧૫. રાજપક્ષનો સરદાર આર્ગાઈલ. શેરીફમૂરની લડાઈ પછી જૅકોબાઈટ લોક પાછા હઠ્યા. જેમ્સ એડવર્ડ સ્કૉટલંડમાં આવ્યો, પણ ત્યાં જોઇએ તેટલો ટેકો મળશે નહિ એમ જોઈ પાછો ગયો.

(૨) સેપ્ટેનિઅલ કાયદાથી (૧૭૧૬) પાર્લમેન્ટની મુદત ૭ વર્ષની.

(૩) રાષ્ટ્રીય દેવાંપર વ્યાજનો બોજો કમી કરવા માટે સાઉથ સી કંપનીની યોજના, પણ કંપનીનું દેવાળું (૧૭૨૦) અને હજારો લોકોને નુકસાન. વૉલ્પોલે સઘળું ઠેકાણે પાડ્યું.

**યુરોપમાં પરિસ્થિતિ, પરદેશી રાજનીતિ**—હૅનોવર સંસ્થાન માટે જર્મની તરફ લક્ષ. જર્મનીમાં પ્રશિઆનું સંસ્થાન, તેની અને ઑસ્ટ્રિઆની વચ્ચે સ્પર્ધા. પીટર ધી ગ્રેટની કોશિશથી રશિઆના મહત્ત્વમાં વધારો. ૧૪ મા લુઈના મરણ (૧૭૧૫) પછી સ્પેનનો ફિલિપ ફ્રાન્સની ગાદી માટે દાવો કરે છે, તેથી ફ્રાન્સનો રાજપાલક ડ્યૂક ઑફ ઑર્લીન્સ સ્પેનવિરુદ્ધ ઇંગ્લંડ અને હૉલંડ સાથે સંધિ કરે છે.

**સંસ્થાનો**—સ્પેનના તાબાનાં–દક્ષિણ અને મધ્ય અમેરિકા.

પોર્ટુગલ—દક્ષિણ અમેરિકા.

હૉલંડ—એશિઆમાં મસાલાના બેટો.

આફ્રિકામાં કેપ ઑફ ગુડ હોપ.

ફ્રાન્સ અને ઇંગ્લંડ—ઉત્તર અમેરિકામાં સંસ્થાનો; હિંદુસ્થાનમાં કોઠીઓ. એ બંને દેશમાં સ્પર્ધા.

---

# પ્રકરણ ૧૯ મું

—:o:—

## બીજો જ્યૉર્જ

**જન્મ** ૧૬૮૩; **રાજ્યારોહણ** (૪૪ વર્ષે) ૧૭૨૭; **મૃત્યુ** ૧૭૬૦.

(૧૭૨૭–૧૭૬૦)

તેના સમયના રાજ્યકર્તાઓ

| **ફ્રાન્સ** | **ઑસ્ટ્રિઆ** | **પ્રશિઆ** | **સ્પેન** | **રશિઆ** |
|---|---|---|---|---|
| ૧૫ મો લુઈ (૧૭૧૫–૭૪) | ૬ ઠ્ઠો ચાર્લ્સ મૃત્યુ ૧૭૪૨ મેરિઆથેરેસા | ફ્રેડરિક વિલિઅમ મૃત્યુ ૧૭૪૦ ફ્રેડરિક ધી ગ્રેટ | ૫ મો ફિલિપ | ૨ જો પીટર મૃત્યુ ૧૭૩૦ ઍન ઈવૅન |

**અગત્યની સાલો**—

| | | | |
|---|---|---|---|
| ૧૭૨૭–૪૨ | વૉલ્પોલ વડો પ્રધાન. | ૧૭૪૫–૪૬ | જૅકોબાઇટોનું બંડ. |
| ૧૭૩૯–૪૨ | સ્પેન સાથે વિગ્રહ. | ૧૭૫૨ | કૅલેન્ડરમાં સુધારો. |
| ૧૭૪૦–૪૮ | ઑસ્ટ્રિઆની ગાદીના વારસાનો વિગ્રહ. | ૧૭૫૬–૬૩ | સપ્તવાર્ષિક યુદ્ધ. |

**૨ જો જ્યૉર્જ**:—પહેલા જ્યૉર્જ પછી તેનો છોકરો ૪૪ વર્ષની ઉંમરે **બીજો જ્યૉર્જ** નામે ગાદીપર આવ્યો. તેને ઇંગ્લિશ ભાષા આવડતી હતી અને તે ઇંગ્લંડના રાજ્યપ્રકરણમાં ધ્યાન આપતો હતો. તે તેના બાપ પછી હૅનોવર સંસ્થાનનો પણ રાજા થયો. તે એક મહાન્ યોદ્ધો હતો અને રાજા થયા પછી પણ પોતે તેણે જાતે ઇંગ્લિશ સૈન્યનો સેનાપતિ થઈ ડેટિંજનની લડાઈમાં ફ્રેંન્ચોનો પરાજય

કર્યો. તે મનનો સાંકડો અને સ્વભાવે હઠીલો હતો. તેના બાપ સાથે તેને બનતું નહોતું, તેથી તે વૉલ્પોલને પ્રધાનતરીકે ચાલુ રાખશે નહિ એમ લાગતું હતું. જ્યૉર્જનો વિચાર પણ એવો જ હતો. પરંતુ જ્યૉર્જની સ્ત્રી રાણી **કૅરોલાઈન** હોશિયાર અને દૂરદર્શી હતી, અને જ્યૉર્જ આગળ તેનું ચલણ ઘણું હતું. તેથી વૉલ્પોલની હોશિયારી અને કર્તૃત્વશક્તિ જોઈ તેને જ પ્રધાન નીમવાનું તેણે જ્યૉર્જને સમજાવ્યું અને તેના કહેવા પ્રમાણે જ્યૉર્જે **વૉલ્પોલ**ને પ્રધાન નીમ્યો. ૧૭૪૨ સુધી વૉલ્પોલ જ વડો પ્રધાન હતો. તેના પછી જ્યૉર્જની કારકિર્દીમાં બીજા કેટલાક પ્રધાનો થઈ ગયા, પણ તે બધામાં **વિલિઅમ પિટ** વિશેષ પ્રસિદ્ધિમાં આવ્યો.



૨ જો જ્યૉર્જ

**વૉલ્પોલનું ધોરણ** (૧૭૨૧–૧૭૪૨):—પહેલા જ્યૉર્જની કારકિર્દીમાં ૧૭૨૧ થી અને બીજા જ્યૉર્જની કારકિર્દીનાં પહેલાં પંદર વર્ષ લગી વૉલ્પોલ મુખ્ય પ્રધાન હતો. વૉલ્પોલ હોશિયાર અને કર્તૃત્વવાન્ હતો. તે વ્હિગ પક્ષનો હતો. ધાર્મિક બાબતમાં તેનું ધોરણ ઉદાર હતું. ટેસ્ટ અને કૉર્પોરેશન કાયદાઅન્વયે ડિસેન્ટર પંથવાળાઓને રાજ્યકારભારના કોઈપણ હોદ્દાની નોકરીમાંથી બાતલ કરવામાં આવ્યા હતા. પણ વૉલ્પોલની સૂચનાથી પાર્લમેન્ટે **ઈન્ડેમ્નિટી ઍક્ટ** પસાર કરી તેમને નોકરી સ્વીકારવાની બંધીમાંથી મુક્ત કર્યા. બધી સત્તા પોતાના હાથમાં રહેવી જોઈએ અને તેના હાથ નીચેના બધા માણસો તેના કહ્યા પ્રમાણે જ ચાલે એવી તેની ઇચ્છા હતી. પોતાના હાથમાં બધી સત્તા આવે તે માટે પાર્લમેન્ટમાં બહુમત એની તરફના હોવા જોઇએ એમ તે સમજતો હતો. તેથી એ હેતુ સાધ્ય કરવા માટે પાર્લમેન્ટના સભાસદોને કે તેમના કોઈ સગાંસંબંધીને માન, ખિતાબ કે હોદ્દો આપી તે તેમને પોતાના કરી

દેતો. આ પ્રમાણે રાજ્યકારભારમાં લાંચ રુશ્વત લેવી દેવી તે તે કાળે અયોગ્ય ગણાતું નહોતું. બીજા પ્રધાનો પણ પોતાના હાથમાં સત્તા રાખવા માટે વખતોવખત એમ જ કરતા હતા. તેથી વૉલ્પોલના આ વર્તન માટે તેનો દોષ કાઢવો એ યોગ્ય નથી. 'પૈસાથી સૌ કોઈ મારી શકાય છે' ( Every man has his price ) એમ તે વારંવાર કહેતો. પ્રધાનમંડળમાં તેનું વજન અને ઉપરીપણું ચાલુ રહે તે સારૂ પ્રધાનમંડળમાં તેના કરતાં હોશિયાર કે કર્તૃત્વવાન્ માણસો તે નીમતો નહિ, અને જો કોઈ માણસ તેના કરતાં કાર્યકુશળ માલમ પડતો તો તે તેને પ્રધાનમંડળમાંથી કાઢી મૂકતો. વૉલ્પોલની આવી રાજનીતિને લીધે સાધારણ બુદ્ધિના ઘણા માણસોનો તેને ટેકો હતો, પણ ઘણા હોશિયાર માણસો તેના શત્રુ થયા હતા. જુદા જુદા ખાતાંઓમાં કરકસર કરીને રાજ્યકારભારનો ખર્ચ તેણે ઘણો ઓછો કરી નાંખ્યો હતો. તે એમ જાણતો હતો કે ઇંગ્લંડનો ઉત્કર્ષ કરવા માટે શાંતિનું ધોરણ રાખી દેશના ઉદ્યોગધંધા અને વેપારની વૃદ્ધિની જરૂર છે. તેથી વેપારની વૃદ્ધિ કરવા માટે દેશના ઘણા આયાત નિકાસના માલપરની જકાત તેણે કમી કરી. આમ કરવાથી દેશના વેપારને ઘણું ઉત્તેજન મળ્યું અને તેની વૃદ્ધિ થતી ગઈ. કિનારાપરના બંદરમાં લેવામાં આવતી જકાતની દાણચોરી કરી તંબાકુ, દારૂ વગેરે કેટલીક વેપારની જણસો આડમાર્ગે દેશમાં આવતી હતી. તે દાણચોરી અટકાવવા માટે તેણે **એકસાઇઝ બિલ** નામનો કાયદાનો ખરડો પાર્લમેન્ટમાં દાખલ કર્યો ( ૧૭૩૩ ). એ બિલની યોજના પ્રમાણે તંબાકુ અને દારૂપર બંદરમાં જકાત ન લેતાં તે જણસો જ્યારે વેચાય ત્યારે જ જકાત લેવી અને પરવાના ( લાઇસેન્સ ) સિવાય એ જણસો કોઈ વેચે નહિ એવી વ્યવસ્થા તેણે એ બિલમાં રાખી હતી. પણ આ યોજનાથી સરકારી અધિકારીઓ તરફથી વેપારી લોકના કામમાં દખલ થશે એ મુદ્દા-ઉપર પાર્લમેન્ટમાં એ બિલ સામે સખત વિરોધ કરવામાં આવ્યો. ત્યારે વૉલ્પોલે એ બિલ પાછું ખેંચી લીધું. વૉલ્પોલની પરદેશી રાજ્ય-નીતિ સલાહશાંતિની હતી અને તે માટે તેણે ફ્રાન્સ સાથે દોસ્તી કરી હતી. પણ એ શાંતિનું ધોરણ વૉલ્પોલ લાંબા વખત સુધી ટકાવી

શકયો નહિ. ફ્રાન્સ અને સ્પેનના રાજા બુર્બોન વંશના હતા અને તેમણે ૧૭૩૩ માં અરસ પરસ મદદની સંધિ (Family Compact)

કરી અને પછી તેઓ ઇંગ્લંડના વેપારમાં પણ હરકત કરવા લાગ્યા. તેથી વૉલ્પોલને સ્પેન સાથે લડાઈ કરવી પડી.

**વેપારની બાબતમાં સ્પર્ધા** :—તે વેળાએ અમેરિકામાંના યુરોપના ઘણા દેશોનાં સંસ્થાનો થયાં હતાં. તેમાંના સ્પેનના તાબાનાં સંસ્થાનો બધાં કરતાં વધારે હતાં અને તેને વેપારમાં ઘણો સારો ફાયદો થતો હતો. તે કાળે દરેક દેશના લોક એમ માનતા હતા કે અમારા તાબાનાં સંસ્થાનો અમારા જ હિતને માટે છે અને તેની સાથે વેપાર કરવાનો અમારો એકલાનો જ હક છે. તેથી તેઓ બીજા કોઈને પોતાનાં સંસ્થાનો સાથે વેપાર કરવા દેતા નહિ. તેમજ માતૃ-ભૂમિ સિવાય બીજા કોઈ દેશ સાથે સીધો વેપાર કરવાની સંસ્થાનોને પણ મના કરવામાં આવતી હતી. પણ યુટ્રેચની સંધિથી સ્પેનના દક્ષિણ અમેરિકામાંના સંસ્થાનો સાથે વેપાર કરવા માટે દર વર્ષે એક જ વેપારી માલથી ભરેલું વહાણ મોકલવાની પરવાનગી ઇંગ્લંડને મળી હતી. સ્પેનના સંસ્થાનો સાથે શરૂ થયેલા વેપારમાં ઘણો ફાયદો થતો હોવાથી ઘણા ઇંગ્લિશ વેપારીઓ યુટ્રેચની સંધિમાં મળેલી પરવાનગી કરતાં વધારે વહાણો દક્ષિણ અમેરિકા મોકલતા હતા અને રાતોરાત વહાણોપર માલ ચઢાવી ચોરીચૂપકીથી વેપાર કરતા હતા. ત્યારે એ ચોરીચૂપકીનો વેપાર અટકાવવા માટે સ્પૅનિશ અધિકારીઓ અંગ્રેજોના વેપારી વહાણોની બારીકાઈથી તપાસ લેતા હતા અને સ્પેનના સંસ્થાનો સાથે એ વહાણો ચોરીચુપકીથી વેપાર ચલાવે છે એમ માલમ પડતું તો તે વહાણોના કૅપ્ટન અને વેપારીઓને સખત શિક્ષા ઠોકવામાં આવતી. તેથી એ વેપારની બાબત માટે ઇંગ્લંડ અને સ્પેન વચ્ચે વારંવાર ટંટા થતા હતા. એ બાબતસર વૉલ્પોલ આગળ ફર્યાદ પણ ઘણી આવતી હતી, તોપણ વૉલ્પોલ સ્પેન સામે શસ્ત્ર ઉપાડતો નહિ તેથી તેની વિરુદ્ધ જાહેર ટીકા થવા લાગી હતી. આવી પરિસ્થિતિમાં **જેન્કિન્સ** નામનો એક વહાણનો કૅપ્ટન ઇંગ્લંડમાં આવ્યો અને સ્પૅનિશ અધિકારીઓ ઇંગ્લિશ વેપારી વહાણોમાંના માણસો ઉપર જુલમ કરે છે એવી તેણે ફર્યાદ કરી. સ્પૅનિશ અધિ-કારીઓ વેપારી વહાણો તપાસતી વખતે અમારી સાથે ઘણી ખરાબ રીતે વર્ત્યા હતા અને તેમણે મારો કાન પણ કાપી નાંખ્યો એવું જેન્કિન્સે કહ્યું. જેન્કિન્સના કહેવા ઉપર બધાને વિશ્વાસ બેઠો અને

વૉલ્પોલના સલાહશાંતિના ધોરણ વિરુદ્ધ પાર્લમેન્ટમાં પણ ટીકા થવા લાગી. એટલે પોતાનું મુખ્ય પ્રધાનપદ ટકાવી રાખવા માટે વૉલ્પોલે સ્પેન સામે લડાઈ જાહેર કરી ( ૧૭૩૯ ).

**સ્પેન સાથે વિગ્રહ** ( ૧૭૩૯–૧૭૪૨ ):—આમ સ્પેન સામે યુદ્ધ જાહેર થયું ત્યારે લોકોને અત્યાનંદ થયો. વૉલ્પોલે **નૌકાસેનાપતિ વર્નાન** અને **વેંટવર્થને** અરમાર આપી સ્પેનના અમેરિકામાંના સંસ્થાનો તરફ મોકલ્યા. તેમનો વિચાર મધ્ય અમેરિકાના **કાર્ટેજીના** નામનું સ્પૅનિશ થાણું જીતી લેવાનો હતો. પણ તે કામ માટે વર્નાન અને વેંટવર્થ લાયક નહોતા અને તેમને એક બીજા સાથે બનતું નહોતું, તેથી તેઓ એ થાણું લઈ શકયા નહિ અને તેઓનો પરાજય થયો અને તેમના હાથ નીચેની અરમારનો પણ નાશ થયો. ત્યારે વર્નાનને મદદ કરવા માટે **ઍન્સનને** કેટલાંક વહાણો આપી મોકલવામાં આવ્યો. તેને પણ જશ મળ્યો નહિ.

**વૉલ્પોલનું રાજીનામું**:—સ્પેન સાથે ચાલેલા આ વિગ્રહ માટે વૉલ્પોલે યોગ્ય વ્યવસ્થા કરી નહિ તેથી ઇંગ્લંડની જીત થઈ નહિ એવી ટીકા સર્વત્ર થવા લાગી અને તેથી તેની લોકપ્રિયતા કમી થવા લાગી. રાણી કૅરોલાઈન ૧૭૩૭ માં મરણ પામી એટલે તે દ્વારા જ્યૉર્જ આગળ વૉલ્પોલનું જે વજન પડતું હતું તે ઓછું થયું. પોતાના કરતાં વધારે હોશિયાર માણસોને પ્રધાનમંડળમાં ન નીમવા અને સર્વ સત્તા પોતાના હાથમાં રાખવી એવું તેનું ધોરણ હોવાથી વ્હિગ પક્ષના ઘણા હોશિયાર અને કાર્યદક્ષ લોક તેની વિરુદ્ધ થયા હતા. એ પક્ષમાંના તરુણ સભાસદોનો નેતા **વિલિઅમ પિટ** હતો. તેને વૉલ્પોલનું ધોરણ અને લાંચ રૂશ્વતની રીત પસંદ નહોતી. ટોરી પક્ષના લોક તો તેની વિરુદ્ધ અસલથી જ હતા. તેની લોકપ્રિયતા આમ કમી થતી જતી હતી તેવામાં ૧૭૪૧ માં પાર્લમેન્ટની નવી ચૂંટણી થઈ. એ ચૂંટણીમાં તેની વિરુદ્ધના ઘણા માણસો ચૂંટાઈ આવ્યાં તે વૉલ્પોલે જોઈ લીધું. ત્યારે પાર્લમેન્ટના ટેકા વિના રાજ્યકારભાર ચલાવનો શકય નથી એમ જોઈ તેણે મુખ્ય પ્રધાનપદનું રાજીનામું આપ્યું ( ૧૭૪૨ ). ત્યારપછી

રાજાએ તેને **ઑકસફર્ડનો અર્લ** બનાવ્યો, અને ત્યારપછી ત્રણ વર્ષે તે મરણ પામ્યો ( ૧૭૪૫ ).

**ઑસ્ટ્રિઆની ગાદીના વારસાનું યુદ્ધ** ( ૧૭૪૦–૧૭૪૮ ):— ઇંગ્લંડ અને સ્પેન વચ્ચે લડાઈ ચાલતી હતી તે દરમ્યાન યુરોપમાં ઑસ્ટ્રિઆની ગાદીના વારસા માટે યુદ્ધ શરૂ થયું ( ૧૭૪૦ ) અને હૅનોવર સંસ્થાનનો બચાવ કરવા માટે ઇંગ્લંડને એ યુદ્ધમાં ભાગ લેવો પડ્યો. ઑસ્ટ્રિઆના શહેનશાહને માત્ર **મેરિઆ થેરેસા** નામની એક છોકરી જ હતી અને પોતાની પાછળ તેને જ ગાદી મળે એવી તેની ઇચ્છા હતી. પણ ઑસ્ટ્રિઅના કાયદા પ્રમાણે કોઈ સ્ત્રીને ગાદી મળે નહિ. તેથી એ કાયદાની અડચણ દૂર કરવા તેણે **મેરિઆ થેરેસાને** પોતાના તમામ રાજ્યની વારસ ઠેરવી અને ઠરાવ માટે યુરોપના જુદાં જુદાં રાજ્યોની સંમતિ મેળવી રાખી હતી ( ૧૭૨૪ ). આ વખતે ઑસ્ટ્રિઆનું સામ્રાજ્ય ઘણું મોટું હતું. તેમાં હંગરી, સિલીશિઆ ( Silesia ), બોહીમિઆ, ઑસ્ટ્રિઅન નેધર્લેંડ વગેરે દેશોનો સમાવેશ થતો હતો. ઉપર પ્રમાણે વ્યવસ્થા કર્યા પછી ઑસ્ટ્રિઆનો શહેનશાહ ચાર્લ્સ મરણ પામ્યો ( ૧૭૪૦ ). ચાર્લ્સના મૃત્યુની વાત સાંભળતાં જ પ્રશિઆના રાજા **ફ્રેડરિક ધી ગ્રેટે** ઑસ્ટ્રિઆના રાજ્યમાંના સિલીશિઆ પ્રાંતપર હુમલો કરી તેને પોતાના તાબામાં લીધો ( ૧૭૪૦ ). બૅવેરિઆના સંસ્થાને બોહીમિઆ પ્રાંતપર દાવો કર્યો અને સ્પેન અને ફ્રાન્સે તેને ટેકો આપ્યો. પ્રશિઆના મહત્ત્વાકાંક્ષી રાજા ફ્રેડરિક ધી ગ્રેટ સામે હૅનોવર સંસ્થાનનો બચાવ કરવા ઇંગ્લંડે મેરિઆ થેરેસાનો પક્ષ લીધો અને તેને પૈસાની અને સૈન્યની મદદ મોકલી. ઇંગ્લંડનો રાજા ૨ જો જ્યૉર્જ જાતે એ લડાઈપર ગયો અને તેણે **ડેટિંજન**ની લડાઈમાં ફ્રેન્ચોને હરાવ્યા ( ૧૭૪૩ ). ત્યારપછી ૧૭૪૫ માં ફ્રેન્ચોએ **ડ્યૂક ઑફ કંબરલંડ**ની સરદારી નીચેના ઇંગ્લિશ સૈન્યને બેલજિઅમમાં **ફૉન્ટન્વા** ( Fontenoy ) ની લડાઈમાં શિકસ્ત આપી. આજ અરસામાં ૨ જા જેમ્સના પૌત્ર **ચાર્લ્સ એડવર્ડે** સ્કૉટલંડમાં જઈ જૅકોબાઈટ લોકની મદદથી બંડ ઉઠાવ્યું ( ૧૭૪૫–૪૬ ), પણ તેમાં તે ફાવ્યો નહિ અને તેને ફ્રાન્સ પાછા જવું પડ્યું. સમુદ્રમાં પણ

ઇંગ્લંડની અરમારના સેનાપતિ **ઍન્સન** અને **હૉકે** ફ્રેન્ચ અરમારને હરાવી (૧૭૪૭). છેવટે ૧૭૪૮ માં **એક્સ્‌લા શાપેલ** (Aix-la-Chapelle) ની સંધિથી એ યુદ્ધ બંધ પડ્યું. એ સંધિથી ફ્રેડરિક ધી ગ્રેટને સિલીશિઆ પ્રાંત મળ્યો અને મેરિઆ થેરેસાનો ઑસ્ટ્રિઆની ગાદીપરનો હક સ્વીકારવામાં આવ્યો.

**જૅકોબાઇટોનું બંડ (૧૭૪૫-૪૬)**:—૨ જા જેમ્સનો પુત્ર જેમ્સ એડવર્ડ ફ્રાન્સમાં હતો; અને તેણે ઇંગ્લંડની ગાદી મેળવવાની આશા હજુ છોડી નહોતી. ઑસ્ટ્રિઆની ગાદીના વારસાના યુદ્ધમાં જ્યારે ઇંગ્લંડનું સૈન્ય યુરોપમાં ગુંથાયલું હતું ત્યારે ઇંગ્લંડમાં બંડ ઉઠાવવાની તક ઠીક છે એમ તેને લાગ્યું. ઇંગ્લંડ અને સ્કૉટલંડના જૅકોબાઇટ લોકની મદદ મળવાની આશા પણ તે રાખતો હતો. પોતે આ વેળા વૃદ્ધ થયો હતો, તેથી તેનો છોકરો **ચાર્લ્સ એડવર્ડ** ૧૭૪૫ માં એકાએક સ્કૉટલંડને પશ્ચિમ કિનારે ઉતર્યો અને ત્યાં તેણે બંડ ઉઠાવ્યું. એ તરુણ, હોશિઆર અને દેખાવડો હતો અને રાજપુત્રને યોગ્ય એની વર્તણૂક હતી, તેથી જૅકોબાઇટ લોકપર તે સારી છાપ પાડી શક્યો અને તેમણે તેને મદદ કરવાનું કબૂલ કર્યું. પછી ચાર્લ્સ પોતાના અનુયાયીઓ સાથે દક્ષિણ તરફ ગયો અને તેણે **એડિનબરો** શહેર જીતી લીધું. ચાર્લ્સ એડવર્ડે સ્કૉટલંડમાં બંડ ઉઠાવ્યું તે સાંભળતાં જ રાજપક્ષના સરદાર **સર જૉન કોપે** તેનાપર સવારી કરી, પણ **પ્રેસ્ટૉનપૅન** આગળ તેનો પરાજય થયો. પછી ઇંગ્લંડના જૅકોબાઇટોની મદદથી લંડન શહેર જીતી લઈ શકાશે એમ લાગવાથી પોતાના હાઇલૅંડર અનુયાયીઓને સાથે લઈ ચાર્લ્સ લંડન જવા નીકળી પડ્યો. અને ઇંગ્લંડના પશ્ચિમ ભાગમાં કાર્લાઇલ અને પ્રેસ્ટનને માર્ગે થઈ **ડર્બી** સુધી આવી પહોંચ્યો. એ માર્ગે જતાં કોઈના તરફથી તેનો વિરોધ કરવામાં આવ્યો નહિ. ઇંગ્લંડના જૅકોબાઇટો તરફથી મદદ મળશે એમ તેને લાગતું હતું, પણ તેના ધાર્યા પ્રમાણે તેને મદદ મળી નહિ. ડર્બીથી લંડન ૧૨૫ માઇલ હતું તોપણ સ્કૉટલંડથી ઘણે દૂર આવેલા હોવાથી હાઇલૅંડરોએ આગળ જવાની ના પાડી. ત્યારે લાઇલાજે ચાર્લ્સને પાછા ફરવું પડ્યું.

ચાર્લ્સ એડવર્ડે ઇંગ્લંડપર સવારી કરી છે એમ સાંભળી તેનો વિરોધ કરવા માટે સૈન્ય તૈયાર રાખવામાં આવ્યું અને યુરોપ ગયેલા કંબરલંડને તેના સૈન્ય સાથે પાછો બોલાવી લેવામાં આવ્યો. લંડન શહેરનું રક્ષણ કરવા માટે રાજા જ્યૉર્જ સસૈન્ય તૈયાર હતો, પણ ચાર્લ્સ એડવર્ડ તો પાછો સ્કૉટલંડ ગયો, ત્યાંના રાજપક્ષના લશ્કરે તેનાપર **ફૉલ્કર્ક** આગળ હલ્લો કર્યો, પણ તેમાં ચાર્લ્સ એડવર્ડની જીત થઈ. પછી ડ્યૂક ઑફ્ કંબરલંડે તેની પૂઠ પકડી ત્યારે ચાર્લ્સ એડવર્ડ સ્કૉટલંડના ઉત્તર ભાગ તરફ ગયો. તેની પાછળ પાછળ કંબરલંડ પણ ગયો. છેવટે **કલોડનમૂર** આગળ બંને સૈન્યોનો ભેટો થયો અને ત્યાં તુમુલ યુદ્ધ થયું, તેમાં ચાર્લ્સ એડવર્ડના સૈન્યના પુરચેપુરચા ઉડી ગયા ( એપ્રિલ ૧૭૪૬ ). ત્યારે પોતાનો જાન બચાવવા ચાર્લ્સ એડવર્ડ ત્યાંથી જીવ લઈને નાઠો. ચાર્લ્સ એડવર્ડના સૈન્યના જેટલા માણસો પકડાઈ ગયા તેમને કંબરલંડે ઘણી સખત શિક્ષા કરી અને ચાર્લ્સ એડવર્ડને પકડી લાવનારને ત્રીસ હજાર પાઉન્ડનું ઇનામ આપવાનું જાહેર કર્યું. ત્યારે ચાર્લ્સ લપાતો છૂપાતો અને હજારો મુસીબતો વેઠતો દરીઆ કિનારે પહોંચી ફ્રાન્સ પલાયન કરી ગયો.

આ પ્રમાણે બળવો નિષ્ફળ ગયા પછી સ્ટુઅર્ટ વંશના કોઇપણ માણસે ઇંગ્લંડની ગાદી મેળવવાનો પ્રયત્ન કર્યો નહિ. જેમ્સ એડવર્ડ ૧૭૬૬ માં મરણ પામ્યો. ચાર્લ્સ એડવર્ડના છેલ્લા દિવસો ઘણા દુખમાં ગયા. તેને દારૂનું વ્યસન લાગુ પડ્યું અને તેની લતમાં તેનું શરીર ખવાઈ ગયું અને છેવટે ૧૭૮૮ માં તેની જિંદગીનો અંત આવ્યો. તેનો ભાઈ હેન્રી બેનેડિકટ સ્ટુઅર્ટ પણ ૧૮૦૭ માં મરણ પામ્યા પછી સ્ટુઅર્ટ વંશનો કોઈ વારસ રહ્યો નહિ.

**જ્યૉર્જ અને તેના પ્રધાન**:—જ્યૉર્જની કારકિર્દીના પહેલા પંદર વર્ષસુધી વૉલ્પોલ મુખ્ય પ્રધાન હતો. પણ ૧૭૪૨ માં વૉલ્પોલે રાજીનામું આપ્યા પછીના ૧૮ વર્ષમાં જ્યૉર્જના ચાર પાંચ પ્રધાનો થઈ ગયા. તેમાં **હેન્રી પેલ્હામ** ( ૧૭૪૪–૧૭૫૪ ) અને વિલિઅમ પિટ ( ૧૭૫૭–૧૭૬૧ ) મુખ્ય હતા.

**હેન્રી પેલ્હામ**:—એ વ્હિગ પક્ષનો હતો. તે હોશિઆર અને કાર્યકુશળ હતો અને વૉલ્પોલની કારભારની પદ્ધતિથી સંપૂર્ણપણે વાકેફ હતો. પણ પોતાના કરતાં વધારે હોશિઆર અને કાર્યદક્ષ માણસને મંત્રિમંડળમાં નહિ નીમવાનું વૉલ્પોલનું ધોરણ તેણે સ્વીકાર્યું નહિ, તેથી મરતાં સુધી પાર્લમેન્ટમાં તે પોતાનું વજન ચાલુ રાખી શક્યો (૧૭૪૪–૧૭૫૪). આગળ જતાં વિશેષ પ્રસિદ્ધિમાં આવનાર વિલિઅમ પિટ એના પ્રધાનમંડળમાં એક મંત્રી હતો. હેન્રી પેલ્હામ વડો પ્રધાન હતો ત્યારે તેને ઑસ્ટ્રિઆની ગાદીના વારસાના યુદ્ધમાં અને ચાર્લ્સ એડવર્ડના જૅકોબાઇટ બંડ તરફ લક્ષ આપવું પડ્યું હતું. તેમ જ તેણે પ્રજાકીય દેવાના વ્યાજની રકમ ઘણી ઓછી કરી સરકારી ખર્ચમાં ઘણી બચત કરી અને પંચાંગમાં સુધારો કર્યો.

(૧) રાષ્ટ્રીય દેવાનું એકીકરણ (કૉન્સોલ્સ) ૧૭૫૦—આ વખતે રાષ્ટ્રીય દેવાની રકમ સુમારે સાડા સાત કરોડ પાઉન્ડની હતી. ત્રીજા વિલિઅમની કારકિર્દી પછી જુદે જુદે વખતે અને જુદા જુદા વ્યાજના દરે દેવું કરવામાં આવ્યું હતું, અને તે પર દર વર્ષે દર સેંકડે ૫ થી ૮ ટકા વ્યાજ ભરવું પડતું હતું. રાષ્ટ્રીય દેવાપરનો વ્યાજનો એ બોજો હલકો કરવા માટે તેણે જુદે જુદે પ્રસંગે કરેલું રાષ્ટ્રીય દેવું બધું એકત્ર કરી દીધું અને એ એકત્ર દેવાપર ફકત ત્રણ ટકા જ વ્યાજ આપવામાં આવશે એવું તેણે જાહેર કર્યું. આ વખતે સરકારની આંટ સારી હોવાને લીધે ઓછા વ્યાજના દરે પણ પોતાના નાણાં સરકારી દેવામાં રોકી રાખવા લોકો તૈયાર હતા. આમ વ્યાજનો દર ઓછો થવાથી સરકારી ખરચ પણ ઘણો કમી થયો. આ પ્રમાણે જુદે જુદે વખતે કરેલાં દેવાંની રકમ એકત્ર કરી દીધી તેથી તે કૉન્સોલ્સ કહેવાય છે.

**પંચાંગમાં સુધારો ૧૭૫૨**:—પૂર્વે રોમમાં એક સૌર વર્ષના ૩૬૫ દિવસ અને ૬ કલાક ગણી કાળગણના કરવામાં આવતી હતી. આ પદ્ધતિ રોમમાં જુલિઅસ સીઝરે શરૂ કરી હતી, તેથી તે **જુલિઅન પદ્ધતિ** કહેવાતી હતી. ઇંગ્લંડમાં પણ એજ પદ્ધતીથી

વર્ષગણના થતી હતી. પરંતુ કેટલાક સૈકા પછી વર્ષના એ પ્રમાણમાં કેટલીક મિનીટની ભૂલ આવતી હતી એમ માલમ પડ્યું. અને એ ભૂલ વધતી જતાં ૧૬ મા સૈકામાં ૧૦ દિવસ કમી થયેલા માલમ પડ્યા. ત્યારે **પોપ ગ્રેગરી**એ એ ભૂલ સુધારી અને એ ભૂલ પાછી થાય નહિ તે માટે દર સો વર્ષે એક દિવસ વધારે ગણવો એવું તેણે ઠરાવ્યું. આ નવીન પદ્ધતિ **ગ્રેગરિઅન પદ્ધતિ** કહેવાય છે. યુરોપના ઘણાખરા દેશોએ પોપ ગ્રેગરીએ સૂચવેલી પદ્ધતિ પ્રમાણે પોતાના દેશનાં પંચાંગમાં સુધારો કર્યો હતો, પણ ઇંગ્લંડમાં જૂની પદ્ધતિ જ ચાલુ હતી. તેથી ૧૮ મા સૈકામાં ૧૧ દિવસ ઓછા આવતા હતા. ત્યારે પંચાંગમાં સુધારો કરવાનું પેલ્હામના પ્રધાન-મંડળે ઠરાવ્યું. અને તેમ કરવા માટે ૨ જી સપ્ટેંબર ૧૭૫૨ પછીના ૧૧ દિવસ પડતા મૂકી ૩ જી સપ્ટેંબરને બદલે ૧૪ મી સપ્ટેંબર ગણવી એવું તેમણે ઠરાવ્યું.

**વિલિઅમ પિટ (મોટો) ૧૭૦૮–૧૭૭૮** :—હેન્રી પેલ્હામ ૧૭૫૪ માં મરણ પામ્યો. ત્યારપછી ત્રણ વર્ષે **વિલિઅમ પિટ** મુખ્ય પ્રધાન થયો (૧૭૫૭–૧૭૬૧). પિટ ૨૭ વર્ષની ઉંમરે પાર્લ-મેન્ટમાં ચુંટાઈ આવ્યો હતો (૧૭૩૫). તે વખતે વૉલ્પોલ મુખ્ય પ્રધાન હતો. પિટ વ્હિગ પક્ષનો હતો. પણ વૉલ્પોલની લાંચ રૂશ્વતની રીત અને સઘળી સત્તા પોતાના હાથમાં રાખવાની પદ્ધતિ તેને પસંદ નહોતી. તેમ જ ઇંગ્લંડનાં હિત કરતાં હૅનોવરના હિત તરફ વધારે લક્ષ આપવાનું તેનું ધોરણ પિટને ગમતું નહોતું. એ સંબંધે તેણે વૉલ્પોલની રાજ્યનીતિપર ટીકા પણ કરી હતી. તે ઉત્તમ વક્તા હતો અને તેની દેશપ્રીતિ, નિઃસ્પૃહતા અને યોગ્ય ટીકા કરવાના ગુણ માટે લોકોને તેને માટે ઘણું માન હતું. તે કાળની ચૂંટણીની પદ્ધતિને લીધે પૈસાદાર અને જમીનદાર વર્ગના જ પ્રતિ-નિધિઓ પાર્લમેન્ટની આમની સભામાં મોટે ભાગે ચૂંટાઈ આવતા; તેથી આમની સભામાં પિટના પક્ષના ઘણા મત નહોતા. પણ તેને સામાન્ય વર્ગના લોકનો સારો ટેકો હતો તેથી તે '**લોકનાયક**' (The Great Commoner) કહેવાતો હતો. વૉલ્પોલે રાજી-

નામું આપ્યા પછી બે વર્ષે હેન્રી પેલ્હામ મુખ્ય પ્રધાન થયો, (૧૭૪૪-૧૭૫૪). પિટની હોશિયારી, તેની કાર્યદક્ષતા અને તેના-પર લોકનો વિશ્વાસ જોઈ પેલ્હામે તેને પોતાના પ્રધાનમંડળમાં લીધો હતો. પેલ્હામનો ભાઈ ડ્યૂક ઑફ ન્યૂ કૅસલ પણ એ પ્રધાનમંડળમાં એક મંત્રી હતો અને ૧૭૫૪ માં જ્યારે પેલ્હામ મરણ પામ્યો ત્યારે ડ્યૂક ઑફ ન્યૂ કૅસલ મુખ્ય પ્રધાન થયો. પણ તે નાલાયક, લોભી અને નીચ વૃત્તિનો હતો. તેથી તેને અને પિટને બનતું નહિ, તેથી પિટે પ્રધાનમંડળમાંથી રાજીનામું આપ્યું (૧૭૫૪). ત્યાર પછી બે વર્ષે સપ્તવાર્ષિક યુદ્ધ શરૂ થયું (૧૭૫૬), અને તે લડાઈમાં યુરોપમાં, સમુદ્ર ઉપર અને ઉત્તર અમેરિકામાં એમ સર્વ સ્થળે ફ્રાન્સ ઇંગ્લંડને હરાવતું હતું. એ સંજોગોમાં પિટ જેવો કાર્યદક્ષ અને લાયક મુખ્ય પ્રધાન થયા વિના ઇંગ્લંડની જીત થવાની જ નથી એમ સૌને લાગતું હતું. તેથી આ અડીઓપટીને વખતે મતભેદ બાજુએ મૂકી પિટ અને ન્યૂ કૅસલે પ્રધાનમંડળ સ્થાપન કર્યું (૧૭૫૭-૧૭૬૧). એ પ્રધાનમંડળમાં પિટે પરદેશ ખાતું અને યુદ્ધ માટે વ્યવસ્થા પોતાના હાથમાં રાખ્યાં.

**સપ્તવાર્ષિક યુદ્ધ** (૧૭૫૬-૧૭૬૩): કારણો:—૧૭૫૬ માં 'સપ્તવાર્ષિક યુદ્ધ' શરૂ થયું. આ યુદ્ધમાં યુરોપનાં ઘણા ખરાં રાજ્યો સામેલ થયાં હતાં. એ વિગ્રહના કારણો નીચે પ્રમાણે છે.

(૧) જર્મનીમાં ઉપરીપણા માટે ઑસ્ટ્રિઆ અને પ્રશિઆ વચ્ચે સ્પર્ધા ચાલતી હતી. એક્સ-લા-શાપેલની સંધિથી ઑસ્ટ્રિઆના રાજ્યનો સિલીશિઆ પ્રાંત પ્રશિઆના રાજા ફ્રેડરિક ધી ગ્રેટને આપવામાં આવ્યો હતો. તે પ્રાંત મેરિઆ થેરેસા પાછો પોતાના તાબામાં લેવા માગતી હતી. ફ્રેડરિક ધી ગ્રેટ ઇંગ્લંડના ૨ જા જ્યૉર્જનો ભાણેજ થતો હતો. તેથી આ બાબતમાં ઇંગ્લંડ તરફથી કંઈ મદદ મળશે નહિ એમ જોઈ તેણે ઇંગ્લંડના શત્રુદેશ ફ્રાન્સ સાથે સંધિ કરી. (૨) પ્રશિઆનો રાજા ફ્રેડરિક ધી ગ્રેટ મહત્ત્વાકાંક્ષી હતો અને યુરોપમાં પોતાનું રાજ્ય બળવાન કરવા તે મથતો હતો. હવે એ રાજ્ય જો બળવાન થાય તો તેના તરફથી આપણા દેશને ધોકો પહોંચે એમ સમજી રશિઆ

અને ફ્રાન્સે પણ પ્રશિઆ વિરુદ્ધ ઑસ્ટ્રિઆ સાથે દોસ્તી કરી. ત્યારે પ્રશિઆએ ઇંગ્લંડ સાથે દોસ્તી કરવા પ્રયત્ન કર્યો. ફ્રાન્સ તરફથી હૅનોવરને ધોકો પહોંચે નહિ એ હેતુથી ઇંગ્લંડે પ્રશિઆની દોસ્તી સ્વીકારી. ( ૩ ) ફ્રાન્સ અને ઇંગ્લંડ વચ્ચે અમેરિકા અને હિંદુસ્થાનમાં વેપાર, સંસ્થાન અને તાબાના મુલકોની બાબતમાં સ્પર્ધા ચાલતી હતી. ઉત્તર અમેરિકામાં પશ્ચિમ તરફ ઍલિગનીઝ પર્વત અને પૂર્વ તરફ ઍટલાંટિક મહાસાગર એ બેની વચ્ચેના સાંકડા કિનારાના પ્રદેશમાં ઇંગ્લંડના ૧૩ સંસ્થાનો હતાં. એ સંસ્થાનોની ઉત્તરે સેંટ લૉરેન્સ નદીની ખીણમાં ફ્રેન્ચોનું કૅનેડા સંસ્થાન હતું અને તેમાં કવેબેક અને મૉંટ્રીલ મહત્ત્વના શહેરો હતાં. તે પ્રમાણે ઇંગ્લિશ સંસ્થાનોની દક્ષિણે મિસિસિપી નદીના મુખ આગળ ફ્રેન્ચોનું લુઈસાના નામનું સંસ્થાન આવેલું હતું. ઉત્તર અમેરિકાના ઇંગ્લિશ અને ફ્રેન્ચ સંસ્થાનવાસીઓ ત્યાંના રેડ ઇંડિઅન લોકો સાથે વેપાર કરતા હતા એ બધો વેપાર પોતે હસ્તગત કરવા અને ઇંગ્લિશ સંસ્થાનોની પશ્ચિમ તરફ વૃદ્ધિ થતી અટકાવવાના હેતુથી અને તે બધો પ્રદેશ પોતાના તાબામાં લેવાના ઉદ્દેશથી ફ્રેન્ચ લોકોએ ઍલિગનીઝ પર્વતની પશ્ચિમે સેંટ લૉરેન્સ, ઓહિઓ અને મિસિસિપી નદીઓને કાંઠે કિલ્લાઓ બાંધ્યા. પણ ઇંગ્લિશ સંસ્થાનવાસીઓએ પણ ઍલિગનીઝ પર્વતની પેલી તરફનો મુલક પોતાના તાબામાં લઈ રેડ ઇંડિઅન લોકો સાથે વેપાર કરવાના પ્રયત્નો ચાલુ કર્યા હતા, તેથી ફ્રેન્ચ અને ઇંગ્લિશ સંસ્થાનવાસીઓ વચ્ચે ચકમક ઝરવી શરૂ થઈ હતી. હિંદુસ્થાનમાં પણ ફ્રેન્ચ અને ઇંગ્લિશ વેપારી કંપનીઓ વચ્ચે ઘણી સ્પર્ધા ચાલતી હતી. ત્યાં પણ વેપારપ્રમાણે મુલકો પણ પોતાના તાબામાં લેવા અને ત્યાં પોતાનું રાજ્ય સ્થાપવા પણ તેમને વિચાર આવવા માંડ્યો હતો. તેથી હિંદુસ્થાનના દેશી રાજ્યોના યુદ્ધોમાં પણ એ કંપનીઓએ ભાગ લેવા માંડ્યો હતો. આવી રીતે યુરોપમાં ઑસ્ટ્રિઆ અને પ્રશિઆ વચ્ચે સ્પર્ધા, અને પ્રશિઆની મહેચ્છાને લીધે યુરોપનાં બીજાં રાજ્યોને રહેતી બીક અને અમેરિકા અને હિંદુસ્થાનમાં ફ્રૅંચ અને ઇંગ્લિશ લોક વચ્ચે ચરસાચરસીને લીધે ૧૭૫૬ માં વિગ્રહ શરૂ થયો.

**વિગ્રહ**:—૧૭૫૬ માં ફ્રેંચ અરમારે ઇંગ્લિશોના તાબાનો ભૂમધ્ય સમુદ્રમાં આવેલો **માઇનાર્કા** બેટ જીતી લીધો; અને અંગ્રેજ નૌકા-સેનાપતિ **બિંગ** તે પાછો લઈ શકયો નહિ. એ જ વર્ષમાં ઑસ્ટ્રિઆ, રશિઆ અને ફ્રાન્સે ત્રણ બાજુએથી પ્રશિઆ પર હુમલો કરી ફ્રેડરિક ધી ગ્રેટનો પરાજય કર્યો. ત્યારપછી ફ્રાન્સે હૅનોવરપર સવારી કરી બીજા જ્યૉર્જના નાના છોકરા ડ્યૂક ઑફ્ કંબરલંડને હરાવ્યો અને તેને શરણે આવી **કલોસ્ટર સેવેન**ની અપમાનકારક સંધિ કરવાની ફરજ પાડી અને હૅનોવર પ્રાંત કબજે કરી લીધો (૧૭૫૭). અમેરિકામાં પણ અંગ્રેજો અને ફ્રેંચ વચ્ચે વિગ્રહ ચાલુ હતો અને ત્યાં પણ ઇંગ્લિશ સંસ્થાનવાસીઓની હાર થઈ હતી. ૧૭૫૪ માં ઇંગ્લિશ સંસ્થાનવાસીઓના સેનાપતિ **વૉશિંગટને** ફ્રેંચોનો **ડૂકેન**નો કિલ્લો જીતી લેવાની કોશિશ કરી પણ તેમાં તે ફાવ્યો નહિ. ત્યાર પછી ઇંગ્લંડથી આવેલા સેનાપતિ **બ્રેડૉકે** તે કિલ્લો જીતવાનો પ્રયત્ન કર્યો; તેને પણ જીત મળી નહિ અને તે લડાઈમાં માર્યો ગયો અને ફ્રેંચ લોકે અંગ્રેજોના ઑસ્વેગો અને ફોર્ટ વિલિઅમ હેન્રી નામના કિલ્લા જીતી લીધા. ત્યારપછી અંગ્રેજોએ સેંટ લૉરેન્સ નદીના મુખ આગળ આવેલા કેપ બ્રેટન બેટમાંનો ફ્રેંચોનો લુઇસબર્ગ નામનો કિલ્લો લેવાનો પ્રયત્ન કર્યો, પણ તેમાં પણ તેમને યશ મળ્યો નહિ (૧૭૫૭).

**પિટ યુદ્ધખાતાંનો પ્રધાન**:—આ વેળાએ ડ્યૂક ઑફ્ ન્યૂ કૅસલ મુખ્ય પ્રધાન હતો. પણ વિગ્રહની શરૂઆતથી સર્વત્ર અંગ્રેજોની હાર થતી જતી હોવાથી વિગ્રહ માટે જોઇએ તેવી વ્યવસ્થા કરવામાં આવતી નથી એવી પ્રધાનમંડળવિરુદ્ધ ટીકા થવા લાગી. લાયક અને કાર્યદક્ષ વિલિઅમ પિટને પ્રધાનમંડળમાં લેવો અને યુદ્ધ માટેની સર્વ વ્યવસ્થા તેને સોંપવી એવો પોકાર લોકોમાં થવા લાગ્યો. ઇંગ્લંડ કટોકટીની સ્થિતિમાં આવી ગયું હતું, એવે વખતે માંહોમાંહેનો મતભેદ વિસરી જઈ ન્યૂ કૅસલ અને પિટે મળીને કામ કરવાનો ઠરાવ કર્યો અને પિટ પ્રધાનમંડળમાં દાખલ થયો. યુદ્ધ માટે તમામ વ્યવસ્થા કરવાનું પિટને સોંપવામાં આવ્યું. પિટે તે વખતની બારીક સ્થિતિને પહોંચી વળવા અને યુદ્ધમાં ફત્તેહ મેળવવા

માટે જબરો પ્રયત્ન કર્યો. સંસ્થાનોમાં અને દરિઆપરની જીત પર જ ઇંગ્લંડનું શ્રેષ્ઠત્વ અવલંબી રહ્યું છે એમ સમજી જઈ તેણે અમેરિકામાં, હિંદુસ્થાનમાં અને દરીઆપરની લડાઈઓ માટે યોગ્ય અને લાયક સેનાપતિઓ નીમ્યા અને તેમને યુદ્ધની પૂરતી સામગ્રી પૂરી પાડી. ફ્રાન્સને અમેરિકા અને હિંદુસ્થાનમાંની લડાઈઓમાં લક્ષ આપવાનો અવસર મળે નહિ અને યુરોપમાંની લડાઇઓમાં જ તે ગૂંચવાઈ રહે એવા હેતુથી પિટે ફ્રેડરિક ધી ગ્રેટને પુષ્કળ પૈસાની મદદ કરી અને ઇંગ્લંડનું સૈન્ય પણ ફ્રેડરિક ધી ગ્રેટના મુખ્ય સેનાપતિ **ફર્ડિનંડ ઑફ બ્રન્સવિક**ને સોંપ્યું. પિટની આ વ્યવસ્થાથી યુદ્ધનું પાસું ફર્યું અને ઇંગ્લંડની અને ફ્રેડરિકની જીત થવા લાગી.

**યુરોપમાં ઇંગ્લંડ અને પ્રશિઆનો જય**:—૧૭૫૯ માં ડ્યૂક ઑફ બ્રન્સવિકના હાથ નીચેના ઇંગ્લિશ અને પ્રશિઅન સૈન્યોએ **મિન્ડેન**ની લડાઈમાં ફ્રેંચોને સખત હાર આપી અને હૅનોવર સંસ્થાન તેમના કબજામાંથી પાછું લઈ લીધું. આ હારથી ફ્રેંચ સૈન્યને જર્મની-માંથી પગ કાઢવો પડ્યો. ફ્રેડરિક ધી ગ્રેટે પણ જુદે જુદે ઠેકાણે ઑસ્ટ્રિઆ અને રશિઆના સૈન્યોને હરાવ્યાં.

આ જ અરસામાં ઇંગ્લંડપર દરીઆઈ સવારી લઈ જવાના હેતુથી **ટૂલોન**માંની ફ્રેંચ અરમાર જિબ્રૉલ્ટરની સામુદ્રધુનીમાંથી ઍટલાંટિક મહાસાગરમાં આવી હતી. પણ પોર્ટુગલને કિનારે **લૅગૉસ** આગળ ઑસ્કવેને તેનો પરાજય કર્યો (૧૭૫૯). ત્યારપછી ઇંગ્લિશ નૌકાસેનાપતિ હૉક **કિવબેરોન**ના અખાતમાં (ફ્રાન્સ) ફ્રેંચ નૌકા-સૈન્યનો પરાજય કર્યો એટલે ફ્રાન્સ તરફથી ઇંગ્લંડપર દરીઆઈ સવારી આવવાની બીક નષ્ટ થઈ અને દરીઆપર ઇંગ્લંડનું ઉપરીપણું સ્થાપિત થયું.

**કૅનેડા પ્રાંત જીતી લેવામાં આવ્યો ૧૭૫૮-૧૭૬૦**:— અમેરિકામાંનાં ફ્રેંચનાં સંસ્થાનો જીતી લેવા માટે પિટે ત્યાં સૈન્ય મોકલ્યું હતું. એ સૈન્યે ૧૭૫૮ માં **ડૂકેન** અને **લુઈસબર્ગ**ના અગત્યના કિલ્લા જીતી લીધા. ત્યારપછી બહાદુર સેનાપતિ **વુલ્ફે** કૅનેડાના મહત્ત્વના

કિલ્લા કવેબેકપર હલ્લો કર્યો. ફ્રેંચ સેનાપતિ મૉંટકામ ૧૦૦૦૦ સૈનિકો સાથે એ કિલ્લાનું રક્ષણ કરતો હતો. પણ વુલ્ફ કોઈને ખબર ન પડે એવી રીતે પોતાના સૈન્યને રાતોરાત તે કિલ્લાના અભેદ



જનરલ વુલ્ફ

ગણાતા ટેકરા ઉપરથી અંદર લઈ ગયો. આ ઓચિંતા આવેલાં સૈન્યને જોઈને ફ્રેંચ સૈનિકો ગભરાટમાં પડી ગયા. પછી બંને સૈન્યો વચ્ચે લડાઈ થઈ, તેમાં ઇંગ્લિશોની જીત થઈ (૧૭૫૯) અને કવેબેક

અંગ્રેજોના હાથમાં આવ્યું. પણ એ લડાઈમાં વુલ્ફ અને મૉંટકામ બંને સેનાપતિ મરણ પામ્યા. પછી એક મહિનામાં **મૉંટ્રીલ** નામનું બીજું અગત્યનું ઠેકાણું ઇંગ્લિશ સૈન્યે જીતી લીધું એટલે આખો કૅનેડા પ્રાંત ઇંગ્લિશોના તાબામાં આવ્યો.

**વેસ્ટ ઇંડીઝ અને બીજા ટાપુઓ :**—બીજી તરફ સમુદ્ર ઉપર પણ ઇંગ્લિશ અરમારે વેસ્ટ ઇંડીઝ બેટો પૈકી ફ્રેંચના તાબાના માર્ટિનિક અને સેંટ લ્યૂકા બેટો (૧૭૬૨) જીતી લીધા. વળી ૧૭૬૨ માં સ્પેને પણ ઇંગ્લંડવિરુદ્ધ લડાઈ જાહેર કરી ત્યારે ઇંગ્લિશોએ સ્પેનના ક્યૂબા અને ફિલિપાઈન ટાપુઓ પણ જીતી લીધા. અહીં હિંદુસ્થાનમાં પણ અંગ્રેજો વિજયી થતા જતા હતા. ૧૭૫૭ માં ક્લાઈવે **પ્લાસી**ની લડાઈમાં બંગાળાના નવાબ સિરાજઉદ્દૌલાનો પરાજય કર્યો અને તેથી બંગાળા પ્રાંતમાં અંગ્રેજોનું ઉપરીપણું સ્થપાયું અને હિંદુસ્થાનમાં બ્રિટિશ રાજ્યનો પાયો નંખાયો. યુરોપમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે ચાલતા વિગ્રહનો લાભ લઈ દક્ષિણ હિંદુસ્થાનમાં અંગ્રેજોનું જોર તોડવા માટે ફ્રેંચ ગવર્નર ડૂપ્લે પછી આવનાર ગવર્નર લાલીએ પ્રયત્ન શરૂ કર્યો. પણ લાલી ડૂપ્લે જેવો કર્તૃત્વવાન અને નિપુણ નહોતો અને તેને હિંદુસ્થાનમાંની પરિસ્થિતિની બરાબર ખબર નહોતી તેથી તેણે કરેલા પ્રયત્નમાં તેને જશ મળ્યો નહિ. તેણે ફ્રોર્ટ સેંટ ડૅવિડનો કિલ્લો જીતી લીધો હતો અને મદ્રાસના ફ્રોર્ટ સેંટ જ્યૉર્જના કિલ્લાને ઘેરો પણ ઘાલ્યો હતો, પણ એ અરસામાં યુરોપથી ઇંગ્લિશ અરમાર આવી પહોંચી તેથી લાલીને મદ્રાસનો ઘેરો ઉઠાવવો પડ્યો. ત્યારપછી ૧૭૬૦ માં થયેલી **વૉંડિવૉશ**ની લડાઈમાં ઇંગ્લિશ સેનાપતિ **કર્નલ કૂટે** ફ્રેંચોને હરાવ્યા અને ૧૭૬૧માં હિંદુસ્થાનને પૂર્વ કિનારે આવેલું ફ્રેંચોનું મહત્ત્વનું ઠેકાણું પૉંડિચેરી જીતી લીધું. એટલે દક્ષિણ હિંદુસ્થાનમાં ફ્રેંચ સત્તાની પડતી થઈ અને પૂર્વ કિનારા-પર પણ ઇંગ્લિશોનું ઉપરીપણું થયું.

આ સપ્તવાર્ષિક યુદ્ધ ચાલતું હતું તે દરમ્યાન ૧૭૬૦ ના અક્ટોબર મહિનામાં બીજો જ્યાર્જ મરણ પામ્યો. જ્યૉર્જનો મોટો

છોકરો ફ્રેડરિક બાપ પૂર્વે જ મરણ પામેલો હોવાથી જ્યૉર્જનો પૌત્ર ત્રીજા જ્યૉર્જ તરીકે ઇંગ્લંડની ગાદીપર આવ્યો. તેને પિટ સાથે સારૂં નહોતું તેથી તે તેની સલાહપ્રમાણે ચાલતો નહિ. તેથી પિટે ૧૭૬૧ માં રાજીનામું આપ્યું અને તેના પછી ડ્યૂક ઑફ ન્યૂ કૅસલે પણ રાજીનામું આપ્યું. ત્યારે ત્રીજા જ્યૉર્જે પોતાના માનીતા બ્યૂટને મુખ્ય પ્રધાન બનાવ્યો ( ૧૭૬૧ ). બ્યૂટના પ્રધાનવટાં દરમ્યાન પૅરિસની સંધિથી સપ્તવાર્ષિક યુદ્ધ સમાપ્ત થયું.

**પૅરિસની સંધિ ૧૭૬૩ઃ**—આ સંધિથી ઇંગ્લંડને ફ્રાન્સ પાસેથી કૅનેડા પ્રાંત અને બ્રેટન બેટ, વેસ્ટ ઇંડીઝના કેટલાક બેટો અને ભૂમધ્યસમુદ્રમાં માઈનૉર્કા બેટ મળ્યાં. પણ હિંદુસ્થાનમાંનાં પૉંડિચેરી અને બીજાં ઠેકાણાં ફ્રાન્સને પાછાં મળ્યાં, ઇંગ્લંડને સ્પેન પાસેથી ફ્લૉરિડા મળ્યું, પણ ક્યૂબા અને ફિલિપાઈન સ્પેનને પાછાં આપવા પડ્યાં.

---

## સારાંશ

### બીજો જ્યૉર્જ ( ૧૭૨૧–૧૭૬૦ )

**૨ જા જ્યૉર્જનું ધોરણ**—( ૧ ) પ્રધાનમંડળીને રાજ્યકારભાર સોંપવાનું.
( ૨ ) પરદેશી રાજનીતિમાં હૅનોવરનું હિત સાચવવું.

**જ્યૉર્જના મુખ્ય પ્રધાનો**—

**વૉલ્પોલ** ( ૧૭૨૭–૧૭૪૨ )—વ્હિગ પક્ષના પ્રધાન. શાંતિનું ધોરણ. ઇંગ્લંડના વેપાર અને ઉદ્યોગધંધાને ઉત્તેજન. પોતાનું ચલણ રહે અને બધી સત્તા પોતાના હાથમાં રહે માટે પ્રધાનમંડળમાં હોશિયાર માણસોને ન નીમવા. તેથી વ્હિગ પક્ષમાં તેની વધતી અપ્રિયતા. વિલઅમ પિટ તેના વિરોધીઓમાં. સ્પેન સાથે લડાઈ ૧૭૩૯ અને તેમાં હાર. ઉપલા કારણસર નવી પાર્લમેન્ટમાં તેની વિરુદ્ધ બહુમત; તેથી વડા પ્રધાન તરીકેનું રાજીનામું ( ૧૭૪૨ ).

**હેન્રી પેલ્હામ** (૧૭૪૪–૧૭૫૪)—હોશિયાર અને કાર્યદક્ષ. એણે પિટને પોતાના પ્રધાનમંડળમાં લીધો. ઑસ્ટ્રિઆની ગાદીના વારસાનું યુદ્ધ. જૅકોબાઇટોનો બળવો. પ્રજાકીય દેવાના વ્યાજનો દર કમી કરવો. ૧૭૬૦ અને પંચાંગમાં સુધારો.

**ડ્યૂક ઑફ ન્યૂ કૅસલ** (૧૭૫૪–૫૬)—હેન્રી પેલ્હામનો ભાઈ. નાલાયક. પિટ સાથે બન્યું નહિ. સપ્તવાર્ષિક યુદ્ધ શરૂ.

**ડ્યૂક ઑફ ન્યૂ કૅસલ અને પિટ** (૧૭૫૭–૧૭૬૧)—સપ્તવાર્ષિક યુદ્ધમાં ઇંગ્લંડની હાર થવા લાગી, ત્યારે પિટને યુદ્ધની સર્વ વ્યવસ્થા સોંપવામાં આવી. પિટ લોકપ્રિય, તેથી તે લોકનાયક (The Great Commoner) કહેવાયો. પિટની યુદ્ધ માટે યોગ્ય વ્યવસ્થા અને તેથી ઇંગ્લંડની જીત.

**સ્પેન સાથે લડાઈ** (૧૭૩૯–૪૨)—દક્ષિણ અમેરિકામાંના સ્પેનના સંસ્થાનો સાથે વેપાર સંબંધે ઇંગ્લિશ વેપારી અને સ્પૅનિઆર્ડો વચ્ચે ટંટા અને જેન્કિન્સની બાબત. તે માટે યુદ્ધ. વર્નાન અને વૅંટવર્થની હાર.

**ઑસ્ટ્રિઆની ગાદીના વારસા માટે વિગ્રહ** (૧૭૪૦–૪૮)—મેરિઆ થેરેસાને ઑસ્ટ્રિઆની ગાદી મળે નહિ તે માટે પ્રશિઆ, ફ્રાન્સ, ઍવેરિઆ વગેરે રાજ્યોની ખટપટ. પ્રશિઆના રાજા ફ્રેડરિક ધી ગ્રેટ સિલીશિઆ પ્રાંત પચાવી પડ્યો. ઇંગ્લંડ ઑસ્ટ્રિઆ તરફ. ૧૭૪૩ માં ડેટિંજનની લડાઈમાં ર જા જ્યૉર્જે ફ્રેંચોને હરાવ્યા, પણ પછી ૧૭૪૫ માં ફૉન્ટન્વની લડાઈમાં ફ્રૅન્ચોએ અંગ્રેજોને હરાવ્યા. એક્સ-લા-શાપેલની સંધિથી (૧૭૪૮) વિગ્રહ બંધ પડ્યો. મેરિઆ થેરેસાને ઑસ્ટ્રિઆની ગાદી મળી. સિલીશિઆ પ્રાંત ફ્રેડરિક ધી ગ્રેટ પાસે રહ્યો.

**જૅકોબાઇટ બળવો** (૧૭૪૫–૧૭૪૬)—ચાર્લ્સ એડવર્ડે (ર જા જેમ્સનો પૌત્ર) સ્કૉટલંડમાં બંડ ઉઠાવી એડિનબરો જીતી લીધું અને પ્રેસ્ટૉનપૅનની લડાઈમાં સર જૉન કોપને હરાવ્યો. પછી ઇંગ્લંડપર સવારી કરી, પણ ડર્બીથી પાછો ફર્યો. રસ્તામાં ફૉલ્કર્ક આગળ જીત્યો. પણ પછી સ્કૉટલંડના ઉત્તર ભાગમાં

કલોડનમૂરની લડાઈમાં ડ્યૂક ઑફ કંબરલંડે ( જ્યૉર્જનો નાનો છોકરો ) તેને હરાવ્યો ( ૧૭૪૬ ).

**સપ્તવાર્ષિક યુદ્ધ** ( ૧૭૫૬–૧૭૬૩ )—

**કારણો**—( ૧ ) અમેરિકા અને હિંદુસ્થાનમાં સંસ્થાનો, વેપાર અને તાબાના મુલકો માટે ફ્રાન્સ અને ઇંગ્લંડ વચ્ચે સ્પર્ધા. ( ૨ ) જર્મનીમાં ઉપરીપણાં માટે ઑસ્ટ્રિઆ અને પ્રશિઆ વચ્ચે સ્પર્ધા. ( ૩ ) પ્રશિઆના રાજા ફ્રેડરિક ધી ગ્રેટની વધતી જતી સત્તાને લીધે યુરોપનાં રાજ્યોમાં બીક.

**મિત્ર અને શત્રુ રાજ્યો**—ઇંગ્લંડ અને પ્રશિઆ વિરુદ્ધ ફ્રાન્સ, ઑસ્ટ્રિઆ, રશિઆ, સ્પેન વગેરે દેશો.

**વિગ્રહ**—શરૂઆતમાં અમેરિકામાં અંગ્રેજોની હાર. યુરોપમાં માઇનૉર્કા બેટ ફ્રેંચોએ જીતી લીધો ( ૧૭૫૬ ); પ્રશિઆની હાર ( ૧૭૫૬ ), અને ૧૭૫૭ માં કલોસ્ટરસેવન આગળ અંગ્રેજોની હાર. હૅનોવર ફ્રેંચોના તાબામાં.

૧૭૫૭ માં પિટ લડાઈ ખાતાંનો પ્રધાન થયા પછી અંગ્રેજોએ અમેરિકામાં ફ્રાન્સના ડૂકેન અને લુઇસબર્ગ કિલ્લા જીત્યા ( ૧૭૫૮ ); વુલ્ફે કવેબેક લીધું ( ૧૭૫૯ ); ત્યાર પછી ૧૭૬૦ માં મૉંટ્રીલનો કિલ્લો લીધો, એટલે આખો કૅનેડા પ્રાંત ઇંગ્લિશોના તાબામાં આવ્યો. તેમજ ફ્રાન્સ અને સ્પેન પાસેથી વેસ્ટ ઇંડીઝ ટાપુઓમાંના કેટલાક બેટો અંગ્રેજોએ લીધા ( ૧૭૫૯–૧૭૬૨ ).

હિંદુસ્થાનમાં કલાઇવે પ્લાસીની લડાઈમાં ( ૧૭૫૭ ) બંગાળા પ્રાંત જીત્યો અને સર આયર કૂટે વૉંડિવૉશની લડાઈમાં ( ૧૭૬૦ ) પૂર્વ કિનારાપર ઇંગ્લિશોનું ઉપરીપણું સ્થાપ્યું. યુરોપમાં લૅગૉસ આગળ હૉકે કિવબેરૉનના અખાતમાં ફ્રેંચ આરમારને હરાવી ( ૧૭૫૯ ); મિન્ડેનની લડાઈમાં ૧૭૫૯ માં બ્રન્સ્વિકની સરદારી નીચેના ઇંગ્લિશ અને પ્રશિઅન લશ્કરે ફ્રેંચોને હરાવ્યા અને હૅનોવર પ્રાંત પાછો લીધો.

**પૅરિસની સંધિ** (૧૭૬૩)—ઇંગ્લંડને કૅનેડા, કેપ બ્રેટન, વેસ્ટ ઇંડીઝમાંના કેટલાક ટાપુઓ અને ફ્લૉરિડા મળ્યાં અને પૉંડિચેરી ફ્રેંચોને અને ક્યૂબા, હવાના બેટો સ્પેનને પાછાં આપી દેવાં પડ્યાં.

---

# પ્રકરણ ૨૦ મું

—:o:—

## ત્રીજો જ્યૉર્જ

**જન્મ ૧૭૩૮; રાજ્યારોહણ (૨૨ મે વર્ષે) ૧૭૬૦; મૃત્યુ ૧૮૨૦**

(૧૭૬૦–૧૮૨૦)

### તે કાળના રાજાઓ

**ફ્રાન્સ**

૧૫ મો લુઈ ૧૭૧૫–૧૭૭૪
૧૬ મો લુઈ ૧૭૭૪–૧૭૯૩
૧૭ મો લુઈ (કેદમાં) મૃત્યુ ૧૭૯૫
૧૮ મો લુઈ રાજ્યારોહણ ૧૮૧૪

**ઑસ્ટ્રિઆ**

૧ લો ફ્રાન્સિસ મૃત્યુ ૧૭૬૫
૨ જો જોસફ મૃત્યુ ૧૭૯૦
લિઓપોલ્ડ મૃત્યુ ૧૭૯૨
૨ જો ફ્રાન્સિસ

**રશિઆ**

ઇલિઝાબેથ મૃત્યુ ૧૭૬૨
૩ જો પીટર મૃત્યુ ૧૭૬૨
૨ જી કૅથરાઇન
પૉલ મૃત્યુ ૧૮૦૧

**સ્પેન**

૧ લો અલેક્ઝાંડર
૩ જો ચાર્લ્સ મૃત્યુ ૧૭૮૮
૪ થો ચાર્લ્સ ૧૭૮૮–૧૮૦૮
જોસફ બોનાપાર્ટ ૧૮૦૮–૧૮૧૩

**અગત્યની સાલો—**

૧૭૬૩ પૅરિસની સંધિ
૧૭૬૫ સ્ટૅમ્પ ઍક્ટ.
૧૭૬૩–૧૭૭૪ વિલ્કસની બાબત.
૧૭૭૫–૧૭૮૩ અમેરિકામાં બ્રિટિશ સંસ્થાનો સાથે લડાઈ.
૧૭૮૩ વર્સેલ્સની સંધિ
૧૭૮૪ પિટનું ઇંડિઆ બિલ.
૧૭૮૯ ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ.
૧૭૯૨ ફ્રાન્સમાં લોકસત્તાક રાજ્ય
૧૭૯૩–૧૮૦૨, ૧૮૦૩–૧૮૧૫ ફ્રાન્સ સાથે વિગ્રહ
૧૮૦૦ આઇરિશ અને ઇંગ્લિશ પાર્લમેન્ટનું એકીકરણ
૧૮૦૫ ટ્રફાલ્ગરની લડાઈ
૧૮૦૬ બર્લિન ડિક્રી અને ઑર્ડર્સ ઇન કાઉન્સિલ
૧૮૦૭ ગુલામનો વેપાર બંધ
૧૮૦૮–૧૮૧૪ પેનિનસુલર વિગ્રહ સ્પેન અને પોર્ટુગલમાં
૧૮૧૫ વૉટરલૂની લડાઈ: નેપોલીઅનનો પરાજય

બીજા જ્યૉર્જનો મોટો છોકરો ફ્રેડરિક ૧૭૫૧ માં મરણ પામ્યો હતો તેથી ફ્રેડરિકનો છોકરો જ્યૉર્જ **ત્રીજા જ્યૉર્જ** તરીકે ઇંગ્લંડની ગાદીપર આવ્યો. તે વખતે તેની ઉંમર ૨૨ વર્ષની હતી. નાનપણથી જ તેની મા **ઑગસ્ટાની** દેખરેખ નીચે તેને કેળવણી આપવામાં આવી હતી. ઑગસ્ટા મોટી મહત્ત્વાકાંક્ષી સ્ત્રી હતી. રાજ્યકારભાર પ્રધાનમંડળને ન સોંપતાં તેના પોતાના હાથમાં જ રાખવો એવો ઑગસ્ટાનો અભિપ્રાય હતો. "જ્યૉર્જ, તું ખરેખરો રાજા થજે" એવો તે જ્યૉર્જને ઉપદેશ કરતી હતી. જ્યૉર્જે પણ એ ઉપદેશપ્રમાણે ચાલવાનું ઠરાવ્યું. પહેલા અને બીજા જ્યૉર્જને ઇંગ્લંડ કરતાં હૅનોવર માટે વધારે લાગતું હતું. ઇંગ્લંડના લોકો પણ તેમને પરદેશી ગણતા હતા. પરંતુ ત્રીજા જ્યૉર્જનો જન્મ ઇંગ્લંડમાં થયો હતો અને તે માટે તેને અભિમાન હતું. તેને ઇંગ્લિશ ભાષા સારી આવડતી હતી. તેથી બધા તેનાપર પ્રેમ રાખતા અને તેને પોતાનો ગણતા હતા. જ્યૉર્જ કંઇક સાંકડા મનનો અને હઠીલા સ્વભાવનો હતો. અને તેની કારકિર્દીમાં ઇંગ્લિશ લોકોને પસંદ ન પડે એવી કેટલીક બાબતો તેણે કરી હતી. તોપણ તેની સરળ વર્તણૂક અને તેના મિલનસાર સ્વભાવને લીધે તેની લોકપ્રિયતા કમી થઈ નહોતી.

**જ્યૉર્જનું ધોરણ:**—બધી સત્તા પોતાના હાથમાં રાખવી અને પ્રધાનમંડળ એના તંત્રપ્રમાણે રાજ્યકારભાર ચલાવે એવો જ્યૉર્જનો મત હતો. પણ એ પ્રમાણે થવામાં કેટલીક અડચણો હતી. ગયા ૪૫ વર્ષ દરમ્યાન પાર્લમેન્ટમાં વ્હિગ પક્ષનું જોર હતું, તેથી રાજ્યકારભારનું આખું સૂત્ર તે પક્ષના પ્રધાનમંડળના હાથમાં હતું. તેથી તે પક્ષના પ્રધાનોને દૂર કરી ટોરી પક્ષના મુખ્ય માણસોને હાથમાં લીધાસિવાય પોતાની ઇચ્છા પાર પડી શકે એમ નથી એવું તે સમજી ગયો હતો. હૅનોવર વંશ ઇંગ્લંડની ગાદીપર આવ્યા



ત્રીજો જ્યૉર્જ

પછી ટોરી પક્ષ પાછળ પડી ગયો હતો. એ પક્ષનું વલણ સ્ટુઅર્ટ વંશ તરફ હતું. અને તેમનામાંના કેટલાકે (જૅકોબાઇટોએ) તો સ્ટુઅર્ટ વંશને પાછો ગાદી પર લાવવા માટે પ્રયત્નો પણ કર્યા હતા. તોપણ મોટે ભાગે એ પક્ષના લોક એ બાબતમાં ઝાઝો રસ લેતા ન હતા. રાજાના મોભા અને દરજ્જા માટે ટોરી પક્ષના લોકને માન હતું. એટલે તેનો લાભ લઈ એના કહ્યાપ્રમાણે ચાલનારા એ પક્ષના આગેવાન માણસોને પ્રધાન નીમવાનું જ્યૉર્જે ઠરાવ્યું. પાર્લમેન્ટમાં વ્હિગ પક્ષની બહુમતી હતી, તોપણ એ પક્ષમાં ફાટફૂટ ઘણી હતી અને તેમાં જુદાં જુદાં તડ પડી ગયાં હતાં. એમાંના કેટલાક તો જ્યૉર્જની મરજી પ્રમાણે ચાલવાને તૈયાર પણ હતા. એટલે રાજાને ટેકો આપનારી વ્હિગ અને ટોરી પક્ષની એક ટોળી ધીમે ધીમે પાર્લમેન્ટમાં ઉભી થઈ અને તે ટોળીના લોક "રાજાના મિત્ર" કહેવાવા લાગ્યા.

જ્યૉર્જ ગાદીપર આવ્યો ત્યારે વ્હિગ પક્ષનો **પિટ** મુખ્ય પ્રધાન હતો. તે હોશિયાર અને કાર્યકુશળ હતો અને કેવળ રાજાની મરજી પ્રમાણે ચાલે એવો ન હતો. તેથી તેને પ્રધાનપદેથી દૂર કર્યા વિના સત્તા પોતાના હાથમાં આવવાની નથી એમ જ્યૉર્જ સમજી ચૂક્યો હતો. તેથી તેને દૂર કરવાનો લાગ તે જોયાં કરતો હતો. તે વેળા 'સપ્તવાર્ષિક યુદ્ધ' ચાલુ હતું, અને સ્પેને ફ્રાન્સ સાથે સંધિ કરી છે એવું જ્યારે પિટે જાણ્યું ત્યારે સ્પેન સામે લડાઈ જાહેર કરવાની સલાહ તેણે રાજાને આપી. એ સલાહ જ્યૉર્જને પસંદ પડી નહિ, એટલે પિટે રાજીનામું આપ્યું (૧૭૬૧). ત્યારે જ્યૉર્જે તેના ભરોસાના ટોરી ઉમરાવ **લૉર્ડ બ્યૂટ**ને મુખ્ય પ્રધાન નીમ્યો. પણ સ્પેને ફ્રાન્સ સાથે સંધિ કરી ઇંગ્લંડ વિરુદ્ધ ખુલ્લી રીતે લડાઈ જાહેર કરી, તેથી બ્યૂટને સ્પેન સામે લડાઈ જાહેર કરવી પડી. છેવટે બ્યૂટના પ્રધાનમંડળે સપ્તવાર્ષિક યુદ્ધ બંધ પાડી **પૅરિસ**ની સલાહ કરી (૧૭૬૩) પણ એ સલાહથી બ્યૂટે ઇંગ્લંડને કંઈ ફાયદો કરી આપ્યો નથી એવો પોકાર દેશમાં તેની સામે ઉઠ્યો અને પાર્લમેન્ટમાં પણ મોટો ભાગ બ્યૂટની વિરુદ્ધ હતો, એટલે તેણે પોતાની જગાનું રાજીનામું આપ્યું (૧૭૬૩).

આ વેળાએ પાર્લમેન્ટમાં વ્હિગ પક્ષની બહુમતિ હતી, પણ તેમાં ઐક્ય નહોતું અને જુદાં જુદાં તડ પડી ગયાં હતાં. એ જુદાં જુદાં તડોમાંથી જ્યૉર્જે ગ્રેનવિલને (૧૭૬૩–૬૫), રૉકિંગહામને (૧૭૬૬), વિલિઅમ પિટને (એને ચેધામનો અર્લ બનાવવામાં આવ્યો હતો. ૧૭૬૬–૬૮), અને ગ્રૅફ્ટનને એક પછી એક મુખ્ય પ્રધાન નીમ્યા. વિલિઅમ પિટને ચેધામનો અર્લ કરવામાં આવ્યો હતો અને હવે તે વૃદ્ધ થયો હતો, અને તેની પ્રકૃતિ પણ સારી રહેતી નહોતી તેથી તે રાજ્યકારભારમાં ઝાઝો ભાગ લેતો નહોતો. તે હવે ઉમરાવની સભાનો સભાસદ થયો હતો, તેથી આમની સભામાં તેનો લાગવગ ઓછો થઈ ગયો હતો. ૧૭૬૩ થી ૧૭૭૦ ના સાત વર્ષ દરમ્યાન વ્હિગ પક્ષના જ મુખ્ય પ્રધાનો હતા. તેમની કારકિર્દીમાં વિલ્કસનો ખટલો ઉભો થયો હતો અને અમેરિકાના સંસ્થાનવાસીઓ સાથે કલહ શરૂ થયો હતો. તેને લીધે એ પક્ષ અપ્રિય થઈ પડ્યો. તેથી છેવટે ૧૭૭૦ માં જ્યૉર્જે ટોરી પક્ષના લૉર્ડ નૉર્થને વડો પ્રધાન નીમ્યો. લૉર્ડ નૉર્થ બાર વર્ષ સુધી (૧૭૭૦–૧૭૮૨) મુખ્ય પ્રધાન રહ્યો. પણ તે રાજાની મરજીપ્રમાણે ચાલતો હોવાથી બધો કારભાર રાજાના મતપ્રમાણે ચાલતો હતો. નૉર્થના પ્રધાનવટાં દરમ્યાન ઇંગ્લંડ અને અમેરિકામાંના બ્રિટિશ સંસ્થાનો વચ્ચે લડાઈ શરૂ થઈ અને તેમાં ઇંગ્લંડની હાર થઈ, તેથી લોકલાગણી નૉર્થની વિરુદ્ધની થઈ. ત્યારે જ્યૉર્જે તેને પ્રધાનપદેથી દૂર કર્યો અને ચેધામનો અર્લ વિલિઅમ (મોટો) ૧૭૭૮ માં મરણ પામેલો હોવાથી વ્હિગ પક્ષના નેતા રૉકિંગહામને વડો પ્રધાન નીમ્યો અને પ્રધાનમંડળમાં વ્હિગ પક્ષના **ફૉક્સ**ને અને ટોરી પક્ષના **નૉર્થ**ને પણ નીમ્યા (૧૭૮૩). પણ તેમને એક બીજા સાથે બનતું નહિ, તેથી જ્યૉર્જે એ બધાને રજા આપી ચેધામના અર્લ વિલિઅમ પિટ (મોટો) ના નાના છોકરા **વિલિઅમ પિટ**ને (નાનો) મુખ્ય પ્રધાન નીમ્યો (૧૭૮૩). વિલિઅમ પિટ (નાનો) ૨૪ વર્ષનો તરુણ હતો અને તે ટોરી પક્ષનો હતો. પુત્ર પિતાના જેટલો જ હોશિયાર અને કાર્યકુશળ હતો. પાર્લમેન્ટમાં તેનો ભારબોજ સારો હતો અને તેના પર રાજાનો વિશ્વાસ પણ હતો, તેથી ઘણા કાળસુધી

વડા પ્રધાન તરીકે તે રાજ્યકારભાર ચલાવી શકયો.

**વિલ્કસ પ્રકરણ** (૧૭૬૩–૧૭૭૪):—બ્યૂટ વડો પ્રધાન હતો ત્યારે પૅરિસની સંધિથી 'સપ્તવાર્ષિક યુદ્ધ' બંધ પડ્યું હતું. એ વિગ્રહમાં ઇંગ્લંડને ઘણો ખરચ થઈ ગયો હતો અને એ વિગ્રહમાં દુશ્મનોની સંપૂર્ણ હાર થઈ હતી. તેમ છતાં જીતના પ્રમાણમાં બ્યૂટે સંધિથી ઇંગ્લંડને જોઈએ તેટલો ફાયદો કરી આપ્યો ન હતો, તેથી વ્હિગ પક્ષના લોકે તેની વિરુદ્ધ ચળવળ શરૂ કરી હતી. પણ રાજાએ પાર્લમેન્ટની બેઠકમાં પોતાના ભાષણમાં 'પૅરિસની સંધિથી ઇંગ્લંડને ફાયદો થયો છે' એવું કહ્યું. પણ એ સંધિથી ઇંગ્લંડને કંઈ ફાયદો થયો નથી એવો વ્હિગ પક્ષના ઘણા લોકોનો મત હતો. **જૉન વિલ્કસ** નામનો એક વ્હિગ પક્ષનો ગૃહસ્થ પાર્લમેન્ટનો સભ્ય હતો. તે **નૉર્થ બ્રિટન** નામના વર્તમાનપત્રનો સંપાદક હતો. તેણે તેના વર્તમાનપત્રના ૪૫ માં અંકમાં એ સંધિની બાબતમાં રાજાએ કરેલા ભાષણપર સખત ટીકા કરી. આ વેળાએ બ્યૂટે રાજીનામું આપ્યું હતું અને વ્હિગ પક્ષનો **ગ્રેનવિલ** મુખ્ય પ્રધાન હતો. તેણે રાજાના કહેવા ઉપરથી 'નૉર્થ બ્રિટન' વર્તમાનપત્રના સંપાદક, મુદ્રક અને પ્રકાશકને પકડવા માટે નનામું વૉરંટ–General Warrant (એ વૉરંટમાં કોઈનું જ નામ લખેલું નહોતું) કાઢ્યું અને વિલ્કસને અને તેના મદદનીશને તુરંગમાં પૂર્યા. વિલ્કસે પોતાના બચાવમાં કહ્યું કે, હું પાર્લમેન્ટનો સભાસદ હોવાથી મારાપર આરોપ સાબિત થાય નહિ ત્યાંસુધી મને કેદખાને નાંખી શકાય નહિ અને નનામું વૉરંટ કાઢ્યું એ ગેરકાયદેસર છે. વડા ન્યાયાધીશને આ દલીલ વાજબી લાગી અને વિલ્કસ પાર્લમેન્ટનો સભાસદ હતો, તેથી તેને તુરંગમાંથી મુક્ત કર્યો. પછી નામ ભર્યા વિનાનું વૉરંટ કાઢવું ગેરકાયદેસર છે એમ ઠરાવી ન્યાયાધીશે વિલ્કસને નુકસાનીની એક સારી રકમ અપાવી. પણ પછી રાજાની નિંદા કરવાનો આરોપ મૂકી મંત્રીમંડળે તેનાપર કામ ચલાવ્યું અને પાર્લમેન્ટે પણ નૉર્થ બ્રિટન પત્રના ૪૫ મા અંકમાં ખોટો, ગેરવાજબી અને રાજાની નિંદા કરનારો લેખ પ્રસિદ્ધ થયો છે એવો ઠરાવ પસાર કર્યો અને વિલ્કસને આમની સભામાંથી હાંકી કાઢ્યો. તેનાપર રાજાની નાલેશી કરવાનું

તહોમત સાબિત થયું અને ન્યાયકોર્ટે તેને શિક્ષા ઠોકી. શિક્ષામાંથી છટકી જવા માટે વિલ્કસ ફ્રાન્સ નાસી ગયો (૧૭૬૪).

પાર્લમેન્ટની સભામાં થતાં ભાષણો છાપી તેનાપર કડક ટીકા કોઈએ કરવી નહિ એવી દરેક વર્તમાનપત્રના સંપાદકને ગ્રેનવિલે તાકીદ આપી. પણ એ હુકમથી તો આપણા હકપર પ્રહાર થાય છે એવું લોકોને લાગ્યું અને તેથી અસંતોષ વધતો ગયો. એ પ્રજા-હકનું રક્ષણ કરતાં વિલ્કસને દેશત્યાગ કરવો પડ્યો તેથી તેની લોકપ્રિયતા ઘણી વધી ગઈ અને તેના મિત્રોએ તેને ઇંગ્લંડ પાછો બોલાવ્યો. જ્યારે વિલ્કસ પાછો આવ્યો ત્યારે ન્યાયકોર્ટમાં દોષિત થઈ તેને શિક્ષા થઈ છે એમ કહી મંત્રીમંડળે તેને તુરંગમાં પૂર્યો. પણ એમ થવાથી તેની લોકપ્રિયતા વધતી જ ગઈ. વિલ્કસની શિક્ષા પૂરી થયે તે જેલમાંથી બહાર આવ્યો ત્યારે મિડલસેક્સ પરગણાંએ તેને આમની સભામાટે પોતાનો પ્રતિનિધિ ચૂંટી કાઢ્યો. પણ પ્રધાનોની સૂચના ઉપરથી આમની સભાએ તેની ચૂંટણી રદ કરી કોઈ બીજા ગૃહસ્થને તેમનો પ્રતિનિધિ ચૂંટવા મિડલસેક્સ પરગણાંના મતદારોને સૂચના આપી. પણ તેમણે એ સૂચના પ્રમાણે ન ચાલતાં વિલ્કસને જ પાછો પોતાનો પ્રતિનિધિ ચૂંટ્યો. આ પ્રમાણે ત્રણ વખત થયું ત્યારે પ્રધાનમંડળે વિલ્કસના પ્રતિસ્પર્ધી **કર્નલ લટ્રેલ**ને તેના મત ઓછા હતા છતાં તે ચૂંટાઈ આવ્યો છે એવું જાહેર કર્યું. પણ મંત્રીમંડળના એ નિર્ણયથી સર્વત્ર અસંતોષ વ્યાપી રહ્યો અને ઠેકાણે ઠેકાણે હુલ્લડો થવા લાગ્યાં. લોકોને પસંદ પડે તે ગૃહસ્થોને પાર્લમેન્ટના સભાસદ ચૂંટવાનો તેમને હક છે અને પ્રધાનમંડળના નિર્ણયથી એ હકપર પ્રહાર થાય છે એવી મતલબના લેખો ‘જૂનિઅસના પત્રો’ એ શીર્ષક નીચે કોઈ લેખકે લખી પ્રધાન-મંડળપર સખત ટીકા કરી. પ્રજાહકના રક્ષણ કરનાર તરીકે વિલ્કસની લોકપ્રિયતા વધતી જ ગઈ અને તેને લોકોએ ઑલ્ડરમૅન, શેરીફ અને ખુદ લંડન શહેરનો મેયર પણ નીમ્યો. ત્યારપછી ૧૭૭૪ માં પાર્લમેન્ટની પાછી ચૂંટણી થઈ, તેમાં પણ લોકોએ તેને જ પોતાનો પ્રતિનિધિ ચૂંટ્યો. ત્યારે આમની સભાએ આ વખતે વિલ્કસને પાર્લમેન્ટમાં બેસવા દીધો.

આવી રીતે વિલ્કસના પ્રકરણથી (૧) નનામું વૉરંટ કાઢવું ગેરકાયદેસર છે. અને (૨) પ્રજાને ગમે તે ગૃહસ્થને પાર્લમેન્ટ માટે પોતાનો પ્રતિનિધિ ચૂંટવાનો હક છે એ બાબતો સિદ્ધ થઈ. તેમ જ પાર્લમેન્ટમાં થતાં ભાષણો વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થઈ તેપર ટીકા થવા લાગી, તેથી પાર્લમેન્ટમાં ચાલતા કામકાજની લોકોને માહિતી મળતી ગઈ અને સભાસદોપર પણ લોકમતનો દાબ રહેવા લાગ્યો.

**ઉત્તર અમેરિકામાંનાં ઇંગ્લંડના સંસ્થાનો અને તેમનો માતૃભૂમિ સાથેનો સંબંધ**:—ઉત્તર અમેરિકામાં સેંટ લૉરેન્સ નદીની દક્ષિણે પૂર્વ કિનારાપર ઇંગ્લંડના ૧૩ સંસ્થાનો હતાં. તેનાં નામ, વર્જિનિઆ, રહોડ આયલંડ, મૅસેચ્યુસેટ્સ, મેન, કૉનેકિટકટ, એકૅડિઆ, કૅરોલિના, ન્યૂ યૉર્ક, ડિલાવેર, મેરીલંડ, ન્યૂ જર્સી, પેનસિલ્વેનિઆ અને જ્યૉર્જિઆ. એ બધામાં વર્જિનિઆ પ્રથમ સ્થપાયું હતું (૧૬૦૭). ત્યારપછીના ૧૨૫ વર્ષમાં બીજાં સ્થાપન થયાં હતાં. એમાંના કેટલાંક ઇંગ્લંડમાં ચાલતા ધાર્મિક અને રાજકીય જુલમથી કંટાળી તેમાંથી મુક્ત થવા સ્થાપવામાં આવ્યાં હતાં. ન્યૂ યૉર્ક અને એકૅડિઆ અસલ ડચ અને ફ્રેંચ સંસ્થાનો હતાં અને અંગ્રેજોએ તેમને જીતી લીધાં હતાં. એ સંસ્થાનોમાં પ્યુરિટન, રોમન કૅથૉલિક, ડિસેંટર વગેરે જુદા જુદા પંથના લોક રહેતા હતા. યુરોપના બીજા દેશોમાંથી પણ ધાર્મિક અને રાજકીય જુલમોથી કંટાળી લોક આ સંસ્થાનોમાં આવી રહેતા હતા. એ સંસ્થાનોને ઇંગ્લંડના રાજા તરફથી પોતપોતાની વ્યવસ્થા કરવા માટે જુદી જુદી સનદો મળી હતી. અને ત્યાંના રાજ્યકારભાર પર દેખરેખ રાખવા માટે ઇંગ્લંડના રાજા તરફથી ગવર્નરો નીમાતા હતા. સંસ્થાનો માતૃભૂમિના ફાયદા માટે જ છે એવું તે કાળે યુરોપના સઘળા દેશો સમજતા હતા. એવી સમજૂતીને લીધે સંસ્થાનોના વેપાર પર ઇંગ્લંડ તરફથી પ્રતિબંધ મૂકવામાં આવ્યા હતા. એ સંસ્થાનોને ઇંગ્લંડ સિવાય બીજા કોઈપણ દેશ સાથે કે તેમનાં સંસ્થાનો સાથે વેપાર કરવાની બંધી હતી. તેમ જ બીજા કોઈપણ દેશને ઇંગ્લંડ પોતાના સંસ્થાનો સાથે સીધો વેપાર કરવા દેતું નહોતું. સંસ્થાનોએ માત્ર કાચો માલ ઉત્પન્ન કરવો અને પાકો માલ તૈયાર કરવો નહિ એવો નિયમ

રાખવામાં આવ્યો હતો. એ નિયમને લીધે સંસ્થાનોને પોતાનો કાચો માલ ઇંગ્લંડ મોકલવો પડતો હતો અને પાકા માલ માટે ઇંગ્લંડપર જ આધાર રાખવો પડતો હતો. પોતાના વેપાર પર આવો પ્રતિબંધ સંસ્થાનવાસીઓને ગમતો નહોતો. પણ ત્યાંના ફ્રેંચ સંસ્થાનવાસીઓ સાથે તેમને નિરંતર તંટા થતા હોવાથી અને તેમના તરફથી હુમલાની બીક તેમને રહેતી હોવાથી, ઇંગ્લંડની—માતૃભૂમિની—સામે થવાની તેમની છાતી ચાલતી નહોતી. ઉલટું ફ્રેંચ સંસ્થાનવાસીઓ સાથે લડવા માટે ઇંગ્લંડની મદદની તેમને જરૂર રહેતી હતી, તેમ જ પરદેશી શત્રુઓ સામે સંસ્થાનવાસીઓનું રક્ષણ કરવાની જબાબદારી પોતા પર જ છે એમ ઇંગ્લંડ સમજતું હતું. પણ સપ્તવાર્ષિક યુદ્ધમાં ફ્રેંચ લોકોની હાર થવાથી ફ્રેંચોના અમેરિકામાંનાં સંસ્થાનો ઇંગ્લંડના તાબામાં આવ્યા પછી (૧૭૬૩) ફ્રેંચ તરફની બીક નષ્ટ થઈ હતી. તેથી સંસ્થાનવાસીઓ ઇંગ્લંડની સામે થવાની હિમ્મત કરવા લાગ્યા.

**સંસ્થાનો પર કર**:—સપ્તવાર્ષિક યુદ્ધમાં સંસ્થાનોનું રક્ષણ કરવામાં ઇંગ્લંડને ભારે ખરચ થયો હતો. તે ખરચ સંસ્થાનો પાસેથી વસૂલ કરવા માટે ગ્રેનવિલની સૂચના ઉપરથી પાર્લમેન્ટે ૧૭૬૫ માં **સ્ટૅમ્પ ઍક્ટ** નામનો કાયદો પસાર કર્યો. એ કાયદામાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે સંસ્થાનોમાં થનારા વેચાણખત, ગીરોખત, કરારનામા વગેરે બધા દસ્તાવેજો એ કાયદા પ્રમાણે લાગતા સ્ટૅમ્પના કાગળ પર જ લખાવા જોઇએ. એ સ્ટૅમ્પના કાગળો ઇંગ્લંડથી મોકલવામાં આવવાના હતા. એ વખતે અમેરિકામાંનાં સંસ્થાનોનું એકીકરણ થયેલું ન હોવાને લીધે બધાં સંસ્થાનો માટે કાયદા કરનાર એક કાયદામંડળ ત્યાં નહોતું, પણ જુદાં જુદાં સંસ્થાનોનાં કાયદા કરનારી સભા જુદી જુદી હતી. હવે ઇંગ્લંડની પાર્લમેન્ટે ઘડેલો આ કાયદો તો સર્વ સંસ્થાનોને લાગુ પડવામાં આવ્યો હતો. તેથી બધા સંસ્થાનોમાં એ કાયદા વિરુદ્ધ ઘણો અસંતોષ પ્રસરી રહ્યો. 'ઇંગ્લંડની પાર્લમેન્ટમાં આપણા પ્રતિનિધિઓ નથી, એટલે આપણી સંમતિવિના જ એ કાયદાથી આપણા ઉપર કર ઠોકી બેસાડવામાં આવ્યો છે' એવો પોકાર સંસ્થાનોમાં ઉઠવા લાગ્યો, અને એ કાયદો રદ થાય નહિ

ત્યાંસુધી ઇંગ્લંડ સાથે વેપાર જ કરવો નહિ એવો સંસ્થાનવાસીઓએ ઠરાવ કર્યો. સંસ્થાનોની સંમતિવિના તેમના પર કર મૂકવો યોગ્ય નથી તેથી એ કાયદો રદ કરવો જોઈએ એવી મતલબના વિલિઅમ પિટ (મોટો), એડમંડ બર્ક વગેરે મુત્સદ્દીઓએ પાર્લમેન્ટમાં ભાષણ કર્યાં. એ ભાષણોની અસરથી ગ્રેનવિલ પછી થનારા મુખ્ય પ્રધાન **રૉકિંગહામે** સ્ટૅંપ ઍક્ટ રદ કર્યો (૧૭૬૬); તોપણ સંસ્થાનોપર કર મૂકવાનો ઇંગ્લંડને હક છે એવું તેણે જાહેર કર્યું. ત્યાર પછી ખજાનચી **ટાઉન્સેન્ડે** સંસ્થાનોમાં જતા માલમાંના **ચા, કાચ** અને **કાગળ** પર **કર** મૂક્યો. પણ સ્ટૅંપ ઍક્ટ પ્રમાણે જ આ કર વિરુદ્ધ પણ સંસ્થાનોમાં તીવ્ર લાગણી ઉશ્કેરાઈ; અને 'ઇંગ્લંડની પાર્લમેન્ટમાં અમારા પ્રતિનિધિઓ નથી, તેથી એ કર મૂકવાને ઇંગ્લંડને અધિકાર નથી' એમ સંસ્થાનવાસીઓ પાછા કહેવા લાગ્યા. સંસ્થાનોમાં ઉભો થયેલો ખળભળાટ જોઈને વડા પ્રધાન **લૉર્ડ નૉર્થે** ચા ઉપરના કર સિવાય બાકીની જણસો પરના કર રદ કર્યા, પણ સંસ્થાનો ઉપર કર મૂકવાનો ઇંગ્લંડને હક છે એમ બતાવવા માટે જ માત્ર **ચા ઉપરનો કર** કાયમ રાખ્યો (૧૭૭૦); પણ એથી સંસ્થાનવાસીઓનું સમાધાન થયું નહિ અને ઠેકાણે ઠેકાણે હુલ્લડો થવા લાગ્યાં.

આમ તેમના ઉપર **કર** લાદવાનો ઇંગ્લંડ તરફથી પ્રયત્ન થતો જોઈ કેટલાક સંસ્થાનવાળાઓએ સંસ્થાનોનાં બંદરોમાં ચા ઉતરવા દેવી જ નહિ એવો ઠરાવ કર્યો. ૧૭૭૩ માં ચાથી ભરેલું ઈસ્ટ ઇંન્ડિઆ કંપનીનું એક વહાણ મૅસેચ્યૂસેટ્સ સંસ્થાનનાં **બૉસ્ટન** બંદરમાં આવ્યું, ત્યારે કેટલાક હિંમતવાન સંસ્થાનવાસીઓ પોતાને કોઈ ઓળખી કાઢે નહિ તે માટે રેડ ઇંડિઅન મજૂરોનો વેશ લઈ તે વહાણપર ગયા અને ચાથી ભરેલી પેટીઓ તેમણે દરીઆમાં ફેંકી દીધી! મૅસેચ્યૂસેટ્સ સંસ્થાનના લોકોએ કરેલા આ અત્યાચાર જોઈ તેમને શિક્ષા કરવા માટે ઇંગ્લંડના પ્રધાનમંડળે બૉસ્ટન બંદર બંધ કર્યું અને મૅસેચ્યૂસેટ્સ સંસ્થાનની સનદ રદ કરી (૧૭૭૪) અને ત્યાં જો હુલ્લડો થાય તો તે દાબી દેવા માટે ઇંગ્લંડથી અમેરિકામાં લશ્કર મોકલ્યું.

**સંસ્થાનો પોતાની સ્વતંત્રતા જાહેર કરે છે** (૪ જુલાઈ ૧૭૭૬):—સંસ્થાનો અને ઇંગ્લંડ વચ્ચે વિરોધ થવાને લીધે સંસ્થાનવાસીઓએ **ફિલાડેલફિઆ**માં એક કૉંગ્રેસ (પરિષદ) ભરી (૧૭૭૪) અને આપણી સંમતિવગર આપણાપર કર મૂકવાનો ઇંગ્લંડને અધિકાર નથી એમ તેઓએ જાહેર કર્યું અને તે પ્રમાણે ઇંગ્લંડને જણાવી પણ દીધું અને આ ટંટો જો સમજાવટ અને વાટાઘાટથી પતે નહિ તો તેમણે ઇંગ્લંડ સામે લડવા માટે સૈન્ય તૈયાર કરવાની શરૂઆત કરી. આ વખતે **બેંજામિન ફ્રૅંકલિન** નામનો એક સંસ્થાનિક ગૃહસ્થ મૅસેચ્યુસેટ્સ સંસ્થાનનો ઇંગ્લંડમાં પ્રતિનિધિ હતો, તેણે સમજાવટ પતાવટથી આ ટંટાનો નિકાલ લાવવા ઘણી મહેનત કરી, પણ તેનું કંઈ વળ્યું નહિ. **ચેથામના અર્લે** (વિલિઅમ પિટ મોટો) અને **એડમંડ બર્કે** સંસ્થાનવાસીઓ ઉપર તેમની સંમતિવિના કર ન મૂકવા અને ચા ઉપરનો કર રદ કરી એ ટંટો સામોપચારથી પતાવવા પુષ્કળ પ્રયત્ન કર્યા પણ રાજા જ્યૉર્જે અને વડા પ્રધાન લૉર્ડ નૉર્થે તેમનું કહ્યું સાંભળ્યું નહિ. ત્યારે એ ટંટો વધી જઈ ઇંગ્લંડ અને સંસ્થાનો વચ્ચે લડાઈ શરૂ થઈ (૧૭૭૫). ત્યારે સંસ્થાનવાળાઓએ ફિલાડેલ્ફિઆમાં બીજી કૉંગ્રેસ ભરી અને **જ્યૉર્જ વૉશિંગટન** નામના ગૃહસ્થને તેમણે ઉભા કરેલા સૈન્યનો મુખ્ય સેનાપતિ નીમ્યો (૧૭૭૫). આમ કર મૂકવાના હક માટે માતૃભૂમિએ લડાઈ શરૂ કરી છે અને હવે સામોપચારથી એ ટંટાનો નિકાલ થાય એમ નથી એવું જોઈ સંસ્થાનવાસીઓએ **ફિલાડેલ્ફિઆ**માં ત્રીજી કૉંગ્રેસ ભરી પોતાનું સ્વાતંત્ર્ય જાહેર કર્યું (૪ જુલાઈ ૧૭૭૬).

**સંસ્થાનો સાથે વિગ્રહ** (૧૭૭૫–૧૭૮૩):—બૉસ્ટન બંદર બંધ કરી ત્યાં ઇંગ્લિશોએ પ્રથમ સૈન્ય મોકલ્યું તેથી બૉસ્ટન પાસે **લેક્સિંગટન** આગળ સંસ્થાની અને ઇંગ્લિશ સૈન્યો વચ્ચે પહેલી લડાઈ થઈ, તેમાં ઇંગ્લિશ સૈન્યની હાર થઈ (૧૭૭૫). પણ ત્યારપછી લાગલી જ **બંકરહિલ**ની બીજી લડાઈ થઈ (૧૭૭૫) અને તેમાં બ્રિટિશ સેનાપતિ ગેજની જીત થઈ પણ એ જીત તેને ઘણી મોંઘી પડી, કારણ કે એ લડાઈમાં એના ઘણા સૈનિકો માર્યા ગયા. બૉસ્ટન આગળ યુદ્ધ શરૂ થવાની વાત જાહેર થતાં જ બધાં સંસ્થાનોમાં લડાઈઓ શરૂ

થઈ અને ઠેકાણે ઠેકાણે સંસ્થાની અને બ્રિટિશ સૈન્યો વચ્ચે ચકમક ઝરવા લાગી. જ્યૉર્જ વૉશિંગટનને તમામ સંસ્થાની સૈન્યોનો સેનાપતિ નીમવામાં આવ્યો હતો. તે શાંત વૃત્તિનો, શૂરો, સાહસિક, દૃઢનિશ્ચયવાળો અને કર્તૃત્વવાન્ હતો. પૂર્વે સપ્તવાર્ષિક યુદ્ધમાં ફ્રેંચો સામે લડી તેણે ઘણી કીર્તિ મેળવી હતી. સંસ્થાનવાસીઓને તેને માટે ઘણું માન હતું. સૈનિકોમાં શિસ્ત રાખી તે તેમનામાં જોમ ઉત્પન્ન કરતો હતો. વિગ્રહ શરૂ થયા પછી સંસ્થાનવાસીઓએ કૅનેડા સંસ્થાનપર સવારી કરી ત્યાં વસતા ફ્રેંચ રોમન કૅથૉલિક લોકોને પોતાની બાજુમાં મેળવી લેવાનો તેમણે પ્રયત્ન કર્યો. પણ ઇંગ્લંડે તેમને તેમના રોમન કૅથૉલિક પંથ પ્રમાણે રહેવાની છૂટ આપી હતી. તેથી કૅનેડાના ફ્રેંચ લોકો અમેરિકનો સાથે જોડાઈ ગયા નહિ. તેથી સંસ્થાનવાસીઓની હાર થઈ અને તેમને પાછા જવું પડ્યું (૧૭૭૬).

ત્યારપછી સંસ્થાની સૈન્યે ઇંગ્લિશ સેનાપતિ **હાઉને** બૉસ્ટન આગળ હરાવ્યો, તેથી હાઉને તે ઠેકાણું છોડી દેવું પડ્યું (૧૭૭૬). આ લડાઈ પછી થોડા દિવસમાં સંસ્થાનવાસીઓએ પોતાની સ્વતંત્રતા જાહેર કરી (૪ જુલાઈ ૧૭૭૬), એટલે યુદ્ધ જોસભેર ચાલવા લાગ્યું. ઇંગ્લિશ સેનાપતિ હાઉએ **બ્રુકલિન** (ન્યૂ યૉર્કની પાસે) આગળ વૉશિંગટનના સૈન્યને શિકસ્ત આપી. પછી ૧૭૭૭ના માર્ચ એપ્રિલમાં તેણે ફિલાડેલ્ફિઆ શહેર જીતી લીધું અને **બ્રૅંડિવાઈનની** લડાઈમાં વૉશિંગટનને હરાવ્યો. **જનરલ બરગૉઈન** હાઉની સાથે મળી જવા માટે કૅનેડાથી દક્ષિણ તરફ જવા નીકળી પડ્યો. પણ ૧૭૭૭ના અકટોબર મહિનામાં તેને **સારાટોગા** નજીક અમેરિકન સેનાપતિ **ગેટ્સને** શરણે જવું પડ્યું. અમેરિકાની આ જીતથી યુદ્ધનું પાસું ફર્યું. ઇંગ્લિશોની હાર થતી જોઈ ફ્રાન્સે બ્રિટિશ સંસ્થાનોનું સ્વાતંત્ર્ય સ્વીકાર્યું અને તેને ઉઘાડી મદદ કરવાનું ઠરાવી ૧૭૭૮ના ફેબ્રુઆરી મહિનામાં સંસ્થાનવાસીઓ સાથે એક સંધિ કરી, અને ઇંગ્લંડ સામે લડાઈ જાહેર કરી. ઉપલી સંધિથી ફ્રાન્સે ફ્રેંચ અરમાર તૈયાર રાખી ઇંગ્લંડથી અમેરિકામાં સૈન્યોને જે કુમક મોકલવામાં આવતી હતી તે જતી અટકાવવાનું માથે લીધું હતું. એ ઉપરાંત સંસ્થાનવાસીઓને હથિઆર, દારૂગોળો

અને લશ્કરી મદદ પણ મોકલવાનું ફ્રાન્સે ઠરાવ્યું. પછી ૧૭૭૯ માં સ્પેને અને ૧૭૮૦ માં હૉલંડે ઇંગ્લંડ વિરુદ્ધ લડાઇ જાહેર કરી.

ઇંગ્લિશ સૈન્યોની અમેરિકામાં હાર થાય છે અને હવે ફ્રાન્સ પણ તેને મદદ કરે છે એ જોઇ અમેરિકાના સંસ્થાનોનું સ્વાતંત્ર્ય કબૂલ કરી લડાઈ અટકાવવી એવી સૂચના પાર્લમેન્ટમાં થવા લાગી. પણ ચેધામ (પિટ) એ સૂચનાની વિરૂદ્ધ પડ્યો. 'સંસ્થાનોને ફાવે તેવી સવળતા આપવી, પણ તેમને બ્રિટિશ સામ્રાજ્યમાંથી નીકળી તો જવા ન જ દેવા' એવી મતલબનું પાર્લમેન્ટમાં ભાષણ કરતાં કરતાં તે મૂર્છિત થઈ પડ્યો અને ત્યારપછી થોડા દિવસમાં તે મરણ પામ્યો (૧૭૭૮).

ફ્રાન્સ, સ્પેન અને હૉલંડે ઇંગ્લંડ વિરુદ્ધ સંસ્થાનવાસીઓને મદદ કરવાનું ઠરાવ્યું હોવાને લીધે ઇંગ્લંડ માટે ઘણી વિકટ સ્થિતિ ઉભી થઈ હતી. પણ એવી પરિસ્થિતિમાં પણ ઇંગ્લિશ સેનાપતિ **લૉર્ડ કૉર્નવૉલિસે** સંસ્થાનિક સેનાપતિ **ગેટ્સને** કપડેનની લડાઈમાં હરાવ્યો અને કૅરોલિના સંસ્થાન જીતી લીધું. પણ વર્જિનિઆ સંસ્થાન જીતી લેવાનો પ્રયત્ન કરતાં કૉર્નવૉલિસ હાર્યો અને ૧૭૮૧ ના અક્ટોબર મહિનામાં તેનાં લશ્કર કરતાં મોટાં સંસ્થાનવાસીઓનાં અને ફ્રેંચોના સંયુક્ત સૈન્યના હાથમાં તે સપડાઈ ગયો અને આખા સૈન્ય સાથે તેને તેમને શરણે જવું પડ્યું.

**સમુદ્રપર લડાઈ:**—આ યુદ્ધનું ક્ષેત્ર માત્ર અમેરિકામાં જ મર્યાદિત થઈ રહ્યું નહોતું. સ્પૅનિશ અને ફ્રેંચ લોકે જિબ્રાલ્ટરનો કિલ્લો ઇંગ્લિશો પાસેથી લઈ લેવા મહા મહેનત કરી, પણ ઇંગ્લિશ જનરલ **ઈલિઅટે** સાડા ત્રણ વર્ષસુધી એ કિલ્લાનું બહાદુરીથી રક્ષણ કર્યું (૧૭૮૨–૧૭૮૫). તેમ જ વળી ૧૭૮૨ માં **રૉડની** નામના ઇંગ્લિશ નૌકાસેનાપતિએ વેસ્ટ ઇંડીઝ બેટો નજીક ફ્રેંચ અરમાર પર જય મેળવ્યો. આમ સમુદ્ર ઉપર ઇંગ્લંડની જીત થતી જતી હતી, પણ ખુદ અમેરિકામાં અંગ્રેજોની હાર થવાને લીધે અમેરિકાનાં સંસ્થાનોની સ્વતંત્રતા કબૂલ કરવાની ઇંગ્લંડને ફરજ પડી.

**વર્સેલ્સની સંધિ ૧૭૮૩:**—છેવટે ફ્રાન્સમાં **વર્સેલ્સ**માં સલાહ થઇ અને એ વિગ્રહ બંધ પડ્યો (૧૭૮૩). આ સંધિથી (૧)

ઇંગ્લંડે અમેરિકન સંસ્થાનવાસીઓની સ્વતંત્રતા કબૂલ કરી, (૨) માર્ટીનૉર્ક્રા અને ફ્લૉરિડા સ્પેનને પાછાં આવ્યાં, અને (૩) આફ્રિકામાં સેનેગૉલ પ્રાંત અને ગોરી, સેલ્યૂકા અને ટૉબેગો બેટો અને હિંદુસ્થાનમાં માહી બંદર ફ્રાન્સને મળ્યાં.

**અમેરિકાના સંયુક્ત સંસ્થાનો અને રાજ્યની સ્થાપના :—** આ પ્રમાણે ઇંગ્લંડનાં અમેરિકાનાં સંસ્થાનો માતૃભૂમિથી સ્વતંત્ર થયાં અને તેઓએ 'અમેરિકાનાં સ્વતંત્ર સંસ્થાનો' નામનું એક પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન કર્યું. ઇંગ્લંડ સાથે થયેલા વિગ્રહમાં **જ્યૉર્જ વૉશિંગટન** અમેરિકાનો મુખ્ય સેનાપતિ હતો અને તેને માટે સર્વને પ્રેમ અને આદર હતાં અને તેનાપર સર્વનો વિશ્વાસ હતો તેથી તેને જ તેમણે પોતાના પ્રજાસત્તાક રાજ્યનો પહેલો પ્રમુખ ચૂંટી કાઢ્યો. આ રાજ્ય સ્થાપન થયું ત્યારે તેમાં માત્ર ૧૩ જ સંસ્થાનો હતાં. પણ આગળ જતાં ઍલિગનીઝ પર્વતની પશ્ચિમ તરફના પ્રદેશમાં બીજાં નવાં સંસ્થાનો સ્થાપન થયાં, તે પણ આ સંયુક્ત સંસ્થાનો સાથે જોડાઈ ગયાં, એટલે આજે અમેરિકાના સંયુક્ત સંસ્થાનોમાં ૪૮ સંસ્થાનો છે.



જ્યૉર્જ વૉશિંગટન

**સંસ્થાનોમાંના રાજનિષ્ઠ લોક :—**સંસ્થાનો માતૃભૂમિથી છૂટા ન પડે એવું ઇચ્છનારા કેટલાક રાજનિષ્ઠ લોક અમેરિકાના બ્રિટિશ સંસ્થાનોમાં હતા. જ્યારે અમેરિકાના સંસ્થાનોએ પોતાનું સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું ત્યારે એ લોકો પોતાના સંસ્થાનો છોડી ઉત્તરે ઇંગ્લંડની સત્તા નીચેના કૅનેડા સંસ્થાનમાં વસવાટ કરવા માટે ચાલી ગયા.

**ગૉર્ડનનું બંડ** (૧૭૮૦):—૧૭૮૦ માં પાર્લમેન્ટે એક કાયદો કરી રોમન કૅથૉલિક લોક વિરુદ્ધના કેટલાક કડક કાયદા રદ કર્યા. એ કાયદા રદ થવાથી રોમન કૅથૉલિક પંથવાળાઓને જમીન ખરીદવાની, પોતાના પંથ પ્રમાણે પ્રાર્થના કરવાની વગેરે કેટલીક બાબતની મનાઈ હતી તે કાઢી નાંખવામાં આવી. પણ રોમન કૅથૉલિક લોકને એવી છૂટ આપી તે વિરુદ્ધ ઇંગ્લંડ અને સ્કૉટલંડમાં ચળવળ શરૂ થઈ ઠેકાણે ઠેકાણે હુલ્લડો થવા લાગ્યાં. ખુદ લંડનમાં **જ્યૉર્જ ગૉર્ડન** નામના પાર્લમેન્ટના સભાસદની સરદારી નીચે આસરે સાઠ હજાર લોક જમા થયા. એ લોકોએ ઠેકાણે ઠેકાણે હુલ્લડો કર્યા. તેમણે કૅથૉલિક લોકોના ઘરો, દેવળો અને દુકાનોને આગ લગાડી. એ હુલ્લડખોરોએ ઇંગ્લંડની **બૅંક**પર પણ હલ્લો કર્યો. ખુદ લંડનમાં આવી ધાંધલ મચી રહી તેથી એ હુલ્લડને બેસાડી દેવા માટે સરકારને ઘણા કડક ઉપાય યોજવા પડ્યા. હુલ્લડખોરોપર ગોળીબાર કરવામાં આવ્યો અને ૨૦૦–૨૫૦ ગુંડાઓ માર્યા ગયા ત્યારપછી જ હુલ્લડ શમ્યું. જ્યૉર્જ ગૉર્ડનને તુરંગમાં પૂરવામાં આવ્યો અને તેના સાથીદારોને સખત શિક્ષા ઠોકવામાં આવી.

**વિલિઅમ પિટ** (નાનો) **મુખ્ય પ્રધાન** (૧૭૮૩–૧૮૦૧; અને ૧૮૦૪–૧૮૦૬):—વિલિઅમ પિટ (મોટો), અર્લ ઑફ્ ચેધામ ૧૭૭૮ માં મરણ પામ્યો હતો. પછી ૧૭૮૩ માં જ્યૉર્જે તેના નાના છોકરા વિલિઅમ પિટને (નાનો) તેની ૨૪ વર્ષની ઉંમરે પોતાનો મુખ્ય પ્રધાન નીમ્યો. એ ટોરી પક્ષનો હતો અને માત્ર બે વર્ષ થયાં જ પાર્લમેન્ટનો સભાસદ થયો હતો, તોપણ તે હોશિઆર અને કાર્યદક્ષ હોવાને લીધે તેણે થોડા જ સમયમાં સર્વ ઉપર પોતાની છાપ પાડી હતી. એ વખતે આમની સભામાં વ્હિગ પક્ષ પ્રબળ હતો અને



વિલિઅમ પિટ (નાનો)

**ફૉક્સ** જેવો ઉત્તમ વકતા એ પક્ષનો નેતા હતો, તેથી તે પક્ષના વિરોધની દરકાર ન કરતાં રાજ્યકારભાર ચલાવવો એ ઘણું કઠણ કામ હતું. આમની સભામાં તેની બાજુમાં વધુ મત નહિ હતા. તોપણ દેશમાં પ્રજામત તેની તરફ હતો એવી પિટની ખાતરી હતી. તેથી તે પાર્લમેન્ટ બરખાસ્ત કરી નવી પાર્લમેન્ટની ચૂંટણી કરાવવાની સૂચના તેણે જ્યૉર્જને કરી. એ સૂચના પ્રમાણે ૧૭૮૪ માં નવી પાર્લમેન્ટની ચૂંટણી થઈ અને તેમાં પિટના ધાર્યા પ્રમાણે જ ટોરી પક્ષ વધુ મતમાં આવ્યો.

**પિટનું ધોરણ અને તેને કરેલા સુધારા :**—પિટનું ધોરણ ઉદાર મતનું હતું. ઇંગ્લંડની આર્થિક, રાજકીય અને સામાજિક બાબતોમાં સુધારા કરવા, આયર્લંડ સાથે સલૂકાઈ રાખવી અને હિંદુસ્થાનમાં સારા રાજ્યકારભારની પદ્ધતિ દાખલ કરવી એવી તેની ઇચ્છા હતી. એ બાબતોમાં તેણે ઘણા સુધારા કર્યા અને ૧૭૯૩ પછી ફ્રાન્સસાથેના વિગ્રહમાં તેને તેનું સર્વ લક્ષણ આપવું ન પડ્યું હોત તો એથી પણ વધારે સુધારા તે કરી શક્યો હોત.

**હિંદુસ્થાનસંબંધે પિટનું ધોરણ :**—ક્લાઇવ અને હેસ્ટિંગ્ઝના પ્રયત્નોથી હિંદુસ્થાનમાંનો ઘણો મુલક અંગ્રેજોના તાબામાં આવ્યો હતો. ૧૭૭૩ માં જ્યારે લૉર્ડ નૉર્થ મુખ્ય પ્રધાન હતો ત્યારે હિંદુસ્થાનમાં રાજ્યકારભાર માટે રેગ્યુલેટિંગ ઍક્ટ નામનો કાયદો પાર્લમેન્ટે ઘડ્યો હતો. એ કાયદાથી બંગાળાના ગવર્નરને ગવર્નર–જનરલ બનાવવામાં આવ્યો અને મુંબઈ અને મદ્રાસના ગવર્નરોના કારભારપર દેખરેખ રાખવાનું તેને સોંપવામાં આવ્યું હતું. પણ હિંદુસ્થાન સંબંધમાં કારભારની તમામ રાજનીતિ ઈસ્ટ ઇંડિઆ કંપનીના ડાઇરેકટરો જ નક્કી કરતા હતા. વૉરન હેસ્ટિંગ્સ જ્યારે ગવર્નર–જનરલ હતો ત્યારે હિંદુસ્થાનના રાજ્યકારભાર સંબંધમાં તકરારો ઉઠવા લાગી. હિંદુસ્થાન સાથેનો વેપાર પણ મોટા પ્રમાણમાં ચાલવા લાગ્યો હતો. વળી ઉત્તર અમેરિકામાંનાં બ્રિટિશ સંસ્થાનો ૧૭૮૩ માં સ્વતંત્ર થયા પછી બ્રિટિશ સામ્રાજ્યમાં ગ્રેટ બ્રિટનની બહાર બ્રિટનનો કોઈ મોટો મુલક હોય તો તે હિંદુસ્થાન જ હતો. તેથી સ્વાભાવિક રીતે જ પાર્લમેન્ટનું લક્ષ હિંદુસ્થાન તરફ જવા લાગ્યું. અહીંના

રાજ્યકારભારપર ઇંગ્લંડના પ્રધાનમંડળની દેખરેખ રહે એવા હેતુથી પિટની સૂચના ઉપરથી પાર્લમેન્ટે ૧૭૮૪ માં એક કાયદો ઘડ્યો તે **પિટનું હિંદુસ્થાનસંબંધનું બિલ** કહેવાય છે. આ કાયદા અન્વયે ઇસ્ટ ઇંડિઆ કંપનીના વેપારની બાબતમાં હાથ ન ઘાલતાં માત્ર કંપનીના રાજકીય કારભારપર દેખરેખ રાખવા માટે **'બોર્ડ ઑફ્ કંટ્રોલ'** નામનું ૬ સભાસદોનું એક મંડળ સ્થાપવામાં આવ્યું; અને સન ૧૮૫૮ સુધી એ મંડળ જ હિંદુસ્થાનના રાજ્યકારભાર પર દેખરેખ રાખતું હતું.

હિંદુસ્થાનનો પહેલો ગવર્નર-જનરલ વૉરન હેસ્ટિંગ્ઝ ઇંગ્લંડ પાછો ગયો ત્યારે આમની સભાના કેટલાક સભાસદોએ હિંદુસ્થાનમાં જુલમી અને ગેરકાયદાના કૃત્યો કરવાનું તહોમત મૂકી ઉમરાવોની સભા સમક્ષ હેસ્ટિંગ્ઝપર કામ ચલાવ્યું ( Impeachment ). એ ખટલો નવ વર્ષ ( ૧૭૮૬–૯૫ ) ચાલ્યો, પણ છેવટે હેસ્ટિંગ્ઝ નિર્દોષ ઠરી છૂટી ગયો.

**પિટનું આયર્લંડ સંબંધે ધોરણ**:—૧૬૮૯ માં આયર્લંડમાં થયેલા બંડના બેસી જવા પછી આયર્લંડની સ્થિતિ ઘણી માઠી થઈ હતી. જો કે આયર્લંડની વસ્તીનો મોટો ભાગ રોમન કૅથૉલિક પંથનો હતો તોપણ તેઓ આઇરિશ પાર્લમેન્ટના સભાસદ થઈ શકતા નહિ. એટલું જ નહિ, પણ પાર્લમેન્ટના સભાસદ ચૂંટવાનો મતાધિકાર પણ તેમને નહોતો. આ કારણને લીધે આઇરિશ પાર્લમેન્ટના બધા સભાસદો પ્રૉટેસ્ટંટ પંથના જ હતા અને તેમની ચૂંટણી પણ નાની સંખ્યાવાળી પ્રૉટેસ્ટંટ કોમ જ કરતી હતી. એ પ્રૉટેસ્ટંટ પંથની આઇરિશ પાર્લમેન્ટે રોમન કૅથૉલિક પંથના આઇરિશ લોકો વિરુદ્ધ ઘણા સખત કાયદા રચ્યા હતા. રાજ્યકારભારની મોટી મોટી જગાપર પણ પ્રૉટેસ્ટંટપંથી ઇંગ્લિશ લોકો જ નીમાતા હતા. આઇરિશ રોમન કૅથૉલિક લોકની આર્થિક સ્થિતિ પણ ઘણી ખરાબ હતી. ત્યાંની ઘણી ખરી જમીનના માલિક ઇંગ્લિશ લોક થઈ પડ્યા હતા અને તેમાંના ઘણા માલિકો તો દૂર ઇંગ્લંડમાં જ રહી આઇરિશ ખેડૂતો પાસેથી ગણોત તરીકે ભારે રકમ લેતા હતા. આયર્લંડના વસ્તીનો મોટો ભાગ રોમન કૅથૉલિક પંથનો હતો, છતાં તેમને પ્રૉટેસ્ટંટ પંથના

દેવળોની વ્યવસ્થા કરવા માટે '**થાઇથ**' નામનો કર પણ આપવો પડતો હતો. ઈંગ્લંડના ઉદ્યોગધંધાની વૃદ્ધિ કરવા માટે ઈંગ્લંડની પાર્લમેન્ટે આયર્લંડના વેપાર પર ઘણા પ્રતિબંધો નાંખ્યા હતા. વેપાર સંબંધે આવી સ્થિતિ તો આઇરિશ પ્રૉટેસ્ટંટોને પણ પસંદ પડતી નહોતી. પણ સાતમા હેન્રીના વખતમાં થયેલા પૉઇનિંગ્ઝના કાયદા પ્રમાણે ઈંગ્લંડના પ્રધાનમંડળની સંમતિવિના આઇરિશ પાર્લમેન્ટથી કોઈ પણ કાયદો ઘડી શકાય નહિ એમ હોવાથી આ બાબતમાં આઇરિશ પાર્લમેન્ટથી કંઈ બની શકે એમ હતું જ નહિ. તેથી આયર્લંડમાં રોમન કૅથૉલિક અને પ્રૉટેસ્ટંટ બંને પંથના લોકમાં અસંતોષ થવા લાગ્યો હતો. આયર્લંડની સ્થિતિ સુધારવા માટે **હેન્રી ગ્રૅટન** નામના પ્રૉટેસ્ટંટપંથી એક આઇરિશ ગૃહસ્થે ચળવળ શરૂ કરી. એ જ અરસામાં ઈંગ્લંડ અને તેના અમેરિકામાંના સંસ્થાનો વચ્ચે લડાઈ શરૂ થઈ તેથી આયર્લંડને શાંત રાખવા માટે ત્યાં કેટલાક સુધારા કરવામાં આવ્યા. આયર્લંડના ઉદ્યોગધંધાપર મૂકાયલા પ્રતિબંધો દૂર કરવામાં આવ્યા; પાઈનિંગ્ઝનો કાયદો રદ કરવામાં આવ્યો અને આઇરિશ પાર્લમેન્ટને આયર્લંડના અંતસ્થ કારભાર માટે કાયદા ઘડવાની સત્તા આપવામાં આવી (૧૭૮૨). આ સુધારાઓથી આયર્લંડના પ્રૉટેસ્ટંટ લોકોનું સમાધાન થયું; પણ તેથી વસ્તીના મોટા ભાગના રોમન કૅથૉલિક પંથવાળાઓનો અસંતોષ દૂર થયો નહિ. ૧૭૮૯ માં જ્યારે ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ થઈ ત્યારે આયર્લંડમાં પણ ક્રાંતિકારક વિચાર પ્રસરવા લાગ્યા અને રોમન કૅથૉલિક લોકોપર મુકાયલા બધા પ્રતિબંધો રદ કરાવવાના ઉદ્દેશથી **વુલ્ફ ટોન** નામના એક ગૃહસ્થે '**યુનાઈટેડ આઇરિશમેન** (સંઘટિત આઇરિશ લોક)' નામનો એક સંઘ સ્થાપ્યો (૧૭૯૧). એ સંઘ જોતજોતામાં ઘણો લોકપ્રિય થઈ પડ્યો અને તેના સભાસદોની સંખ્યા પણ જોતજોતામાં ઘણી વધી ગઈ. ત્યારે ત્યાં ક્રાંતિકારક વિચાર પ્રસરે નહિ અને ત્યાંના લોક ઈંગ્લંડના પક્ષમાં રહે એ ઉદ્દેશથી પિટની સૂચના પ્રમાણે આઇરિશ પાર્લમેન્ટે રોમન કૅથૉલિક પંથના લોકને પાર્લમેન્ટની ચૂંટણીને માટે મતાધિકાર આપ્યો (૧૭૯૩). પણ માત્ર ચૂંટણીના મતાધિકારથી

રોમન કૅથૉલિક લોકને સંતોષ થયો નહિ. તેઓ પાર્લમેન્ટના સભાસદ થઈ શકતા ન હોવાથી ઉલટો અસંતોષ વધ્યો અને 'યુનાઇટિડ આઇરિશમેન' સંઘનું રૂપાંતર થઈ તેમાંથી એક ગુપ્ત અરાજક મંડળ ઉભું થયું. ઇંગ્લંડ અને આયર્લંડનો સંબંધ તોડી નાંખી આયર્લંડનું એક સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવું એવો આ ગુપ્ત સંઘનો ઉદ્દેશ હતો. આગળ જતાં એ મંડળના લોકે ફ્રાન્સ સાથે કારસ્થાન કરી ૧૭૯૮ માં બંડ કર્યું. એ બંડમાં ઘણા લોક સામેલ થયા, પણ **વિનેગાર હિલ** આગળ બળવાખોરો હારી જવાથી બળવો પડી ભાંગ્યો.

**આઇરિશ અને બ્રિટિશ પાર્લમેન્ટનું એકીકરણ ૧૮૦૦:—** ઉપર વર્ણવ્યા પ્રમાણે આયર્લંડનો બળવો બેસાડી દેવામાં આવ્યો તો ખરો, પણ પાછો બળવો થાય નહિ, અને ઇંગ્લંડ અને આયર્લંડ વચ્ચે સલૂકાઈ રહે એ હેતુથી બંને દેશોની પાર્લમેન્ટને જોડી દેવી એ ઇષ્ટ છે એમ પિટને લાગતું હતું. પણ આયર્લંડના પ્રૉટેસ્ટંટ અને રોમન કૅથૉલિક બંને પંથવાળાઓ એવા એકીકરણની વિરુદ્ધ હતા. ત્યારે પ્રૉટેસ્ટંટપંથી લોકોમાંના કેટલાકને લૉર્ડ (ઉમરાવ) બનાવવાની અને માનની ઉંચી જગા આપવાની લાલચ આપી અને રોમન કૅથૉલિક લોકને તેમના ઉપરના બધા ધાર્મિક પ્રતિબંધો દૂર કરવાની આશા આપી અને પાર્લમેન્ટના સભાસદ થવાની છૂટ આપવાનું વચન આપી પિટે તેમણે એકીકરણ તરફના કર્યા. એટલે **બ્રિટિશ અને આઇરિશ પાર્લમેન્ટનું એકીકરણ** કરવાનો કાયદો બંને દેશોની પાર્લમેન્ટમાં પસાર કરવામાં આવ્યો (૧૮૦૦). આ કાયદાઅન્વયે એકત્ર પાર્લ-મેન્ટમાં આયર્લંડના ૪ આઇરિશ બિશપ, અને આઇરિશ ઉમરાવોએ ચૂંટેલા ૨૮ ઉમરાવો ઉમરાવોની સભામાં અને ૧૦૦ સભાસદ આમની સભામાં બેસવા લાગ્યા અને બંને દેશો વચ્ચે છૂટથી વેપાર થવા લાગ્યો. આઇરિશ રોમન કૅથૉલિક લોક પરના ધાર્મિક પ્રતિબંધો દૂર કરી તેમને પાર્લમેન્ટના સભાસદ બનવાની છૂટ આપવાનું જે વચન પિટે આપ્યું હતું તે વચન પિટ પાળી શક્યો નહિ. કારણ કે રાજ્યા-રોહણ વખતે લીધેલા સોગંદની વિરુદ્ધની એ બાબત છે એમ કહી

રાજા જ્યૉર્જે પિટની સૂચનાને સંમતિ આપી નહિ. તેથી પિટે ૧૮૦૧ માં પોતાની જગાનું રાજીનામું આપ્યું. ત્યાર પછી ૨૮ વર્ષે એટલે સન ૧૮૨૯ માં રોમન કૅથૉલિક લોક પરના પ્રતિબંધો કાઢી નાંખવામાં આવ્યા.

**પિટના આર્થિક અને વેપારી બાબતના સુધારા :—** સપ્તવાર્ષિક યુદ્ધ અને અમેરિકન સંસ્થાનોની સ્વતંત્રતાની લડાઈમાં ઇંગ્લંડનું રાષ્ટ્રીય કરજ ઘણું વધી જઈ ૨૪ કરોડ પાઉન્ડનું થયું હતું. તેમ જ રાજ્યની ઉપજ કરતાં ખરચ વધારે થતો હતો. એ ઉપજ અને ખરચનો મેળ મેળવવા માટે દેવું કરવું પડતું હતું અને તેથી પ્રજાકીય દેવું વધતું જતું હતું. એ સ્થિતિ સુધારવા માટે પિટે કેટલીક નકામી સરકારી જગાઓ કમી કરી અને રાજ્યકારભારના ખરચમાં ઘણી કાપકૂપ કરી. તેથી થોડા વર્ષમાં ઉપજ કરતાં ખરચ ઓછો થવા લાગ્યો અને તેથી બચતી સિલક વડે રાષ્ટ્રીય દેવાંની રકમ ઓછી થઈ ગઈ.

આ સમયે આયાત અને નિકાસ માલ પર લેવાની જકાતનું પ્રમાણ ભારે હોવાને લીધે જકાતમાંથી બચી જવા માટે દાણચોરીથી ઘણો વેપાર ચાલતો હતો. તે અટકાવવા માટે અને ગરીબ લોક પર જકાતનો બોજો ઓછો પડે તે માટે પિટે ખાવાપીવાની જણસો અને કાપડ પરની જકાત કમી કરી અને દારૂ, તંબાકુ વગેરે મોજશોખની જણસો પરની જકાત વધારી. ૧૭૮૩ માં તેણે ફ્રાન્સ સાથે વેપાર બાબતના કરાર કરી ફ્રાન્સથી આવતી કેટલીક ચીજો પરની જકાત ઓછી કરી અને તેમ કરી ઇંગ્લંડથી ફ્રાન્સ જતી કેટલીક ચીજો માટે ફ્રાન્સ પાસેથી સવળતા મેળવી.

**ઍડમ સ્મિથ :—** ઍડમ સ્મિથ નામના એક સ્કૉટિશ પ્રોફેસરે "રાષ્ટ્રની સંપત્તિ" (The Wealth of Nations) નામનું અર્થશાસ્ત્રનું એક પુસ્તક ૧૭૭૬ માં લખ્યું હતું. આ પુસ્તકમાં રાષ્ટ્રની સંપત્તિ એટલે સોનું અને રૂપું માત્ર નહિ પણ અન્ન, કપડા અને બીજી ઉપયોગી વસ્તુઓનો તેમાં સમાવેશ થાય છે. તે વખતે દરેક રાષ્ટ્ર તે સમયની સમજ પ્રમાણે પોતાના દેશમાં બનતી વસ્તુઓ પરદેશ મોકલી તેને બદલે ફક્ત સોનું તથા

રૂપું લેવાનું ધોરણ ન રાખતા સર્વ પ્રકારનો માલ પોતાના દેશમાં આવવા દેવો, અને તેના વેપાર પરના પ્રતિબંધો દૂર કરવા, જેથી રાષ્ટ્રને ફાયદો થાય એવો સિદ્ધાંત દાખલ કર્યો આની મોટી અસર પિટના મનપર પણ થઈ.

**ઔદ્યોગિક ક્રાંતિ**:—૩ જા જ્યૉર્જના વખતમાં ઘણી નવી શોધો થઈ. **હારગ્રેવે** (૧૭૬૪) અને **આર્કરાઈટે** સૂતર કાંતવાના યંત્રો બનાવ્યા અને **કાર્ટરાઈટે** વરાળના બળથી ચાલતાં સુતરાઉ કાપડ વણવાના સંચા બનાવ્યા (૧૭૮૫). જેમ્સ વ્યાટે ૧૭૬૯ માં વરાળથી ચાલતાં એંજિનો બનાવ્યાં. એ જ અરસામાં ઇંગ્લંડમાં લોખંડ અને કોલસાની ખાણો પણ હાથ લાગી. વરાળના બળથી ચાલતાં એંજિનો અને સાંચાકામથી સૂતર કાંતવું અને તેનું કાપડ વણવું શરૂ થયાથી થોડા વખતમાં ઓછા ખરચે પુષ્કળ માલ તૈયાર થવા લાગ્યો. તેથી ઘરગથુ ઉદ્યોગધંધાને બદલે મોટાં કારખાનાં અને મિલોમાં મોટા પ્રમાણમાં પાકો માલ તૈયાર થવા લાગ્યો. પાકા રસ્તા અને નહેરો થવાથી દેશોમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે માલ મોકલવું સહેલું થઈ પડ્યું. તેમ જ વળી યુરોપના જુદા જુદા દેશો સાથે અને હિંદુસ્થાન વગેરે પૂર્વના દેશો સાથે મોટા પ્રમાણમાં વેપાર ચાલવા માંડ્યાથી ઇંગ્લંડના ઉદ્યોગધંધાને ઉત્તેજન મળવા લાગ્યું અને તેને લીધે ઇંગ્લંડની સંપત્તિ પણ વધતી ગઈ.

**જેલોમાં સુધારા**:—તે વખતની તુરંગો ગલીચ, હવા ઉજાશ વિનાની અને નાના પ્રકારના રોગોનાં ઘર જેવી હતી. તે કાળે નજીવા ગુના માટે પણ સખત શિક્ષા કરવામાં આવતી અને ગુનેગારોને ઉપર કહ્યાં તેવાં કેદખાનાંમાં પૂરવામાં આવતા હતા. એવે ઠેકાણે રહી આવેલો ગુનેગાર સુધરવાને બદલે બગડતો અને તેને લીધે ગુનાઓમાં વધારો જ થતો. તેથી તુરંગોમાં અને તેની વ્યવસ્થામાં સુધારા કરાવવા માટે **જૉન હાવર્ડ** નામના એક દયાળુ ગૃહસ્થે અથાગ પરિશ્રમ કર્યો. તુરંગ એટલે ગુનેગારો પર વેર લેવાનું ઠેકાણું એમ નહિ, પણ તે તેમને સુધારી યોગ્ય માર્ગ પર લાવવાની સંસ્થા હોવી જોઇએ એમ તે સમજાવતો હતો. તેના પરિશ્રમનું સારૂં પરિણામ આવ્યું અને ધીમેધીમે જેલોની વ્યવસ્થામાં સુધારા થતા ગયા.

**ગુલામગીરી બંધ કરવાના પ્રયત્ન:**—૧૬ મા સૈકામાં આફ્રિકા ખંડમાંથી હબસી લોકને પકડી જઈ તેમને અમેરિકામાં અને વેસ્ટ ઇંડીઝના ટાપુઓમાં ગુલામો તરીકે વેચવાનો વેપાર પોર્ટુગીઝ અને સ્પૅનિશ લોકોએ શરૂ કર્યો હતો. ઈલિઝાબેથના વખતથી ઇંગ્લંડના કેટલાક લોક પણ એ વેપારમાં પડ્યા હતા. ગુલામગીરીનો ધંધો ખરાબ છે એવી સમજ તે કાળના લોકોમાં નહિ હતી. પણ પછી હળવે હળવે એ ધંધો ખરાબ છે એવી ભાવના લોકોને થવા લાગી. ત્યારે એ વેપાર બંધ કરાવવા માટે **વિલિઅમ વિલ્બરફોર્સ** નામના એક અંગ્રેજ ગૃહસ્થે ચળવળ શરૂ કરી. એ ગૃહસ્થ પિટનો મિત્ર હતો અને તેને એ કામમાં પિટની પૂર્ણ મદદ પણ હતી. ૧૭૮૮ ની સાલમાં ગુલામોનો વેપાર બંધ કરાવવા માટે તેણે એક બિલ—કાયદાનો ખરડો પાર્લમેન્ટમાં રજૂ કર્યો. પણ એ વેપારથી પૈસાદાર થયેલા ઘણા વેપારીઓના મિત્રો એ પાર્લમેન્ટમાં મોટી સંખ્યામાં હોવાથી એ બિલ તે વેળા પસાર થયું નહિ. તોપણ વિલ્બરફોર્સે પોતાનો પ્રયત્ન છોડ્યો નહિ, અને આખરે ૧૮૦૬ માં જો કે તેનો મિત્ર પિટ મરણ પામ્યો હતો તોપણ વિલિઅમ વિલ્બરફોર્સને ફત્તેહ મળી અને ૧૮૦૭ માં પાર્લમેન્ટે કાયદો કરી એ વેપારની બંધી કરી. આ કાયદાથી ગુલામગીરીના વેપારની બંધી કરવામાં આવી હતી, પણ ગુલામગીરીની પદ્ધતિ એ કાયદાએ બંધ કરી નહોતી. પણ પછી ૧૮૩૩ માં કાયદો કરી એ રિવાજ પણ પાર્લમેન્ટે બંધ કરાવ્યો.

**પાર્લમેન્ટની ચૂંટણીની પદ્ધતિમાં સુધારાની આવશ્યકતા:**—તે સમયે પાર્લમેન્ટની ચૂંટણીની પદ્ધતિ ઘણી ખામીભરેલી હતી. કયા કયા ઠેકાણેથી પ્રતિનિધિઓ ચૂંટાઈ આવે તે ત્રણસો વર્ષ પૂર્વે ઠરાવવામાં આવ્યું હતું અને તેમાં કંઈ ફેરફાર કરવામાં આવ્યો જ નહોતો. તેથી વેપાર અને ઉદ્યોગધંધાને લીધે મોટાં થયેલાં પુષ્કળ શહેરોના પાર્લમેન્ટમાં મુદ્દલ પ્રતિનિધિઓ નહોતા. તેથી એ બાબતમાં સુધારો કરવો જોઇએ એવો પિટનો અભિપ્રાય હતો, પણ એજ અરસામાં (૧૭૮૯) ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ થવાથી તેને તે તરફ લક્ષ આપવું પડ્યાથી પાર્લમેન્ટની ચૂંટણીના સુધારાનો પ્રશ્ન મુલતવી રાખવો પડ્યો.

**ફ્રાન્સમાં રાજ્યક્રાંતિના કારણો:**—૧૭૮૯ માં ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ થઈ, અને પછી ઈંગ્લંડમાં પણ ક્રાંતિકારક વિચારોને પ્રચાર કરવાના પ્રયત્નો થવા લાગ્યા. તેથી ઈંગ્લંડને ફ્રાન્સની રાજ્યક્રાંતિ તરફ લક્ષ આપવું પડ્યું, એટલું જ નહિ, પણ ફ્રાન્સ સાથે યુદ્ધમાં પણ ઉતરવું પડ્યું. તેથી એ રાજ્યક્રાંતિ કેવા કેવા કારણોથી ઉપસ્થિત થઈ તે જોવું જોઇએ. એ રાજ્યક્રાંતિ ઉપસ્થિત થવાનાં ઘણાં કારણો હતાં:—

(૧) **સામાજિક**—તે કાળે ફ્રાન્સમાં પ્રજામાં ચાર વર્ગો હતા. (અ) ઉમરાવ, (બ) ધર્માધિકારી, (ક) વેપાર અને ઉદ્યોગધંધા કરનારા લોકોનો અને (ડ) જમીનના ખાતેદારો, ખેડૂતો અને ખેતીના મજૂરોનો. એ બધા વર્ગોમાં ઉમરાવ અને ધર્માધિકારી, એ પહેલા બે વર્ગના લોકોને કેટલાક વિશેષ હકો હતા અને તેઓ કરમાંથી મુક્ત હતા. ફ્રાન્સની ઘણી ખરી જમીન આ બે વર્ગોના લોકના જ તબામાં હતી. તેમ છતાં તેમને જમીનનો કર આપવો પડતો નહોતો, પણ એ કરનો બોજો ખાતેદારો, ખેડૂતો અને સખત કામ કરનારા મજૂરો પર જ પડતો હતો. ઉમરાવો અને ધર્માધિકારીઓ આળસ અને મોજશોખમાં વખત ગાળતા. ત્રીજો વર્ગ તે વ્યાપાર અને ઉદ્યોગધંધા કરનારા મધ્યમ વર્ગના લોકોનો હતો. એ મધ્યમ વર્ગના લોકો વેપાર અને ઉદ્યોગધંધાથી ઉમરાવો અને ધર્માધિકારીઓ કરતાં પૈસાવાળા થયા હતા, પણ એ વર્ગના લોકો જમીનના માલિક ન હોવાથી ખાનદાન વર્ગમાં તેઓની ગણતરી થતી નહોતી અને સમાજમાં પણ તેમનું માન ઝાઝું નહોતું. ચોથો વર્ગ ખાતેદારો, ખેડૂતો અને મજૂરોનો હતો. એ વર્ગના લોકની સ્થિતિ ઘણી દુખદાયક થઈ પડેલી હતી. મોટા મોટા જમીનદારો એ વર્ગના લોક પાસેથી ભારે ગણોત લેતા. ધર્માધિકારીઓ પણ દેવળોના ખરચ બદલ એ જ લોકોપાસેથી ભારે કર લેતા, અને સરકાર પણ એ જ વર્ગના લોકોપાસેથી મોટે ભાગે કર વસૂલ કરતી. એ ઉપરાંત સરંજામી જાગીરદારીની પદ્ધતિને અનુસરીને એ વર્ગના લોકોને પોતાના જાગીરદારોને નજરાણાં વગેરે રૂપે બીજા પુષ્કળ કર ભરવા પડતા હતા. આટલાંથી જાણે બસ ન

હોય તેમ સમાજના બીજા વર્ગો આ વર્ગનાં લોકપર તુચ્છકારથી જોતા. આ બધાં કારણોને લીધે એ વર્ગની સ્થિતિ ઘણી કષ્ટપ્રદ થયેલી હતી, અને તેમાંથી પોતાનો છુટકારો કેમ કરવો એ વિચારમાં તેઓ નિરંતર રહેતા.

(૨) **રાજકીય**:—પૂર્વે ફ્રાન્સમાં સરંજામી જાગીરની પદ્ધતિ ચાલુ હતી અને એ પદ્ધતિપ્રમાણે દેશરક્ષણ અને રાજ્યકારભારની વ્યવસ્થા તેમના હાથમાં હતી. તે કામ બદલ તેમને કેટલાક વિશેષ હકો હતા. પણ પછી એ સ્થિતિમાં પલટો થવા લાગ્યો. ૧૬૪૩ થી ૧૭૧૫ સુધી ૧૪ મો લુઈ નામનો મહત્ત્વાકાંક્ષી રાજા થઈ ગયો. તેણે રાજ્યકારભારનું તમામ સૂત્ર પોતાના હાથમાં લીધું અને તેને જવાબદાર રહેનારા અધિકારીઓ મારફત તે રાજ્યકારભાર ચલાવવા લાગ્યો. આમ થવાથી સરંજામી પદ્ધતિવાળા જાગીરદારોની રાજકીય સત્તા જતી રહી અને જમીનની ઉપજ ઉપર જ મોજશોખ અને ચેનબાજીમાં તેઓ જીવન ગાળવા લાગ્યા. એ વર્ગના લોકને સૈન્ય, આરમાર અને મુલકી ખાતાંમાં મોટા હોદ્દાની અને માનની જગા મળતી ખરી, પણ રાજ્યકારભારનું ધોરણ નક્કી કરવામાં તેમનો અધિકાર મુદ્દલ રહ્યો નહિ. ઇંગ્લંડની પાર્લમેન્ટ પ્રમાણે ફ્રાન્સમાં પણ પૂર્વે **સ્ટેટ્સ જનરલ** નામની રાજસભા હતી. એ સભામાં ઉમરાવો, ધર્માધિકારી અને ત્રીજા વર્ગના પ્રતિનિધિઓ આવતા અને તેઓ પોતપોતાની જુદી સભા ભરતા. પણ ૧૬૧૬ પછી એ સ્ટેટ્સ જનરલની બેઠક જ બોલાવવામાં આવી નહોતી. તેથી ફ્રાન્સમાં રાજ્યકારભારની બાબતમાં પ્રજાનો મુદ્દલ હાથ નહોતો, અને તે રાજાના જ તંત્રપ્રમાણે ચાલતો હોવાથી ઘણો જુલમી થયો હતો.

(૩) **વિચારક્રાંતિ**:—એજ અરસામાં ફ્રાન્સમાં એક નવીન લેખકવર્ગ ઉત્પન્ન થયો હતો. એ લેખકવર્ગ જુલમી રાજાઓને હાથે થતો રાજસત્તાનો દુરુપયોગ, સરંજામી પદ્ધતિના જાગીરદારોને મળેલા વિશેષ હકો, અને ધર્માધિકારીઓનું મોજશોખી જીવન અને ધર્મની બાબતોતરફ તેમનું દુર્લક્ષ, વગેરે બાબતોપર ટીકા કરવા લાગ્યો. ફ્રાન્સમાં સ્વતંત્રતા, સમાનતા અને બંધુત્વ સ્થાપન થવાં

જોઇએ એવું ધ્યેય આ નવીન લેખકવર્ગે ફ્રાન્સની પ્રજા સમક્ષ મૂક્યું. એ નવીન લેખકોમાં **વૉલ્ટેર** અને **રૂસો** મુખ્ય હતા. વૉલ્ટેરે ધાર્મિક બાબતમાં અને રૂસોએ સામાજિક અને રાજકીય બાબતોમાં લોકોમાં ક્રાંતિકારક વિચારો ફેલાવી દીધા.

જ્યારે ઈંગ્લંડ અને તેનાં અમેરિકામાંના સંસ્થાનો વચ્ચે યુદ્ધ ચાલતું હતું ત્યારે સંસ્થાનવાસીઓને ફ્રાન્સે મદદ કરી હતી. એ લડાઈને પરિણામે સંસ્થાનોએ સ્વતંત્રતા મેળવી પોતાનું પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું હતું. તે પ્રમાણે પોતે પણ ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવું એવી ફ્રેંચ લોકને ઇચ્છા થવા લાગી.


વૉલ્ટેર


રૂસો

(૪) **આર્થિક**—ફ્રાન્સમાં લોકની આર્થિક સ્થિતિ પણ ઘણી ખરાબ થઈ હતી. ૧૪ મા લુઈની મહત્ત્વાકાંક્ષાને લીધે ફ્રાન્સને ઘણી લડાઈઓ લડવી પડી હતી. અને ૧૫ મા અને ૧૬ મા લુઈની કારકિર્દીમાં પણ ફ્રાન્સને ઘણી લડાઈઓમાં ભાગ લેવો પડ્યો હતો. તેથી ફ્રાન્સનું કરજ એકસરખું વધ્યું ગયું હતું. દરબારી ખરચ પણ ઘણો વધી ગયો હતો. ઉપજ કરતાં ખરચ વધારે હોવાને લીધે બંને પાસાંનો મેળ મેળવવા માટે વધારે દેવું કરવું પડતું હતું. એટલે લડાઈઓ માટે થયેલું દેવું કમી થવાને બદલે

કરજનો બોજો બેસુમાર વધી ગયો હતો. ફ્રાન્સની નાણાંસંબંધી આવી ખરાબ સ્થિતિ સુધારવા માટે દરબારી અને રાજ્યકારભારનો ખરચ કમી કરવાની જરૂર હતી અને સરદારો અને ધર્માધિકારીઓના સરંજામી હકો લઈ લઈ તેમની પાસે બીજા લોકોની માફક કરો લેવાની જરૂર હતી. પણ એ વર્ગોના દુરાગ્રહને લીધે સુધારો થઈ શક્યો નહિ. એટલે વધુ કરોનો બોજો નીચલા વર્ગોપર જ પડવાથી તેમની સ્થિતિ વધારે કફોડી થઈ પડી હતી.

**ફ્રાન્સમાં રાજ્યક્રાંતિઃ**—આર્થિક સ્થિતિ આવી ખરાબ થયેલી હોવાથી તે સુધારવા માટે શું પગલાં ભરવાં જોઇએ તે ઠરાવવા સારૂ ૧૬ મા લુઇએ તેના પ્રધાનોની સૂચના પ્રમાણે ફ્રાન્સની પાર્લમેન્ટની (સ્ટેટ્સ જનરલ) બેઠક બોલાવી (૧૭૮૯). ૧૬૧૬ પછી છેલ્લાં ૧૭૩ વર્ષમાં આવી એકે બેઠક બોલાવવામાં આવી નહોતી. ફ્રાન્સની આ પાર્લમેન્ટના ઉમરાવોની સભા, ધર્માધિકારીઓની સભા અને નીચલા વર્ગોની સભા એવા ત્રણ વિભાગ હતા અને તેઓની બેઠક જુદા જુદા સભાગૃહોમાં થતી હતી. પરંતુ આ બેઠક વખતે પૂર્વની પ્રથા છોડી દઈને બધા ભાગોની બેઠક સામટી એક જ સભાગૃહમાં ભરી દેશની પરિસ્થિતિનો વિચાર કરવો એવો આગ્રહ નીચલા વર્ગોના સભાસદોએ કર્યો. સરદારો અને ધર્માધિકારીઓ આ દરખાસ્તની વિરુદ્ધ હતા. તોપણ આ વખતે બધા વર્ગોની બેઠક એક જ સભાગૃહમાં ભરવામાં આવી અને આ સંયુક્ત સભાને રાષ્ટ્રીય સભા (National Assembly) એવું નામ આપવામાં આવ્યું. આ સભાએ સરદારો અને ધર્માધિકારીઓના સરંજામી હકો રદ કર્યા અને કાયદાની નજરમાં સર્વ વર્ગો સમાન છે એવું જાહેર કર્યું. તેજપ્રમાણે રાજાની અનિયંત્રિત સત્તા પણ લઈ લેવામાં આવી.

રાષ્ટ્રીય સભાને હાથે ફ્રાન્સની રાજ્યઘટનામાં ઉપર પ્રમાણે સુધારા થતા જતા હતા, તોપણ તેથી પારાવાર દુઃખમાં રગડોળાઈ રહેલા અને જેને ખાવાને અન્ન ન મળે એવા હજારો પૅરિસના દરિદ્ર લોકોનું સમાધાન થયું નહિ. સરદાર અને ધર્માધિકારી વર્ગોના લોકના

જુલમથી જ આપણી સ્થિતિ આવી કષ્ટપ્રદ થઈ છે એમ જાણી પૅરિસના હજારો લોકોએ હુલ્લડો શરૂ કર્યા અને સરદારો અને ધર્માધિકારીઓ ઉપર અત્યાચાર કરવા માંડ્યો. રાજાની અનિયંત્રિત અને જુલમી સત્તાની વિરુદ્ધ ચળવળ કરનારાઓને પૅરિસમાં બૅસ્ટિલ નામની તુરંગમાં કેદ કરવામાં આવતા હતા. તેથી આ ક્રાંતિકારી લોકોએ ૧૭૮૯ ના જુલાઈની ૧૪ મી તારીખે બૅસ્ટિલ જેલ તોડી અંદરના કેદીઓને મુક્ત કર્યા. પૅરિસના લોકોનો દાખલો લઈ ફ્રાન્સમાં સર્વત્ર હુલ્લડો થવા લાગ્યાં, અમીરઉમરાવ વર્ગના લોકોના ખૂન થવા લાગ્યાં અને તેમની માલમિલકતને આગ લગાડવામાં આવી. આ પ્રમાણે પોતાના જાનમાલની સલામતી ન રહેવાથી અમીરઉમરાવ વર્ગના લોક ફ્રાન્સમાંથી બીજે દેશ નાસી જવા લાગ્યા. ફ્રાન્સનો રાજા સોળમો લુઈ તેના વર્સેલ્સના રાજમહેલમાં રહેતો હતો, પણ અકટોબર મહિનામાં ( ૧૭૮૯ ) પૅરિસના ક્રાંતિકારી લોકોએ તેને અને તેના આખા કુટુંબને પૅરિસમાં લાવી કેદખાને નાંખ્યા. આવી રીતે ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ થઈ અને સર્વત્ર અંધાધુંધી અને અરાજકતા પ્રસરી રહી ( ૧૭૮૯ ).

**ફ્રાન્સમાં ઉથલપાથલ** ( ૧૭૮૯–૧૮૧૫ ):—ફ્રાન્સના ક્રાંતિકારી લોકો તરફથી તેનો જાન જોખમમાં આવી પડેલો જોઈ સોળમા લુઈએ પોતાના આખા કુટુંબ સાથે ફ્રાન્સમાંથી નાસી તેના સાડુ ઑસ્ટ્રિઆના શહેનશાહને ત્યાં નાસી જવા પ્રયત્ન કર્યો ( ૧૭૯૧ ); પણ તેમાં તે ફાવ્યો નહિ. તે પકડાઇ ગયો ને પાછો તેને કેદખાને નાંખવામાં આવ્યો. ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ થવાને લીધે ઉમરાવવર્ગના ઘણા લોકો ઑસ્ટ્રિઆ અને પ્રશિયા દેશમાં નાસી ગયા હતા. અને તેઓના કહેવા ઉપરથી ફ્રાન્સના ક્રાંતિકારી બળવાખોરો સાથે યુદ્ધ કરવા માટે ઑસ્ટ્રિઆ અને પ્રશિઆએ પોતાના સૈન્યો તૈયાર કરી દીધાં. જ્યારે આ વાતની ખબર ફ્રાન્સ પહોંચી ત્યારે તે દુશ્મનોની સામે લડવા માટે ફ્રાન્સના ક્રાંતિકારી લોકોએ પણ પોતાના સૈન્યો તૈયાર કરી દીધાં અને તેઓ તેને ઉત્તર સરહદ તરફ લઈ ગયા. આ ફ્રેન્ચ સૈન્યોમાં માર્સેલ્સથી એક ટુકડી આવી હતી, તે ઉત્તર

સરહદ તરફ કૂચ કરતાં જે ગીત ગાતી હતી, તેજ ગીત આગળ જતાં ફ્રાન્સનું માર્સેલીઝ નામનું રાષ્ટ્રગીત થઇ પડ્યું. ત્યારપછી ફ્રાન્સે ઑસ્ટ્રિઆ અને પ્રશિઆ જોડે લડાઈ જાહેર કરી. ફ્રાન્સની રાષ્ટ્રીય સભા પણ ક્રાંતિકારી લોકની સત્તા નીચે આવી હતી અને એ સભાએ ફ્રાન્સના રાજાને પદભ્રષ્ટ કરી, ફ્રાન્સમાં લોકસત્તાક રાજ્ય સ્થાપ્યાનું જાહેર કર્યું ( ૧૭૯૨ ). તેમ જ ફ્રાન્સની એ રાજસભાએ જાહેર કર્યું કે યુરોપના બીજા કોઇ દેશના લોક ફ્રાન્સનું અનુકરણ કરી પોતાના દેશમાં લોકસત્તાક રાજ્ય સ્થાપવા માંગતા હશે તો તેને ફ્રાન્સ તરફથી મદદ કરવામાં આવશે. ફ્રાન્સમાં સર્વ સત્તા ક્રાંતિકારી લોકના હાથમાં ગઇ હતી, અને તેમના તરફથી ઘણા અનિષ્ટ કામો થવા લાગ્યાં હતાં. રોબસપીઅર અને ડૅંટન ક્રાંતિકારોના નેતા હતા. અમીરઉમરાવ કુટુંબના લોકો અને રાજા તરફ જે લોકોની સહાનુભૂતિ છે એવી શંકા જાય એવા બધા લોકોને તુરંગમાં નાંખવામાં આવતા અને તેમની કતલ કરવામાં આવતી. એક જ વર્ષમાં વીસ હજાર માણસોને ફાંસી દેવામાં આવી. ૧૭૯૩ માં ફ્રાન્સના રાજા સોળમો લુઈ અને તેની રાણી **મેરી આંટવાંને** ફાંસી દેવામાં આવી.

ફ્રાન્સમાં ચાલી રહેલા અત્યાચાર અને બીજા દેશોમાં ક્રાંતિકારક વિચાર પ્રસરાવવાના તેના પ્રયત્નોને લીધે ૧૭૯૨ માં ઑસ્ટ્રિઆ અને પ્રશિઆએ ફ્રાન્સ સામે યુદ્ધ જાહેર કર્યું અને ૧૭૯૩ માં ઇંગ્લંડે પણ ફ્રાન્સ સામે લડાઈ જાહેર કરી. ફ્રાન્સ અને યુરોપના બીજો દેશો વચ્ચે લડાઈ શરૂ થયા પછી ફ્રાન્સના જહાલ ક્રાંતિકારી લોકમાં જુદા જુદા પક્ષ પડવા લાગ્યા તેથી તેમનું જોર ઓછું થવા લાગ્યું. બધી સત્તા પોતાના હાથમાં લેવાની કોશિશ કરવા માટે રોબસપીઅરે ડૅંટનને ફાંસી દીધી, પણ પછી બીજે વર્ષે રોબસપીઅરને તેના શત્રુઓએ ફાંસી દીધી ( ૧૭૯૪ ). ત્યારપછી મધ્યમ વિચારના ક્રાંતિકારી લોકના હાથમાં સર્વ સત્તા ગઈ અને તેમણે ફ્રાન્સના લોકસત્તાક રાજ્યનો કારભાર ચલાવવા અને દુશ્મનો સાથે વિગ્રહ ચાલુ રાખવા "ડિરેક્ટરી" નામનું પાંચ સભાસદોનું એક મંડળ સ્થાપન કર્યું ( ૧૭૯૫ ).

૧૭૯૯ સુધી આ ડિરેક્ટરીના હાથમાં બધી સત્તા હતી. પણ ત્યારપછી શત્રુ સાથેની લડાઈઓમાં પોતાના પરાક્રમથી પ્રસિદ્ધિમાં આવેલા સેનાપતિ નેપોલીઅને ડિરેક્ટરીના હાથમાંથી બધી સત્તા પોતાના હાથમાં લઈ લીધી અને '**કૉન્સલ**' એટલે '**લોકપ્રતિનિધિ**' નામે તે રાજ્યકારભાર કરવા લાગ્યો. તેણે રાજ્યકારભારમાં ઘણા સુધારા કર્યા. તેણે કાયદાનો સંગ્રહ કરી તેને વ્યવસ્થિત રૂપમાં આણ્યા. શિક્ષણની બાબતમાં પણ તેણે ઘણા સુધારા કરી નવી નવી શાળાઓ અને કૉલેજો કાઢી. નેપોલીઅને ફ્રાન્સની બૅંક સ્થાપી અને તેમ કરી ફ્રાન્સની આર્થિક સ્થિતિ સુધારી. તેવી જ રીતે તેણે રસ્તાઓ અને નહેરો બંધાવ્યાં તેથી વેપારને ઉત્તેજન મળવા લાગ્યું. ફ્રાન્સના શહેનશાહ થવાની નેપોલીઅનને મહત્ત્વાકાંક્ષા હતી અને એ ઇચ્છા પ્રમાણે તેણે ૧૮૦૪ માં પોપ પાસે ફ્રાન્સના શહેનશાહ તરીકે પોતાનો રાજ્યાભિષેક પણ કરાવ્યો. ફ્રાન્સના અંતસ્થ રાજ્યપ્રકરણમાં આમ ધડાધડી ચાલતી હતી તે દરમ્યાન ફ્રાન્સને ઇંગ્લંડ અને યુરોપના બીજા દેશો સાથે ૧૭૯૩ થી વિગ્રહ ચાલુ રાખવો પડ્યો હતો અને નેપોલીઅને તે ૧૮૧૫ સુધી ચલાવ્યો.

**ફ્રાન્સમાં થયેલી રાજ્યક્રાંતિ વિષે ઇંગ્લંડનો લોકમત:—** ફ્રાન્સમાં ચાલી રહેલી આ રાજ્યક્રાંતિ તરફ ઇંગ્લિશ પ્રજાનું લક્ષ સાહજિક જ ખેંચાયું હતું અને તેમના જુલમી રાજ્યકર્તાઓ સામે ફ્રેંચ લોકોએ જે ચળવળ ચલાવી હતી તે ચળવળ તરફ પેહલ પ્રથમ તેમની સહાનુભૂતિ હતી. ફ્રાન્સના બુર્બોન વંશના રાજાઓની યુરોપમાં સામ્રાજ્ય સ્થાપવાની તૃષ્ણાને લીધે ઇંગ્લંડને વારંવાર લડાઈઓમાં ઉતરવું પડ્યું હતું; પણ હવે રાજ્યક્રાંતિ થઈ અને ત્યાં ઇંગ્લંડની માફક લોકમત પ્રમાણે ચાલતી રાજ્યપદ્ધતિ સ્થાપન થઈ ત્યારે હવે ફ્રાન્સ અને ઇંગ્લંડ વચ્ચે સલૂકાઈ રહેશે એમ ઇંગ્લિશ પ્રજાને લાગ્યું. વ્હિગ પક્ષના નેતા ફૉક્સે અને તેના કેટલાક અનુયાયીઓએ રાજ્યક્રાંતિ કરવા માટે ફ્રેંચ લોકોનાં યશોગાન ગાયાં. ઇંગ્લંડનો વડો પ્રધાન અને ટોરી પક્ષનો નેતા પિટ પણ એ રાજ્યક્રાંતિની વિરુદ્ધ નહોતો. પણ જ્યારે ક્રાંતિકારી લોકોએ ફ્રાન્સમાં ચલાવેલા અત્યાચારની અને ક્રાંતિ-

કારક વિચારોનો પરદેશોમાં પ્રસાર કરવાના પ્રયત્નની હકીકત તેમનાં જાણવામાં આવી, ત્યારે ફ્રાન્સની રાજ્યક્રાંતિ તરફ તેઓની સહાનુભૂતિ ઓછી થઈ ગઈ. એ રાજ્યક્રાંતિ થયાને દોઢ વર્ષ થયું નહિ એટલામાં ૧૭૯૦ ના નવેંબરમાં બર્ક નામના વ્હિગ પક્ષના એક નેતાએ "**ફ્રાન્સની રાજ્યક્રાંતિ વિષે વિચાર**" ( Reflections on the French Revolution ) નામનું એક પુસ્તક લખી, ફ્રાન્સની રાજ્યક્રાંતિ વિરુદ્ધ પોતાનો વિરોધ જાહેર કર્યો. પરાપૂર્વથી ચાલી આવેલી રૂઢિને યોગ્ય માન આપી ભૂતકાળના પાયા ઉપર જ નવા સુધારા કરવામાં આવે તો તે ચિરસ્થાયી થાય છે એવો મંત તેણે આ ગ્રંથમાં સ્પષ્ટપણે દર્શાવ્યો. ઈંગ્લંડનો લોકમત ફ્રાન્સની રાજ્યક્રાંતિ વિરુદ્ધ કરવાના કામમાં આ ગ્રંથ ઘણો ઉપયોગી થઈ પડ્યો.

**ફ્રાન્સ સાથે યુદ્ધની શરૂઆત** ( ૧૭૯૩ ):—યુરોપના બીજા દેશોના લોકો ફ્રેંચ લોકોનું અનુકરણ કરી પોતપોતાના દેશમાં રાજ્યક્રાંતિ કરે તો ફ્રાન્સ તરફથી તેમને મદદ મળશે એવું ફ્રાન્સના ક્રાંતિકારી લોકોએ જાહેર કર્યું હતું, તેથી ઑસ્ટ્રિયા અને પ્રશિઆએ ફ્રાન્સ સાથે લડાઈ જાહેર કરી ( ૧૭૯૨ ). ત્યારે ફ્રાન્સે ઑસ્ટ્રિઆના તાબાના નેધર્લંડ ( બેલજિઅમ ) પ્રાંત પર હુમલો કરી તે જીતી લીધો, હૉલંડ પર સવારી કરવાની તૈયારી કરી, અને પૂર્વે થયેલા તહને ન ગણકારતાં શેલ્ટ નદીને યુરોપના બધા દેશોના વેપાર માટે ખુલ્લી મૂકવાનું જાહેર કર્યું. આ જાહેરાતથી હૉલંડ અને ઈંગ્લંડના વેપારને હરકત થવા લાગી. ઈંગ્લંડમાં ક્રાંતિકારક વિચારોનો ફેલાવો કરવા માટે ફ્રેંચ ક્રાંતિકારી લોકોના પ્રોત્સાહનથી કેટલાંક મંડળો સ્થાપન થયાં હતાં. તેને લીધે ઈંગ્લંડે ઑસ્ટ્રિઆ, પ્રશિઆ, હૉલંડ અને સ્પેન સાથે મળી જઈ ફ્રાન્સ વિરુદ્ધ એક સંઘ સ્થાપન કર્યો. ત્યારે ફ્રાન્સે ઈંગ્લંડ સામે લડાઈ જાહેર કરી ( ૧૭૯૩ ). ૧૭૯૩ માં ફ્રાન્સ સાથે જે યુદ્ધ શરૂ થયું તે ૧૮૧૫ સુધી ચાલ્યું. વચમાં ૧૮૦૨ માં સલાહ થઇ હતી ખરી, પણ તે માત્ર હંગામી હતી અને યુદ્ધ પાછું ચાલુ થયું હતું. યુદ્ધ શરૂ થયું ત્યારે ફ્રાન્સપાસે પાંચ લાખનું સૈન્ય હતું અને ૮૩ વહાણો હતાં અને ઈંગ્લંડ પાસે માત્ર ૩૭ હજાર જ સૈનિક હતા. પણ લડાયક વહાણો ૧૫૩ હતાં, એટલે ઈંગ્લંડ સમુદ્રઉપર બળવાન હતું ત્યારે ફ્રાન્સનું જોર

જમીનપર હતું. ઇંગ્લંડ ટાપુ હોવાને લીધે મોટી આરમાર ઉભી કર્યા વિના ઇંગ્લંડ ઉપર સવારી લઈ જવી એ ફ્રાન્સ માટે અશક્ય હતું. તેમ જ વળી ફ્રાન્સનું સૈન્ય મોટું હોવાને લીધે યુરોપના બીજા દેશોની મદદ વિના જમીનપર ફ્રાન્સને હરાવવું એ ઇંગ્લંડને માટે ઘણું કઠણ હતું. લડાઈ ચાલવા માંડી ત્યારે **વિલિઅમ પિટ** (નાનો) ઇંગ્લંડનો મુખ્ય પ્રધાન હતો અને તેણે ફ્રાન્સ વિરુદ્ધ મિત્રરાજ્યનો જે સંઘ સ્થાપન થયો હતો તેને સૈન્યની અને પૈસાની મદદ કરવાનું ઠરાવી એક ઇંગ્લિશ સૈન્ય હૉલંડમાં મોકલ્યું (૧૭૯૩). તેમ જ ભૂમધ્ય સમુદ્રમાં ઇંગ્લંડનું ઉપરીપણું બેસાડવા માટે કેટલાક ઇંગ્લિશ વહાણો પણ તેણે ત્યાં મોકલ્યાં.

**મિત્રરાજ્યોની જમીનપર હાર**:—૧૭૯૩ માં ઇંગ્લિશ અરમારે ફ્રાન્સના દક્ષિણ કિનારે આવેલું **ટૂલોન** બંદર જીતી લેવા પ્રયત્ન કર્યો, પણ **નેપોલીઅન બોનાપાર્ટ** નામના એક તરુણ ફ્રેંચ સરદારના પરાક્રમને લીધે તે બંદર અંગ્રેજો લઈ શક્યા નહિ. ત્યારપછી ઇંગ્લિશ નૌકાસેનાપતિ લૉર્ડ હાઉએ ફ્રેંચ અરમારને અશાંટ નજીક હરાવી, પણ જમીનની લડાઈઓમાં મિત્રરાજ્યોના સૈન્યને હાર ખમવી પડતી હતી. ૧૭૯૫ માં ફ્રેંચ લશ્કરે ઇંગ્લિશ લશ્કરને હૉલંડમાંથી હાંકી કાઢી તે દેશને પોતાના તાબામાં લઈ લીધો તેથી હૉલંડે ફ્રાન્સ સાથે સલાહ કરી દીધી. આમ હૉલંડ સંઘમાંથી નીકળી ગયું તેથી ઇંગ્લંડે આફ્રિકામાં ડચ લોકોના તાબાનો કેપ ઑફ ગુડ હોપનો ભાગ ૧૭૯૫ માં અને હિંદુસ્થાનની દક્ષિણે આવેલો સીલોનનો ટાપુ ૧૭૯૬ માં જીતી લીધો. હૉલંડની માફક પ્રશિઆ અને સ્પેને પણ ફ્રાન્સ સાથે સલાહ કરી દીધી (૧૭૯૫). ત્યારપછી ઈટલી પરની ઑસ્ટ્રિઆની સત્તા નષ્ટ કરવા માટે ડિરેક્ટરીએ નેપોલીઅન બોનાપાર્ટને સરદાર નીમી મોકલ્યો. નેપોલીઅને ઑસ્ટ્રિઅન સૈન્યોને ઈટલીના ઉત્તર ભાગમાંથી હાંકી કાઢ્યાં અને **કૅંપો ફૉર્મીઓ** આગળ ઑસ્ટ્રિઆને સલાહ કરવાની ફરજ પાડી, ૧૭૯૭. પછી નેપોલીઅન રોમ ગયો અને રોમના પોપ સાથે કરાર કરી તેણે ઈટલીના ઉત્તર ભાગ પર ફ્રેંચ સત્તા સ્થાપી. ઑસ્ટ્રિઆ ઉપરની યશસ્વી સવારીને લીધે નેપોલિઅન

ઘણો પ્રસિદ્ધિમાં આવ્યો અને ડિરેક્ટરીએ તેને આખા ફ્રેંચ સૈન્યનો મુખ્ય સેનાપતિ નીમ્યો.

**ઇંગ્લંડના નૌકાસૈન્યે સમુદ્રપર કરેલો વિજય:**—હૉલંડ, સ્પેન, પ્રશિઆ અને ઑસ્ટ્રિઆનો પરાજય થવાથી તેમને ફ્રાન્સ સાથે સલાહ કરવાની ફરજ પડ્યાથી ઇંગ્લંડે ફ્રાન્સ વિરુદ્ધ સ્થાપેલો સંઘ તૂટી ગયો. ત્યાર પછી તેના તાબામાં આવેલા સ્પેન અને હૉલંડ

## જમીન અને સમુદ્ર ઊપરની લડાઓ વખતનુ નેપોલિયનના વખતનું યુરોપ.




દેશની અરમારની મદદવડે ઇંગ્લંડ ઉપર દરીઆઈ સવારી લઈ જવાનો ફ્રાન્સે ઠરાવ કર્યો. ફ્રેંચ લોકોની ઉશ્કેરણીથી <u>આયર્લંડમાં</u>

બળવો શરૂ થયો અને ઇંગ્લંડમાં પણ ઘણી અસ્વસ્થતા થઈ રહી. ઇંગ્લંડના આ અણીના વખતે ઇંગ્લિશ અરમારે કલ્પનામાં ન આવે એવાં પરાક્રમો કરી બતાવ્યાં. ૧૭૯૭ ના ફેબ્રુઆરી મહિનામાં નૌકા-સેનાપતિ **જર્વિસે** અને કોમોડોર **નેલ્સને સેંટ વિન્સેન્ટ** નજીક સ્પૅનિશ અરમારનો પરાજય કર્યો. એ જ વર્ષના અક્ટોબર મહિનામાં નૌકાસેનાપતિ **ડંકને કૅમ્પર ડાઉન** નજીક ડચ અરમારના ફુરચેફુરચા ઉડાવી દીધા. આ જીતો મેળવ્યાથી ઇંગ્લંડને ફ્રાન્સ તરફથી દરીઆઈ હુમલો આવવાની બીક રહી નહિ, અને દરીઆ ઉપર ઇંગ્લંડનું ઉપરીપણું કાયમ રહ્યું.

**ઇંગ્લંડ અને આયર્લંડમાં અસ્વસ્થતા**:—ઉપલી દરીઆઈ લડાઈઓ ચાલતી હતી ત્યારે સ્પિટહેડ અને નોર આગળ રાખેલી બ્રિટિશ અરમારોના ખલાસીઓએ ખરાબ ખોરાક, ઓછા પગાર અને ઉપરીઓની વાંધાભરેલી વર્તણૂકની સામે પોકાર ઉઠાવી બંડ કર્યું (૧૭૯૭). સખત ઉપાયો યોજી એ બંડ બેસાડી દેવામાં આવ્યું, પણ ખલાસીઓમાં જે અસંતોષ હતો તે દૂર કરવા માટે તેઓની ફરિયાદ ધ્યાનમાં લેવામાં આવી અને નૌકાસૈન્યમાં સુધારા કરવામાં આવ્યા. એ જ પ્રમાણે આયર્લંડમાં પણ બળવો થયો હતો અને તેને મદદ કરવાને ફ્રાન્સે સૈન્ય અને અરમાર મોકલ્યાં હતાં (૧૭૯૭). પણ બ્રિટિશ નૌકાસૈન્યના સાવધાનપણાને લીધે એ મદદગારોને પાછા જવું પડ્યું.


નેપોલિઅન બોનાપાર્ટ

**નેપોલીઅનની ઈજિપ્ટ પર ચડાઈ ૧૭૯૮**:—સ્પેન અને

હૉલૅડની અરમારોની મદદ વડે ઈંગ્લંડ ઉપર દરીઆઈ સવારી લઈ જવાના પ્રયત્નમાં ફ્રાન્સ ફાવ્યું નહિ, ત્યારે હવે પૂર્વ તરફ ઇજિપ્ટ, સીરિઆ અને હિંદુસ્થાન દેશો જીતી લઈ હિંદુસ્થાનમાં ઈંગ્લંડનું મહત્ત્વ નષ્ટ કરી પૂર્વમાં એક મોટું ફ્રેંચ સામ્રાજ્ય સ્થાપવું એવી ફ્રેંચ સેનાપતિ નેપોલિઅનને મહત્ત્વાકાંક્ષા થઈ. એની યોજના ફ્રાન્સની ડિરેક્ટરીને પણ પસંદ પડી અને તેણે એ ચડાઈનું કામ નેપોલીઅનને સોપ્યું. નેપોલીઅન એક જબરૂં નૌકાસૈન્ય લઈ ઈજિપ્ટ જવા ઉપડ્યો. માર્ગમાં તેણે માલ્ટા જીતી લીધું. ત્યાંથી તે એલેક્ઝાંડ્રિઆ ગયો અને ઈજિપ્ટમાં દાખલ થયો. નેપોલીઅનના ઉપડવાની ખબર બ્રિટિશ નૌકાસેનાપતિ **નેલ્સનને પડી** કે તરત જ તેણે નેપોલીઅનની પૂઠ પકડી. નેપોલીઅન જ્યારે ઈજિપ્ટના અંદરના ભાગમાં હતો ત્યારે ૧૭૯૮ ના ઑગસ્ટની ૧ લી તારીખે અબૂકર અખાતમાં નાઇલ નદીના મુખ આગળ નેલ્સને ફ્રેંચ અરમારનો નાશ કર્યો. એ લડાઈને **નાઇલની લડાઈ** કહે છે. આમ ફ્રેંચ અરમારનો નાશ થવાથી નેપોલીઅન અને ફ્રાન્સ વચ્ચેનો વહેવાર તૂટી ગયો. પણ તેથી હિંમત ન હારતાં તેણે ૧૭૯૮ માં **પીરૅમિડની લડાઈમાં** ઈજિપ્તના લશ્કરને હરાવીને ટર્કીના તાબાનો એ દેશ ફ્રાન્સના તાબાનો કરી દીધો. ત્યાર પછી તે સીરિઆ પ્રાંત પર સવારી લઈ ગયો. ફ્રાન્સ સાથેનો તૂટેલો વહેવાર પાછો જોડવા માટે સીરિઆનું એકર નામનું બંદર જીતી લેવા નેપોલિઅને પ્રયત્ન કર્યો, પણ **સર સિડ્‌ની સ્મિથે** એ બંદરનું રક્ષણ કર્યું, તેથી એ કામમાં નેપોલીઅન ફાવ્યો નહિ (૧૭૯૯).



નેલ્સન

જ્યારે નેપોલીઅન ઈજિપ્ટ તરફ ગયો હતો ત્યારે યુરોપમાં ઇંગ્લંડ, રશિઆ, ઑસ્ટ્રિઆ, અને ટર્કીએ ફ્રાન્સ વિરુદ્ધ મિત્રરાજ્યોનો બીજો

સંઘ સ્થાપ્યો હતો (૧૭૯૯). એ સંઘે ૧૭૯૯ માં જર્મની, ઇટલી અને હૉલંડમાંથી ફ્રેંચ સૈન્યોને હાંકી કાઢ્યાં. આમ યુરોપમાં બધે ઠેકાણે ફ્રેંચ સૈન્યોની હારની ખબર નેપોલીઅનને પડી ત્યારે તેણે પૂર્વમાં હિંદુસ્થાન આવવાનો વિચાર માંડી વાળ્યો અને ફક્ત થોડા માણસોને સાથે લઈ ઇંગ્લિશ નૌકાસૈન્યની નજર ચૂકવી તે ૧૭૯૯ ના અકટોબરની ૯ મી તારીખે ફ્રાન્સમાં પાછો દાખલ થયો.

નેપોલીઅનની ગેરહાજરીમાં યુરોપમાં ઉપરાઉપરી ફ્રાન્સની હાર થવાથી ડિરેક્ટરી અપ્રિય થઈ પડી હતી અને યુરોપમાં ફ્રાન્સનું ઉપરીપણું પાછું સ્થાપન કરે એવો કોઈ સમર્થ માણસ હોય તો તે નેપોલીઅન જ છે એમ સર્વ સમજતા હતા. ગયા દસ વર્ષ થયાં, ફ્રાન્સમાં ચાલી રહેલી અંધાધુંધીથી લોકો કંટાળી ગયા હતા અને અવ્યવસ્થા કરતાં એકહથ્થુ સત્તા દેશમાં પાછી સ્થાપન થાય તો ઘણું સારૂં એવો હવે લોકોનો મત થયો હતો. મારાપર દેશનો વિશ્વાસ છે એમ જાણી નેપોલીઅને ડિરેકટરીને (પાંચ લોકનું મંડળ) વિસર્જન કરી ફ્રાન્સનાં રાજ્યકારભારનું તમામ સૂત્ર પોતાના હાથમાં લીધું. ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યનો પોતે અધ્યક્ષ નિમાયો અને પ્રાચીન રોમન પ્રજાસત્તાક રાજ્યના મુખ્ય અધિકારી **કૉન્સલ**નો ખિતાબ ધારણ કર્યો (૧૭૯૯). આ પ્રમાણે હવે નેપોલીઅન ફ્રાન્સનો મુખ્ય સેનાપતિ હોવા ઉપરાંત કૉન્સલ થયાથી રાજ્યકારભારનું તમામ સૂત્ર તેના હાથમાં આવ્યું. પણ એટલાથીજ તેને સંતોષ થયો નહિ. તેણે ૧૮૦૪ માં **રોમના પોપ**ને પૅરિસમાં બોલાવ્યો અને **ફ્રેંચોના શાહેનશાહ**નો ખિતાબ ધારણ કરી તેને હાથે પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. આવી રીતે ફ્રાન્સમાં લોકસત્તાક રાજ્યપદ્ધતિનો નાશ થયો અને એકતંત્રી રાજ્યસત્તા પાછી સ્થાપન થઈ.

**નેપોલીઅન મિત્રરાજ્યોને હરાવે છે:**—જ્યારે નેપોલીઅન ઇજિપ્ટમાં હતો ત્યારે ફ્રાન્સવિરુદ્ધ ઇંગ્લંડ, રશિઆ, ઑસ્ટ્રિઆ અને તુર્કસ્તાને બીજો સંઘ સ્થાપન કર્યો હતો અને ઇટલીના ઉત્તર ભાગમાંથી ફ્રેંચ સત્તાનો નાશ કરી ઑસ્ટ્રિઆની સત્તા પાછી સ્થાપી હતી

તેથી ત્યાં પાછી ફ્રેંચ સત્તા સ્થાપવા માટે ઑસ્ટ્રિઆ સાથે લડવા સૈન્ય મોકલવાનો નેપોલીઅને ઠરાવ કર્યો. તેણે **મોરો** નામનાં સેનાપતિને જર્મનીમાંનો ઑસ્ટ્રિઆના તાબાનો મુલક જીતી લેવા માટે મોકલ્યો અને તે પોતે ઇટલીપર ચડાઈ લઈ ગયો. તેણે સન ૧૮૦૦ ના જૂનની ૧૪ મી તારીખે **મેરેંગોની** લડાઈમાં ઑસ્ટ્રિઅન સૈન્યને હરાવી નસાડી મૂકી ઇટલીના ઉત્તર ભાગ ઉપર પાછી ફ્રેંચ સત્તા બેસાડી. પેલી તરફ જર્મની ગયેલા મોરો સેનાપતિએ **હોહેન્લિંડન**ની લડાઈમાં ( ડિસેંબર ૧૮૦૦ ) ઑસ્ટ્રિઅન સૈન્યને હરાવી હ્રાઈન નદીની દક્ષિણ તરફનો પ્રદેશ ફ્રાન્સના તાબામાં લઈ લીધો. આ પ્રમાણે ઑસ્ટ્રિઆની હાર થવાથી તેને ફ્રાન્સ સાથે **લ્યુનેવીચ**ની સલાહ કરવી પડી ( ૧૮૦૧ ). આ પૂર્વે રશિઆ પણ ફ્રાન્સવિરુદ્ધ સ્થાપન થયેલા સંઘમાંથી નીકળી ગયું હતું અને તેણે ડેન્માર્ક અને સ્વીડન દેશો સાથે સશસ્ત્ર તટસ્થપણાના ( Armed Neutrality ) કોલ-કરાર કર્યા હતા ( ૧૮૦૦ ). પણ એ દેશો તરફથી ફ્રાન્સને યુદ્ધસામગ્રીની મદદ મળે છે કે કેમ તે જોવા માટે એ દેશોનાં વહાણો ઇંગ્લંડે તપાસવા માંડ્યાં. ત્યારે ડેન્માર્ક, સ્વીડન અને રશિઆએ તેનો વિરોધ કર્યો અને તેથી ઇંગ્લંડ અને તેમની વચ્ચે અણબનાવ થયો. એટલે બ્રિટિશ નૌકાસેનાપતિ **પાર્કર** અને **નેલ્સને** **કોપનહેગન**ની લડાઈમાં ( ૧૮૦૧ ) ડેન્માર્કના નૌકાસૈન્યનો નાશ કર્યો. ઈજિપ્ટમાં જે ફ્રેંચ સૈન્ય હતું તેનો પણ **જનરલ એબરક્રોમ્બી**એ **એલેક્ઝાંન્ડ્રિઆ**ની લડાઈમાં પરાજય કર્યો અને ફ્રેંચ લોકને ઈજિપ્ટ છોડવું પડ્યું.

**એમીન્સની સંધિ** ( ૧૮૦૨ ):—ઉપર પ્રમાણે ફ્રાન્સવિરુદ્ધ સ્થપાયલા સંઘમાંથી બીજાં રાજ્યોએ નીકળી જઈ ફ્રાન્સ સાથે સલાહ કર્યાને લીધે હવે ઇંગ્લંડને કોઈની પણ મદદ રહી નહિ. તોપણ દરીઆ ઉપર ઇંગ્લંડનું જોર વિશેષ હોવાથી મોટી આરમાર ઉભી કર્યા વિના ઇંગ્લંડને હરાવવું ફ્રાન્સ માટે અશકય હતું. તે જ પ્રમાણે જમીન ઉપર ફ્રાન્સનું જોર વિશેષ હોવાથી યુરોપનાં બીજાં રાજ્યોની મદદવિના

ફ્રાન્સને હરાવવું એ ઇંગ્લંડ માટે અશક્ય હતું. તેથી બંને દેશોને વિગ્રહ બંધ પાડવાની ઇચ્છા થઈ, તેથી ૧૮૦૨ માં **એમીન્સની** સંધિ કરવામાં આવી. એ સંધિથી ઇંગ્લંડે ફ્રાન્સનું પ્રજાસત્તાક રાજ્ય કબૂલ કર્યું અને નેપોલીઅનને તેના અધ્યક્ષ તરીકે સ્વીકાર્યો. એ સલાહના કરારપ્રમાણે સૌસૌએ જીતેલો મુલક પાછો આપવો એમ ઠર્યું હતું.

**પિટનું દેશની અંદરની બાબતો સંબંધનું ધોરણ:—** યુરોપમાં જ્યારે ફ્રાન્સ સાથે લડાઈ ચાલતી હતી ત્યારે **વિલિઅમ પિટ** (નાનો) ઇંગ્લંડનો મુખ્ય પ્રધાન હતો. એ યુદ્ધ જ્યારે ચાલતું હતું ત્યારે ઇંગ્લંડ અને આયર્લંડ બંને દેશોમાં ક્રાંતિકારક વિચારોનો પ્રચાર કરવાનું કામ ચાલુ હતું. તે દાબી દેવા માટે પિટને કેટલાક જાપ્તાના કડક કાયદા કરવા પડ્યા. તેણે ૧૭૯૩ માં પરદેશીઓ વિરુદ્ધ '**એલિઅન એક્ટ**' નામનો કાયદો ઘડી ક્રાંતિકારી ફ્રેંચ લોકોને ઇંગ્લંડમાં આવવાની બંધી કરી. ત્યારપછી '**ટ્રેટર્સ કૉરસ્પૉન્ડન્સ બિલ**' (રાજદ્રોહીઓના પત્રવ્યવહાર સંબંધી કાયદો) અને **સભાબંધીનો કાયદો** એમ બે કાયદા કર્યા. પછી ૧૭૯૪ માં થોડા વખત માટે 'હેબીઅસ કૉર્પસ એક્ટ'ની અમલબજાવણી બંધ કરી. આ વખતે ઇંગ્લંડની આર્થિક સ્થિતિ વધારે કફોડી થાય નહિ તે માટે પણ પિટને કેટલાક કાયદા કરવા પડ્યા. ૧૭૯૭ માં ફ્રાન્સ ઇંગ્લંડપર ચડી આવશે એવી બીક રહેતી હતી, તેથી તે વખતે ખર્ચને પહોંચી વળવા માટે સરકારી તિજોરીમાં સોનાનો જથ્થો જમા રાખવા માટે પિટે સારો બંદોબસ્ત કર્યો. એથી શરાફ બજારમાં સોનાના નાણાંની ભીડ પડવા લાગી. લોકો રોકડ માગવા લાગ્યા. ઇંગ્લંડની બૅંક ઉપર પણ રોકડ નાણાં માટે દરોડા પડ્યો, ત્યારે પિટે રોકડ નાણું આપવું બંધ કરવા માટે કાયદો ઘડ્યો. આવી રીતે આર્થિક મુશ્કેલી પણ પિટે દૂર કરી.

તેવી જ રીતે પિટને આયર્લંડની બાબતમાં પણ લક્ષ આપવું પડ્યું હતું. આયર્લંડમાં ઉપરાઉપરી બંડો થયાં કરતાં હતાં. તેનો

સમાધાનકારક નિકાલ લાવવા માટે બન્ને દેશોની પાર્લમેન્ટનું એકીકરણ કરવાનો કાયદો સને ૧૮૦૦ ની સાલમાં પિટે પસાર કરાવ્યો. પણ પિટે આઇરિશ લોકોને આપેલાં વચનપ્રમાણે 'રોમન કૅથૉલિક પંથના લોકો ઉપરના ધાર્મિક પ્રતિબંધો દૂર કરવાની બાબતમાં ૩ જા જ્યૉર્જે સંમતિ આપવા ના પાડી, તેથી પિટે પ્રધાનપદનું રાજીનામું આપ્યું (૧૮૦૧).

**ફ્રાન્સ સાથે પાછી લડાઈ:**—પિટ પછી ઍડિંગટન મુખ્ય પ્રધાન થયો હતો, તેની કારકિર્દીમાં ૧૮૦૨ માં એમીન્સની સંધિથી ફ્રાન્સ સાથે ચાલતી લડાઈ બંધ કરવામાં આવી. તોપણ તેથી કંઈ કાયમનો નિકાલ થયો નહોતો. પાછી લડાઈ ક્યારે જાગશે એ કોઈ કહી શકે એમ ન હતું. તેથી જ્યારે લડાઈ પાછી જાગે ત્યારે કોઈપણ જાતની ન્યૂનતા રહે નહિ તે માટે બન્ને પક્ષોએ લડાઈ માટે સામગ્રી એકઠી કરવા પ્રયત્ન ચાલુ રાખ્યા હતા. ધાર્યાપ્રમાણે ૧૮૦૩ માં લડાઈ પાછી શરૂ થઈ પણ ખરી.

ઇંગ્લંડપર સવારી લઈ જવા માટે નેપોલીઅને ફ્રાન્સના કિનારા ઉપર મોટું સૈન્ય જમા કર્યું, અને ફ્રેંચ અરમાર અંગ્રેજી ખાડી ઉપર કાબૂ મેળવે કે એ સૈન્યને ઇંગ્લંડને કિનારે ઉતારવા માટે ફ્રેંચ અરમારનો ત્યાં આગળ જમાવ પણ કર્યો. નેપોલિઅનના આ ઇરાદાની ઇંગ્લિશ પ્રજાને ખબર પડતાં જ ફ્રાન્સ સામે દેશનું રક્ષણ કરવા માટે અને નેપોલીઅનને મારી હઠાવવા માટે ૩ લાખ માણસોનું સ્વયંસેવક સૈન્ય (Volunteer Army) એકદમ ઉભું થઈ ઇંગ્લંડને આખે દક્ષિણ કિનારે ગોઠવાઈ ગયું. તેમ જ નૌકાસૈન્યમાં પણ નવાં વહાણોની ભરતી કરી સારી વ્યવસ્થા કરવામાં આવી.

આ વખતે ઍડિંગટન વડો પ્રધાન હતો પણ પિટને મુખ્ય પ્રધાન પાછો નીમ્યાવિના ઇંગ્લંડનો પત્તો ખાવાનો નથી એમ સર્વેને લાગવાથી આ અડીઓપટીની વખતે મુખ્ય પ્રધાનપદ સ્વીકારવા પિટને વિનંતિ કરવામાં આવી. તેથી ૧૮૦૪ માં પિટ પાછો મુખ્ય પ્રધાન થયો અને તેણે લડાઈ માટે સારો બંદોબસ્ત કરી દીધો.

નેપોલીઅને સ્પૅનિશ અને ફ્રેંચ અરમાર એકત્ર કરી ઇંગ્લંડપર દરીઆઈ સવારી લઈ જવાની યુક્તિ રચી. ફ્રાન્સની આ અરમાર સામે ટક્કર ઝીલવા નેલ્સનના નેતૃત્વ નીચે ઇંગ્લિશ અરમાર તૈયાર હતી જ. એ બન્ને નૌકાસૈન્યો વચ્ચે સ્પેનના કિનારાપર **ટ્રફાલ્ગર** નજીક (૨૧ અક્ટોબર ૧૮૦૫) દરીઆઈ લડાઈ થઈ, તેમાં **નેલ્સને** ફ્રાન્સની અરમારનો નાશ કર્યો. પણ એ લડાઈમાં ગોળા લાગવાથી નેલ્સન મરણ પામ્યો. ટ્રફાલ્ગરના વિજયથી ઇંગ્લંડનું દરીઆપરનું ઉપરીપણું કાયમ રહ્યું અને ઇંગ્લંડ ઉપર દરીઆઈ સવારી લઈ જવાની નેપોલીઅનની આશા નષ્ટ થઈ.

આ દરીઆઈ લડાઈમાં નેપોલીઅનની હાર થઈ, તેજપ્રમાણે જમીનપર પણ તેને હરાવવા માટે પિટે ત્રીજી વખત ફ્રાન્સ વિરુદ્ધ ઇંગ્લંડ, ઑસ્ટ્રિઆ, રશિઆ અને સ્વીડનનો સંઘ સ્થાપન કર્યો (૧૮૦૫). તેની વિરુદ્ધ એ સંઘ સ્થાપન થયાની નેપોલીઅનને ખબર પડતાં તે એક મોટું સૈન્ય લઈ ઑસ્ટ્રિઆ પર ચડી ગયો અને વિએના નજીક **ઑસ્ટર્લિટ્ઝની** લડાઈમાં ઑસ્ટ્રિઆ અને રશિઆના સંયુક્ત સૈન્યોના ફુરચા ઉડાવી દીધા ( ડિસેંબર ૧૮૦૫ ). આ હાર પછી રશિઆ પાછું હઠી ગયું અને ઑસ્ટર્લિટ્ઝની જીતથી જર્મનીનો ઘણો મુલક નેપોલીઅનના તાબામાં આવ્યો. પછી નેપોલીઅન વિએના ગયો અને તેણે ઑસ્ટ્રિઆને સલાહ કરવાની ફરજ પાડી. આ સલાહથી ઑસ્ટ્રિઆના રાજા ૨ જા ફ્રાન્સીસે છેલ્લા હજાર વર્ષ દરમ્યાન તેના વંશે ધારણ કરેલો **પવિત્ર રોમન સામ્રાજ્યના શાહેન-શાહનો** ખિતાબ છોડી દઈ ફક્ત **ઑસ્ટ્રિઆના શાહેનશાહનો** ખિતાબ રાખવાનું કબૂલ કર્યું. ઑસ્ટર્લિટ્ઝની લડાઈમાં મિત્રરાજ્યોની હાર થઈ તે સાંભળી પિટ ઘણો નિરાશ થઈ ગયો અને ત્યારપછી થોડા દહાડામાં મરણ પામ્યો ( જાન્યુઆરી ).

**ઇંગ્લંડના મુખ્ય પ્રધાનો** ( ૧૮૦૬-૧૮૨૦ ):—પિટ ઘણો કાર્યદક્ષ અને મોટો મુત્સદ્દી હતો. તેણે મુખ્ય પ્રધાનપદેથી ઘણાં મહત્ત્વના કામો કર્યાં હતાં. ફ્રાન્સમાંની રાજ્યક્રાંતિને પહોંચી વળવાને

માટે તેણે જુદે જુદે વખતે યુરોપના રાજ્યો સાથે એક સંધી કરી હતી, લડાઈને દરેક મોરચે યોગ્ય માણસોને મોકલ્યાં હતાં, રાજ્ય-ક્રાંતિનો પવન ઇંગ્લંડમાં વાય નહિ તે માટે તેણે ખબરદારી રાખી હતી, અને ઇંગ્લંડની આર્થિક સ્થિતિ ટકાવી રાખી હતી. પિટ પછી ગ્રેનવિલ ( ૧૮૦૬–૧૮૦૭ ) મુખ્ય પ્રધાન થયો હતો. એના પ્રધાન-મંડળમાં વ્હિગ પક્ષનો નેતા ફૉક્સ પણ એક પ્રધાન હતો. તે પણ ૧૮૦૬ માં મરણ પામ્યો. ગ્રેનવિલ પછી પોર્ટલંડ ( ૧૮૦૭–૧૮૦૯ ), પર્સિવલ ( ૧૮૦૯–૧૮૧૨ ) અને લિવરપૂલ મુખ્ય પ્રધાન થયા હતા અને તેઓએ નેપોલીઅન સામે યુદ્ધ ચાલુ રાખ્યું હતું.

**યુરોપમાં નેપોલીઅનનું ઉપરીપણું:**—ઑસ્ટ્રિઆનો પરાજય કર્યા પછી નેપોલીઅને પ્રશિઆ પર સવારી કરી અને જીનાની લડાઇમાં પ્રશિઅન સૈન્યને હરાવ્યું ( ૧૮૦૬ ). ત્યારપછી નેપોલીઅન બર્લિન ગયો, ત્યારે પ્રશિઆનો રાજા ફ્રેડરિક વિલિઅમ ત્યાંથી નાસી, રશિઅન શહેનશાહને આશ્રયે જઈ રહ્યો. પછી બર્લિનથી નેપોલીઅન રશિઆપર ચડી ગયો અને ફ્રીડલંડની લડાઈમાં રશિઅન શહેનશાહ એલેક્ઝાંડરને હરાવી તેને ટિલસિટની સંધિ કરવાની તેણે ફરજ પાડી ( ૧૮૦૭ ). આ સંધિની શરતથી એલેક્ઝાંડરે નેપોલીઅને બર્લિનમાંથી કાઢેલા ફરમાન ( બર્લિન–ડિક્રી ) પ્રમાણે વર્તવા કબૂલ કર્યું.

**બર્લિન ડિક્રી ( ફરમાન ) અને ઑર્ડર્સ ઇન કાઉન્સિલ:—** નેપોલીઅને ઇંગ્લંડના મિત્રરાજ્યોનો પરાજય કર્યો હતો, પણ તેની પાસે જબરી અરમાર ન હોવાને લીધે તે ઇંગ્લંડનો પરાજય કરી શક્યો નહિ. તેથી ઇંગ્લંડ સરખા સમુદ્રથી વિંટળાએલા દેશનો પરાજય કેમ કરવો તેની નેપોલીઅનને બિલકુલ સમજ પડતી નહોતી. ઇંગ્લંડનુ મહત્ત્વ વેપાર પર છે અને તેનું નૌકાસૈન્ય વેપારથી જ પોષાય છે એ તે જાણતો હતો. તેથી ઇંગ્લંડનો પરદેશો સાથેનો વેપાર બંધ પાડવા નેપોલીઅને કોશિશ કરી. તેના તાબામાં આવેલા યુરોપના કોઈ પણ દેશે ઇંગ્લંડ સાથે કે ઇંગ્લંડના સંસ્થાનો સાથે વેપાર કરવો નહિ એવું ફરમાન બર્લિન શહેરમાંથી તેણે કાઢ્યું. એ ફરમાન બર્લિન

ડિક્રીના નામથી ઇતિહાસમાં પ્રસિદ્ધ છે ( ૧૮૦૬ ). આ વખતે યુરોપના ઘણાંખરાં રાજ્યો નેપોલીઅનના તાબામાં આવી ગયાં હતાં તેથી આ ફરમાનના યોગે ઇંગ્લંડના વેપારને ધોકો પહોંચાડી શકાશે એવી નેપોલીઅનને આશા હતી. બર્લિન ડિક્રીથી વેપાર સંબંધમાં જે ધોરણ અમલમાં મુકાય તેને કૉંટિનેન્ટલ પદ્ધતિ કહે છે. “જેસેકુ તેસે મીલે” એ ન્યાયાનુસાર નેપોલીઅનની બર્લિન ડિક્રીની સામા ઇંગ્લંડે “ઑર્ડર્સ ઇન કાઉન્સિલ” નામનું એક ફરમાન કાઢ્યું, અને તેમાં જાહેર કર્યું કે દરેક તટસ્થ રાજ્યે નેપોલીઅનના તાબાના બધા રાજ્યમાં મોકલવાનો વેપારી માલ ઇંગ્લંડના બંદરમાં લાવવો જોઈએ, અને જો તેમ નહિ કરવામાં આવે તો તે માલ જપ્ત કરવામાં આવશે. ઇંગ્લંડના આ હુકમને “**ઑર્ડર્સ ઇન કાઉન્સિલ**” કહે છે.

ફ્રાન્સ અને ઇંગ્લંડે કાઢેલા આ હુકમો પરસ્પર વિરોધી હોવાથી એ ફરમાનોમાંના એકના ફરમાનપ્રમાણે વર્તનારનો વેપારી માલ બીજા તરફથી જપ્ત થઈ જતો હોવાથી તટસ્થ રાજ્યો માટે વેપાર કરવો એ અશક્ય થઈ પડ્યું.

**દરીઆપર ઇંગ્લંડની ફત્તેહ**:—ડેન્માર્કનું રાજ્ય નેપોલીઅનના તાબામાં હતું અને એ રાજ્યની અરમારની મદદવડે ઇંગ્લંડની નાકેબંધી કરવાનો અને જો બની શકે તો ઇંગ્લંડપર દરીઆઈ સવારી લઈ જવાનો નેપોલીઅનનો ઇરાદો હતો. નેપોલીઅનના એ વિચારની જાણ થતાં તેને તોડી પાડવા માટે ઇંગ્લંડે ડેન્માર્ક તરફ પોતાની અરમાર મોકલી અને ડેન્માર્કને તેના લડાયક વહાણો ઇંગ્લંડના તાબામાં સોંપી દેવાની સૂચના કરી. પણ તેમ કરવા ડેન્માર્કે ના પાડતાં ઇંગ્લિશ અરમારે **કોપનહેગન** ઉપર હલ્લો કર્યો અને ડૅનિશ વહાણો કબજે કરી લીધાં ( ૧૮૦૭ ).

યુરોપમાં અને પૂર્વ તરફ ફ્રાન્સના તાબાનો ઘણો મુલક હતો તે પૈકી કેટલાક ઠેકાણાં ઇંગ્લંડે જીતી લીધાં. ઇંગ્લંડે ૧૮૦૬ માં કેપ ઑફ ગુડ હોપ, ૧૮૦૭ માં હિંદુસ્થાનની દક્ષિણે આવેલો સિલોન, જાવા અને યુરોપમાં હેલીગોલંડ જીતી લીધાં. ૧૮૧૦ માં હિંદી મહાસાગરમાં આવેલો મોરીશિઅસનો ટાપુ પણ અંગ્રેજોએ જીતી લીધો.

**યુરેપના દેશોનો નેપોલીઅન સામે અસંતોષ:—** નેપોલીઅને "બાર્લિન ડિક્રી" કાઢી ઇંગ્લંડના વેપારને ધોકો પહોંચાડવાનો પ્રયત્ન કર્યો તો ખરો, પણ તેમાં તે ફાવ્યો નહિ. સમુદ્ર ઉપર ઇંગ્લંડનું ઉપરીપણું હોવાને લીધે ઇંગ્લંડે જ યુરોપના બધા દેશોની નાકેબંધી કરી દીધી, અને તેથી યુરોપના દેશોનો સમુદ્રમાર્ગે એક બીજાની સાથે ચાલતો વેપાર બંધ થવાથી સર્વત્ર દુકાળ પડવાના ચિન્હ દેખાવા લાગ્યાં અને લોકો હાલહવાલ થવા લાગ્યા. તેથી બધા દેશોને નેપોલીઅનનું ફરમાન નહિ પાળવાનો વિચાર આવ્યો. 'બર્લિન ડિક્રી' નહિ માનવાની હિંમત પહેલા પ્રથમ ટચુકડા પોર્ટુગલે કરી અને ઇંગ્લંડ સાથે વેપાર ચાલુ કર્યો. નેપોલીઅનને આ વાતની ખબર પડતાં જ પોર્ટુગાલના બંદરોનો કબજો લેવા તેણે સૈન્ય રવાના કરી દીધું અને તે દેશ તાબે કરી દીધો (૧૮૦૮).

પોર્ટુગલપ્રમાણે સ્પેન દેશને પણ તાબે કરી લેવાનો નેપોલીઅનનો વિચાર થયો. ૧૮૦૮ ના અરસામાં સ્પેનના રાજા અને તેના રાજપુત્ર વચ્ચે ટંટો ચાલતો હતો. તે ટંટો પતાવવાનું કામ નેપોલીઅનને સોંપવામાં આવ્યું હતું. નેપોલીઅને સ્પેનના રાજાને પદભ્રષ્ટ કરી પોતાના ભાઈ જોસફ બોનાપાર્ટને સ્પેનનો રાજા બનાવી દીધો. નેપોલીઅનના આ અન્યાયી કામ માટે સ્પૅનિઆર્ડ લોકોને તેની વિરુદ્ધ તિરસ્કાર ઉત્પન્ન થયો અને તેઓએ બંડ કર્યું (૧૮૦૮).

**પેનિન્શુલર વૉર-સ્પેન અને પોર્ટુગલના દ્વીપકલ્પની લડાઈ** (૧૮૦૮–૧૮૧૪):—પોર્ટુગીઝ અને સ્પૅનિઆર્ડ લોકોએ ફ્રાન્સ વિરુદ્ધ લડાઈ ચાલુ કરી ત્યારે તેમને મદદ કરવા માટે ઇંગ્લંડે **સર આર્થર વેલેસ્લી** અને **સર જૉન મૂર**ની સરદારી નીચે લશ્કરો મોકલ્યાં. સર આર્થર વેલેસ્લીએ પોર્ટુગલમાં વીમેરીઆ આગળ ફ્રેંચ સૈન્યને હરાવ્યું. સર જોન મૂર સ્પેનમાં ચાલી ગયો હતો, પણ શત્રુનું સૈન્ય મોટું જોઈ તે પોર્ટુગલને કિનારે કોરૂન્ના બંદરે પાછો ફર્યો. પણ ફ્રેંચ લોકોએ તેની પૂઠ પકડી એટલે કોરૂન્ના આગળ લડાઈ થઈ, તેમાં ઇંગ્લિશોને જય મળ્યો, પણ સર જૉન મૂર માર્યો ગયો (૧૮૦૯).

સર જૉન મૂરના મરણ પછી સર આર્થર વેલેસ્લીએ એ યુદ્ધ ચાલુ રાખ્યું. વેલેસ્લી સ્પેન ગયો અને **ટેલાવેરા**ની લડાઈમાં બહુ



ડ્યૂક ઑફ વેલિંગટન

પરાક્રમ કરી તેણે ફ્રેંચ સૈન્યનો પરાજય કર્યો (૧૮૦૯). આ વિજય મેળવવા માટે વેલેસ્લીને **ડ્યૂક ઑફ વેલિંગટન** બનાવવામાં આવ્યો.

ત્યારપછી ૧૮૧૦ માં વેલિંગટન પાછો ફર્યો અને પોર્ટુગલના કિનારે ટોરેસવેડ્રાસ આગળ પોતાના સૈન્ય સાથે પડાવ કરી રહ્યો. ફ્રેંચ સૈન્ય તેની પાછળ પડ્યું જ હતું, અને તેણે ઇંગ્લિશ સૈન્યને પોર્ટુગલમાંથી હાંકી કાઢવાનો પ્રયત્ન કર્યો, પણ તેમાં તેને ફત્તેહ મળી નહિ. ત્યારપછી વેલિંગટન પાછો સ્પેન ગયો અને સાલામાંકા આગળ તેણે ફ્રેંચ સૈન્યને હરાવ્યું (૧૮૧૨). તેથી ફ્રેંચ સૈન્યને પાછા હઠવું પડ્યું. ત્યારપછી વેલિંગટને સ્પેનની રાજધાની મેડ્રિડ કબજે કરી લીધી અને ફ્રેંચ લશ્કરની પૂઠ પકડી વિટોરિઆ આગળ તેના ફુરચેફુરચા ઉડાવી દીધા (૧૮૧૩). ત્યારે જોસફ નેપોલિઅન રાજ્યત્યાગ કરી સ્પેનમાંથી નાઠો. પછી ટુલૂઝ આગળ ૧૮૧૪ માં ફ્રેંચોને હરાવી વેલિંગટને બધા ફ્રેંચ સૈન્યોને સ્પેનમાંથી હાંકી કાઢ્યાં.

**નેપોલીઅનની રશિઆપર સવારી** (૧૮૧૨):— ટિલસિટની સંધિથી રશિઆના શહેનશાહ એલેક્ઝાન્ડરે નેપોલિઅનની બાર્લિન ડિક્રી પ્રમાણે ચાલવાનું કબૂલ કર્યું હતું. પણ તેથી તો વેપાર બાબતમાં રશિઆને જ ઘણી હાડમારી ભોગવવી પડતી હતી. તેથી તેણે ૧૮૧૦ ના ડિસેંબરની ૩૧ મી તારીખે એક જાહેરનામું કાઢ્યું, તેમાં તેણે નેપોલીઅનના હુકમ વિરુદ્ધ ચાલવાનું જાહેર કર્યું. રશિઆના ઝારે કાઢેલું આ જાહેરનામું જાણી નેપોલીઅન ઘણો ગુસ્સે થયો અને રશિઆની ખોડ ભૂલાવવા માટે પાંચ લાખ સૈન્યનું લશ્કર લઈ તે રશિઆપર ચડી ગયો. રસ્તામાં રશિઅનો પણ સ્પૅનિઆર્ડોની માફક જીવપર આવીને લડ્યા. પણ તેઓનું કાંઈ ચાલ્યું નહિ અને નેપોલીઅન મૉસ્કો તરફ વધ્યો જતો હતો, પણ મૉસ્કો શહેરની નજીક આવે તે પહેલાં રશિઅનો શહેરમાંનો ખોરાકનો જથ્થો બાળી મૂકી આખા શહેરને આગ લગાડી શહેર છોડી ચાલ્યા ગયા. નેપોલીઅને આવા બળતા ખંડિયેર શહેરનો કબજો લીધો. શહેરમાં ખોરાકનું નામ ન મળે, કે લશ્કરને આરામ માટે કોઈ સુરક્ષિત જગા ન મળે. ઉત્તરનો કડકડતો શિયાળો હતો. ટાઢ તો કહે કે મારૂં કામ. આવા સંજોગો હોવાને લીધે નેપોલીઅને લાચારીએ લશ્કરને પાછા ફરવાનો હુકમ આપ્યો. પાછ

ફરતાં ટાઢ અને બરફને લીધે તેના લશ્કરના હાલહવાલ થઈ ગયા, અને લાગ ફાવતા ઠેકાણે ઠેકાણે રશિઆના સૈન્યે તેનાપર હુમલાઓ કર્યા, તેથી તેના ઘણા સૈનિકો માર્યા ગયા.

નેપોલીઅન જ્યારે રશિઆ ઉપર સવારી લઇ ગયો હતો ત્યારે ઇંગ્લંડે નેપોલીઅન વિરુદ્ધ ઇંગ્લંડ, રશિઆ, પ્રશિઆ, ઑસ્ટ્રિઆ અને સ્વીડન એ રાજ્યોનો ચોથો સંઘ ઉભો કર્યો હતો. રશિઆની સવારીમાં નેપોલીઅનના ૫ લાખના સૈન્યમાંથી ૪ લાખ સૈનિકો મરણ પામ્યા હતા. ત્યારે નેપોલીઅનપર વેર લેવાનો આ લાગ ઠીક છે એમ જોઈ પાછાં ફરતાં ફ્રેંચ સૈન્ય ઉપર રશિઆ, ઑસ્ટ્રિઆ અને પ્રશિઆના એકત્ર સૈન્યે **લિપઝિક** આગળ હુમલો કરી તેને હરાવ્યું (અક્ટોબર ૧૮૧૩) એટલે નેપોલીઅન ત્યાંથી પૅરિસ તરફ નાઠો.

**નેપોલીઅનનો રાજ્યત્યાગ, ૬ એપ્રિલ ૧૮૧૪:**—નેપોલીઅન પૅરિસ તરફ નાઠો ત્યારે રશિઅન અને પ્રશિઅન સૈન્યો તેની પૂઠે લાગ્યાં અને તેઓ સન ૧૮૧૪ માં માર્ચની ૩૧ મી તારીખે પૅરિસના કોટ પાસે આવી પહોંચ્યાં. બીજી તરફથી ડ્યૂક ઑફ વેલિંગટન પણ સ્પેનમાંથી ફ્રેંચ સૈન્યોને ભગાડી મૂકી દક્ષિણ તરફથી પોતાનાં સૈન્ય સાથે પૅરિસ તરફ આવતો હતો. પોતાનાં બધાં સૈન્યો ખેદાનમેદાન થઈ ગયાં છે, શત્રુસૈન્યો પૅરિસના કોટની પાસે આવી પહોંચ્યાં છે અને તેમને રોકવા માટે પોતે અસમર્થ છે એમ જોઈ નેપોલીઅને તા૦ ૬ એપ્રિલ ૧૮૧૪ ને રોજ પોતે રાજ્યપદ છોડ્યું હોવાનું જાહેર કર્યું. એટલે મિત્રરાજ્યોનાં સૈન્યો લાગલાં જ પૅરિસમાં દાખલ થયાં, તેઓએ નેપોલીઅનને કેદ કરી એલ્બાના ટાપુમાં મોકલાવ્યો અને ૧૬ મા લુઈનો છોકરો ૧૭ મો લુઈ મરણ પામેલો હોવાથી તેના છોકરા લુઈને ૧૮ મા લુઈ તરીકે ગાદીએ બેસાડ્યો.

ત્યારપછી મિત્રરાજ્યોએ ગયા ૨૦ વર્ષની યુરોપની ધમાચકડીમાં ખેદાનમેદાન થઈ ગયેલાં યુરોપી રાજ્યોને પાછાં સુવ્યવસ્થિત કરવા માટે વિએનામાં એક પરિષદ ભરી. એ પરિષદ તો હજુ ચાલુ હતી, એટલામાં ખબર આવી કે નેપોલીઅન એલ્બામાંથી નાઠો છે અને

ફ્રાન્સને કિનારે ઉતર્યો પણ છે. એટલે એ પરિષદ બરખાસ્ત કરવામાં આવી અને મિત્રરાજ્યોને પાછું નેપોલીઅન તરફ લક્ષ આપવું પડ્યું.

**નેપોલીઅન પાછો ફ્રાન્સમાં**:—નેપોલીઅન ફ્રાન્સને કિનારે ઉતર્યો છે એ સાંભળતાં જ તેના હજારો વફાદાર સૈનિકો તેને આવી મળ્યા. એમ લશ્કર એકઠું થતાં નેપોલીઅન પૅરિસ જવા ઉપડ્યો. અહિં પૅરિસમાં ફ્રાન્સના ગાદીપર બેઠેલા ૧૮ મા લુઈ પાસે નેપોલીઅનને મારી હઠાવવા જેટલું સૈન્ય ન હતું. તેથી તે ફ્રાન્સમાંથી પલાયન કરી ગયો અને નેપોલીઅન પૅરિસ શહેરમાં દાખલ થયો. આવી રીતે નેપોલીઅને આવી પૅરિસ પાછું લઈ લીધું છે એ સાંભળતાં જ મિત્ર-રાજ્યોએ પોતપોતાંના લશ્કર ચોગરદમથી ફ્રાન્સ તરફ રવાના કરી દીધાં. બેલજિઅમમાં ડ્યૂક ઑફ વેલિંગટનની સરદારી નીચે ઇંગ્લિશ, ડચ અને હેનોવેરિઅન સૈન્યો તૈયાર થઈ ઉભાં. તેમની મદદે પ્રશિઅન લશ્કર લઈ સેનાપતિ બ્લુચર ધસ્યો આવતો હતો. ત્યારે બન્ને સૈન્યો જોડાઈ જાય તે પૂર્વ જુદે જુદે ઠેકાણે તેમને છૂટા છૂટા હરાવવાનો નેપોલીઅને વિચાર કર્યો અને એક લાખનું સૈન્ય લઈ તે બેલજિઅમમાં ધસી ગયો.

**વોટરલૂની લડાઈ, ૧૮૧૫**:—નેપોલીઅને તેની હંમેશની રીત પ્રમાણે ઘણી ચપળાઈથી ૧૮૧૫ ના જૂનની ૧૬ મી તારીખે બ્લુચરની સરદારી નીચેના પ્રશિઅન લશ્કર એકલાંને **લિનયી**ની (Ligny) લડાઈમાં હરાવ્યું; અને પછી વેલિંગટનની સામે થવા નેપોલીઅન નીકળી પડ્યો. વોટરલૂની પાસે એક સુરક્ષિત જગા શોધી કાઢી વેલિંગટન ફ્રેંચ સૈન્ય સામે ટક્કર લેવા પડાવ નાંખી રહ્યો હતો. નેપોલીઅને વેલિંગટન ઉપર જોસથી હલ્લો કરી તેને ત્યાંથી હાંકી કાઢવાની ઘણી કોશિશ કરી પણ તેમાં તે ફાવ્યો નહિ. આખો દિવસ ખૂનખાર લડાઈ ચાલી પણ કોઈ પક્ષ નમતું આપે નહિ. પછી સાંઝ પડતાં અકસ્માત રીતે ઇંગ્લિશ સૈન્યને પ્રશિઅન સૈન્યની મદદ આવી મળી. એક તરફથી પ્રશિઅન સૈન્ય અને બીજી તરફથી ઇંગ્લિશ સૈન્ય વચ્ચે નેપોલીઅન સપડાઈ ગયો અને તેની પૂરેપૂરી હાર થઈ (૧૮ જૂન ૧૮૧૫). આ હાર પછી નેપોલીઅન પૅરિસ તરફ નાઠો.

મિત્રરાજ્યો તેની પાછળ લાગ્યાં. નેપોલીઅન કંટાળી ગયો હતો તેથી તે મિત્રરાજ્યોને સ્વાધીન થઈ ગયો. તેઓએ તેને કેદ કરી સેંટ હેલીનાના ટાપુમાં મોકલાવી દીધો (૧૮૧૫). એ ઠેકાણે નેપોલીઅન ૧૮૨૧ માં મરણ પામ્યો.

**પૅરિસની સંધિ, ૧૮૧૫ :**—નેપોલીઅનનો પરાભવ થયા પછી વિએના ખાતે મળેલી પરિષદનું કામ પૅરિસમાં પુરૂ થયા પછી સંધી કરવામાં આવી. આ સંધિથી નીચે પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી :—

**ફ્રાન્સ :**—ફ્રાન્સની ગાદી પર ૧૮ મા લુઈ ને બેસાડવામાં આવ્યો, અને ફ્રાન્સના ઈશાન ભાગમાં આવેલા આલસેસ અને લૉરેન પ્રાંતો ફ્રાન્સને આપવામાં આવ્યા.

**ઇંગ્લંડ :**—ઇંગ્લંડને ડચ લોકો પાસેથી કેપ ઑફ ગુડ હોપ, સીલોન, સિંગાપૂર, ગાયના, ફ્રાન્સ પાસેથી મોરિશિઅસ અને માલ્ટા અને ડેનમાર્ક પાસેથી હેલીગોલૅંડ મળ્યા. એ મળવાથી ઇંગ્લંડના સામ્રાજ્યમાં ઘણો વધારો થયો અને દરીયાપર ઇંગ્લંડનું સ્વામિત્વ કાયમ રહ્યું.

**બીજા રાષ્ટ્રો**—-ઈટલીના ભાગલા પાડવામાં આવ્યા. ઈટલીની ઉત્તરે આવેલા વેનિસ અને લૉંબર્ડી ઑસ્ટ્રિઆના સ્વામિત્વ નીચે અને મધ્ય તથા દક્ષિણના ભાગો પરદેશી રાજકર્તાઓના તાબામાં રહ્યા. મધ્ય ઈટલીમાં પોપનું સંસ્થાન અને વાયવ્ય ભાગમાં આવેલું પિડમૉંટનું સંસ્થાન માત્ર ઈટલીને તાબે હતા. પોલંડનો મોટો ભાગ રશિઆના સ્વામિત્વ નીચે ગયો. જર્મનીમાંના આગળના સો ઉપરાંત સંસ્થાનોમાંથી માત્ર ૩૮ સંસ્થાનો કાયમ રહ્યા, અને તેમાંના ઘણાઓએ ઑસ્ટ્રિઆના સ્વામિત્વ નીચે પોતાનો સંઘ સ્થાપ્યો. ઑસ્ટ્રિઆના તાબાનો નેધર્લંડ પ્રાંત હૉલંડ સાથે જોડી દેવામાં આવ્યો.

**ફ્રાન્સમાંની રાજ્યક્રાંતીનું યુરોપ ઉપર તથા જગતમાં ચિરકાલ ટકનાર પરિણામ**—પેરિસની સંધિ કરનારા યુરોપીયન રાજ્યોના પ્રતિનિધીઓનું ધોરણ ફ્રાન્સમાં રાજ્યક્રાંતી થઈ તે પહેલા જેવું હતું તેવુંજ સ્થાપવાનું હતું. ફ્રાન્સની રાજ્યક્રાંતીથી ઉત્પન્ન થયેલી લોકનિયંત્રિત રાજ્યપદ્ધતિ (લોકશાહી), રાષ્ટ્રત્વ, સ્વાતંત્ર્ય, સમતા વગેરે દાબી દેવાના તેમણે પ્રયત્ન કર્યા,

પણ તેમાં તેમને યશ મળ્યો નહિ. ઉપલી કલ્પનાઓ પાર પાડવા સારૂ યુરોપના જુદા જુદા રાજ્યોમાં ત્યારપછીના ૬૦–૭૦ વર્ષમાં ઘણી ચળવળો થઈ:—

૧ **લોકશાહી** (લોકનિયંત્રિત રાજ્યપદ્ધતિ)—ઈંગ્લંડ સિવાય યુરોપના બીજા દેશના લોકોને પોતાના દેશના રાજ્યકારભારપર અંકુશ નહોતો; તેથી તે પ્રાપ્ત કરવા સારૂ ૧૮૩૦, ૧૮૪૮ માં ફ્રાન્સ, ઈટલી અને જર્મનીમાં ચળવળ થઈ અને ફ્રાન્સમાં ૧૮૭૧ માં લોકસત્તાક રાજ્યપદ્ધતિની સ્થાપના થઈ. ખુદ ઈંગ્લંડમાં પણ સામાન્ય લોકોનો રાજ્યકારભારપર અંકુશ રહે તે માટે ૧૮૩૨, ૧૮૬૭ અને ૧૮૮૪ માં પાર્લમેન્ટના સુધારાના કાયદા પસાર થવાથી પાર્લમેન્ટની ચુંટણી વખતે મતાધિકાર ગરીબ લોકોને આપવામાં આવ્યો. બ્રિટિશ સામ્રાજ્યમાંના કૅનડા, ન્યુઝીલંડ, ઑસ્ટ્રેલિઆ અને દક્ષિણ આફ્રિકાના વસાહતોને પણ સ્વરાજ્યનો હક્ક આપવામાં આવ્યો.

૨ **રાષ્ટ્રત્વ**—પરદેશી રાષ્ટ્રોની તાબેદારીમાંથી છુટવાની ચળવળ શરૂ થઈ. ઇટલીએ ઑસ્ટ્રિઆની તાબેદારીમાંથી છુટા થઈ. ૧૮૬૧ માં ઈટલીનું એકિકરણ કર્યું. ગ્રીસ અને બાલ્કનના રાષ્ટ્રો તુર્કસ્તાનની તાબેદારીમાંથી છુટા પડ્યા, પ્રશિયાના નેતૃત્વ નીચે ૧૮૭૧ માં જર્મન સામ્રાજ્યની સ્થાપના થઈ અને દક્ષિણ તથા મધ્ય અમેરિકામાંના સ્પેનના તાબાના વસાહતો ૧૮૨૧ માં માતૃભૂમીથી સ્વતંત્ર થયા.

૩ **સ્વાતંત્ર્ય અને સમતા**—સરંજામી પદ્ધતિ નષ્ટ થવાથી સરદાર અને ધર્માધિકારીના વિશિષ્ટ હક્ક જતા રહ્યા; ખેડુત જે જમીન સાથે જકડાયલો અને અર્ધ ગુલામગિરીની (Serfdom) સ્થિતીમાં હતો તે મુક્ત થયો. દેશના અંતસ્થ વેપાર પરનો પ્રબંધ દૂર થવાથી વેપારી વર્ગના મનમાં રહેતો ડર નાબુદ થયો એટલે તેઓ રાજ્યકારભારમાં ભાગ લેવા લાગ્યા. દેશમાંના ઉંચ નીચ વર્ગની વિશમતા દૂર થઈ અને કાયદાની નજરે સર્વજણ સરખા છે એ ભાવના દૃઢ થવા લાગી. ગુલામગિરીની પ્રથા અમાનુષિક છે એમ લાગવાથી જુદા જુદા રાષ્ટ્રોમાં તે નાબુદ કરવાના પ્રયત્ન થવા લાગ્યા.

૨ સંસ્થાનવાસીઓની સંમતિવિના તેમનાપર મૂકવામાં આવેલો સ્ટૅંપ ઍક્ટનો કર ( ૧૭૬૫ ); કાગળ, ચા, કાચ વગેરે પર મૂકવામાં આવેલા કરો. પાર્લમેન્ટમાં અમારા પ્રતિનિધિ નથી માટે અમારા પર કર મૂકવાનો ઇંગ્લંડને હક નથી એમ સંસ્થાનવાસીઓનું કહેવું. સંસ્થાનો આપણી બરાબરીના નથી, પણ આપણા તાબાનાં છે અને તેમના રક્ષણને માટે આપણને ઘણો ખર્ચ થાય છે માટે તેમના પર કર મૂકવાનો અમને હક છે એમ ઇંગ્લિશોનું કહેવું.

૩ ૧૭૭૦ માં ચા સિવાય બીજી બધી ચીજો પરના કર રદ. પણ તેથી સંસ્થાનવાસીઓનું સમાધાન થયું નહિ, અને ૧૭૭૫ માં લડાઈ શરૂ થઈ.

**યુદ્ધ ૧૭૭૫-૧૭૮૩—**

ઇંગ્લિશ સૈન્યના સેનાપતિ—જનરલ હાઉ, જનરલ બરગૉઇન અને લૉર્ડ કૉર્નવૉલિસ.

સંસ્થાનવાસીઓના સેનાપતિ—જ્યૉર્જ વૉશિંગટન, ગેટ્સ.

૧૭૭૫ બંકરહિલની લડાઈ. અંગ્રેજોની ફત્તેહ.

૧૭૭૬, ૪ જુલાઈ, અમેરિકાના બ્રિટિશ સંસ્થાનોએ પોતાની સ્વતંત્રતા જાહેર કરી.

૧૭૭૭ સારાટોગા નજીક ઇંગ્લિશ સેનાપતિ જનરલ બરગૉઇનને સંસ્થાની સૈન્યને શરણે જવું પડ્યું.

૧૭૭૮ માં ફ્રાન્સે અને ૧૭૭૯ માં સ્પેન અને હૉલંડે સંસ્થાનવાસીઓ સાથે સંધિ કરી ઇંગ્લંડ સામે લડાઈ જાહેર કરી.

૧૭૮૧ ઇંગ્લિશ સેનાપતિ લૉર્ડ કૉર્નવૉલિસને યૉર્કટાઉન આગળ સંસ્થાની સૈન્યને શરણે જવાની ફરજ પડી.

૧૭૮૨–૮૫ જિબ્રૉલ્ટરનો કિલ્લો જીતવા સ્પેનની નિષ્ફળ કોશિશ.

૧૭૮૨ ઇંગ્લિશ નૌકાસેનાપતિ રૉડનીએ વેસ્ટ ઇંડીઝના ટાપુઓ આગળ ફ્રેંચ અરમારને હરાવી.

૧૭૮૩ વર્સેલ્સની સંધિ—(૧) ઇંગ્લંડે અમેરિકાનાં સંસ્થાનોનું સ્વાતંત્ર્ય કબૂલ કર્યું. (૨) સ્પેનને માઇનૉર્કા અને ફ્લૉરિડા અને ફ્રાન્સને સેનિગાલ, ગોરી અને માહી પાછાં મળ્યાં. આ યુદ્ધ પછી અમેરિકામાં માત્ર કૅનેડાજ બ્રિટિશ સંસ્થાન રહ્યું.

**ઇંગ્લિશ અને આઇરિશ પાર્લમેન્ટનું એકીકરણ ૧૮૦૦ :—**

આઇરિશ પાર્લમેન્ટના સભાસદ થવાની આઇરિશ કૅથૉલિક લોકોને બંધી, તેમની માઠી આર્થિક સ્થિતિ, આયર્લંડની ઘણી ખરી જમીન અંગ્રેજોના કબજામાં, આયર્લંડના વેપારપર ઇંગ્લંડ તરફથી મુકાયલા પ્રતિબંધો વગેરે કારણોને લીધે આયર્લંડમાં અસંતોષ. આઇરિશ રોમન કૅથૉલિકો ઉપરના પ્રતિબંધો દૂર કરાવવાનો હેન્રી ગ્રેટનનો પ્રયત્ન, તેથી આયર્લંડને મળેલી કેટલીક સગવડ, પણ તેથી આઇરિશ લોકને સંતોષ થયો નહિ. વુલ્ફ ટોને સંયુક્ત આઇરિશ લોક નામનો એક સંઘ સ્થાપ્યો. આયર્લંડમાં અસંતોષ. ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે વિગ્રહ ચાલતો હતો ત્યારે આયર્લંડમાં બળવો. આઇરિશ લોકનું સમાધાન કરવા માટે નાના વિલિઅમ પિટે ઇંગ્લિશ અને આઇરિશ પાર્લમેન્ટો જોડી દીધી (૧૮૦૦). પણ તેથી આઇરિશ રોમન કૅથૉલિક લોકપરના ધાર્મિક પ્રતિબંધો દૂર થયા નહિ, તેથી ત્યાં અસંતોષ કમી થયો નહિ.

**ફ્રાન્સની રાજ્યક્રાંતિનાં કારણો :—**

૧ સરદાર વર્ગ અને ધર્માધિકારીઓના વંશપરંપરાના વિશેષ સરંજામી હકો અને તેમને કરમાંથી મુક્તિ. ખેડૂત, મજૂર વગેરે નીચલા વર્ગોપર કરોનો ભારે બોજો. તેથી તેમની થઈ પડેલી દુઃખદાયક સ્થિતિ. જુદા જુદા વર્ગો વચ્ચે દ્વેષ અને અવિશ્વાસ.

૨ એકતંત્રી અને જુલમી રાજસત્તા.

૩ અતિશય દરબારી ખરચ, વિગ્રહોથી વધી ગયેલું દેવું અને ફ્રાન્સની થઈ પડેલી દુઃખદાયી આર્થિક સ્થિતિ.

૪. **મેટ્રિક પદ્ધત**—વજન અને માપની બાબતમાં દશકના પરિમાણ પર ગોઠવેલી પદ્ધત ઇંગ્લંડસિવાય ફ્રાન્સ તથા યુરોપના બીજા દેશોમાં ચાલુ થઈ.

**યુદ્ધપછી**:—ફ્રાન્સ સાથેનું યુદ્ધ પૂરૂં થયાથી હજારો સૈનિકો અને ખલાસીઓની રોજી જતી રહી, તેથી સર્વત્ર બેકારી વધી પડી અને ઘણા લોકોની સ્થિતિ હાડમારીભરેલી થઈ પડી. આ લાંબા વિગ્રહથી ઇંગ્લંડનું રાષ્ટ્રીય દેવું ત્રણગણું થઈ ગયું. મજૂરોને મજૂરી મળતી બંધ થઈ ગઈ. આવી દુઃખમય સ્થિતિ થઈ પડી હતી ત્યારે કંઈ સુધારાના ઇલાજ કર્યા વગર અસંતોષ મટવાનો નથી એમ સૌ કોઈને લાગતું હતું. આ પરિસ્થિતિની અંદર ૧૮૨૦ ના જાન્યુઆરીની ૨૯ મી તારીખે ૩ જો જ્યૉર્જ મરણ પામ્યો.

---

## સારાંશ

## ત્રીજો જ્યૉર્જ (૧૭૬૦–૧૮૨૦)

**ત્રીજા જ્યૉર્જનું ધોરણ**:—પોતાના હાથમાં સત્તા રાખવી અને પ્રધાનમંડળ પોતાના તંત્ર પ્રમાણે ચાલે એ ઇચ્છા. તે માટે તેની કારકિર્દીના પહેલાં દશ વર્ષમાં વ્હિગ પક્ષનું જોર કમી કર્યું અને પછી ટોરી પક્ષના જ પ્રધાનો નીમ્યા.

**ત્રીજા જ્યૉર્જના મુખ્ય પ્રધાન**:—

૧૭૬૦–૬૧ વિલિઅમ પિટ (મોટો), વ્હિગ.

૧૭૬૧–૬૩ લૉર્ડ બ્યૂટ (ટોરી). પૅરિસની સંધિથી સપ્તવાર્ષિક યુદ્ધ બંધ. એ સંધિ લોકમાં અપ્રિય.

૧૭૬૩–૧૭૭૦ વ્હિગ પક્ષનો ગ્રેનવિલ (૧૭૬૩–૬૫); રૉકિંગહૅમ (૧૭૬૫–૬૬); વિલિઅમ પિટ (મોટો), ચેથામનો અર્લ (૧૭૬૬–૬૮); ગ્રૅફ્ટન (૧૭૬૮–૭૦) એ મુખ્ય પ્રધાનો. એ સમયમાં વિલ્કસનું પ્રકરણ. **અમેરિકાના સંસ્થાનો સાથે ટંટાની શરૂઆત.**

૧૭૭૦–૧૭૮૨ લૉર્ડ નૉર્થ (ટોરી)—અમેરિકામાંનાં સંસ્થાનો સાથે યુદ્ધ અને તેમાં ઇંગ્લંડની હાર.

૧૭૮૨–૧૭૮૩ ફૉક્સ (વ્હિગ) અને નૉર્થ (ટોરી)નું મિશ્ર પ્રધાનમંડળ.

૧૭૮૩–૧૮૦૧ અને ૧૮૦૪–૧૮૦૬ વિલિઅમ પિટ (નાનો) ટોરી. પિટનું ઇંડિઆ બિલ. તેના આર્થિક અને વેપાર બાબતમાં સુધારા. જેલોમાં સુધારા કરાવવા પ્રયત્ન કરનાર હાવર્ડ અને ગુલામોનો વેપાર બંધ કરાવવા પ્રયત્ન કરનાર વિલ્બરફોર્સને પિટ તરફથી ઉત્તેજન. ફ્રાન્સ સાથેના વિગ્રહ સંબંધમાં યોગ્ય વ્યવસ્થા કરવી અને નેપોલીઅનની બાજી બગાડવી, તેમજ ક્રાંતિકારક વિચારો ઇંગ્લંડમાં પ્રસરે નહિ તે માટે એલિઅન ઍક્ટ, ટ્રેટર્સ કૉરસપૉંડન્સ ઍક્ટ વગેરે કાયદા ઘડ્યા.

૧૮૦૧–૧૮૨૦ ઍડિંગટન (૧૮૦૧–૧૮૦૪) ટોરી, ગ્રેનવિલ (૧૮૦૬–૦૭), પોર્ટલંડ (૧૮૦૭–૦૯) ટોરી, પરસિવલ (૧૮૦૯–૧૨) ટોરી, લિવરપૂલ (૧૮૧૨–૨૭) ટોરી.

વિલ્કસની બાબત (૧૭૬૩–૧૭૭૪)—વિલ્કસની બાબતથી નામ ઠામ લખ્યાવિનાના વૉરંટ કાઢવાં ગેરકાયદેસર છે, પોતાને ગમે તેવા ગૃહસ્થોને પોતાના પ્રતિનિધિ ચૂંટવાનો લોકોનો હક છે, એ પ્રશ્નો સિદ્ધ થયા. પાર્લમેન્ટમાં થતાં ભાષણો વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થવા લાગ્યાં અને તેપર જાહેર ટીકા કરવાની પ્રથા શરૂ થઈ. તેથી પાર્લમેન્ટના સભાસદોપર પ્રજામતનો દાબ રહેવા લાગ્યો.

**અમેરિકામાંના બ્રિટિશ સંસ્થાનો અને માતૃભૂમિ વચ્ચે યુદ્ધ (૧૭૭૫–૧૭૮૩):—**

**યુદ્ધનાં કારણો:—**

૧ સંસ્થાનોના વેપારપર નાંખવામાં આવેલા પ્રતિબંધ અને તે માટે પસાર થયેલા નૅવિગેશન કાયદાથી થયેલો અસંતોષ.

૧૮૦૫-૧૮૦૭ ત્રીજો સંઘ:—ઇંગ્લંડ, રશિઆ, ઑસ્ટ્રિઆ અને સ્વીડન.

૧૮૧૨-૧૮૧૫ ચોથો સંઘ:—ઇંગ્લંડ, રશિઆ, પ્રશિઆ, સ્વીડન, ઑસ્ટ્રિઆ, સ્પેન અને પોર્ટુગાલ.

**ક્રાંતિકારક વિચાર ઇંગ્લંડમાં પ્રસરે નહિ તે માટે ઇંગ્લંડે યોજેલા ઉપાય:—**

૧ પરદેશીઓ સંબંધે કાયદા.
૨ રાજ્યદ્રોહી પત્રવહેવાર સંબંધે કાયદા.
૩ સભાબંધીનો કાયદો.
૪ હેબીઅસ કૉર્પસ ઍક્ટની અમલબજાવણી થોડા સમય માટે મુલતવી રાખી.

**મિત્ર રાજ્યોની જમીનપર હાર અને ઇંગ્લંડની દરીઆપર જીત (૧૭૯૩-૧૭૯૭).**

ફ્રેંચોએ ડચ અને ઇંગ્લિશ સૈન્યોને હરાવી હૉલંડ તાબે કર્યું (૧૭૯૫), એટલે હૉલંડે ફ્રાન્સ સાથે સલાહ કરી. નેપોલીઅને ઉત્તર ઇટલીમાં ઑસ્ટ્રિઆને હરાવી કૅમ્પોફૉર્મિઓ આગળ સલાહ કરવાની ફરજ પાડી.

ઇંગ્લિશ સેનાપતિ લૉર્ડ હાઉએ અશાંટ નજીક ફ્રેંચ અરમારને હરાવી (૧૭૯૪); ઇંગ્લંડે ડચ લોકના કેપ ઑફ ગુડ હોપ અને સીલોન ટાપુ જીતી લીધાં; ૧૭૯૭ માં જર્વિસ અને નેલ્સને સેંટ વિન્સેંટ નજીક સ્પૅનિશ અરમારને અને ડંકને કૅમ્પર ડાઉન નજીક ડચ અરમારને શિકસ્ત આપી; તેને લીધે ઇંગ્લંડ પર દરીઆઈ સવારી આવવાની બીક જતી રહી.

૧૭૯૮ માં નેપોલીઅને ઈજિપ્ટ પર ચડાઈ કરી, પણ નેલ્સને નાઇલની લડાઈમાં ફ્રેંચ અરમારને હરાવી (૧૭૯૮); અને ૧૮૦૧ માં એલેક્ઝાંડ્રિઆની લડાઈમાં ફ્રેંચોને હરાવ્યા.

૧૮૦૦ માં નેપોલીઅને મૉરેંગો આગળ અને ફ્રેંચ સેનાપતિ

મોરોએ હોહેનલિંડનની લડાઇમાં ઑસ્ટ્રિઅન સૈન્યોનો પરાજય કર્યો, તેને લીધે ઑસ્ટ્રિઆએ નેપોલીઅન સાથે સલાહ કરી દીધી.

૧૮૦૨ આમીન્સની સંધિ. ઇંગ્લંડે ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યનો સ્વીકાર કર્યો. એ સંધિથી સૌસૌએ પોતે જીતેલો મુલક પાછો આપવો એવું કર્યું હતું.

**૧૮૦૩–૧૮૧૫ પાછું યુદ્ધ :—**

નેપોલીઅને ઇંગ્લંડપર દરીઆઈ સવારી લઈ જવાની બાજી રચી. પણ નેલ્સને ટ્રફાલ્ગરની લડાઇમાં ફ્રેંચ અરમારના ફુરચા ઉડાવી દીધા એટલે નેપોલીઅનની ઇચ્છા પાર પડી નહિ.

જમીન ઉપર નેપોલીઅને ઑસ્ટરલિટ્ઝની લડાઇમાં (૧૮૦૫) ઑસ્ટ્રિઆને અને જીનાની લડાઇમાં (૧૮૦૬) પ્રશિઆને અને ફ્રીડલંડની લડાઇમાં (૧૮૦૭) રશિઆને હાર આપી તેમને સલાહ કરવાની ફરજ પાડી.

૧૮૦૭ માં ઇંગ્લંડના વેપારને ધોકો પહોંચાડવા માટે બર્લિન ડિક્રી નામનું ફરમાન કાઢ્યું.

૧૮૦૭ બર્લિન ડિક્રીના જવાબમાં ઇંગ્લંડે ઑર્ડર્સ ઇન કાઉન્સિલ કાઢી યુરોપના વેપારની નાકેબંધી કરી.

**પેનિનશુલર યુદ્ધ (૧૮૦૮–૧૪) :—**

નેપોલીઅનની બર્લિન ડિક્રીની વિરુદ્ધ ચાલવાની પોર્ટુગલે હિંમત કરી. પોર્ટુગલને ઇંગ્લંડની મદદ. સ્પેનની અંતસ્થ બાબતમાં હાથ ઘાલી નેપોલીઅને પોતાના સગાને ગાદીપર બેસાડવાનો પ્રયત્ન કર્યો તેથી સ્પેન નેપોલીઅનની સામે થયું. ઇંગ્લંડની સ્પેનને મદદ. સર જૉન મૂર અને તેના મરણ પછી સર આર્થર વેલેસ્લી (ડ્યૂક ઑફ વેલિંગટન) સ્પેનમાંનાં બ્રિટિશ સૈન્યોના સેનાપતિ.

૧૮૦૯ ટેલાવેરાની લડાઇમાં વેલેસ્લીએ ફ્રેંચ સૈન્યને હરાવ્યું.

૪ નીચલા વર્ગના લોકને રાજ્યકારભારમાં હાથ ન ઘાલવા દેવાની રાજા અને ઉપલા વર્ગના લોકની રાજનીતિ, અને તે માટે રાજસત્તા સામે પ્રજાનો ગુસ્સો.

૫ વૉલ્ટેર, રૂસો વગેરે લેખકોએ લોકના ધાર્મિક, સામાજિક અને રાજકીય વિચારોમાં આણેલી ક્રાંતિ.

**ફ્રાન્સમાં ઉથલપાથલ :—**

૧૭૮૯ ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ. ફ્રાન્સની પાર્લમેન્ટની (સ્ટેટ્સ જનરલ) બેઠક. તેને હાથે અમીર ઉમરાવ અને ધર્માધિકારી વર્ગોના વિશિષ્ટ સરંજામી હક્કો રદ. નીચલા વર્ગના લોકોએ પૅરિસમાં શરૂ કરેલી ધાંધલ. બૅસ્ટિલ જેલ તોડી અંદરના કેદીઓને મુક્તિ, સર્વ રાજ્યદ્વારી સત્તા પોતાના હાથમાં લેવા તેમના પ્રયત્ન; સરદાર વર્ગના લોકોપર અત્યાચાર, તેમનું ફ્રાન્સમાંથી પલાયન. રાજાને કેદ. ક્રાંતિકારી લોકના હાથમાં સત્તા. સર્વત્ર અંધાધુંધી અને અરાજકતા.

**ફ્રાન્સમાં લોકસત્તાક રાજ્ય ૧૭૯૨–૧૮૦૪ :—**

૧૭૯૨–૯૫ ઝનૂની ક્રાંતિકારી લોકોના હાથમાં સત્તા. રૉબ્સપીઅર અને ડૅન્ટન આગેવાનો. ૧૭૯૩ માં રાજા ૧૬ મા લુઈ અને તેની રાણી મેરી આંત્વાંને ફાંસી. યુરોપના રાજ્યો સાથે લડાઈ.

૧૭૯૫–૧૭૯૯ ડિરેક્ટરીના ( પાંચ સભાસદોનું મંડળ ) હાથમાં સત્તા.

૧૭૯૯–૧૮૦૪ નેપોલીઅને લોકપ્રતિનિધિ ( કૉન્સલ ) તરીકે સર્વ સત્તા પોતાના હાથમાં લીધી.

**ફ્રાન્સમાં રાજસત્તા સ્થાપન થઈ ૧૮૦૪–૧૮૧૫ :—**

૧૮૦૪–૧૮૧૪ નેપોલીઅનનો ફ્રેંચોના શહેનશાહ તરીકે રાજ્યાભિષેક. ૧૮૧૪ સુધી તેના હાથમાં સત્તા. દેશમાં તેણે કરેલા સુધારા, અને આખા યુરોપ સાથે કરેલી લડાઈઓ.

૧૮૧૪ મિત્ર રાજ્યોએ નેપોલીઅનને પકડી કેદી તરીકે એલ્બા મોકલાવ્યો.

૧૮૧૫ નેપોલીઅન એલ્બામાંથી નાસી છૂટ્યો. વૉટરલૂની લડાઈ પછી નેપોલીઅનને કેદ કરી સેંટ હેલીનાના ટાપુમાં મોકલાવ્યો. ત્યાં ૧૮૨૧ માં તે મરણ પામ્યો.

૧૮૧૫ ૧૬ મા લુઈનો છોકરો ૧૭ મો લુઈ મરણ પામેલો હોવાને લીધે ૧૮ મો લુઈ ફ્રાન્સની ગાદીપર આવ્યો.

**ફ્રાન્સની રાજ્યક્રાંતિ વિષે ઇંગ્લંડનો પ્રજામત અને તેની રાજ્યનીતિ :—**

૧ જુલમી અને અનિયંત્રિત રાજ્યકર્તાઓ વિરુદ્ધ ફ્રેંચ લોકોએ ચલાવેલી ચળવળ અને તે માટે ઇંગ્લિશ પ્રજાની સહાનુભૂતિ.

૨ ક્રાંતિકારી લોકોએ કરેલા અત્યાચાર માટે તે લોકો તરફ ઇંગ્લિશ લોકોની શંકાની નજર. ૧૭૯૦ માં એડમંડ બર્ક નામના વિદ્વાન્ લેખકે 'ફ્રાન્સના રાજ્યપરિવર્તન વિષે વિચાર' નામનું પુસ્તક લખી ઇંગ્લિશ પ્રજામત ફ્રાન્સની રાજ્યક્રાંતિ વિરુદ્ધ કર્યો.

૩ ૧૭૯૩ ના જાન્યુઆરીમાં ફ્રાન્સના રાજા ૧૬ મા લુઈનો વધ. યુરોપના જુદા જુદા દેશોમાં ક્રાંતિકારક વિચારનો પ્રચાર કરવા અને ત્યાંની પ્રજાઓને ફ્રાન્સનું અનુકરણ કરી પોતાના દેશમાં રાજ્યક્રાંતિ કરવા ઉશ્કેરવા ફ્રાન્સના પ્રયત્નો. તેથી એ ક્રાંતિકારક વિચારો પોતાના દેશમાં પ્રસરે નહિ તે માટે ઇંગ્લંડે યુરોપના બીજા દેશો સાથે સંપ કરી ફ્રાન્સ સામે લડાઈ જાહેર કરી (ફેબ્રુ. ૧૭૯૩).

**ફ્રાન્સવિરુદ્ધ મિત્રરાજ્યોના સંઘ :—**

૧૭૯૩–૯૭ પહેલો સંઘ :—ઇંગ્લંડ, ઑસ્ટ્રિઆ, પ્રશિઆ, સ્પેન અને હૉલંડ.

૧૭૯૯–૧૮૦૨ બીજો સંઘ :—ઇંગ્લંડ, રશિઆ, ટર્કી અને ઑસ્ટ્રિઆ.

વપરાવા લાગ્યો અને તેને લીધે ઠંડીના દિવસમાં ઢોરોને શું ખવડાવવું એ ફિકર જે ખેડૂતોને રહેતી હતી તે ટળી ગઈ. ઢોરની ઉછેર શાસ્ત્રીય પદ્ધતિથી કરવાની બાબતમાં **બેકવેલે** ઘણી શોધ કરી. ઘણી કસ વિનાની અને હલકા પ્રકારની જમીન ખેડાણ થવા લાગી, અને પૂર્વે ખુલ્લી રહેતી જમીનોને વાડ કરી બંધ કરી દેવામાં આવી, તેને લીધે ગરીબ ખેડૂતોને તેમનાં ઢોરો ચરાવવાની મુશ્કેલી પડવા લાગી. આવી રીતે ખેતી કરવાની પદ્ધતિમાં સુધારા, ખાતરના ઉપયોગ અને સારાં ઢોરોની ઉછેરને લીધે પાક પણ વધારે થવા લાગ્યો. પણ આવા સુધરેલા પ્રકારની ખેતી કરવામાં ખર્ચ ઘણો થતો હોવાને લીધે અને ગરીબ ખેડૂત તે ખર્ચ કરવાને શક્તિમાન્ ન હોવાને લીધે ખેડૂતોને પોતાની જમીન વેચવી પડી, મોટા મોટા જમીનદારોએ એ જમીનો રાખી અને ગરીબ ખેડૂત પોતાની જ જમીન ઉપર મજૂર થઈ રહ્યો.

**(૨) યાંત્રિક શોધો, કારખાનાં અને મિલોની સ્થાપના :—** અઢારમા સૈકાની શરૂઆતથી ઇંગ્લંડનો વેપાર વધતો જતો હોવાથી દેશમાં જુદા જુદા ધંધાઓ પણ શરૂ થવા લાગ્યા હતા. પણ તે બધા નાના પ્રમાણમાં અને ઘરગથ્થુ હતા. પણ આ સૈકામાં આગળ જતાં ઘણી અગત્યની યાંત્રિક શોધ થવાને લીધે કાપડ વણવાના ધંધામાં ઘણું પરિવર્તન થયું. **જેમ્સ હારગ્રીવ્સ** નામના ગૃહસ્થે **સ્પિનિંગ જેની** નામનું સૂતર કાંતવાનું યંત્ર શોધી કાઢ્યું (૧૭૬૪). એ યંત્રની મદદથી આઠગણું વધારે સૂતર કંતાવા લાગ્યું. ત્યારપછી **આર્કરાઈટ** નામના ગૃહસ્થે જોઈએ તેટલું બારીક સૂતર કાઢનારૂં **'વોટરફ્રેમ'** નામનું યંત્ર શોધી કાઢ્યું (૧૭૬૭). ૧૭૭૫ માં **ક્રૉમ્પટન** નામના ગૃહસ્થે **મ્યૂલ** નામનું યંત્ર શોધી કાઢ્યું. એ યંત્રની સહાયથી ઘણું બારીક સૂતર ઘણા થોડા વખતમાં નીકળવા લાગ્યું. **વૉટ** નામના ગૃહસ્થે વરાળના બળથી ચાલતું ઍંજિન શોધી કાઢ્યું (૧૭૬૪) અને તેની મદદથી જમીનમાંથી પાણી ખેંચવું, સાંચા કામ ચલાવવાં વગેરે કામો થવા લાગ્યાં. ૧૭૮૫ માં **કાર્ટરાઈટ** નામના ગૃહસ્થે વરાળના બળથી ચાલતી શાળો બનાવી. એ શોધો થવાને લીધે મોટી મોટી મિલો

અને કારખાનાં ઉભાં કરવાની જરૂર માલમ પડી. એવાં કારખાનાંમાં યંત્રોની મદદથી થોડા કાળમાં અને થોડે ખર્ચે પુષ્કળ માલ નીકળવા લાગ્યો. લૅંકેશાયર પરગણાંની હવા સૂતર કાંતવાને માફક હોવાથી ત્યાં કાપડ વણવાની મોટી મોટી મિલો ઉભી થઈ.

એજ અરસામાં લોખંડના ધંધામાં પણ ઘણું પરિવર્તન થયું. પૂર્વે લોખંડ ગાળવાના કામમાં લાકડાંના કોલસાનો ઉપયોગ થતો હતો, તેને બદલે હવે જમીનમાંથી ખણી કાઢેલા કોલસાનો ઉપયોગ થવા લાગ્યો. ઇંગ્લંડના પશ્ચિમ અને ઉત્તર ભાગમાં લોખંડ અને કોલસા સરખા પ્રમાણમાં મળતા હોવાને લીધે એ પદાર્થોની પુષ્કળ ખાણો એ પ્રદેશોમાં નીકળવા લાગી. આમ લોખંડ સસ્તું થવાથી યંત્ર બનાવવાના કામમાં તેનો ઉપયોગ થવા લાગ્યો. લોખંડના ધંધાને લીધે બર્મિંગહામ, શેફીલ્ડ વગેરે નાનાં નાનાં ગામો મોટાં શહેરો થઈ ગયાં. **હમ્ફ્રી ડેવિસ** નામના ગૃહસ્થે કોલસાની ખાણમાં કામ કરનારાઓને ઇજા ન થાય માટે **સેફ્ટી લેમ્પ** નામનો દીવો શોધી કાઢ્યો (૧૮૧૫). **જોસફ વેજવૂડ** નામના ગૃહસ્થે ચીની માટીના વાસણની બનાવટમાં ઘણા સુધારા કર્યા.

**ઔદ્યોગિક ક્રાંતિનાં પરિણામ**:—૧૭૬૪ પછીનાં ૫૦ વર્ષમાં કાપડ, લોખંડ વગેરે ધંધાના કારખાનાં, મિલો અને ખાણો નીકળવાને લીધે ઇંગ્લંડના ઉદ્યોગ, ધંધા અને વેપારની ઘણી વૃદ્ધિ થઈ. કારખાનાં અને મિલો વધવાને લીધે તેમાં કામ કરવા માટે નાનાં નાનાં ગામડાંઓમાંથી લોકો જવા લાગ્યા. આમ થવાથી ગામડાંઓમાં નાના પ્રમાણમાં જે ઘરગથ્થુ ધંધાઓ ચાલતા હતા તે બંધ પડ્યા. ગામડાંઓની વસ્તી ઓછી થઈ. કેટલાંક ગામડાં તો ઉજ્જડ થઈ ગયાં. નવા ઉદ્યોગધંધાનાં ઠેકાણાં મોટાં મોટાં શહેરો બની ગયાં. પણ એ કારખાનાં અને મિલોમાં કામ કરનારા મજૂરોની સ્થિતિ તો ખરાબ થતી ચાલી. તેમાં સ્ત્રીઓ અને નાનાં છોકરાંઓ પણ કામે લગાડવામાં આવતાં હતાં. તેઓની પાસે કેટલાક કલાક કામ કરાવવું, તેમના આરોગ્ય માટે કેવી કેવી વ્યવસ્થા કરવી વગેરે બાબતો સંબંધે સરકાર તરફથી કારખાનાંના માલિકો ઉપર કોઈપણ જાતની ફરજ નાંખવામાં

આ પરાક્રમ કરવા માટે વેલેસ્લીને ડ્યૂક ઑફ્ વેલિંગટન બનાવવામાં આવ્યો.

૧૮૧૪ વેલિંગટને ટૂલૂઝની લડાઈમાં ફ્રેંચોને હરાવી સ્પેનમાંથી હાંકી કાઢ્યા.

**નેપોલીઅનની રશિઆપર ચડાઈ ૧૮૧૨**—સખત ઠંડીને લીધે હજારો ફ્રેંચ સૈનિકો મરણ પામ્યા. તેથી નેપોલીઅનને પાછા ફરવું પડ્યું.

૧૮૧૩ રશિઅન, પ્રશિઅન અને ઑસ્ટ્રિઅન સૈન્યોએ લિપ-ઝિકની લડાઈમાં નેપોલીઅનને હરાવ્યો.

૧૮૧૪ નેપોલીઅને રાજ્યપદ છોડ્યું. મિત્રરાજ્યોએ તેને એલ્બામાં રાખ્યો. ૧૬ મા લુઈના પૌત્ર ૧૮ મા લુઈને ફ્રાન્સની ગાદીપર બેસાડ્યો.

૧૮૧૫ એલ્બાથી નાસી નેપોલીઅન ફ્રાન્સ ગયો. વૉટરલૂની લડાઈમાં વેલિંગટનની સરદારી નીચે મિત્ર રાજ્યોએ નેપોલીઅનને હરાવ્યો અને તેને સેંટ હેલીનાના ટાપુમાં મોકલાવી દીધો.

**તે સમયમાં પાર્લમેન્ટે પસાર કરેલા મહત્ત્વના કાયદા:—**

૧૭૯૩ એલિઅન ઍક્ટ:—પરદેશી (ફ્રેંચ) ક્રાંતિકારી લોકોને ઈંગ્લંડમાં આવવાની બંધી.

૧૭૯૩ ટ્રેટર્સ કૉરસ્પૉન્ડન્સ ઍક્ટ:—રાજદ્રોહીઓના પત્રવહેવાર સંબંધે કાયદો.

૧૮૦૦ ગ્રેટબ્રિટન (ઈંગ્લંડ અને સ્કૉટલંડ) અને આયર્લૅંડની પાર્લમેન્ટનું એકીકરણ.

૧૮૦૭ ગુલામોનો વેપાર બંધ કરવાનો કાયદો.

૧૮૧૧ રીજેન્સી બિલ. ત્રીજા જ્યૉર્જનું મગજ ખસી ગયું ત્યારે રાજપુત્ર જ્યૉર્જને રાજાનો અધિકાર આપનારો કાયદો.

૧૮૧૨ નાદારીનો કાયદો. નૉન કૉન્ફૉર્મિસ્ટ લોકપરના પ્રતિબંધ કાઢી નાંખવામાં આવ્યા.

# પ્રકરણ ૨૧ મું

—:०:—

## અઢારમા સૈકામાં ઇંગ્લંડ અને બ્રિટિશ સામ્રાજ્ય

## ઔદ્યોગિક ક્રાંતિ

**ઔદ્યોગિક ક્રાંતિ:**—અઢારમા સૈકાના ઉત્તરાર્ધમાં ઇંગ્લંડમાં ઔદ્યોગિક પરિવર્તન થઈ ગયું. એ પરિવર્તન થયું તે પૂર્વે ઇંગ્લંડ મુખ્યત્વે ખેતીનો પ્રદેશ હતો. પણ હવે તે ઉદ્યોગધંધાનો દેશ બન્યો અને તેનો વેપાર પણ ઘણો વધ્યો. એ ફેરફાર થવામાં નીચેની બાબતો કારણીભૂત હતી:—(૧) ખેતીમાં સુધારા, (૨) યાંત્રિક શોધો અને તેને લીધે કારખાનાં મિલો વગેરેની સ્થાપના. (૩) રસ્તા અને પ્રવાસના સાધનોમાં સુધારા.

**(૧) ખેતીમાં સુધારા:**—અઢારમા સૈકાની શરૂઆત સુધી ઇંગ્લંડમાં મુખ્ય ધંધો ખેતીનો જ હતો. તે કાળે જૂની પદ્ધતિથી ખેતી કરવામાં આવતી હતી, તેથી પાકની ઉત્પન્ન ઘણી ઓછી થતી હતી. જમીનનો કસ જતો ન રહે માટે લાગલાગટ બે વર્ષ ખેતી કર્યા પછી એક વર્ષ જમીન પડતર રાખવામાં આવતી હતી. આમ કરવાથી ખેડાણ જમીનનો ⅓ ભાગ દર વર્ષે પડતર રહેતો તેથી ઘણું નુકસાન થતું. પણ અઢારમા સૈકામાં એ બાબતમાં ઘણા સુધારા થયા. પાકની હેરફેર કર્યાથી અને ગાજર, સલગમ વગેરે કંદમૂળનો પાક કરવાથી જમીનનો કસ જતો નથી એવી શોધ **લૉર્ડ ટાઉન્સેન્ડે** કરી. તેમજ ખાતરનો ઉપયોગ કરવાથી પણ જમીનનો કસ વધે છે એમ જાણવામાં આવ્યું. આ નવીન શોધોને લીધે કંદમૂળનો પાક ઉત્પન્ન કરવામાં આવવા લાગ્યો, અને જમીનમાં ખાતર નાંખી જમીનનો કસ વધારવામાં આવવા લાગ્યો. તેથી પાક પણ વધુ ઉતરવા લાગ્યો. કંદમૂળનો પાક ઢોરોના ખોરાક તરીકે

લીધે શ્રીમંત લોક મુસાફરીમાં પોતાની સાથે હથિઆરબંધ નોકરો રાખતા.

જાનમાલનું રક્ષણ કરવા માટે અને શાંતિ જાળવવા માટે હાલની માફક પોલિસોની વ્યવસ્થા નહોતી. તે સમયના રખેવાળો વૃદ્ધ અને અશક્ત હતા. એવા અશક્ત માણસોના હાથમાં શાંતિ જાળવવાનું કામ સોંપવામાં આવતું હતું. કેટલીક વખત તો એ રખેવાળો જ ચોરો સાથે મળી જઈ ચોરીઓ કરાવતા હતા.

તે કાળે ગુના માટે શિક્ષા પણ ક્રૂર હતી અને ગુનાંની ગંભીરતાના પ્રમાણમાં કરવામાં આવતી નહોતી. લગભગ ૧૨૮ પ્રકારના ગુના માટે ફાંસીની શિક્ષા હતી. ફાંસી ખુલ્લી જગામાં દેવામાં આવતી અને તે જોવા માટે સેંકડો લોકો જમા થતા. ચોર અને ભિકારીઓને કેદખાને નાંખવામાં આવતા.

**જેલો:**—૧૮ મા સૈકામાં જેલોમાં સ્થિતિ ઘણી ખરાબ હતી. ચોર લૂંટારા વગેરે ગુનેગારોમાફક દેવાદાર લોકને પણ બેડીઓ પહેરાવવામાં આવતી. એ તુરંગો અંધારી, અસ્વચ્છ અને રોગ ફેલાવનારી હતી. તેથી તેમાં વખતો વખત જાતજાતના રોગોની મરકી થતી અને મોટી સંખ્યામાં કેદીઓ મરણ પામતા. કેદખાનાંના જેલરો ઘણા ક્રૂર હતા અને વારંવાર તેઓ કેદીઓનો મારતા પણ ખરા. જેલો ગુનેગારોને સુધારવા માટેની સંસ્થાઓ છે એવી તે કાળે સમજ નહોતી. ઉલટું, જેલો ગુનેગારોપર વેર લેવા માટે જ બાંધવામાં આવે છે એવું તે કાળના લોકો સમજતા હતા.

**રમત ગમત, ખાણી પીણી વગેરે:**—સ્ટુઅર્ટ સમયમાં કૉફીગૃહો ઘણાં વધી ગયાં હતાં અને તેથી શરાબબાજી ઓછી થઈ ગઈ હતી. તે કાળે ચા કૉફી રોજ પીવાની વસ્તુ નહોતી, પણ મોજશોખની વસ્તુ ગણાતી હતી.

નાટકો જોવાનો શોખ લોકમાં ઘણો વધ્યો હતો. શેકસપીઅરના નાટકો ઘણા લોકપ્રિય હતાં. રીંછ, સાંઢ વગેરે જાનવરોની સાઠમારી જોવાનો શોખ ઘણો ઓછો થઈ ગયો હતો. લોકને જુગારનો છંદ ઘણો લાગ્યો હતો. એ છંદથી હજારો લોક તારાજ થઈ જતા હતા.

ઉપલા વર્ગના લોકોમાં ટંટો થતાં તેઓ દ્વંદ્વ યુદ્ધ કરવા ઉતરી પડતા. તે કાળે દ્વંદ્વયુદ્ધની પ્રથા ઘણી પ્રતિષ્ઠિત ગણાતી હતી.

શ્રીમંત કુટુંબની સ્ત્રીઓ મ્યાનામાં ફરતી હતી.

.આગલા વખતના રંગબેરંગી પોશાકને બદલે લોકો હવે સાદો પોશાક પહેરતા થયા હતા. એ સદીની શરૂઆતમાં પોતાનું રક્ષણ કરવા માટે લોકો કમરે તરવાર લટકાવી ફરતા હતા, પણ એ સદીની આખરે તરવારને બદલે લાઠીઓ વાપરવાનો રિવાજ રૂઢ થવા લાગ્યો.

**ધાર્મિક વૃત્તિ :**—એ સૈકામાં સામાન્ય લોક અને ધર્માધિકારીઓમાં ધાર્મિક વૃત્તિ ઓછી થવા લાગી હતી. ગરીબ અને નિરાધાર લોકતરફ દયા બતાવવાને બદલે લોકો તેમના તરફ તુચ્છકારથી જોતા, તેથી લોકમાં ધાર્મિક વૃત્તિ જાગૃત કરવા માટે અને સ્વાર્થત્યાગ, દયા વગેરે બાબતની લાગણી ઉત્પન્ન કરવા માટે જૉન વેસ્લી નામના ગૃહસ્થે ઘણી મહેનત કરી. તેણે ઠેકાણે ઠેકાણે વ્યાખ્યાનો આપી અને પ્રવચનો કરી એ બાબતમાં લોકમાં જાગૃતિ આણી. એના મતપ્રમાણે ચાલનારા લોક 'મેથૉડિસ્ટ' કહેવાય છે.

**સાહિત્ય :**—એ કાળમાં સારા સારા લેખકો અને કવિઓ થઈ ગયા અને તેમણે ઉત્તમ પુસ્તકો લખી ઇંગ્લિશ સાહિત્યમાં ઘણો વધારો કર્યો. ડૉ. જૉન્સને ઇંગ્લિશ ભાષાનો શબ્દકોશ તૈયાર કર્યો. ગિબને (૧૭૩૭–૧૭૯૭) 'રોમન સામ્રાજ્યનો નાશ' નામનો એક ઉત્કૃષ્ટ ઐતિહાસિક ગ્રંથ લખ્યો. પ્રસિદ્ધ નવલકથાકાર અને કવિ સર વૉલ્ટર સ્કૉટ (૧૭૭૧–૧૮૩૨), બાયરન (૧૭૮૮–૧૮૨૪), ગોલ્ડસ્મિથ (૧૭૨૮–૧૭૭૪), પોપ વગેરે કવિઓ ગલિવરની વાર્તાનો લેખક સ્વિફ્ટ વગેરે સાક્ષરો એ જ કાળમાં થઈ ગયા.

## ૧૮ મા સૈકામાં બ્રિટિશ સામ્રાજ્ય

**સામ્રાજ્યની વૃદ્ધિ :**—બ્રિટિશ સામ્રાજ્યની વૃદ્ધિની દૃષ્ટિએ ૧૮ મો સૈકો અગત્યનો છે. એ સૈકાની શરૂઆતમાં સ્ટુઅર્ટ સમયમાં ઉત્તર અમેરિકાના પૂર્વ કિનારાપર ૧૩ બ્રિટિશ સંસ્થાનો સ્થાપન થયાં

આવી ન હતી. તેમજ ઘરગથ્થુ ઉદ્યોગધંધાનો નાશ થવાને લીધે અને યંત્રોની મદદથી થોડા માણસો મારફતે પુષ્કળ કામ થતું હોવાને લીધે ઘણાં લોકો કામકાજ વિનાના થઈ ગયા. બેકારી વધી હુલ્લડો થયાં અને બેકાર લોકોને એ નવીન સાંચાકામની ભાંગફોડ કરવાની જરૂર લાગવા માંડી.

**( ૩ ) વહેવારનાં સાધનોમાં સુધારા; નહેરો, ગાડીના રસ્તા, આગગાડીના રસ્તા અને આગબોટો**:—૧૮ મા સૈકામાં રસ્તા ઘણા ખરાબ હતા અને તેથી વહેવારના કામમાં ઘણી અડચણ પડતી. **બ્રિંડલે** નામના એક માણસે વુલ્સ્લીથી મૅંચેસ્ટર સુધી એક નહેર ખોદી, અને ત્યારપછી એવી અનેક નહેરો ખોદવામાં આવી ( ૧૭૬૧ ). **મૅકેડમ** નામના એક ઈજનેરે પથ્થર અને કાંકરાથી પાકા રસ્તા કરવાની નવી રીત દાખલ કરી અને એ રીતના ઘણા નવા રસ્તા બાંધવામાં આવ્યા. પાકા રસ્તા અને નહેરોથી વહેવાર ઘણો વધ્યો. એક ઠેકાણેથી બીજે ઠેકાણે મુસાફરો અને માલ લઈ જનારી ઘોડાગાડીની સંખ્યામાં પણ ઘણો વધારો થયો. પછી **સ્ટીવનસને** વરાળથી જમીનપર ચાલતું એંજીન બનાવ્યું તેથી ૧૯ મા સૈકાની શરૂઆતથી આગગાડીના રસ્તા બંધાવા માંડ્યા; અને ૧૮૩૦ માં લિવરપૂલથી મૅંચેસ્ટર સુધી પ્રથમ આગગાડી ચાલવા લાગી. એટલે હવેથી ઉતારૂ અને માલ આગગાડીને રસ્તે જવા આવવા લાગ્યા. ૧૮૧૨ માં વરાળથી ચાલતી પહેલી આગબોટ બનાવવામાં આવી અને પછી એવી ઘણી આગબોટો બનવા લાગી.

**વેપારની વૃદ્ધિ**:—ઔદ્યોગિક ક્રાંતિને લીધે ઈંગ્લંડમાં પાકો માલ પુષ્કળ બનવા લાગ્યો હતો. અઢારમા સૈકામાં ઈંગ્લંડનાં સંસ્થાનો અને સામ્રાજ્યમાં પુષ્કળ વધારો થયો હોવાથી દૂરદૂરના દેશોમાં ઈંગ્લંડનો માલ ખપવા લાગ્યો. ત્યારપછી આગગાડી અને આગબોટો ચાલુ થયાને લીધે થોડા વખતમાં અને ઓછે ખરચે એક ઠેકાણેથી બીજે ઠેકાણે પ્રવાસ કરવાનું અને માલ મોકલવાનું બની શક્યું અને તેથી વેપાર અને ઉદ્યોગધંધાને ઉત્તેજન મળ્યું.

## સામાજિક સ્થિતિ

**જનસમાજ**:—૧૮ મા સૈકામાં ઇંગ્લંડની વસ્તી પણ ઘણી વધી. સાધારણ રીતે સમાજના (૧) અમીર ઉમરાવ અને સરદાર, (૨) ધર્માધિકારી, (૩) વેપારી, કારખાનાં અને મિલના માલિક અને પરચુરણ ઉદ્યોગધંધા કરનારા અને (૪) ખેતીના અને કારખાનાંના મજૂર એવા ચાર વર્ગો હતા. રાજકીય સત્તા મુખ્યત્વે કરીને અમીર ઉમરાવ, જમીનદાર, મોટા મોટા વેપારી અને કારખાનાંવાળાઓના હાથમાં હતી. સરદારો અને અમીર ઉમરાવો ઉમરાવની સભાના સભાસદ હતા. ઉમરાવ કુટુંબનો સૌથી મોટો છોકરો બાપના મરી ગયા પછી ઉમરાવની સભાનો સભાસદ થતો, અને નાના છોકરાઓ અને બાપની જિંદગી દરમ્યાન મોટા છોકરા આમની સભાના સભાસદ થઈ શકતા. ૧૩ મા અને ૧૪ મા સૈકામાં ચૂંટણીના જે નિયમો ઘડવામાં આવ્યા હતા તેમાં ફેરફાર થયા નહોતા, તેથી આમની સભામાં જમીનદાર વર્ગના ઘણા સભાસદ ચુંટાઈ આવતા. મધ્યમ અને નીચલા વર્ગના લોકને ચૂંટણી માટે મતાધિકાર નહોતો. અઢારમા સૈકાના પહેલા અર્ધભાગમાં ઇંગ્લંડમાં ઔદ્યોગિક પરિવર્તન થવાને લીધે ઇંગ્લંડના વેપાર ધંધામાં ઘણી વૃદ્ધિ થઈ અને દેશની સંપત્તિમાં ઘણો વધારો થયો. પણ ગરીબ અને શ્રીમંત વર્ગના લોકોવચ્ચે વિરુદ્ધ લાગણી ઘણી તીવ્ર થઈ.

**શહેરોની વૃદ્ધિ**:—ઔદ્યોગિક ક્રાંતિને લીધે ઇંગ્લંડના ઉત્તર અને મધ્યભાગમાં કારખાનાં અને મિલો ઉભાં થવા લાગ્યાં અને તેથી મોટાં મોટાં શહેરો બંધાવા લાગ્યાં. ગામડાંઓની વસ્તી ઓછી થવા લાગી અને શહેરોની વસ્તી વધવા લાગી.

**ધાડ, ચોરી અને તેનો બંદોબસ્ત**:—શહેરોના રસ્તા સાંકડા હતા અને રાત્રીને વખતે રસ્તામાં બત્તી રહેતી નહિ. મોટાં મોટાં શહેરોના રસ્તામાં ચોર, ગુંડા વગેરે મવાલી લોક તરફથી લોકને ઘણો ઉપદ્રવ થતો હતો. દમદાટી આપી લોકો પાસેથી પૈસા કઢાવવાના ધંધામાં એ ભામટા લોક ઘણા પ્રવીણ હતા. પરિસ્થિતિ આવી હોવાને

હતાં. તેમાં ૧૭૩૨ માં જ્યૉર્જિઆ સંસ્થાનનો ઉમેરો થયો હતો. ત્યાં હડસન અખાતની નજીકનો મુલક પણ અંગ્રેજોના તાબામાં હતો. તેમ જ શેરડી અને તંબાકુની ખેતીને માટે પ્રસિદ્ધ થયેલા વેસ્ટ ઇંડીઝ ટાપુઓ પણ અંગ્રેજોના તાબામાં આવ્યા હતા. વેપારી બાબતમાં ઇંગ્લિશ ઈસ્ટ ઇંડિઆ કંપનીએ પોર્ટુગીઝ અને ડચ લોકોને મારી હઠાવી હિંદુસ્થાનમાં સુરત, મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં વેપારી વખારો સ્થાપન કરી હતી. આફ્રિકાના પશ્ચિમ કિનારા ઉપર ગૅમ્બિઆ અને ગોલ્ડ કોસ્ટ અને દક્ષિણ ઍટલાંટિક મહાસાગરમાં સેંટ હેલીનાનો ટાપુ, એ ઠેકાણાં ઇંગ્લિશોએ પોતાના તાબામાં લઈ લીધાં હતાં. ૧૭૧૩ માં થયેલી યુટ્રેચની સંધિથી યુરોપમાં જિબ્રૉલ્ટર અને માઇનૉર્કાના અગત્યના સ્થળો અંગ્રેજોને મળ્યાં હતાં. ઉત્તર અમેરિકામાં ફ્રેંચ લોકના તાબાનાં ન્યૂ ફાઉન્ડલંડ અને નોવાસ્કોશિઆ ઇંગ્લંડને મળ્યાં હતાં, અને દક્ષિણ અમેરિકામાંના સ્પેનના સંસ્થાનો સાથે ઇંગ્લંડનો વેપાર પણ શરૂ થયો હતો.

વેપાર, સંસ્થાનો અને તાબાના મુલકોની બાબતમાં ઇંગ્લંડ ઘણું આગળ વધવાને લીધે ૧૮ મા સૈકામાં ફ્રાન્સ અને ઇંગ્લંડ વચ્ચે સ્પર્ધા શરૂ થઈ લડાઈઓ ચાલવા માંડી હતી. પણ તેમાં ફ્રાન્સનો પરાજય થયો અને સમુદ્ર ઉપર ઇંગ્લંડનું ઉપરીપણું કાયમ થયું. અમેરિકા, આફ્રિકા અને હિંદુસ્થાનમાં ઇંગ્લંડના તાબાના મુલકો ઘણા વધી ગયા. પણ એ કાળમાં ઇંગ્લંડના ઉત્તર અમેરિકામાંનાં સંસ્થાનો સ્વતંત્ર થઈ ગયાં (૧૭૮૩), તોપણ ત્યાં ફ્રાન્સના તાબાનું કૅનેડા સંસ્થાન અંગ્રેજોએ જીતી પોતાને તાબે કરી લીધું. એ જ સૈકામાં ઑસ્ટ્રેલિઆ અને ન્યૂઝીલંડ બેટોની શોધ થઈ (૧૭૭૦) અને ત્યાં અંગ્રેજોએ પોતાનાં સંસ્થાનનો પાયો નાંખ્યો (૧૭૮૮). ૧૮૦૬ માં આફ્રિકાને દક્ષિણ કિનારે આવેલું ડચ લોકનું સંસ્થાન 'કેપ કૉલોની' અંગ્રેજોના તાબામાં આવ્યું અને ત્યાં ૧૯ મા સૈકામાં બીજાં કેટલાંક બ્રિટિશ સંસ્થાનો સ્થાપન થયાં અને આગળ જતાં એ બધાં સંસ્થાનોનું એકીકરણ થઈ 'યુનિઅન ઑફ સાઉથ આફ્રિકા' નામનું મોટું સંસ્થાન બન્યું (૧૯૧૦).

**હિંદુસ્થાનમાં બ્રિટિશ સત્તાની વૃદ્ધિ**:—૧૮ મા સૈકામાં ઇંગ્લિશ ઇસ્ટ ઇંડિઆ કંપનીની વખારો સુરત, મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં હતી. ફ્રેંચ ઇસ્ટ ઇંડિઆ કંપનીની મુખ્ય વખાર પૉંડિચરીમાં હતી. પછી એ બે કંપનીઓ વચ્ચે વેપાર અને મુલકગીરી માટે લડાઈઓ થવા માંડી. ફ્રેંચ ગવર્નર **ડૂપ્લે** ઘણી મહેચ્છાવાળો માણસ હતો. પોતાના હાથ નીચે હિંદીઓનું લશ્કર ઉભું કરી તેને યુરોપીઅન ઢબ ઉપર તાલીમ આપી હિંદુસ્થાનમાં ફ્રેંચ સામ્રાજ્ય સ્થાપવું એવી તેની મહત્ત્વાકાંક્ષા હતી. મોગલ શાહેનશાહ ઔરંગઝેબ ૧૭૦૭ માં મરણ પામ્યા પછી મોગલ સામ્રાજ્યની પડતી થવા લાગી, ઠેકાણે ઠેકાણેના નવાબો અને સૂબેદારો સ્વતંત્ર થવા લાગ્યા અને એક બીજા પર સરસાઈ મેળવવા માટે માંહોમાંહે લડવા લાગ્યા. એ આંતર કલહનો લાભ લઈ ડૂપ્લેએ કર્ણાટકમાં ફ્રેંચ સત્તા સ્થાપવાનો પ્રયત્ન કરવા માંડ્યો. પણ **રૉબર્ટ કલાઈવ** નામના ઇંગ્લિશ ઇસ્ટ ઇંડિઆ કંપનીના એક શૂરા કારકૂને ડૂપ્લેની બધી બાજી બરબાદ કરી નાંખી. ત્યારે ફ્રાન્સની સરકારે તેને પાછો બોલાવી લીધો (૧૭૫૪). પછી યુરોપમાં સપ્તવાર્ષિક યુદ્ધ શરૂ થયું ત્યારે દક્ષિણ હિંદુસ્થાનમાં વૉંદિવૉશની લડાઈમાં (૧૭૬૦) અંગ્રેજોએ ફ્રેંચોને હરાવી તેમની સત્તાનો નાશ કર્યો અને કર્ણાટકમાં અને હૈદ્રાબાદમાં પોતાનું ઉપરીપણું સ્થાપી ઉત્તર સરકાર પ્રાંત પોતાના તાબામાં લીધો.



ડૂપ્લે

તેજ પ્રમાણે બંગાળામાં **પ્લાસી**ની લડાઈમાં (૧૭૫૭) અંગ્રેજોએ બંગાળાના નવાબ સિરાજ ઉદ્દૌલાને હરાવી તેમના કહ્યાપ્રમાણે ચાલનાર મિરજાફર નામના માણસને બંગાળાનો નવાબ બનાવ્યો. ત્યારપછી ૧૭૬૫ માં અંગ્રેજોએ મોગલ શાહેનશાહ પાસેથી બંગાળા,

બહાર અને ઓરિસાની દિવાની એટલે મહેસૂલ ઉઘરાવવાનો હક મેળવ્યો.



રૉબર્ટ ક્લાઇવ

૧૭૭૩ માં બ્રિટિશ પાર્લમેન્ટે રેગ્યૂલેટિંગ ઍક્ટ નામનો કાયદો ઘડી બંગાળાના ગવર્નરને હિંદુસ્થાનનો ગવર્નર જનરલ બનાવી

હિંદુસ્થાનમાંના બ્રિટિશ મુલક પર દેખરેખ રાખવાનો અધિકાર સોંપ્યો. આ કાયદાથી વૉરન હેસ્ટિંગ્ઝ હિંદુસ્થાનનો પહેલો ગવર્નર જનરલ




થયો (૧૭૭૫-૧૭૮૪). ત્યારપછી મરાઠાઓ સાથે ત્રણ વિગ્રહ અને હૈદર અને ટિપૂ સાથે લડાઈઓ કરી અંગ્રેજોએ દક્ષિણ હિંદુસ્થાનના

ઘણા ખરા ભાગપર પોતાની સત્તા બેસાડી (૧૮૧૮). આપ્રમાણે હિંદુસ્થાનમાં અંગ્રેજી હકૂમતનો મુલક વધતો ગયો.

---

## સારાંશ

### ઔદ્યોગક ક્રાંતિ

(૧) **ખેતીમાં સુધારા**–ટાઉન્સેન્ડની શોધ. જમીનનો કસ જાળવી રાખવા માટે પાકોની ફેરબદલી અને કંદમૂળના પાક. બેકવેલની શોધ પ્રમાણે ઢોરોની ઉછેર. નવી જમીનો ખેડાણ થવાથી ખેતીની પેદાશમાં વધારો.

(૨) **યાંત્રિક શોધો**—હારગ્રીવનું સૂતર કાંતવાનું 'સ્પિનિંગ જેની' નામનું યંત્ર (૧૭૬૪); આર્ક રાઇટનું બારીક સૂતર કાઢવાનું 'વૉટરફ્રેમ' યંત્ર (૧૭૬૭); ક્રૉમ્પટનનું થોડા વખતમાં પુષ્કળ બારીક સૂતર કાઢવાનું 'મ્યૂલ' નામનું યંત્ર; વૉટનું વરાળના બળથી ચાલતું ઍંજિન (૧૭૬૪); કાર્ટરાઇટની વરાળબળથી ચાલતી શાળો (૧૭૮૫); કોલસાની ખાણમાં વાપરવાલાયક ડેવિનો 'સેફ્ટી લૅંપ' (૧૮૧૫).

(૨) કારખાનાં અને મિલોની સ્થાપના. ઉપલી યાંત્રિક શોધોને લીધે સૂતર કાંતવા અને વણવાના ધંધામાં પરિવર્તન. મિલોની સ્થાપના, તેથી વધુ માલની પેદાશ. લોખંડ અને કોલસાના ધંધામાં પણ ક્રાંતિ. એ ઉદ્યોગધંધામાં ઇંગ્લંડના ઉત્તર અને મધ્યભાગ આગળ પડ્યા અને તેમાં વસ્તીની વૃદ્ધિ. ઘરગથુ ધંધા બંધ પડ્યા તેને લીધે અને યાંત્રિક શક્તિથી થોડા માણસોને હાથે ઘણું કામ થવા માંડ્યાથી બેકારી વધી.

(૩) **વહેવારના સાધનોમાં સુધારા**—બ્રિડલે નામના ગૃહસ્થે નહેરો ખોદી (૧૭૬૧).

મૅકૅડમ નામના ઇજનેરે પાકા રસ્તા બનાવવાની નવી રીત શોધી કાઢી અને તે રીતથી ઘણા નવા રસ્તા બાંધવામાં આવ્યા.

વરાળથી ચાલતી આગબોટ (૧૮૧૨). સ્ટીવનસનની જમીનપર ચાલતાં ઍંજિનની શોધ અને લિવરપૂલ અને મૅંચેસ્ટર વચ્ચે પહેલી રેલ્વે ચાલુ થઈ (૧૮૩૦). વહેવારના સાધનો સુધર્યાથી વેપારની વૃદ્ધિ.

**સામાજિક સ્થિતિ**

**જનસમાજ**—વસ્તીનો સુધારો. રાજદ્વારી સત્તા જમીનદારોના હાથમાં.

**શહેરોની વૃદ્ધિ**—ઔદ્યોગિક ક્રાંતિને લીધે શહેરોની વૃદ્ધિ.
**ધાડ, ચોરી અને તે માટે બંદોબસ્ત**—ચોર, લૂંટારાઓનો ઉપદ્રવ. રખેવાળો નાલાયક. ગુના માટે નિર્દય શિક્ષા.

**તુરંગો**—જેલો અંધારી, રોગવાળી. ગુનેગારોને સુધારવાને બદલે કેદીઓપર વેર લેવા માટે જેલો છે એવી તે કાળે સમજ.

**રમતગમત, વ્યસન વગેરે**—નાટકો જોવાનો શોખ. જુગારની લત મોટા પ્રમાણમાં. ટંટા, લડાઈ પતાવવા માટે દ્વંદ્વયુદ્ધ કરવું એ માનભરેલું ગણાતું. રંગબેરંગી પોશાકને બદલે સાદા પોશાક તરફ વલણ. અઢારમી સદીને અંતે તરવાર લટકાવવાને બદલે ડાંગ, લાકડી રાખવાનો રિવાજ ચાલુ થયો.

**ધાર્મિક વૃત્તિ**—ધર્મતરફ બેદરકારી. ધાર્મિક વૃત્તિ જાગૃત કરવા માટે જૉન વેલ્સ્લીની કોશિશ. મેથૉડિસ્ટ પંથની સ્થાપના.

**સાહિત્ય**—વિદ્વાન્ પંડિત જૉન્સનનો શબ્દકોશ. ઇતિહાસકાર ગિબન. નવલકથાકાર સ્કૉટ અને કવિ બાયરન અને ગોલ્ડસ્મિથ.

**બ્રિટિશ સામ્રાજ્ય**

ઉત્તર અમેરિકામાં બ્રિટિશ સંસ્થાનો સ્વતંત્ર થયાં, પણ કૅનેડા અને વેસ્ટ ઇંડીઝ બેટો અંગ્રેજોને તાબે. દક્ષિણ આફ્રિકામાં કેપ કૉલોની સંસ્થાન મળ્યું (૧૮૦૬). ઑસ્ટ્રેલિઆ અને ન્યૂઝીલંડની શોધ (૧૭૭૦). હિંદુસ્થાનમાં બ્રિટિશ તાબાના મુલકની વૃદ્ધિ.

# પરિશિષ્ટ ૧

## ૧૮ મા સૈકાના પ્રસિદ્ધ પુરુષો

**રૉબર્ટ વૉલ્પોલ** (૧૬૭૬–૧૭૪૫):—રૉબર્ટ વૉલ્પોલનો જન્મ ૧૬૭૬ માં નૉર્ફોક પરગણામાં થયો હતો. તે ૨૪ મે વર્ષે પાર્લમેન્ટનો સભાસદ થયો હતો. તે વ્હિગ પક્ષનો હતો. નાણાંસંબંધી બાબતોમાં તે ઘણો હોશિયાર હતો. પ્રખ્યાત સેનાપતિ માર્લબરોની તેના પર ઘણી મહેરબાની હતી, તેથી એનની કારકીર્દીમાં કેટલાક વર્ષ તેને પ્રધાનમંડળમાં લેવામાં આવ્યો હતો. ૧ લા જ્યૉર્જના વખતમાં સાઉથ સી કંપનીની રાષ્ટ્રીય કરજ આપવાની જે યોજના હતી તેની વિરુદ્ધ વૉલ્પોલ અસલથી જ હતો. ૧૭૨૧ માં જ્યારે કંપનીએ દેવાળું કાઢ્યું અને તેથી હજારો શેર લેનારાઓને નુકસાન થયું અને ઇંગ્લંડની પત પણ ગઈ, ત્યારે વૉલ્પોલે બહાર પડી ઇંગ્લંડની આબરૂ બચાવી અને બન્યા તેટલા લોકોને બચાવ્યા. ૧ લા જ્યૉર્જે તેને પોતાનો પ્રધાન બનાવ્યો. જ્યૉર્જ કારભારમાં માથું મારતો નહોતો તેથી વૉલ્પોલના હાથમાં સર્વ સત્તા આવી હતી. તે ઉપરથી તે ઇંગ્લંડનો પહેલો વડો પ્રધાન કહેવાયો છે. અને મુખ્ય પ્રધાનના નેતૃત્વ નીચે પ્રધાનમંડળ મારફત રાજ્યકારભાર કરવાની પદ્ધતિ—કૅબિનેટ પદ્ધતિ—શરૂ થઈ. પોતાના જ હાથમાં સર્વ સત્તા રહે તે માટે તેના કરતાં વધારે હોશિયાર માણસોને તે પ્રધાનમંડળમાં નીમતો જ નહિ. ૧૭૨૧ થી ૧૭૪૨ સુધી ચાલુ ૨૧ વર્ષ તે ઇંગ્લંડનો મુખ્ય પ્રધાન હતો. પોતાના જ હાથમાં બધી સત્તા રાખવા માટે તે

લાંચરૂશ્વત પણ આપતો હતો. 'પૈસાથી સર્વ કોઈ વશ થઈ શકે છે' એમ તે વારંવાર કહેતો. ઇંગ્લંડના ઉદ્યોગધંધા અને વેપાર વધારવા માટે તેણે આયાત અને નિકાસની ઘણી જણસોપરની જકાત કમી કરીને ઉદ્યોગધંધાને ઉત્તેજન આપ્યું. તેથી વેપારની વૃદ્ધિ થઈ. તે શાંતતાવાદી હતો. તેથી બનતાં સુધી યુદ્ધોથી દૂર રહેતો. પણ તેની એ શાંતિની રાજ્યનીતિને લીધે લોકમત તેની વિરુદ્ધ થયો હતો. ત્યારે તેણે ૧૭૩૯ માં સ્પેન સામે લડાઈ જાહેર કરી. પણ એ લડાઈમાં તેની અપકીર્તિ થઈ અને પ્રજામત તેની સામે ઘણો ઉશ્કેરાયો, તેથી તેણે મુખ્ય પ્રધાનપદનું રાજીનામું આપ્યું (૧૭૪૨). ત્યારપછી તેને ઑકસફર્ડનો અર્લ બનાવવામાં આવ્યો. પછી ૧૭૪૫ માં તે મરણ પામ્યો.

**વિલિઅમ પિટ (મોટો) ચેથામનો અર્લ** (૧૭૦૮–૧૭૭૮):—વિલિઅમ પિટ ૧૭૦૮ માં જન્મ્યો હતો. ૧૭૩૫ માં તે પાર્લમેન્ટનો સભાસદ થયો. તે ઉત્તમ વકતા હતો. અને પોતાનાં ભાષણ અને સમયસૂચકતાથી સર્વના ઉપર તે સારી છાપ પાડી શકતો હતો. તે વ્હિગ પક્ષનો હતો, પણ તે વખતના વ્હિગ મુખ્ય પ્રધાન વૉલ્પોલની સર્વ સત્તા પોતાના જ હાથમાં રાખવાની નીતિ, અને લાંચરૂશ્વતથી રાજ્યકારભાર ચલાવવાની પદ્ધતિ તેને ગમતી ન હોવાથી તે વૉલ્પોલના કારભારપર કડક ટીકા કરતો હતો. તેથી વૉલ્પોલની વિરુદ્ધ પાર્ટીનો તે નેતા થઈ પડ્યો. તે ઘણો લોકપ્રિય થયો હતો. પેલ્હામ જ્યારે વડો પ્રધાન થયો ત્યારે તેણે પિટને પોતાના પ્રધાનમંડળમાં લીધો. ૧૭૫૬ માં સપ્તવાર્ષિક યુદ્ધ શરૂ થયું અને તેમાં ફ્રાન્સને હાથે ઇંગ્લંડ સર્વત્ર હારતું હતું ત્યારે પિટને પ્રધાન-મંડળમાં લો એવી માગણી સર્વ તરફથી થઈ રહી, ત્યારે ન્યૂ કૅસલે તેને પોતાના મંત્રીમંડળમાં લીધો, અને ફ્રાન્સને હરાવવા માટે લડાઈ માટેની સર્વ વ્યવસ્થા તેને સોંપી. તેણે અમેરિકા, હિંદુસ્થાન વગેરે લડાઈને ઠેકાણે યોગ્ય માણસો અને જોઈતી યુદ્ધસામગ્રી મોકલી ફ્રેંચોનો પરાજય કર્યો. ત્રીજા જ્યૉર્જ રાજાએ તેની સૂચના પ્રમાણે સ્પેન સામે લડાઈ જાહેર કરી નહિ ત્યારે તે પ્રધાનમંડળમાંથી નીકળી

ગયો (૧૭૬૧), અમેરિકામાંના ઇંગ્લિશ સંસ્થાનો અને માતૃભૂમિ વચ્ચે ટંટો શરૂ થયો ત્યારે સંસ્થાનવાસીઓની સંમતિ વિના તેમના પર કર મૂકવા જોઈએ નહિ એવો મત પિટે જાહેર કર્યો હતો. ત્યારપછી તેને ચેથામનો અર્લ બનાવવામાં આવ્યો. છેવટે ટંટો વધી યુદ્ધ શરૂ થયું અને એ યુદ્ધમાં આખરે ઇંગ્લંડની હાર થઈ, ત્યારે સંસ્થાનવાસીઓએ જાહેર કરેલી સ્વતંત્રતા કબૂલ રાખવી કે નહિ એ પ્રશ્ન પાર્લમેન્ટ સમક્ષ આવ્યો. તે વખતે પિટે (ચેથામે) સંસ્થાન-વાસીઓ જે રાજ્યદ્વારી હક્કો માગે તે આપવા, પણ તેમને બ્રિટિશ સામ્રાજ્યમાંથી નીકળી જવા દેવા જોઈએ નહિ એવું ભાષણ ઉમરાવોની સભામાં કર્યું. ભાષણ કરતાં કરતાં જ સભાગૃહમાં મૂર્છા ખાઈ તે જમીનપર પડ્યો. પછી થોડા દિવસ રહી તે મરણ પામ્યો (૧૭૭૮).

**જ્યૉર્જ વૉશિંગટન** (૧૭૩૨–૧૭૯૯):—જ્યૉર્જ વૉશિંગટન અમેરિકામાં વર્જિનિઆ સંસ્થાનમાં ૧૭૩૨ માં જન્મ્યો હતો. નાન-પણમાં તેણે લશ્કરી શિક્ષણ લઈ સૈન્યમાં નોકરી કરી હતી અને ઉંચા હોદ્દાની જગાસુધી ચડ્યો હતો. સપ્તવાર્ષિક યુદ્ધમાં અમેરિકાના ફ્રેંચ સંસ્થાનવાસીઓ સાથેની લડાઈમાં તેણે સારી નામના મેળવી હતી પણ પછી લશ્કરી નોકરી છોડી દઈ વર્જિનીઆ સંસ્થાનની ધારાસભામાં દાખલ થઈ તેણે સારૂં કામકાજ કર્યું હતું. તે બડો મુત્સદ્દી હતો અને સર્વેનો તેના પર પ્રેમ હતો. અમેરિકાના બ્રિટિશ સંસ્થાનોએ ઇંગ્લંડવિરુદ્ધ લડાઈ શરૂ કરી ત્યારે સંસ્થાનવાસીઓએ તેને પોતાના સૈન્યનો સેનાપતિ નીમ્યો. આ લડાઈમાં તેનું યુદ્ધકૌશલ્ય સારી રીતે દેખાઈ આવ્યું. ઉત્તમ યુદ્ધકુશળતા, સારા રાજનીતિજ્ઞપણાં, નિઃસ્પૃહતા અને કાર્યદક્ષતાના ગુણોથી તે લોકમાં સારૂં માન પામ્યો હતો. સંસ્થાનવાસીઓએ જ્યારે પોતાની સ્વતંત્રતા જાહેર કરી સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું, ત્યારે તેઓએ વૉશિંગટનને પોતાના પ્રજાસત્તાક રાજ્યનો બે વાર અધ્યક્ષ નીમ્યો હતો. ૧૭૯૭ પછી રાજ્યદ્વારી જિંદગીમાંથી વાનપ્રસ્થ થઈ ૧૭૯૯ માં તે મરણ પામ્યો.

**એડમંડ બર્ક** (૧૭૨૯–૧૭૯૭):—ત્રીજા જ્યૉર્જની કારકિર્દીમાં

નામાંકિત વક્તા, ઉત્તમ લેખક અને રાજનીતિજ્ઞ પુરુષ તરીકે એડમંડ બર્કે સારી નામના મેળવી હતી. તેનો જન્મ ૧૭૨૯ માં થયો હતો. ૧૭૬૬ માં તે પાર્લમેન્ટનો સભાસદ થયો. એ વ્હિગ પક્ષનો હતો. ઇંગ્લંડને સંસ્થાનો સાથે લડાઈ થઈ ત્યારે સંસ્થાનોની સંમતિ વિના તેમના પર કર મૂકવો જોઇએ નહિ એવો મત બર્કે જાહેર કર્યો હતો. આમની સભાના જે સભાસદોએ વૉરન હેસ્ટિંગ્ઝ સામે ખટલો ઉભો કર્યો હતો તેમાં એડમંડ બર્ક મુખ્ય હતો. ૧૭૮૯ માં જ્યારે ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ થઈ અને ક્રાંતિકારી લોકોને હાથે ઘણો અત્યાચાર થવા લાગ્યો ત્યારે ક્રાંતિનો પવન ઇંગ્લંડમાં વાય નહિ તે માટે અને ફ્રાન્સની ક્રાંતિ વિરુદ્ધ ઇંગ્લિશ પ્રજામત ઉશ્કેરવા માટે તેણે 'ફ્રાન્સની રાજ્યક્રાંતિ વિષે વિચારો' (Reflections on the French Revolution) નામનું પુસ્તક લખ્યું. બર્ક ૧૭૯૭ માં મરણ પામ્યો.

**વિલિઅમ પિટ (નાનો)** (૧૭૫૯–૧૮૦૬):—વિલિઅમ પિટ મોટા વિલિઅમ પિટ, ચેધામના અર્લનો છોકરો થતો હતો. તે ૨૪ વર્ષની નાની ઉંમરે ઇંગ્લંડનો વડો પ્રધાન થયો હતો (૧૭૮૩). એ ટોરી પક્ષનો હતો. તે વાદવિવાદ કરવામાં ઘણો હોશિયાર અને કાર્યદક્ષ હોવાને લીધે તેણે સર્વપર સારી છાપ પાડી હતી. તેણે ૧૭૮૩–૧૮૦૧ અને ૧૮૦૪–૧૮૦૬, એમ વીસ વર્ષ સુધી પ્રધાનવટું કર્યું હતું. તેના પ્રધાનવટાં દરમ્યાન તેણે હિંદુસ્થાનના રાજ્યકારભાર સંબંધમાં 'પિટનું ઇંડિઆ બિલ' (૧૭૮૪), આઇરિશ અને ઇંગ્લિશ પાર્લમેન્ટનું એકીકરણ બિલ (૧૮૦૦), વગેરે કાયદા કર્યા હતા. તેમ જ ગુલામોનો વેપાર બંધ કરાવવા મથન કરનાર વિલિઅમ વિલ્બરફોર્સને તેણે ઘણી સહાય કરી હતી. આઇરિશ રોમન કૅથૉલિક લોક પરના ધાર્મિક પ્રતિબંધો દૂર કરવા જોઈએ એવો તેનો મત હતો, પણ જ્યૉર્જ રાજાની હઠને લીધે એ બાબતમાં તે કંઈ કરી શક્યો નહિ. એનાં પ્રધાનવટાં દરમ્યાન ફ્રાન્સ સાથે યુદ્ધ ચાલ્યું હતું. ત્યારે ક્રાંતિકારક વિચારો ઇંગ્લંડમાં પ્રસરે નહિ તે માટે તેણે ઘણી ખબરદારી રાખી હતી અને ફ્રાન્સ સાથે લડાઈ ચાલુ રાખી નેપોલીઅનની બાજી ધૂળધાણી કરવા તેણે ઘણો પરિશ્રમ લીધો હતો.

તે ૧૮૦૬ માં મરણ પામ્યો.

**હૉરેશિઓ નેલ્સન** (૧૭૫૮-૧૮૦૫) :—ઉત્તમ નાવિક, પ્રખ્યાત નૌકાસેનાપતિ અને ઇંગ્લંડપર દરીઆઈ સવારી લાવવાની નેપોલીઅનની બાજીને તોડી પાડનારો આ નામાંકિત પુરુષ ત્રીજા જ્યૉર્જની કારકિર્દીમાં થઈ ગયો. નેલ્સનનો જન્મ ૧૭૫૮ માં થયો હતો. નાનપણથી જ તેને દરીઆઈ મુસાફરી કરવાનો શોખ હતો. તે માટે તેણે નૌકાસૈન્ય ખાતામાં નોકરી લીધી હતી અને એ ખાતામાં છેક હલકી પાયરીએથી ઉંચામાં ઉંચા હોદ્દા સુધી તે ચડવા પામ્યો હતો. ૧૭૯૩ માં ફ્રાન્સ સાથે લડાઈ શરૂ થયા પછી તેણે ૧૭૯૭ માં સેંટ વિન્સેન્ટ આગળ ફ્રેન્ચ અને સ્પૅનિશ અરમારને, નાઇલની લડાઈમાં (૧૭૯૮) ફ્રેંચ અરમારને અને કોપનહેગન્ આગળ (૧૮૦૧) ડચ અરમારને હરાવી. નેપોલીઅને ઇંગ્લંડપર સવારી કરવા માટે ફ્રેંચ અને સ્પૅનિશ અરમાર એકઠી કરી ત્યારે નેલ્સને ટ્રફાલ્ગરની લડાઈમાં એ સંયુક્ત અરમારના ફુરચા ઉડાવી દીધા હતા (૧૮૦૫). પણ એ લડાઈમાં લડતાં લડતાં જખમી થઈ તે મરણ પામ્યો. "દરેક અંગ્રેજ ગૃહસ્થ પોતાની ફરજ બજાવે એવી ઇંગ્લંડ અપેક્ષા રાખે છે" એમ તે બોલ્યો હતો, અને તે પ્રમાણે પોતાની ફરજ બજાવતાં બજાવતાં જ તે મરણ પામ્યો.

**વિલિઅમ વિલ્બરફોર્સ** (૧૭૫૯-૧૮૩૩):—ઇંગ્લંડમાં અને આખી દુનીઆમાં ગુલામગીરીનો વેપાર અને ગુલામી નોકરી બંધ કરાવવા જે જે ગૃહસ્થોએ અહર્નિશ મહેનત કરી હતી તેઓમાં વિલિઅમ વિલ્બરફોર્સ મુખ્ય હતો. એ ૧૭૮૦ માં પાર્લમેન્ટમાં દાખલ થયો હતો. ઇંગ્લંડનો મુખ્ય પ્રધાન નાનો પિટ તેનો મિત્ર થતો હતો. પાર્લમેન્ટના સભાસદ થતાં તેણે ગુલામોનો વેપાર બંધ કરાવવા ખટપટ શરૂ કરી, પણ શરૂઆતમાં તેને ફત્તેહ મળી નહિ, કારણ કે એ વેપાર કરનારા વેપારીઓને એ ધંધો બંધ થવાથી ઘણું નુકસાન થાય એમ હતું અને એ વેપારીઓના લાગવગવાળા માણસો પાર્લમેન્ટના સભ્યો હતા. પણ તેથી નિરાશ ન થતાં વિલ્બરફોર્સે પોતાનો પ્રયત્ન ચીવટાઇથી ચાલુ રાખ્યો અને આખરે તેને ફત્તેહ

મળી. ૧૮૦૭ માં પાર્લમેન્ટે ગુલામોનો વેપાર બંદ કરવાનો કાયદો પસાર કર્યો. આ દયાળુ કામ ઉપરાંત વિલ્બરફોર્સ બીજાં ઘણાં સામાજિક હિતનાં કામ કરતો હતો. વિલિઅમ પિટ, બર્ક, ફૉક્સ વગેરે તે વખતના મુખ્ય નેતાઓ તેના મિત્ર થતા હતા. ૧૮૨૪ માં વૃદ્ધાવસ્થાને લીધે સાર્વજનિક કામો કરવામાંથી તે ફારગ થયો. તેમ છતાં તેણે માથે લીધેલું કામ પાર પડ્યું અને ૧૮૩૩ માં પાર્લમેન્ટે ગુલામગિરીનો રિવાજ આખા બ્રિટિશ સામ્રાજ્યમાં બંધ કરવાનો કાયદો ઘડ્યો. આગળ જતાં દુનીઆનાં બીજાં રાજ્યોએ પણ પોતપોતાના મુલકમાં એ ધંધો બંધ પાડ્યો. વિલિઅમ વિલ્બરફોર્સ ૧૮૩૩ માં મરણ પામ્યો.

**નેપોલીઅન બોનાપાર્ટ** (૧૭૬૯–૧૮૨૧):—ફ્રાન્સની દક્ષિણે ભૂમધ્ય સમુદ્રમાં આવેલા ફ્રાન્સના તાબામાં કૉર્સિકા બેટમાં ૧૭૬૯ માં નેપોલીઅનનો જન્મ થયો હતો. લશ્કરી શિક્ષણ લેવા માટે તેને નાનપણથી જ પૅરિસ લશ્કરી શાળામાં મોકલવામાં આવ્યો હતો. ત્યા શિક્ષણ પૂરૂં કરી એ લશ્કરી નોકરીમાં દાખલ થયો અને વીસ વર્ષની ઉંમરે તો કૅપ્ટનના હોદ્દા સુધી ચડ્યો. ફ્રાન્સમાં જ્યારે રાજ્યક્રાંતિ થઈ ત્યારે શત્રૂઓ સામે ટૂલોનનો બચાવ કરવામાં (૧૭૯૪), અને પૅરિસમાં હુલ્લડ બેસાડી દેવામાં (૧૭૯૫) તેણે ઘણી બહાદુરી બતાવી. તેથી ડિરેક્ટરીએ તેને સેનાપતિ નીમી ઇટલીની સવારી પર મોકલ્યો. ત્યાં ઘણું પરાક્રમ કરી તેણે ઑસ્ટ્રિઅન સૈન્યનો પરાજય કર્યો (૧૭૯૭). ત્યારપછી તેણે ઈજિપ્ટ અને સીરિઆપર સવારી કરી (૧૭૯૮). ત્યાંથી ફ્રાન્સ પાછો ફર્યો ત્યારે તેની લોકપ્રિયતા ઘણી વધી ગઈ. ત્યારપછી તેણે ડિરેક્ટરીને ઉથલાવી પાડી સર્વ સત્તા પોતાના હાથમાં લીધી (૧૭૯૯) અને તે ફ્રાન્સમાં લોકસત્તાક રાજ્યનો અધ્યક્ષ (કૉન્સલ) નીમાયો. પછી ૧૮૦૦ માં તે ઇટલી ગયો અને ત્યાં તેણે ઑસ્ટ્રિઅનોને હરાવ્યા. તેણે ફ્રાન્સના અંતસ્થ કારભારમાં ઘણા અગત્યના સુધારા કર્યા. તેણે નહેરો ખોદાવી, નવી નવી શાળાઓ કાઢી, અને 'કોડ નેપોલીઅન' નામનો કાયદાનો સંગ્રહ કરાવ્યો. ૧૮૦૪ માં તેણે રોમના પોપ પાસે 'ફ્રેન્ચોનો

શહેનશાહ' નામ ધારણ કરી રાજ્યાભિષેક કરાવ્યો. પછી આખા યુરોપ અને ઇંગ્લંડ ઉપર પોતાની સત્તા સ્થાપવા પ્રયત્ન શરૂ કર્યો. ઇંગ્લંડ ઉપર દરીઆઈ સવારી લઈ જવાની કોશિશ કરી, પણ ટ્રફાલ્ગરની લડાઈમાં (૧૮૦૫) ફ્રેન્ચ અને સ્પૅનિશ આરમારને નેલ્સને હરાવી તેથી તેની ઇચ્છા પાર પડી નહિ. પણ જમીનપર ઑસ્ટર્લિટ્ઝની લડાઈમાં ઑસ્ટ્રિઆને, જીનાની લડાઈમાં (૧૮૦૬) પ્રશિઆને, અને ફ્રીડલંડની લડાઈમાં રશિઆને તેણે હાર આપી. એટલે ઇંગ્લંડ સિવાય આખા યુરોપ ઉપર તેની સત્તા બેઠી. તેણે પોતાના એક ભાઈને સ્પેનનો, બીજાને હૉલંડનો અને એક સગાને નેપલ્સનો રાજા બનાવ્યો. ઇંગ્લંડના વેપારને ધોકો પહોંચાડવા માટે તેણે બર્લિન શહેરમાંથી એક ફરમાન (બર્લિન ડિક્રી) કાઢ્યું, અને તેના તાબાના બધા દેશોને ઇંગ્લંડની સાથે વેપાર નહિ કરવાનું ફરમાવ્યું. પણ દરીઆ ઉપર ઇંગ્લંડની સત્તા હોવાને લીધે આ ફરમાનથી તો યુરોપના દેશોને જ વેપારની બાબતમાં નુકસાન થવા લાગ્યું. ત્યારે એ ફરમાન પ્રમાણે નહિ ચાલવાનો યુરોપના કેટલાક દેશોએ ઠરાવ કર્યો. સ્પેનમાં અને પોર્ટુગલમાં લોકો નેપોલીઅનની સત્તા વિરુદ્ધ ઉઠ્યા અને ઇંગ્લંડે સર આર્થર વેલેસ્લી (વેલિંગટન) ની સરદારી નીચે એક લશ્કર તેમને મદદ કરવા મોકલ્યું. સ્પેનમાં સ્પૅનિશ અને ઇંગ્લિશની સામે લડવા એક સૈન્ય મોકલી નેપોલીઅન પોતે પાંચ લાખ સૈનિકોનું સૈન્ય લઈ રશિઆ ઉપર સવારી લઈ ગયો (૧૮૧૨). પણ એ સવારીમાં તેના હાલહવાલ થઈ ગયા અને તેને પાછું ફરવું પડ્યું. રસ્તામાં આવતાં તેને લિપઝિક આગળ ઑસ્ટ્રિઆ, પ્રશિઆ અને રશિઆએ હરાવ્યો. સ્પેન અને પોર્ટુગલમાં પણ નેપોલીઅનના લશ્કરની હાર થવાથી તેને ત્યાંથી નાસી જવું પડ્યું. આખરે મિત્રરાજ્યો ચોગરદમથી પૅરિસ સુધી આવી પહોંચ્યાં અને તેમણે નેપોલીઅનને પદભ્રષ્ટ કરી એલ્બાના ટાપુમાં કેદી કરી રાખ્યો (૧૮૧૪). પણ એક વર્ષમાં જ નેપોલીઅન ત્યાંથી નાઠો, અને મોટું સૈન્ય એકઠું કરી અંગ્રેજો અને પ્રશિઅનોને હરાવવા માટે બેલ્જિઅમ તરફ ગયો. વેલિંગટને ઇંગ્લિશ અને પ્રશિઅન સૈન્યોની

મદદથી વોટરલૂની લડાઈમાં તેનો પરાજય કર્યો (૧૮૧૫ જુન). મિત્રરાજ્યોએ તેને કેદ કરી સેંટ હેલીનાના ટાપુમાં મોકલી દીધો. ૧૮૨૧ માં ત્યાં તે મરણ પામ્યો.

**વેલિંગટન**:—(સર આર્થર વેલેસ્લી ૧૭૬૯–૧૮૫૨) શૂરવીર યોદ્ધો, કુશળ સેનાપતિ અને મોટા મુત્સદ્દીમાં વેલિંગટનની ગણના કરવામાં આવે છે. આર્થર વેલેસ્લીનો જન્મ ૧૭૬૯ માં થયો હતો. નાનપણથી જ લશ્કરી તાલીમ લઈ તે લશ્કરમાં જોડાયો હતો. પહેલપ્રથમ તેને હિંદુસ્થાન મોકલવામાં આવ્યો અને અહીં ઘણી લડાઈઓમાં તેણે અદ્દભૂત પરાક્રમો કર્યાં. તેણે ૧૮૦૫ માં હિંદુસ્થાન છોડ્યું. પછી ફ્રેંચ સૈન્યો સામે લડવા માટે તેને સ્પેન અને પોર્ટુગલ મોકલવામાં આવ્યો (દ્વીપકલ્પના યુદ્ધમાં), ત્યાં તેણે માર્શલ સૂલ્ટની સરદારી નીચેના ફ્રેંચ સૈન્યોને ઘણી લડાઈઓમાં હરાવ્યાં અને છેવટે સ્પેનમાંથી તેમને હાંકી કાઢ્યાં (૧૮૧૪). ૧૮૦૯ માં ટેલાવેરાની લડાઈમાં અદ્દભૂત પરાક્રમ કરવા માટે તેને ડ્યૂક ઑફ વેલિંગટન બનાવવામાં આવ્યો હતો. ત્યાર પછી તેણે રાજ્યકારભારમાં લક્ષ આપવા માંડ્યું. ૧૮૨૮ થી ૧૮૩૦ સુધી તે ઇંગ્લંડનો વડો પ્રધાન હતો. રોમન કૅથૉલિક લોકોપરના પ્રતિબંધો દૂર થવાં જોઈએ નહિ અને પાર્લમેન્ટમાં સુધારાની જરૂર નથી એવો તેનો અભિપ્રાય હતો. તોપણ પ્રજામત તેને વિરુદ્ધ થયો ત્યારે તેને તેનો વિરોધ છોડવો પડ્યો હતો. ૧૮૪૨ થી મરણ સુધી તેને ઇંગ્લંડનો સેનાપતિ નીમવામાં આવ્યો હતો. તે ૧૮૫૨ માં ૮૩ વર્ષની ઉંમરે મરણ પામ્યો.

# પરિશિષ્ટ ૨

## ૧૮ મા સૈકાના અગત્યના પ્રશ્નો

૧ ૧ લા જ્યૉર્જ અને ૨ જા જ્યૉર્જ રાજાની કારકીર્દીમાં કૅબિનેટ પદ્ધતિથી કારભાર ચલાવવાની રૂઢિ કેમ રૂઢ થઈ તે કહો.

૨ ઑસ્ટ્રિઆની ગાદીના વારસાનું યુદ્ધ શા કારણથી થયું અને તેમાં ઇંગ્લંડને શું હિતસંબંધ હતો તે કહો.

૩ ૧૮ મી સદીમાં વેપાર, સંસ્થાનો અને તાબાના મુલકો માટે ઇંગ્લંડને કયા કયા દેશો સાથે લડવું પડ્યું અને તેનું પરિણામ શું આવ્યું ?

૪ સપ્તવાર્ષિક યુદ્ધનાં કારણો કયાં કયાં ? એ યુદ્ધમાં કઈ કઈ અગત્યની લડાઈઓ થઈ હતી અને તેમાં કોણે કોણે પરાક્રમ કર્યાં હતાં ? એ યુદ્ધથી શું શું પરિણામ થયાં ?

૫ નીચેની બાબતો વિષે ટૂંકી હકીકત આપો :—

(૧) સાઉથ સી બબલ (૨) બાર્લિન ડિક્રી અને ઑર્ડર્સ ઇન કાઉન્સિલ (૩) ડિરેક્ટરી (૪) ૧૭૧૫ અને ૧૭૪૫ ના જૅકોબાઇટ બળવા (૫) વિલ્કસ પ્રકરણ.

૬ ત્રીજા જ્યૉર્જનો સ્વભાવ અને ધોરણ કેવાં હતાં અને તેથી ઇંગ્લંડને શું ફાયદા ગેરફાયદા થયા ?

૭ નીચે લખેલા પુરુષો વિષે માહિતી આપો :—

(૧) વૉલ્પોલ (૨) મોટો પિટ (૩) નાનો પિટ (૪) જ્યૉર્જ વૉશિંગટન (૫) નેપોલીઅન (૬) વેલિંગટન (૭) વિલ્બરફોર્સ (૮) વેલ્સ્લી.

૮ ઇંગ્લંડ અને તેનાં સંસ્થાનો વચ્ચે લડાઈ થવાનાં કારણો કયાં કયાં હતાં ? એ યુદ્ધમાં કોણે કોણે કેવાં કેવાં પરાક્રમો કર્યાં હતાં ? એ યુદ્ધનું પરિણામ શું આવ્યું ?

૯ ફ્રાન્સની રાજ્યક્રાંતિનાં કારણો આપો. એ રાજ્યક્રાંતિથી ફ્રાન્સમાં શું શું ફેરફારો થયા ? એ ક્રાંતિ સંબંધમાં ઇંગ્લંડનું ધોરણ કેવું હતું ? એ ધોરણને અનુસરી ઇંગ્લંડે શું ઉપાયો યોજ્યા હતા ?

૧૦ ફ્રાન્સ સાથેના એ યુદ્ધમાં કઈ કઈ અગત્યની લડાઈઓ થઈ હતી અને તેમાં કોણે કોણે ખાસ પરાક્રમો કર્યાં હતાં ?

૧૧ નેપોલીઅનની અંતે હાર થવાનું કારણ શું ?

૧૨ ઔદ્યોગિક ક્રાંતિ એટલે શું ? એ ક્રાંતિ શાથી થઈ અને તેના શું પરિણામ આવ્યાં ?

૧૩ ૧૮ મા સૈકામાં ઇંગ્લંડ અને આયર્લંડનો સંબંધ કેવો હતો? એ બંને દેશની પાર્લમેન્ટ ક્યારે અને શા કારણથી જોડાઇ ગઇ? એ એકીકરણથી શું પરિણામ થયું?

૧૪ ૧૮ મા સૈકામાં ઇંગ્લંડના સામ્રાજ્યમાં વૃદ્ધિ કેવી રીતે થઈ તે કહો.

૧૫ ૧૮ મા સૈકામાં ઇંગ્લંડની સામાજિક સ્થિતી કેવી હતી તે કહો.

૧૬ ૧૬૮૮ ની ઇંગ્લંડની અને ૧૭૮૯ ની ફ્રાન્સની રાજ્યક્રાંતિની સરખામણી કરો.

# પ્રકરણ ૨૨ મું

—:o:—

## ચોથો જ્યૉર્જ

**જન્મ ૧૭૬૨; રાજ્યારોહણ ( ૫૮ મે વર્ષે ) ૧૮૨૦; મૃત્યુ ૧૮૩૦**

( ૧૮૨૦–૧૮૩૦ )

**અગત્યની સાલો—**

૧૮૨૦ કેટોસ્ટ્રીટનું કાવતરું.
૧૮૨૧–૧૮૨૭ ગ્રીસ અને ટર્કી વચ્ચે યુદ્ધ.
૧૮૨૯ આયર્લંડમાં રોમન કૅથૉલિક લોકોપરના રાજદ્વારી પ્રતિબંધો કાઢી નાંખવામાં આવ્યા.

**૪ થો જ્યૉર્જ :**—ત્રીજા જ્યૉર્જ પછી તેનો મોટો છોકરો ચોથો જ્યૉર્જ ૫૮ વર્ષની ઉંમરે ગાદીપર આવ્યો. ગાદીપર બેઠો તે પૂર્વે ત્રીજો જ્યૉર્જ ગાંડો થવાને લીધે નવ વર્ષ સુધી તેણે રાજ્યકારભાર ચલાવ્યો હતો. તે આળસુ, સ્વચ્છંદી, લહેરી અને મોજમઝાનો શોકીન હતો. ગાદીપર બેઠા પછી તેણે સ્કૉટલંડ, આયર્લંડ અને હૅનોવરની મુલાકાત લીધી ત્યારે લોકોએ ઘણા ઉત્સાહથી તેનો સત્કાર કર્યો હતો.



૪ થો જ્યૉર્જ

૧૭૯૫ માં જ્યૉર્જે **કૅરોલાઈન ઑફ બ્રન્સવિક** સાથે લગ્ન કર્યું હતું. પણ ધણી ધણીઆણીને બનતું નહિ હોવાથી તેઓ જુદાં રહેતાં હતાં. કૅરોલાઈન ઇટલીમાં રહેવા ગઈ હતી. ગાદીપર આવ્યા પછી કૅરોલાઈનને ફારગતી આપવાનું બિલ પાર્લમેન્ટમાં પસાર કરાવવાનો પ્રયત્ન જ્યૉર્જે

કર્યો, પણ તેમાં તે ફાવ્યો નહિ. જ્યૉર્જ રાજા થયા પછી કૅરોલાઇન ઇંગ્લંડ આવી અને રાણી તરીકે રાજ્યાભિષેક કરાવવા તેણે પ્રયત્ન કર્યો. પણ એ પ્રયત્નમાં તેનું ઘણું અપમાન થયું, તેથી દુઃખી થઈ માંદી પડી થોડા દિવસમાં તે મરણ પામી.

**૪ થો જ્યૉર્જ અને તેના પ્રધાનો :**—ત્રીજા જ્યૉર્જની કારકિર્દીમાં ૧૮૧૨ થી ટોરી પક્ષનો લૉર્ડ લિવરપૂલ મુખ્ય પ્રધાન હતો, તેને જ જ્યૉર્જે પણ પોતાનો મુખ્ય પ્રધાન નીમ્યો. તેણે ૧૮૨૭ સુધી પ્રધાનવટું કર્યું. ત્યારપછી કૅનિંગ (૧૮૨૭), લૉર્ડ ગોડરિચ (૧૮૨૭) અને ડ્યૂક ઑફ વેલિંગટન (૧૮૨૮–૧૮૩૦), એ ટોરી પક્ષના ગૃહસ્થો એક પછી એક પ્રધાન થયા હતા. એની કારકિર્દીમાં અંતસ્થ બાબતોના પ્રધાન **સર રૉબર્ટ પીલે** અને વેપાર બાબતના પ્રધાન **હસ્કિસને** પોતપોતાના ખાતાંમાં ઘણા અગત્યના સુધારા કર્યા.

ચોથા જ્યૉર્જની કારકિર્દીમાં પાર્લમેન્ટ સંબંધે સુધારાના, રોમન કૅથૉલિક લોકપરના પ્રતિબંધ દૂર કરવાના અને વેપારના છૂટાપણાના પ્રશ્નો પાર્લમેન્ટ સમક્ષ આવવા લાગ્યા અને એ પ્રશ્નો સંબંધે મંત્રીમંડળમાં મતભેદ થવા લાગ્યો અને તેને લીધે આગળ જતાં ટોરી પક્ષમાં પેટા પક્ષો પડવા લાગ્યા.

**કેટોસ્ટ્રિટનું કાવતરું ૧૮૨૦ :**—૪ થો જ્યૉર્જ ગાદી પર આવ્યો તે અરસામાં વેપારની મંદી, બેકારી અને દુકાળને લીધે ગરીબ વર્ગના લોકોની સ્થિતિ ઘણી માઠી થઈ ગઈ હતી. રાજાના પ્રધાનો સારી રીતે રાજ્યકારભાર ચલાવતા નથી, તેથી જ આપણી આવી દુઃખદાયી સ્થિતિ થઈ છે એમ ઘણા લોકો માનતા હતા. એ વર્ગના લંડનના કેટલાક મગજના ફાટેલા માણસોએ એક કાવતરું રચ્યું. થિસલવૂડ નામનો એક માણસ તેમનો આગેવાન હતો. પ્રધાનમંડળના બધા પ્રધાનોનો નાશ કરવો, લંડનની બધી તુરંગો તોડી કેદીઓને છોડી મૂકવા, બૅંક ઑફ ઇંગ્લંડપર દરોડો પાડી સરકારી તિજોરી હાથ કરી લેવી અને દેશમાં નવી રાજ્યવ્યવસ્થા કરવી એવી આ તરકટીઆઓની ધારણા હતી. પણ એ તરકટ પકડાઈ ગયું અને થિસલવૂડ અને તેના ચાર સાથીદારોને પકડી ફાંસી દેવામાં આવી.

લંડનના કેટો સ્ટ્રીટ નામના મહોલ્લાના એક ઘરમાં આ કાવતરાંખોરો મળતા હતા તેથી એ કાવતરાંને **કેટો સ્ટ્રિટનું કાવતરું** કહે છે.

**ઇંગ્લંડમાં અંતસ્થ સુધારા, ફોજદારી ગુનાસંબંધી કાયદા**:—૧૮૨૨ માં સર રૉબર્ટ પીલ ઇંગ્લંડનો ગૃહસચિવ ( Home Secretary ) થયો. તેણે ફોજદારી ગુનાના સંબંધમાં જે દોષ હતા તે દૂર કરવા માટે પાર્લમેન્ટ પાસે કાયદો પસાર કરાવ્યો. એ કાયદો થયો તે પહેલાં લગભગ દોઢસો ગુના માટે ફાંસીની શિક્ષા રાખી હતી. તેમાંના કેટલાક ગુના તો ઘણા નજીવા હતા, જેવા કે કાળું મોં કરી રસ્તાપર ફરવું, કે વેસ્ટ મિન્સ્ટર પુલને ખરાબ કરવો, વગેરે. આવા ગુના માટે ફાંસીની શિક્ષા થતી. એ કાળની જ્યૂરીને પણ એ ઘણું અમાનુષી લાગતું હતું, તેથી કોઈપણ માણસપર એવો આરોપ મૂકાયો હોય ત્યારે તેણે ગુનો કર્યો હોય તોપણ નિર્દોષ ઠરાવી જ્યૂરી તેને છોડી મૂકતી. પીલને એવા કાયદામાં સુધારા કરવાની જરૂર જણાયાથી તેણે લગભગ સો જેટલા નજીવા ગુના માટેની ફાંસીની શિક્ષા રદ કરાવી ( ૧૮૨૪ ).

ત્યારપછી પીલે ગુના થાય નહિ અને થાય ત્યારે ગુનેગારો તાબડતોબ પકડાઈ જાય તે માટે અશક્ત, વૃદ્ધ અને નાલાયક રખેવાળોને કાઢી મૂકી તેમની જગ્યાએ કાર્યદક્ષ માણસોને નીમી 'પોલીસ પદ્ધતિ' દાખલ કરી ( ૧૮૨૯ ). એ પદ્ધતિ પીલે દાખલ કરી તેથી તે નવા પોલીસોને 'પીલર્સ' અને 'બૉબીઝ' એવાં નામ મળ્યાં.

**વેપાર અને ઉદ્યોગધંધા સંબંધે કાયદા**:—વેપારવિષયક ( બોર્ડ ઑફ ટ્રેડ ) મંત્રી **હસ્કિસને** વેપાર અને ઉદ્યોગધંધા બાબતના કાયદામાં ઘણા સુધારા કર્યા. તેણે ઘણી ચીજો પરના કર કમી કર્યા. કામદાર વર્ગના સંઘ 'ટ્રેડ્ઝ યુનિઅન' સ્થાપવાની મના હતી તે તેણે રદ કરી. તેથી કામદારો પોતપોતાના સંઘો સ્થાપી પોતાની સ્થિતિ સુધારવા શક્તિવાન્ થયા. હસ્કિસને નૌકાયાનના કાયદામાં ( Navigation Act ) પણ સુધારા કર્યા. ક્રૉમ્વેલના વખતમાં પસાર થયેલા નૌકાયાનના કાયદા રદ કરવામાં આવ્યા, તેને લીધે પરદેશી વહાણો ઇંગ્લંડના બંદરોમાં માલ લાવતાં થયાં. પરદેશથી

ઇંગ્લંડમાં આવનારા ઘણા કાચા માલપર ભારે જકાત લેવામાં આવતી હતી તે હસ્કિસને ઓછી કરી (૧૮૨૩). તેને લીધે ઇંગ્લંડના કારખાનાંવાળાઓને કાચો માલ સોંઘો મળવા લાગ્યો, તેથી પાકો માલ બનાવવાની કિંમત ઓછી થવા લાગી, તેણે બીજા દેશો સાથે **પ્રતિયોગી વેપારવિષયક સંધિઃ** (Reciprocity of Duties Bill) કરવાની પરવાનગી પાર્લમેન્ટ પાસે મેળવી. કામદાર વર્ગના લોકો પોતપોતાના સંઘ સ્થાપે તે તે કાળે ગેરકાયદેસર ગણાતું હતું. તેથી તેઓની ઉન્નતિ સારૂ એવા સંઘો સ્થાપી શકે તે માટે તેણે પાર્લમેન્ટ પાસે '**ટ્રેડ્ઝ યુનિઅન**' નામનો કાયદો પસાર કરાવ્યો (૧૮૨૪).

**વેલિંગટનનું પ્રધાનમંડળ ૧૮૨૮–૧૮૩૦ઃ**—૧૮૨૮ માં વેલિંગટન મુખ્ય પ્રધાન થયો. ૧૮૧૫ માં નેપોલીઅનનો પરાજય કર્યા પછી વેલિંગટને લશ્કરી નોકરી છોડી દીધી અને તે રાજ્ય-કારભારમાં ધ્યાન આપવા લાગ્યો. વેલિંગટન ટોરી પક્ષનો હતો, અને તેના પ્રધાનમંડળમાં પીલ અને હસ્કિસન મંત્રીઓ હતા.

**ટેસ્ટ અને કૉર્પોરેશન કાયદા રદ કરવામાં આવ્યા, ૧૮૨૮ઃ**—વેલિંગટન મુખ્ય પ્રધાન હતો ત્યારે આમની સભાના કેટલાક સભાસદોએ **ટેસ્ટ અને કૉર્પોરેશન કાયદા** રદ કરનારો કાયદાનો ખરડો પાર્લમેન્ટમાં દાખલ કર્યો. એ કાયદાઓ ૨ જા ચાર્લ્સની કાર-કિર્દીમાં પસાર થયા હતા, અને તેમાં ઇંગ્લંડના એપિસ્કોપેલિઅન પંથના નહોતા એવા નૉન કોન્ફૉર્મિસ્ટ, ડિસેન્ટર, રોમન કૅથૉલિક વગેરે પંથના લોકોને સરકારી નોકરી કરવાની મનાઈ કરવામાં આવી હતી. ત્યારે તે લોકોની સામેના પ્રતિબંધ દૂર કરવા માટે આ બિલ પાર્લમેન્ટમાં લાવવામાં આવ્યું હતું. પહેલાં વેલિંગટન ટેસ્ટ અને કૉર્પોરેશન કાયદાઓ રદ કરવાની સામે હતો, પણ છેવટે એ કાયદાઓને રદ કરવાની તેણે સંમતિ આપી (૧૮૨૮).

**કૅથૉલિક લોકોપરના પ્રતિબંધો કાઢી નાંખવામાં આવ્યા ઃ**—આ જ અરસામાં આયર્લંડમાં ડૅનિઅલ ઓકૉનેલની સરદારી નીચે એક ચળવળ શરૂ થઈ હતી. આઇરિશ રોમન કૅથૉલિક લોકોને

પાર્લમેન્ટની ચૂંટણી માટે મતાધિકાર મળ્યો હતો. તોપણ ધાર્મિક બાબતમાં ઇંગ્લંડનો રાજા ઉપરી છે એવા પાર્લમેન્ટના પ્રત્યેક સભાસદને સોગંદ લેવા પડતા હતા તેથી તે લોકો* પાર્લમેન્ટના સભાસદ થઈ શકતા નહિ. તેથી રોમન કૅથૉલિક પંથના લોકો પણ પાર્લમેન્ટના સભાસદ થઈ શકે તે માટે ડૅનિઅલ ઓકૉનેલે પ્રયત્ન શરૂ કર્યો, અને તેણે '**કૅથૉલિક ઍસોસિએશન**' નામનું એક મંડળ સ્થાપ્યું (૧૮૨૩). આ મંડળની ઝપાટાબંધ વૃદ્ધિ થતી ગઈ અને ગામેગામ તેની શાખાઓ સ્થપાઈ. આ સંઘદ્વારા આઇરિશ લોકનું સંઘટ્ટન કરવામાં આવ્યું. ડૅનિઅલ ઓકૉનેલ સરસ વક્તા હતો અને તેણે તેના ભાષણોથી આઇરિશ લોકોમાં ઘણું જોમ પેદા કર્યું. આઇરિશ રોમન કૅથૉલિકો વિરુદ્ધના સઘળા પ્રતિબંધો દૂર કરાવવા એ આ સંઘનો મુખ્ય ઉદ્દેશ હતો. પાર્લમેન્ટની સભામાં પણ આ પ્રશ્નની ચર્ચા થાય તે હેતુથી નવી પાર્લમેન્ટની ચૂંટણીમાં ડૅનિઅલ ઓકૉનેલ ક્લેર પરગણાં તરફથી ઉમેદવાર તરીકે ઉભો થયો અને તેને લોકોનો ટેકો હોવાથી તે સહેલાઇથી ચૂંટાયો. પણ તે રોમન કૅથૉલિક પંથનો હોવાથી પાર્લમેન્ટમાં સભાસદ તરીકે બેઠક લઈ શક્યો નહિ. તેથી આયર્લંડમાં ભારે ખળભળાટ થઈ રહ્યો. આ વેળા વેલિંગટન મુખ્ય પ્રધાન હતો. આઇરિશ રોમન કૅથૉલિકોપરના પ્રતિબંધો દૂર ન કરવા એવો તેનો મત હતો. પણ આયર્લંડમાં તોફાની વાતાવરણ જોઈ રોમન કૅથૉલિક ઉપરના પ્રતિબંધો જો દૂર કરવામાં નહિ આવે તો ત્યાં જબરો બળવો થયા વિના રહેશે નહિ એવી ખાતરી થવાથી તેણે પાર્લમેન્ટમાં રોમન કૅથૉલિકોની મુક્તિનો કાયદો (Roman Catholic Emancipation Bill) પસાર કરાવ્યો (૧૮૨૯).

**ઇંગ્લંડની પરદેશી રાજનીતિઃ**—૧૮૧૫ માં નેપોલીઅનની હાર થયા પછી મિત્ર રાજ્યોના પ્રતિનિધિઓએ વિએનામાં એક પરિષદ ભરી. એ પરિષદમાં ઑસ્ટ્રિઆના મુખ્ય પ્રધાન **મૅટર્નિકે** અને

---

* રોમન કૅથૉલિક પંથના મત પ્રમાણે ધાર્મિક બાબતમાં પોપ ઉપરી છે.

ઇંગ્લંડના પરદેશ ખાતાંના પ્રધાન **કૅસલરે**એ મુખ્ય ભાગ લીધો હતો. એ પરિષદે ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ થયા પૂર્વે યુરોપના દેશોની જે સીમા હતી તે કાયમ રાખી. ફ્રાન્સની ગાદીપર ૧૬ મા લુઇના પૌત્રને ૧૮ મા લુઈ તરીકે બેસાડ્યો અને એ પરિષદે કરેલી વ્યવસ્થા તોડી નાંખવાં કોઈ પ્રયત્ન કરે તો યુરોપના સઘળાં રાજ્યોએ એક થઈ જઈ તેને તોડી પાડવો અને યુરોપના જુદાં જુદાં રાજ્યોના પ્રતિનિધિઓની પરિષદ વખતોવખત ભરવી એવા ઠરાવ કર્યા. ત્યારપછી ૧૮૧૮ માં ઑસ્ટ્રિઆના મુખ્ય પ્રધાન મૅટર્નિક, રશિઆનો ઝાર એલેક્ઝાંડર અને પ્રશિઆ, ફ્રાન્સ અને સ્પેનના રાજાએ એકઠા મળી તેમનો એક સંઘ સ્થાપ્યો. ખ્રિસ્તી ધર્મના ઉદાત્ત તત્ત્વોપ્રમાણે સર્વત્ર શાંતતા રાખી સર્વને ન્યાય આપવો એવો આ સંઘનો ઉદ્દેશ હતો, તેથી એ સંઘને **હોલી એલાયન્સ** નામ આપવામાં આવ્યું હતું. યુરોપના જુદાં જુદાં રાજ્યોના પ્રતિનિધિઓએ કરેલી વ્યવસ્થાથી જુદાં જુદાં રાજ્યોના રાજાઓનું સમાધાન થયું હતું, પણ સ્પેન, ફ્રાન્સ, ગ્રીસ, બેલજિઅમ ઇટલી અને જર્મનીના લોકોનું સમાધાન થયું નહોતું. એ દેશોમાંના કેટલાક લોકોએ વધારે હકો મેળવવા માટે રાજાએ વિરુદ્ધ ચળવળ ચલાવી હુલ્લડો કર્યાં. ત્યારે ઑસ્ટ્રિઆ, રશિઆ, પ્રશિઆ અને ફ્રાન્સના રાજાઓએ હોલી એલાયન્સ સંઘ મારફત એ હુલ્લડો શમાવી દઈ સઘળે શાંતિ પાથરવાનો ઠરાવ કર્યો. પરંતુ ઇંગ્લંડનાં પરદેશખાતાંના પ્રધાન કૅસલરે (૧૮૧૫–૧૮૨૨) અને કૅનિંગે (૧૮૨૨–૧૮૨૭) એ ઠરાવપ્રમાણે ચાલવાની ના પાડી.

**સ્પેનના સામ્રાજ્યમાં બળવા** :—૧૮૨૨ માં સ્પેનમાં લોકોએ પોતાના રાજા વિરુદ્ધ બળવો કર્યો. ત્યારે મૅટર્નિકની સૂચના પ્રમાણે હોલી એલાયન્સ સંઘે સ્પેનનો બળવો બેસાડી દેવા ફ્રેંચ સૈન્ય રવાના કર્યું. તેણે સ્પેનમાંનો બળવો દબાવી દીધો. પણ સ્પેનમાં અંતસ્થ ખળભળની વાત જાણી સ્પેનના અમેરિકામાંના મેક્સિકો, પેરૂ અને ચિલી સંસ્થાનવાસીઓએ માતૃભૂમિ વિરુદ્ધ બળવો કરી પોતાની સ્વતંત્રતા જાહેર કરી. સ્પેનનાં સંસ્થાનો યુરોપનાં રાજ્યોની મદદથી સ્પેનને પાછાં મેળવી આપવા મૅટર્નિકે ઘણી કોશિશ કરી, પણ તેમાં

તે ફાવ્યો નહિ. સમુદ્ર ઉપર બળવાન ઇંગ્લંડના પરદેશ ખાતાંના પ્રધાને સંસ્થાનો વિરુદ્ધ સ્પેનને મદદ કરવાની ના પાડી. તેવી જ રીતે અમેરિકાના સંયુક્ત સંસ્થાનોના ( United States of America ) **પ્રેસિડન્ટ મનરોએ** ૧૮૨૩ માં એવી જાહેરાત કરી કે અમેરિકામાંનાં સંસ્થાનોની બાબતમાં અમેરિકાની બહારના કોઈપણ રાજ્યે હાથ ઘાલવો નહિ, અને જો કોઈ તેમ કરી સ્પેનનાં સંસ્થાનો સ્પેનને પાછાં મેળવી આપવા પ્રયત્ન કરશે તો અમેરિકા તેનો વિરોધ કરશે. પ્રેસિડન્ટ મનરોના આ જાહેરનામાંને **મનરો ડૉક્ટ્રીન**નું નામ મળ્યું છે. ઇંગ્લંડના પરદેશ ખાતાંના પ્રધાન કૅનિંગે પ્રેસિડન્ટ મનરોના સિદ્ધાંતને ટેકો આપ્યો. આવી રીતે ફ્રેંચ સૈન્યની મદદથી સ્પેનમાં બળવો બેસાડી દેવામાં આવ્યો, પણ સ્પેનના સામ્રાજ્યમાંથી મેક્સિકો, પેરૂ અને ચિલી સંસ્થાનો નીકળી જઈ ત્યાં સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્યો સ્થપાયાંથી સ્પેનનું રાજ્ય ઘણું નબળું પડી ગયું.

ઇટલીનો ઉત્તર ભાગ ઑસ્ટ્રિઆના તાબામાં હતો. તેના તાબામાંથી નીકળી જવા માટે ઇટૅલિઅન લોકે બંડ કર્યું. પણ ઑસ્ટ્રિઆએ સખતાઈથી તે બેસાડી દીધું ( ૧૮૨૧ ).

**ગ્રીસનું સ્વાતંત્ર્યયુદ્ધ** (૧૮૨૧–૧૮૨૯):—૧૪૫૩ થી ગ્રીસનું ખ્રિસ્તી રાજ્ય ઇસ્લામધર્મી ટર્કીના તાબામાં હતું. તેનાથી સ્વતંત્ર થવા માટે ૧૮૨૧ માં ગ્રીસના લોકે બંડ કર્યું. ત્યારે એ બાબતમાં કેવું ધોરણ રાખવું તે વિષે હોલી એલાયન્સના સંઘવાળાં રાજ્યો વિમાસણમાં પડ્યાં. સ્પેન અને ઇટલીના લોકે કરેલાં બંડો બેસાડી દેવા માટે હોલી એલાયન્સવાળાં રાજ્યોએ સૈન્યો મોકલ્યાં હતાં. પણ ગ્રીસ ખ્રિસ્તી ધર્મનું હતું. અને ગ્રીસના પ્રાચીન વૈભવ અને સંસ્કૃતિ માટે યુરોપના ખ્રિસ્તી રાજ્યોને માન હતું, તેથી ગ્રીક લોકોનો બળવો બેસાડી દેવા ઇસ્લામધર્મી ટર્કીને હોલી એલાયન્સવાળા સંઘે મદદ કરી નહિ. ઇંગ્લંડને પણ ગ્રીસ તરફ સહાનુભૂતિ હતી તેથી ઇંગ્લંડે રશિઆ અને ફ્રાન્સ સાથે કરાર કરી ટર્કી પાસેથી ગ્રીસને સ્વતંત્રતા મેળવી આપવાનું ઠરાવ્યું, અને જરૂર પડે તો ગ્રીસને મદદ કરવા માટે ફ્રાન્સ અને ઇંગ્લંડની સંયુક્ત આરમાર મોકલી

(૧૮૨૭). ટર્કીએ ગ્રીસનું સ્વાતંત્ર્ય સ્વીકારવાની ના પાડી ત્યારે ૧૮૨૭ ના અક્ટોબર મહિનામાં નેવારીનો આગળ ફ્રાન્સ અને ઇંગ્લંડના સંયુક્ત કાફલા અને ટર્કીના કાફલા વચ્ચે લડાઈ થઈ તેમાં ટર્કીની હાર થઈ.

આ અરસામાં ઇંગ્લંડનો પરદેશ ખાતાંનો પ્રધાન કૅનિંગ મરણ પામ્યો. ૧૮૨૮ માં વેલિંગટન મુખ્ય પ્રધાન થયો અને તેણે કૅનિંગનું ધોરણ છોડી દઈ ટર્કી સાથે સલાહ કરી. પણ ટર્કીનો મુલક પચાવી પાડવાની અનાયાસે મળેલી આ સંધિ વ્યર્થ જવા દેવી નહિ એવા વિચારથી રશિઆએ લડાઈ ચાલુ રાખી. આખરે ૧૮૨૯ માં સલાહ થઈ અને ટર્કીને ગ્રીસનું સ્વાતંત્ર્ય કબૂલ કરવું પડ્યું અને રશિઆને ટર્કીના તાબાનો કેટલોક મુલક મળ્યો.

**૧૮૩૦ ની ક્રાંતિકારક ચળવળ:**—૧૮૩૦ નું વર્ષ યુરોપના ઇતિહાસમાં વિશેષ પ્રસિદ્ધ છે. એ સમયે યુરોપમાં ફ્રાન્સ, બેલજિઅમ, ઇટલી, જર્મની અને પોલંડમાં ક્રાંતિકારક ચળવળો ચાલવા લાગી. ફ્રાન્સનો રાજા ૧૮ મો લુઈ ૧૮૨૪ માં મરણ પામ્યા પછી તેનો ભાઈ ૧૦ મો ચાર્લ્સ ફ્રાન્સનો રાજા થયો હતો. એ રાજા જુલમી હોવાથી ફ્રેંચ લોકોએ તેની સામે બંડ કરી તેને ઉઠાડી મૂકયો અને લુઈ ફિલિપીને રાજા બનાવ્યો. તેણે લોકોની સલાહ પ્રમાણે રાજ્યકારભાર કરવાનું કબૂલ કર્યું હતું. તેથી ૧૮૩૦ થી ૧૮૪૮ સુધીના ૧૮ વર્ષ તે રાજ્ય કરી શકયો.

એ જ અરસામાં ઑસ્ટ્રિઆ અને જર્મનીના લોકોએ પણ વિશેષ રાજ્યદ્વારી હકો મેળવવા માટે બંડ કર્યાં, પણ મૅટર્નિકે તે બંડો બેસાડી દીધાં. પોલંડમાં પણ પ્રજાએ રશિઆ સામે બળવો કર્યો પણ તેમાં તે ફાવી નહિ. ૧૮૩૦ માં હૉલંડના દક્ષિણ ભાગના બેલજિઅમ પ્રાંતના રોમન કૅથૉલિક લોકોએ ઉત્તર ભાગના પ્રૉટેસ્ટંટ પંથના લોકથી છૂટાં પડવા માટે બંડ કર્યું. એ બંડ બેસાડી દેવા હૉલંડના રાજાએ પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો. ઑસ્ટ્રિઆ અને રશિઆના રાજ્યોમાં પણ બંડો થતાં હોવાથી તે બેસાડી દેવામાં ત્યાંના રાજાઓ રોકાયા હતા, તેથી તેઓ હૉલંડને મદદ કરી શકયા નહિ. આ વખતે ઇંગ્લંડનો પરદેશ ખાતાંનો પ્રધાન

**લૉર્ડ પામર્સ્ટન** હતો, તે બેલ્જિઅમના લોકો તરફ સહાનુભૂતિ ધરાવતો હતો. તેણે યુરોપનાં કેટલાંક રાજ્યોના પ્રતિનિધિઓની એક પરિષદ લંડનમાં ભરી અને તેની પાસે બેલજિઅમની સ્વતંત્રતા સ્વીકારાવી. આવી રીતે ૧૮૩૧ માં બેલજિઅમ હૉલંડથી સ્વતંત્ર થયું અને જર્મનીનો એક રાજપુત્ર ૧ લા લિઓપોલ્ડ નામે બેલજિઅમનો પહેલો રાજા થયો. ઉપર વર્ણવેલી યુરોપની ક્રાંતિકારક ચળવળ શરૂ થઈ તે અરસામાં ૧૮૩૦ ના જૂન મહિનામાં ચોથો જ્યૉર્જ મરણ પામ્યો.

---

## સારાંશ

### ૪ થો જ્યૉર્જ (૧૮૨૦-૧૮૩૦)

**ચોથો જ્યૉર્જ અને તેનાં પ્રધાનમંડળો**

૧૮૨૦–૧૮૨૭ એપ્રિલ—લિવરપૂલનું પ્રધાનમંડળ (ટોરી). પરદેશખાતાંના પ્રધાન-કૅસલરે ૧૮૨૨ પર્યંત, કૅનિંગ (૧૮૨૨-૧૮૨૭); સ્વદેશખાતાંનો પ્રધાન-પીલ; વેપાર ખાતાંનો પ્રધાન—હસ્કિસન.

એપ્રિલ ૧૮૨૭ થી સપ્ટેંબર ૧૮૨૭-જ્યૉર્જ કૅનિંગનું પ્રધાનમંડળ (ટોરી).

સપ્ટેં૦ ૧૮૨૭ થી જાન્યુઆરી ૧૮૨૮-ગૉડરિચનું પ્રધાનમંડળ (ટોરી).

જાન્યુ૦ ૧૮૨૮ થી નવેંબર ૧૮૩૦-વેલિંગટનનું પ્રધાનમંડળ (ટોરી).

**પાર્લમેન્ટે પસાર કરેલા કાયદા**

૧૮૨૩ પરદેશ માલપર જકાત કમી કરી અને નૅવિગેશન કાયદા રદ કર્યા.

૧૮૨૪ ફોજદારી ગુનાના કાયદામાં સુધારો–પીલ.

૧૮૨૮ ટેસ્ટ અને કૉર્પોરેશન ઍક્ટ રદ થયા.

૧૮૨૯ કૅથૉલિક લોકોની મુક્તિનો કાયદો.

**તે કાળના પ્રસિદ્ધ ગૃહસ્થો**

રાજકીય—લિવરપૂલ, કૅસલરે, કૅનિંગ, પીલ, વેલિંગટન.

વેપારવિષયક—હસ્કિસન.

આયર્લંડ બાબતનો—ઓકૉનેલ (આઇરિશ રોમન કૅથૉલિકોનો નેતા).

ગુલામગીરી બંધ કરાવનાર—વિલ્બરફોર્સ અને ફૉવેલ બકસટન.

**પરદેશ બાબત**

૧૮૨૦ સ્પેનમાં બળવો બેસાડી દીધો.

૧૮૨૦ અમેરિકાનાં સ્પૅનિશ સંસ્થાનો સ્વતંત્ર થયાં.

૧૮૨૧–૨૯ ગ્રીસ ટર્કીવિરુદ્ધ બળવો કરી સ્વતંત્ર થયું. ઇંગ્લંડ, ફ્રાન્સ અને રશિઆની ગ્રીસને મદદ. નેવારિનોની લડાઈમાં ટર્કીના કાફલાની હાર (૧૮૨૭). ગ્રીસનું સ્વાતંત્ર્ય (૧૮૨૯).

૧૮૨૧ ઇટલીના બળવાને દબાવી દીધો અને ઇટલીનો ઉત્તર ભાગ ઑસ્ટ્રિઆના તાબામાં ચાલુ રહ્યો.

૧૮૩૦ યુરોપમાં ક્રાંતિકારક ચળવળો. ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ થઈ અને લુઈ ફિલિપી રાજા થયો (૧૮૩૦). ઑસ્ટ્રિઆ, જર્મની અને પોલંડમાં બળવાખોરી ચળવળ દબાવી દેવામાં આવી. ૧૮૩૦ માં બેલ્જિઅમમાં ક્રાંતિકારક ચળવળ અને ૧૮૩૧ માં બેલ્જિઅમનું સ્વતંત્ર રાજ્ય સ્થાપન થયું.

---

# પ્રકરણ ૨૩ મું

—:o:—

## ચોથો વિલિઅમ

**જન્મ ૧૭૬૫; રાજ્યારોહણ ( ૬૫ મે વર્ષે ) ૧૮૩૦; મૃત્યુ ( ૧૮૩૭ )**

**( ૧૮૩૦–૧૮૩૭ )**

**અગત્યની સાલો—**

૧૮૩૦ ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ–લુઈ ફિલિપી રાજા.

૧૮૩૧ બેલજિઅમનું રાજ્ય સ્થપાયું.

૧૮૩૨ પાર્લમેન્ટના સુધારાનું બિલ.

૧૮૩૩ બ્રિટિશ સામ્રાજ્યમાં ગુલામગીરીનો રિવાજ બંધ થયો.

**ચોથો વિલિઅમઃ**—ચોથા જ્યૉર્જને કંઈ સંતાન ન હોવાથી તેના પછી તેનો ભાઈ ચોથો વિલિઅમ ઇંગ્લંડની ગાદીપર આવ્યો. તેને નાનપણમાં નૌકાશાસ્ત્રનું શિક્ષણ આપવામાં આવ્યું હતું. તેથી તેની જિંદગીનાં ઘણાં વર્ષો નૌકાસૈન્ય ખાતાંની નોકરીમાં ગયાં હતાં. તે સારા સ્વભાવનો અને દયાળુ અંતઃકરણનો હતો. એકંદરે તેની વર્તણૂક સારી હતી, તેથી તે લોકની પ્રીતિ સંપાદન કરી શકયો હતો. ચોથો વિલિઅમ ગાદીપર આવ્યો તે અરસામાં યુરોપના ઘણાખરા દેશોમાં સનદશીર રાજ્યપદ્ધતિ દાખલ કરવા માટે ક્રાંતિકારક ચળવળો ચાલી રહી હતી.



ચોથો વિલિઅમ

**ચોથો વિલિઅમ અને તેના મંત્રીઓ:**—યુરોપમાં એવી ચળવળો ચાલતી હતી, ત્યારે ઇંગ્લંડમાં પાર્લમેન્ટની રચનામાં સુધારા કરાવવાની ચળવળ ઉપાડી લેવામાં આવી હતી. એ બાબતમાં સુધારા કરવાની જરૂર છે એવું પિટ સરખા ટોરી પક્ષના મુખ્ય પ્રધાનને પણ ચાળીસ વર્ષ ઉપર જણાયું હતું. પણ તે વખતે ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ થવાથી ઇંગ્લંડને નેપોલીઅન સાથે લડાઈમાં રોકાવું પડ્યું હતું, તેથી ઇંગ્લંડમાં અંતસ્થ સુધારા કરવાનું કામ મુલતવી રાખવું પડ્યું હતું. પણ એ યુદ્ધ બંધ પડ્યા પછી જ્યારે સર્વત્ર શાંતિ પથરાઈ ત્યારે પાર્લમેન્ટની રચનાના સુધારાનો પ્રશ્ન હાથ ધરવામાં આવ્યો. ચોથો વિલિઅમ ગાદીએ બેઠો ત્યારે વેલિંગટન વડો પ્રધાન હતો અને પાર્લમેન્ટની રચનામાં કંઈ પણ સુધારા કરવાની જરૂર નથી એવો તેનો અભિપ્રાય હતો. વ્હિગ પક્ષનો મત એનાથી જુદો હતો તેથી વ્હિગ પક્ષમાં તે અપ્રિય થઈ પડ્યો. આઇરિશ રોમન કૅથૉલિક લોકો વિરુદ્ધના પ્રતિબંધ કાઢી નાખવાની બાબતમાં તેણે સંમતિ આપી તેથી ચુસ્ત ટોરી પક્ષના લોકોનો પણ ટેકો તેને મળતો બંધ પડ્યો. વિલિઅમ ગાદીપર આવ્યા પછી નવી પાર્લમેન્ટની ચૂંટણી થઈ તેમાં તેને બહુમતિ ન મળેલી હોવાથી તેણે વડા પ્રધાન તરીકેનું રાજીનામું આપ્યું (૧૮૩૦). ત્યારે વિલિઅમે વ્હિગ પક્ષના નેતા **અર્લ ગ્રે**ને મુખ્ય પ્રધાન નીમ્યો. આ પ્રમાણે લગભગ પચાસ વર્ષે સત્તા વ્હિગ પક્ષના હાથમાં આવી. અર્લ ગ્રેએ પોતાના પ્રધાનમંડળમાં મેલબોર્ન, રસેલ અને પામર્સ્ટનને મંત્રી નીમ્યા, અને તેમાંનો દરેક આગળ જતાં પ્રસિદ્ધિમાં આવી વડો પ્રધાન પણ થયો. અર્લ ગ્રે ૧૮૩૦ થી ૧૮૩૪ સુધી વડો પ્રધાન હતો. તેના પછી મેલબોર્ન મુખ્ય પ્રધાન થયો. પણ તેને વિલિઅમે એક વર્ષમાં જ પ્રધાનપદેથી દૂર કર્યો (૧૮૩૪). તેના પછી **સર રૉબર્ટ પીલ,** ટોરી પક્ષનો ગૃહસ્થ વડો પ્રધાન થયો. (૧૮૩૪–૩૫). પણ પાર્લમેન્ટમાં તેની બહુમતિ ન હોવાને લીધે તેણે રાજીનામું આપ્યું. ત્યારે રાજાએ **મેલબોર્ન**ને મુખ્ય પ્રધાન નીમ્યો અને તે ૧૮૪૧ સુધી પ્રધાનપદે રહ્યો.

**પાર્લમેન્ટની રચનામાં સુધારાની આવશ્યકતા:—** પાર્લમેન્ટના સભાસદોની સંખ્યા કેટલી હોવી જોઈએ, સભાસદ થવા યોગ્ય કોણ કોણ, ચૂંટણી માટે મતાધિકાર કોને કોને હોવો જોઈએ વગેરે બાબતોમાં અસલ જે પદ્ધતિ હતી તેમાં ફેરફાર કરવાનો વખત આવી પહોંચ્યો હતો. પાર્લમેન્ટની ઘટના ત્રણસો ચારસો વર્ષ ઉપર રચવામાં આવી હતી, અને તેમાં સમયાનુસાર ફેરફાર ન થવાથી તેમાં ઘણી ખામીઓ ઉત્પન્ન થઈ હતી. ત્રણસો ચારસો વર્ષ ઉપર મોટાં ગણાતાં શહેરો હાલ ખંડિએર થઈ ગયાં હતાં, તોપણ તેમના તરફથી પાર્લમેન્ટમાં પ્રતિનિધિઓ ચૂંટાઈ આવતા હતા. પણ વેપારધંધામાં આગળ વધેલાં કેટલાંક નવા મોટાં શહેરોને પ્રતિનિધિઓ મોકલવાનો હક નહોતો. શહેરો પ્રમાણે જિલ્લાઓની (Counties) સ્થિતિ પણ તેવી જ હતી. છેલ્લાં ત્રણસો ચારસો વરસમાં વેપાર અને ઉદ્યોગનાં કેંદ્રસ્થાન બદલાઈ ગયાં હતાં. યૉર્કશાયર, લૅંકેશાયર જેવા જિલ્લા વેપારઉદ્યોગમાં ઘણા આગળ વધી ગયા હતા, અને તેમની વસ્તી રટલંડ, વેસ્ટ મોરલંડ વગેરે જિલ્લાઓ કરતાં ઘણી વધી ગઈ હતી. તેમ છતાં તેમને આ નાના જિલ્લાઓ કરતાં અધિક પ્રતિનિધિઓ મોકલવાનો હક નહોતો. તેથી કયા કયા જિલ્લાઓ અને શહેરો તરફથી કેટલા કેટલા પ્રતિનિધિઓ આવવા જોઈએ તે હવે નક્કી કરવાની આવશ્યકતા હતી. તેમ જ ચૂંટણી માટે મતાધિકાર કોને કોને હોવો જોઈએ તે બાબતનો પણ નિશ્ચય કરવાની જરૂર હતી. પૂર્વથી પ્રચલિત પદ્ધતિથી ઘણા થોડા માણસને મતાધિકાર હતો. જિલ્લાઓમાં જમીનદારોને જ મત આપવાનો અધિકાર હતો અને શહેરોમાંથી નગરમંડળોને જ (મ્યુનિસિપલ કાઉન્સિલ) પાર્લમેન્ટમાં પ્રતિનિધિઓ મોકલવાનો હક હતો.

પાર્લમેન્ટની આવી રચના હોવાથી તેમાં જિલ્લાના મોટામોટા જમીનદારોના જ અને શહેરોમાંથી શ્રીમાન્ વર્ગના લોકોના જ પ્રતિનિધિઓ મુખ્યત્વે કરીને આવતા હતા. પણ વેપારધંધામાં આગળ વધેલા મધ્યમ વર્ગના લોક અને ગરીબ મજૂર વર્ગના લોકને મત આપવાનો હક નહોતો અને તેથી તેમના તરફના

પ્રતિનિધિઓ પાર્લમેન્ટમાં ચૂંટાઈ આવતા નહિ.

ગ્રેના પ્રધાન મંડળમાંના **લૉર્ડ જૉન રસેલે** પાર્લમેન્ટના સુધારાનું બિલ (The Reform Bill) આમની સભામાં દાખલ કર્યું (માર્ચ ૧૮૩૧). ટોરી પક્ષના સભાસદોએ એ બિલનો સખત વિરોધ કર્યો, તોપણ આમની સભામાં માત્ર એક વધુ મતથી એ બિલ પસાર થયું. ત્યારે એ સવાલ માટે લોકમત શું છે તે જાણવા સારૂ ગ્રેની સૂચના ઉપરથી નવી પાર્લમેન્ટની ચૂંટણી કરવામાં આવી. આ ચૂંટણી માટે પાર્લમેન્ટના સુધારાનો જ પ્રશ્ન મતદારો આગળ રજૂ કરવામાં આવ્યો હતો. એજ પ્રશ્ન ઉપર નવી ચૂંટણી થઈ અને નવી પાર્લમેન્ટમાં સુધારા પક્ષનું જ મતાધિક્ય માલમ પડ્યું. એટલે એ પાર્લમેન્ટે મોટી બહુમતિથી પાર્લમેન્ટની રચનાના સુધારાનું બિલ પસાર કર્યું. પણ ઉમરાવોની સભાએ એ બિલ ઉરાડી મૂક્યું. (૧૮૩૧ અક્ટોબર). ત્યારે ઉમરાવોની સભાના આ કૃત્યને વખોડી કાઢવા માટે ઠેકાણે ઠેકાણે સભાઓ ભરાઈ અને હુલ્લડો થયાં. ત્યારે ઉમરાવોની સભામાં એ બિલ માટે મતાધિક્ય થાય તે સારૂ એ બિલને અનુકૂળ નવા ઉમરાવો બનાવી ઉમરાવોની સભામાં બેસાડવી એવી સૂચના અર્લ ગ્રેએ રાજાને કરી. એટલે ડ્યૂક ઑફ વેલિંગટન અને તેના અનુયાયીઓએ એ બિલનો વિરોધ નહિ કરવાનું ઠરાવ્યું. ત્યાર પછી એ સુધારાનું બિલ ત્રીજી વાર પાર્લમેન્ટમાં લાવવામાં આવ્યું. આ વેળા તે બંને સભામાંથી પસાર થયું (૧૮૩૨), તેને રાજાની સંમતિ મળી અને તે કાયદો થયો. આ રીફૉર્મ બિલથી નીચેના સુધારા અમલમાં આવ્યા :—

**રીફૉર્મ બિલથી થયેલા સુધારા :**—(૧) ચૂંટણીને વખતે મત આપવાનો અધિકાર કોને હોય તે સંબંધે નીચેપ્રમાણે સુધારા થયાથી મતદારોની સંખ્યામાં ઘણો વધારો થયો. (અ) પરગણાંમાં જે જમીનનો માલિક વર્ષે ૫૦ પાઉન્ડનું ગણોત ભરતો હોય તેને મત આપવાનો અધિકાર મળ્યો. (બ) શહેરોમાં જે મકાનનું વાર્ષિક ૧૦ પાઉન્ડ કરતાં વધારે ભાડું આવતું હોય એવા મકાનના માલિકને મતાધિકાર મળ્યો.

(૨) આ કાયદાથી ૨૦૦૦ કરતાં ઓછી વસ્તીવાળાં શહેરોને પ્રતિનિધિ મોકલવાનો હક રહેતો નહોતો. તેથી ૫૬ નાનાં શહેરો તરફથી આવતા પ્રતિનિધિઓ કમી થયા. ૨૦૦૦ થી ૪૦૦૦ ની વસ્તીવાળાં શહેરોને એક એક પ્રતિનિધિ મોકલવાનો હક મળ્યો હતો. તેથી ૩૧ શહેરોના પ્રતિનિધિ કમી કરવામાં આવ્યા. જે પરગણાંની વસ્તી ઓછી હતી તે તરફથી આવનારા સભાસદોની સંખ્યા પણ કમી કરવામાં આવી. આવી રીતે શુમારે ૧૪૩ જગા કમી થઈ અને વેપારધંધા અને ઉદ્યોગમાં વધી મોટાં થયેલા શહેરોમાં તેમની વસ્તીના પ્રમાણમાં એ ૧૪૩ બેઠકો વહેંચી આપવામાં આવી હતી.

**સુધારાના કાયદાથી પલટાયલી સ્થિતિઃ**—૧૮૩૨ ના રીફૉર્મ બિલથી મતદાર વર્ગ મોટો થયાથી આમની સભામાં જમીનદાર વર્ગનું જોર જે અસલથી હતું તે ઓછું થયું, અને વેપાર અને ઉદ્યોગ-ધંધામાં પડેલા મધ્યમ વર્ગના લોકનું જોર વધવા લાગ્યું. પોતાનો પક્ષ ચૂંટાઈ આવે તે માટે દરેક પક્ષ ખટપટ કરવા લાગ્યો અને ચૂંટણી રસાકસીવાળી થવા લાગી. અમારા પક્ષને જો ચૂંટી પાર્લમેન્ટમાં મોકલવામાં આવશે તો કારખાનાં અને મિલોમાં કામ કરતાં મજૂરોને અને મધ્યમ વર્ગના લોકોને રહેવા માટે સારી ચાલો બાંધવા માટે અને તેમના લાભના યોગ્ય સુધારા કરવા માટે અમે પાર્લમેન્ટમાં બિલો લાવીશું એવાં જાહેર અભિવચન પ્રત્યેક પક્ષ આપવા લાગ્યો. પાર્લમેન્ટમાં ચાલતાં કામકાજ તરફ લોકોનું લક્ષ વિશેષ લાગવાથી વર્તમાનપત્રોમાં પાર્લમેન્ટમાં ચાલતા વાદવિવાદના રીપોર્ટ પ્રસિદ્ધ થવા લાગ્યા; અને પ્રધાનમંડળના ધોરણ ઉપર અને કામકાજ ઉપર વર્તમાન-પત્રોમાં ચર્ચા કરવાની પ્રથા શરૂ થઈ.

**ગુલામગીરીના રિવાજ બંધ થયો, ૧૮૩૪ઃ**—પાર્લમેન્ટના સુધારાનો કાયદો ૧૮૩૨ માં પસાર થયા પછી એ કાયદા પ્રમાણે નવી પાર્લમેન્ટની ચૂંટણી* કરવામાં આવી અને ૧૮૩૩ ના ફેબ્રુઆરીમાં

* આ સુધારેલી પાર્લમેન્ટમાં ૪૮૬ વ્હિગ પક્ષના અને ૧૭૨ ટોરી પક્ષના સભાસદો હતા.

તેની પહેલી બેઠક ભરાઈ. એ નવી પાર્લમેન્ટે કેટલાક અગત્યના કાયદા ઘડ્યા. તેમાંનો એક ગુલામગીરીનો રિવાજ બંધ પાડવાસંબંધનો કાયદો હતો. ગુલામોનો વેપાર અને ધંધો બંધ પાડવાની ચળવળ **વિલ્બરફોર્સ** અને **બકસ્ટને** ૧૭૮૮ થી શરૂ કરી હતી. તેમના પ્રયત્નથી ૧૮૦૭ માં પાર્લમેન્ટે એક કાયદો કરી ગુલામોનો વેપાર બંધ કર્યો હતો. પણ તે વખતે ગુલામગીરીનો રિવાજ બંધ પાડવામાં આવ્યો નહોતો. તે માટે એ માણસોએ પ્રયત્નો ચાલુ રાખ્યા હતા અને છેવટે તેમને ફત્તેહ મળી. નવી પાર્લમેન્ટે ૧૮૩૩ માં ગુલામગીરીનો રિવાજ આખા બ્રિટિશ સામ્રાજ્યમાંથી કાઢી નાંખનારો કાયદો રચ્યો. ગુલામોને મુક્ત કર્યાથી ગુલામોના શેઠોને જે નુકસાન થતું હતું તે માટે બે કરોડ પાઉન્ડની રકમ તેમને આપવાનું ઠરાવવામાં આવ્યું હતું.

**કારખાનામાં કામ સંબંધનો કાયદો, ૧૮૩૩**:—નવ વર્ષની અંદરનાં છોકરાંઓને કારખાનામાં કામે લગાડવાં નહિ એવી મતલબનો કાયદો ૧૮૩૩ માં પાર્લમેન્ટે પાસ કર્યો.

**ગરીબો માટે કાયદો, ૧૮૩૪**:—ત્યારપછી એ નવી પાર્લમેન્ટે ગરીબ વર્ગો સંબંધે એક નવો કાયદો પાસ કર્યો (૧૮૩૪). કામધંધો ન મળવાને લીધે હષ્ટપુષ્ટ માણસોને પણ ભીખ માગવાનો વખત આવ્યો હતો. તેથી એવા લોકોને કારખાનામાં (Workshop) કામ આપવું, અને લંગડા, લૂલાં અને વૃદ્ધ માણસોને ઠેકાણે ઠેકાણે સ્થાપન કરવામાં આવેલા સ્થાનિક શહેરી સમાજો તરફથી મદદ મળે એવી વ્યવસ્થા આ નવા કાયદામાં કરવામાં આવી હતી.

**મ્યુનિસિપલ કાઉન્સિલનો કાયદો ૧૮૩૫ અને મત-વિભાગણીની યાદીનો કાયદો ૧૮૩૬**:—૧૮૩૫ માં મેલબોર્ન વડો પ્રધાન હતો ત્યારે પાર્લમેન્ટે મ્યુનિસિપલ કાઉન્સિલનો કાયદો પાસ કર્યો (૧૮૩૫). આ કાયદા પૂર્વે મ્યુનિસિપલ ચૂંટણી માટે ઘણા થોડા માણસોને મતાધિકાર હતો તે વિસ્તૃત કરી ઘરવેરો ભરનાર બધા માણસોને મ્યુનિસિપૉલિટીના સભાસદ ચૂંટવાનો હક આપવામાં આવ્યો. તેમ જ ૧૮૩૬ થી પાર્લમેન્ટની સભામાં ચર્ચાતા પ્રશ્નમાં કયો સભાસદ કઈ બાજુ મત આપે છે તે જાણવા માટે

મતવિભાગણીની યાદી ( Division List ) બહાર પડવા લાગી.

**પરદેશી રાજનીતિ**:—૪ થા વિલિઅમની કારકિર્દીમાં યુરોપના ઘણા દેશોના લોકોએ પોતાના રાજા પાસેથી વિશેષ હકો મેળવવા માટે ચળવળ ચાલુ કરી હતી. તે વેળા લૉર્ડ પામર્સ્ટન ઇંગ્લંડનો પરદેશ ખાતાંનો પ્રધાન હતો. યુરોપના લોકોની એ ચળવળ માટે તેની સહાનુભૂતિ હતી.

**બીજી બાબતો** :—૪ થા વિલિઅમની કારકિર્દીમાં જ ૧૮૩૦ માં લિવરપૂલથી મૅંચેસ્ટર સુધી **પહેલી રેલ્વે** શરૂ થઈ. ત્યારપછી બીજી રેલ્વેઓ થઈ તેથી મુસાફરી થોડા વખતમાં અને થોડા ખરચમાં કરવાનું બની શકવાથી જુદા જુદા જિલ્લાઓ વચ્ચેનો વહેવાર ઘણો વધ્યો. ૧૮૩૫ માં વિજળીના તારથી સંદેશા મોકલવાનું શરૂ થયું.

૪ થો વિલિઅમ ૧૮૩૭ ના જૂનમાં મરણ પામ્યો.

---

## સારાંશ

## ચોથો વિલિઅમ (૧૮૩૦-૧૮૩૭)

**ચોથો વિલિઅમ અને તેના પ્રધાનો—**

૧૮૩૦–૧૮૩૪ અર્લ ગ્રે ( વ્હિગ )
૧૮૩૪ મેલબોર્ન ( વ્હિગ )
૧૮૩૪–૩૫ પીલ ( ટોરી )
૧૮૩૫–૧૮૪૧ મેલબોર્ન ( વ્હિગ )
**બીજા પ્રધાનો**—રસેલ ( વ્હિગ )-સ્વદેશ ખાતાંનો; પામર્સ્ટન ( વ્હિગ )-પરદેશ ખાતાંનો પ્રધાન.

**અન્ય પ્રખ્યાત પુરુષો—**

વિલ્બરફોર્સ અને ફૉવેલ બકસટન—ગુલામોનો વેપાર અને ધંધો બંધ કરાવવાની ખટપટ કરનારા.
ડૅનિઅલ ઓકૉનેલ—આઇરિશ રોમન કૅથૉલિક લોકોનો નેતા અને બ્રિટિશ પાર્લમેન્ટનો સભાસદ.

**અગત્યના કાયદાઓ—**

૧૮૩૨ પાર્લમેન્ટની રચનાના સુધારાનો કાયદો (Reform Bill) પાસ થયું.

૧૮૩૩ બ્રિટિશ સામ્રાજ્યમાં ગુલામગીરી બંધ કરવામાં આવી.

૧૮૩૪ ગરીબ લોકો સંબંધનો કાયદો—હૃષ્ટપુષ્ટોને કામ અને લંગડાલુલાંને મદદ.

૧૮૩૫ મ્યુનિસિપલ કાઉન્સિલ ઍક્ટ; મ્યુનિસિપલ સભાસદો લોકનિયુક્ત.

૧૮૩૬ મતવિભાગણીની યાદી (Division List) બહાર પડવા લાગી.

**પરદેશ બાબત—**

૧૮૩૦ ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ અને લુઈ ફિલિપી રાજા (૧૮૩૦–૧૮૪૮).

૧૮૩૧ હૉલંડથી છૂટું પડી બેલ્જિઅમનું સ્વતંત્ર રાજ્ય સ્થાપન થયું.



# પ્રકરણ ૨૪ મું

## વિક્ટોરિઆ

(૧૮૩૭–૧૯૦૧)

**અગત્યની સાલો—**

૧૮૩૭–૧૮૪૮ ચાર્ટિસ્ટ ચળવળ.
૧૮૩૮ અનાજ ઉપરનો કર રદ કરવાની ચળવળ શરૂ.
૧૮૪૧–૪૬ સર રૉબર્ટ પીલ મુખ્ય પ્રધાન.
૧૮૪૫ આયર્લૅંડમાં દુકાળ.
૧૮૪૬ અનાજ પરનો કર રદ થયો. કૉંઝરવેટિવ પક્ષમાં ફાટફૂટ.
૧૮૪૮ યુરોપના કેટલાક દેશોમાં ક્રાંતિકારક ચળવળ.
૧૮૪૯ વેપાર પરના પ્રતિબંધો રદ અને વેપારની છૂટ.
૧૮૫૧ લંડનમાં પહેલું ઔદ્યોગિક પ્રદર્શન.
૧૮૫૪–૫૬ ક્રિમિઅન યુદ્ધ.
૧૮૫૫ પામર્સ્ટન મુખ્ય પ્રધાન.
૧૮૫૭ હિંદુસ્તાનમાં સિપાઈઓનો બળવો.
૧૮૬૧ ઇટલીનું એકીકરણ.
૧૮૬૧–૬૫ અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો વચ્ચે લડાઈ.
૧૮૬૫ પામર્સ્ટનનું મૃત્યુ.
૧૮૬૭ ૨ જું રીફૉર્મ બિલ.
૧૮૬૮–૭૪ ગ્લૅડસ્ટનનું પહેલું પ્રધાનવટું.
૧૮૬૯ આયર્લૅંડના પ્રૉટેસ્ટંટ ધર્મને સરકારી મદદ બંધ કરવાનો કાયદો.
૧૮૭૦ પ્રાથમિક શિક્ષણનો કાયદો.
૧૮૭૦–૭૧ ફ્રાન્સ અને જર્મની વચ્ચે લડાઈ.
૧૮૭૧ ફ્રાન્સમાં લોકસત્તાક રાજ્યની સ્થાપના.
૧૮૭૧ જર્મન સામ્રાજ્યની સ્થાપના.
૧૮૭૧ ટ્રેડ્ઝ યુનિઅન ઍક્ટ.
૧૮૭૨ બૅલટ ઍક્ટ.
૧૮૭૪ ડિઝરાયલી મુખ્ય પ્રધાન. ટ્રેડ્ઝ યુનિઅન ઍક્ટ.
૧૮૭૬ ફરજીઆત પ્રાથમિક શિક્ષણ.
૧૮૭૭–૭૮ રશિઆ અને તુર્કસ્થાન વચ્ચે યુદ્ધ. બર્લિનની સંધિ (૧૮૭૮).

૧૮૭૮ આઇરિશોનો નેતા પારનેલ.
૧૮૮૦–૮૫ ગ્લૅડસ્ટન વડો પ્રધાન થયો.
૧૮૮૧ આયર્લંડમાં જમીન સંબંધી કાયદા.
૧૮૮૧ ડિઝરાયલીનું મૃત્યુ.
૧૮૮૪–૮૫ ૩ જું રીફૉર્મ બિલ (ગ્લૅડસ્ટન મુખ્ય પ્રધાન).
૧૮૮૬ ગ્લૅડસ્ટનનું હોમરૂલ બિલ. લિબરલોમાં ફાટફૂટ.
૧૮૮૭ વિક્ટોરિઆ રાણીની કારકિર્દીનો સુવર્ણ મહોત્સવ.
૧૮૮૮ સ્થાનિક સ્વરાજ્યનો કાયદો (County Council Act).
૧૮૯૭ વિક્ટોરિઆની કારકિર્દીનો હીરક ઉત્સવ.
૧૮૯૮ ગ્લૅડસ્ટનનું મૃત્યુ.
૧૮૯૯–૧૯૦૨ બોર લોકો સાથે લડાઈ.

**વિક્ટોરિઆ રાણી :**—૪ થા વિલિઅમને કંઈ સંતાન ન હોવાથી તેના પછી તેની ભત્રિજી વિક્ટોરિઆ ઇંગ્લંડની ગાદીપર આવી. તે વેળા તેની ઉંમર માત્ર અઢાર વર્ષની જ હતી, તેમ છતાં તેણે રાજ્યકારભારનું જોખમભરેલું કામ પોતાને માથે લીધું અને કુશળતાથી કારભાર ચલાવી લોકપ્રિયતા મેળવી. તે ગાદીપર આવી ત્યારે મુખ્ય પ્રધાન **મેલબોર્ન** હતો; અને તે નાની ઉંમરની હતી તેથી મેલબોર્ન તેને કારભાર સંબંધે માહિતી આપતો હતો. ૧૮૪૦ માં રાણી વિક્ટોરિઆએ સૅક્સકોબર્ગના રાજપુત્ર **ઍલબર્ટ** સાથે લગ્ન કર્યું. ઍલબર્ટ હોશિઆર, દૂરદર્શી અને મિલનસાર સ્વભાવનો હતો તેથી સર્વને તેને માટે માન હતું અને બધાં તેને ચાહતાં હતાં. લગ્ન



મહારાણી વિક્ટોરિઆ

થયા પછી ૨૧ વર્ષે ૧૮૬૧ માં તે મરણ પામ્યો ત્યારે સર્વને ઘણું દુઃખ લાગ્યું હતું. વિક્ટોરિઆ ગાદીપર આવી તે વેળા ૧ લા જર્યોર્જના વખતથી હૅનોવર અને ઇંગ્લંડ વચ્ચે જે સંબંધ હતો તે તૂટ્યો; કારણ કે હૅનોવરના કાયદા અન્વયે કોઈ સ્ત્રીને ગાદી મળે નહિ. એટલે વિક્ટોરિઆને હૅનોવરની ગાદી મળી નહિ. ત્યારે ૪ થા વિલિઅમના મરણ પછી ત્રીજા જર્યોર્જનો સૌથી નાનો છોકરો અર્નેસ્ટ, ડ્યૂક ઑફ કંબરલંડ હૅનોવરનો રાજા થયો. વિક્ટોરિઆ રાણીએ ૬૪ વર્ષ રાજ્ય કર્યું. તેની પહેલાં થઈ ગયેલાં કોઈપણ રાજા કે રાણીએ આટલા લાંબા કાળ સુધી રાજ્ય કર્યું નહોતું. એની લાંબી કારકિર્દીમાં બદલાયલી પરિસ્થિતિને લગતા ઘણા પ્રશ્નો ઉદ્‌ભવ્યા હતા; એ બધા પ્રશ્નો વિષે લોકોના વિચારમાં પણ ઘણું પરિવર્તન થયું હતું. તેથી આગળના રાજદ્વારી પક્ષોનાં વ્હિગ અને ટોરી નામ બદલાઈ લિબરલ અને કૉંઝરવેટિવ નામ પડ્યાં હતાં. એ મુખ્ય પક્ષોમાં પણ જુદા જુદા પ્રશ્નો બાબત પેટાપક્ષો પડ્યા હતા. દેશના રાજદ્વારી પક્ષો પૈકી કોઈ પણ પક્ષતરફ પક્ષપાત ન બતાવતાં બધાની સાથે એકસરખી રીતે વરતવાનું ધોરણ રાણીએ રાખ્યું હતું તેથી બધા પક્ષોને તેને માટે ઘણું માન હતું. ચારે ખંડમાં પ્રસરેલા બ્રિટિશ સામ્રાજ્યના લોક એમ સમજવા લાગ્યા કે ઇંગ્લંડની રાજસત્તા આખા સામ્રાજ્યનું સંગઠન કરનારી સંસ્થા છે.

**વિક્ટોરિઆ અને તેના પ્રધાનો :**—રાણી વિક્ટોરિઆએ ૬૪ વર્ષ રાજ્ય કર્યું, અને તેની આ લાંબી કારકિર્દીમાં ઘણા પ્રધાનો થઈ ગયા. તેમાંનાં કેટલાકનાં નામો આગળ આપવામાં આવ્યાં છે. વ્હિગ પક્ષનો **મેલબોર્ન** ૧૮૩૭–૧૮૪૧ સુધી મુખ્ય પ્રધાન હતો. તેને ઇંગ્લંડમાંની ચાર્ટિસ્ટ ચળવળ અને આયર્લંડમાંની ચળવળ દાબી દેવા કડક ઉપાયો યોજવા પડ્યા હતા. મેલબોર્ન પછી કૉંઝરવેટિવ પક્ષનો નેતા **પીલ** વડો પ્રધાન થયો (૧૭૪૧–૪૬). એના વખતમાં રક્ષણવાળી વેપારની પદ્ધતિ બંધ પાડી છૂટા વેપારની પદ્ધતિ માટે ચળવળ ચાલવા માંડી હતી. પીલ પ્રથમ સંરક્ષિત વેપારની તરફેણમાં હતો, પણ પાછળથી તેણે તે મત બદલ્યો.

તેણે ઘણી વેપારની જણસોપરની જકાત ઓછી કરી અને અનાજ ઉપરની જકાત તદ્દન કાઢી નાંખી, તેથી કૉંઝરવેટિવ પક્ષના ઘણા મેમ્બરો તેની સામે પડ્યા, એટલે તેણે મુખ્ય પ્રધાનપદનું રાજીનામું આપ્યું. ત્યાર પછી વ્હિગ પક્ષના **રસેલ** (૧૮૪૬–પર; ૧૮૬૫–૬૬) અને **પામર્સ્ટન** (૧૮૫૫–૫૮; ૧૮૫૯–૬૫) વડા પ્રધાન થયા. રસેલે ચાર્ટિસ્ટ ચળવળ બેસાડી દીધી, અને 'ખુલ્લા વેપાર'ની રાજનીતિ અખત્યાર કરી. પામર્સ્ટને દેશની અંતસ્થ બાબતોમાં ખાસ લક્ષ આપ્યું નહિ, પણ તેણે પરદેશના સવાલોમાં લક્ષ આપી જુદા જુદા દેશોની પ્રજાએ પોતાના રાજાની જુલમી વર્તણૂક વિરુદ્ધ ચલાવેલી ચળવળને ટેકો આપ્યો હતો. ઇંગ્લંડનું સમુદ્રઉપરનું ઉપરીપણું ટકાવી રાખવા માટે ક્રિમિઆની લડાઈમાં રશિઆ વિરુદ્ધ ટર્કીને તેણે મદદ કરી હતી. ત્યારપછી કૉંઝરવેટિવ પક્ષનો નેતા **ડિઝરાયલી** (**લૉર્ડ બીકન્સફીલ્ડ**) અને લિબરલ પક્ષનો નેતા **ગ્લૅડસ્ટન** વિશેષ પ્રસિદ્ધિમાં આવ્યા. ડિઝરાયલી ૧૮૭૪–૮૦ સુધી વડો પ્રધાન હતો. કૉંઝરવેટિવ પક્ષનો ડર્બી ૧૮૬૭ માં મુખ્ય પ્રધાન હતો ત્યારે ડિઝરાયલીએ પાર્લમેન્ટના સુધારાનું બીજું બિલ પાર્લમેન્ટમાં પસાર કરાવ્યું હતું. પછી તે જ્યારે મુખ્ય પ્રધાન થયો ત્યારે ઇંગ્લંડની સમુદ્ર ઉપરની સત્તા ટકાવી રાખવા તરફ, હિંદુસ્તાનને ધોકો પહોંચે નહિ તે માટે અફગાનિસ્તાન, ઇરાન અને તુર્કસ્તાનને રસ્તે હિંદુસ્તાન તરફ વધતા રશિઆ તરફ, અને બ્રિટિશ સામ્રાજ્ય અને તેમાંના સંસ્થાનોની વૃદ્ધિ કરવા તરફ તેણે ખાસ લક્ષ આપ્યું હતું. લિબરલ પાર્ટીનો નેતા ગ્લૅડસ્ટન ચાર વખત મુખ્ય પ્રધાન થયો હતો (૧૮૬૮–૭૪; ૧૮૮૦–૮૫; ૧૮૮૬; ૧૮૯૨–૯૪). તેણે ઇંગ્લંડની અંતસ્થ બાબતમાં ઘણા અગત્યના સુધારા કર્યા. તેણે પાર્લમેન્ટના સુધારાનું ત્રીજુ રીફૉર્મ બિલ પસાર કરાવ્યું, અને આયર્લંડમાંનો અસંતોષ દૂર કરવા જમીન સંબંધે કેટલાક કાયદા પસાર કરાવ્યા. આયર્લંડને 'હોમરૂલ' (સ્વરાજ્ય) અપાવવા માટે તેણે બે વાર પ્રયત્ન કર્યા, પણ તેમાં તે ફાવ્યો નહિ. તેના એ પ્રયત્નથી લિબરલ પાર્ટીમાં ૧૮૮૬ માં ફાટ પડી અને કેટલાક

લિબરલો કૉંઝરવેટિવ પાર્ટીમાં ચાલી ગયા અને તેઓ **યુનિઅનિસ્ટ** કહેવાયા. ડિઝરાયલી અને ગ્લૅડસ્ટન પછી **સૉલ્સબરી** (૧૮૮૫–૮૬; ૧૮૮૬–૯૨; ૧૮૯૫–૧૯૦૨), અને **રોઝબરી** (૧૮૯૪–૯૫) એમ વારા ફરતી કૉંઝરવેટિવ અને લિબરલ પક્ષના વડા પ્રધાન થયા હતા.

વિક્ટોરિઆ રાણીની લાંબી કારકિર્દીમાં (૧) અંતસ્થ બાબત, (૨) આયર્લૅંડ, (૩) ઇંગ્લંડની પરદેશસંબંધે રાજનીતિ અને સામ્રાજ્યની વૃદ્ધિ, (૪) સંસ્થાનો, (૫) નવીન શોધો અને વિજ્ઞાનમાં પ્રગતિ, એ સંબંધમાં ઘણી અગત્યની બીના બની અને તે સહેલાઈથી સમજવા માટે તે વિષે જુદા જુદા ભાગમાં હકીકત આપવામાં આવી છે.

## (૧) અંતસ્થ બાબત

**નવા રાજદ્વારી પક્ષોની સ્થાપના–કૉંઝરવેટિવ અને લિબરલ** :—૧૮૩૨ નો સુધારાનો કાયદો થયા પછી આમની સભામાં વેપાર અને ઉદ્યોગધંધા કરનારા મધ્યમ સ્થિતિના લોકના પણ પ્રતિનિધિઓ મોટા પ્રમાણમાં આવવા લાગ્યા. તેને લીધે પાર્લમેન્ટમાં જમીનદાર વર્ગનું જોર કમી થવા લાગ્યું, વેપાર અને ઉદ્યોગધંધા કરનારા વર્ગનું જોર વધવા લાગ્યું. તેમ જ પાર્લમેન્ટનો સુધારો, ખુલ્લો વેપાર, આયર્લૅંડને હોમરૂલ (સામ્રાજ્યમાં સ્વરાજ્ય), બ્રિટિશ સામ્રાજ્ય અને સંસ્થાનોની વૃદ્ધિ, વગેરે જુદા જુદા પ્રશ્નો લોકસમક્ષ આવવા લાગ્યા; અને તે વિષે વ્હિગ અને ટોરી પક્ષના લોકોના વિચાર પણ બદલાતા ગયા. તેથી ટોરી અને વ્હિગની પક્ષીય સંજ્ઞા બદલાઈ **કૉંઝરવેટિવ** અને **લિબરલ** સંજ્ઞા રૂઢ થવા લાગી.

(૧) **કૉંઝરવેટિવ** :—પૂર્વે ટોરી પક્ષ સુધારાની વિરુદ્ધ હતો, પણ તેમને પણ હવે કેટલીક બાબતમાં સુધારાની જરૂર જણાવા લાગી. ઇંગ્લંડની રાજ્યઘટનામાં ઉતાવળાપણે ફેરફાર ન કરતાં જુની પરંપરા, રૂઢિ અને સંસ્થા ચાલુ રાખી જુના પાયાપર જ જરૂરજોગા સુધારા ધીમે ધીમે કરવા જોઈએ એવો તેમનો મત હતો. તેજ પ્રમાણે વેપાર બાબતમાં 'સંરક્ષિત વેપાર'નું તત્ત્વ અંગીકાર કરી ઇંગ્લંડના વેપાર અને

ઉદ્યોગધંધાની ઉન્નતિ કરવી, બ્રિટિશ સામ્રાજ્યના દેશો અને સંસ્થાનોને આબાદ કરવાં અને સમુદ્રઉપર ઇંગ્લંડનો કાબૂ ટકાવી રાખવો, એ બધી બાબતોને ટેકો અને ઉત્તેજન આપવાનું ટોરી પક્ષનું ધોરણ હોવાથી એ પક્ષે પોતાનું જૂનું ટોરી નામ બદલી હવેથી **કૉંઝરવેટિવ** ( Conservative– જૂની પરંપરા માટે અભિમાની ) નામ રાખ્યું ( ૧૮૪૦ ના અરસામાં ).

( ૨ ) **લિબરલ :**—વ્હિગ પક્ષના લોક સુધારાવાળા હતા, તેથી પાર્લમેન્ટની રચનામાં હજુ વધારે સુધારા કરવા, મજૂર વર્ગની સ્થિતિ સુધારવા માટે કારખાનાં અને મિલોમાં કામ કરવાના કલાક સંબંધે કાયદા કરવા, ઇંગ્લંડનો વેપાર વધારવા અને મધ્યમ અને ગરીબ વર્ગોનું જીવન સોંઘું થાય તે માટે વેપારપરના પ્રતિબંધો દૂર કરી અબાધિત વેપાર શરૂ કરવાના પ્રયત્નો તેઓએ કર્યા. તેમના આવા ધોરણને લીધે તેઓ **લિબરલ** ( Liberal–ઉદારમતવાદી ) કહેવાવા લાગ્યા ( ૧૮૫૦ ના અરસામાં ).

કૉંઝરવેટિવ અને લિબરલ પક્ષોના પાર્ટી તરીકેનાં ધોરણ ઉપર પ્રમાણે હતાં. તોપણ જ્યારે નવા નવા પ્રશ્નો ઉપસ્થિત થતા ત્યારે તે પ્રશ્નો સંબંધમાં એક પાર્ટીના બધા લોકોનો એકમત ન હોવાથી નવા નવા પેટાપક્ષો પડતા અને વખતોવખત એક પક્ષના લોક વિરુદ્ધ પક્ષમાં પણ જતા.

**ચાર્ટિસ્ટ ચળવળ** ( ૧૮૩૭–૧૮૪૮ ):—રાણી વિક્ટોરિઆ ગાદીપર આવી ત્યારે દેશમાં અસ્વસ્થતા હતી. સુધારાના કાયદાથી જે ફાયદાની આશા કામદાર વર્ગે રાખી હતી તે ફળી નહોતી. તે કાળે મજુરીનો દર પણ ઘણો થોડો હતો. પરદેશથી આવતા અનાજ પર આયાત જકાત ભારે હતી તેથી મોંઘવારી ઘણી હતી. અને દેશમાં પાકતા અનાજના ભાવ પણ જમીનદારોએ અને ખેડુતોએ ઘણા વધારી મૂક્યા હતા, તેથી ગરીબ વર્ગને ગુજરાન ચલાવવું મુશ્કેલ થઈ પડ્યું હતું. મોંઘવારી અને બેકારીને લીધે ગરીબ વર્ગની સ્થિતિ ઘણી ખરાબ થઈ ગઈ હતી. એ સ્થિતિ સુધારવા માટે પાર્લમેન્ટમાં સુધારાની જરૂર જણાયાથી ૧૮૩૭ માં એક ચળવળ

ાારૂ કરવામાં આવી. આ ચળવળમાં જોડાયલા માણસોએ લોકના હકની એક **સનદ** ( The People's Charter ) તૈયાર કરી. તે ઉપરથી મે ચળવળ **ચાર્ટિસ્ટ ચળવળ** કહેવાઈ છે. આ સનદમાં ૬ માગણી ારી હતી અને તે પાર્લમેન્ટ પાસે સ્વીકારાવવાનો વિચાર હતો. ( ૧ ) ચૂંટણી માટે દેશના દરેક ઉંમરે આવેલા માણસને મતાધિકાર, ( ૨ ) મત આપવાની ગુપ્ત પદ્ધતિ, ( ૩ ) દર વર્ષે નવી પાર્લમેન્ટની ચૂંટણી, ૪ ) પાર્લમેન્ટના સભાસદ થવા માટે અમુક જમીન કે પૈસા હોવાની ારત કાઢી નાંખવી જોઈએ, ( ૫ ) પાર્લમેન્ટના મેંબરોને પગાર અને ૬ ) વસ્તીના પ્રમાણમાં મતદારસંઘ હોવા જોઈએ. ચાર્ટિસ્ટ લોકની આ મુખ્ય માગણી હતી. જરૂર પડે તો ટંટા ફિસાદ અને હુલ્લડો પણ કરી ઉપલા સુધારા મેળવવા એવો ચાર્ટિસ્ટોમાંના કેટલાકનો વિચાર હતો. તેથી ૧૮૩૯ માં કેટલેક ઠેકાણે હુલ્લડો થયાં પણ ખરાં. એ હુલ્લડો બેસાડી દેવા માટે સરકારને ઘણી સખતીનાં પગલાં ભરવાં પડ્યાં હતાં. તોપણ તે વખતે એ ચળવળ પૂર્ણપણે દબાઈ ગઈ નહિ. ૧૮૪૮ માં યુરોપના ઘણાખરા દેશોમાં ક્રાંતિકારક ચળવળનો પવન ચાલ્યો ત્યારે ચાર્ટિસ્ટ લોકોએ પોતાની માગણીની સનદ પાર્લમેન્ટને હાથોહાથ આપવા માટે **ફર્ગસ ઓકોનૉર** અને **અર્નેસ્ટ જોન્સ**ની સરદારી નીચે એક મોટું સરઘસ કાઢ્યું. પણ તેથી સુલેહનો ભંગ થવાનો સંભવ હોવાથી પોલીસે તે સરઘસ અટકાવ્યું ( ૧૮૪૮ ). આ હકીકત પૂર્વે ૧૮૪૬ માં અનાજપરનો કર કાઢી નાંખવામાં આવેલો હોવાથી અનાજના ભાવ ઓછા થયા હતા તેથી ચાર્ટિસ્ટોની ચળવળને લોકોનો ટેકો હતો નહિ. તેથી જો કે એ ચળવળ દાબી દેવામાં આવી, તોપણ તેઓની માગણીમાંની દર વર્ષે નવી પાર્લમેન્ટની ચૂંટણીની માગણી સિવાયની બીજી બધી પાર્લમેન્ટે પછીના ૬૦–૭૦ વર્ષમાં સ્વીકારી તે સંબંધે કાયદા ઘડ્યા.

**મુખ્ય પ્રધાન મેલબોર્ન** ( ૧૮૩૭–૧૮૪૧ ):—વિક્ટોરિઆ ગાદીપર આવી ત્યારે મેલબોર્ન મુખ્ય પ્રધાન હતો. તેણે ૧૮૩૯ માં પોસ્ટ માસ્ટર જનરલ **રોવલંડ હિલ**ની સૂચના ઉપરથી **પેની પોસ્ટેજનો કાયદો** પાસ કર્યો. આ કાયદાથી ગ્રેટબ્રિટન અને

આયર્લંડમાં કોઈ પણ ઠેકાણે કાગળ મોકલવો હોય તો એક પેનીનો જ ખરચ થાય. આ કાયદો કર્યો તે પહેલાં એવો કાગળ મોકલતાં ૨૦ પેનીનો ખરચ થતો હતો. તેથી આ કાયદાથી વેપારને અને વહેવારને ઘણો ફાયદો થયો.



મેલબોર્ન

આ જ અરસામાં અફ્ગાનિસ્તાન સાથે વિગ્રહ ચાલતો હતો તેમ જ કૅનેડા સંસ્થાનમાં ઇંગ્લિશ અને ફ્રેંચ સંસ્થાનવાસીઓ વચ્ચે અણબનાવ ચાલતો હતો. તેથી મેલબોર્નને ત્યાં લક્ષ આપવું પડતું હતું. ૧૮૪૧ માં નવી પાર્લમેન્ટની ચૂંટણી થઈ, પણ તેમાં કૉંઝરવેટિવ પક્ષનું મતાધિક્ય હોવાથી મેલબોર્ને રાજીનામું આપ્યું (૧૮૪૧).

**વડા પ્રધાન સર રૉબર્ટ પીલ** (૧૮૪૧–૪૬):—મેલબોર્ન પછી કૉંઝરવેટિવ પક્ષનો નેતા સર રૉબર્ટ પીલ મુખ્ય પ્રધાન થયો.



રૉબર્ટ પીલ

પીલ ૧૮૦૯ માં પ્રથમ પાર્લમેન્ટમાં દાખલ થયો હતો. ૧૮૨૨–૧૮૩૦ સુધી ટોરી પ્રધાનમંડળમાં તે એક મંત્રી હતો. પીલે ટોરી પક્ષમાં નવું જોમ ઉત્પન્ન કર્યું હતું. આગળ જતાં પ્રસિદ્ધિમાં આવનારા મુત્સદ્દી ગ્લૅડસ્ટન અને ડિઝરાયલીએ તેના જ હાથ નીચે તાલીમ લીધી હતી. પીલની સૂચનાથી ટોરી પક્ષે **ટોરી** સંજ્ઞા બદલી **કૉંઝરવેટિવ** (જુની પરંપરાના અભિમાની) નામ ધારણ કર્યું.

પીલના પ્રધાનમંડળમાં સ્ટૅનલી સંસ્થાનખાતાંનો પ્રધાન હતો. લૉર્ડ ઍબરડીન

પરદેશખાતાંનો પ્રધાન હતો, ડ્યૂક ઑફ વેલિંગટન મુખ્ય સેનાપતિ હતો અને ગ્લૅડસ્ટન પાસે વેપાર અને ઉદ્યોગનું ખાતું હતું. પીલનાં પ્રધાનવટાં દરમ્યાન પરદેશી બાબતોપર ખાસ ધ્યાન આપવું પડ્યું હતું, કારણ કે તે વખતે અફગાનિસ્તાન સાથે અને અફીણના વેપાર માટે ચીન સાથે લડાઈ ચાલતી હતી. અમેરિકામાં સંયુક્ત સંસ્થાનો અને કૅનેડા વચ્ચે સરહદને માટે ટંટો ચાલતો હતો. આમ પરદેશની બાબતમાં પિલને ધ્યાન આપવું પડતું હતું તોપણ તેણે સ્વદેશખાતાંમાં જરૂરજોગા સુધારા કર્યા હતા.

**સંરક્ષિત વેપાર અને ખુલ્લો વેપાર**:—આ અરસામાં ઇંગ્લંડમાં વેપારના સવાલ બાબે ઘણી ચળવળ ચાલતી હતી. દેશમાં તૈયાર થતા માલને પરદેશી માલની હરીફાઈ નડે નહિ અને દેશી ઉદ્યોગધંધાને ઉત્તેજન અને રક્ષણ મળે તે માટે પરદેશથી આવતા માલપર ભારે જકાત નાંખવામાં આવી હતી, તેથી એ પદ્ધતિને '**સંરક્ષિત વેપાર**' કહે છે. પણ આ વેપારની નીતિથી પરદેશથી આવતી દરરોજની જરૂરની ચીજો—અનાજ, સાકર, ચા, ઇંડાં, કાપડ વગેરે અનેક ચીજો—પર ભારે જકાત લેવામાં આવતી હોવાથી તે જણસો ઘણી મોંઘી થઈ હતી અને તેથી ગરીબ લોકનો ગુજરાનનો ખરચ ઘણો વધી ગયો હતો, તેથી તે વર્ગની સ્થિતિ ઘણી દુઃખદાયક થઈ હતી. પરદેશથી આવતી ચીજોપર ભારે જકાત લેવામાં આવતી હોવાને લીધે દેશમાંનાં કારખાનાંના માલિક અને વેપારીને દેશમાં બનતો માલ સોંઘે ભાવે આપવો પરવડે એમ હતું, છતાં તેઓ પોતાનો માલ મોંઘી કિંમતે જ વેચતા અને પુષ્કળ નફો મેળવતા હતા. તેથી ગરીબ વર્ગની સ્થિતિ સુધારવા માટે પરદેશી માલપરની જકાત કાઢી નાંખી **ખુલ્લા વેપારની પદ્ધતિ** (Free Trade) અમલમાં આણવા ચળવળ શરૂ કરવામાં આવી. ૧૮૧૫ માં પરદેશથી આવતા ઘઉં ઉપર ભારે જકાત મૂકવામાં આવી હતી અને તેનો લાભ લઈ દેશના જમીનદારોએ ઘઉંનો ભાવ ઘણો વધારી દીધો હતો. તેથી ગરીબ લોકને પોતાનું ગુજરાન કરવું ઘણું મુશ્કેલ પડતું હતું. તેથી અનાજ પરની જકાત કઢાવી નાંખવાની ચળવળ ચલાવવા

માટે મૅંચેસ્ટરમાં **કૉબ્ડન** અને **બ્રાઇટ** નામના ગૃહસ્થોએ 'અનાજ ઉપરના કર વિરુદ્ધ એક મંડળ' (Anti-Corn–Law–League) સ્થાપ્યું (૧૮૩૯). એ ગૃહસ્થો પાર્લમેન્ટના સભાસદો હતા, અને તેમણે પાર્લમેન્ટમાં અને દેશભરમાં ખુલ્લા વેપારની પદ્ધતિ તરફ લોકમત ઉભો કરવા પ્રયત્ન ચલાવ્યા. સર રૉબર્ટ પીલ પહેલાં સંરક્ષિત વેપારની નીતિ તરફ હતો, પણ તેને પણ પોતાનો મત ફેરવવાની જરૂર માલમ પડી.

**પીલના સુધારા અને અનાજ પરની જકાત રદ** (૧૮૪૬):—ઇંગ્લંડમાં કેટલાક અંતસ્થ સુધારા કરવાની આવશ્યકતા પીલને જણાઈ હતી. ૧૮૪૧ માં પીલે ઉપજ પર કર મૂક્યો. એ કર શ્રીમંત લોકોને આપવો પડતો હતો, અને એ કરની સારી ઉપજ થવાથી ગરીબ લોકો પરના કરનો બોજો કંઇક ઓછો કરવામાં આવ્યો, તેમ જ તેની જ સૂચનાથી ૧૮૪૨ માં પાર્લમેન્ટે એક કાયદો કર્યો અને તેમાં સ્ત્રીઓને અને નાના છોકરાંને ખાણોમાં કામપર રોકવા નહિ એવું ઠરાવ્યું. ૧૮૪૪ માં પસાર કરેલા એક કાયદાએ કારખાનાં અને મિલમાં કામ કરતાં છોકરાંના કામ કરવાના કલાક કમી કર્યાં. અને દેશના વેપારઉદ્યોગને મદદ મળે અને નાણાંની લેવડદેવડ સહેલી થાય એ ઉદ્દેશથી પાર્લમેન્ટે ૧૮૪૪ માં '**બૅંકનો ચાર્ટર ઍક્ટ**' નામનો કાયદો કર્યો અને બૅંક ઑફ઼ ઇંગ્લંડને ઠરાવેલા પ્રમાણમાં ચલણી નોટો કાઢવાની પરવાનગી આપી.

ત્યાર પછી પીલે જકાતના ધોરણ ઉપર ધ્યાન આપવા માંડ્યું. ગરીબ અને મધ્યમ સ્થિતિના લોકના ગુજરાનનો ખરચ ઓછો થાય એ હેતુથી તેણે દરરોજના વપરાસની અનાજ સિવાયની આસરે ૭૫૦ જણસો પરનો કર ઘણો ઓછો કર્યો. આમ આયાત થતા માલ પર જકાત કમી થવાને લીધે ઇંગ્લંડના કારખાનાં અને મિલને જોઇતો કાચો માલ ઘણો સોંઘો મળવા લાગ્યો, અને તેથી પાકો માલ પણ સોંઘે ભાવે વેચવાનું પરવડવા લાગ્યું.

પીલે દરરોજના વપરાસની ઘણી જણસો ઉપરની જકાત ઓછી કરી હતી, પણ તેના અનુયાયીઓ મોટે ભાગે જમીનદારો

હોવાથી તેમને નુકસાન ન થાય તે માટે અનાજ પરની જકાત કમી કરી નહોતી; તે પણ આગળ જતાં તેને કાઢી નાંખવી પડી.

૧૮૪૫ માં આયર્લંડમાં મોટો દુકાળ પડ્યો અને ત્યાંનો બટાટાનો પાક તદ્દન નિષ્ફળ ગયો. આયર્લંડની લગભગ અર્ધી વસ્તીનો મુખ્ય ખોરાક બટાટા છે, તેથી એ દુકાળથી આયર્લંડના લોકની સ્થિતિ ઘણી માઠી થઈ પડી હતી. ઇંગ્લંડમાં પૂરતું અનાજ ન હોવાથી ત્યાંથી અનાજ મોકલી શકાય એમ નહોતું. ત્યારે પરદેશથી આવતા અનાજ પરની જકાત જો કાઢી નાંખવામાં આવે તો અનાજ ઓછી કિંમતે મળી શકે એમ પીલને લાગ્યું. તેથી 'અનાજ પરની જકાત રદ કરનારૂં બિલ' તેણે પાર્લમેન્ટમાં રજુ કર્યું. કૉંઝરવેટિવ પાર્ટીનો મોટો ભાગ એ બિલની વિરુદ્ધ હતો. તોપણ વ્હિગ પાર્ટીના મતની મદદથી એ બિલ પાસ થયું ( ૧૮૪૬ ). અનાજ ઉપરની જકાત નીકળી જવાથી આયર્લંડમાં પરદેશથી અનાજ સારા પ્રમાણમાં આવવા લાગ્યું, તેથી ત્યાં દુકાળના દુખની તીવ્રતા ઓછી થવા પામી. તેવી જ રીતે એ કાયદાથી ઇંગ્લંડને પણ સસ્તું અનાજ મળવા લાગ્યું તેથી ત્યાંપણ ગરીબ લોકનો ખાવાપીવાનો ખરચ ઓછો થવા લાગ્યો. પણ આ બિલથી કૉંઝરવેટિવ પક્ષમાં ફાટફૂટ થઈ. એ પક્ષના ડર્બી અને ડિઝ-રાયલી પીલની વિરુદ્ધ હતા અને આગળ જતાં તેમણે તેની સામે પડવાનું ઠરાવ્યું. આ વખતે આયર્લંડમાં ઘણી અશાંતિ હતી અને ઠેકાણે ઠેકાણે હુલ્લડો થતાં હતાં. તે હુલ્લડો દાબી દઈ ત્યાં શાંતિ સ્થાપવા માટે દમન નીતિનું એક બિલ પીલે પાર્લમેન્ટમાં દાખલ કર્યું. ત્યારે તેના જ પક્ષના પણ તેના વિરોધીઓએ વિરુદ્ધ મત આપવાથી પીલની હાર થઈ અને તેથી તેને વડા પ્રધાન પદનું રાજીનામું આપવું પડ્યું. કૉંઝરવેટિવ પક્ષના જે સભ્યોએ અનાજ ઉપરના કરને રદ કરવાની બાબતમાં પીલ તરફ મત આપ્યો હતો તેમને **પીલાઈટ્સ** કહેવામાં આવ્યા. એ પીલાઈટોમાં **ગ્લૅડસ્ટન** એક મુત્સદ્દી હતો એને આગળ જતાં તે ઘણો પ્રસિદ્ધિમાં આવ્યો. પીલ ૧૮૫૦ માં મરણ પામ્યો. તેના ગ્લૅડસ્ટન વગેરે કેટલાક અનુયાયીઓનું વલણ વ્હિગ પક્ષના ધોરણ તરફ વધારે હતું, તેથી તેઓ વ્હિગ પક્ષમાં સામેલ

થયા અને તેમણે બદલાયલી સ્થિતિને અનુસરી પોતાના પક્ષનું નામ **વ્હિગ**ને બદલે **લિબરલ** ( Liberal=ઉદાર ) રાખ્યું.

પીલે રાજીનામું આપ્યા પછી લિબરલ પક્ષનો નેતા **રસેલ** મુખ્ય પ્રધાન થયો અને તેણે નૅવિગેશન કાયદો રદ કર્યો અને પરદેશી માલ પરની જકાત કાઢી નાંખી ( ૧૮૪૯ ), અને ઇંગ્લંડમાં ખુલ્લા વેપારની પદ્ધતિ અમલમાં આણી.

**રસેલ અને પામર્સ્ટન**:—અનાજ ઉપરનો કર કાઢી નાંખવાના પ્રશ્ન માટે કૉંઝરવેટિવ પક્ષમાં ફાટફૂટ થવાને લીધે ૧૮૪૬ થી ૧૮૬૬ સુધી વચમાં એક બે વર્ષ સિવાય રાજ્યકારભારની સત્તા લિબરલ પાર્ટીના હાથમાં હતી. એ વેળાએ રસેલ અને પામર્સ્ટન લિબરલ પક્ષના નેતા હતા. એ વર્ષોમાં અંતસ્થ બાબતોમાં વિશેષ મહત્ત્વના સુધારા થયા નહોતા. માત્ર ૧૮૫૧ માં રાણીના પતિ પ્રિન્સ ઍલ્બર્ટના પ્રોત્સાહનથી લંડનમાં એક મોટું **ઔદ્યોગિક પ્રદર્શન** ભરવામાં આવ્યું. એ પ્રદર્શનમાં દુનીઆના જુદા જુદા દેશોની કળા-કૌશલ્યના નમૂનાની ચીજો મૂકવામાં આવી હતી. એ પ્રદર્શનથી દુનીઆના જુદા જુદા દેશોએ ઔદ્યોગિક બાબતમાં કેટલી પ્રગતિ કરી છે તે સર્વના જાણવામાં આવ્યું, તેમજ જુદા જુદા દેશો વચ્ચે સ્નેહભાવ પણ વધવા પામ્યો. પામર્સ્ટનનું લક્ષ પરદેશો તરફ વિશેષ હતું, તેથી એ સમયમાં માત્ર પરદેશી બાબતોમાં મહત્ત્વની ઘણી બીનાઓ બની. એ બાબતો જુદા જુદા ભાગમાં આગળ આપવામાં આવી છે.

**બીજું રીફૉર્મ બિલ ૧૮૬૭**:—૧૮૩૨ માં થયેલા સુધારાના કાયદાથી પાર્લમેન્ટની રચનામાં જોઈએ તેટલો સુધારો થયો નહોતો, તેથી લિબરલ પાર્ટીના કેટલાક સભ્યોને હજુ વધારે સુધારાની જરૂર લાગતી હતી. પણ પામર્સ્ટનને એવી જરૂર જણાતી નહોતી અને લિબરલ પક્ષમાં એનું વજન ઘણું હોવાથી તેની હયાતીમાં એ બાબત વિષે કંઈ કરવામાં આવ્યું નહિ. પણ ૧૮૬૫ માં પામર્સ્ટન મરણ પામ્યો ત્યારપછી સુધારાની ચળવળ ઘણા જોસથી ચાલવા લાગી. ૧૮૬૬ માં કૉંઝરવેટિવ પક્ષના લૉર્ડ ડર્બીના પ્રધાનવટાંમાં કૉંઝરવેટિવ

પક્ષના એક આગેવાન ડિઝરાયલીએ આમની સભામાં **સુધારાનું બીજું બિલ** દાખલ કર્યું. કૉંઝરવેટિવ પાર્ટીના કેટલાક સભાસદોનો વિરોધ હતો, છતાં લિબરલ પાર્ટીના મતની મદદથી એ બિલ પાસ થયું ( ૧૮૬૭ ).

આ રીફૉર્મ બિલથી પાર્લમેન્ટની બાબતમાં નીચેના સુધારા કરવામાં આવ્યા હતા.

( ૧ ) શહેરોમાં ઘરોના બધા માલિકોને અને વર્ષે દહાડે કમીમાં કમી ૧૦ પાઉન્ડ ભાડું ભરતા ભાડૂતોને મતાધિકાર મળ્યો.

( ૨ ) તેવીજ રીતે જિલ્લાઓમાં વાર્ષિક ૧૨ પાઉન્ડનું ગણોત ભરતા બધા ખેડૂતોને મત આપવાનો હક મળ્યો.

આ સુધારાથી શહેરોના મધ્યમ અને ગરિબ વર્ગોના લોકોને મત આપવાનો હક મળ્યાથી એ વર્ગોના પ્રતિનિધિઓ પાર્લમેન્ટમાં આવવા લાગ્યા. એટલે એ વર્ગોના લોકોની સ્થિતિ સુધારવામાં ઉપયોગી થાય એવા કાયદા પાર્લમેન્ટમાં પાસ થવા લાગ્યા.

**ડિઝરાયલી અને ગ્લૅડસ્ટન:**—કૉંઝરવેટિવ પક્ષનો નેતા ડિઝરાયલી અને લિબરલ પક્ષનો મુત્સદ્દી ગ્લૅડસ્ટન ૧૮૬૫ ના અરસામાં પ્રસિદ્ધિમાં આવ્યા અને ત્યારપછીના ૨૦–૨૫ વર્ષ દરમ્યાન રાજ્યદ્વારી બાબતોમાં તેઓ એક બીજાના પ્રતિસ્પર્ધી હતા. એ બંને પહેલાં કૉંઝરવેટિવ પાર્ટીમાં પીલના અનુયાયી હતા. પણ ૧૮૪૬ માં જ્યારે પીલે અનાજ ઉપરનો કર રદ કર્યો ત્યારે કૉંઝરવેટિવ પાર્ટીમાં તડ પડ્યાં હતાં. ડિઝરાયલી પીલનો વિરોધી હતો અને આગળ જતાં તે કૉંઝરવેટિવ પક્ષનો નેતા થયો. ગ્લૅડસ્ટને પીલને ટેકો આપ્યો હતો. પીલના મરણ પછી ( ૧૮૫૦ ) તે અને પીલના બીજા અનુયાયીઓ વ્હિગ પક્ષમાં જોડાયા અને આગળ જતાં એ પક્ષ લિબરલ કહેવાવા



ગ્લૅડસ્ટન

લાગ્યો. પામર્સ્ટનના મૃત્યુ પછી ( ૧૮૬૫ ) ગ્લૅડસ્ટન લિબરલ પક્ષનો નેતા થયો. ડિઝરાયલી જ્યૂ હતો અને ૧૮૭૪ થી ૧૮૮૦ સુધી તે વડો પ્રધાન હતો. પરદેશી બાબતોમાં તે વિશેષ લક્ષ આપતો હતો. ઈંગ્લંડનું સમુદ્રઉપર સ્વામિત્વ ટકાવી રાખવા અને બ્રિટિશ સામ્રાજ્યની વૃદ્ધિ કરવા માટે તેણે ખાસ પ્રયત્નો કર્યા હતા. ડિઝરાયલી ઉત્તમ વક્તા હતો, અને તેનાં ભાષણ જુસ્સાવાળાં હતાં અને તેમાં તે કહેવતો અને દૃષ્ટાંતોનો ઉપયોગ કરતો હોવાથી



ડિઝરાયલી

તેના ભાષણની અસર લોકોપર તત્કાળ થતી, અને શ્રોતાઓને તે પોતાને અનુકૂળ કરી દેતો. ગ્લૅડસ્ટન ૨૩ વર્ષની ઉંમરે કૉંઝરવેટિવ પક્ષના સભાસદ તરીકે પાર્લમેન્ટમાં દાખલ થયો હતો. અનાજ ઉપરના કરના કાયદા વખતે તે અને પીલના બીજા અનુયાયીઓ વ્હિગ પક્ષને જઈ મળ્યા હતા અને તેઓએ લિબરલ પાર્ટી સ્થાપી હતી. રસેલ લિબરલ પાર્ટીનો વડો પ્રધાન હતો ત્યારે તેના પ્રધાનમંડળમાં ગ્લૅડસ્ટન ખજાનચી ( Chancellor of the Exchequer ) હતો. ખજાનચી તરીકે તેના વેપારી ધોરણ માટે અને ઉપજ ખરચના અડસટ્ટાના પત્રક તૈયાર કરી તે ઉપર મુદ્દાસર ભાષણ કરવા માટે તે ઘણો પ્રસિદ્ધ થયો છે. વિષય પ્રતિપાદન કરવાની શૈલીથી અને યોગ્ય શબ્દ યોગ્ય સ્થળે વાપરવાની કુનેહથી શ્રોતાજનોનાં મન હરણ કરી તેમને તે પોતાના મતના કરી દેતો. ૧૮૬૮ માં નવી પાર્લમેન્ટની ચૂંટણી થઈ તેમાં લિબરલ પાર્ટીનું મતાધિક્ય હોવાથી ડર્બી અને ડિઝરાયલીએ રાજીનામું આપ્યું અને લિબરલ પાર્ટીનો નેતા ગ્લૅડસ્ટન મુખ્ય પ્રધાન થયો.

**ગ્લૅડસ્ટનના સુધારા :**—૧૮૬૮ માં ગ્લૅડસ્ટન વડો પ્રધાન થયો. એકંદર ચાર વેળા ( ૧૮૬૮–૧૮૭૪; ૧૮૮૦–૧૮૮૫; ૧૮૮૬; ૧૮૯૨–૯૪ ) તે મુખ્ય પ્રધાન થયો હતો. તેણે દેશની અંદરની

બાબતોપર ધ્યાન આપી ગરીબ અને મધ્યમ વર્ગના લોકની ઉન્નતિ માટે ઘણા ઉપયોગી કાયદા કર્યા. તેમજ આયર્લૅંડમાંનો અસંતોષ દૂર કરવા માટે પણ તેણે કેટલાક કાયદા ઘડ્યા. તેની પરદેશસંબંધની રાજ્યનીતિ શાંતિની હતી અને પરદેશો સાથે લડાઈમાં પડવું નહિ એવો તેનો મત હતો.

**ગ્લૅડસ્ટનનું પહેલું પ્રધાનવટું** (૧૮૬૮–૧૮૭૪):—આ પ્રધાનવટાં દરમ્યાન ગ્લૅડસ્ટને ઘણા અગત્યના સુધારા દાખલ કર્યા.

**આયર્લૅંડમાં પ્રૉટેસ્ટંટ પંથને મળતી સરકારી મદદ બંધ કરી ૧૮૬૯**:—આયર્લૅંડની વસ્તીનો મોટો ભાગ રોમન કૅથૉલિક પંથનો હતો, તોપણ ત્યાંની સરકાર પ્રૉટેસ્ટંટ પંથની હોવાથી તેને સરકારી ગ્રૅંટ મળતી હતી. એ ગ્રૅંટ આપી શકાય તે માટે આયર્લૅંડના પ્રૉટેસ્ટંટ અને રોમન કૅથૉલિક લોકને **ટાઈથ** નામનો કર આપવો પડતો હતો. એ ગ્રૅંટ અને કરની સામે રોમન કૅથૉલિક લોકોએ જબરી ચળવળ ઉભી કરી હતી અને તેથી દેશમાં ઘણો અસંતોષ પ્રસરી રહ્યો હતો. તે અસંતોષ દૂર કરવા માટે ૧૮૬૯ માં ગ્લૅડસ્ટને 'આઇરિશ ચર્ચને મળતી સરકારી મદદ બંધ કરવાનો કાયદો' (Disestablishment of Protestant Church in Ireland) પસાર કર્યો.

**આયર્લૅંડમાં જમીન સંબંધનો કાયદો ૧૮૭૦**:—આયર્લૅંડની ઘણીખરી જમીન ઇંગ્લિશ અને સ્કૉટિશ પ્રૉટેસ્ટંટ પંથના જમીનદાર લોકની માલિકીની હતી અને તે આઇરિશ લોક ગણોતે ખેડતા હતા. એ જમીનદારો ગણોતની રકમ વારંવાર વધારતા હતા, અને ખેતીમાં સુધારો કરવા જે કંઈ ખરચ ખેડૂતો કરતા તે તેઓ આપતા નહિ. આવી હકીકતને લીધે અને આયર્લૅંડમાં ઉપરા ઉપરી દુકાળ પડતો હોવાને લીધે ત્યાંના ખેડૂતોની સ્થિતિ ઘણી ખરાબ થઈ હતી અને તેથી તે લોકોમાં ઘણો અસંતોષ પ્રસરી રહ્યો હતો. ત્યારે આયર્લૅંડના ખેડૂતોની સ્થિતિ સુધારવા માટે ગ્લૅડસ્ટને ૧૮૭૦ માં **આયર્લૅંડમાંની જમીન સંબંધનો કાયદો** (Irish Land Act) પાસ કર્યો. આ કાયદામાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે જો જમીનદાર

ખેડૂતને કાઢી મૂકી જમીન લઈ લે તો તે વખતે ખેડૂતે જમીનના સુધારા માટે જે ખરચ કર્યો હોય તે જમીનદારે ખેડૂતને આપવો. પણ આ કાયદાથી આયર્લંડમાં અસંતોષ ઓછો થયો નહિ.

**પ્રાથમિક શિક્ષણનો કાયદો** (૧૮૭૦) :—ગ્લૅડસ્ટને ૧૮૭૦ માં પ્રાથમિક શિક્ષણ માટે એક કાયદો પસાર કર્યો. ઇંગ્લંડની બધી બાબતમાં ઉન્નતિ કરવી હોય તો દેશના દરેક માણસને વાંચતાં લખતાં આવડવું જ જોઈએ એવો લિબરલ પાર્ટીનો અભિપ્રાય હતો. આ કાયદો પસાર થયો તે પૂર્વે પ્રાથમિક શિક્ષણનું કામ ખાનગી સંસ્થાઓ અને વ્યક્તિઓ કરતી હતી અને એ કામ માટે તેમને સરકાર તરફથી ગ્રૅંટ મળતી હતી. પણ એવી શાળાઓની સંખ્યા જોઈએ તેટલી નહિ હતી અને ગામડાં ગામમાં એવી કોઈ નિશાળો હતી જ નહિ. તેથી એ બાબતમાં લક્ષ આપવું ઘટે છે એમ જાણી આ કાયદો કરવામાં આવ્યો. આ કાયદાથી ખાનગી શાળાઓને મળતી સરકારી ગ્રૅંટ કાયમ કરવામાં આવી. પણ સાથે સાથે પ્રાથમિક શિક્ષણની સારી વ્યવસ્થા કરવા માટે ઇંગ્લંડના જુદા જુદા ભાગ પાડવામાં આવ્યા અને ત્યાંના પ્રાથમિક શિક્ષણનું કામ તે તે ભાગના લોકોએ ચૂંટેલી સ્કૂલબોર્ડ નામની સંસ્થાને સોંપવામાં આવ્યું. એ માટે થતો ખરચ ઉભો કરવા માટે તે ભાગના લોકપર કર મૂકવાની સત્તા આ સ્કૂલ-બોર્ડોને આપવામાં આવી હતી. તેમ જ એ બોર્ડોને સરકાર તરફથી ગ્રૅંટ પણ મળતી હતી. વળી એ કાયદામાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે સ્કૂલબોર્ડોની શાળાઓમાં શિક્ષણ મફત આપવું જોઈએ. આવી રીતે પ્રાથમિક શિક્ષણ મફત મળતું થયું. પછી ૧૮૭૬ માં એક કાયદો કરી પ્રાથમિક શિક્ષણ ફરજીઆત કરવામાં આવ્યું. આ સિવાય કેળવણીની બાબતમાં બીજો એક મહત્ત્વનો સુધારો કરવામાં આવ્યો. તે એ કે ઑક્સફર્ડ અને કેમ્બ્રિજનાં વિશ્વવિદ્યાલયોમાં પ્રૉટેસ્ટંટ પંથના ન હોય એવા માણસોને અધિકારિની જગા કે શિષ્યવૃત્તિ મળવાને પ્રતિબંધ હતો તે ૧૮૭૧ માં ગ્લૅડસ્ટને એક કાયદો કરી દૂર કર્યો.

**બૅલટ ઍક્ટ ૧૮૭૨** :—ચૂંટણીમાં મતદારો પોતાના મત ઉઘાડી

રીતે આપતા હતા, તેથી કયો મતદાર કયા ઉમેદવારને મત આપે છે તેની બધાને ખબર પડતી. તેથી કેટલીક વાર અને કેટલેક ઠેકાણે લાંચ આપીને અથવા ધાક ધમકીથી મતદારો પાસેથી મત મેળવવામાં આવતા હતા. આ પદ્ધતિ બંધ પાડવા અને મતદાર પોતાને ગમે તે ઉમેદવારને મત આપી શકે અને તેણે કોને મત આપ્યો છે તે માલમ ન પડે તે માટે **બૅલટ ઍક્ટ** (Ballot Act) એટલે ગુપ્ત રીતે મત આપવાનો કાયદો પસાર કરવામાં આવ્યો. એ કાયદાની વ્યવસ્થા પ્રમાણે બધા ઉમેદવારોનાં નામવાળો એક કાગળ દરેક મતદારને આપવામાં આવે છે અને તે મતદાર જે ઉમેદવારને પોતાનો મત આપવા માગતો હોય તેનાં નામની સામે એક ચોકડી (×) કરી તે કાગળ વાળી દઈ એક પેટીમાં નાંખે છે. આ રીતથી કયા મતદારે કયા ઉમેદવારને મત આપ્યો છે તેની કોઈને ખબર પડતી નથી.

**કામગાર લોકના સંઘ સંબંધે કાયદો** (Trade Union Act) **૧૮૭૧** :—કામગાર વર્ગના લોકોએ પોતાની ઉન્નતિ માટે સંઘો સ્થાપ્યા હતા અને નાણાં ભરી ફંડો એકઠાં કર્યાં હતાં. તેને કાયદેસરનું રૂપ આપવા માટે ગ્લૅડસ્ટને ૧૮૭૧ માં ટ્રેડ યુનિઅન ઍક્ટ નામનો કાયદો પસાર કર્યો.

**બીજા સુધારા** :—ગ્લૅડસ્ટને ૧૮૭૧ માં **સૈન્ય સંબંધનો** કાયદો કર્યો. એ કાયદાએ લશ્કરી નોકરીની મુદ્દત ઓછી કરી અને તે મુદ્દત પૂરી થયા પછી પાંચ વર્ષ સુધી દરેક સૈનિકે 'રીઝર્વ' અનામત તરીકે રહેવું એટલે એ પાંચ વર્ષમાં જ્યારે જરૂર પડે ત્યારે સૈન્યમાં સૈનિક તરીકે પાછા દાખલ થવું એવું ઠરાવવામાં આવ્યું હતું (૧૮૭૧).

તેવીજ રીતે લશ્કરી તથા મુલકી ખાતામાં અધિકારની જગાઓ હરીફાઈની પરીક્ષાથી પૂરવી એવું ઠરાવવામાં આવ્યું (૧૮૭૧).

ગ્લૅડસ્ટને તેની ૬ વર્ષની કારકિર્દીમાં કરેલા આ સુધારાઓ લિબરલ પાર્ટીના કેટલાક સભાસદોને પણ ઘણા થયા લાગતા હતા. કૉંઝરવેટિવ પાર્ટી તો એ સુધારાની વિરુદ્ધ હતી જ. તેથી ૧૮૭૪ માં

પાર્લમેન્ટની નવી ચૂંટણી થઈ તેમાં કૉંઝરવેટિવ પક્ષની બહુમતિ થઈ એટલે ગ્લૅડસ્ટને પ્રધાનપદનું રાજીનામું આપ્યું, અને ડિઝરાયલી વડો પ્રધાન થયો.

**ડિઝરાયલી :**—ડિઝરાયલી ૬ વર્ષ સુધી (૧૮૭૪–૧૮૮૦) મુખ્ય પ્રધાન રહ્યો અને તે દરમ્યાન તેનું ધ્યાન પરદેશના રાજપ્રકરણ બાબતમાં હતું. તો પણ ઇગ્લંડની અંતસ્થ બાબતમાં કામગાર વર્ગને ઉપયોગી ટ્રેડ યુનિઅન ઍક્ટ તેણે પાસ કર્યો.

**કામગાર લોકના સંઘ સંબંધી કાયદો** (Trade Union Act) **૧૮૭૪:**—કામગાર વર્ગે પોતાની ઉન્નતિ માટે સંઘ સ્થાપ્યા હતા તે ૧૮૨૪ માં થયેલા કાયદાથી કાયદેસર ગણતા હતા. પછી ૧૮૭૧ માં પાસ થયેલા કાયદામાં તેઓએ પોતાના ઉપયોગ માટે એકઠા કરેલા ફંડના રક્ષણની વ્યવસ્થા કરવામાં આવી હતી. પણ કામગાર લોકના સંઘ સંપ કરી હડતાલ પાડે તો તેમનું પગલું કાયદા વિરુદ્ધનું ગણાતું હતું તેની વિરુદ્ધ મજૂર વર્ગના સંઘે જબરી ચળવળ ચલાવી. ત્યારે ૧૮૭૪ માં ડિઝરાયલીએ **કામગાર લોકના સંઘ સંબંધી કાયદો** (Trade Union Act) પાસ કર્યો અને જો કામગાર વર્ગ સંપ કરી હડતાલપર જાય તો તેમનું તે કૃત્ય કાયદાવિરુદ્ધનું ગણાય નહિ એવું એ કાયદામાં ઠરાવવામાં આવ્યું હતું. આ કાયદો થયા પછી હડતાલનો ધાક બતાવી કામગાર વર્ગ મિલમાલિકો પાસે કામ કરવાના કલાક કમી કરાવવા, પોતાને મળતી મજૂરીના દર વધરાવવા વગેરે પોતાની માગણીઓ સ્વીકારાવવા શકિતમાન્ થયા.

પછી ૧૮૮૦ માં પાર્લમેન્ટની નવી ચૂંટણી થઈ તેમાં લિબરલ પાર્ટીનું મતાધિકય હોવાથી ડિઝરાયલી, જેને લૉર્ડ બીકનસ્ફીલ્ડનો ખિતાબ આપવામાં આવ્યો હતો તેણે પોતાની જગાનું રાજીનામું આપ્યું. એટલે ગ્લૅડસ્ટન ફરીથી વડો પ્રધાન થયો (૧૮૮૦).

**ગ્લૅડસ્ટનનું બીજું પ્રધાનમંડળ, ૧૮૮૦–૮૫ :**—ગ્લૅડસ્ટન બીજી વાર વડો પ્રધાન થયો. એનું આ વખતનું પ્રધાનવટું પાંચ વર્ષ ટકયું. તેનાં **લૉર્ડ હાર્ટિંગટન, સર જોસફ ચેંબરલેન** અને **જૉન બ્રાઈટ** પ્રધાનો હતા. આ વખતે ગ્લૅડસ્ટનને પરદેશી બાબતોપર પણ ધ્યાન

આપવું પડ્યું હતું. ઇજિપ્ટ અને સૂદાનમાં લડાઈઓ ચાલતી હતી. દક્ષિણ આફ્રિકામાં પણ સ્થિતિ ઘણી બારીક થઈ પડી હતી. રશિઆ અફગાનિસ્તાન સાથે કારસ્થાન કરતું હતું. આ પરદેશી બાબતો વિષે હકીકત આગળ આપી છે. આયર્લંડમાં પારનેલની સરદારી નીચે હોમરૂલની ચળવળ ચાલુ હતી; તેમ જ જમીનદારો અને ખેડૂતો વચ્ચે અણબનાવ ચાલતો હતો. તેને લીધે ઠેકાણેઠેકાણે હુલ્લડો થતાં હતાં. તેથી આયર્લંડનો અસંતોષ દૂર કરવા માટે ગ્લૅડસ્ટને આયર્લંડની જમીન-સંબંધી બીજો કાયદો પાસ કર્યો ( ૧૮૮૧ ).

**આયર્લંડની જમીનસંબંધી બીજો કાયદો ૧૮૮૧ :—** આ કાયદાથી જમીનદારોને ફક્ત ગણોત લેવાનો જ અધિકાર આપવામાં આવ્યો અને તે ગણોત કેટલું હોવું જોઈએ તે નક્કી કરવા માટે એક ખેતી બાબત કોર્ટ (Land Court) સ્થાપવામાં આવી. અને જ્યાંસુધી ખેડૂત ગણોત ભર્યા કરે ત્યાંસુધી જમીનદારથી તેને કાઢી મૂકાય નહિ એવું ઠરાવવામાં આવ્યું. એ કાયદાથી ખેડૂતોને સ્થિરતા મળી અને તેથી ખેતીમાં સુધારા કરવા તેમને મન થવા લાગ્યું. પરંતુ આ કાયદાથી પણ આઇરિશ લોકના મનનું સમાધાન થયું નહિ, અને દંગાફિસાદ કરવાનું ચાલુ રાખ્યું. ત્યારે એ હુલ્લડો બેસાડી દેવા માટે ગ્લૅડસ્ટનને સખત ઉપાયો યોજવા પડ્યા.

**ત્રીજું રીફૉર્મ બિલ ૧૮૮૪–૮૫ :—** ગ્લૅડસ્ટને ૧૮૮૪ માં પાર્લમેન્ટના સુધારાનું ત્રીજું રીફૉર્મ બિલ પસાર કર્યું. આ કાયદાથી શહેરોના અને ગામડાંના ઘરોમાં રહેતા ઘરભાડૂતોને મતાધિકાર મળ્યો. તેમ જ આ કાયદાથી મિલોમાં કામ કરતા કામગારોપ્રમાણે ખેતીના અને શહેરોના મજૂરોને પણ મત આપવાનો હક મળ્યો. આમ થવાથી મતદારોની સંખ્યા ઘણી મોટી થઈ, તોપણ આ કાયદાથી મત આપવાનો અને પાર્લમેન્ટના સભાસદ થવાનો હક માત્ર પુરુષોને જ મળ્યો હતો. ( તેથી આ બાબતમાં સુધારો કરવા માટે આગળ જતાં ૧૯૧૮ માં ‘રેપ્રિઝેન્ટેટિવ ઑફ પીપલ્સ ઍક્ટ’ નામનો કાયદો કરવામાં આવ્યો, અને તેમાં સ્ત્રીઓ, ખલાસીઓ અને સૈનિકોને પણ મત આપવાનો હક આપવામાં આવ્યો. ) વળી મતદાર મંડળોની રચના

પણ વસ્તીના પ્રમાણમાં કરવામાં આવી. પંદર હજારથી ઓછી વસ્તી-વાળાં શહેરો પાસેથી પ્રતિનિધિ ચૂંટવાનો હક લઈ લેવામાં આવ્યો અને પચાસ હજારની વસ્તીવાળાં શહેરો તરફથી એક પ્રતિનિધિ ચૂંટાઈ આવે એવું આ કાયદામાં ઠરાવવામાં આવ્યું હતું.

૧૮૮૫ માં પ્રધાનમંડળની હાર થવાથી ગ્લૅડસ્ટને રાજીનામું આપ્યું. ડિઝરાયલી ૧૮૮૧ માં મરણ પામ્યો હતો. તેના પછી **લૉર્ડ સૉલ્સબરી** કૉંઝરવેટિવ પાર્ટીનો નેતા થયો હતો, તે હવે વડો પ્રધાન થયો (૧૮૮૫). પણ તે વધારે વખત પ્રધાનપદે રહી શક્યો નહિ; કારણ કે ૧૮૮૫ માં પાર્લમેન્ટની નવી ચૂંટણી થઈ તેમાં લિબરલ પક્ષનું મતાધિક્ય હોવાથી ગ્લૅડસ્ટન ત્રીજી વાર વડો પ્રધાન થયો (૧૮૮૬).

**ગ્લૅડસ્ટનનું ત્રીજું પ્રધાનવટું, ૧૮૮૬ :**—આ વેળા ગ્લૅડસ્ટને આઇરિશ પ્રશ્ન ઉપર લક્ષ આપ્યું. સન ૧૮૦૦ માં ઇંગ્લંડની પાર્લમેન્ટ સાથે થયેલું એકીકરણ રદ કરાવી આયર્લૅંડની જુદી પાર્લમેન્ટ કરાવી દેશનો રાજ્યકારભાર પોતાના હાથમાં લેવા સામ્રાજ્યમાં સ્વરાજ્ય (Home Rule) મેળવવા માટે આઇરિશ લોકોએ ચળવળ ચાલુ રાખી હતી. આ વખતે આઇરિશોનો આગેવાન પારનેલ હતો. આયર્લૅંડને હોમરૂલ આપ્યાવિના ત્યાં સંતોષ અને શાંતિ થવાનાં નથી એવી ખાતરી થવાથી આયર્લૅંડને હોમરૂલ આપવાનું બિલ ગ્લૅડસ્ટને પાર્લમેન્ટમાં દાખલ કર્યું. પણ આયર્લૅંડ જુદી પાર્લમેન્ટ કરી ઇંગ્લંડથી છૂટું પડે તે વાત લિબરલ પાર્ટીના ચેંબરલેન, બ્રાઈટ વગેરે સો સભાસદોને પસંદ નહોતી. તેથી એ સભ્યોએ હોમરૂલ બિલનો વિરોધ કર્યો, અને પોતાને **લિબરલ યુનિઅનિસ્ટ** (Liberal Unionist) કહેવડાવી કૉંઝરવેટિવ પક્ષ તરફથી એ બિલની સામે મત આપ્યો. તેથી એ પ્રશ્નપર ગ્લૅડસ્ટનની હાર થઈ (૧૮૮૬). આવી રીતે આઇરિશ પ્રશ્નપર લિબરલ પક્ષમાં ફૂટ પડી. આગળ જતાં લિબરલ યુનિઅનિસ્ટો કૉંઝરવેટિવ પક્ષમાં ભળી ગયા. આ હાર થવાથી ગ્લૅડસ્ટને રાજીનામું આપ્યું અને કૉંઝરવેટિવ પક્ષ પ્રધાનપદે આવ્યો, અને લૉર્ડ સૉલ્સબરી મુખ્ય પ્રધાન થયો. આ કૉંઝરવેટિવ પ્રધાનમંડળ ૬ વર્ષ ટક્યું. પછી

૧૮૯૨ માં ગ્લૅડસ્ટન ચોથી વાર મુખ્ય પ્રધાન થયો (૧૮૯૨–૯૪). આ વખતે પણ તેણે આયર્લૅંડને હોમરૂલ આપવાનું બિલ પાર્લમેન્ટમાં આણ્યું. પણ ઉમરાવોની સભાએ તેનો વિરોધ કર્યો, તેથી એ બિલ પસાર થયું નહિ. એટલે ગ્લૅડસ્ટને પ્રધાનવટું છોડ્યું (૧૮૯૪) અને તે વૃદ્ધાવસ્થાને લીધે રાજ્યદ્વારી જિંદગીમાંથી વાનપ્રસ્થ થયો. ત્યાર પછી ચોથે વર્ષે તે મરણ પામ્યો (૧૮૯૮). ગ્લૅડસ્ટન પછી લૉર્ડ રોઝબરી અને સર હેન્રી કૅમ્પબેલ બૅનરમૅન લિબરલ પાર્ટીના નેતા થયા. લૉર્ડ રોઝબરી ૧૮૯૪–૯૫ માં વડો પ્રધાન હતો.

**લૉર્ડ સૉલ્સબરીનું પહેલું અને બીજું પ્રધાનવટું,** (૧૮૮૬–૯૨; ૧૮૯૫–૧૯૦૨):—૧૮૮૬ માં કૉંઝરવેટિવ પક્ષનો નેતા લૉર્ડ સૉલ્સબરી વડો પ્રધાન થયો. એના પ્રધાનમંડળમાં **ચર્ચિલ, બાલ્ફૂર** અને **ચેંબરલેન** પ્રધાનો હતા. ચર્ચિલ ખજાનચી હતો અને તેણે તેની વક્તૃત્વશક્તિથી આમની સભા પર સારી પછા પાડી હતી. પણ સૈન્ય અને અરમાર માટે વધારે ખર્ચની બાબતમાં તેને બીજા પ્રધાનો સાથે મતભેદ થયો તેથી તેણે ૧૮૮૭ માં પોતાની જગાનું રાજીનામું આપ્યું. આયર્લૅંડમાં અસ્વસ્થતા હોવાને લીધે આ પ્રધાનમંડળને આઇરિશ પ્રશ્ન ઉપર ધ્યાન આપવું પડ્યું. પછી ૧૮૯૫ થી ૧૯૦૨ સુધી લૉર્ડ સૉલ્સબરીએ બીજી વાર પ્રધાનવટું કર્યું. આ પ્રધાનવટાં દરમ્યાન દક્ષિણ આફ્રિકામાં ડચ સંસ્થાનના બોઅર લોકો સાથે લડાઈ ચાલતી હતી તેમાં સૉલ્સબરીને લક્ષ આપવું પડ્યું હતું. તેનાં પ્રધાનવટાં દરમ્યાન અંતસ્થ બાબતોમાં પણ કેટલાક અગત્યના બનાવ બન્યા હતા.

**મહોત્સવ**:—૧૮૮૭ માં રાણી વિક્ટોરિઆને રાજ્ય કરતાં પચાસ વર્ષ થયાં તેની ખુશાલીમાં એ વર્ષે **સુવર્ણ મહોત્સવ** કરવામાં આવ્યો. ત્યાર પછી દસ વર્ષે રાણીને રાજ્ય કરતાં સાઠ વર્ષ થયાં તેની ખુશાલીમાં **હીરક મહોત્સવ** કરવામાં આવ્યો. આ બંને શુભ પ્રસંગે સામ્રાજ્યના દૂરદૂરના દેશોમાંથી રાજારજવાડા અને લોકો લંડન આવ્યા હતા.

**સ્થાનિક સ્વરાજ્યનો કાયદો, ૧૮૮૮**:—૧૮૮૮ માં સૉલ્સ-

બરીએ સ્થાનિક સ્વરાજ્યનો કાયદો કર્યો. એ કાયદાથી ઠેકાણે ઠેકાણે લોકનિયુક્ત કાઉન્ટી કાઉન્સિલો સ્થાપન થઈ અને તેમને સ્થાનિક બાબતોની સર્વ વ્યવસ્થા સોંપવામાં આવી. આ કાયદો થયો તે પૂર્વે સરકારનિયુક્ત અધિકારીઓ કાઉન્ટીઓની સર્વ વ્યવસ્થા કરતા હતા. તેવી જ રીતે સ્કૂલબોર્ડો કાઢી નાંખી પ્રાથમિક શિક્ષણની સર્વ વ્યવસ્થાનું કામ ૧૯૦૨ માં કાઉન્ટી કાઉન્સિલોને સોંપવામાં આવ્યું.

## (૨) આયર્લંડ

**આયર્લંડમાં પરિસ્થિતિ અને તેથી અસંતોષ :**—૧૮૨૯ માં કૅથૉલિક ઇમૅન્સિપેશન ઍક્ટ પાસ થવાથી રોમન કૅથૉલિક લોકને માટે પાર્લમેન્ટના સભાસદ બનવું શક્ય થયું તોપણ ત્યાં અસંતોષ ઓછો થયો નહિ. તેનાં કારણો નીચે પ્રમાણે છે :—

(૧) **અસલના આઇરિશો અને આવી વસેલા પ્રૉટેસ્ટંટપંથી ઇંગ્લિશ અને સ્કૉટિશ લોક વચ્ચે વેરભાવ :**— આયર્લંડના ઉત્તર ભાગના અલ્સ્ટર પરગણાંમાં સ્કૉટલંડ અને ઇંગ્લંડથી પ્રૉટેસ્ટંટ પંથના લોક કેટલાક પેઢી થયાં આવી વસ્યા હતા. તેથી તેઓ આયર્લંડના સ્થાયિક રહેવાસી થઈ ગયા હતા. તેમની વસ્તી થોડી હતી અને તેમનામાં અસંતોષ નહોતો. પણ આયર્લંડના અસલ રોમન કૅથૉલિક લોક તેમને પરદેશી ગણતા હતા અને તેમની સાથે વેર રાખતા હતા.

(૨) **ટાઇથ નામના કર માટે અસંતોષ :**—આયર્લંડની વસ્તીનો લગભગ ⅘ ભાગ રોમન કૅથૉલિક પંથનો હતો, તો પણ ત્યાંની સરકાર પક્ષપાત કરી પ્રૉટેસ્ટંટ પંથને જ મદદ કરતી હતી. સરકાર એ મદદ આપી શકે તે માટે આઇરિશ લોકોને **ટાઇથ નામના કર** રૂપે પોતાની આવકનો દસમો હિસ્સો સરકારને આપવા પડતો હતો. એ કરની ઉપજમાંથી પ્રૉટેસ્ટંટ પંથના દેવળોનો નિભાવ થતો હતો. તેમ થવું ન જોઈએ એવી આઇરિશ રોમન કૅથૉલિક લોકની ફરિયાદ હતી.

(૩) **જમીનદારો અને ખેડૂતો વચ્ચે અણબનાવ :**— આયર્લંડની વસ્તીનો મોટો ભાગ રોમન કૅથૉલિક પંથનો હતો, છતાં

ત્યાંની ઘણીખરી જમીનના માલિક પ્રૉટેસ્ટંટપંથી ઇંગ્લિશ અને સ્કૉટિશ લોક હતા. ઇલિઝાબેથ, પહેલો ચાર્લ્સ અને ક્રૉમ્વેલની કારકિર્દીમાં જ્યારે આઇરિશ લોકે બંડો કર્યાં હતાં ત્યારે તેમની જમીન જપ્ત કરી લઈ પ્રૉટેસ્ટંટપંથી ઇંગ્લિશ અને સ્કૉટિશ લોકોને આપવામાં આવી હતી. તેથી આયર્લૅંડમાં ઘણાખરા લોકોને ગણોતિયા, મજૂર અને ભરવાડ તરીકે ખેતરમાં કામ કરવાનું રહ્યું હતું અને તેમાટે પણ તેમને જમીનદારોને ભારે ગણોત આપવું પડતું હતું. જમીન સુધારી વધારે પાક કરવા માટે ખેડૂત પોતે જે ખરચ કરતો તેના બદલામાં પણ જમીનદાર કંઈ આપતો નહિ. અસલ આપણી જ માલિકીની એ જમીન, તે ઇંગ્લિશ અને સ્કૉટિશ જમીનદારો પચાવી પડ્યા છે એવી આઇરિશ રોમન કૅથૉલિકોને ભાવના રહેતી અને તેથી તેઓ તેમના પર દ્વેષ રાખતા.

(૪) **એકીકરણ રદ કરવાની આવશ્યકતા:**—૧૮૦૦ ની સાલમાં બ્રિટિશ અને આઇરિશ પાર્લમેન્ટનું એકીકરણ થયું હતું. પણ બ્રિટિશ પાર્લમેન્ટમાં આઇરિશ સભાસદોની સંખ્યા નાની હોવાને લીધે પાર્લમેન્ટનું લક્ષ આયર્લૅંડ તરફ ઝાઝું ખેંચાતું નહિ, અને આઇરિશ લોકોની સ્થિતિ સુધારવાને પાર્લમેન્ટ તરફથી કંઈ જ પ્રયત્ન થતા નહિ. તેથી એકીકરણ રદ કરાવી પોતાની જુદી પાર્લમેન્ટ કરાવવા આઇરિશ લોક માગતા હતા.

ઉપલા કારણોથી આયર્લૅંડમાં અસંતોષ પ્રસરતો જતો હતો, અને એ સ્થિતિ સુધારવા માટે ડેનિઅલ ઓકૉનેલની સરદારી નીચે ત્યાં ચળવળ ઉપાડી લેવામાં આવી હતી. આજ આઇરિશ રોમન કૅથૉલિક પંથના નેતાએ આગળ ચલાવેલી ચળવળને પરિણામે આઇરિશ રોમન કૅથૉલિક ઇમૅન્સિપેશન બિલ પાર્લમેન્ટમાં પાસ કરાવ્યું હતું અને તે કાયદાને લીધે ઓકૉનેલ પાર્લમેન્ટનો સભાસદ થઈ શક્યો હતો. આયર્લૅંડની પાર્લમેન્ટ જુદી કર્યાથી આઇરિશ લોકોની સ્થિતિ સુધારવા માટે ઉપયોગી કાયદા પાસ કરવાનું બની શકશે એમ વિચારી ૧૮૦૦ માં થયેલું એકીકરણ રદ કરાવવા માટે ૧૮૩૪ ના અરસામાં ઓકૉનેલે 'હોમરૂલ' (સ્વરાજ્ય) ની ચળવળ શરૂ કરી. એ વિષય ઉપર તેણે

ઠેકાણે ઠેકાણે ભાષણો કર્યાં (૧૮૪૩). એ ચળવળથી ઠેકાણે ઠેકાણે હુલ્લડો પણ થવા લાગ્યાં. ડેનિઅલ ઓકૉનેલ સનદશીર ચળવળ ચલાવનારો હતો, તેથી આવા અત્યાચારનો તે વિરોધ કરતો હતો. પણ તેનું આ મધ્યમસરનું ધોરણ ઉગ્ર સ્વભાવના આઇરિશ લોકોને પસંદ પડ્યું નહિ, તેથી તેમણે ઓકૉનેલનો પક્ષ છોડી દઈ **તરુણ આયર્લૅંડ** નામનો એક જુદો પક્ષ સ્થાપન કર્યો અને તેમાં પુષ્કળ લોક જોડાયા. આથી ઓકૉનેલની લોકપ્રિયતા ઓછી થવા લાગી. ત્યાર પછી ચાર વર્ષે ૧૮૪૭ માં તે મરણ પામ્યો.

**આયર્લૅંડમાં હુલ્લડો ૧૮૪૮ :**—ત્યારપછી ૧૮૪૫ માં આયર્લૅંડમાં દુકાળ પડ્યો. એ દુકાળને લીધે ઘણા ગણોતિયાઓ પોતાના જમીનદારોને ગણોત ભરી શકયા નહિ, તેથી કેટલાક જમીનદારોએ ગણોતિયા પાસેથી જમીનો છોડાવી લીધી. કેટલાક જમીનદારો કરજદાર થઈ જવાથી તેમને પોતાની જમીન વેચવી પડી. જમીન વેચાતી રાખનાર નવા જમીનદારોએ ખાતેદાર પાસેથી લેવાના ગણોતની રકમ ઘણી વધારી દીધી. અને એ વધારેલું ગણોત જે ગણોતિઆ આપવા ના પાડતા તેમની પાસેથી જમીન લઈ લેવામાં આવતી. આવી રીતે ગરીબ સ્થિતિના ઘણા આઇરિશોને જમીન છોડવી પડ્યાથી તેઓ કામધંધાવિનાના થઈ ગયા અને તેમની સ્થિતિ અત્યંત દુઃખી થઈ પડી. તેથી ઘણા માણસો દેશત્યાગ કરી અમેરિકા ગયા, અને કેટલાકોએ **સ્મિથ ઓબ્રાયન**ની આગેવાની નીચે હુલ્લડો કરવા માંડ્યાં. ત્યારે સરકારે જાપતાના ઉપાય લઈ એ હુલ્લડો દાબી દીધાં. પણ તેથી કંઈ આયર્લૅંડમાં અસંતોષ ઓછો થયો નહિ, પણ જેવોને તેવો જ ધૂમરાયાં કર્યો. કેટલાક ક્રાંતિકારી ચળવળીઆઓએ ૧૮૫૯ માં **'ફેનિઅન સોસાયટી'** નામની એક સંસ્થા કાઢી. એ મંડળવાળાઓનો વિચાર જરૂર પડતાં શસ્ત્રોનો ઉપયોગ કરી આયર્લૅંડમાં સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાનો હતો. આ ફેનિઅન સોસાયટીની ઉશ્કેરણીથી ૧૮૬૬–૬૭ માં આયર્લૅંડમાં દંગા ફિસાદ અને અત્યાચાર ચાલી રહ્યા.

**ગ્લૅડસ્ટનના સુધારા :**—સરકારે દમનનીતિના કડક ઉપાયો

લઈ એ હુલ્લડો દાબી દીધા તો ખરાં, તેથી અસંતોષ દૂર થઈ શક્યો નહિ. ત્યારે ગ્લૅડસ્ટનની ખાતરી થઈ કે આઇરિશોના લાભના કાયદા કર્યા વગર ત્યાં અસંતોષ દૂર થઈ શકવાનો નથી. તેથી તેણે ૧૮૬૯ માં એક કાયદો કરી આયર્લૅંડના પ્રૉટેસ્ટંટ પંથને જે સરકારી ગ્રૅંટ મળતી હતી તે બંધ કરી, અને તે પૈસાનો ઉપયોગ દુકાળ-નિવારણના કામમાં કર્યો. તેવી જ રીતે તેણે ખેડૂત ગણોતિઆઓની સ્થિતિ સુધારવા માટે ૧૮૭૦ અને ૧૮૮૧ માં જમીન સંબંધે કાયદા (Land Acts) કર્યા. એ વિષે હકીકત પૂર્વે (પાનાં ૪૪૯, ૪૫૩) આપી ગયા છીએ. તેમ છતાં પણ આયર્લૅંડમાં બેદિલી કમી થઈ નહિ.

**આયર્લૅંડને હોમરૂલ આપવાનો પ્રયત્ન:**—૧૮૭૫ માં ચાર્લ્સ સ્ટુઅર્ટ પારનેલ નામનો ગૃહસ્થ આઇરિશ લોકના નેતા તરીકે પ્રસિદ્ધિમાં આવ્યો; અને તેણે હોમરૂલની ચળવળ જોસભરે ચલાવી. ૧૮૭૫ માં તે પાર્લમેન્ટનો સભાસદ થયો. તેની આગેવાની નીચે આમની સભાના સઘળા આઇરિશ સભાસદોએ આયર્લૅંડને હોમરૂલ આપવાના પ્રશ્ન સિવાયના પાર્લમેન્ટમાં ચર્ચાતા બીજા બધા પ્રશ્નોપર લાંબાં લાંબાં ભાષણો કરી કાળક્ષેપ કરી પાર્લમેન્ટના કામકાજમાં હરકત નાંખી પાર્લમેન્ટનું ગાડું અટકાવવાની રાજનીતિ અખત્યાર કરી. તેમજ તેમણે આયર્લૅંડમાં લૅંડ લીગ (Land League) નામની એક સંસ્થા સ્થાપન કરી તે દ્વારા આયર્લૅંડમાં ખેડૂતો અને ખાતેદારોની સ્થિતિ સુધારવાના પ્રયત્નો કરવા માંડ્યા. હોમરૂલ લીગ અને લૅંડ લીગની ચળવળોથી આયર્લૅંડમાં ઘણો અત્યાચાર થવા લાગ્યો. ૧૮૮૨ માં આઇરિશ સેક્રેટરી લૉર્ડ કૅવેંડિશનું ખૂન થયું. એ ખૂના-મરકી અટકાવવા માટે ગ્લૅડસ્ટને સખત પગલાં લીધાં, તોપણ ત્યાં શાંતિ થઈ નહિ. આયર્લૅંડને 'હોમરૂલ' (સામ્રાજ્યમાં સ્વરાજ્ય) આપ્યા


પારનેલ

સિવાય ત્યાં શાંતિ થવાની નથી એવી ગ્લૅડસ્ટનની ખાતરી થઈ હતી, તેથી આયર્લંડને હોમરૂલ આપવાનું બિલ તેણે ૧૮૮૬ માં પાર્લમેન્ટમાં દાખલ કર્યું. પણ એ બાબતમાં લિબરલ પક્ષમાં ઘણો મતભેદ હતો. આયર્લંડ ઇંગ્લંડની ઘણો પાસે હોવાથી આયર્લંડને જો હોમરૂલ મળે તો જ્યારે પરદેશ સાથે યુદ્ધ થાય ત્યારે ઘણી મુશ્કેલ સ્થિતિ ઉભી થાય એવી બીક ઘણા લિબરલોને રહેતી હતી. તેમ જ ત્યાં જુદી પાર્લમેન્ટ સ્થાપન કરવામાં આવે તો ઉત્તર આયર્લંડના અલ્સ્ટર પરગણાંના પ્રૉટેસ્ટંટ લોકોને એવી બીક રહેતી હતી કે તેમની સંખ્યા નાની હોવાથી તેમનાપર જુલમ કરવામાં આવશે. માટે તેઓએ હોમરૂલનો વિરોધ કર્યો. એ પ્રશ્નની બાબતમાં લિબરલ પક્ષના સર જોસફ ચેંબરલેન, હાર્ટિંગટન વગેરે ૧૦૦ લિબરલ સભાસદોએ આઇરિશ હોમરૂલના બિલની વિરુદ્ધ કૉંઝરવેટિવ પાર્ટી તરફ મત આપ્યો, તેથી એ બિલ પાસ થયું નહિ. એટલે ગ્લૅડસ્ટને પ્રધાનવટું છોડ્યું. ત્યારપછી જ્યારે ગ્લૅડસ્ટન પાછો પ્રધાનપદે આવ્યો ત્યારે આયર્લંડને હોમરૂલ આપવાનું બિલ પાછું તેણે પાર્લમેન્ટમાં દાખલ કર્યું (૧૮૯૩). આ વખત પણ તે પાસ થયું નહિ. ત્યારપછી વૃદ્ધાવસ્થાને લીધે ગ્લૅડસ્ટન રાજદ્વારી જીવનમાંથી ફારગ થયો.

**દક્ષિણ આયર્લંડને હોમરૂલ આપવામાં આવ્યું, ૧૯૨૨, અને તેને આઇરિશ ફ્રી સ્ટેટ કહેવામાં આવ્યું :—** આ પ્રમાણે વિક્ટોરિઆ રાણીની કારકીર્દીમાં આયર્લંડને હોમરૂલ આપવાના પ્રશ્નનો નિકાલ થયો નહિ. ત્યારપછી પારનેલનો લાગવગ ઓછો થયો, અને **રેડમંડ** આઇરિશ પક્ષનો નેતા થયો. સનદશીર રસ્તે આયર્લંડને ‘હોમરૂલ’ મળતું નથી એ જોઈ કેટલાક જહાલ આઇરિશ લોકે ‘સિનફેન’ નામની એક સંસ્થા ૧૯૧૪ માં સ્થાપી. આયર્લંડમાં સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાનો આ પક્ષનો વિચાર હતો અને તેમ કરવા માટે જરૂર જણાય તો મારફાડ અને ખૂના-મરકીથી પણ પાછા ન હઠવું એવો તેમનો નિશ્ચય હતો. યુરોપમાં મહાયુદ્ધ ચાલતું હતું ત્યારે આયર્લંડમાં ૧૯૧૬ માં બળવો શરૂ થયો, પણ સખત ઉપાયોથી તે બેસાડી દેવામાં આવ્યો. તોપણ ‘સિનફેન’

પાર્ટીનું જોર ઓછું થયું નહિ. **ડી વેલેરા** આ પાર્ટીનો નેતા હતો. ૧૯૧૮ ની સાલની ચૂંટણીમાં ઘણાખરા સભાસદો આજ પક્ષના ચૂંટાયા. તેમણે બ્રિટિશ પાર્લમેન્ટનો બહિષ્કાર કરી **ડેલ ઍરન** નામની પોતાની જુદી પાર્લમેન્ટની સભા ભરી અને આયર્લંડનો બધો રાજ્ય-કારભાર પોતાના હાથમાં લેવા પ્રયત્ન કર્યો. આયર્લંડને હોમરૂલ આપવાના પ્રશ્નની બાબતમાં અલ્સ્ટર પ્રાંતના પ્રૉટેસ્ટંટ પંથના લોકનો નેતા **સર એડવર્ડ કાર્સન** વિરુદ્ધ હતો. ત્યારે એ સવાલનો સમાધાન-કારક નિકાલ લાવવા માટે બ્રિટિશ પાર્લમેન્ટે ૧૯૨૦ માં એક કાયદો કર્યો. આ કાયદાન્વયે આયર્લંડના ઉત્તર આયર્લંડ ( અલ્સ્ટર ) અને દક્ષિણ આયર્લંડ એવા બે ભાગ પાડવામાં આવ્યા. દક્ષિણ આયર્લંડને હોમરૂલ આપવામાં આવ્યું; પણ ઉત્તર આયર્લંડમાં અલ્સ્ટરને હોમરૂલ ન આપતાં કેટલીક સ્થાનિક બાબતોની વ્યવસ્થા કરવા માટે ત્યાં એક પાર્લમેન્ટ સ્થાપન કરવામાં આવી. પણ આગળ પ્રમાણે જ ઉત્તર આયર્લંડ ( અલ્સ્ટર ) તરફથી બ્રિટિશ પાર્લમેન્ટમાં પ્રતિનિધિ આવવા ચાલુ રહે એવું ઠર્યું હતું. આ કાયદાથી દક્ષિણ આયર્લંડને હોમરૂલ તો મળ્યું, પણ તેથી આઇરિશોને સંતોષ થયો નહિ અને આગળ માફક જ ત્યાં તોફાનો થવાં ચાલુ રહ્યાં. ત્યારે વડા પ્રધાન લૉઇડ જ્યૉર્જે ૧૯૨૧ માં આઇરિશ નેતાઓની પરિષદ ભરી, અને તેમાં થયેલા ઠરાવપ્રમાણે ૧૯૨૧ માં એક કાયદો કર્યો. તેમાં નીચેની મહત્ત્વની બાબતો હતી :—( ૧ ) દક્ષિણ આયર્લંડને કૅનેડા સંસ્થાન જેવો અધિકાર આપવો અને તેને આઇરિશ ફ્રી સ્ટેટ કહેવું, ( ૨ ) આઇરિશ પાર્લમેન્ટના સભાસદોએ ફ્રી સ્ટેટને અને ઇંગ્લંડના રાજાને વફાદાર રહેવું.

આયર્લંડને મળેલા આ હોમરૂલથી **ડી વેલેરા**નું સમાધાન થયું નહિ. આયર્લંડમાં સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય ( Republic ) સ્થાપવાની તેની મહત્ત્વાકાંક્ષા હતી, અને એ દિશામાં તેણે પ્રયત્નો ચાલુ રાખ્યા. આઇરિશ ફ્રી સ્ટેટનો પહેલો પ્રમુખ **ગ્રિફિથ** થયો અને તેનાપછી બીજો **કૉસગ્રેવ** થયો. એ બંને હોમરૂલ પાર્ટીના હતા. પછી ૧૯૩૨ માં રીપબ્લિકન પાર્ટીનો નેતા ડી વેલેરા પ્રમુખ થયો. તેણે ઇંગ્લંડ સાથેનો સંબંધ તોડી નાંખી આયર્લંડમાં સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય

સ્થાપવાની કોશિશ ચાલુ રાખી છે, અને એ દિશામાં પ્રગતિ રૂપે ઇંગ્લંડના રાજાને વફાદાર રહેવાના સોગંદ નહિ લેવાની બાબતમાં અને આયર્લંડે દર વર્ષે ઇંગ્લંડને આપવાની ખંડણી નહિ આપવા વિષે ઇંગ્લંડ સાથે ઝઘડો ચાલુ કર્યો છે. આયર્લંડે ખંડણી ભરવા ના પાડી છે તેથી ઇંગ્લંડે આઇરિશ માલપર ભારે જકાત નાંખી છે. ઇંગ્લંડ અને આયર્લંડ વચ્ચે આમ આર્થિક લડાઈ ચાલી રહી છે, ત્યારે આયર્લંડમાં પ્રજાસત્તાક રાજ્યને બદલે **ડિકટેટર** (સર્વાધિકારી) પદ્ધતિથી રાજ્યકારભાર ચલાવવા માટે **ઓ ડફી** નામના એક આઇરિશ નેતાએ ચળવળ શરૂ કરી છે. ત્યારે એ ચળવળને દાબી દેવા માટે શું કરવું એ વિષે હાલમાં ડી વેલેરા વિચાર ચલાવી રહ્યો છે (૧૯૩૪).

### (૩) ઇંગ્લંડની પરદેશી રાજનીતિ અને સામ્રાજ્યની વૃદ્ધિ

**પરદેશોમાં ધડાધડી** :—વિક્ટોરિઆ રાણીની કારકિર્દીમાં પરદેશોમાં ઘણી ધડાધડી થઈ હતી. તે બાબતમાં ઇંગ્લંડનું પરદેશી બાબતનું રાજ્યધોરણ સમજવા માટે કેટલીક માહિતી આપવાની જરૂર છે :—

(૧) **ફ્રાન્સ** :—૧૮૩૦ માં ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ થઈ અને ફ્રેંચ લોકે ૧૦ મા ચાર્લ્સને હાંકી મુકીને લુઈ ફિલિપીને પોતાનો રાજા બનાવ્યો, તેણે ૧૮ વર્ષ રાજ્ય કર્યું. પણ પછી તે અપ્રિય થયો. તેથી ફ્રાન્સમાં પાછી રાજ્યક્રાંતિ થઈ અને ફ્રેંચ લોકે પ્રજાસત્તાક રાજ્ય જાહેર કરી શહેનશાહ નેપોલીઅનના પૌત્ર લુઈ નેપોલીઅનને પ્રમુખ નીમ્યો. પણ લુઈ નેપોલીઅન ઘણો મહત્ત્વાકાંક્ષી હતો. તેથી સર્વ સત્તા પોતાના હાથમાં લેવા માટે તેણે ૧૮૫૧ માં રાજસત્તાક રાજ્ય જાહેર કર્યું અને **ત્રીજા નેપોલીઅન**ના ખિતાબથી પોતે રાજ્ય કરવા લાગ્યો, એણે લગભગ વીસ વર્ષ સુધી રાજ્ય કર્યું. પછી ૧૮૭૦–૭૧ માં ફ્રાન્સ અને જર્મની વચ્ચે યુદ્ધ થયું, તેમાં ત્રીજા નેપોલીઅનની હાર થઈ અને તેને રાજ્યત્યાગ કરવો પડ્યો. એટલે ફ્રાન્સમાં પાછું પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન થયું (૧૮૭૧).

(૨) **ઈટલી** :—૧૮૪૮ સુધી ઈટલીમાં એક રાજ્ય નહિ હતું, પણ ૬–૭ જુદાં સ્વતંત્ર રાજ્યો હતાં. તેમાંના ઉત્તરમાં લૉમ્બાર્ડી અને

વેનિસ ઑસ્ટ્રિઆના તાબામાં હતાં. વાયવ્યમાં પીડમૉંટ–સાર્ડિનિઆનું રાજ્ય હતું, અને ત્યાં ચાર્લ્સ ઍલ્બર્ટ નામનો રાજા રાજ્ય કરતો હતો. મધ્યમાં રોમની આસપાસનું સંસ્થાન પોપના તાબામાં હતું. દક્ષિણમાં નેપલ્સ અને સિસિલીના રાજ્યો હતાં, અને તે પર ફ્રાન્સના બૂરબૉન વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. એ સિવાય બીજાં પણ કેટલાક રાજ્યો હતાં. આ બધાં રાજ્યોમાં રાજાની અનિયંત્રિત સત્તા ચાલતી હતી અને તેમની પ્રજાને કોઈપણ તરેહના હક નહોતા. હવે ૧૮૪૮ માં એ બધાં રાજ્યોની પ્રજાએ પોતાના રાજા પાસેથી રાજ્યદ્વારી હકો મેળવવાની ચળવળ શરૂ કરી. તે ઉપરથી કેટલાક રાજાઓને પોતાની રૈયતને હક આપવા પડ્યા. પણ સાર્ડિનિઆ-પીડમૉંટના રાજા સિવાયના બીજા રાજાઓએ એ હક પાછા લઈ લીધા. તેથી તેમનાં રાજ્યમાં ઘણો અસંતોષ પ્રસર્યો. ત્યારે **મૅઝિની,** સાર્ડિનિઆ-પીડમૉંટના પ્રધાન **કૅવૂર** અને રાજા **વિકટર ઈમૅન્યૂએલ** અને નેપલ્સના દેશભક્ત **ગૅરિબૉલ્ડી**ની સરદારી નીચે આખા ઈટલીને સંયુક્ત કરી એક રાજ્ય સ્થાપવાની ચળવળ ઘણા જોસભેર ચાલવા લાગી. છેવટે એ ચળવળ ફત્તેહમંદ થઈ અને પોપના હાથ નીચેના સંસ્થાન સિવાય આખાં ઈટલીનું એક રાજ્ય સ્થપાયું અને વિકટર ઇમૅન્યૂએલ એ સંયુક્ત ઈટલીનો રાજા થયો (૧૮૬૧). પછી ૧૮૭૦ માં પોપના તાબાનું સંસ્થાન પણ જોડાઈ ગયું એટલે આખું ઈટલી એક થયું.

(૩) **જર્મની :**—જર્મનીમાં ઑસ્ટ્રિઆ અને પ્રશિઆનાં રાજ્યો મોટાં હતાં અને તેમની વચ્ચે ઘણા વખતથી ચરસાચરસી ચાલતી હતી. એ ચરસાચરસીમાં ઘણું ખરૂં ઑસ્ટ્રિઆનો રાજા જર્મનીનો શાહેનશાહ થતો તેને લીધે જર્મનીમાં ઑસ્ટ્રિઆનું ઉપરીપણું હતું. એ ઉપરીપણું નષ્ટ કરી પ્રશિઆનું ઉપરીપણું સ્થાપવા **બિસ્માર્ક** નામના મુત્સદ્દીને અભિલાષા થઈ (૧૮૬૨). તેથી કંઈ નિમિત્ત કાઢી તેણે ૧૮૬૬ માં ઑસ્ટ્રિઆ સામે લડાઈ જાહેર કરી. એ લડાઈમાં ઑસ્ટ્રિઆની હાર થઈ અને તેણે જર્મનીના રાજ્યકારભાર પરથી હાથ ઉઠાવવાનું કબૂલ કર્યું. એટલે ઉત્તર જર્મનીનાં રાજ્યોનું ઉપરીપણું પ્રશિઆ પાસે આવ્યું. ત્યાર પછી ફ્રાન્સ અને જર્મની વચ્ચે લડાઈ

થઈ. તેમાં ફ્રાન્સનો પરાજય થયો, તેથી ફ્રાન્સે જર્મનીને ઍલ્સેસ અને લૉરેન પ્રાંતો આપ્યા અને ભારે રકમની ખંડણી આપી. ત્યાર પછી જર્મનીમાં પ્રશિઆના રાજાની સરદારી નીચે આખા જર્મનીનું એક સામ્રાજ્ય થયું, અને પ્રશિઆનો રાજા જર્મન શહેનશાહ કહેવાવા લાગ્યો ( ૧૮૭૧ ).

( ૪ ) **અમેરિકા :—**ઇગ્લંડથી છૂટાં પડેલાં ‘અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો’ની ૧૯ મી સદીમાં ઘણી વૃદ્ધિ થઈ, અને પશ્ચિમ તરફ પૅસિફિક મહાસાગર સુધીના ભાગમાં બીજાં ઘણાં સંસ્થાનો સ્થાપન થયાં હતાં. ત્યાર પછી ૧૮૬૧ ના અરસામાં ઉત્તર તરફનાં અને દક્ષિણ તરફનાં સંસ્થાનો વચ્ચે લડાઈ થઈ. દક્ષિણનાં સંસ્થાનમાં કપાસ, તંબાકુ અને શેરડીના પાકના મોટાં મોટાં ખેતરો હતાં અને તેમાં સીધી ગુલામો મફત મજૂરી કરતા હતા. આ વખતે અમેરિકામાંથી ગુલામગીરીનો રિવાજ નાબૂદ કરાવવા ચળવળ ચાલી રહી હતી. તે વખતે **અબ્રાહમ લિંકન** અમેરિકાના સંયુક્ત સંસ્થાનોનો પ્રમુખ હતો અને તેનો મત અમેરિકામાંથી ગુલામગીરી કાઢી નાંખવા તરફ હતો. ઉત્તર તરફનાં સંસ્થાનો ગુલામગીરી રદ કરાવવા તરફ હતા. પણ ગુલામગીરી બંધ થવાથી અમને ઘણું નુકસાન થશે અને ગુલામોની મજૂરી સિવાય દક્ષિણમાં ખેતી કરવી અશક્ય છે. માટે ગુલામગીરીની પદ્ધતિ બંધ થવી જોઈએ નહિ એવું દક્ષિણ સંસ્થાન-વાસીઓનું કહેવું હતું. અને જો તે બંધ કરવામાં આવશે તો અમે સંયુક્ત સંસ્થાનોમાંથી નીકળી જઈશું એવો પણ તેમણે ધાક બતાવ્યો. ત્યારે ગુલામગીરીના પ્રશ્ન ઉપર ઉત્તરના અને દક્ષિણના સંસ્થાનવાસીઓ વચ્ચે લડાઈ શરૂ થઈ (૧૮૬૧–૬૫), અને તેમાં દક્ષિણ સંસ્થાન-વાળાઓની હાર થઈ. પછી અમેરિકામાં ગુલામો રાખવાનો રિવાજ બંધ પાડવામાં આવ્યો અને સઘળા ગુલામોને મુક્ત કરવામાં આવ્યા. જ્યારે આ યુદ્ધ ચાલતું હતું ત્યારે ઇગ્લંડની કાપડની મિલોને જોઈતું અમેરિકાનું રૂ પૂરતા જથ્થામાં મળતું બંધ થયું હતું તેથી ઘણી મિલો બંધ કરવામાં આવી હતી. પણ પાછળથી ઇજિપ્ટ અને હિંદુસ્તાનથી રૂ આવી મળવાથી મિલો પાછી ચાલુ થઈ શકી હતી.

( ૫ ) **તુર્કસ્તાન :**—ઈ૦ સ૦ ૧૪૫૩ માં તુર્ક લોકે રોમન સામ્રાજ્યનો નાશ કરી કૉન્સ્ટાંટિનોપલ શહેર જીતી લઈ યુરોપના અગ્નિકોણમાં તુર્કી રાજ્ય સ્થાપન કર્યું. કૉન્સ્ટાંટિનોપલ તુર્કસ્તાનની રાજધાની હતું. તુર્કસ્તાનના રાજ્યમાં એશિઆ ખંડના એશિઆ માઇનૉર, સીરિઆ, પૅલેસ્ટાઇન, આફ્રિકાના ઈજિપ્ટ અને યુરોપ ખંડના બાલ્કન દ્વીપકલ્પના ઘણા ખરા મુલકનો સમાવેશ થતો હતો. બાલ્કન દ્વીપકલ્પના લોકો મોટે ભાગે સ્લાવ જાતિના અને ખ્રીસ્તિ ધર્મના હતા. ઇસ્લામધર્મી તુર્કસ્તાનનો સુલતાન અમારા ઉપર જુલમ કરે છે એવી તેમની ફરિયાદ હતી અને તેથી તેનાંથી સ્વતંત્ર થવાની ચળવળ તેમણે શરૂ કરી હતી. પણ તુર્કસ્તાનના સુલતાને સખત પગલાં ભરી તેમની ચળવળ દાબી દીધી. ગ્રીસ પણ તુર્કસ્તાનના સામ્રાજ્યમાં હતું, પણ ૧૮૨૯ માં તે સ્વતંત્ર થયું.

( ૬ ) **રશિઆ**—યુરોપની પૂર્વમાં અને એશિઆના ઉત્તર ભાગમાં રશિઆનું વિશાળ સામ્રાજ્ય આવેલું છે. રશિઆનો ઉત્તર ભાગ સમુદ્રકિનારે આવેલો છે, પણ તે સમુદ્ર વર્ષનો મોટો ભાગ બરફથી ઢંકાયલો રહે છે તેથી તે વેપારને માટે નિરુપયોગી છે. રશિઆના અગ્નિખૂણામાં કાળો સમુદ્ર આવેલો છે, પણ ત્યાંથી ભૂમધ્ય સમુદ્રમાં જતાં વચમાં બૉસ્પરસની સામુદ્રધુની આવેલી છે તે તુર્કસ્તાનના તાબામાં છે, તેથી તે રશિઆની અરમારને જવા આવવા માટે બહુ ઉપયોગી નથી. તેથી કૉન્સ્ટાંટિનોપલ જીતી લઈ દક્ષિણમાં ભૂમધ્ય-સમુદ્ર સુધી પોતાનો મુલક વધારવો, અને અગ્નિખૂણામાં હિંદુસ્તાનની સરહદ સુધી અને ઈરાનના અખાત સુધીનો મુલક પોતાના તાબામાં લેવો એવી રશિઆની મહત્ત્વાકાંક્ષા હતી.

**ઇંગ્લંડની પરદેશસંબંધે રાજનીતિ :**—આવી રીતે વિક્ટોરિઆની લાંબા કાળની કારકિર્દીમાં ઇટલીના જુદાં જુદાં રાજ્યોનું એકીકરણ થયું ( ૧૮૬૧ ), પ્રશિઆના નેતૃત્વ નીચે જર્મન સામ્રાજ્યની સ્થાપના થઈ ( ૧૮૭૧ ), ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્ય થયું ( ૧૮૭૧ ), અને રશિઆનું સામ્રાજ્ય હિંદુસ્તાનની સરહદ સુધી અને ઈરાની અખાત સુધી વધારવાના રશિઆના પ્રયત્નો શરૂ થયા. યુરોપના

કેટલાક દેશોમાં અંતરસ્થ ધમાચકડી ચાલી રહી હતી. કેટલાંક રાજ્યો વચ્ચે યુદ્ધો થયાં હતાં. તેમાંના ફક્ત એક ક્રિમિઅન યુદ્ધમાં ઇંગ્લંડે



લૉર્ડ પામર્સ્ટન

ભાગ લીધો હતો. રાણી વિક્ટોરિઆની કારકિર્દીમાં યુરોપમાં એક રાજ્યને બીજા કરતાં વધારે બળવાન ન થવા દઈ સત્તાનું સમતોલપણું ( Balance of Power ) જાળવી રાખવું, હિંદુસ્તાનને કે હિંદુસ્તાન આવવાના માર્ગને કોઈ તરફથી ધોકો પહોંચે નહિ, સમુદ્રઉપર ઇંગ્લંડનું ઉપરીપણું ચાલુ રહે, ઇંગ્લંડનો વેપાર વધે, અને બ્રિટિશ સામ્રાજ્ય આબાદ થાય, એ બાબતો તરફ ઇંગ્લંડનું ખાસ લક્ષ હતું. ઉપર કહેલા બધાં હેતુઓ માટે ઇંગ્લંડને અફગાનિસ્તાન, ઈરાન, રશિઆ, ઇજિપ્ટ અને ચીન સાથે યુદ્ધો કરવાં પડ્યાં હતાં. એ સમયના ઇંગ્લંડના મુત્સદ્દીઓ પૈકી **લૉર્ડ પામર્સ્ટન** ( ૧૮૫૫–૫૮; ૧૮૫૯–૬૫ ) **ડિઝરાયલી** ( ૧૮૭૪–૧૮૮૦ ) અને **લૉર્ડ સૉલ્સબરી** ( ૧૮૮૫–૮૬; ૧૮૮૬–૯૨; ૧૮૯૫–૧૯૦૨ ) નું લક્ષ પરદેશી બાબતમાં વિશેષ હતું, અને

તેમણે બ્રિટિશ સામ્રાજ્યનો વૈભવ અને મોભો વધારવા ઘણો શ્રમ લીધો હતો.

**રશિઆવિરુદ્ધ રાજ્યનીતિ**:—રશિઆની હીલચાલથી હિંદુસ્તાનને, ઇંગ્લંડના સમુદ્રઉપરના ' ઉપરીપણાને અને વેપારને ધોકો પહોંચવાની દહેશત હોવાથી ઇંગ્લંડને નીચેના યુદ્ધો કરવાં પડ્યાં હતાં.

( ૧ ) **પહેલો અફગાન વિગ્રહ, ૧૮૩૯-૪૨** :—અફગાનિસ્તાનમાં રાજ્યક્રાંતિ થવાથી ત્યાંના અમીર શાહસુજાને નાસી જવું પડ્યું, અને દોસ્તમહંમદ અફગાનિસ્તાનનો અમીર થયો. રશિઆએ દોસ્તમહંમદ સાથે કારસ્થાન શરૂ કર્યાં. આગલા અમીર શાહસુજાએ હિંદુસ્તાનમાં આવી પોતાની ગાદી પાછી મેળવવા માટે અંગ્રેજોની મદદ માગી. અફગાનિસ્તાનની ગાદીપર ઇંગ્લંડનો મિત્ર રાજા હોય એ જરૂરનું હતું અને દોસ્તમહંમદ તો રશિઆ સાથે કારસ્થાન કરતો હતો. તેથી તેને પદભ્રષ્ટ કરી શાહસુજાને ગાદીપર બેસાડવા માટે અંગ્રેજોએ એક સૈન્ય મોકલ્યું. આ સૈન્યની જીત થઈ અને શાહસુજાને પાછો ગાદીપર બેસાડવામાં આવ્યો. પણ શાહસુજા લોકપ્રિય ન હોવાથી થોડા જ દિવસમાં તેનું ખૂન થયું, અને તેના રક્ષણને માટે રાખવામાં આવેલા બ્રિટિશ સૈન્યનો પણ નાશ થયો. ત્યારે જનરલ નૉટ અને જનરલ પોલૉકને સૈન્યો આપી અફગાનિસ્તાન મોકલવામાં આવ્યા. તેમણે કાબુલ જીતી લીધું અને દોસ્તમહંમદને કેદ કર્યો. પણ પછી રશિઆ અને હિંદુસ્તાન વચ્ચે સ્વતંત્ર, પણ તટસ્થ, અફગાનિસ્તાન હોય તો વધારે સારું એમ લાગવાથી અફગાનિસ્તાનની અંદરની ભાંજગડમાં વચ્ચે નહિ પડવાનું ઠરાવી અંગ્રેજોએ દોસ્તમહંમદને મુક્ત કરી અફગાનિસ્તાનનો અમીર બનાવ્યો.

( ૨ ) **બીજો અફગાન વિગ્રહ** ( ૧૮૭૯-૮૦ ):—અફગાનિસ્તાનની અંદરની ભાંજગડમાં વચ્ચે પડવું નહિ એવું ઇંગ્લંડે ઠરાવ્યું હતું, તોપણ ૧૮૭૯ માં તે વખતના અમીર શેરઅલ્લીએ રશિઆ સાથે મળી જઈ રશિઆના એલચીને પોતાના દરબારમાં રાખ્યો, પણ ઇંગ્લિશ એલચીને અફગાનિસ્તાનમાં પેસવા દીધો નહિ. ત્યારે અફગાનિસ્તાનમાં રશિઆનો લાગવગ વધવાથી હિંદુસ્તાનને ધોકો પહોંચે એમ હોવાથી બીજો

અફગાન વિગ્રહ શરૂ કરવામાં આવ્યો. આ વિગ્રહમાં પણ અફગાનિસ્તાનની હાર થઈ. એ જ અરસામાં અમીર શેરઅલ્લી મરણ પામ્યો, ત્યારે તેના છોકરા યાકૂબખાને અંગ્રેજો સાથે દોસ્તીના કરાર કર્યાથી તેને અફગાનિસ્તાનનો અમીર કરવામાં આવ્યો. પણ આગળ પ્રમાણે આ વેળા પણ ઇંગ્લિશ એલચીનું ખૂન થયું અને ત્યાં રાખેલા ઇંગ્લિશ સૈન્યની કતલ થઈ. ત્યારે તેનું વેર લેવા માટે **લૉર્ડ રૉબર્ટસ**ને લશ્કર આપી ત્યાં મોકલવામાં આવ્યો. તેણે અફગાન લોકોને હરાવ્યા અને શેરઅલ્લીના પૌત્ર અબ્દુલ રહેમાનને અમીર કર્યો. ત્યારપછી અફગાનિસ્તાનની અંતસ્થ બાબતમાં હાથ નહિ ઘાલવાનો ઠરાવ કરી ઇંગ્લિશ સૈન્ય અફગાનિસ્તાનમાંથી પાછું ફર્યું (૧૮૮૦).

(૩) **ઈરાન સાથે વિગ્રહ**:—અફગાનિસ્તાન પ્રમાણે ઈરાનના શાહને પણ પોતાનો કરી લેવા રશિઆની કોશિશ ચાલુ હતી. ૧૮૫૫ માં ક્રિમિઅન દ્વીપકલ્પમાં ઇંગ્લંડ અને રશિઆ વચ્ચે લડાઈ થઈ, ત્યારે રશિઆને મદદ કરવા માટે ઈરાનના શાહે અફગાનિસ્તાનપર સવારી કરી. ત્યારે તેનો પ્રતિકાર કરવા માટે હિંદુસ્તાનથી ઈરાનપર ચડાઈ કરવા સૈન્ય મોકલવામાં આવ્યું. તેણે ઈરાની લોકોનો પરાજય કર્યો અને ઈરાની અખાતમાં અંગ્રેજોનું ઉપરીપણું સ્થાપિત કર્યું.

(૪) **ક્રિમિઅન યુદ્ધ (૧૮૫૪–૫૬): યુદ્ધનાં કારણ**:—કેટલાંક વર્ષો થયાં દક્ષિણ તરફ ભૂમધ્ય સમુદ્રપર્યંત પોતાના રાજ્યનો વિસ્તાર વધારવાની રશિઆની ઇચ્છા હતી. તે પાર પાડવા માટે ટર્કીની રાજધાની કૉન્સ્ટાન્ટિનોપલ પર રશિઆનો ડોળો હતો. પણ ટર્કીપર સવારી કરવા માટે રશિઆને એકાદ બહાનું જોઇતું હતું. ટર્કીના રાજ્યમાં વસ્તીનો મોટો ભાગ ખ્રિસ્તી ધર્મનો હતો, અને ઇસ્લામધર્મી સુલતાન તેમનાપર જુલમ કરે છે એવી તેમની ફરિઆદ હતી. ત્યારે એ ખ્રિસ્તી પ્રજાનું રક્ષણ કરવાનો અધિકાર મને આપો એવી રશિઆના ઝારે ટર્કીના સુલતાનને માગણી કરી (૧૮૫૩). ઇંગ્લંડ તેની આ માગણીની વિરુદ્ધ જાય નહિ તે માટે ટર્કીના તાબાનું ઈજિપ્ટ ઇંગ્લંડે લેવું એવી સૂચના રશિઆએ ઇંગ્લંડને કરી. પણ ટર્કીના રાજ્યકારભારમાં રશિઆનો હાથ હોય તો ભૂમધ્ય સમુદ્ર સુધી રશિઆનું

રાજ્ય લંબાય અને તેથી સમુદ્રપરનું સ્વામિત્વ અને પૂર્વતરફ હિંદુસ્તાન આવવાના દરીઆઈ માર્ગને ધોકો પહોંચે એમ હોવાથી ઇંગ્લંડે રશિઅ

## ક્રીમિયન યુદ્ધ




વિરુદ્ધ ખટપટ શુરૂ કરી. ટર્કીના રાજ્યપ્રકરણમાં રશિઆનો હાથ હોવો જોઈએ નહિ એવો ફ્રાન્સના રાજા ૩ જા નેપોલીઅનનો પણ મત હતો. એટલે ઇંગ્લંડ અને ફ્રાન્સના સમજાવ્યાથી ટર્કીના સુલતાને રશિઆની માગણી સ્વીકારી નહિ. તેથી રશિઆએ ટર્કીના રાજ્યના બાલ્કન દ્વીપકલ્પવાળા ભાગપર સવારી કરી. ત્યારે ઇંગ્લંડે અને ફ્રાન્સે પોતાના દરીઆઈ કાફલા ટર્કીની મદદે કૉન્સ્ટાન્ટિનોપલ મોકલ્યા. આવી રીતે ક્રિમિઅન યુદ્ધ શરૂ થયું.

**યુદ્ધ :**—રશિઅન સૈન્યને બાલ્કન દ્વીપકલ્પપર સવારી કરતાં અટકાવવા માટે ટર્કીએ તે તરફ સૈન્ય રવાના કરી દીધું. તેની મદદે ઇંગ્લિશ અને ફ્રેંચ લશ્કરોપણ પહોંચી ગયાં. એટલે એ સંયુક્ત સૈન્યો સામે ટકી શકાશે નહિ એમ જોઈ રશિઅન સૈન્ય પાછું ફર્યું. પણ કાળા સમુદ્રના રશિઅન કાફલાએ ટર્કીના કાફલાને સિનોપ બંદર આગળ હરાવ્યો (૧૮૫૪) અને ત્યાંથી તેણે કૉન્સ્ટાન્ટિનોપલ તરફ

કૂચ કરી. પણ એટલામાં ફ્રેંચ અને ઇંગ્લિશ કાફલાઓ ટર્કીની મદદે દોડી ગયા. ત્યારે રશિઅન કાફલો પાછો ફર્યો અને રક્ષણ માટે **ક્રિમિઆના દ્વીપકલ્પમાં** સેબાસ્ટપોલના અખાતમાં ભરાઈ બેઠો. **સેબાસ્ટપોલ**નો કિલ્લો ઘણો મજબૂત હતો અને તે સુરક્ષિત નૌકાસ્થળ પણ હતું. તે જો કબજે કરવામાં આવે તો કાળા સમુદ્રમાં રશિઆનું જોર કમી થાય એમ હોવાથી તે કિલ્લો હસ્તગત કરી લેવાનો મિત્રરાજ્યોએ ઠરાવ કર્યો. ફ્રેંચ અને ઇંગ્લિશ સૈન્યો ક્રિમિઆમાં ઉતર્યાં અને તેમણે **આલ્મા**ની લડાઈમાં રશિઅન સૈન્યને હરાવ્યું ( સપ્ટેંબર ૧૮૫૪ ). ત્યારપછી **બૅલાકલેવા**ની લડાઈમાં એક ઇંગ્લિશ ટુકડીએ પોતાના કરતાં ઘણા મોટાં રશિઅન સૈન્યને હરાવી ઘણું પરાક્રમ કર્યું ( અકટોબર, ૧૮૫૪ ). તેવી જ રીતે **ઇંકરમેન**ની લડાઈમાં પણ રશિઅન સૈન્યની હાર થઈ. પણ સેબાસ્ટપોલનો કિલ્લો મિત્રરાજ્યોનાં સૈન્ય લઈ શકયા નહિ. ત્યારે તેમણે કિલ્લાને ઘેરો ઘાલ્યો. એ ઘેરો નવ મહિના ટક્યો. પછી શિયાળો બેઠો અને કકડતી ટાઢ પડવા લાગી. ઇંગ્લંડના પ્રધાનમંડળે સૈન્યને માટે શિયાળાના કપડાંલત્તાં અને અન્નસામગ્રીની જોઈએ તેવી વ્યવસ્થા કરી નહોતી, તેથી ઇંગ્લિશ સૈન્યને બહુ સહન કરવું પડ્યું. સૈન્યમાં તાવ અને કૉલેરા ફાટી નીકળ્યા અને સૈનિકોની સ્થિતિ ઘણી માઠી થઈ પડી. આ વખતે લૉર્ડ ઍબરડીન મુખ્ય પ્રધાન હતો, અને લડાઈ સંબંધમાં યોગ્ય વ્યવસ્થા નહિ કરવા માટે તેના સામે અને પ્રધાનમંડળ સામે પાર્લમેન્ટમાં અને પાર્લમેન્ટની બહાર ઘણો પોકાર ઉઠ્યો. યુદ્ધ માટે યોગ્ય વ્યવસ્થા કરવા માટે જો કોઈ લાયક હોય તો તે પામર્સ્ટન જ છે એવું સર્વને મોંએ બોલાવા લાગ્યું. ત્યારે લૉર્ડ ઍબરડીને રાજીનામું આપ્યું અને **લૉર્ડ પામર્સ્ટન** વડો પ્રધાન થયો ( ૧૮૫૫ ). આ વખતે લૉર્ડ પામર્સ્ટન ૭૦ વર્ષનો હતો, તો પણ તેણે ઘણા ઉત્સાહથી લડાઈને માટે યોગ્ય વ્યવસ્થા કરી. તેને પરિણામે સપ્ટેંબરમાં મિત્રરાજ્યો સેબાસ્ટપોલનો કિલ્લો જીતી શકયા.

આ વિગ્રહમાં જખમી અને આજારી થયેલા સૈનિકોની સ્થિતિ ઘણી માઠી હતી, તે સાંભળી **ફ્લૉરેન્સ નાઇટિંગેલ** નામની એક

દયાળુ બાઈ પોતાની સાથે કેટલીક સ્ત્રીઓ લઈ ત્યાં ગઈ અને ઘાયલ અને માંદા માણસોની સારવાર કરવાનું કામ તેણે કરવા માંડ્યું. તેના આ દયાળુ અને લોકોપયોગી કામ તરફ બધાનું લક્ષ ખેંચાયું. અને તેની જ દેખરેખ નીચે લડાઈ દરમ્યાન સૈનિકોને દાકતરી મદદ આપનાર ખાતાંની પુનર્ઘટના કરવામાં આવી.

**પૅરિસનું તહનામું ૧૮૫૬**—સેબાસ્ટપોલનો કિલ્લો પડ્યા પછી ૧૮૫૬ માં રશિઆએ પૅરિસમાં મિત્રરાજ્યો સાથે સલાહ કરી. એ સલાહની શરતો નીચે પ્રમાણે હતી:—

(૧) કાળા સમુદ્રમાં રશિઆએ લડાઈના વહાણો રાખવાં નહિ. અને

(૨) તુર્કસ્તાનના સુલતાને તેના તાબાની ખ્રિસ્તી પ્રજાસાથે સારી રીતે વરતવું.

**ક્રિમીઅન યુદ્ધનું પરિણામ**:—એ વિગ્રહમાં ઈંગ્લંડના ૨૦૦૦૦ સૈનિકો માર્યા ગયા, પણ તેથી સૈન્યની પુનર્ઘટના કરવાની આવશ્યકતા જણાઈ અને તે સંબંધે યોગ્ય અવસ્થા કરવામાં આવી. આ યુદ્ધમાં ખરચ ઘણો થવાથી રાષ્ટ્રીય દેવું ઘણું વધી ગયું.

**(૫) ટર્કી અને રશિઆ વચ્ચે લડાઈ, ૧૮૭૭-૭૮:**— ક્રિમિઆના વિગ્રહમાં રશિઆની હાર થવાથી ટર્કીના તાબાનો ભૂમધ્ય સમુદ્રને કિનારે આવેલો મુલક જીતી લેવાની રશિઆની મહત્ત્વાકાંક્ષા પરિપૂર્ણ થઈ નહિ. તોપણ લાગ મળતાં તે દિશામાં પ્રયત્નો કરવાનો રશિઆનો નિશ્ચય હતો. તેથી ૧૮૭૦ ના અરસામાં જ્યારે યુરોપનાં કેટલાંક રાજ્યો લડાઈમાં રોકાયાં હતાં ત્યારે તે સંધિનો લાભ લઈ તેણે કાળા સમુદ્રમાં લડાયક વહાણો રાખવા માંડ્યાં. બાલ્કન રાજ્યોમાંની ખ્રિસ્તી પ્રજાસાથે સારી રીતે વરતવાની ટર્કીએ કબૂલાત આપી હતી, છતાં તેમનાપર જુલમ થાય છે એવો પોકાર ત્યાંની પ્રજાએ ચાલુ રાખ્યો હતો. એ જુલમને લીધે ટર્કિશ સામ્રાજ્યમાંથી નીકળી જઈ પોતાનાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવા તેમના તરફથી ચળવળ ચાલી રહી હતી. આ ચળવળ તરફ રશિઆની ઉશ્કેરણી હતી. બિસ્માર્કની મુત્સદ્દીગીરીને લીધે ઑસ્ટ્રિઆને જર્મનીમાંથી નીકળી જવું પડ્યું,

હતું, તેથી તેના બદલામાં બાલ્કન દ્વીપકલ્પનાં રાજ્યોમાં હાથ ઘાલવાની ઑસ્ટ્રિઆને ઇચ્છા થઈ હતી. યુરોપની આવી પરિસ્થિતિમાં બાલ્કન દ્વીપકલ્પમાંના બૉસ્નિઆ, સર્વિઆ અને મૉંટિનીગ્રોએ ટર્કી વિરુદ્ધ બંડ કર્યું (૧૮૭૬). ત્યાર પછી બલ્ગેરિઆએ પણ ટર્કી સામે બંડ ઉઠાવ્યું, પણ ભયંકર કતલ કરી ટર્કીએ એ બંડો દબાવી દીધાં. ત્યારે ત્યાંની ખ્રિસ્તી પ્રજાનું રક્ષણ કરવાનું બહાનું બતાવી રશિઆએ ટર્કીસામે લડાઈ જાહેર કરી અને બલ્ગેરિઆપર સવારી કરી (૧૮૭૭). રશિઅન સૈન્યો આગળ ટર્કીશ સૈન્યોનું કંઇ ચાલ્યું નહિ અને તેમને પાછાં હટવું પડ્યું. ત્યારે રશિઆએ તેની પૂઠ પકડી અને કૉન્સ્ટાન્ટિનોપલ તરફ આવી પહોંચ્યું.

રશિઆની આ હીલચાલ તરફ ઇંગ્લંડ લક્ષ આપી રહ્યું હતું. તે વખતે ડિઝરાયલી ઇંગ્લંડનો વડો પ્રધાન હતો. ભૂમધ્ય સમુદ્રઉપર કૉન્સ્ટાન્ટિનોપલ સરખું મહત્ત્વનું ઠેકાણું રશિઆના તાબામાં જાય છે એ જોતાં જ તેમ થતું અટકાવવા માટે ડિઝરાયલીએ તાબડતોબ એક આરમાર અને સૈન્ય કૉન્સ્ટાન્ટિનોપલ તરફ રવાના કરી દીધાં. ટર્કીની મદદે ઇંગ્લિશ આરમાર અને સૈન્ય આવ્યાં છે એ જાણતાં જ રશિઆએ ટર્કી સાથે સલાહ કરવાની તૈયારી બતાવી, એટલે ટર્કીએ **સૅન-સ્ટેફૅનો** આગળ રશિઆ સાથે સંધિ કરી. બલ્ગેરિઆ રશિઆની દેખરેખ નીચે રહે એવું આ સંધિમાં ઠરાવવામાં આવ્યું હતું. પણ એ સંધિથી તો બાલ્કન દ્વીપકલ્પનાં સંસ્થાનોમાં રશિઆની દખલગીરી ઘણી થઈ છે એમ ઇંગ્લંડને લાગ્યું. તેથી એ સંધિ કબૂલ ન કરતાં યુરોપનાં બીજાં રાજ્યોની પરિષદ બોલાવી તેમાં એ સંધિની શરતવિષે વાટાઘાટ કરવાની ઇંગ્લંડને જરૂર જણાઈ. બાલ્કન રાજ્યોમાં એકલા રશિઆનો જ પગપેસારો થાય તે યુરોપનાં બીજાં રાજ્યોને પણ ગમ્યું નહિ. તેથી તેમણે યુરોપી રાજ્યોની પરિષદ ભરવાની ઇંગ્લંડની દરખાસ્તને ટેકો આપ્યો. આ યોજનાને આપણે સંમત થઈશું નહિ તો આપણે યુરોપનાં અનેક રાજ્યો સાથે લડાઈમાં ઉતરવું પડશે, એમ રશિઆ કળી ગયું, એટલે રશિઆએ પણ એ યોજનાને સંમતિ આપી. તેથી ૧૮૭૮ ના જૂન મહિનામાં **બર્લિન**માં યુરોપીઅન રાજ્યોના

પ્રતિનિધિઓની પરિષદ ભરાઈ. તેમાં થયેલા કરારથી નીચે પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી.

(૧) બલ્ગેરિઆ ટર્કીના તાબામાં જ રહે, પણ ત્યાંના લોકને અંતસ્થ બાબતમાં સ્વરાજ્ય મળે.
(૨) મૉંટિનીગ્રો, સર્વિઆ અને રૂમાનિઆને સ્વતંત્રતા મળે.
(૩) બૉસ્નિઆ ઑસ્ટ્રિઆની દેખરેખ નીચે રહે.
(૪) ઇંગ્લંડને ભૂમધ્ય સમુદ્રમાંનો સાઇપ્રસનો ટાપુ મળે.

આ પ્રમાણે ડિઝરાયલીએ બર્લિનના તહનામાંથી રશિઆની મહત્ત્વાકાંક્ષાને રોકી રાખી અને બાલ્કન દ્વીપકલ્પમાંના કેટલાંક સંસ્થાનોને સ્વતંત્રતા અપાવી અને કેટલાંકને સ્વરાજ્ય અપાવ્યું.

## ઇંગ્લંડની ઇજિપ્ટ સંબંધે રાજનીતિ

**ઇજિપ્ટની અગત્યતા :**—આફ્રિકાખંડની ઇશાન ખૂણામાં ટર્કીના સામ્રાજ્યમાં ઇજિપ્ટ પ્રાંત આવેલો હતો. લશ્કર અને અરમારની આવજા માટે અને વેપારી દૃષ્ટિએ એ મુલક ઘણો અગત્યનો છે. યુરોપથી હિંદુસ્તાન, ચીન વગેરે પૂર્વના દેશોમાં જવા માટે આફ્રિકાખંડની પ્રદક્ષિણા કરતો જળમાર્ગ છે. પણ તે ઘણો લાંબો હોવાને લીધે એ રસ્તે જતાં ઘણો વખત લાગે છે. તેથી ૧૯ મી સદીની શરૂઆતથી ઇજિપ્ટમાં આવેલી સ્વેઝની સંયોગીભૂમિને રસ્તે યુરોપ અને એશિઆ વચ્ચે વહેવાર પાછો ચાલુ થયો હતો. (૧૮૩૭). તે વખતે ત્યાં સામુદ્રધુની નહોતી. (તે ૧૮૬૯ માં ખોદવામાં આવી.) તેથી યુરોપનાં વહાણો વેપારી માલ એલેક્ઝાંડ્રિઆ સુધી લઈ જતાં અને ત્યાંથી માલ જમીનને રસ્તે રાતા સમુદ્ર સુધી જતો, અને પછી પાછો વહાણમાં પૂર્વ તરફના દેશોમાં જતો. આમ વહાણમાંથી જમીન ઉપર અને પાછો જમીન ઉપરથી વહાણમાં વેપારી માલ ઉતાર ચઢાવ કરવામાં ખરચ ઘણો થતો હતો. પૂર્વમાં આવેલું હિંદુસ્તાન ઇંગ્લંડના તાબામાં હોવાથી સ્વેઝની નહેર તરફ ઇંગ્લંડનું ખાસ લક્ષ હતું. તેજપ્રમાણે ફ્રાન્સનું લક્ષ પણ તેજ તરફ હતું.

**ઇજિપ્ટની અને ટર્કી વચ્ચે યુદ્ધ (૧૮૩૯-૪૦):**—ટર્કીના

તાબાના ઈજિપ્ટનો સૂબેદાર મહંમદઅલ્લી હતો. એ ઘણો રાજ્ય-લોભી હતો અને પોતાની સત્તા વિસ્તારવાના વિચારથી ટર્કીના તાબાનો સીરિઆ પ્રાંત તેણે હસ્તગત કરી લીધો હતો ( ૧૮૩૯ ). તે પ્રાંત પાછો જીતી લેવા માટે ટર્કીના સુલતાને એક સૈન્ય મોકલ્યું. પણ મહંમદઅલ્લીએ એ લશ્કરને હરાવી નસાડી મૂક્યું અને પોતે તેની પૂઠ પકડી ઠેઠ કૉન્સ્ટાન્ટિનોપલ સુધી જઈ તે શહેર કબજે કરી લેવા નીકળી પડ્યો. આટલે સુધી વાત આવી ત્યારે ઇંગ્લંડના પરદેશી પ્રધાન પામર્સ્ટને ટર્કીને મદદ મોકલી. આ વખતે ફ્રાન્સે ઈજીપ્ટમાં પોતાના હિતને નુકસાન થાય નહિ એ હેતુથી મહંમદઅલ્લી વિરુદ્ધ ઇંગ્લંડને મદદ કરી નહિ. તોપણ ઇંગ્લિશ નૌકાસૈન્યે સીરિઆના એકર બંદરપર હુમલો કરી તે જીતી લીધું, અને તેથી મહંમદઅલ્લીને સીરિઆ પ્રાંત છોડી દેવો પડ્યો ( ૧૮૪૦ ).

**ઇંગ્લંડનો ઇજિપ્ટ સાથે સંબંધ ૧૮૬૩-૧૮૮૯:**—મહંમદ-અલ્લીની કારકિર્દીમાં ઇજિપ્ટમાં ફ્રેંચ લોકોનો લાગવગ ઘણો વધી ગયો હતો. **લેસેપ્સ** નામના એક ફ્રેંચ ઇજનેરે મહંમદઅલ્લીને એમ સૂચવ્યું કે ઈજિપ્ટમાં આવેલી સ્વેઝની સંયોગીભૂમિ ખોદી નહેર કરવામાં આવે તો ભૂમધ્ય સમુદ્ર અને રાતો સમુદ્ર જોડાઈ જાય અને તેમ થવાથી યુરોપ અને એશિઆ વચ્ચેના વેપારને ઘણો ફાયદો થાય, અને તેથી ઈજિપ્ટનું મહત્ત્વ ઘણું વધે. મહંમદઅલ્લીને એ સૂચના પસંદ પડી અને તેણે લેસેપ્સને નહેર ખોદવાની પરવાનગી આપી. આ નહેર ૭૦ માઇલ લાંબી ખોદવાની હતી અને તે માટે ખરચ ઘણો થાય એમ હતું. તેથી એ નહેર ખોદવા માટે ફ્રેંચ લોકોએ એક કંપની કાઢી અને શેરો કાઢી મોટી મૂડી જમા કરી. મહંમદઅલ્લીએ ⅓ શેરો ખરીદ કર્યા અને બાકીના ફ્રેંચ લોક ખરીદ કર્યા. પછી ૧૮૫૯ માં **સ્વેઝની નહેર** ખોદવાનું શરૂ કરવામાં આવ્યું. એ નહેર દસ વર્ષ ખોદાઈ રહી. એટલે તેને ૧૮૬૯ માં વેપારને માટે ખુલ્લી મૂકવામાં આવી. એ નહેર ખોદવાનું કામ ચાલતું હતું તે દરમ્યાન ૧૮૬૩ માં મહંમદઅલ્લી મરણ પામ્યો; તેનાપછી તેનો પૌત્ર **ઈસ્માઈલ પાશા** ઈજિપ્ટનો સૂબેદાર થયો.

તેને ટર્કીના સુલતાને ખેદીવનો ઈલ્કાબ આપ્યો. ઈસ્માઈલિ પાશા ઉડાઉ હતો અને ઘણોખરો વખત મોજમજામાં ગાળતો હતો. ઈજિપ્ટની ઉપજ ઘણી હતી, પણ ઈસ્માઈલિ પાશાના ઉડાઉપણાને લીધે થોડા વર્ષમાં તે દેવાદાર થઈ ગયો. એ દેવું ભરવાનાં નાણાં ઉભાં કરવા માટે તેણે નાના પ્રકારના જુલમો કરવા માંડ્યા. ભારે ભારે કર મૂકવાથી પણ દેવું પતે એટલાં નાણાં ન મળવાથી તેણે સ્વેઝ કૅનાલ કંપનીના શેરો વેચવાનો વિચાર કર્યો. ઇંગ્લંડનો વડો પ્રધાન **ડિઝરાયલી** ઈજિપ્ટની અંતસ્થ બાબતપર બારીકાઈથી ધ્યાન આપતો હતો. સ્વેઝ કૅનાલ કંપની નિમિત્તે ઈજિપ્ટના કારભારમાં ફ્રાન્સની દખલગીરી ઘણી થઈ હતી, તે માટે ડિઝરાયલી ફ્રેંચોની ઈર્ષા કરતો હતો. તેથી જ્યારે ઈસ્માઈલિ પાશાએ તેના સ્વેઝ કૅનાલ કંપનીના શેરો વેચવા કાઢ્યા ત્યારે ૪૦ લાખ પાઉન્ડની કિંમતે તે શેરો ડિઝરાયલીએ ઇંગ્લંડ માટે ખરીદ કરી લીધા ( ૧૮૭૫ ). આવી રીતે સ્વેઝની નહેરના અગત્યના જળમાર્ગમાં ઇંગ્લંડનું હિત સમાયલું હોવાથી ઇંગ્લંડને ઈજિપ્ટ તરફ વધારે લક્ષ આપવું પડ્યું. એ શેરો વેચ્યા તોપણ ઈસ્માઈલિ પાશાની સ્થિતિ સુધરી નહિ. તે દેવામાં ડૂબેલો જ રહ્યો અને તેના રાજ્યમાં પણ અંધાધુંધી વધવા લાગી. ઇંગ્લિશ અને ફ્રેંચ વેપારીઓ ઈસ્માઈલિના લેણદારો હતા. તેમને પોતાનાં નાણાં પાછાં મળવાની શંકા થવા લાગી તેથી ઈજિપ્ટની આર્થિક સ્થિતિ સુધારવા માટે ઇંગ્લંડ અને ફ્રાન્સ બંનેએ ટર્કીના સુલતાન પર દબાણ કરી ઈસ્માઈલિ પાશાને પદભ્રષ્ટ કરાવ્યો ( ૧૮૭૯ ). પછી ઈસ્માઈલિના છોકરા **ટોફીકને** ઈજિપ્ટનો સૂબેદાર ( ખેદીવ ) નીમવામાં આવ્યો, અને રાષ્ટ્રીય દેવા સુદ્ધાં ઈજિપ્ટની સર્વે આર્થિક વ્યવસ્થા ઇંગ્લંડ અને ફ્રાન્સના પ્રતિનિધિઓને સોંપવામાં આવી.

**અરબી પાશાનું બંડ, ૧૮૮૧ :**—ઈજિપ્ટના રાજ્યકારભારમાં ઇંગ્લંડ અને ફ્રાન્સની દખલગીરી થઈ તે ઈજિપ્ટના લોકને અણગમતી બાબત હતી. તેથી **અરબી પાશા** નામના એક સરદારે પરદેશી-ઓને ઈજિપ્ટમાંથી હાંકી કાઢવા માટે બંડ ઉઠાવ્યું ( ૧૮૮૧ ). તેણે

ટોફીકને પદભ્રષ્ટ કર્યો અને એલેક્ઝાંડ્રિઆ બંદર કબજે કરી ત્યાંના બધા યુરોપીઅન લોકને હાર કર્યા. બ્રિટિશ અરમાર સામે ટકાવ કરવા માટે ઈજિપ્ટના લોકોએ એલેક્ઝાંડ્રિઆ બંદરમાં બચાવના બાંધકામો ઉભાં કર્યાં. એ બંડ બેસાડી દેવા માટે ઇંગ્લંડે તાબડતોબ બ્રિટિશ કાફલો એલેક્ઝાંડ્રિઆ રવાના કર્યો. ફ્રાન્સે કંઈ મદદ મોકલી નહિ. બ્રિટિશ અરમારે હલ્લો કરી એલેક્ઝાંડ્રિઆના બચાવનાં બાંધકામોને જમીનદોસ્ત કરી નાંખ્યાં. ત્યારપછી **સર ગાર્નેટ વુલ્સ્લી** નામના સરદારને ઈજિપ્ટ મોકલવામાં આવ્યો. તેણે ૧૮૮૨ માં **ટેલ-એલ-કબીર** આગળ અરબી પાશાના સૈન્યને હરાવી ઈજિપ્ટની રાજધાનીનું શહેર **કેરો** કબજે કરી લીધું. આવી રીતે ઇંગ્લંડે ટોફીકની સત્તા ઈજિપ્ટમાં પાછી સ્થાપન કરી. આ બંડ દાબી દેવાના કામમાં ફ્રાન્સે કંઈ જ મદદ કરી નહોતી, તેથી હવે પછી ઈજિપ્ટ દેશ ઇંગ્લંડના જ રક્ષણતળે આવ્યો (૧૮૮૨). ત્યાર પછી **લૉર્ડ ક્રોમર**ને ઈજિપ્ટનો કૉંસલ-જનરલ (ખેદીવનો મુખ્ય સલાહકાર) નીમી ત્યાં મોકલવામાં આવ્યો. તેની દેખરેખ નીચે ઈજિપ્ટે કેળવણીની, ન્યાયની અને આર્થિક બાબતોમાં ઘણા સુધારા કર્યા. નાઇલ નદીમાંથી એક નહેર ખોદવામાં આવી, અને તેથી પુષ્કળ જમીન ખેડાણ થઈ, તેથી ઈજિપ્ટ આબાદ થવા લાગ્યું.

**ઈજિપ્તને સ્વતંત્રતા મળી, ૧૯૨૨:**—ઉપર વર્ણવ્યા પ્રમાણે ઈજિપ્ટ દેશ અંગ્રેજોના રક્ષણ નીચે આવ્યો. પછી ૧૯૧૪ માં મહાયુદ્ધ ચાલવા માંડ્યું તેમાં ટર્કી મિત્રરાજ્યોના દુશ્મનોના પક્ષમાં ભળ્યું. ત્યારે બ્રિટિશોએ ઈજિપ્ટને ટર્કીથી સ્વતંત્ર દેશ તરીકે જાહેર કર્યો. પછી જ્યારે મહાયુદ્ધ બંધ પડ્યું ત્યારે સ્વેઝ કૅનાલ અને કેપથી કેરો સુધીની રેલ્વેની બાબતમાં હરકત આવે નહિ એવી વ્યવસ્થા કરી ઇંગ્લંડે ઈજિપ્ટને સ્વતંત્રતા આપી (૧૯૨૨). હાલમાં ઈજિપ્ટમાં ઈજિપ્ટનો રાજા તેના પ્રધાનમંડળની સલાહ પ્રમાણે રાજ્ય કરે છે.

**સૂદાનમાં ઇંગ્લિશોનું સ્વામિત્વ:**—અરબી પાશાના બંડ પછી સૂદાનમાં બંડ થયું (૧૮૮૩). સૂદાન દેશ ઈજિપ્ટની દક્ષિણે આવેલો છે અને તે ઈજિપ્ટને તાબે હતો. મુસલમાન લોકમાં એવી

એક માન્યતા છે કે મહાદીનો અવતાર થશે ત્યારે આખી દુનીઆમાં ઇસ્લામનો પ્રસાર થશે. સૂદાનના એક માણસે આ માન્યતામાં જણાવેલો **મહાદી** હું જ છું એમ જાહેર કર્યું અને ઘણા માણસો તેના અનુયાયી થયા. એટલે આ માણસે બંડ ઉઠાવ્યું. એ બંડ દાબી દેવા માટે લશ્કર મોકલવામાં આવ્યું, પણ તે હારી જઈ નાશ પામ્યું. આ વેળા ગ્લૅડસ્ટન ઇંગ્લંડનો વડો પ્રધાન હતો, તેની રાજનીતિ સૂદાનના અંતરસ્થ કારભારમાં વચ્ચે નહિ પડવાની હતી. તેથી તેણે સૂદાનમાંનાં બાકી રહેલાં બ્રિટિશ લશ્કરને સહીસલામત પાછું લાવવા માટે **જનરલ ગૉર્ડનને** મોકલ્યો. પણ તેના સૈન્ય પર મહાદીના અનુયાયીઓએ હુમલો કર્યો તેથી તેને આશ્રય માટે સૂદાનની રાજધાની ખાર્ટુમમાં ભરાઈ રહેવું પડ્યું. ત્યારે સર **ગાર્નેટ વુલ્સ્લીને** સૈન્ય આપી ગૉર્ડનની મદદે મોકલવામાં આવ્યો. પણ આ મદદ વખતસર નહિ આવી પહોંચવાથી ગૉર્ડનને પોતાના સૈન્ય સાથે શત્રુને શરણે જવું પડ્યું. પણ મહાદીના અનુયાયીઓએ તે બધાને કતલ કરી દીધા. આવી રીતે સૂદાનની સવારીમાં બ્રિટનની અપકીર્તિ થઈ અને તે દેશ મહાદીની સત્તા નીચે ગયો. પછી ૧૮૯૬ માં મહાદી મરણ પામ્યો ત્યારે તેના છોકરા ખલીફાના તાબામાં એ દેશ ગયો. ત્યારે પૂર્વે થયેલી અપકીર્તિ ધોઈ નાંખી સૂદાન દેશ જીતી લેવા માટે **લૉર્ડ કિચનરને** મોકલવામાં આવ્યો (૧૮૯૮). તેણે ૧૮૯૮ માં ઉમડરમાનની લડાઈમાં ખલીફાને હરાવી તેની રાજધાનીનું શહેર ખાર્ટુમ જીતી લીધું, એટલે સૂદાન દેશ બ્રિટિશોના તાબામાં આવ્યો.

**આફ્રિકાખંડમાં બીજા કેટલાક પ્રદેશોપર ઇંગ્લંડનું સ્વામિત્વ:**—આફ્રિકા ખંડમાં ઈજિપ્ટ અને સૂદાન પ્રમાણે બીજા કેટલાક પ્રદેશો પણ ૧૯ મા સૈકામાં બ્રિટિશોના તાબામાં આવ્યા. આફ્રિકાના ઉત્તર ભાગમાં સમુદ્રકિનારાને લગતો કેટલોક પ્રદેશ પૂર્વે રોમન સામ્રાજ્યનો ભાગ હતો, પણ તે ૬ ઠ્ઠા અને ૭ મા સૈકામાં અરબ અને મૂર લોકે જીતી લીધો હતો. પછી ૧૫ મા અને ૧૬ મા સૈકામાં પોર્ટુગીઝ લોકોએ હિંદુસ્તાન આવતાં રસ્તામાં આફ્રિકાને પૂર્વ અને પશ્ચિમ કિનારે કેટલેક ઠેકાણે પોતાનાં થાણાં કર્યાં હતાં. તેવી જ રીતે

આફ્રિકાના નીગ્રો (સીધી) લોકોને પકડી ગુલામ તરીકે વેચવા માટે ૧૬ મા સૈકાથી આફ્રિકાના પશ્ચિમ કિનારાપર કેટલાંક થાણાં સ્થપાયાં હતાં. પછી ૧૭ મા સૈકામાં આફ્રિકાને દક્ષિણ છેડે ડચ લોકે **કેપ કૉલોની** નામનું સંસ્થાન સ્થાપ્યું હતું, પણ તે આગળ જતાં ઇંગ્લંડે જીતી લીધું હતું. તેજ પ્રમાણે દક્ષિણ ભાગમાં **નાતાલ** અને પશ્ચિમ કિનારા ઉપર **સીએરા લીઓન** અને **ગોલ્ડકોસ્ટ** ઇંગ્લિશના તાબામાં આવ્યાં હતાં. આવી રીતે આફ્રિકા ખંડના કિનારા ઉપર યુરોપીઅન લોકે પોતાનાં થાણાં સ્થાપન કર્યાં હતાં, તો પણ ખંડનો અંદરનો ભાગ તો ઘણો ખરો અજ્ઞાન સ્થિતિમાં જ રહ્યો હતો. પણ પાછળથી **લિવિંગસ્ટોન** (અંગ્રેજ ૧૮૪૦–૭૩), સ્ટૅનલી (અમેરિકન ૧૮૭૧–૧૮૯૦) વગેરે સાહસિક શોધકોએ અનેક કષ્ટ વેઠી આફ્રિકા-ખંડના અંદરના દૂરના ભાગોમાં પ્રવાસ કરી તે ભાગોવિષે માહિતી દુનીઆને મેળવી આપી. ત્યારપછી આફ્રિકા ખંડમાં જેટલો મેળવાય તેટલો મુલક પોતાના તાબામાં લેવા માટે યુરોપીઅન પ્રજાઓ વચ્ચે હરીફાઈ થવા લાગી. **બેચુઆનાલૅંડ** અને **હ્રોડેશિઆના** વિસ્તીર્ણ પ્રદેશ અંગ્રેજોએ કબજે કરી લીધા. **સર જ્યૉર્જ ગોલ્ડી**ની સરદારી નીચે સ્થાપન થયેલી એક બ્રિટિશ કંપનીએ આફ્રિકાના પશ્ચિમ કિનારાપર નાઇજીરીઆ નામનો વિશાળ પ્રાંત અંગ્રેજોના તાબામાં આણ્યો (૧૯૦૦). 'પૂર્વ આફ્રિકા કંપની' નામની બીજી એક બ્રિટિશ કંપની સ્થાપન થઈ હતી અને તેણે **'બ્રિટિશ પૂર્વ આફ્રિકા'** (**કેનિઆ**) અને **યુગાંડા** નામના દેશો બ્રિટિશના તાબામાં આણ્યા. એ ઉપરાંત **સોમાલી લૅંડ** અને **ઝાંઝીબાર** નામના દેશો પણ બ્રિટિશની દેખરેખ નીચે આવ્યા. આવી રીતે ૧૯ મા સૈકામાં આફ્રિકા ખંડનો મોટો ભાગ બ્રિટિશોના તાબામાં આવ્યો.

**બીજાં યુરોપીઅન રાજ્યોના આફ્રિકા ખંડમાં પ્રદેશો**:— ઇંગ્લંડ સિવાય બીજાં યુરોપીઅન રાજ્યોનાં સંસ્થાનો બહુ નહોતાં. તેથી તેઓના મુલકમાં વધતી જતી વસ્તી બીજા દેશોમાં લઈ જઈ ત્યાં તેમને વસાવી સામ્રાજ્યની વૃદ્ધિ કરવાની જરૂર તેઓએ લાગવા માંડી. ઓગણીસમી સદીના પાછલા અર્ધ ભાગમાં આફ્રિકા ખંડના




ઘણા ભાગોની શોધખોળ થયા પછી ફ્રાન્સ, જર્મની, પોર્ટુગલ, બેલજિઅમ, ઈટલી વગેરે દેશોએ આફ્રિકામાં પોતાના સંસ્થાનો સ્થાપી

ત્યાં પોતાની સત્તા સ્થાપવાના પ્રયત્નો કરવા માંડ્યાં. ફ્રાન્સે આફ્રિકાના વાયવ્ય અને પશ્ચિમ ભાગમાં અલજીરિઆ, સૂદાન, સેનિગાલ, કૉંગો, વગેરે ઘણો વિશાળ પ્રદેશ ( ફ્રાન્સથી ૧૫ ગણો ) પોતાના તાબામાં આણ્યો. જર્મનીએ પશ્ચિમ અને પૂર્વ આફ્રિકામાંનો લગભગ ૧૦ લાખ ચોરસ માઇલ જેટલો મુલક કબજે કર્યો. ઇટલીએ રાતા સમુદ્રને લગતા સોમાલીલૅંડના મુલકપર પોતાની સત્તા બેસાડી. તેવી જ રીતે પોર્ટુગલ, સ્પેન અને બેલજિઅમ દેશોએ પણ આફ્રિકાના કેટલાક ભાગપર પોતાનો અમલ બેસાડ્યો. આ પ્રમાણે ૧૯ મા સૈકામાં આફ્રિકા ખંડના જુદા જુદા ભાગો યુરોપીઅન રાજ્યોએ વહેંચી લીધા.

## એશિઆ ખંડમાં ઇંગ્લંડના તાબાનો મુલક

( ૧ ) **પૂર્વ તરફના બેટો અને પ્રદેશો**:—આફ્રિકા ખંડમાં કર્યું તે પ્રમાણે એશિઆ ખંડમાં મુલકો પોતાના તાબામાં લેવા માટે યુરોપીઅન રાજ્યોની દોડાદોડી ચાલી રહી હતી. ઇંગ્લંડના તાબામાં હિંદુસ્તાન આવ્યું હતું અને પૂર્વના દેશોમાં તેનો વેપાર વધતો જતો હતો તેથી એ તરફના દેશોની અગત્ય ઇંગ્લંડને વિશેષ લાગતી હતી. તેથી નેપોલીઅન સાથે યુદ્ધ ચાલતું હતું ત્યારે ૧૮૧૦ માં ઇંગ્લંડે શેરડીના પાકને માટે પ્રસિદ્ધિમાં આવેલો ફ્રેંચના તાબાનો **મોરિશિઅસ** બેટ, અને ચા, કૉફી અને મસાલાના પદાર્થો માટે પ્રસિદ્ધ ડચના તાબાનો સીલોન બેટ ૧૮૦૬ માં જીતી લીધા. ત્યારપછી ચીનસાથે બહોળો વેપાર ચાલવા માંડ્યો, એટલે પૅસિફિક મહાસાગરમાં બેટો અને પ્રદેશોની અગત્ય ઇંગ્લંડને જણાવા માંડી ત્યારે સિંગાપૂર ( ૧૮૧૯ ), પીનાંગ બેટ, મલાયા દ્વીપકલ્પનો દક્ષિણ ભાગ ( ૧૮૨૫ ), બોર્નીઆના ટાપુનો ઉત્તર ભાગ ( ૧૮૬૨ ) અને ફિજીનો ટાપુ ( ૧૮૭૪ ), એ બધા પ્રદેશો ઇંગ્લંડે પોતાના તાબામાં લીધા. આ બધામાં સિંગાપૂર નાકાનું અને મધ્યસ્થળ હોવાને લીધે તેનું મહત્ત્વ ઘણું વધ્યું અને તેને ઇંગ્લિશોએ પૂર્વમાં પોતાનું નૌકાસ્થળ બનાવ્યું. એજ તરફ જાવા, સુમાત્રા અને બોર્નીઓ ડચ લોકોનાં તાબામાં છે, ઇંડોચાયના ફ્રેંચના તાબામાં છે, અને અમેરિકાના સંયુક્ત સંસ્થાનોના તાબામાં ફિલિપાઇન બેટ છે.

(૨) **ઇંગ્લંડનો ચીનસાથે સંબંધ:**—૧૯ મા સૈકામાં ઇંગ્લંડે ચીનમાં પણ એક થાણું સ્થાપ્યું. ચીન દેશ દુનીઆના જૂનામાં જૂના દેશોમાંનો એક છે, અને તેની સંસ્કૃતિ પણ ઘણી પ્રાચીન છે. ચીન સાથે ઇંગ્લંડ અને હૉલંડે ૧૭ મા સૈકામાં વેપાર શરૂ કર્યો. હિંદુસ્તાનમાં પાકતા અફીણનો વેપાર અંગ્રેજોના હાથમાં હતો અને એ વેપારથી ઇંગ્લંડને ઘણો ફાયદો થતો હતો. પણ ૧૮૪૦ માં એ વેપારના સંબંધમાં ચીનના જકાતી અમલદાર અને ઇંગ્લિશ વેપારીઓ વચ્ચે ટંટો થયો અને તે માટે ઇંગ્લંડ અને ચીન વચ્ચે લડાઈ થઈ. એ લડાઈમાં ચીનની હાર થઈ. પછી સલાહ થઈ, તે સલાહની શરતથી ઇંગ્લંડને એ લડાઈના ખરચ બદલ મોટી રકમ અને હૉંગકૉંગનો ટાપુ મળ્યો. અને ઇંગ્લિશ વેપારને માટે ચીનનાં પાંચ બંદરો ખુલ્લા કરવામાં આવ્યાં. પછી ૧૮૫૬–૫૭ અને ૧૮૫૯–૧૮૬૦ માં ચીન સાથે બીજી બે વાર લડાઈઓ થઈ. એ બંને લડાઇઓમાં ચીનની જ હાર થઈ, અને પછી થયેલા તહનામાથી ઇંગ્લંડને ચીનમાં બીજાં કેટલાંક થાણાં મળ્યાં અને વેપાર માટે ઘણી છૂટછાટ મળી.

**બીજા દેશોનો ચીનસાથે સંબંધ:**—ઇંગ્લંડ પ્રમાણે ફ્રાન્સ, જર્મની, રશિઆ, અમેરિકાના સંયુક્ત સંસ્થાનો અને જાપાન, એ દેશોએ પણ ચીન સાથે સંબંધ બાંધ્યો. ભૂમધ્ય સમુદ્ર અને હિંદુસ્તાનની ઉત્તર સરહદ તરફ રશિઆની ઇચ્છા સફળ થઈ નહિ ત્યારે તેણે એશિઆની ઉત્તરમાં આવેલા સાઇબીરિઆમાં પોતાનું સામ્રાજ્ય વધાર્યું. એટલે ચીનની ઉત્તર સરહદ પર રશિઆનું રાજ્ય થયું. ત્યારે ચીનના રાજ્યકારભારમાં હાથ ઘાલવાની તેને ચળ થવા લાગી. ફ્રાન્સે ચીનની દક્ષિણ સરહદ ઉપર ઇંડોચાઇનાનો મુલક પોતાના તાબામાં લીધો હતો, અને તે ચીન પાસેથી વેપારના સંબંધમાં કેટલીક સગવડ મેળવવાની ખટપટ ચલાવતું હતું. બે પાદરીનાં ખૂનને બહાને જર્મનીએ કિયાચાઉ પ્રાંત હસ્તગત કરી લીધો હતો (૧૮૯૮). ત્યારપછી ગ્રેટબ્રિટને વાઈ-હાઈ-વાઈ નામનું ઠેકાણું કબજે કરી લીધું. જાપાને ૧૮૯૪–૯૫ માં ચીન સાથે લડી ચીનનો કોરીઆનો દ્વીપકલ્પ પડાવી લીધો હતો. ચીનની પૂર્વે પૅસિફિક મહાસાગરમાં આવેલો ફિલિપાઇન

ટાપુ સ્પેનના તાબામાં હતો તે અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોએ ૧૮૯૮ માં જીતી લીધો, એટલે ચીનાઈ સમુદ્રમાં અમેરિકાનો હિત-સંબંધ થયો.

તેવી જ રીતે ૧૯ મા સૈકાના અંતમાં વેપારી બાબત પ્રમાણે ચીનમાં રેલ્વે બાંધવાની અને જુદે જુદે ઠેકાણે ખાણો ખોદવાની બાબતમાં પણ કેટલીક સવળતા મેળવવાના પ્રયત્નો પરદેશી રાજ્યો તરફથી થવા લાગ્યા. પોતાના દેશમાં પરદેશીઓ આવી રીતે ઘૂસતા હતા તે ચીનના કેટલાક લોકોને પસંદ હતું નહિ, તેથી તેમણે પરદેશી-ઓને પોતાના દેશમાંથી હાંકી કાઢવા માટે એક મંડળ સ્થાપન કર્યું. એ મંડળ **બૉક્સર મંડળ** કહેવાય છે. આ મંડળમાં સામેલ થએલા માણસોએ પેકીનમાંના પરદેશી લોકો પર છાપો મારી તેમને કેદ કરી લીધા (૧૯૦૦). ત્યારે બધાં પરદેશી રાજ્યોએ એકઠા થઈ એક સંયુક્ત સૈન્ય મોકલ્યું. બૉક્સર મંડળવાળાનો નાશ થયો અને ચીનને ભારે રકમનો દંડ અને પરદેશીઓને વધુ સગવડો આપવાની ફરજ પડી. પછી ચીનમાં જાગૃતિ થઈ અને ૧૯૧૧ માં ત્યાં રાજ્યક્રાંતિ થઈ. ચીના લોકોએ પોતાની અનંકુશિત પાદશાહતને બદલે ત્યાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું (૧૯૧૨). પણ તેથી સુવ્યવસ્થિત રાજ્ય સ્થાપન થઈ શક્યું નહિ. હજુસુધી નિરનિરાળા પક્ષો એક બીજાનો વિરોધ કરે છે અને માંહોમાંહે લડ્યાં કરે છે, તેથી ત્યાં આજે પણ અસ્વ-સ્થતા જ છે.

( ૩ ) **હિંદુસ્તાન :—હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યનો વિસ્તાર :**—માર્ક્વિસ ઑફ વેલેસ્લીની 'સબસિડિઅરી સિસ્ટમ'ને (સહાયકારી સૈન્યની યોજના) લીધે હિંદુસ્તાનનાં ઘણાંખરાં દેશી રાજ્યો બ્રિટિશોના માંડળિક બન્યાં. વેલેસ્લી અને લૉર્ડ હેસ્ટિંગ્ઝની કારકિર્દીમાં ટિપૂ અને મરાઠાસાથે લડાઈઓ થઈ હતી તેને પરિણામે દક્ષિણ હિંદુસ્તાનમાંનો ઘણો મુલક બ્રિટિશોના તાબામાં આવ્યો હતો. હેસ્ટિંગ્ઝ પછી લૉર્ડ ઍમહર્સ્ટના વખતમાં બ્રહ્મદેશ સાથે વિગ્રહ થયો હતો (૧૮૨૪–૨૬); તેને પરિણામે બ્રહ્મદેશનો કેટલોક ભાગ અંગ્રે-જોને મળ્યો હતો. પછી અંગ્રેજોએ સિંધપ્રાંત જીતી લીધો (૧૮૪૩),

ત્યારપછી લૉર્ડ હાર્ડિંજની કારકિર્દીમાં પંજાબના શીખ લોકો સાથે બે વિગ્રહ થયા (૧૮૪૬; ૧૮૪૮–૪૯); તેમાં શીખ લોકની હાર થઈ અને પંજાબ પ્રાંત બ્રિટિશ મુલક બન્યો. ત્યારપછી લૉર્ડ ડેલૂહાઉસી હિંદુસ્તાનનો ગવર્નર-જનરલ થયો (૧૮૪૮–૫૬). તેની કારકિર્દીમાં ઔરસ વારસ ન હોવાથી, અથવા ગેરવ્યવસ્થાને લીધે ઘણાં દેશી રાજ્યો ખાલસા થઈ બ્રિટિશ મુલક બન્યાં. તેમાં ઝાંસી, સતારા, નાગપૂર, અયોધ્યા વગેરે ખાલસા થયાં હતાં. તેની કારકિર્દીમાં બ્રહ્મદેશ સાથે બીજો વિગ્રહ થયો હતો (૧૮૫૨), તેને પરિણામે બ્રહ્મદેશનો દક્ષિણ ભાગ બ્રિટિશોને મળ્યો અને પછી કેટલેક વર્ષે ઉત્તર ભાગ પણ બ્રિટિશોના તાબામાં આવ્યો. આવી રીતે વેલેસ્લી, હેસ્ટિંગ્ઝ, હાર્ડિંજ અને ડેલ્હાઉસીની કારકિર્દીમાં હિંદુસ્તાનમાં બ્રિટિશ મુલકનો ઘણો વિસ્તાર થયો હતો. લૉર્ડ બેંટિક અને ડેલ્હાઉસીના વખતમાં દેશમાં ઘણા મહત્ત્વના સુધારા પણ કરવામાં આવ્યા હતા. બેંટિકના વખતમાં સતી થવાનો રિવાજ બંધ પાડવામાં આવ્યો હતો; ઠગ લોકોનો નાશ કરવામાં આવ્યો અને ભણેલા હિંદી લોકોને રાજ્યકારભારમાં ઉંચા હોદ્દાપર નીમવાનું શરૂ કરવામાં આવ્યું. લૉર્ડ ડેલ્હાઉસીની કારકિર્દીમાં જૂની નહેરો સમરાવવામાં આવી અને નવી ખોદાવવામાં આવી, તેથી ખેતીને ઘણો ફાયદો થયો. તાર અને રેલ્વે શરૂ થવાથી થોડે ખરચે અને જલદી ટપાલ લઈ જવાની વ્યવસ્થા કરવામાં આવી; અને કેળવણીને પણ ઉત્તેજન આપવામાં આવ્યું.

લૉર્ડ ડેલ્હાઉસી પછી લૉર્ડ કૅનિંગ ગવર્નર-જનરલ થયો (૧૮૫૬). તેની કારકિર્દીમાં હિંદુસ્તાનમાં બંડ થયું. ડેલ્હાઉસીએ તાર અને રેલ્વે દાખલ કર્યાં ત્યારે જૂના વિચારના હિંદી લોકો એમ સમજ્યા કે એથી આપણા ધર્મઉપર પ્રહાર કરવામાં આવે છે. ડેલ્હાઉસીએ દેશી રાજાઓને દત્તક પુત્ર લેવાની બંધી કરી હોવાથી દેશી રાજ્યો ઘણાં બેદિલ થયાં હતાં. કૅનિંગે અયોધ્યા પ્રાંતમાં જમીનના દર સંબંધમાં નવી યોજના અમલમાં આણી તેથી અયોધ્યાના જમીનદારોમાં ઘણો અસંતોષ વ્યાપી રહ્યો હતો. સામાન્ય

લોકપણ બેદિલ થઈ ગયા હતા. હિંદી સૈન્યો પણ ખળભળી ઉઠ્યાં હતાં. આ વખતે લશ્કરમાં નવી કારતુસ દાખલ કરવામાં આવી, તે મોંવડે તોડવાની હતી. એ કારતુસો માટે હિંદુઓને પવિત્ર ગાયની ચરબી અને મુસલમાનોને અપવિત્ર ડુક્કરની ચરબીનો ઉપયોગ કરવામાં આવ્યો છે એવી વાત સર્વત્ર પ્રસરી રહી. તેથી હિંદુ અને મુસલમાન સિપાઇઓ એમ સમજ્યા કે તેમને વટલાવવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે. આવી ગેરસમજથી સિપાઇઓ ઉશ્કેરાઈ ગયા અને પહેલાં મીરતના સિપાઇઓએ બળવો શરૂ કર્યો; અને તે તાબડતોબ ઉત્તર અને મધ્ય હિંદુસ્તાનમાં પ્રસરી ગયો. અયોધ્યા પ્રાંતમાં અમીર ઉમરાવોએ આગેવાની લીધી હતી તેથી બળવો ત્યાં ઘણો જોસભેર ચાલ્યો. દિલ્હી અને અયોધ્યા નજીક હિંદીઓ અને અંગ્રેજો વચ્ચે કેટલીક ઝપાઝપી થઈ અને કાનપૂરમાં એક બ્રિટિશ ટુકડીની કતલ કરવામાં આવી ( ૧૮૫૭ ). એ બળવો ઉત્તર હિંદુસ્તાનમાંજ મર્યાદિત રહ્યો, મુંબઈ અને મદ્રાસ ઇલાકામાં પ્રસર્યો નહોતો. તે વખતે સિંધિઆ, હોલ્કર અને નિઝામના મોટાં મોટાં દેશી રાજ્યો બ્રિટિશ સરકારને વફાદાર રહ્યાં હતાં. પંજાબનું શીખ સૈન્ય પણ વફાદાર રહ્યું હતું અને ખાસ તેની મદદથી જ ૧૮૫૮ માં બળવો બેસાડી દેવામાં આવ્યો.

**રાણી હિંદુસ્તાનનો કારભાર ઈસ્ટ ઇંડિઆ કંપની પાસેથી લઈ લે છે:**—આ બળવો શમી ગયા પછી પાર્લમેન્ટે ૧૮૫૮ માં **હિંદુસ્તાન વિષે એક કાયદો** કર્યો. એ કાયદાથી હિંદુસ્તાનનો રાજ્યકારભાર ઈસ્ટ ઇંડિઆ કંપનીના હાથમાંથી રાણી વિક્ટોરિઆના હાથમાં ગયો. ઇંગ્લંડના પ્રધાનમંડળમાં હિંદુસ્તાન માટે એક પ્રધાન—'સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇંડિઆ'—નીમવામાં આવ્યો અને તેની દેખરેખ તળે હિંદુસ્તાનમાં શહેનશાહના પ્રતિનિધિ તરીકે વાઇસરૉય નીમવામાં આવ્યો. લૉર્ડ કૅનિંગ પહેલો વાઇસરૉય હતો. તે વખતે રાણી **વિક્ટોરિઆ**એ એક **જાહેરનામું** કાઢ્યું. અને તા૦ ૧ નવેંબર ૧૮૫૮ ને રોજ અલ્હાબાદમાં એક મોટો દરબાર ભરી વાઇસરૉય લૉર્ડ કૅનિંગે તે જાહેરનામું પ્રસિદ્ધ કર્યું. "હિંદી રાજારજવાડા

અને રૈયતના હક ઉપર સરકાર તરફથી યોગ્ય લક્ષ આપવામાં આવશે, હિંદી રાજાઓ સાથે થયેલા કરાર યોગ્ય રીતે પાળવામાં આવશે, હિંદી રાજાઓને દત્તક પુત્ર લેવામાં હરકત કરવામાં આવશે નહિ, હિંદી પ્રજાના ધર્મમાં સરકાર હાથ ઘાલશે નહિ અને સર્વે લોક પોત-પોતાના ધર્મ પ્રમાણે વર્તી શકશે, યોગ્યતા પ્રમાણે સર્વ કારભારી હોદ્દા હિંદીઓ માટે ખુલ્લા રહેશે, હિંદુસ્તાનનો વહીવટ હિંદના હિતની દૃષ્ટિએ ચલાવવામાં આવશે" વગેરે અભય વચનો આ જાહેરનામાંમાં આપવામાં આવ્યાં હતાં. ૧૮૫૮ નો રાણીનો ઢંઢેરો હિંદુસ્તાનનો **મૅગ્ના ચાર્ટા** કહેવાય છે. ત્યાર પછી ૧૮૭૭ માં દિલ્હીમાં મોટા દરબાર ભરી રાણી વિક્ટોરિઆએ '**કૈસરે હિંદ**' (**હિંદુસ્તાનની મહારાણી**) એવો ખિતાબ ધારણ કર્યો.

**હિંદુસ્તાનની રાજ્યઘટનામાં સુધારા કરવા સંબંધનો કાયદો ૧૯૧૯:**—૧૮૫૮ માં આપેલાં વચનોનો પૂર્ણપણે અમલ કરાવવા માટે અને હિંદી લોકોની આકાંક્ષા શું છે તે જણાવવા માટે ૧૮૮૫ માં '**રાષ્ટ્રીય મહાસભા**' (Indian National Congress) સ્થાપવામાં આવી. છેલ્લાં ૪૫ વર્ષ થયાં રાષ્ટ્રીય મહાસભા પ્રજાની માગણી અને પ્રજાનાં દુઃખો સરકારને કાયદેસર રીતે જણાવતી રહી છે, અને તેની ચળવળને પરિણામે પાર્લમેન્ટે હિંદુસ્તાન સંબંધે ૧૯૦૯ માં એક કાયદો ઘડ્યો અને હિંદીઓને કેટલાક વિશેષ હકો આપ્યા. હિંદુસ્તાનના વાઇસરૉય લૉર્ડ મિંટો અને સેક્રેટરી ઑફ સ્ટેટ લૉર્ડ મોર્લીની સૂચનાથી પાર્લમેન્ટે આ સુધારાનો કાયદો કર્યો, માટે તે મોર્લી–મિંટો સુધારા કહેવાય છે. ત્યાર પછી ઇંગ્લંડના રાજા અને હિંદુસ્તાનના શહેનશાહ **૫મા જ્યોર્જે** ૧૯૧૧ માં હિંદુસ્તાન આવી દિલ્હીમાં એક ભવ્ય દરબાર ભરી **દિલ્હીને** હિંદુસ્તાનનું પાટનગર જાહેર કર્યું. ત્યાર પછી થોડા જ સમયમાં યુરોપમાં મહાયુદ્ધ શરૂ થયું (૧૯૧૪). તેમાં હિંદી સૈન્યોએ ભાગ લઈ બહુ બહાદુરી બતાવી ઘણાં પરાક્રમો કર્યાં. તેનો બદલો વાળવા માટે અને હિંદી પ્રજાની આકાંક્ષા પૂર્ણ કરવા માટે ૧૯૧૭ ના ઑગસ્ટની ૨૦ મી તારીખે બ્રિટિશ પ્રધાનમંડળે 'હિંદુસ્તાનમાં ક્રમેક્રમે

જવાબદાર રાજ્યપદ્ધતિ' સ્થાપન કરવાનું ધોરણ જાહેર કર્યું, અને હિંદુસ્તાન વિષે પ્રત્યક્ષ માહિતી મેળવવા સારૂ હિંદી સેક્રેટરી ઑફ સ્ટેટ **મૉંટેગ્યૂને** ખાસ હિંદુસ્તાન મોકલ્યો. તેણે સૂચવેલી યોજના પ્રમાણે **હિંદુસ્તાનનાં રાજ્યબંધારણના સુધારાનું બિલ** ૧૯૧૯ માં બ્રિટિશ પાર્લમેન્ટે મંજુર કર્યું. આ નવીન સુધારાથી કેટલાક સરકારી કારભારનાં ખાતાંમાં જવાબદાર રાજ્યપદ્ધતિની શરૂઆત થઈ. ત્યારપછી હિંદુસ્તાનના રાજ્યબંધારણમાં વધુ સુધારા સૂચવવા માટે **સર જૉન સાઇમનના** નેતૃત્વ નીચે પાર્લમેન્ટે એક કમિશન નીમ્યું. એ કમિશને ૧૯૩૦ ના જૂન મહિનામાં પોતાનો રીપોર્ટ પ્રસિદ્ધ કર્યો. પછી હિંદી રાજ્યબંધારણમાં સુધારાના સંબંધમાં હિંદી નેતાઓના અભિપ્રાય જાણવા માટે હિંદી પ્રજા, હિંદી રાજાઓ અને પાર્લમેન્ટના પ્રતિનિધિઓની એક પરિષદ (રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ) લંડન શહેરમાં ભરવામાં આવી, અને તે પરિષદ ખુલ્લી મૂકવાનો સમારંભ **શહેનશાહ પાંચમા જ્યૉર્જને** હાથે ૧૯૩૦ ના નવેંબરની ૧૨ મી તારીખે ભારે ઠાઠમાઠથી કરવામાં આવ્યો. ૧૯૩૧ ના સપ્ટેંબરમાં ભરાયલી પરિષદની બીજી બેઠકમાં **મહાત્મા ગાંધી** રાષ્ટ્રિય સભાના (કૉંગ્રેસના) પ્રતિનિધિ તરીકે હાજર હતા. ૧૯૩૨ ના નવેંબરમાં આ પરિષદની ત્રીજી બેઠક ભરાઈ. ત્યારપછી ઇંગ્લંડની પાર્લમેન્ટે હિંદુસ્તાન સંબંધી રાજ્યઘટનાનો કાયદો ૨જી ઑગસ્ટ ૧૯૩૫ માં પાસ કર્યો. આ નવા કાયદા પ્રમાણે બ્રિટિશ હિંદુસ્તાન અને દેશી રાજ્યોનું એક સંયુક્ત રાષ્ટ્ર (Federation) સ્થાપવા માટે પ્રાંતિક સરકારના સર્વ ખાતામાં જવાબદાર રાજ્યપદ્ધતિ દાખલ થઈ છે (૧ લી એપ્રીલ ૧૯૩૭).

## (૪) સંસ્થાનો

**સંસ્થાનો એટલે શું?**:—૧૬ માં સૈકા પછીના ત્રણ ચાર સૈકામાં દુનીઆના જુદા જુદા ખંડોમાં કેટલાક દેશો ઇંગ્લંડે પોતાના તાબામાં આણ્યા. તે પૈકી કેટલીક ઠેકાણે ઇંગ્લિશ લોક માત્ર વેપાર કરવા માટે કે રાજ્યકારભાર કરવા માટે ગયા હતા. પણ કેટલેક ઠેકાણે તો તેઓ કાયમનો વસવાટ કરવા ગયા હતા. જે ઠેકાણે અંગ્રેજો કાયમનો વસવાટ કરવા ગયા હતા તે **સંસ્થાનો** (Colonies)

કહેવાય છે. ઇંગ્લિશના તાબામાં આવેલાં સંસ્થાનો પૈકી કેટલાંક અસલ ફ્રેંચ અને ડચ લોકોનાં સંસ્થાનો હતાં, પણ તેમાં પાછળથી ઇંગ્લિશ લોકો પણ જઈ વસવા લાગ્યા. આપણા સંસ્થાનનો રાજ્યકારભાર આપણા હાથમાં હોવો જોઇએ એવી સંસ્થાનવાસીઓની ઇચ્છા હતી. ઇંગ્લંડે તેમની ઇચ્છા તરફ ધ્યાન આપ્યું નહિ, ત્યારે **કૅનેડા**ના સંસ્થાને બંડ કર્યું (૧૮૩૭). પણ એ બંડ દબાવી દીધા પછી ત્યાંનો અસંતોષ દૂર કરવા માટે કૅનેડાને સ્વરાજ્ય ( Self Government ) આપવામાં આવ્યું (૧૮૪૦). કૅનેડા પછી ન્યૂ ફાઉન્ડલંડ, ઑસ્ટ્રેલિઆ, ન્યૂ ઝીલંડ અને દક્ષિણ આફ્રિકાને સ્વરાજ્ય આપવામાં આવ્યું. આમ સ્વરાજ્યનો હક મેળવેલાં સંસ્થાનો આગળ જતાં '**ડુમિનિઅન**' ( Dominion ) કહેવાવા લાગ્યાં.

## કૅનેડા

એ સંસ્થાન ફ્રેંચ લોકે ૧૭ મા સૈકામાં ઉત્તર અમેરિકામાં સેંટ લૉરેન્સ નદીની ખીણમાં વસાવ્યું હતું. પણ સપ્તવાર્ષિક યુદ્ધમાં ઇંગ્લંડે એ સંસ્થાન જીતી લીધું (૧૭૬૩). તે વખતે તે ઘણું નાનું હતું અને તેમાં વસ્તીપણ ઘણી થોડી હતી. પણ એ સંસ્થાન ઇંગ્લિશ લોકનાં તાબામાં આવ્યા પછી તે લોકો ત્યાં જઈ રહેવા લાગ્યા. ત્યારપછી તેની દક્ષિણમાં આવેલું બ્રિટિશ સંસ્થાન સ્વતંત્ર થયા પછી (૧૭૮૩) તે સંસ્થાનમાંના ઘણા લોક, જેઓ બ્રિટિશ સામ્રાજ્યમાં જ રહેવા માગતા હતા તેઓ, કૅનેડામાં જઈ વસ્યા. આ લોકો ત્યાં ગયા તે પહેલાં કૅનેડા સંસ્થાનની વાયવ્ય દિશામાં ઘણા વિશાળ મુલકમાં બ્રિટિશ હડસન બે કંપનીએ પોતાનાં ઘણાં વેપારી થાણાં સ્થાપ્યાં હતાં. તે પ્રદેશમાં પણ વસ્તી વધવા લાગી. એવી રીતે કૅનેડા સંસ્થાનનો વિસ્તાર વધતો ગયો. ૧૭૯૧ માં જ્યારે નાનો પિટ વડો પ્રધાન હતો ત્યારે તેણે કૅનેડા સંસ્થાનના સંબંધમાં '**કિવબેક ઍક્ટ**' નામનો એક કાયદો કર્યો હતો. આ કાયદાથી કૅનેડાના ઑંટેરિઓ (ઉત્તર કૅનેડા) અને કિવબેક (દક્ષિણ કૅનેડા) એવા બે ભાગ પાડવામાં આવ્યા. ઑંટેરિઆમાં ઘણીખરી વસ્તી પ્રૉટેસ્ટંટપંથી બ્રિટિશ લોકની હતી અને કિવબેકમાં ઘણીખરી વસ્તી રોમન કૅથૉલિક પંથના ફ્રેંચ

લોકની હતી. બંને સંસ્થાનોને જુદા જુદા ગવર્નર અને ધારાસભા આપવામાં આવ્યાં હતાં. ધારાસભાના ‘કાઉન્સિલ’ અને ‘ઍસેમ્બ્લી’ એવા બે ભાગ રાખવામાં આવ્યા હતા. ઍસેમ્બ્લીના બધા સભાસદો લોક ચૂંટતા હતા, અને કાઉન્સિલના સભાસદો સરકાર નીમતી હતી. કૅનેડામાં રોમન કૅથૉલિક અને પ્રૉટેસ્ટંટ બંને પંથના લોકને પોત-પોતાના ધર્મપ્રમાણે વરતવાની સંપૂર્ણ છૂટ હતી. આગળ જતાં એ બંને ભાગના લોકો વચ્ચે તકરાર થવા લાગી. કિવબેકમાં રહેતા ફ્રેંચ અને અંગ્રેજો વચ્ચે ઝઘડો થવા લાગ્યો. અમારાં હિત તરફ ધ્યાન આપવામાં આવતું નથી એવી ફ્રેંચ લોકોની તકરાર હતી. ઑંટેરિઆમાં ઘણીખરી વસ્તી પ્રૉટેસ્ટંટપંથી ઇંગ્લિશ લોકની હતી. તેઓનું કહેવું એવું હતું કે કાઉન્સિલના સભાસદો સરકાર તરફથી નીમાવાના બદલે લોક તરફથી ચૂંટાવા જોઈએ. આવા કારણોસર બંને ભાગોમાં અસ્વસ્થતા થઈ રહી હતી. કિવબેકમાં **પૅપિનો** અને ઑંટેરિઆમાં **મૅકેન્ઝીની** સરદારી નીચે ૧૮૩૭ માં ઝાપાઝપી ચાલવા માંડી. ત્યારે સખત પગલાં ભરી સરકારે એ મારામારી અટકાવી. પણ કૅનેડામાં અશાંતિ હોવાનાં કારણો શું છે અને તે દૂર કરવા શું ઉપાય યોજવા જોઇએ તે સૂચવવા માટે ઇંગ્લંડના પ્રધાનમંડળે **લૉર્ડ ડરહામને** ૧૮૩૮ માં કૅનેડા મોકલ્યો. તેણે ત્યાંની પરિસ્થિતિનું પ્રત્યક્ષ અવલોકન કરીને એક રીપોર્ટ મોકલ્યો, અને તેમાં કૅનેડા માટે એક રાજ્ય-બંધારણની યોજના સૂચવી. સંસ્થાનોનાં બંધારણના ઇતિહાસમાં આ રીપોર્ટ જાણવા જેવો છે, કારણ કે તેમાં સૂચવેલી યોજના પ્રમાણે બીજાં સંસ્થાનોનાં રાજ્યબંધારણો ઘડવામાં આવ્યાં છે. લૉર્ડ ડરહામે કરેલી સૂચના પ્રમાણે પાર્લમેન્ટે ૧૮૪૦ માં **કૅનેડાના એકીકરણનો કાયદો**



ડરહામ

રચ્યો. એ કાયદાથી કૅનેડાને સ્વરાજ્ય (Self Government) મળ્યું અને નીચે પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી. (૧) કૅનેડાને બંને ભાગોને જોડી દેવામાં આવ્યા, (૨) સંયુક્ત કૅનેડા માટે બે સભાવાળી ચૂંટાયલા સભાસદોની પાર્લમેન્ટ સ્થાપન કરવામાં આવી, અને તેને કૅનેડાસંબંધના કાયદા કરવાની સત્તા આપવામાં આવી, (૩) કૅનેડાનું મંત્રિમંડળ પાર્લમેન્ટને જવાબદાર રાખવામાં આવ્યું, (૪) ઇંગ્લંડે મોકલેલા ગવર્નર-જનરલે કારોબારી સભાની સલાહ પ્રમાણે રાજ્યકારભાર કરવો.

ત્યારપછી ૧૮૬૭ માં પાર્લમેન્ટે કૅનેડાસંબંધમાં '**નૉર્થ અમેરિકા ઍક્ટ**' નામનો કાયદો ઘડ્યો. એ કાયદાથી નોવાસ્કોશિઆ અને ન્યૂ બ્રન્સ્વિક કૅનેડા સાથે જોડાઈ ગયાં. ત્યારપછી પશ્ચિમ તરફના ભાગમાં સ્થાપન થયેલાં બ્રિટિશ કોલંબિઆ (૧૮૭૧), પ્રિન્સ એડવર્ડ બેટ (૧૮૭૩), ઍલબર્ટા અને સૅસ્કૅટચેવાન સંસ્થાનો પણ કૅનેડા સાથે જોડાઈ ગયાં. ન્યૂ ફાઉન્ડલંડને ૧૮૫૫ માં સ્વરાજ્યનો હક મળ્યો હતો. પણ તે કૅનેડા સાથે જોડાઈ ન જતાં જુદું જ રહ્યું.

કૅનેડામાં કૅનેડિઅન પૅસિફિક રેલ્વે ૧૮૮૬ માં બાંધવામાં આવી, તેથી દેશમાં એક ભાગમાંથી બીજા ભાગમાં જવા આવવાનું સહેલું થયું અને ખેતીની અને કાચા માલના વેપારની ઘણી વૃદ્ધિ થઈ.

## ઑસ્ટ્રેલિઆ

ઑસ્ટ્રેલિઆ અને ન્યૂ ઝીલંડના ટાપુઓ ડચ લોકોએ ૧૭ મા સૈકામાં શોધી કાઢ્યા હતા, પણ ત્યાં તેમણે પોતાનાં સંસ્થાનો સ્થાપ્યાં નહિ. ત્યારપછી **કૅપ્ટન કુક** નામના ઇંગ્લિશ નાવિકે ૧૭૭૦ ના અરસામાં એ ટાપુઓની મુલાકાત લીધી અને તે પ્રદેશ બ્રિટિશ તાબાનાં હોવાનું જાહેર કર્યું. પછી ૧૭૭૬ માં કૅપ્ટન કુકે એ બાજુ તરફ બીજી સફર કરી અને સૅંડવિચ ટાપુ શોધી કાઢ્યા. પણ ત્યાંના જંગલી લોકોએ તેને ત્યાંજ ઠાર કર્યો! એ ટાપુઓ ઘણો દૂર હોવાને લીધે ત્યાં સંસ્થાન કરવા કોઇએ પ્રયત્ન કર્યા નહિ. આગળ દેશનિકાલની સજા પામેલા કેદીઓને ઇંગ્લંડના અમેરિકન સંસ્થાનોમાં

મોકલવામાં આવતા હતા. પણ તે સંસ્થાનો ૧૭૮૩ માં સ્વતંત્ર થયાં. ત્યારપછી દેશનિકાલની સજા પામેલા કેદીઓને મોકલવાના ઠેકાણા તરીકે ઑસ્ટ્રેલિઆ બેટને પસંદ કરવામાં આવ્યો. ૧૭૮૮ ના જાન્યુઆરી મહિનામાં કેદીઓથી ભરેલું એક વહાણ ન્યૂ સાઉથ વેલ્સના (ઑસ્ટ્રેલિઆના પૂર્વ કિનારાનો પ્રદેશ) જૅકસન બંદરમાં દાખલ થયું અને ત્યાં કેદીઓનું સંસ્થાન સ્થપાયું. ઑસ્ટ્રેલિઆની જમીન ફળદ્રૂપ હતી અને ત્યાંની હવા ઘેટાં ઉછેરવાના ધંધાને માફક હોવાથી પુષ્કળ લોક ત્યાં જઈ વસવા લાગ્યા. તેમ જ શિક્ષાની મુદ્દત પૂરી થતાં કેદીઓ પણ સ્વદેશ પાછા જવાને બદલે ત્યાં જ રહેવાં લાગ્યા, તેથી ત્યાં વસ્તી પણ વધતી ગઈ. જમીન પુષ્કળ હોવાથી વસવાટ કરવાવાળાઓને તે મફત મળતી હતી. પણ ૧૮૨૯ માં **એડવર્ડ ગિબન વેકફીલ્ડ** નામના એક ગૃહસ્થે નવા સંસ્થાનો કેવી રીતે સ્થાપવા જોઈએ તે સંબંધમાં એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું તેમાં તેણે સંસ્થાનો સ્થાપવાની યોજના બતાવી હતી. તેનું કહેવું એવું હતું કે ઇંગ્લંડ જેવો જ સમાજ જો ઑસ્ટ્રેલિઆમાં સ્થાપવો હોય તો ત્યાંની જમીન મફત ન આપતાં નાના નાના ટુકડા પાડી તે વેચવી અને તેમ કરતાં જે ઉપજ થાય તે સંસ્થાનમાં જવા આવવાના સારા રસ્તા, ખેતીને ઉત્તેજન, નવા વસવાટ કરવા જનારા લોકને નાણાંની મદદ વગેરે કામમાં વાપરવી, જેથી વધુ લોકો ત્યાં વસવાટ કરવા જવા લલચાશે. આ યોજના સંસ્થાન ખાતાંના સેક્રેટરી ઑફ સ્ટેટને પસંદ પડી, અને તેના ઉત્તેજનથી ૧૮૩૦ માં 'સંસ્થાનો વસાવનારૂં મંડળ' સ્થાપન થયું અને વેકફીલ્ડની યોજના પ્રમાણે ઠેકાણે ઠેકાણે સંસ્થાનો સ્થાપવાના પ્રયત્નો કરવામાં આવ્યા. અને ન્યૂ સાઉથ વેલ્સ સંસ્થાન પ્રમાણે દક્ષિણ ઑસ્ટ્રેલિઆ, વિક્ટોરિઆ, ક્વીન્સલૅંડ, પશ્ચિમ ઑસ્ટ્રેલિઆ અને ટાસમાનિઆ નામના બીજાં સંસ્થાનો સ્થાપન થયાં. આ સંસ્થાનોમાં આવી વસનારા લોકો ઘેટાં પાળી ઉન ઉત્પન્ન કરતા અને ખેતીનો ધંધો કરતા. પણ પછી ૧૮૫૧ માં ઑસ્ટ્રેલિઆના ન્યૂ સાઉથ વેલ્સ અને વિક્ટોરિઆ સંસ્થાનમાં સોનાની ખાણો હાથ લાગવાથી કારીગરો, ઇજનેરો વગેરે પુષ્કળ લોક ઑસ્ટ્રેલિઆમાં આવી વસવા લાગ્યા. એટલે ઑસ્ટ્રેલિઆની વસ્તી ઘણી

વધી ગઈ અને સંસ્થાન આબાદ થતું ચાલ્યું. ૧૮૫૦ માં ન્યૂ સાઉથ વેલ્સ સંસ્થાનને સ્વરાજ્ય (Self Government) મળ્યું અને ત્યારપછીના પચાસ વર્ષમાં બીજાં સંસ્થાનોને પણ સ્વરાજ્ય આપવામાં આવ્યું.

ત્યારપછી ઑસ્ટ્રેલિઆનાં બધાં સંસ્થાનોનું એક સંયુક્ત રાજ્ય સ્થાપવાનો વિચાર સંસ્થાનવાસીઓને થયો. ઇંગ્લંડની પાર્લમેન્ટને પણ એ વિચાર પસંદ પડ્યો, અને ૧ લી જાન્યુઆરી ૧૯૦૧ ને દિવસે પાર્લમેન્ટે એ સંબંધે એક કાયદો કર્યો, અને બ્રિટિશ સામ્રાજ્યમાં **'કૉમનવેલ્થ ઑફ ઑસ્ટ્રેલિઆ'** નામનું એક સંયુક્ત રાજ્ય સ્થાપન કર્યું. **કૅનબેરા** ઑસ્ટ્રેલિઆની રાજધાની છે.




## ન્યૂઝીલંડ

કૅપ્ટન કુકે ૧૭૭૦ માં ન્યૂઝીલંડ (એમાં બે ટાપુ છે) શોધી કાઢ્યો હતો, પણ ઘણાં વર્ષો સુધી ત્યાં સંસ્થાન સ્થાપવામાં આવ્યું નહોતું. ૧૮૩૯ માં **વેલિંગટન**માં પહેલું સંસ્થાન કરવામાં આવ્યું.

ન્યૂઝીલંડના હવા પાણી સારાં હોવાને લીધે પુષ્કળ લોક ત્યાં જઇ વસવા લાગ્યા. ત્યાંના મૂળ રહેવાસીઓ **માઓરી** કહેવાય છે. તેઓ શૂરા અને બુદ્ધિશાળી છે. તેમણે ૧૮૪૦ માં **વેટેંગી** આગળ ઇંગ્લિશ લોક સાથે તહનામું કરી ઇંગ્લંડનું સ્વામિત્વ સ્વીકાર્યું. ત્યારપછી ઉત્તરના ઑકલંડ ટાપુમાં બીજું સંસ્થાન સ્થાપન થયું. પછી દક્ષિણ તરફના બેટમાં ૧૮૪૧ માં નેલ્સન, ૧૮૪૮ માં ઓટેંગો અને ૧૮૫૦ માં કૅંટરબરી નામના સંસ્થાનો કરવામાં આવ્યાં. ન્યૂઝીલંડમાંનાં બધાં સંસ્થાનો વેકફીલ્ડની યોજના પ્રમાણે સ્થાપવામાં આવ્યાં હતાં. એ યોજના પ્રમાણે સંસ્થાનવાસીઓને જમીન મફત ન આપતાં વેચાતી આપવામાં આવી હતી, અને વેચાણથી થયેલી ઉપજ રસ્તા, પૂલ વગેરે જવા આવવાના માર્ગો બનાવવામાં વાપરવામાં આવી હતી. ૧૮૫૫ માં પાર્લમેન્ટે ન્યૂઝીલંડને સ્વરાજ્ય (Self Government) આપ્યું. ૧૮૬૧–૬૮ સુધી સંસ્થાનવાસીઓને માઓરી સાથે લડાઇ કરવી પડી હતી. પણ છેવટે તેમની સાથે સલાહ થઇ. એ સલાહથી માઓરી લોકને ઇંગ્લિશ સંસ્થાનવાસીઓ જેટલા જ હક મળ્યા. તેથી ત્યાંની ધારાસભામાં માઓરી લોકના સભાસદો પણ હોય છે અને ત્યાંના રાજ્યકારભારમાં પણ તેઓનો હાથ છે. એ માઓરી લોકની વસ્તી ઘણી ઓછી છે. માત્ર સંસ્થાનવાસીઓની સંખ્યાની $\frac{1}{7}$ જેટલી જ છે. ૧૯૦૭ ના સપ્ટેંબરથી ન્યૂઝીલંડ '**ડુમિનિઅન ઑફ ન્યૂઝીલંડ**' કહેવાય છે.

## દક્ષિણ આફ્રિકા

આફ્રિકાને દક્ષિણ છેડે આવેલી 'કેપ ઑફ ગુડ હોપ'ની શોધ પ્રથમ ૧૫ મા સૈકામાં પોર્ટુગીઝ લોકે કરી હતી. પણ તેમણે એ ઠેકાણાંતરફ કંઇ લક્ષ આપ્યું નહિ. ત્યારપછી ડચ લોકોનું ધ્યાન તે તરફ ગયું અને તેમણે પૂર્વના દેશોતરફ જવાના રસ્તામાં મધ્યસ્થ વિશ્રામસ્થાન તરીકે ૧૬૨૫ ના અરસામાં ત્યાં પોતાનું એક થાણું સ્થાપ્યું. ધીમે ધીમે ડચ લોકો ત્યાં રહેવા પણ લાગ્યા. તેઓ ગુલામો પાળતા અને તેમની મદદથી ખેતી કરતા, તેથી તેઓ 'બોર'

(ડચ ખેડૂત) નામથી ઓળખાય છે. એ લોકોને આફ્રિકાના કાફર, હૉટેન્ટૉટ, ઝુલુ, બાસુટો વગેરે જંગલી લોકો સાથે વારંવાર લડાઈએ થતી હોવાથી તેઓ સાહસિક, હિંમતવાન અને લઠ્ઠ થયા હતા. પણ દુનીઆના સુધરેલા ભાગોથી ઘણે દૂર રહેતા હોવાથી તેમની મનોવૃત્તિ ઘણી સંકુચિત થઈ ગઈ હતી. નેપોલીઅન સાથે લડાઈ ચાલતી હતી ત્યારે એ ઠેકાણું ફ્રેંચોના તાબામાં હતું. તે અંગ્રેજોએ જીતી લીધું. પછી ૧૮૧૪ માં તે પૂર્ણપણે અંગ્રેજોના તાબામાં આવ્યું. પછી ૧૮૨૦ માં ઇંગ્લિશ લોક પણ ત્યાં આવી વસવા લાગ્યા. પછી હળવે હળવે એ સંસ્થાનની પૂર્વે **નાતાલ** નામનું બીજું સંસ્થાન સ્થાપન થયું.

કેપ કૉલોનીમાં રહેતા બોર અને ઇંગ્લિશ લોકોનાં આચાર વિચાર અને રીતભાતમાં ઘણો ફેર હોવાથી તેઓ વચ્ચે વારંવાર ટંટા બખેડા થતા હતા. અંગ્રેજો ત્યાંના દેશીઓ સાથે સારી રીતે વર્તતા હતા તે અને ગુલામોની મુક્તિનો કાયદો, એ બે બાબત તેમને ગમતી નહોતી. તેથી ઇંગ્લંડના તાબામાં રહી એ કાયદો પાળવો તેના કરતાં બીજે જઈ ત્યાં આપણું સ્વતંત્ર સંસ્થાન સ્થાપવું એવો તેઓએ ઠરાવ કર્યો. ઘણા બોર લોકો પોતાનાં બૈરાં છોકરાં સાથે કેપ કૉલોની છોડી ગયા. તેમણે ઑરેન્જ અને વાલનદીના પ્રદેશમાં '**ઑરેન્જ રિવર ફ્રી સ્ટેટ**' નામનું એક સંસ્થાન અને વાલ નદીની પેલી તરફ '**ટ્રાન્સવાલ**' નામનું બીજું સંસ્થાન સ્થાપન કર્યું (૧૮૩૫–૪૦); એ સંસ્થાનોની સ્વતંત્રતા ઇંગ્લંડે કબૂલ કરી. તેઓ સ્વતંત્ર થયા તોપણ તેમની ઉન્નતિ થઈ નહિ. રાજ્યકારભારસંબંધમાં તેમના આગેવાનો વચ્ચે મતભેદ હોવાથી ત્યાં વારંવાર બખેડા થતા હતા. તેમ જ બોર લોકોને દેશી લોકો સાથે પણ લડાઇઓ ઘણી વાર થતી. તેથી ઉપજ કરતાં રાજ્યકારભારનો ખર્ચ વધારે હોવાથી એ સંસ્થાનોને દેવાળું કાઢવાનો વખત આવ્યો હતો. એ ઉપરાંત બોર લોકો અને ત્યાંના દેશીઓ વચ્ચે વારંવાર કલહ થતો હતો. તેથી ગોરા લોકો સામે દેશીઓ ક્યારે ઉઠશે તેનો કંઈ નિયમ નહોતો. આવી પરિસ્થિતિ હતી ત્યારે અંગ્રેજ સરકારને વિચાર થવા લાગ્યો કે ટ્રાન્સવાલના અંતસ્થ કારભારમાં હાથ ન

ઘાલવો એ બીજાં સંસ્થાનોપર સંકટ વ્હોરી લેવા બરાબર છે. વળી ટ્રાન્સવાલમાં **કિમ્બર્લી**માં હીરાની ખાણ હાથ લાગવાથી ત્યાં ઘણાં યુરોપીઅન લોક આવી વસવા લાગ્યા. ત્યારે ૧૮૭૭ માં ઇંગ્લંડે એ બંને સંસ્થાનો ખાલસા કર્યાં. ટ્રાન્સવાલ ખાલસા થયું એટલે તેની સરહદપર રહેતા ઝુલુ લોકોસાથે બ્રિટિશો વધારે સંબંધમાં આવવા લાગ્યા અને તેમની સાથે ટંટા થવા લાગ્યા. છેવટે ૧૮૭૯ માં બ્રિટિશ અને ઝુલુ વચ્ચે યુદ્ધ થયું. ઝુલુ લોકોના સરદાર કૅટેવાયોએ ટ્રાન્સવાલપર સવારી કરવાના ઇરાદાથી ૪૦૦૦૦ નું સૈન્ય એકઠું કર્યું. **ઇસેન્ડલવાના** આગળ લડાઈ થઈ, તેમાં બ્રિટિશોની હાર થઈ; પણ પછી **ઉલુંડી** આગળ બીજી લડાઈ થઈ તેમાં ઝુલુ-લોકોની હાર થઈ અને તેમનો સરદાર **કૅટેવાયો** પકડાઈ ગયો. બોઅર સંસ્થાનો બ્રિટિશોએ ખાલસા કર્યાં હતાં, તેથી બોઅર લોકો બ્રિટિશ સરકાર તરફ બેદિલ રહેતા હતા. અને હવે ઝુલુ લોક તરફનો ભય નષ્ટ થવાથી તેમણે ૧૮૮૧ માં બ્રિટિશો સામે બળવો કર્યો; અને **માજુબાની** ટેકરી નજીક સર જ્યૉર્જ કોલની સરદારી નીચેના બ્રિટિશ સૈન્યને હરાવ્યું. ત્યારપછી સલાહ થઈ અને ગ્લૅડસ્ટનના પ્રધાન-મંડળે ટ્રાન્સવાલ અને ઑરેન્જ રિવર ફ્રી સ્ટેટના બોઅર સંસ્થાનોની સ્વતંત્રતા કબૂલ કરી.

ટ્રાન્સવાલ સ્વતંત્ર થયા પછી ત્યાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન થયું અને **પૉલ ક્રૂગર** નામનો બોઅર ગૃહસ્થ તેનો પ્રમુખ થયો. એ ઘણો મહત્ત્વાકાંક્ષી હતો. પોતાના દેશની સરહદ ચોગરદમ લંબાવી રાજ્ય મોટું અને બળવાન કરવું એવી તેની ઇચ્છા હતી. પણ દક્ષિણ આફ્રિકામાં કેપકૉલોની સંસ્થાનનો મુખ્ય પ્રધાન **સેસિલ હોડ્ઝ** નામનો સાહસિક અંગ્રેજ હતો તેની ઇચ્છા પણ આફ્રિકામાં બ્રિટિશ રાજ્યના તાબાનો મુલક વધારવાની હતી, તેથી તે ક્રુગરના માર્ગમાં આડખીલી જેવો થઈ પડ્યો. પશ્ચિમ દિશાતરફ સરહદ લંબાવવાનો પ્રયત્ન ટ્રાન્સવાલે શરૂ કર્યો. ત્યારે તે દિશામાં આવેલો બેચૂઆનાલૅંડ નામનો પ્રદેશ અમારી દેખરેખ નીચે છે એમ ઇંગ્લંડે જાહેર કર્યું (૧૮૮૫). તેજ પ્રમાણે ટ્રાન્સવાલની પૂર્વતરફ વૃદ્ધિ થતી

અટકાવવા માટે તે દિશામાં આવેલા ઝુલુ લૅંડ પર ઇંગ્લંડે પોતાનું ઉપરીપણું સ્થાપિત કર્યું (૧૮૮૭). ત્યારપછી ૧૮૮૯ માં 'દક્ષિણ આફ્રિકા કંપની' નામની એક કંપનિ **સેસિલ હ્રોડ્ઝના** ઉપરીપણાં નીચે સ્થાપવામાં આવી અને તેણે ટ્રાન્સવાલની ઉત્તર બાજુનો વિશાળ પ્રદેશ તાબે કરી લીધો. સેસિલ હ્રોડ્ઝના નામ ઉપરથી એ પ્રદેશ **હ્રોડેશિઆ** કહેવાયો. એકંદર પરિસ્થિતિ આવી હતી તેવામાં ૧૮૮૬ ના અરસામાં ટ્રાન્સવાલમાં સોનાની ખાણ હાથ લાગી. તેથી ટ્રાન્સવાલની સ્થિતિ બદલાઈ ગઈ. યુરોપના ઘણા ખરા દેશોમાંથી લોકનાં ધાડેધાડાં ત્યાં આવવા લાગ્યાં અને જોહાન્સબર્ગ નામનું નવું શહેર સ્થાપન થયું. ટ્રાન્સવાલમાં વસનારા યુરોપીઅન લોકની વસ્તી એટલી બધી વધતી ગઈ કે જોતજોતામાં બોર લોકની વસ્તીની અર્ધી કરતાં વધારે થઈ. તેનો મોટો ભાગ બ્રિટિશ હતો. સોનાની ખાણોને લીધે ત્યાં આવી વસનારા યુરોપીઅનો તરફ ટ્રાન્સવાલના પ્રમુખ પૉલ ક્રૂગરની સહાનુભૂતિ નહોતી; તે તેમને 'યૂટલૅંડર્સ' કે 'પરદેશી' કહેતો. તેણે સોનાની ખાણની પેદાશપર ભારે જકાત નાંખી. તેમ જ ટ્રાન્સવાલના રાજ્યપ્રકરણમાં બોર લોકો સિવાય યુરોપીઅનોનો હાથ ઘુસે નહિ તે માટે તેણે તેમને ચૂંટણીમાં મત આપવાનો હક, ધારાસભામાં સભાસદ થવાનો હક, વગેરે હકો આપ્યા નહિ. સોનાની ખાણો માટે આવેલા યુરોપીઅનોની સંખ્યા બોરોની સંખ્યાના અર્ધ ભાગ કરતાં વધારે હતી અને તેઓ વેપાર, સંપત્તિ અને સંસ્કૃતિની બાબતમાં બોર લોકોના કરતાં ઘણા આગળ વધેલા હતા, તેમ છતાં રાજ્યકારભારમાં તેઓને બિલકુલ હાથ નહિ એ સ્થિતિ તેમને ઘણી ખૂંચતી હતી. તેથી એ પરદેશી લોકોમાં ઘણો અસંતોષ ઉત્પન્ન થયો અને પોતાની સ્થિતિ સુધારવા માટે શું કરવું તેનો તેઓ વિચાર કરવા લાગ્યા. કેટલેક ઠેકાણે તો હુલ્લડો પણ થવા લાગ્યાં. ત્યારે એ પ્રશ્નનો સમાધાનકારક રીતે નિકાલ લાવવા અને બ્રિટિશ અને બોર વચ્ચે સલૂકાઈ રહે એવા હેતુથી સંસ્થાન ખાતાંના પ્રધાન **ચેંબરલેને** અને કેપ કૉલોની સંસ્થાનના હાઈ કમિશનર **મિ૦ મિલ્નરે** ઘણી કોશિશ કરી. પણ પૉલ ક્રૂગરના દુરાગ્રહથી તેઓ ફાવ્યા નહિ. ત્યારપછી તરતજ ૧૮૯૯ માં બોર અને બ્રિટિશ

લોક વચ્ચે લડાઈ ચાલવા માંડી. ઑરેન્જ રિવર ફ્રી સ્ટેટે બોર લોકો તરફથી બ્રિટિશોની સામે લડવાનો ઠરાવ કર્યો.

**બોર લોકો સાથે યુદ્ધ ૧૮૯૯-૧૯૦૨:**—આજ નહિ તો કાલ આપણને બ્રિટિશો સાથે લડાઈ થશે જ એમ ક્રૂગર જાણતો હતો, તેથી તેણે વર્ષો થયાં લડાઈની તૈયારી કરવા માંડી જ હતી. બોર લોકો દક્ષિણ આફ્રિકાના જ વતની હોવાથી તેમને આખા પ્રદેશની સારી માહિતી હતી. તેઓ શરીરે મજબૂત અને ખડતલ અને સ્વભાવે શૂરા અને સાહસિક હતા, તેથી લડાઈની શરૂઆતમાં તેમણે બ્રિટિશ સૈન્યોપર જીત મેળવી. બોર લોકની એક ટોળીએ નાતાલપર હલ્લો કરી બ્રિટિશ સેનાપતિ **સર જ્યૉર્જ વ્હાઇટ**ને તેના સૈન્ય સાથે **લેડી સ્મિથ**માં ઘેરી લીધો. બીજી એક ટોળીએ કિંબર્લીની આસપાસનો મુલક જીતી લઈ તે શહેરને ઘેરો ઘાલ્યો. એક બીજી ટોળી ઑરેંજ નદી ઓળંગી કેપ કૉલોનીપર હુમલો લઈ ગઈ. આવી રીતે ૧૮૯૯ ના ડિસેંબરમાં ત્રણ ઠેકાણે બ્રિટિશ સૈન્યનો પરાજય થયો. પણ બોર લોકના આ વિજયો ઝાઝી વાર ટક્યા નહિ. બ્રિટન સામે લડાઈ જાહેર કરીશું તો કેપ કૉલોનીના બોર લોકો બંડ કરી આપણને મદદ કરશે એવી ક્રૂગરની ગણતરી ખોટી પડી. તેમજ યુરોપના રાજ્યોની આપણને મદદ મળશે એ કલ્પનામાં પણ તે છેતરાયો. ઘણાં યુરોપીઅન રાજ્યોએ ક્રૂગરને સહાનુભૂતિના સંદેશા મોકલ્યા. પણ તે ઉપરાંત તેમણે વધુ કંઈ કર્યું નહિ. બ્રિટિશ સૈન્યોની શરૂઆતની લડાઈમાં હાર થવાથી એ વિગ્રહ તરફ બ્રિટને પૂર્ણપણે લક્ષ આપવા માંડ્યું. અને વધારે લશ્કરની મદદ મોકલી. તેમ જ આ યુદ્ધમાં માતૃભૂમિને મદદ કરવા માટે કૅનેડા, ઑસ્ટ્રેલીઆ, ન્યૂ ઝીલંડ વગેરે સ્વરાજ્ય ભોગવતાં (Self-Governing) સંસ્થાનોએ લશ્કરો મોકલ્યાં. આ પ્રમાણે ૧૯૦૦ વર્ષના આખરના ભાગમાં બ્રિટિશ સામ્રાજ્યમાંથી અડી લાખ સૈનિકોના લશ્કર બોર લોકો સાથે લડવા માટે દક્ષિણ આફ્રિકામાં આવી પહોંચ્યાં. **લૉર્ડ રૉબર્ટ્સ** આ સૈન્યનો સેનાપતિ હતો અને **લૉર્ડ કિચનર** તેનો મદદનીશ હતો.

ત્યારપછી સેનાપતિ ફ્રેંચે કિંબરલી, અને સેનાપતિ બુલરે લેડી-

સ્મિથ મુક્ત કર્યા. બોર સેનાપતિ ક્રૉન્જી પાર્ડબર્ગની લડાઈમાં પકડાઈ ગયો. લૉર્ડ રૉબર્ટ્સે માર્ચ મહિનામાં ઑરેન્જ સંસ્થાનની રાજધાની **બ્લોમફોન્ટીન** અને જૂન મહિનામાં ટ્રાન્સવાલની રાજધાની **પ્રિટોરિઆ** જીતી લીધી. આ બન્ને રાજ્યધાની જીતાઈ ગઈ તેમ છતાં બોર લોકોએ ધૈર્ય છોડ્યું નહિ, અને તેઓએ યુદ્ધ આગળ માફક ચાલુ જ રાખ્યું. ખુલ્લા મેદાનમાં બ્રિટિશ સૈન્યોની સામે ટકી શકાતું નથી એમ જોઈ કસાયેલા બોર સરદાર **બોથા** અને **ડીવેટે** નાસભાગની પદ્ધતિથી લડાઈ ચાલુ રાખી, તોપણ છેવટે તેમની હાર થઈ અને ૧૯૦૨ ના મે મહિનાની ૩૧ મી તારીખે સલાહ થઈ એ વિગ્રહ બંધ થયો. આ સલાહથી ઑરેન્જ રિવર ફ્રી સ્ટેટ અને ટ્રાન્સવાલના બોર સંસ્થાનો બ્રિટિશ સામ્રાજ્યમાં જોડી દેવામાં આવ્યાં. ત્યારપછી ૧૯૦૬ માં તેમને સ્વરાજ્ય ( Self Government ) આપવામાં આવ્યું.



લૉર્ડ રૉબર્ટ્સ

**દક્ષિણ આફ્રિકાના બ્રિટિશ સંસ્થાનોનું એકીકરણ ૧૯૧૦ :—** દક્ષિણ આફ્રિકામાં ઑરેન્જ રિવર ફ્રી સ્ટેટ, ટ્રાન્સવાલ, કેપ કૉલોની અને નાતાલ, એ ચાર સંસ્થાનોનું ૧૯૧૦ માં એકીકરણ કરવામાં આવ્યું. અને **જનરલ બોથા** આ **દક્ષિણ આફ્રિકાના સંયુક્ત રાજ્યનો** ( Union of South Africa ) પહેલો મુખ્ય પ્રધાન થયો.

## (૫) નવી શોધો, વિજ્ઞાનશાસ્ત્રમાં પ્રગતિ અને સાહિત્યવૃદ્ધિ

વિક્ટોરિઆ રાણીના કારકિર્દીમાં વિજ્ઞાનશાસ્ત્રમાં ઘણી નવી શોધો થઈ, તેને લીધે ઘણી દિશામાં પ્રગતિ થઈ અને મનુષ્ય જાતિનું જીવન ઘણું સુખકર થવા લાગ્યું.

**વહેવારના સાધનોમાં પ્રગતિ**:—વરાળથી ચાલતી આગગાડી અને આગબોટોની શોધ સન ૧૮૩૦ ના અરસામાં થઈ હતી. વિક્ટોરિઆ રાણીની કારકિર્દીમાં આગગાડી અને આગબોટ મારફત મુસાફરી શરૂ થવાથી જુદા જુદા દેશો વચ્ચે વહેવાર વધ્યો અને વેપારની પણ વૃદ્ધિ થઈ. હવે લડાઈના વહાણો આગળ પ્રમાણે લાકડાના ન બનાવતાં લોખંડના બનાવવામાં આવવા લાગ્યાં.

**તાર અને ટેલીફોન**:—વીજળીની મદદથી તાર મારફત ખબર મોકલવાની શોધ થઈ અને ૧૮૪૩ માં ઇંગ્લંડમાં પહેલવહેલા વીજળીના તારો નંખાયા. ૧૮૬૭ માં ઇંગ્લંડ અને અમેરિકા વચ્ચે ઍટલાન્ટિક મહાસાગરમાં તારના દોરડાં નાંખી પહેલી વાર ખબર મોકલવામાં આવી. ૧૮૭૬ માં દૂરદૂરના માણસો સાથે વાત કરવા માટે ટેલીફોનની શોધ થઈ, ત્યાર પછી મોટા મોટા શહેરો વચ્ચે ટેલીફોનના દોરડાં નાંખવામાં આવ્યાં.

**બીજી શોધો**:—૧૮૩૯ માં છબી પાડવાની કળાની શોધ થઈ અને તેમાં આગળ જતાં ઉત્તરોત્તર પ્રગતિ થતી ચાલી. પછી સીવવાના સંચાની શોધ લાગવાથી ઘેરે ઘેર સીવવાના સંચાનો ઉપયોગ થવા લાગ્યો. ૧૮૭૯ ના અરસામાં ગૅસના અને તેલના દીવાને બદલે ઘણી તેજસ્વી વીજળીના દીવા બનાવવાની શોધ થઈ. ૧૮૮૯ માં ફોનોગ્રાફની શોધ થઈ. તે દ્વારા ઘણા વખત પછી પણ આગળ થયેલાં ભાષણો, ગાયન વગેરે પ્રથમ જેવા થયાં હતાં તેવાં જ સાંભળવાનું શક્ય થયું.

**વૈદક શાસ્ત્રમાં પ્રગતિ**:—જુદી જુદી જાતના રોગો સારા કરવા અને થતા અટકાવવાના ઉપાયો શોધી કાઢવાની બાબતમાં આ કાળમાં ઘણી પ્રગતિ થઈ. **લુઈ પાશ્ચર** નામના ફ્રેંચ દાક્તરે અને **લૉર્ડ લિસ્ટર** નામના ઇંગ્લિશ દાક્તરે જુદા જુદા રોગોનાં કારણો શોધી કાઢ્યાં અને તે રોગો અટકાવવાના ઉપાયો સૂચવ્યા. પૂર્વે દેશને આરોગ્ય રાખવાની બાબતમાં સરકાર તરફથી કંઈ લક્ષ અપાતું નહોતું, પણ વિક્ટોરિઆની કારકિર્દીમાં એ બાબતના કાયદા કરવામાં આવ્યા,

અને સ્થાનિક સંસ્થાઓ ઉપર તેમની હદમાં આરોગ્ય રાખવાની અને રોગપ્રતિબંધક ઉપાયો યોજવાની ફરજ નાંખવામાં આવી.

**સાહિત્યમાં પ્રગતિ:**—આ કાળમાં મોટા મોટા લેખકો પણ થઈ ગયા, અને તેમણે ઉત્તમ પુસ્તકો રચી ઇંગ્લિશ સાહિત્યનો ઘણો વિકાસ કર્યો. એ સમયના સાહિત્યકારોમાં ટેનીસન, બ્રાઉનિંગ અને મૅથ્યૂ આર્નોલ્ડ ઉત્તમ કવિ હતા. મેકૉલે અને કાર્લાઇલ ઉત્તમ ઇતિહાસ-કારો હતા. ડિકન્સ, ઇલિઅટ અને થૅકરે પ્રથમ પંક્તીના નવલકથાકાર હતા. રસ્કિને અનેક વિષયો ઉપર અને ડાર્વિન અને હકસલીએ વિજ્ઞાનશાસ્ત્ર ઉપર સારા ગ્રંથો રચ્યા હતા. તેમ જ એ સમયમાં વર્તમાન-પત્રોનો પણ ઘણો પ્રચાર થયો અને તેનો લોકશિક્ષણના કામમાં ઘણો ઉપયોગ થવા લાગ્યો.

---

## સારાંશ

## વિક્ટોરિઆ ૧૮૩૭-૧૯૦૧

**રાણી વિક્ટોરિઆનું ધોરણ—**

(૧) કોઈપણ એક પક્ષના થવું નહિ, પણ બધા પક્ષ સાથે સરખી રીતે વર્તવું. પાર્લમેન્ટના કાયદા પ્રમાણે રાજ્યકારભાર કરવો.

(૨) ઇંગ્લંડની રાજસત્તા બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા પ્રદેશોને જોડનારી સંસ્થા છે, અને તેણે જુદા જુદા દેશોની પ્રજા વચ્ચે એકપ્રજાકીય ભાવના ઉત્પન્ન કરવી.

**રાણી વિક્ટોરિઆ અને તેના પ્રધાનો**—રાણી વિક્ટોરિઆની લાંબી કારકિર્દીમાં ઘણા ગૃહસ્થો મુખ્ય પ્રધાનનું કામ કરી ગયા. તે પૈકી નીચેના ગૃહસ્થો વિશેષ પ્રસિદ્ધ હતા:—

જેઓએ સ્વદેશ ખાતાંમાં મહત્ત્વના સુધારા કર્યા એવા પ્રધાનો:—

પીલ (કૉંઝરવેટિવ ૧૮૪૧-૪૬); ડર્બી (કૉંઝરવેટિવ ૧૮૬૬-૧૮૬૮); ગ્લૅડસ્ટન (લિબરલ ૧૮૬૮-૭૪; ૧૮૮૦-૮૫; ૧૮૮૬; ૧૮૯૨-૯૪).

જેમણે પરદેશી બાબતમાં અને સામ્રાજ્યની વૃદ્ધિ તરફ લક્ષ આપ્યું, અને સામ્રાજ્યનો વૈભવ અને દરજ્જો વધાર્યો એવા પ્રધાનો :—

પામર્સ્ટન (લિબરલ ૧૮૫૫–૫૮; ૧૮૫૯–૬૫); ડિઝરાયલી (કૉન્ઝરવેટિવ ૧૮૭૪–૧૮૮૦); સૉલ્સબરી (કૉન્ઝરવેટિવ ૧૮૮૫–૮૬; ૧૮૮૬–૯૨; ૧૮૯૫–૧૯૦૨).

## (૧) અંતસ્થ બાબત

(૧) **રાજ્યકારી પક્ષોનાં નવાં નામ**—(અ) કૉન્ઝરવેટિવ (જૂની પરંપરાને વળગી રહેનારા) ટોરીને બદલે ૧૮૩૪ ના અરસામાં. (બ) વ્હિગને બદલે લિબરલ (ઉદારમતવાદી) ૧૮૪૦ ના અરસામાં.

(૨) **ચાર્ટિસ્ટ ચળવળ** (૧૮૩૭–૪૮)—ફર્ગસ ઓકોનેરના નેતૃત્વ નીચે ચળવળ. ચાર્ટિસ્ટ લોકોની માગણી ક્રાંતિકારક રૂપની લાગવાથી તેની વિરુદ્ધ પ્રધાનમંડળનું ધોરણ.

(૩) **સંરક્ષિત વેપાર અને ખુલ્લો વેપાર** (૧૮૩૯–૧૮૪૯)—ઇંગ્લંડના ઉદ્યોગધંધાને ઉત્તેજન આપવા માટે રક્ષિત વેપારની રાજ્યનીતિ પ્રથમથી જ ચાલુ હતી. પણ તેથી મોંઘવારીમાં અને ગરીબ લોકોના પોષણખર્ચમાં વધારો થયો. તેથી પરદેશી માલ પરની જકાત રદ કરાવી ખુલ્લા વેપારની પદ્ધતિ દાખલ કરાવવા માટે કૉબ્ડન અને બ્રાઈટની ચળવળ. પીલે ઘણી ચીજો-પરની જકાત ઓછી કરી અને અનાજ પરની જકાત રદ કરી (૧૮૪૬); રસેલે નૅવિગેશન કાયદા રદ કર્યા અને બીજી ચીજો પરની જકાત કાઢી નાંખી (૧૮૪૯), તેથી ખુલ્લા વેપારની પદ્ધતિ શરૂ થઈ.

(૪) **સર રૉબર્ટ પીલના સુધારા**—

૧૮૪૧ ઉપજ પર કર.
૧૮૪૨ સ્ત્રીઓ અને છોકરાંને ખાણોમાં કામે રોકવાની બંધી.
૧૮૪૪ મિલોમાં કામ કરતાં છોકરાં માટે ઓછા કલાક કામ.
૧૮૪૪ બૅંક ચાર્ટર ઍક્ટ.

૧૮૪૬ અનાજ પરનો કર રદ.

**(૫) પાર્લમેન્ટની રચનામાં સુધારા—**

(અ) ૧૮૬૭ નું રીફૉર્મ બિલ ( ડર્બી અને ડિઝરાયલીની સૂચના ઉપરથી ) શહેરોમાં બધા ઘરમાલિકોને, વાર્ષિક ૧૦ પાઉન્ડનું ભાડું ભરનારા બધા ભાડૂતોને મત આપવાનો હક. ગામડામાં વાર્ષિક ૧૨ પાઉન્ડનું ગણોત ભરનારા બધા ખેડૂતોને મતાધિકાર.

(બ) ૧૮૮૪–૮૫ ની સાલનું રીફૉર્મ બિલ ( ગ્લૅડસ્ટનની સૂચના ઉપરથી ). (૧) શહેરોમાં અને ગામડામાં રહેનારા બધા ઘરભાડૂતોને મતનો અધિકાર. બધા ખાતેદારોને પણ મત. (૨) વસ્તીના પ્રમાણમાં મતદારસંઘ સ્થાપવામાં આવ્યા.

**(૬) ગ્લૅડસ્ટને કરેલા સુધારા —**

૧૮૬૯ આયર્લૅંડમાં પ્રૉટેસ્ટંટ પંથને મળતી સરકારી મદદ બંધ.

૧૮૭૦ આયર્લૅંડની જમીન સંબંધનો કાયદો.

૧૮૭૦ પ્રાથમિક શિક્ષણનો કાયદો. પ્રાથમિક શિક્ષણ મફત.

૧૮૭૧ વિશ્વવિદ્યાલયોમાં શિષ્યવૃત્તિ અને અધિકારની જગા માટેના પ્રતિબંધો દૂર કર્યા.

૧૮૭૨ ગુપ્ત રીતે મત આપવાની યોજના. ટ્રેડ યુનિઅન ઍક્ટ.

૧૮૮૧ આયર્લૅંડની જમીન સંબંધનો બીજો કાયદો.

૧૮૮૪–૮૫ પાર્લમેન્ટના સુધારાનું બિલ.

૧૮૮૬ અને ૧૮૯૩ આયર્લૅંડને ‘હોમરૂલ’ ( સ્વરાજ્ય ) આપવા પાર્લમેન્ટમાં બિલ આણ્યું, પણ તે પાસ થયું નહિ.

**(૭) બીજા પ્રધાનોના સુધારા —**

૧૮૭૪ ટ્રેડ યુનિઅન કાયદો. કામદારોની હડતાલ કાયદેસર ( ડિઝરાયલીની સૂચના ઉપરથી ).

૧૮૭૬ પ્રાથમિક શિક્ષણ ફરજીઆત ( ડિઝરાયલીની સૂચના ઉપરથી ).

૧૮૮૮ સ્થાનિક સ્વરાજ્યનો કાયદો. સ્થાનિક સંસ્થાઓને આરોગ્ય, પ્રાથમિક શિક્ષણ વગેરે બાબતોની વ્યવસ્થા સોંપવામાં આવી ( સૉલ્સબરીની સૂચનાથી ).

## ( ૨ ) આયર્લૅંડ

**આયર્લૅંડમાં અસંતોષનાં કારણો**—આયર્લૅંડમાં અલ્સ્ટર પ્રાંતનાં પ્રૉટેસ્ટંટપંથી સંસ્થાનવાળાઓ અને તળપદા આઇરિશ રોમન કૅથૉલિક લોકોવચ્ચે વેરભાવ; ટાઇધ નામના કરની વસૂલાતથી પ્રૉટેસ્ટંટ પંથને મદદ; ઇંગ્લિશ અને સ્કૉટિશ પ્રૉટેસ્ટંટપંથી જમીનદારો અને આઇરિશ રોમન કૅથૉલિક ખેડૂતો વચ્ચે અણબનાવ; પોતાની સ્થિતિ સુધારવા માટે ઇંગ્લંડની પાર્લમેન્ટ સાથે થયેલું એકીકરણ રદ કરાવવાની ચળવળ.

**આયર્લૅંડમાં બંડો**—ડૅનિઅલ ઓકૉનેલ આઇરિશ નેતા, પણ તેનું મધ્યમસરનું ધોરણ. તે માટે તે અપ્રિય થયો, અને તરુણ આયર્લૅંડ નામની નવી સંસ્થા સ્થાપન થઈ. આયર્લૅંડમાં દુકાળ ( ૧૮૪૫ ), તેથી ખેડૂતોની માઠી સ્થિતિ, અને વધેલી બેકારી. આયર્લૅંડમાં લોકસત્તાક રાજ્ય સ્થાપવા માટે સ્મિથ ઓબ્રાયનની સરદારી નીચે બંડ ( ૧૮૪૮ ); બંડ દબાઈ ગયું, પણ અત્યાચારને ઉત્તેજન દેનારી ફેનિઅન સોસાયટી સ્થપાઈ અને તેથી થયેલાં હુલ્લડો.

**ગ્લૅડસ્ટનના સુધારા**—આયર્લૅંડનો અસંતોષ નષ્ટ કરવા માટે ગ્લૅડસ્ટને ૧૮૬૯ માં ત્યાંના પ્રૉટેસ્ટંટપંથને મળતી સરકારી મદદ બંધ કરી. ૧૮૭૦ અને ૧૮૮૧ માં ખેતીસંબંધમાં કાયદા કર્યા, તોપણ ત્યાં અસંતોષ ઓછો થયો નહિ અને પારનેલના નેતૃત્વ નીચે ' હોમરૂલ ' ( સામ્રાજ્યમાં સ્વરાજ્ય ) મેળવવાની ચળવળ શરૂ થઈ. તેથી ગ્લૅડસ્ટને આયર્લૅંડને ' હોમરૂલ ' આપવા સંબંધમાં ૧૮૮૬ અને ૧૮૯૩ માં પાર્લમેન્ટમાં બિલ આણ્યાં, પણ તે પસાર થયાં નહિ.

**દક્ષિણ આયર્લૅંડને હોમરૂલ ૧૯૨૦**—ત્યારપછી ૧૯૨૦ માં દક્ષિણ આયર્લૅંડને હોમરૂલ આપવામાં આવ્યું, અને ૧૯૨૨ માં દક્ષિણ આયર્લૅંડનું નામ ' આઇરિશ ફ્રી સ્ટેટ ' પડ્યું.

## ( ૩ ) ઇંગ્લંડની પરદેશી રાજ્યનીતિ અને સામ્રાજ્યવૃદ્ધિ

૧ ) **પરદેશમાં ધમાચકડી**—મૅઝિની, કૅવૂર અને ગૅરિબૉલ્ડીના વડપણ હેઠળ ઇટલીનાં જુદાં જુદાં રાજ્યોનું એકીકરણ અને સંયુક્ત ઇટલીનો રાજા વિક્ટર ઇમૅન્યૂઅલ ( ૧૮૬૧ ).
૧૮૭૦–૭૧ ફ્રૅંકો જર્મન વિગ્રહ અને ફ્રાન્સમાં લોકસત્તાક રાજ્યની સ્થાપના ( ૧૮૭૧ ).
બિસમાર્કના પ્રયત્નથી પ્રશિઆના વડપણ હેઠળ જર્મન સામ્રાજ્યની સ્થાપના ( ૧૮૭૧ ).

૨ ) **ઇંગ્લંડની પરદેશી રાજ્યનીતિ—**
**રશિઆ વિરુદ્ધ ધોરણ**—દક્ષિણ તરફ ભૂમધ્ય સમુદ્ર સુધી અને અગ્નિકોણમાં હિંદુસ્તાનની સરહદ અને ઇરાની અખાત સુધી પોતાનું રાજ્ય વિસ્તારવાની રશિઆની મહત્ત્વાકાંક્ષા; તેથી હિંદુસ્તાન આવવાના રસ્તાને અને પૂર્વના દેશો સાથેના ઇંગ્લંડના વેપારને ધોકો પહોંચવાનો સંભવ, તેથી રશિઆને અટકાવવા માટે નીચેના યુદ્ધો થયાં :—

( ૧ ) ૧ લો અફ્ગાન વિગ્રહ ૧૮૩૯–૪૧.
( ૨ ) ક્રિમિઅન યુદ્ધ ૧૮૫૪–૫૬ ( ઇંગ્લંડનો મુખ્ય પ્રધાન પામર્સ્ટન ).
( ૩ ) ઇરાન સાથે વિગ્રહ ૧૮૫૫ ( ઇંગ્લંડનો મુખ્ય પ્રધાન પામર્સ્ટન ).
( ૪ ) રશિઆ અને ટર્કી વચ્ચે યુદ્ધ ( ૧૮૭૭–૭૮ ). બર્લિનની સંધિ કરવાની રશિઆને પડેલી ફરજ ( ૧૮૭૮ ). ( ડિઝરાયલીના અમલમાં ).
( ૫ ) ૨ જો અફ્ગાન વિગ્રહ ૧૮૭૮–૧૮૮૦. ( મુખ્ય પ્રધાન ડિઝરાયલી ).

૩ ) **ઈજિપ્ટ અને સૂદાનસંબંધી ધોરણ**—હિંદુસ્તાન જતાં રસ્તામાં આવતા ઈજિપ્ટપર ઇંગ્લંડની નજર. ફ્રૅંચોની પણ

તે તરફ નજર. ફ્રેંચોએ સ્વેઝની નહેર ખોદી (૧૮૫૯–૧૮૬૯). ઈજિપ્ટનો ખેદીવ (સૂબેદાર) ઇસ્માઇલ પાશા ટર્કીના સુલતાનનો માંડલિક. ઇસ્માઇલ પાશા ઉડાઉ હતો; તેથી કરજદાર. તેણે વેચવા કાઢેલા તેની માલિકીના સ્વેઝ કૅનાલ કંપનીના શેર ડિઝરાયલીએ ૪૦ લાખ પાઉન્ડે ઇંગ્લંડ માટે ખરીદ્યા. તેને લીધે ઇંગ્લંડ અને ફ્રાન્સનો ઈજિપ્ટના કારભારમાં હાથ. ઇસ્માઇલે પોતાનું વર્તન સુધાર્યું નહિ, તેથી તેને પદભ્રષ્ટ અને તોફીક ઈજિપ્ટનો ખેદિવ. ઈજિપ્ટના રાજ્યકારભારમાં પરદેશીઓનો હાથ માટે અરબી પાશાનું બંડ (૧૮૮૨), ઇંગ્લંડે તે દાબી દીધું. ઇંગ્લંડના રક્ષણતળે ઈજિપ્ટ અને ત્યાંના ખેદીવના સલાહકાર (કૉન્સલ જનરલ) તરીકે લૉર્ડ ક્રોમરને મોકલવામાં આવ્યો. તેની દેખરેખતળે ઈજિપ્ટમાં સુધારા. ૧૯૨૨ માં ઈજિપ્ટને સ્વાતંત્ર્ય; પણ સ્વેઝની નહેર અને કેપ-કેરો રેલ્વેપર ઇંગ્લંડની માલિકી. ઈજિપ્ટના તાબાના સૂદાનમાં મહાદીનો બળવો. તે દાબી દેવા ગયેલો સરદાર ગૉર્ડન હાર થયો (૧૮૮૫); ૧૮૯૮ માં લૉર્ડ કિચરને સૂદાન પ્રાંત બ્રિટિશ તાબામાં આણ્યો.

(૪) **આફ્રિકાખંડના બીજા દેશો**—૧૯ મા સૈકામાં પૂર્વ આફ્રિકા, પશ્ચિમ આફ્રિકા, હ્રોડેશિયા, યુગાંડા, નાઇજીરિઆ વગેરે પ્રદેશો અંગ્રેજના તાબામાં આવ્યા.

(૫) **પૂર્વ તરફના દેશો**—હિંદુસ્તાન, સીલોન, બ્રહ્મદેશ, સ્ટેટ્સ સેંટ્લમેન્ટ્સ વગેરે પ્રદેશો ઇંગ્લંડના તાબામાં આવ્યા. ચીન-સાથે વિગ્રહ, તેથી ચીનમાની કેટલીક જગા ઇંગ્લિશના તાબામાં.

## (૪) સંસ્થાનો

(૧) **કૅનેડા**—આ સંસ્થાનમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે વેર, વધુ હકો માટે બંડ (૧૮૩૭). બંડ બેસાડી દીધા પછી લૉર્ડ ડરહામની સૂચના પ્રમાણે ૧૮૪૦ માં કૅનેડાને સામ્રાજ્યમાં સ્વરાજ્ય (Self Government). ઉત્તર અમેરિકાના ન્યૂ ફાઉન્ડલંડ

સિવાયનાં બીજાં સંસ્થાનોનું કૅનેડા સાથે જોડાઈ જવું (૧૮૬૭).

(૨) **ઑસ્ટ્રેલિઆ**—કૅપ્ટન કુકે ૧૭૬૮ માં શોધી કાઢ્યો. દેશનિકાલ થયેલા કેદીઓને રાખવાની જગા. સોનાની ખાણોની શોધ. તેને લીધે ત્યાંની વસ્તીમાં વધારો. ત્યાં ૬ સંસ્થાનો, તેમને (Self Government). ૧૯૦૧ માં 'કૉમનવેલ્થ ઑફ ઑસ્ટ્રેલિઆ' નામે આખા ઑસ્ટ્રેલિઆનું એકીકરણ.

(૩) **ન્યૂઝીલંડ**—૧૭૭૦ ના અરસામાં કૅપ્ટન કુકે શોધી કાઢ્યો. ત્યાંના માઓરી લોકો સાથે ૧૮૪૦ માં તહનામું, અને ત્યાં બ્રિટિશ સંસ્થાન; તેને ૧૮૫૫ માં સ્વરાજ્ય. ૧૮૭૦ માં માઓરી લોકો સાથે લડાઈ. ૧૯૦૭ માં એ સંસ્થાનનું 'ડુમિનિઅન ઑફ ન્યૂઝીલંડ' નામ પાડવામાં આવ્યું.

(૪) **ન્યૂ ફાઉન્ડલંડ**—ઉત્તર અમેરિકાને લગતો બેટ, ત્યાં સંસ્થાન, યુટ્રેચની સંધિથી ઇંગ્લંડના તાબામાં. તેને ૧૮૫૫ માં સ્વરાજ્ય.

(૫) **દક્ષિણ આફ્રિકા**—ડચ લોકોનું કેપ કૉલોની સંસ્થાન ઇંગ્લંડના તાબામાં (૧૮૧૪); એ સિવાય દક્ષિણ આફ્રિકામાં બ્રિટિશોનું નાતાલ સંસ્થાન સ્થાપન થયું. બોઅર અને બ્રિટિશો વચ્ચે અણબનાવ અને તેથી બોઅર લોકે ઑરેન્જ રિવર ફ્રી સ્ટેટ અને ટ્રાન્સવાલના સ્વતંત્ર સંસ્થાન સ્થાપ્યાં. એમાં હીરાની ખાણ નીકળી, એટલે તેમાં બ્રિટિશોની ભરતી. ઝુલુ અને બોઅર લોકો વચ્ચે લડાઈ, તેથી બ્રિટિશ સંસ્થાનોને જોખમ. માટે બોઅર સંસ્થાનો પર બ્રિટિશ ઉપરીપણું. પણ ઝુલુ લોકના પરાજય પછી બોઅર સંસ્થાનો સ્વતંત્ર. ટ્રાન્સવાલમાં સોનાની ખાણ હાથ લાગી, તેથી બ્રિટિશ વસ્તીમાં વધારો અને બીજા યુરોપિઅન લોકનું આવી વસવું. પણ બોઅર લોકે તેમને રાજદ્વારી હક આપ્યા નહિ, તેથી બોઅર અને બ્રિટિશ વચ્ચે વિગ્રહ (૧૮૯૯–૧૯૦૨); યુદ્ધમાં બોઅર લોકનો પરાજય અને બોઅર સંસ્થાનોને બ્રિટિશ સામ્રાજ્યમાં સ્વરાજ્ય. કેપ કૉલોની, નાતાળ, ટ્રાન્સવાલ અને ઑરેન્જ ફ્રી સ્ટેટનું એકીકરણ ૧૯૧૦.

## (૫) નવીન શોધો, વિજ્ઞાનશાસ્ત્રમાં પ્રગતિ અને સાહિત્યવૃદ્ધિ

**વહેવારના સાધનો અને મોજશોખની સગવડ**—આગગાડી અને આગબોટ મારફત મુસાફરી. ઇંગ્લંડમાં ૧૮૪૩ માં તારયંત્રની શરૂઆત; ૧૮૬૭ માં ઇંગ્લંડ અને અમેરિકા વચ્ચે તારથી વહેવારની શરૂઆત. ૧૮૭૬ માં ટેલિફોનની શોધ. ૧૮૩૯ માં ફોટોગ્રાફીની શોધ. ૧૮૭૯ માં વીજળીના દીવા.

**વૈદકશાસ્ત્ર**—લુઈ પાશ્ચર અને લૉર્ડ લિસ્ટરની વૈદકમાં શોધો અને રોગનિવારણના ઉપાયો.

**સાહિત્ય**—ટેનીસન, બ્રાઉનિંગ અને મૅથ્યૂ આર્નોલ્ડ એ કવિઓ; મેકૉલે અને કાર્લાઇલ એ ઇતિહાસકાર અને લેખક; રસ્કિન ભિન્ન ભિન્ન વિષયોપર નિબંધ લખનાર; ડિકન્સ, ઇલિઅટ અને થૅકરે નવલકથાકાર; ડાર્વિન અને હક્સલી વિજ્ઞાનશાસ્ત્રીય વિષયના લેખક.

# પરિશિષ્ટ ૧

## ૧૯ મી સદીના પ્રસિદ્ધ પુરુષો

**ડૅનિઅલ ઓકૉનેલ** (૧૭૭૫–૧૮૪૭):—એ આઇરિશ દેશભક્ત અને નેતા તરીકે પ્રસિદ્ધ થયો છે. ઉત્તમ વકતા અને હોશિયાર બૅરિસ્ટર તરીકે એની ખ્યાતિ ઘણી હતી. આઇરિશ રોમન કૅથૉલિક લોકને પાર્લમેન્ટના સભાસદ થવાની બાબતની ચળવળ એણે ઉપાડી લીધી હતી, અને એની જ ચળવળથી રોમન કૅથૉલિક લોકપરના પ્રતિબંધો દૂર કરવામાં આવ્યા હતા (૧૮૨૯) અને એ પાર્લમેન્ટનો સભાસદ થઈ શકયો હતો. ડૅનિઅલ ઓકૉનેલ પાર્લમેન્ટનો સભાસદ તો થયો, પણ તેથી આયર્લંડની આર્થિક સ્થિતિની બાબતમાં અને આઇરિશ ખેડૂતોની દુઃખી હાલતમાં સુધારો પાર્લમેન્ટ પાસે તે કરાવી શકયો નહિ. ત્યારે આઇરિશ અને બ્રિટિશ પાર્લમેન્ટનું એકીકરણ રદ કરાવી આયર્લંડની પાર્લમેન્ટ પાછી જુદી કરવા માટે તેણે 'હોમરૂલ'ની ચળવળ શરૂ કરી. તેનું ધોરણ મધ્યમસરનું હતું અને કાયદેસર

ત ચલાવવી અને હુલ્લડ ફિસાદ કરવાં નહિ એવો તેનો અભિપ્રાય
ા. પણ જહાલ આઇરિશ તરુણ મંડળીને તેનું મધ્યમ ધોરણ પસંદ
યું નહિ, તેથી તેની લોકપ્રિયતા ઘણી ઓછી થઈ ગઈ. તે ૧૮૪૭
મરણ પામ્યો.



ડૅનિઅલ ઓકૉનેલ

**સર રૉબર્ટ પીલ** (૧૭૮૮–૧૮૫૦):—આ બાહોશ મુત્સદ્દી
ને વડો પ્રધાન ૧૯ મા સૈકાના પૂર્વાર્ધમાં થઈ ગયો. તે ૨૧ વર્ષની
મરે ટોરીપક્ષ તરફથી પાર્લમેન્ટમાં ચૂંટાઈ આવ્યો હતો. ૧૮૨૨ માં
સ્વદેશ ખાતાંનો પ્રધાન થયો. એ ખાતાંના પ્રધાન તરીકે તેણે
જદારી કાયદામાં કેટલાક સુધારા કર્યા, જેથી ગુનેગારોને ગુનાના
ાણમાં યોગ્ય શિક્ષા થવા લાગી. આગળ ઘણાં નજીવા
ા માટે ફાંસીની સજા હતી. તે શિક્ષા કાઢી નાંખી તે માટે યોગ્ય

સજા ઠરાવી. જાનમાલના રક્ષણને માટે તેણે પોલીસ પદ્ધતિ દાખલ કરી અને લાયક, હોશિયાર અને કાર્યકુશળ માણસોને પોલીસ તરીકે રાખ્યા. તેથી ગુના ઓછા થવા લાગ્યા અને લોકના જાનમાલને ઓછો ઉપદ્રવ થવા લાગ્યો. પ્રથમ કૅથૉલિક પંથના લોક ઉપરના પ્રતિબંધો દૂર કરવાની વિરુદ્ધ તે હતો, પણ પાછળથી તેનો અભિપ્રાય બદલાયો હતો, અને એ પ્રતિબંધો દૂર કરનારા કાયદાને તેણે ટેકો આપ્યો હતો. ૧૮૩૨ ના સુધારાના કાયદાથી પાર્લમેન્ટમાં મધ્યમ વર્ગના પ્રતિનિધિઓની સંખ્યા વધવા લાગી. આ જ અરસામાં ટોરી પક્ષના લોકોનેપણ પૂર્વની પરંપરા કાયમ રાખી તેમાં જરૂર જોગા સુધારા કરવાનું યોગ્ય લાગવા માંડ્યું; એ નવીન ધ્યેયને અનુસરીને તેમણે પોતાની પક્ષસંજ્ઞા ટોરી બદલીને 'કૉંઝરવેટિવ' (જૂની પરંપરા માટે અભિમાની) નામ રાખ્યું. પીલ આ કૉંઝરવેટિવ પક્ષનો નેતા થયો, અને ૧૮૪૧ માં તે વડો પ્રધાન થયો. આ સમયે ઇંગ્લંડમાં રક્ષિત વેપારની રાજનીતિ ચાલતી હતી. પણ તે કાઢી નાંખી ખુલ્લા વેપારની રાજનીતિ અખત્યાર કરવાની ચળવળ શરૂ થઈ. એ ચળવળ માંટે પીલને સહાનુભૂતિ હતી. એ નવા ધોરણ પ્રમાણે તેણે કેટલાક કાચા આયાત માલપરની જકાત ઓછી કરી અને તેથી ઉપજમાં જતી ખોટ પૂરવા માટે તેણે 'ઉપજવેરો' મૂક્યો. ૧૮૪૬ માં પીલે અનાજ ઉપરની જકાત રદ કરી. તેના આ ધોરણને તેના જ કૉંઝરવેટિવ પક્ષનો ટેકો નહોતો, તેથી તેને વડા પ્રધાનપદનું રાજીનામું આપવું પડ્યું. તે ૧૮૫૦ માં ઘોડાપરથી પડી મરણ પામ્યો.

**લૉર્ડ પામર્સ્ટન** (૧૭૮૪–૧૮૬૫):—૧૯ મી સદીમાં થઇ ગયેલા ઇંગ્લંડના પરદેશખાતાંના પ્રધાનોમાં લૉર્ડ પામર્સ્ટન એક પ્રસિદ્ધ પ્રધાન હતો. તે આઇરિશ ઉમરાવ હોવાથી આમની સભાનો સભાસદ હતો. તે ૨૩ વર્ષની ઉંમરે ટોરી પાર્ટી તરફથી પાર્લમેન્ટનો સભાસદ થયો, અને મરતાં સુધી ૫૮ વર્ષ આમની સભાનો જ સભાસદ રહ્યો હતો. ૧૮૦૯ થી ૧૮૨૮ સુધી તે યુદ્ધખાતાંનો પ્રધાન હતો. પહેલાં પામર્સ્ટન ટોરી પક્ષનો હતો પણ પાછળ મત બદલાતાં તે લિબરલ પક્ષમાં ગયો હતો. ત્યારપછી તેણે જુદા જુદા લિબરલ પ્રધાનમંડળમાં

૧૮૩૦–૩૪; ૧૮૩૫–૪૧; ૧૮૪૬–૧૮૫૧ માં પ્રદેશ ખાતાંના પ્રધાન તરીકે કામ કર્યું હતું. તેથી તે પરદેશની બાબતમાં ઘણો ખંધો મુત્સદ્દી થયો હતો. એની મુત્સદ્દીગીરીથી પરદેશોમાં ઇંગ્લંડનો દોર અને તેનો મોભો ઘણો વધ્યો હતો. ક્રિમિઅન વિગ્રહ વખતે તેણે યોગ્ય અને કાર્યદક્ષ અધિકારીઓ મોકલી એ લડાઈને માટે સારી વ્યવસ્થા કરી હતી. તેથી એ યુદ્ધમાં ઇંગ્લંડની જીત થઈ હતી અને રશિઆની મહત્ત્વાકાંક્ષા રોકી શકાઈ હતી. એના વખતમાં યુરોપના ઘણા દેશોની પ્રજાએ પોતાના રાજા પાસેથી વિશેષ રાજદ્વારી હકો મેળવવાની ચળવળ ઉપાડી હતી તેને પામર્સ્ટનનો ટેકો હતો. પણ ઇંગ્લંડની અંતસ્થ બાબતમાં પાર્લમેન્ટની રચનામાં વધુ સુધારા કરવાની તેને જરૂર જણાતી નહોતી. તે ૧૮૫૯ થી ૧૮૬૫ સુધી વડો પ્રધાન હતો. ૧૮૬૫ માં તે મરણ પામ્યો.

**બેંજામિન ડિઝરાયલી** (૧૮૦૪–૧૮૮૧)—**અર્લ ઑફ બિકન્સફીલ્ડ**:—૧૯ મી સદીના ઉત્તરાર્ધમાં ડિઝરાયલી એક પ્રસિદ્ધ કૉંઝરવેટિવ મુત્સદ્દી હતો. તેનું લક્ષ પરદેશ સંબંધની રાજનીતિ તરફ હતું અને બ્રિટિશ સામ્રાજ્ય અને પરદેશમાં બ્રિટિશ મોભાને વધારવા માટે તેણે ઘણા પ્રયત્નો કર્યા. તે ૧૮૩૭ માં ટોરી પક્ષ તરફથી પાર્લમેન્ટમાં આવ્યો. તે પીલનો અનુયાયી હતો, પણ પીલની રક્ષિત વેપાર વિરુદ્ધની રાજનીતિ અને અનાજ પરનો કર કાઢી નાંખવાની બાબત તેને પસંદ પડી નહિ, તેથી તે બાબતમાં તે પીલની સામે પડ્યો, અને ધીમે ધીમે આમની સભામાં કૉંઝરવેટિવ પક્ષનો નેતા થયો. જ્યારે લૉર્ડ ડર્બી મુખ્ય પ્રધાન હતો ત્યારે ૧૮૫૨, ૧૮૫૮–૫૯ અને ૧૮૬૬–૬૮ માં તે ખજાનચી (Chancellor of the Exchequer) ની જગાપર હતો. પાર્લમેન્ટની રચનાના સુધારાનું બીજું બિલ પાસ કરાવવામાં તેણે મુખ્ય ભાગ ભજવ્યો હતો (૧૮૬૭). પછી તે ૧૮૭૪–૧૮૮૦ સુધી મુખ્ય પ્રધાન હતો. પરરાજ્યો તરફ તેનું લક્ષ વિશેષ હતું. સામ્રાજ્યની વૃદ્ધિ કરીને ઇંગ્લંડનો દોર દુનીઆમાં વધારવા માટે તેને ઘણું કર્યું હતું. તેણે ઈજિપ્ટના ખેદીવ પાસેથી સ્વેઝ કૅનાલ કંપનીના શેર ઇંગ્લંડ માટે વેચાતા લીધા. તેથી હિંદુસ્તાન

આવવાના જળમાર્ગમાં ઇંગ્લંડનો પગપેસારો થયો અને ઈજિપ્ટમાં ઇંગ્લંડનો લાગવગ વધ્યો. ભૂમધ્ય સમુદ્ર તરફ અને પૂર્વ તરફ રશિઆની પ્રગતિ થતી તેણે અટકાવી હતી. વિક્ટોરિયા રાણીએ ૧૮૭૬ માં તેને 'અર્લ ઑફ બિકન્સફીલ્ડ' નો ખિતાબ આપી ઉમરાવ બનાવ્યો. ડિઝરાયલીની જ સૂચના ઉપરથી વિક્ટોરિઆએ ૧૮૭૭ 'કૈસરે હિંદ' —હિંદુસ્તાનની મહારાણીનો ખિતાબ—ધારણ કર્યો હતો. તે ઉત્તમ વક્તા હતો અને શ્રોતાઓને પોતાના કરી લેવાની શક્તિ માટે તેની ખ્યાતિ ઘણી હતી. લિબરલ પાર્ટીનો નેતા ગ્લૅડસ્ટન તેનો પ્રતિસ્પર્ધી હતો. તે ૧૮૮૧ માં મરણ પામ્યો.

**ચાર્લ્સ સ્ટુઅર્ટ પારનેલ** (૧૮૪૬-૧૮૯૧):—પારનેલ પાર્લમેન્ટમાં આઇરિશ હોમરૂલ પાર્ટીનો નેતા હતો. પાર્લમેન્ટનું લક્ષ આયર્લંડ તરફ ખેંચાય અને આયર્લંડને હોમરૂલ મળે એ હેતુથી તેણે પાર્લમેન્ટના કામકાજમાં હરકત કરવાની રાજનીતિ અખત્યાર કરી. દરેક પ્રશ્ન ઉપર લાંબા લાંબા ભાષણો કરી વખત ગુમાવવો, પ્રધાન-મંડળ આયર્લંડને હોમરૂલ આપવાની બાબતમાં વિરુદ્ધ પડે ત્યારે પ્રધાનમંડળના વિરોધી પક્ષની બાજુમાં બધા આઇરિશ મતો આપી પ્રધાનમંડળને તોડી પાડવું, એવી રીતો અખત્યાર કરી રાજ્યકારભારના કામમાં તેણે હરકત કરવા માંડી. આયર્લંડ દેશમાં હોમરૂલની ચળવળને તેણે ઘણું જોમ આપ્યું. તેથી ત્યાં ઠેકાણે ઠેકાણે હુલ્લડો થવા લાગ્યાં, તેથી ગ્લૅડસ્ટને પારનેલને તુરંગમાં પૂર્યો, પણ પાછળથી તેને છોડી મૂકવામાં આવ્યો. પારનેલ ૧૮૯૧ માં મરણ પામ્યો.

**વિલિઅમ ઈવર્ટ ગ્લૅડસ્ટન** (૧૮૦૯-૧૮૯૮):—આ પ્રસિદ્ધ લિબરલ રાજનીતિજ્ઞ પુરુષ ૧૯ મી સદીના ઉત્તરાર્ધમાં થઈ ગયો. તે ૨૪ વર્ષની ઉંમરે ટોરી પક્ષ તરફથી પાર્લમેન્ટમાં ચૂંટાઈ આવ્યો. તે પીલનો અનુયાયી હતો, અને તેના હાથ નીચે તેણે મુખ્ય ખજાનચી તરીકે કામ કર્યું હતું. ત્યાર પછી તેને સંસ્થાન ખાતાનો આસિસ્ટંટ સેક્રેટરી નીમવામાં આવ્યો હતો. ૧૮૪૧ માં જ્યારે પિલ મુખ્ય પ્રધાન થયો ત્યારે ગ્લૅડસ્ટન વેપારવિષયક બોર્ડનો અધ્યક્ષ થયો (૧૮૪૩).

પીલે અનાજ ઉપરનો કર રદ કર્યો, તેમાં ગ્લૅડસ્ટને તેને ટેકો આપ્યો હતો, પણ તેને લીધે તેને કૉંઝરવેટિવ પક્ષ છોડવો પડ્યો. પછી તે લિબરલ પક્ષમાં ગયો, અને આગળ જતાં એ પક્ષનો નેતા થયો. ૧૮૫૨ માં એબરડીનના પ્રધાનમંડળમાં અને પછી પામર્સ્ટનના પ્રધાન-મંડળમાં (૧૮૫૯–૧૮૬૫) તેની પાસે ચૅન્સેલર ઑફ ધી એકસચેકર (ફડનવીસ) નુ કામ હતું. ગ્લૅડસ્ટન ઉદાર મતનો હતો, તેથી તેણે આયર્લૅંડમાં અસંતોષ દૂર કરવા માટે આયર્લૅંડના પ્રૉટેસ્ટંટ ધર્મને મળતી સરકારી મદદ બંધ કરી (૧૮૬૯) અને આયર્લૅંડના ખેડૂતોની સ્થિતિ સુધારવા માટે ૧૮૭૦ અને ૧૮૮૦ માં જમીન સંબંધે કાયદા કર્યા. આયર્લૅંડને હોમરૂલ આપવા માટે ૧૮૮૬, ૧૮૯૨ અને ૧૮૯૪ માં તેણે પાર્લમેન્ટમાં હોમરૂલ બિલ દાખલ કર્યું હતું. પણ તે પાસ થયું નહોતું. ઇંગ્લંડની અંતસ્થ બાબતોમાં પણ તેણે ઘણા મહત્ત્વના સુધારા કર્યા હતા. ૧૮૭૦ માં પ્રાથમિક શિક્ષણનો કાયદો, ૧૮૭૨ માં ગુપ્ત રીતે મત આપવાની પદ્ધતિનો કાયદો, ૧૮૮૪–૮૫ માં પાર્લમેન્ટના સુધારાનો ત્રીજો કાયદો વગેરે કાયદાઓ એની સૂચના ઉપરથી પાર્લમેન્ટે પસાર કર્યા હતા. પરદેશી બાબતો તરફ ખાસ એનું લક્ષ નહોતું. ઇંગ્લંડે સામ્રાજ્યનો વિસ્તાર કરી, પોતાની જવાબદારી વધારવી જોઈએ નહિ એવો તેનો મત હતો. તે મોટો ભાષણયોદ્ધો હતો. કૉંઝરવેટિવ પક્ષના નેતા ડિઝરાયલીનો તે પ્રતિસ્પર્ધી હતો. ગ્લૅડસ્ટન ૧૮૯૮ માં મરણ પામ્યો.

---

# પરિશિષ્ટ ૨

## ઇંગ્લંડના જુદા જુદા વખતનાં રાજ્યદ્વારી પક્ષો

**રાઉન્ડ હેડ્ઝ અને રૉયલિસ્ટ્સ**:—૧૬૪૨ માં રાજા અને પાર્લમેન્ટ વચ્ચે આંતર મુલકી વિગ્રહ ચાલ્યો ત્યારે પ્રજામાં રાજાની બાજુના અને પાર્લમેન્ટની બાજુના એવા બે પક્ષ પડ્યા હતા. રાજાની બાજુનો પક્ષ "**રૉયલિસ્ટ્સ**" કહેવાયો હતો, અને પ્રજાપક્ષ "**રાઉન્ડ હેડ્ઝ**" કહેવાયો હતો.

**પિટિશનર્સ અને ઍબહૉરર્સઃ**—બીજા ચાર્લ્સ રાજાનો ભાઇ જેમ્સ રોમન કૅથૉલિક પંથનો હોવાને લીધે ચાર્લ્સ પછી તેને ગાદી ન મળે, પણ તેને બદલે ચાર્લ્સના દાસીપુત્ર પ્રૉટેસ્ટંટપંથી **મનમથને** ગાદી મળે એ હેતુથી જેમ્સનો ગાદી ઉપરનો હક રદ કરવા **માટે "એક્સક્લૂઝન બિલ"** નામનો કાયદાનો ખરડો શૅફ્ટ્સબરીએ ૧૬૮૧ માં પાર્લમેન્ટમાં દાખલ કર્યો, પણ ચાર્લ્સે પાર્લમેન્ટ બરખાસ્ત કરી તેથી એ ખરડો પસાર થયો નહિ. આ વખતે ચાર્લ્સે પાર્લમેન્ટ બોલાવવી જોઇએ એવી પિટિશન—અરજી કરનારો શૅફ્ટ્સબરીનો પક્ષ **"પિટિશનર્સ"** કહેવાયો અને રાજાના અધિકારમાં વિના કારણે હાથ ઘાલો નહિ એવું કહેનારા લોકોનો પક્ષ **"ઍબહૉરર્સ"** કહેવાયો.

**વ્હિગ અને ટોરી**:—ચાર્લ્સ પછી જેમ્સને ગાદી આપવી કે નહિ, એ ઠરાવવા માટે જ્યારે એક્સક્લૂઝન બિલ પાર્લમેન્ટમાં લાવવામાં આવ્યું ત્યારે ઍબહૉરર્સ અને પિટિશનર્સ એ પક્ષવાળાઓએ એક બીજાને ખીજવવા માટે એક બીજાને **"વ્હિગ"** અને **"ટોરી"** નામ આપ્યાં હતાં. વ્હિગ એ નામ પહેલ પ્રથમ સ્કૉટલંડના કેટલાક માથાના ફાટેલા લોકોને આપવામાં આવ્યું હતું. ત્યાર પછી રાજાનો વિરોધ કરનારા પક્ષને તે નામ આપવામાં આવ્યું. ટોરી એ નામ પહેલ પ્રથમ આયર્લંડમાં "ન્યાયબાહ્ય" (Out-law) એટલે બંડખોર લોકોને આપવામાં આવ્યું હતું, પણ પાછળથી રાજાના પક્ષના લોકને તે નામ આપવામાં આવ્યું. આગળ જતાં "વ્હિગ અને ટોરી" શબ્દોનો અસલ ખરાબ અર્થ નીકળી ગયો, અને ઇંગ્લંડના બે રાજ્યદ્વારી પક્ષોના એ નામ પડ્યાં. ધાર્મિક બાબતમાં વ્હિગ પક્ષનો મત દરેકને પોતાના મત પ્રમાણે ચાલવાની છૂટ આપવી એવો હતો, અને ટોરી પક્ષનો મત ઇંગ્લંડના એપિસ્કોપેલીઅન પંથના અનુયાયી ન હોય એવા બીજા પંથોને ધાર્મિક સવળતા આપવી નહિ એવો હતો.

૧૬૮૮ માં થયેલી રાજ્યક્રાંતિ અને તેથી સ્થાપન થયેલાં પાર્લમેન્ટના શ્રેષ્ઠત્વને માટે વ્હિગ પક્ષ મગરૂરી લેતો હતો, ત્યારે ટોરી પક્ષવાળાઓને 'રાજાનો ઈશ્વરદત્ત હક' (Divine Right) એ

સિદ્ધાંત કબૂલ હતો, તેથી રાજાઓના હાથમાં અનિયંત્રિત સત્તા રહેવી જોઈએ એવો તેમનો મત હતો. ઇંગ્લંડના વેપાર અને સામ્રાજ્યના વિસ્તારની વૃદ્ધિ માટે જરૂર પડતાં યુદ્ધો પણ કરવાં એવું વ્હિગ પક્ષનું ધોરણ હતું, ત્યારે ઇંગ્લંડે સામ્રાજ્યના વિસ્તારની ભાંજગડમાં પડવું નહિ એવો ટોરી પક્ષવાળાનો મત હતો. ઍનના મૃત્યુ પછી ઇંગ્લંડની ગાદી હૅનોવર વંશમાં જાય એવો વ્હિગ પક્ષનો અભિપ્રાય હતો, પણ ટોરી પક્ષ ૨ જા જેમ્સના છોકરાને ઇંગ્લંડની ગાદી આપવા માગતો હતો. ઍન રાણીની કારકિર્દીમાં વ્હિગ અને ટોરી નામ વિશેષ વપરાવા લાગ્યાં ( ૧૭૦૪ ના અરસામાં ).

**કૉંઝરવેટિવ અને લિબરલ** :—૧૮૩૪ માં પીલ મુખ્ય પ્રધાન હતો ત્યારે ટોરી પક્ષે ઇંગ્લંડની રાજ્યઘટનામાં ઉતાવળાપણે એકદમ ફેરફાર ન કરતાં જરૂર જેટલા જ સુધારા કરવાનું, અને આર્થિક અને વેપારની બાબતમાં ‘રક્ષિત વેપાર’નું તત્ત્વ અમલમાં મૂકી તે દ્વારા ઇંગ્લંડના વેપાર અને ઉદ્યોગધંધાની ઉન્નતિ કરવાનું ધોરણ ઠરાવ્યું હતું. એ ધોરણને અનુસરી એ પક્ષે પોતાનું ટોરી નામ બદલી નાંખી ‘**કૉંઝરવેટિવ**’ ( જૂની પરંપરાને વળગી રહેનારા ) નામ ધારણ કર્યું.

૧૮૪૦ માં ‘ખુલ્લા વેપાર’નું તત્ત્વ સ્વીકારી લોકનો ખાવા પીવાનો ખર્ચ ઓછો કરવો, પાર્લમેન્ટની રચનામાં સુધારા કરવા, કામગાર અને મજૂર વર્ગના લોકની સ્થિતિ સુધારવા માટે કાયદા કરવા વગેરે બાબતો પોતાના રાજ્યદ્વારી કાર્યક્રમમાં વ્હિગ પક્ષે રાખી હતી, તેથી વ્હિગ પક્ષ ‘**લિબરલ**’ ( ઉદારમતવાદી ) કહેવાવા લાગ્યો.

**યુનિઅનિસ્ટ** ( કૉંઝરવેટિવ અને થોડા લિબરલ ) **અને હોમરૂલર** :—૧૮૦૦ માં આયર્લંડની પાર્લમેન્ટનું ઇંગ્લંડની પાર્લમેન્ટ સાથે થયેલું ‘એકીકરણ’ ( યુનિઅન ) કાયમ રાખવું કે આઇરિશ રોમન કૅથૉલિક લોકની ઇચ્છાપ્રમાણે આયર્લંડને જુદી પાર્લમેન્ટ આપવી, ( હોમરૂલ=સ્વરાજ્ય ) એ પ્રશ્ન ૧૮૮૬ માં પાર્લમેન્ટમાં મુખ્ય

પ્રશ્ન થયો હતો. કૉંઝરવેટિવ પક્ષના ઘણાખરા અને લિબરલ પક્ષમાંના કેટલાકનો મત આઇરિશ પાર્લમેન્ટનું એકીકરણ ચાલુ રાખવા તરફ હતો, તેથી તેમના એ નવીન પક્ષને '**યુનિઅનિસ્ટ**' (એકીકરણ ચાલુ રહે એવું કહેનારા) નામ આપવામાં આવ્યું. અને આયર્લંડની પાર્લમેન્ટ જુદી થાય એવું કહેનારા '**હોમરૂલર્સ**' કહેવાવા લાગ્યા.

**કૉંઝરવેટિવ, લિબરલ અને મજૂર**:—મજૂર અને મૂડીદાર વર્ગોનું હિત પરસ્પર વિરોધી હોવાથી આપનો એક જુદો પક્ષ સ્થાપ્યા વિના આપણા હિત તરફ પાર્લમેન્ટનું લક્ષ ખેંચાવાનું નથી એમ લાગવાથી ૧૯૦૯ માં મજૂર વર્ગે પોતાનો જુદો 'મજૂર' પક્ષ કાઢ્યો. મજૂર અને કામગાર વર્ગના હિત તરફ લિબરલ પક્ષનું લક્ષ પહેલેથી જ હતું, તેથી કેટલાક લિબરલો નવા મજૂર પક્ષમાં જોડાયા, તેથી લિબરલ પક્ષ ઘણો નબળો પડી ગયો. આ વખતથી મજૂર પક્ષ આગળ આવવા લાગ્યો. હાલમાં ઇંગ્લંડમાં મજૂર, કૉંઝરવેટિવ અને લિબરલ એ ત્રણ મુખ્ય રાજ્યદ્વારી પક્ષો છે.

---

## પરિશિષ્ટ ૩

### પાર્લમેન્ટ (આમની સભા) ની ચૂંટણી માટે મત આપવાનો હક જુદે જુદે વખતે કોનેકોને મળ્યો તે બતાવનારો કોઠો.

| | |
|---|---|
| જમીનદાર<br>શહેરોમાં મહોલ્લાના માલિક | આમની સભામાં પ્રતિનિધિ |

ખેતી માટે વાર્ષિક ૫૦ પાઉન્ડ ગણોત આપનાર ખેડૂત
શહેરોમાં નાનાં ઘરોના માલિક
શહેરોમાં ઘરો માટે વાર્ષિક નિદાન ૧૦ પાઉન્ડ ભાડું

| | | | |
|---|---|---|---|
| **૧૮૩૨ ની સાલ પૂર્વે** | ભરનારા ભાડૂત<br>ખેતી માટે વાર્ષિક નિદાન ૧૨ પાઉન્ડ ગણોત આપનારા ગણોતિયા<br>શહેરોમાં ભાડાના ઘરમાં રહેનારા બધા ભાડૂતો<br>ગામડાંમાં ભાડાના ઘરમાં રહેનારા બધા ભાડૂતો<br>ગણોત ભરનારા બધા ખેડૂતો<br>સૈનિક, ખલાસી અને સ્ત્રીઓ | | |
| | જમીનદાર<br>શહેરોમાં મોટા મહોલ્લાના માલિક<br>ખેતી માટે વાર્ષિક નિદાન ૫૦ પાઉન્ડ ગણોત ભરનાર ખેડૂત<br>શહેરમાં નાના ઘરનો માલિક | આમની સભામાં પ્રતિનિધિ | I (આ કાયદાથી દર ૧૦૦ માણસે ૪ માણસને મતાધિકાર મળ્યો હતો.) |
| **૧૮૩૨ ના રીફૉર્મ બિલ પછી** | શહેરમાં વાર્ષિક ચોખ્ખા ૧૦ પાઉન્ડ ભાડું ભરનારા ભાડૂતો<br>ખેતી માટે વાર્ષિક ચોખ્ખા ૧૨ પાઉન્ડ ગણોત ભરનારા ખેડૂતો<br>શહેરોમાં ભાડાના ઘરમાં રહેનારાં બધા ભાડૂતો<br>ગામડાં ગામમાં ભાડાના ઘરમાં રહેનારા બધા ભાડૂતો<br>ખેતી માટે ગણોત ભરનારા બધા ખેડૂતો<br>સૈનિકો, ખલાસીઓ અને સ્ત્રીઓ | | • |

| | | |
|---|---|---|
| ૧૮૬૭ના રીફૉર્મ બિલ પછી | જમીનદાર<br>શહેરોમાં મોટા મહોલ્લાના માલિક<br>ખેતી બદલ વાર્ષિક ચોખ્ખા ૫૦ પાઉન્ડ ગણોત આપનાર ખેડૂત<br>શહેરોમાં નાનાં ઘરોના માલિક<br>શહેરોમાં વાર્ષિક નક્કી ૧૦ પાઉન્ડ ભાડું ભરનારા ભાડૂતો<br>ખેતી બદલ વાર્ષિક નિદાન ૧૨ પાઉન્ડ ગણોત ભરનારા ખેડૂતો | આમની સભામાં પ્રતિનિધિઓ |
| | શહેરોમાં ભાડે રહેનારા બધા ઘરભાડૂતો<br>ગામડાં ગામમાં ભાડે રહેનારા બધા ઘરભાડૂતો<br>ખેતી માટે ગણોત ભરનારા બધા ખેડૂતો<br>સૈનિકો, ખલાસીઓ અને સ્ત્રીઓ | |
| ૧૮૮૪ના સુધારાના કાયદા પછી | જમીનદાર<br>શહેરોમાં મોટા મહોલ્લાના માલિક<br>ખેતી બદલ વાર્ષિક નિદાન ૫૦ પાઉન્ડ ગણોત ભરનારા ખેડૂત<br>શહેરોમાં નાનાં ઘરોના માલિક<br>શહેરોમાં વાર્ષિક ચોખ્ખા ૧૦ પાઉન્ડ ભાડું ભરનારા ભાડૂતો<br>ખેતી માટે વાર્ષિક નક્કી ૧૨ પાઉન્ડ ગણોત ભરનારા ખેડૂત<br>શહેરોમાં ભાડાનાં ઘરમાં રહેનારા બધા ઘરભાડૂતો<br>ગામડાં ગામમાં ભાડાના ઘરમાં રહેનારા બધા ઘરભાડૂતો<br>ખેતી માટે ગણોત ભરનારા બધા ગણોતિયાઓ<br>સૈનિકો, ખલાસીઓ અને સ્ત્રીઓ | આમની સભામાં પ્રતિ-નિધિઓ |

| | | | |
|---|---|---|---|
| ૧૯૧૮ ના રેપ્રિઝેન્ટે-ટિવ ઑફ પીપલ્સ બિલ પછી | જમીનદાર<br>શહેરોમાં મોટા મહેલ્લાના માલિક<br>ખેતી માટે વાર્ષિક નિદાન ૫૦ પાઉન્ડ ગણોત ભરનારા ખેડૂતો<br>શહેરોમાં નાનાં ઘરોના માલિક<br>શહેરોમાં વાર્ષિક નિદાન ૧૦ પાઉન્ડ ભાડું ભરનારા ભાડૂતો<br>ખેતી માટે વાર્ષિક નિદાન ૧૨ પાઉન્ડ ગણોત ભરનારા ખેડૂતો<br>શહેરોમાં ભાડાનાં ઘરમાં રહેતા બધા ઘરભાડૂતો<br>ગામડાં ગામમાં ભાડાના ઘરમાં રહેતા બધા ઘરભાડૂતો<br>ખેતી માટે ગણોત ભરતા બધા ખેડૂતો<br>સૈનિકો, ખલાસીઓ અને સ્ત્રીઓ | આમની સભામાં પ્રતિ-નિધિઓ | (આ કાયદાથી દર ૧૦૦ માણસે ૫૦ માણસને મતાધિકાર મળ્યો, અને તેથી આમની સભા આગળ માફક પ્રજા-મતનિદર્શક સભા થઇ) |

# પ્રકરણ ૨૫ મું

—:o:—

## સાતમો એડવર્ડ

(૧૯૦૧-૧૯૧૦)

**અગત્યની સાલો—**

૧૯૦૨ બોર લોકની હાર અને તેમની સાથે સલાહ.

૧૯૦૨ કેળવણી બાબતનો કાયદો.

૧૯૦૩ રક્ષિત વેપારની ચળવળ.

૧૯૦૪-૧૯૦૫ રૂસો જાપાની યુદ્ધ.

૧૯૦૬-૧૯૧૧ લિબરલ પ્રધાન-મંડળના સુધારા.

**સાતમો એડવર્ડ:—**મહારાણી વિક્ટોરિઆ પછી તેનો છોકરો ઍલ્બર્ટ એડવર્ડ સાતમા એડવર્ડ તરીકે ૬૦ વર્ષની ઉંમરે ગાદી પર આવ્યો. ગાદીપર આવતાં પહેલાં ઘણે પ્રસંગે વિક્ટોરિઆ રાણીના પ્રતિનિધિ તરીકે તેણે જુદા જુદા પ્રકારના સમારંભમાં ભાગ લીધો હતો, તેથી રાજ્ય-કારભારના કામની તેને ઘણી સારી માહિતી મળી હતી. એડવર્ડને પ્રવાસ કરવાનો ઘણો શોખ હતો. રાજા થયા પહેલાં સામ્રાજ્યના ઘણાખરા ભાગની મુલાકાત જાતે લઈ સઘળી સ્થિતિ પ્રત્યક્ષ જોઈ તેણે ઘણી માહિતી મેળવી હતી. તે જ



૭ મો એડવર્ડ

પ્રમાણે પરદેશી રાજ્યો સાથે સ્નેહસંબંધ બાંધી તેમની સાથે સલાહના કરાર કરવાના કામમાં તેણે ઘણી મદદ કરી હતી. વિક્ટોરિઆ રાણી

પ્રમાણે રાજ્યકારભારની બાબતમાં તેણે તટસ્થપણું રાખ્યું હતું અને કોઈ એક પક્ષ તરફ ઢળવાનું વલણ રાખ્યું નહોતું. તેથી તે બધા પક્ષોનો પ્રેમ સંપાદન કરી શક્યો હતો. તેનો સ્વભાવ મિલનસાર હતો અને તેનું હૃદય નિખાલસ હતું. તેથી તેના વખતમાં રાજા-પ્રધાન વચ્ચે અને પ્રધાનમંડળમાં માંહોમાંહે કલહ થવાનો પ્રસંગ બિલકુલ આવ્યો નહોતો.

**એડવર્ડ અને તેના પ્રધાનો** :—એડવર્ડની કારકિર્દીની શરૂઆતમાં લૉર્ડ સૉલ્સબરી ( કૉંઝરવેટિવ યુનિઅનિસ્ટ ) મુખ્ય પ્રધાન હતો ( ૧૯૦૧–૧૯૦૨ ), પણ ૧૯૦૨ ના જુલાઈ મહિનામાં તેની પ્રકૃતિ બગડવાથી તેણે પ્રધાનપદનું રાજીનામું આપ્યું. તેના પછી કૉંઝરવેટિવ પક્ષનો જ બાલફર મુખ્ય પ્રધાન થયો ( ૧૯૦૨–૧૯૦૫ ). ત્યારપછી લિબરલ પક્ષના સર હેન્રી કૅમ્પબેલ બૅનરમૅન ( ૧૯૦૬–૧૯૦૮ ) અને ઍસ્કિવથ ( ૧૯૦૮–૧૯૧૬ ) વડા પ્રધાન હતા.

**બાલફરનું પ્રધાનમંડળ અને કેળવણી વિષે કાયદો, ૧૯૦૨** :—બાલફરના પ્રધાનમંડળે ૧૯૦૨ માં કેળવણીના વિષય બાબત નવો કાયદો કર્યો. આ નવા કાયદાએ ૧૮૭૦ ના કાયદાએ સ્થાપેલી સ્કૂલબોર્ડો રદ કરી જુદા જુદા જિલ્લાની કાઉન્ટી કાઉન્સિલોને તેઓના જિલ્લામાં કેળવણી વિષય સંબંધની વ્યવસ્થા કરવાની સર્વ સત્તા આપી. તે જ પ્રમાણે બાલફરના પ્રધાનમંડળે આયર્લંડના ખેડુતોની સ્થિતિ સુધારવા માટે ૧૯૦૩ માં એક કાયદો ઘડ્યો. એ કાયદામાં જે ખેડૂતોને પોતાના કુટુંબની વેચાઈ ગયેલી જમીન પાછી વેચાતી લેવી હોય તેને સરકાર તરફથી ઉછીના નાણા આપવાની વ્યવસ્થા રાખવામાં આવી હતી.


બાલફર

**ઇંગ્લંડની પરદેશી રાજ્યનિતિ** :—૧૯ મા સૈકાની આખરે

પરરાજ્યો સંબંધે ઇંગ્લંડે તટસ્થપણાનું ધોરણ રાખ્યું હતું, એટલે અણીને વખતે તેને પડખે ઉભું રહે એવું એકે રાજ્ય નહોતું. તે વખતે જર્મની અને ઇંગ્લંડ વચ્ચે એખલાસ હતો, તોપણ વેપાર, નૌકા અને સંસ્થાનોની બાબતમાં બંને વચ્ચે તીક્ષ્ણ હરીફાઈ ચાલતી હોવાથી એ બંને દેશો વચ્ચેનો એખલાસ ધીમે ધીમે ઘસાતો જતો હતો. રશિઆની મહત્ત્વાકાંક્ષાનો ઇંગ્લંડે ઘણે પ્રસંગે વિરોધ કર્યો હતો તેથી એ બે દેશો વચ્ચે વેરની લાગણી ઉત્પન્ન થઈ હતી. તેમ જ આફ્રિકામાં ઈજિપ્ટ વગેરે પ્રદેશોના સંબંધમાં ફ્રાન્સ અને ઇંગ્લંડ વચ્ચે અવાર નવાર તકરાર થયા કરતી હતી. આવા સંજોગમાં ચારે ખંડમાં પથરાયલા બ્રિટિશ સામ્રાજ્યમાંની એક અથવા બીજી જગાપર દુશ્મનનો છાપો ક્યારે આવશે તે કંઈ કળી શકાતું નહોતું. તેથી ગ્રેટબ્રિટનને પોતાની અરમારનું જોર વધારવાની જરૂર લાગી અને અડીઓપટીની વેળાએ મદદ કરે એવા કોઈ મિત્રરાજ્ય કરવાની ફરજ પડી. તેથી ઇંગ્લંડે નૌકાસૈન્યમાં વધારો કર્યો અને ૧૯૦૨ માં જાપાન સાથે અરસપરસ મદદનો કરાર કર્યો. એ કરારની મુખ્ય શરત એવી હતી કે જે મિત્રરાજ્યને એક કરતાં વધારે દુશ્મન સાથે લઢાઈ થાય તેને બીજાએ મદદ કરવી. ત્યારપછી ૧૯૦૪ માં ઇંગ્લંડે ફ્રાન્સ સાથે એક મોટો મહત્ત્વનો કરાર કર્યો. એ કરારથી બંને રાજ્યના આફ્રિકામાંના હિતસંબંધનો સમાધાનકારક નિકાલ આવ્યો. પછી ૧૯૦૭ માં ઇંગ્લંડે રશિઆ સાથે તહ કર્યો અને તે તહમાં ઇરાન અને અફ્ગાનિસ્તાન સંબંધમાં પરસ્પર સંબંધ કેવો હોવો જોઈએ તે ઠરાવવામાં આવ્યું.

એડવર્ડ ગાદીપર આવ્યો તે વેળા દક્ષિણ આફ્રિકામાં ઇંગ્લંડને બોર લોકો સાથે લડાઈ ચાલતી હતી. એ લડાઈમાં બોર લોકોની હાર થઈ ( ૧૯૦૨ ), અને પછી એ લોકોને બ્રિટિશ સામ્રાજ્યમાં સ્વરાજ્ય આપવામાં આવ્યું ( ૧૯૦૬ ) અને પછી ૧૯૧૦ માં દક્ષિણ આફ્રિકાના બ્રિટિશ સંસ્થાનોનું એકીકરણ થયું અને તેને 'યુનિઅન ઑફ સાઉથ આફ્રિકા' નામ આપવામાં આવ્યું.

ફ્રાન્સ, રશિઆ અને જાપાન સાથે તહનામાં કરવામાં અને બીજાં રાજ્યો સાથેનો સ્નેહસંબંધ દૃઢ કરવામાં ૭ મા એડવર્ડ રાજાનો મોટો

હાથ હતો. પરરાજ્યોમાં વારંવાર મુસાફરી કરી પરદેશી રાજ્યકર્તાઓ અને પ્રજાસત્તાક રાજ્યોના અધ્યક્ષ અને મુખ્ય રાજ્યદ્વારી નેતાઓની મુલાકાત લઈ ઇંગ્લંડ અને પરરાજ્યો વચ્ચે પરસ્પર સ્નેહસંબંધ બાંધવામાં ૭ મા એડવર્ડે કચાશ રાખી નહોતી, તેથી જ તેને '**શાંતિસ્થાપક એડવર્ડ**' કહે છે.

**રૂસો–જાપાની વિગ્રહ, ૧૯૦૪–૧૯૦૫**:—આ વખતે પૂર્વ એશિઆમાં રશિઆ અને જાપાન વચ્ચે એક મોટો જંગ મચી રહ્યો હતો. ચીનાઈ સામ્રાજ્યના મંચુરિઆ પ્રાંતમાં રશિઆએ પોતાની હકૂમત સ્થાપી હતી અને ધીમે ધીમે કોરીઆનો દ્વીપકલ્પ પણ પચાવી પાડવાનો તેનો ઈરાદો હતો. આ બાબતપરથી હાથ ઉઠાવવાનું જાપાને રશિઆને કહેણ મોકલ્યું (૧૯૦૩); પણ રશિઆએ તેની પરવા કરી નહિ. ત્યારે મંચુરિઆમાં અમારા હિતને હરકત થાય છે એમ કહી જાપાને ૧૯૦૪ ના ફેબ્રુઆરીમાં રશિઆ સામે વિગ્રહ જાહેર કર્યો. રશિઆનું સામ્રાજ્ય ઘણું મોટું હતું, પણ તેના અધિકારીઓ નાલાયક હતા. તેનાં સૈન્ય અને અરમાર અવ્યવસ્થિત હતાં. જાપાને છેલ્લાં ચાળીસ વર્ષમાં કલ્પનામાં ન આવે એટલી પ્રગતિ ઝપાટાબંધ કરી દીધી હતી. અને પોતાનાં સૈન્ય અને અરમાર પશ્ચિમની આધુનિક લડાયક પદ્ધતિઉપર તૈયાર કરી દીધાં હતાં. તેથી પહેલે જ ફટકે જાપાને રશિઆનું કોરીઆમાં આવેલું પોર્ટ આર્થરનું કિલેબંદીવાળું બંદર કબજે કરી લીધું; પછી મંચુરિઆમાં ઠેકાણે ઠેકાણે રશિઅન સૈન્યોનો પરાજય કર્યો અને **ટ્સુશિમા**ની દરીઆઈ લડાઈમાં રશિઆની અરમારના ફુરચેફુરચા ઉડાવી દીધા, એટલે રશિઆને સલાહ કરવાની ફરજ પડી (૧૯૦૫). આ હારથી પૂર્વતરફ રશિઆની વૃદ્ધિ થતી અટકી અને તેથી પૅસિફિક મહાસાગરમાં જાપાનનું મહત્ત્વ ઘણું વધ્યું.

**ચેંબરલેનની વેપારવિષયક રાજ્યનીતિ**:—બાલફરના પ્રધાનમંડળમાં જોસફ ચેંબરલેન સંસ્થાન ખાતાંનો સેક્રેટરી હતો. ઇંગ્લંડે અંગિકાર કરેલું વેપારના છૂટાપણાંનું ધોરણ (Free Trade) બદલી પરદેશથી આવતા માલપર જકાત મૂકવી અને સંસ્થાનો

અને તાબાના મુલકોને વેપારની સવળતા આપી રક્ષિત વેપારની પદ્ધતિ ચાલુ કરવી એવો તેનો વિચાર હતો. તેનું કહેવું એવું હતું કે રક્ષિત વેપારનું ધોરણ અખત્યાર કરવાથી દેશના ઉદ્યોગધંધાને ઉત્તેજન મળશે અને સામ્રાજ્યના જુદા જુદા ભાગો નિકટના સંબંધમાં આવી સંગઠિત થશે. પણ તે કાળની પ્રજાની સમજૂતી એવી હતી કે ખુલ્લા વેપારના ધોરણ ઉપર ઇંગ્લંડની આબાદીનો આધાર છે, અને સંરક્ષિત વેપારની પદ્ધતિ અમલમાં મૂકવાથી જરૂરની ચીજો મોંઘી થશે. તેથી લિબરલ પક્ષ એ પદ્ધતિની વિરુદ્ધ હતો. ચેંબરલેનનું ધોરણ વડા પ્રધાન બાલફર અને પ્રધાનમંડળના બીજા કેટલાક સભાસદોને પસંદ નહોતું તેથી પ્રજાસમક્ષ પોતાનો મત ભાર દઈને અને જોસથી મૂકવામાટે ચેંબરલેને પ્રધાનમંડળમાંથી રાજીનામું આપ્યું (૧૯૦૩). ત્યાર પછી ચેંબરલેને ઠેકાણે ઠેકાણે ભાષણો આપવા માંડ્યાં અને પોતાના ધોરણને પ્રજામતનો ટેકો મળે તે માટે પ્રયત્નો ચાલુ કર્યા.

**લિબરલ પ્રધાનમંડળ, ૧૯૦૬–૧૯૧૬**:—૧૯૦૬ માં નવી ચૂંટણી થઈ, તેમાં આમની સભામાં લિબરલ પાર્ટીનું મતાધિક્ય માલમ પડ્યું, તેથી **સર હેન્રી કૅમ્પબેલ બૅનરમૅન** વડો પ્રધાન થયો. પણ બે જ વર્ષમાં તેની પ્રકૃતિ બગડવાને લીધે તેણે રાજીનામું આપ્યું (૧૯૦૮) અને પછી થોડા વખતમાં તે મરણ પામ્યો. તેના પછી **ઍસ્કિવથ** મુખ્ય પ્રધાન થયો. ઍસ્કિવથના પ્રધાનમંડળમાં લૉઇડ જ્યૉર્જ ચૅન્સેલર ઑફ ધી એક્સચેકર હતો. સર એડવર્ડ ગ્રે પરદેશ ખાતાંનો પ્રધાન હતો અને મોર્લી હિંદુસ્તાન ખાતાંનો સેક્રેટરી હતો અને કૉંઝરવેટિવ પક્ષ છોડી આવેલા વિન્સ્ટન ચર્ચિલને પણ આ પ્રધાનમંડળમાં જગા આપવામાં આવી હતી.



ઍસ્કિવથ

આ અરસામાં ઇંગ્લંડના રાજ્યદ્વારી ક્ષેત્રમાં મજૂર અને કામગાર વર્ગોનું હિત સાધવા મથન કરનાર '**મજૂર પક્ષ**' સંઘટિત થઈ બહાર આવવા લાગ્યો. આ વખતે પાર્લમેન્ટમાં એ પક્ષના ૫૪ સભાસદ હતા. તેજ પ્રમાણે ૮૦ સભાસદો આઇરિશ પક્ષના હતા અને આયર્લંડ માટે હોમરૂલ મેળવવાની એ પક્ષની ખટપટ હતી.

**લિબરલ પ્રધાનમંડળે કરેલા સુધારા, ૧૯૦૬–૧૯૧૧ :—** સર હેન્રી કૅમ્પબેલ બૅનરમૅન ( ૧૯૦૬–૧૯૦૮ ) અને ઍસ્કિવથ ( ૧૯૦૮–૧૯૧૬ ) ના વડપણ હેઠળ લિબરલ પ્રધાનમંડળે કામગાર અને મજૂર વર્ગના હિત માટે નીચેના કાયદા ઘડ્યા.

( ૧ ) **શાંત પિકેટિંગ કાયદેસર :—** શાંતિથી પિકેટિંગ કરવું તે કાયદા વિરુદ્ધ નથી એવું ઠરાવવામાં આવ્યું ( ૧૯૦૬ ). ( ૨ ) **કામગાર લોકને નુકસાનભરપાઈ કરી આપવાનો કાયદો** ( ૧૯૦૬ )—મિલમાં કે કારખાનાંમાં કામ કરતા મજૂરોને નોકરી બજાવતાં જો કંઈ ઈજા થાય તો તેમને નુકસાન પેટે કંઇક રકમ કારખાનાવાળાએ આપવી. ( ૩ ) **વૃદ્ધાવસ્થાનું પેન્શન ૧૯૦૮—** ૭૦ થી વધારે વર્ષના ગરીબ વૃદ્ધ માણસને જો ગામના 'રીલીફ ફંડ' માંથી મદદ ન મળતી હોય તો તેમને વૃદ્ધાવસ્થાનું પેનશન સરકારે આપવું. ( ૪ ) **કોલસાની ખાણ સંબંધનો કાયદો ૧૯૦૮—** કોલસાની ખાણો માટે એવો કાયદો ઘડવામાં આવ્યો હતો કે એ ખાણોમાં ૮½ કલાક કરતાં વધારે કામ કોઈપાસે લેવું નહિ, તેમ જ નાનાં છોકરાં જે કામપર આવતા હોય તેમને કેટલીક સવળતા આપવી. ( ૫ ) **લેબર એક્સ્ચેંજ ઍક્ટ ૧૯૦૯—** મજૂરોને કામ મેળવી આપવા અને મિલ અને કારખાનાંવાળાઓને મજૂરો પૂરા પાડવા માટે આ ઑફિસ ઉઘાડવામાં આવી. ( ૬ ) **નૅશનલ ઇન્શ્યોરન્સ કાયદો ૧૯૧૧—** આ કાયદાન્વયે મિલ કે કારખાનાંના માલિક, જેનો વીમો ઉતરાવવાનો હોય તે કામગાર અને સરકાર, એ ત્રણે કનેથી ઠરાવેલી રકમ લઈ એક ફંડ જમે કરવું અને તે ફંડમાંથી આજારી અવસ્થામાં કે બેકાર સ્થિતિમાં જેનો વિમો ઉતરાવેલો હોય એવા ગૃહસ્થને મદદ આપવી એવી વ્યવસ્થા કરવામાં આવી.

**લડાઈના વહાણોમાં વધારો :—**લોકહિતના ઉપલા કાયદા ઉપરાંત લૉર્ડ હૅલ્ડેનના યુદ્ધ ખાતાંએ ઇગ્લંડનું નૌકાસૈન્ય બળવત્તર થાય તે માટે તેમાં 'ડ્રેડનૉટ'–'નિડર' નામના લડાયક વહાણોની સંખ્યામાં વધારો કરવા માટે ઘણી રકમ મંજૂર કરી (૧૯૦૭).

**૧૯૦૯ ની સાલના બજેટ સામે ઉમરાવની સભાનો વિરોધ :—**૧૯૦૯ માં નાણાં ખાતાંના વડા ખજાનચી 'ચૅન્સેલર ઑફ ધી એક્સચેકર' લૉઈડ જ્યૉર્જે એક મહત્ત્વનું બજેટ પાર્લમેન્ટમાં રજૂ કર્યું. વૃદ્ધાવસ્થાનું પેનશન, લડાઈનાં વહાણો વધારવાનો ખરચ વગેરે બાબતોને લીધે સરકારી ખરચ ઘણો વધી ગયો હતો. તેને પહોંચી વળવા માટે નવા કર મૂકવાની જરૂર હતી. તેથી આ બજેટમાં ઉપજવેરા બાબત એવી વ્યવસ્થા રાખવામાં આવી હતી કે અમુક ઉપજ કરતાં વધારે પેદા કરતો હોય એવા માણસે ઉપજના પ્રમાણમાં કરનો દર પણ વધારે આપવો. તે જ પ્રમાણે મોટાં મોટાં શહેરોમાં જમીનની કિંમત ઘણી વધી ગયેલી હોવાથી જમીનદારોને વગર મહેનતે જયાદે ઉપજ (Unearned Increment) થતી હતી તે ઉપર પહેલી જ વાર આ બજેટમાં કર મૂકવામાં આવ્યો હતો. તેજ પ્રમાણે વળી દેશમાંની સઘળી ખાણો સરકારની માલિકીની હોવાથી ખનીજ પદાર્થ બદલ કંપનીઓએ સરકારને અમુક કર ભરવો એવી યોજના પણ લૉઈડ જ્યૉર્જના આ બજેટમાં હતી. આવા પ્રકારની નવી બાબતો ૧૯૦૯ ના લૉઈડ જ્યૉર્જના બજેટમાં હતી તે સંબંધમાં પ્રજામાં એમ બોલાતું હતું કે એ બજેટમાં પૈસાદારોને લૂંટવાનો ઈરાદો રાખવામાં આવ્યો છે. પાર્લમેન્ટમાં પણ એ બજેટ પર ગરમાગરમ તકરાર થયા પછી મહામુસીબતે તે આમની


લૉઈડ જ્યૉર્જ

સભામાં પાસ થયું, પણ ઉમરાવોની સભાએ તે ઉડાડી દીધું. ત્યારે એ બજેટ પ્રત્યે લોકમત કેવો છે તે જાણવા સારૂ ઍસ્કિવથે પાર્લમેન્ટ બરખાસ્ત કરી નવી ચૂંટણી કરાવી. નવી ચૂંટણીમાં લિબરલ પક્ષનું મતાધિક્ય માત્ર બે જ મતે હતું. પણ આઇરિશ અને મજૂર પક્ષના ૧૨૦ સભાસદોનો લિબરલોને ટેકો હતો, તેથી ૧૯૦૯ નું જ બજેટ પાર્લમેન્ટમાં રજૂ થયું અને આમની સભામાં તે પસાર થયું ત્યારે ઉમરાવોએ પણ તે પસાર કર્યું (૧૯૧૦).

સાતમો એડવર્ડ ૧૯૧૦ ના મેની ૬ ઠ્ઠી તારીખે મરણ પામ્યો.

---

## સારાંશ

### સાતમો એડવર્ડ (૧૯૦૧-૧૯૧૦)

**સાતમો એડવર્ડ**—પ્રવાસનો શોખ. જુદા જુદા દેશના રાજા, અધ્યક્ષ અને પ્રધાનોની મુલાકાત અને તેને લીધે બીજા દેશો સાથે સલૂકાઈ. શાંતિસ્થાપક એડવર્ડ.

**સાતમો એડવર્ડ અને તેના મુખ્ય પ્રધાનો—**

૧૯૦૧-૧૯૦૨ સૉલ્સબરી (કૉંઝરવેટિવ)
૧૯૦૨-૧૯૦૫ બાલફર (કૉંઝરવેટિવ)
૧૯૦૬-૧૯૦૮ સર હેન્રી કૅંપબેલ બૅનરમૅન (લિબરલ)
૧૯૦૮-૧૯૧૪ ઍકિસવથ (લિબરલ)

**પરદેશમાં ધડાધડી અને ઇંગ્લંડની પરદેશી રાજ્યનીતિ—**

૧૯૦૨ ઇંગ્લંડ અને જાપાન વચ્ચે કોલકરાર.
૧૯૦૪ ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે કોલકરાર.
૧૯૦૪-૫ રૂસો-જાપાની વિગ્રહ; રશિઆની હાર અને તેનું નબળા પડવું.
૧૯૦૭ ઇંગ્લંડ અને રશિઆ વચ્ચે કોલકરાર.

**સામ્રાજ્યમાં ધડાધડી—**

૧૮૯૯-૧૯૦૨ અંગ્રેજો અને બોર લોક વચ્ચે યુદ્ધ-બોર લોકની હાર.

૧૯૦૩ બ્રિટિશ સામ્રાજ્યના પ્રદેશોનું સંગઠન દૃઢ થાય એ હેતુથી સામ્રાજ્યના માલને સવળતા આપી પરદેશી માલપર જકાત મૂકવાની જોસફ ચેંબરલનની યોજના અને તે માટે તેની ચળવળ.

૧૯૦૬ બોર સંસ્થાનોને સામ્રાજ્યમાં સ્વરાજ્ય.

૧૯૧૦ દક્ષિણ આફ્રિકામાંના બ્રિટિશ સંસ્થાનોનું એકીકરણ ( યુનિઅન ઑફ સાઉથ આફ્રિકા ).

**અંતસ્થ બાબત—**

( અ ) 'મજૂર' પક્ષની સ્થાપના ૧૯૦૯ ના અરસામાં.

( બ ) લિબરલ પ્રધાનમંડળના લોકોપયોગી સુધારા :—

(૧) શાંતિથી પિકેટિંગ કરવું કાયદાવિરુદ્ધ નથી ૧૯૦૬.

(૨) મજૂર વર્ગને નુકસાનનો બદલો ૧૯૦૮.

(૩) વૃદ્ધાવસ્થાનું પેનશન ૧૯૦૯.

(૪) નૅશનલ ઇન્શ્યોરન્સ ૧૯૧૧.

---

# પ્રકરણ ૨૬ મું

—:૦:—

## પાંચમો જ્યૉર્જ

(૧૯૧૦ થી)

**અગત્યની સાલો—**

૧૯૧૧ પાર્લમેન્ટરી ઍક્ટ. નૅશનલ ઇન્શ્યોરન્સ ઍક્ટ.

૧૯૧૪–૧૮ મહાયુદ્ધ.

૧૯૧૪ (સપ્ટેંબરથી અક્ટોબર) પશ્ચિમને મોખરે માર્ન અને ઈપ્રેની લડાઈઓ.

૧૯૧૫ ઍસ્કિવથનું રાષ્ટ્રીય પ્રધાનમંડળ.

૧૯૧૫-૧૬ ડાર્ડનેલ્સ પર ચડાઈમાં હાર.

૧૯૧૬ જટલંડની દરીઆઈ લડાઈ-જર્મનીની હાર. આયર્લૅંડમાં બંડ.

૧૯૧૬–૨૨ લૉઈડ જ્યૉર્જ મુખ્ય પ્રધાન.

૧૯૧૬ ફરજીઆત લશ્કરી નોકરીનો કાયદો.

૧૯૧૭ અમેરિકાએ જર્મની-વિરુદ્ધ લડાઈ જાહેર કરી. રશિઆમાં રાજ્યક્રાંતિ.

૧૯૧૭ મેસોપોટેમિઆ, સીરિઆ અને પૅલેસ્ટાઈન એ ટર્કીના પ્રાંતો ઇંગ્લંડે જીતી લીધા.

૧૯૧૭ સામ્રાજ્યના પ્રતિનિધિઓની યુદ્ધ માટે કૅબિનેટ.

૧૯૧૮ નવેંબર ૧૧, યુદ્ધ બંધ પડ્યું.

૧૯૧૮ રેપ્રીઝેન્ટેટિવ ઑફ પીપલ્સ ઍક્ટ. સ્ત્રીઓને મતાધિકાર મળ્યો.

૧૯૧૯ જૂન ૨૮, વરસૈલ્સની સંધિ.

૧૯૧૯ હિંદુસ્તાનની રાજ્યઘટનાનો કાયદો.

૧૯૨૦ જાન્યુઆરી, રાષ્ટ્રસંઘની સ્થાપના.

૧૯૨૨ આઇરિશ ફ્રી સ્ટેટની સ્થાપના.

૧૯૨૪ જાન્યુઆરી, મૅક્ડોનલ્ડનું મજૂર પ્રધાનમંડળ.

૧૯૨૪ નવેંબર, બૉલ્ડવિનનું કૉન્ઝરવેટિવ પ્રધાનમંડળ.

૧૯૨૬ સામાન્ય હડતાલ.

**પાંચમો જ્યૉર્જ**:—૭ મા એડવર્ડ પછી તેમના છોકરા જ્યૉર્જ ૫ મા જ્યૉર્જ તરીકે રાજા થયા. બચપણથી તેમને નૌકાશાસ્ત્રની કેળવણી આપવામાં આવી હતી. તે કેળવણીને અંતે સામ્રાજ્યના ઘણા ખરા ભાગની મુલાકાત તેમણે લીધી હતી. તે સારા વક્તા હતા અને પોતાનું કહેવું બીજાઓ ઉપર સારી રીતે ઠસાવી શકતા હતા. ૧૮૯૩ માં તેમનાં દૂરનાં સગાં ટેકનાં મેરી સાથે તેમનું લગ્ન થયું હતું. રાણી મેરી જોકે જન્મથી જર્મન હતી, તોપણ તેમણે બાલ્યાવસ્થાથી ઇંગ્લંડમાં જ કેળવણી લીધેલી હોવાથી ઇંગ્લંડ માટે તેમને સારો પ્રેમ હતો. તેથી જ્યારે જર્મની સાથે મહાયુદ્ધ શરૂ થયું ત્યારે રાજા અને રાણી બંનેએ બધા જર્મન ખિતાબ અને પદવિનો ત્યાગ કર્યો, અને હવે પછી પોતાના વંશનું નામ હૅનોવર વંશને બદલે '**વિંડઝર વંશ**' રાખ્યું.



૫ મો જ્યૉર્જ

**ઉમરાવોની સભાની સત્તા કમી કરવાનો પ્રશ્ન**:—આમની સભામાં પસાર થયેલાં કેટલાંક બિલો ઉમરાવની સભામાં પાસ થતાં નથી એવો અનુભવ થવાથી ઉમરાવોની સભાની સત્તા ઘણી મર્યાદિત કરવાના વિચારથી મુખ્ય પ્રધાન ઍસ્કિવથે એક યોજના ૭ મા એડવર્ડની કારકિર્દીમાં પાર્લમેન્ટમાં રજૂ કરી હતી. પણ ત્યાર-પછી થોડા જ દિવસમાં એડવર્ડ રાજાનું મરણ થવાથી તે પ્રશ્ન મુલતવી રહ્યો હતો. પણ જ્યૉર્જ રાજા ગાદી પર આવ્યા પછી તરત એ સવાલ પાછો નીકળ્યો. આ સવાલ સંબંધે મોટા રાજ્યદ્વારીઓમાં તીવ્ર મતભેદ હોવાથી એ સવાલનો સમાધાનકારક નિકાલ લાવવા માટે પાર્લમેન્ટના બંને વિભાગના બધા પક્ષોના નેતાઓની એક પરિષદ ભરવામાં આવી. પણ એ પરિષદનું કંઈ સંતોષકારક પરિણામ ન આવ્યાથી તે વિષે પ્રજામત શો છે તે જાણવા માટે ૧૯૧૦ ના

જાન્યુઆરીમાં ચૂંટાયલી પાર્લમેન્ટ તે જ વર્ષના નવેંબરમાં બરખાસ્ત કરી ડિસેંબરમાં તેની નવી ચૂંટણી કરવામાં આવી. પછી ભરાયેલી પાર્લમેન્ટમાં ઉમરાવોની સભાની સત્તા કમી કરવા સંબંધનું '**પાર્લમેન્ટ બિલ**' રજૂ કરવામાં આવ્યું. એ બિલ આમની સભામાં પાસ થયું, પણ ઉમરાવોની સભામાં તે પાસ થશે નહિ એમ લાગતું હતું. ત્યારે ઉમરાવોની સભામાં પાસ થાય તે માટે જરૂર જેટલા નવા ઉમરાવો નીમવાની પ્રધાનમંડળની સૂચનાને જ્યૉર્જે સંમતિ આપી છે એમ જ્યારે ઉમરાવોના સાંભળવામાં આવ્યું ત્યારે તેમની સભામાં પણ એ બિલ પાસ થયું (૧૯૧૧). આ કાયદો '**પાર્લમેન્ટરી ઍક્ટ**' કહેવાય છે. એ કાયદામાં નીચેની કલમો હતી:—

(૧) પૈસાસંબંધના કોઈપણ બિલમાં સુધારો કરવાનો કે તેને રદ કરવાનો ઉમરાવોની સભાને અધિકાર નથી.

(૨) બીજાં બિલોની માફક નાણાં સંબંધી બિલ પણ જો લાગલાગટ ત્રણ બેઠકમાં આમની સભામાં પાસ થાય તો ઉમરાવોની સત્તા તેને ઉરાડી મૂકે તોપણ તે બિલ પસાર થઈ કાયદો થયો છે એમ ગણવું.

(૩) એક વાર ચૂંટાયલી પાર્લમેન્ટ પાંચ વર્ષ કરતાં વધારે વર્ષ રહે નહિ.

આમની સભાના સભાસદોને વાર્ષિક ૪૦૦ પાઉન્ડનું લવાજમ આપવાની સૂચના પણ પસાર થઈ.

ત્યારપછી ૧૯૧૨ માં ઍસ્કિવથે આયર્લૅંડને હોમરૂલ (સ્વરાજ્ય) આપવાનું બિલ પાર્લમેન્ટમાં આણ્યું. પણ યુનિઅનિસ્ટ (કૉંઝરવેટિવ) પક્ષ અને આયર્લૅંડના અલ્સ્ટર પ્રાંતના લોક એ બિલની વિરુદ્ધ હતા. આમની સભાએ એ બિલને લાગલાગટ ત્રણ વખત પસાર કર્યું, પણ ઉમરાવોની સભાએ તે ઉરાડી મૂક્યું (૧૯૧૪). તોપણ ૧૯૧૧ ના પાર્લમેન્ટરી ઍક્ટ પ્રમાણે એ બિલ કાયદો થતું હોવાથી એ બાબત આયર્લૅંડમાં ઘણો ખળભળાટ મચી રહ્યો. અલ્સ્ટર પ્રાંતના લોકો ગ્રેટ બ્રિટનની પાર્લમેન્ટ સાથેનું એકીકરણ કાયમ રાખવા માગતા હતા. આયર્લૅંડમાં આ ખળભળાટ ચાલી રહ્યો હતો. તેવામાં યુરોપમાં મહાયુદ્ધ શરૂ થયું (૧૯૧૪); અને ઇંગ્લંડને તેમાં ભાગ લેવો પડ્યાથી

યુદ્ધ બંધ થાય ત્યાંસુધી આયર્લંડના હોમરૂલના કાયદાની અમલબજ
મોકૂફ રાખવાનો કાયદો પાર્લમેન્ટે પાસ કર્યો. પણ તેથી
આયર્લંડમાં બંડો થવા લાગ્યાં ( ૧૯૧૬ ).

## મહાયુદ્ધ

**મહાયુદ્ધ** ( ૧૯૧૪–૧૯૧૮ ):—ઈ૦ સ૦ ૧૯૧૪ ના
માસમાં યુરોપમાં જે મોટું યુદ્ધ શરૂ થયું તે ૧૯૧૮ સુધી ચાલ્યું
આ યુદ્ધમાં દુનીઆના નાનાં મોટાં ઘણાં રાજ્યો સામેલ થયાં
તેથી એ યુદ્ધના ભડકા આખા જગતમાં પ્રસર્યા હતા. તેથ
યુદ્ધ થવાનાં કારણો કયાં હતાં તે આપણે જોવું જોઈએ.

**એ યુદ્ધના કારણો**:—ઇંગ્લંડ, જર્મની, ફ્રાન્સ, રશિ
ઑસ્ટ્રિઆ અને ઇટલી યુરોપનાં મોટાં રાજ્યો છે. એ રાજ્યે
ફ્રાન્સ અને જર્મની વચ્ચે ૧૮૭૦–૭૧ માં લડાઈ થઈ હતી અને
ફ્રાન્સની હાર થઈ હતી, અને તેને તેના ઍલ્સેસ અને લૉરેન
અને દંડ તરીકે મોટી રકમ જર્મનીને આપવી પડી હતી. તેથ
હારનું વેર લેવા અને પોતે ગુમાવેલા ઍલ્સેસ અને લૉરેન
પાછા જીતી લેવાના લાગ માટે ફ્રાન્સ ટાંપી રહ્યું
જર્મની એ વાત જાણતું હતું અને તેને ફ્રાન્સ તરફની બીક
હતી. તેથી તેના તરફથી પોતાને ધોકો ન પહોંચે તે માટે જર્
૧૮૭૯ માં ઑસ્ટ્રિઆ સાથે દોસ્તીના કરાર કર્યા. ૧૮૮૨ માં
એ સંઘમાં સામેલ થયું. એટલે જર્મની, ઑસ્ટ્રિઆ અને ઇટ
એક **ત્રિપુટી સંઘ** ( Triple Alliance ) સ્થાપન થયો ( ૧૮
ફ્રાન્સને આ સંઘની બીક લાગવા માંડી. તેથી તેની સામે
રક્ષણ કરવા માટે ફ્રાન્સ કોઈ મિત્ર રાજ્યની શોધમાં રહેવા
હવે રશિઆની મહત્ત્વાકાંક્ષા ભૂમધ્ય સમુદ્ર સુધી પોતાનો
લંબાવવાની હતી. તેથી તેનો ડોળો બાલ્કન દ્વીપકલ્પપર
બર્લિનની સલાહથી બાલ્કન દ્વીપકલ્પનો બૉસ્નિઆ પ્રાંત ઑસ્ટ્રિ
તાબામાં ગયો હતો, એટલે એ દ્વીપકલ્પના રાજ્યપ્રકરણમાં ઑસ્ટ્રિ
દખલગીરી થઈ હતી. તેથી ત્યાં ઑસ્ટ્રિઆ અને રશિઆ સામ

આવી ગયાં હતાં. ત્યારે ત્રિપુટીસંઘ તરફથી પોતાને ધોકો પહોંચે નહિ એ હેતુથી રશિઆએ ફ્રાન્સ સાથે ૧૮૯૫ માં અરસપરસ મદદના કોલકરાર કર્યા. ૧૯ મા સૈકાની અંતમાં જર્મનીના મહત્ત્વાકાંક્ષી શહેનશાહ **કૈસર રાજા વિલિઅમ**ની કારકિર્દીમાં પોતાનાં સામ્રાજ્ય, સંસ્થાનો અને વેપાર વધારવા માટે જર્મની ભગીરથ પ્રયત્ન કરી રહ્યું હતું. તેણે ઉત્તર સમુદ્રમાં હેલિગોલંડનો ટાપુ ઇંગ્લંડપાસેથી પાછો મેળવ્યો અને તેમાં બચાવ માટે કિલેબંદી કરી દીધી હતી. તેણે ચકરાવો લીધાવિના બૉલ્ટિક સમુદ્રમાંથી ઉત્તર સમુદ્રમાં આવવા માટે કીલની નહેર ખોદાવી. તેણે નૌકાસૈન્ય અને જમીનના લશ્કરમાં ઘણો વધારો કરી તે ઘણાં જબરાં બનાવ્યાં હતાં. આફ્રિકા ખંડના પૂર્વ અને પશ્ચિમ કિનારાપરનો ઘણો પ્રદેશ તાબે કરી તેને જર્મન, પૂર્વ આફ્રિકા અને જર્મન પશ્ચિમ આફ્રિકા એવાં નામ આપવામાં આવ્યાં હતાં. કૈસરે ટર્કીસાથે દોસ્તી કરી ટર્કીના મુલકમાં ઠેઠ બગદાદ સુધી રેલ્વે બાંધવાની યોજના માટે મંજૂરી મેળવી. એ યોજના પૂર્ણ થયે બર્લિનથી હિંદુસ્તાનની સરહદ સુધી રેલ્વે થવાની હતી. તેમ જ વળી જ્યારે આફ્રિકાના બોરલોકે ઇંગ્લંડ વિરુદ્ધ લડાઈ કરી હતી ત્યારે જર્મનીએ બોરલોક તરફ સહાનુભૂતિ બતાવી હતી. વેપાર, સંસ્થાનો અને સામ્રાજ્યની બાબતમાં દુનીઆના બધા દેશોમાં ઇંગ્લંડ સૌથી આગળ વધેલું હતું, તેથી એ બાબતોમાં જર્મની ઇંગ્લંડ સાથે સ્પર્ધામાં ઉતર્યું હતું. યુરોપની આવી પરિસ્થિતિમાં તે સમયે ઇંગ્લંડનું કોઈ મિત્ર નહોતું. તેથી યુરોપના આવા સંજોગોમાં ઇંગ્લંડને કોઈ મિત્ર રાજ્યની જરૂર માલમ પડી. ત્યારે ૧૯૦૨ માં ઇંગ્લંડે જાપાન સાથે અરસપરસ સહાયના કરાર કર્યા. ત્યારપછી ૧૯૦૭ માં



કૈસર વિલિઅમ ૨ જો

ફ્રાન્સ અને રશિઆએ દોસ્તીના કરારે કર્યા. આ પ્રમાણે જર્મની, ઑસ્ટ્રિઆ અને ઇટલીના **ત્રિપુટી સંઘ** ( Triple Alliance ) ની સામે ફ્રાન્સ, રશિઆ અને ઇંગ્લંડનો **ત્રિકુટ સંઘ** ( Triple Entente ) સ્થાપન થયો અને એ બંને સંઘોના રાજ્યોએ પોતાનાં સૈન્યો અને નૌકા અજય્ય રાખવા માટે અને યુદ્ધસામગ્રી અને નાશનાં સાધનો એકઠાં કરવા માટે બેસુમાર ખર્ચ કરવા માંડ્યો. આવી સ્થિતિમાં એક નજીવું નિમિત્ત કારણ મળતાં જ એ બધાં રાજ્યો એક બીજાપર તૂટી પડશે એમ લાગતું હતું.

બર્લિનના તહનામાંથી ( ૧૮૭૮ ) બાલ્કન સંસ્થાનનો બૉસ્નિઆ પ્રાંત ઑસ્ટ્રિઆના તાબામાં ગયો હતો. પછી ૧૯૦૮ માં ઑસ્ટ્રિઆએ ત્યાંની જુદી રાજ્યવ્યવસ્થા રદ કરી તેનો એક પ્રાંત બનાવી તેને પોતાના રાજ્ય સાથે જોડી દીધો. આ વાત બૉસ્નિઆના સ્લાવ જાતિના લોકને ગમતી નહોતી. સર્વિઆના લોકપણ સ્લાવ જાતિના હતા તેથી તેણે બૉસ્નિઆને ખાલસા કરવાની બાબતમાં ઑસ્ટ્રિઆ સાથે તકરાર કરી. એ તકરારપર ઑસ્ટ્રિઆએ ધ્યાન આપ્યું નહિ. તેથી બાલ્કન દ્વીપકલ્પના રાજ્યોમાં ઑસ્ટ્રિઆ વિરુદ્ધ અસંતોષ વધતો ગયો ( ૧૯૦૮–૧૯૧૪ ); આ બાબતમાં સર્વિઆને રશિઆનો ટેકો હતો.

પરિસ્થિતિ આવી હતી ત્યારે ૧૯૧૪ ના જૂનની ૨૮ મી તારીખે ઑસ્ટ્રિઆના યુવરાજ આર્ચ ડ્યૂક ફર્ડિનંડનું બૉસ્નિઆની રાજ્યધાની સેરાજેવોમાં ખૂન થયું. આ ખૂનનું કાવતરું સર્વિઆમાં રચવામાં આવ્યું હતું એમ માલમ પડ્યું. ત્યારે ૨૩ મી જુલાઈએ ઑસ્ટ્રિઆએ સર્વિઆપર એક ખરીતો મોકલ્યો અને તેમાં એ ખૂન-સંબંધે સર્વિઆમાં તપાસ ચલાવવાની પરવાનગી ઑસ્ટ્રિઆએ માગી હતી અને એ ખરીતાનો જવાબ બે દિવસમાં માગ્યો હતો. આ બાબતમાં ઑસ્ટ્રિઆને જર્મનીનો ટેકો હતો. કાવતરાંખોરોને પકડી કાઢી તેમને શિક્ષા કરવાની ઑસ્ટ્રિઆની માગણી વાજબી હતી, તોપણ ઑસ્ટ્રિઆની એ માગણી કોઈ પણ શરતવિના કબૂલ કરી તે પ્રમાણે અમલ કરવામાં પોતાની સ્વતંત્રતા કમી થતી સર્વિઆને લાગી.

સર્વિઆએ એ બાબતમાં રશિઆની સલાહ લીધી. ત્યારે રશિઆએ એવી સલાહ આપી કે સર્વિઆની હદમાં ખૂનની તપાસ ઑસ્ટ્રિઅન અધિકારી કરે એ ઠીક નહિ, સર્વિઆના રાજ્યમાં તપાસ તો સાર્વિઆના જ અધિકારીઓ મારફતે થવી જોઈએ. ફ્રાન્સે અને ઇંગ્લંડે ખરીતાના જવાબને માટે વધારે મુદ્દત આપવાનું ઑસ્ટ્રિઆને સૂચવ્યું. પણ ઑસ્ટ્રિઆને જર્મનીનો ટેકો હતો તેથી આપેલી મુદ્દતમાં સર્વિઆનો જવાબ આવ્યો નહિ ત્યારે ૨૮ મી જુલાઈને રોજ ઑસ્ટ્રિઆએ સર્વિઆ વિરુદ્ધ લડાઈ જાહેર કરી. સર્વિઆના લોક રશિઅનોના જાતભાઈ હોવાથી સર્વિઆએ રશિઆની મદદ માગી અને રશિઆએ મદદ આપવા માટે ઑસ્ટ્રિઅન સરહદ ઉપર લશ્કરનો જમાવ કરવા માંડ્યો (૩૧ મી જુલાઈ). જર્મનીએ તેમ નહિ કરવાનું રશિઆને કહેણ મોકલ્યું, પણ રશિઆએ તે માન્ય રાખ્યું નહિ. ત્યારે ઑસ્ટ્રિઆ અને જર્મનીએ રશિઆ સામે લડાઈ જાહેર કરી (૧ ઑગસ્ટ). ફ્રાન્સ રશિઆને મદદ કરવા કરારથી બંધાયલું હતું, તેથી તેણે પણ શસ્ત્ર ઉપાડ્યાં (૨ જી ઑગસ્ટ). પહેલાં તાબડતોબ ફ્રાન્સનો પરાજય કરી પછી રશિઆની ખબર લેવી એવો જર્મનીનો વિચાર હતો. ફ્રાન્સપર હુમલો લઈ જવા માટે સહેલો અને પાસેનો રસ્તો બેલજિઅમમાં થઈ જવાનો હતો, તેથી બેલજિઅમની સંમતિ વિના જર્મનીએ પોતાનાં સૈન્યો બેલજિઅમમાંથી જ લઈ જવા માંડ્યાં. આવી રીતે જર્મનીએ બેલજિઅમની સ્વતંત્રતાનો ભંગ કર્યો, ત્યારે ઇંગ્લંડે તેમ નહિ કરવાનું જર્મનીને કહેવડાવ્યું. પણ જર્મનીએ કહેણ ગણકાર્યું નહિ. ત્યારે ઇંગ્લંડે ૧૯૧૪ ના ઑગસ્ટની ૪ થી તારીખે જર્મનીવિરુદ્ધ લડાઈ જાહેર કરી, કારણ કે બેલજિઅમની સ્વતંત્રતા માટે ઇંગ્લંડે બાંહેધરી આપી હતી.

**મહાયુદ્ધના પક્ષકારો અને રણક્ષેત્રો :**—આ યુદ્ધમાં શરૂઆતમાં એક તરફ જર્મની અને ઑસ્ટ્રિઆ હતાં અને બીજી તરફ રશિઆ, ફ્રાન્સ, સર્વિઆ અને ઇંગ્લંડ હતાં. પછી શત્રુરાજ્યોના પક્ષમાં ટર્કી (નવેંબર ૧૯૧૪) અને બલ્ગેરિઆ (૧૯૧૫ અક્ટોબર) ભળ્યાં, અને મિત્ર રાજ્યોમાં બેલજિઅમ, ઇટલી (૧૯૧૫ મે), રૂમાનિઆ

( ૧૯૧૬ ) અને અમેરિકા ( ૧૯૧૭ એપ્રિલ ) ભળ્યાં. એટલે આ યુ યુરોપમાં મર્યાદિત ન રહેતાં આખી દુનિઆમાં પ્રસર્યું અને જ્યાં જ્ શત્રુરાજ્યો હતાં ત્યાં ત્યાં લડાઈઓ થતી હતી. આ યુદ્ધમાં મોટી મો લડાઈઓ નીચેના રણક્ષેત્રોમાં થઈ હતી. શત્રુરાજ્યોની પશ્ચિમ સરહ પર ( Western Front ) એટલે બેલજિઅમમાં અને ફ્રાન્સના ઉત્ત ભાગમાં જર્મન સૈન્યો વિરુદ્ધ ફ્રેંચ અને ઇંગ્લિશ સૈન્યો લડતાં હત શત્રુની રાજ્યોની પૂર્વ સરહદપર ( Eastern Front ) જર્મન અ ઑસ્ટ્રિઅન સૈન્યો વિરુદ્ધ રશિઅન સૈન્યો લડતાં હતાં. દક્ષિણ સર્વિઅન અને ઈટૅલિઅન સૈન્યો જર્મન અને ઑસ્ટ્રિઅનો સામે લડ હતાં. તેજપ્રમાણે ડાર્ડનલ્સ, મેસોપોટેમિઆ, ઈજિપ્ટ અને પૅલેસ્ટાઇનમ બ્રિટિશ અને ટર્કિશ સૈન્યો વચ્ચે લડાઈઓ થતી હતી. એ ઉપરાં ઉત્તર સમુદ્રમાં ઇંગ્લિશ અને જર્મન નૌકાસૈન્યો લડતાં હતાં, અ આફ્રિકામાંનાં જર્મન સંસ્થાનો જીતી લેવા દક્ષિણ આફ્રિકાનું બ્રિટિ સૈન્ય અને હિંદી લશ્કરના પ્રયત્નો ચાલુ હતા.

**મહાયુદ્ધ સંબંધે ઇંગ્લંડે કરેલી વ્યવસ્થા** :—આ યુદ્ધ શ થયું ત્યારે લિબરલ પાર્ટીનો **ઍસ્કિવથ** વડો પ્રધાન હતો, અને **સ એડવર્ડ ગ્રે** પરદેશ ખાતાંન પ્રધાન હતો. એ પ્રધાનોએ યુદ્ધમ ફત્તેહ મળે તે માટે ઘણી મહેન કરી. તેમણે **અર્લ હેગ**ને બ્રિટિ સૈન્યોનો સેનાપતિ નીમ્યો અ **લૉર્ડ કિચનર**ને લડાઈ ખાતાંન સેક્રેટરી નીમી નવાં લશ્કરો ઉભ કરવાનું કામ સોંપ્યું. તેજપ્રમાણ **ઍડમિરલ બેટી**ને નૌકાસેનાપ નીમ્યો અને તેની મદદમાં ઍડમિર જેલિકોને નીમ્યો. આટલું કર્યા પછ લડાઈની બાબતમાં બધા પક્ષોન મદદ મેળવવા માટે ઍસ્કિવ



લૉર્ડ કિચનર

કૉંઝરવેટિવ અને મજૂર પક્ષના મુખ્ય માણસોને ૧૯૧૫ માં પોતાના પ્રધાનમંડળમાં લીધા; તેથી એ પ્રધાનમંડળ **રાષ્ટ્રીય પ્રધાનમંડળ** (National Government) કહેવાયું. યુદ્ધને માટે જોઈએ તેટલા સૈનિકો મળે તે માટે આ રાષ્ટ્રીય પ્રધાનમંડળે ૧૯૧૬ ના જાન્યુઆરી મહિનામાં '**ફરજીઆત લશ્કરી નોકરીનો કાયદો** (Conscription) પાસ કર્યો. આ મહાયુદ્ધ માટે ઇંગ્લંડ અને બ્રિટિશ સામ્રાજ્યના બીજા દેશોમાંથી ૮૦ લાખ સૈનિકો ઉભા થયા હતા. તે ઉપરાંત યુદ્ધસામગ્રી તૈયાર કરવામાં લાખો લોક રોકાયા હતા. એ યુદ્ધમાં ઇંગ્લંડને ઘણો ખર્ચ થયો હતો અને તેથી ઇંગ્લંડનું રાષ્ટ્રીય દેવું ૮ અબજ પાઉન્ડનું થયું હતું. તેમાં ૧ અબજ પાઉન્ડની રકમ અમેરિકા પાસેથી લીધી હતી.

એ લડાઈ ચાલતી હતી તે દરમ્યાન લૉર્ડ કિચનેર વ્યવસ્થા કરવા માટે રશિઆ જવા નીકળ્યો. પણ સ્કૉટલંડનો કિનારો છોડતાંજ તેનું લડાઈનું વહાણ જર્મનીએ ઇંગ્લંડની આસપાસ દરીઆમાં નાંખેલી દારુગોળાની સુરંગ (Mines) સાથે અથડાઈ ડૂબી ગયું તેમાં લૉર્ડ કિચનેર પણ ડૂબી ગયો. ત્યારે લૉઈડ જ્યૉર્જને લડાઈ ખાતાંનો સેક્રેટરી નીમવામાં આવ્યો (૧૯૧૬).

લડાઈ પૂર જોસમાં ચાલી રહી હતી ત્યારે તેમાં ફત્તેહ પામવાને માટે કેટલીક નવી વ્યવસ્થા કરવાની જરૂર છે એવું લૉઈડ જ્યૉર્જે ઍસ્કિવથને જણાવ્યું. તેની સૂચનાને બીજા પ્રધાનોનો પણ ટેકો હતો. પણ એ બાબતમાં ઍસ્કિવથનો મત જુદો પડ્યો, એટલે ઍસ્કિવથે વડા પ્રધાનપદનું રાજીનામું આપ્યું (૧૯૧૬) અને લૉઈડ જ્યૉર્જ વડો પ્રધાન થયો (૧૯૧૬).

આમ મુખ્ય પ્રધાન થયા પછી લડાઈનું કામ તડામાર ચલાવવા માટે તેણે પાંચ સભ્યોનું **યુદ્ધવિષયક કૅબિનેટ** નામનું એક પ્રધાન-મંડળ નીમ્યું અને લડાઈ બાબતનું સઘળું કામકાજ તેને સોંપ્યું. લડાઈની જોખમદારી બીજાં ખાતાંના અધિકારીઓ ઉપરથી ઉતારી નાંખી એટલે તેઓથી પોતપોતાના ખાતાં પર પૂર્ણ લક્ષ આપવાનું બની શક્યું. એ સિવાય તેણે યુદ્ધની બાબતથી વાકિફગાર ગૃહસ્થોનું એક મંડળ લંડનમાં નીમ્યું અને યુદ્ધસામગ્રી તૈયાર કરવાનું, લડાઈના મથકોએ તે વેળાસર મોકલવાનું અને સૈન્યની તમામ હાજતો સુવ્ય-વસ્થિત રીતે પૂરી પાડવાનું કામ તેને સોંપ્યું; અને રોટલા, માંસ,

કોલસા, ઉન, તેલ વગેરે જરૂરની ચીજોના વેચાણ અને વપરાસ ઉપર 'કંટ્રોલ' એટલે નિયંત્રણ મૂક્યાં.

**મહાયુદ્ધમાં સ્ત્રીઓની મદદ** :—આ યુદ્ધમાં ગ્રેટ બ્રિટનના ૧૦ લાખ માણસો માર્યાં ગયાં, તેથી યુદ્ધ દરમ્યાન હજારો સ્ત્રીઓએ દાઈ, ટપાલી, ટ્રામના કંડકટર અને મોટરના શોફર તરીકે, તેમ જ મિલ અને કારખાનાંઓમાં યુદ્ધસામગ્રી બનાવવાના કામમાં બહુ સારૂં કામ કર્યું હતું અને તેથી જ રણક્ષેત્રમાં વધારે પુરુષો જઈ શક્યા હતા.

**પશ્ચિમ રણભૂમિપર સંગ્રામો :**

**માર્નની લડાઈ ૬–૧૦ સપ્ટેંબર ૧૯૧૪** :—ફ્રાન્સની ઉત્તર અને વાયવ્ય દિશા મજબૂત કિલ્લાઓથી સુરક્ષિત નહોતી, તેથી બેલજિઅમમાં થઈ ફ્રાન્સપર હલ્લો કરવાથી ફ્રેંચ સૈન્યોને હરાવી શકાશે એમ જાણી જર્મની પોતાનાં સૈન્યો બેલજિઅમની ઇચ્છા વિરુદ્ધ બેલજિઅમમાંથી ફ્રાન્સની સરહદ તરફ લઈ ગયું. જર્મન સૈન્યોના આ પ્રચંડ ધસારાનો વિરોધ કરવાનો પ્રયત્ન બેલજિઅમના લોકે કર્યો. પણ તેમનું કંઈ ચાલ્યું નહિ અને જર્મન સૈન્યો ફ્રાન્સમાં માર્ન નદી સુધી ધસી ગયાં અને પૅરિસ તરફ કૂચ કરવા લાગ્યાં. આમ શત્રુનાં સૈન્ય પૅરિસ નજીક આવી પહોંચ્યાં છે એ જોતાં જ ફ્રેંચ સરકાર પૅરિસથી નાસી દક્ષિણમાં ઍટલૅંટિકને કિનારે બોર્ડો બંદરે જઈ રહી, અને પૅરિસના રક્ષણ માટે પૅરિસમાં મોટી ફોજ તૈયાર રાખી. એ અરસામાં ઇંગ્લિશ ફોજ ફ્રેંચોની મદદે આવી પહોંચી. મિત્રરાજ્યોનાં આ સંયુક્ત લશ્કરે દુશ્મન ઉપર જબરો હલ્લો કરી **માર્ન** (Marne) નદીની પાસે લડાઈમાં (૬–૧૦ સપ્ટેંબર ૧૯૧૪) જર્મન સૈન્યને હરાવ્યું. એટલે જર્મન સૈન્યે પાછા હઠી **એન** (Aisne) નદીની પાસે ખાઈઓ ખોદી પડાવ કર્યો. આમ પૅરિસ શહેર જીતી લેવાની ઇચ્છા પાર પડી નહિ ત્યારે ડોવરની સામુદ્રધૂનિ નજીકનો બેલજિઅમનો સઘળો પ્રદેશ અને ફ્રાન્સનું કૅલે બંદર કબજે કરવાનો જર્મનીએ પ્રયત્ન કર્યો, પણ મિત્રરાજ્યોએ આ ઠેકાણે પણ જર્મનીનો પ્રતિકાર કર્યો, તેથી જર્મનીને એ તરફ સમુદ્રકિનારો મળ્યો નહિ. ત્યારે કૅલે જવાના રસ્તામાં બેલજિઅમમાં આવેલું ઈપ્રે (Ypre) જીતી લેવા

જર્મનીએ મહામથન કર્યું (અક્ટોબર ૧૯૧૪), તેમાં પણ તે ફાવ્યું નહિ.

આ યુદ્ધમાં સામસામા પક્ષોમાં હજારો માણસોનો સંહાર થયો હતો. ફ્રાન્સ પર એકદમ ચડાઈ કરી ફ્રેંચ સૈન્યોને હરાવી ૨–૩ મહિનામાં ફ્રાન્સનો ખુરદો કરી એ મોખરે યુદ્ધ આટોપી લઈ પૂર્વ સરહદ પર રશિઆની ખબર લેવી એવી જર્મનીની ઇચ્છા હતી. પણ મિત્રરાજ્યોનાં શૌર્ય અને ચીવટપણાને લીધે જર્મન સૈન્યો ફ્રાન્સમાં ફાવ્યાં નહિ, તેમ જ ડોવરની સામુદ્રધૂનિ નજીકનો મુલક પણ જર્મની પોતાના તાબામાં લઈ શક્યું નહિ. ત્યારે ફ્રાન્સની ઉત્તર સરહદ ઉપર ખાઈઓ ખોદી જર્મની પડાવ નાંખી રહ્યું.

ત્યાર પછી શિયાળો પૂરો થતાં ૧૯૧૫ ના એપ્રીલની ૨૨ મીથી તે મેની ૧૩ મી તારીખ દરમ્યાન જર્મનીએ ઈપ્રે જીતવા મહામહેનત કરી પણ તે ફાવ્યું નહિ, અને સમુદ્રકિનારો મેળવી શક્યું નહિ. આંતરરાષ્ટ્રીય કાયદાથી લડાઈમાં ઝેરી હવાનો ઉપયોગ કરવાની બંધી કરવામાં આવી હતી, તોપણ જર્મનીએ આ લડાઈમાં ઝેરી હવાનો ઉપયોગ કર્યો, તેને લીધે ઘણા માણસો માર્યાં ગયાં. એથી મિત્રરાજ્યોને પણ જેવાની સાથે તેવા જ થવાની ફરજ પડી અને તેઓ પણ જર્મનીની માફક ઝેરી હવાનો ઉપયોગ કરવા લાગ્યા. ઈપ્રેની લડાઈમાં લૉર્ડ કિચનેરની દેખરેખ નીચે તૈયાર થયેલી કેટલીક ટુકડીઓ લડી હતી, તેમ જ મુખ્ય પ્રધાન લૉઈડ જ્યૉર્જની દેખરેખ નીચે તૈયાર થયેલી દારૂગોળાની અને બીજી બધી ચીજોની સામગ્રી મિત્રરાજ્યોના સૈન્યોને મળવા લાગી હતી. જર્મન સૈન્યોને પૅરિસ તરફ અને ડોવર તરફ જતાં અટકાવીને મિત્રરાજ્યોના સૈન્યો પણ જર્મન સૈન્યોની સામે ખાઈઓ ખોદી પડાવ કરી રહ્યાં.

**વરડુન અને સોમ** (Somme) **ની લડાઇઓ** (૧૯૧૬):— આવી રીતે મિત્રરાજ્યોનાં સૈન્યો અને શત્રુઓનાં સૈન્યો પશ્ચિમના મોખરા ઉપર ઉત્તર સમુદ્રથી પૂર્વ તરફ સ્વિટ્ઝરલૅંડ સુધીના ૪૦૦ માઇલના વિસ્તાર ઉપર ઠેકાણે ઠેકાણે મોટી મોટી ખાઈઓ ખોદી ૧૯૧૪ ના નવેંબરથી ૧૯૧૮ ના માર્ચ સુધી પડાવ કરી રહ્યાં હતાં. પૂર્વ તરફ ફ્રાન્સનો મજબૂત **વરડુન**નો કિલ્લો સર કરી તે દિશામાં ફ્રેંચ

સૈન્યોની હારો તોડી ફ્રાન્સમાં ઘૂસવાનો જર્મન સૈન્યોએ જબરો પ્રયત્ન કર્યો ( ૧૯૧૬ માર્ચ થી જૂન ); પણ ફ્રેંચના મુખ્ય સેનાપતિ **માર્શલ ફૉકની** સરદારી નીચેના ફ્રેંચ લશ્કરે જર્મન સૈન્ય સામે બહાદુરીથી ટકાવ કર્યો, તેથી એ દિશામાંથી ફ્રાન્સમાં ઘૂસવાનો પ્રયત્ન જર્મનીને છોડી દેવો પડ્યો. ત્યાર પછી ઇંગ્લિશ સેનાપતિ **સર ડગલાસ હેગની** સરદારી નીચેના ઇંગ્લિશ સૈન્યે પશ્ચિમ બાજુ તરફ સોમ નદીની પાસે જર્મન સૈન્યોની હાર તોડવાનો ભગીરથ પ્રયત્ન કર્યો ( ૧૯૧૬ જુલાઈ ), પણ તેમાં તેને ફત્તેહ મળી નહિ. સોમની લડાઈમાં ઇંગ્લિશોએ ટૅન્ક નામની મોટરગાડીનો પહેલો ઉપયોગ કર્યો. વરડુન સોમની લડાઈઓમાં બન્ને સૈન્યોમાં ઘણો સંહાર થયો. ૧૯૧૬ ના જાન્યુઆરીમાં ઇંગ્લંડે “ ફરજીઆત લશ્કરી નોકરીનો કાયદો” પસાર કર્યો તેને લીધે જોઈએ તેટલા સૈનિકો હવેથી મોકલવાનું બની શક્યું.

**પૂર્વ તરફની રણભૂમિમાં સંગ્રામ :**

**વૉન હિન્ડનબર્ગ રશિઅન સૈન્યોને હરાવે છે ( ૧૯૧૪–૧૫ ):**—આ મહાયુદ્ધની શરૂઆતમાં રશિઅન સૈન્યોએ ઑસ્ટ્રિઆ ઉપર હલ્લો કરી ઑસ્ટ્રિઅન સૈન્યોને ઠેકાણે ઠેકાણે હરાવ્યાં હતાં ( ૧૯૧૪ ). ત્યારપછી રશિઅન સૈન્ય પ્રશિઆના પૂર્વ ભાગમાં ઘૂસ્યું. રશિઆના આ જબરા હલ્લા સામે ન ટકી શકવાથી પ્રશિઅન સૈન્યોને પાછા હઠવું પડ્યું. ત્યારપછી રશિઅન સૈન્ય જર્મનીની રાજધાની બર્લિન જીતી લેવા આગળ વધ્યું. જર્મનીનો આ બારીક વખત આવી પહોંચ્યો છે એમ જોઈ જર્મનીના મુખ્ય સેનાપતિ **વૉન હિન્ડનબર્ગે** બર્લિનના બચાવ માટે પૂર્ણ તૈયારી કરી દીધી અને તેના હાથ નીચેનું સૈન્ય જે પશ્ચિમને મોખરે ફ્રેંચ અને ઇંગ્લિશો સામે લડવા મોકલ્યું હતું તેમાંની



હિન્ડનબર્ગ

કેટલીક ટુકડીઓ તેણે પાછી બોલાવી લીધી. પછી બર્લિન તરફ આગળ વધતા રશિઅન સૈન્ય ઉપર તે ઘણા જોસથી તૂટી પડ્યો અને ટેનનબર્ગની લડાઈમાં રશિઅન સૈન્યનો તેણે ભૂકો કરી નાખ્યો (૧૯૧૪ ઑગસ્ટ). ત્યારપછી હિન્ડનબર્ગ નાસતા રશિઅન સૈન્યની પૂઠે લાગ્યો, તેને પ્રશિઆના પૂર્વ ભાગમાંથી હાંકી કાઢ્યું અને રશિઆના તાબાનું પોલંડ અને બૉલ્ટિક સમુદ્રને લગતો કેટલોએક પ્રદેશ તાબે કરી લીધો (૧૯૧૫).

**જનરલ મૅકેનસનને હાથે ઑસ્ટ્રિઆમાં રશિઅન સૈન્યનો પરાજય:**—બીજી તરફ ઑસ્ટ્રિઆમાં રશિઅન સૈન્યોએ ઑસ્ટ્રિઆનો પરાજય કર્યો હતો અને તેનો ઉત્તર ભાગ ૧૯૧૪ માં તાબે કરી લીધો હતો. રશિઆએ મેળવેલી આ ફત્તેહથી સર્વિઆને શૂર છૂટ્યું અને સાર્વિઅન સૈન્યોએ ઑસ્ટ્રિઅન સૈન્યોને સર્વિઆમાંથી હાંકી કાઢ્યાં (૧૯૧૫). આ અરસામાં ત્રિપુટી સંઘમાંનું ઈટલી એ સંઘમાંથી છૂટું પડી મિત્રરાજ્યની બાજુથી યુદ્ધમાં સામેલ થયું (૧૯૧૫ મે) એટલે ઑસ્ટ્રિઆને પોતાની દક્ષિણ સરહદ તરફ ઈટલી વિરુદ્ધ લક્ષ આપવું પડ્યું. ઑસ્ટ્રિઆની ત્રણ બાજુથી આવી બારીક સ્થિતિ થઈ પડી હતી ત્યારે જનરલ મૅકેનસનની સરદારી નીચેનું જર્મન લશ્કર ઑસ્ટ્રિઆની મદદે ગયું (૧૯૧૫). તેણે રશિઅન સૈન્ય ઉપર જોસથી હલ્લો કરી તેને હરાવ્યું અને ઑસ્ટ્રિઆમાંથી હાંકી કાઢ્યું (ઑક્ટોબર ૧૯૧૫). આમ રશિઅન સૈન્યની હાર થયા પછી બલ્ગેરિઆ શત્રુ રાજ્યના પક્ષમાં ગયું અને તેણે સર્વિઆ ઉપર સવારી કરી તે તાબે કરી લીધું. ૧૯૧૪ ના નવેંબરમાં ટર્કી પણ શત્રુ રાજ્યોને મળી ગયું, એટલે કૉન્સ્ટૅન્ટિનોપલ સુધીનો માર્ગ જર્મનીને માટે ખુલ્લો થયો.

ડાર્ડનેલ્સની સામુદ્રધુનીને રસ્તે રશિઆને મદદ કરવા ઇંગ્લંડે મહામહેનત કરી (૧૯૧૫ માર્ચ) અને તેમાં બ્રિટિશ સૈન્યોનો ઘણો સંહાર થયો. તોપણ એ પ્રયત્નમાં ઇંગ્લંડને જશ મળ્યો નહિ.

રશિઅન સૈન્યો ઑસ્ટ્રિઆમાં હારી ગયાં હતાં તોપણ તેઓએ ઑસ્ટ્રિઆના સામ્રાજ્યના હંગેરી પ્રાંતપર સવારી કરી (૧૯૧૬). એ અરસામાં રૂમાનિઆ મિત્ર રાજ્યો સાથે મળી ગયું ને તેણે રશિઅન

સૈન્યને મદદ કરી ( ઑગસ્ટ ૧૯૧૬ ). તેને લીધે હંગેરી દેશ રશિઆને તાબે થઈ જશે એમ લાગ્યું. પણ જનરલ મૅકેનસનનાં હાથ નીચેના જર્મન અને ઑસ્ટ્રિઅન લશ્કરે હલ્લો કરી રશિઅન અને રૂમેનિઅન સૈન્યોને સંપૂર્ણ હરાવી હંગેરીમાંથી હાંકી કાઢ્યાં.

**રશિઆમાં રાજ્યક્રાંતિ ૧૯૧૭** :—૧૯૧૭ ના માર્ચ મહિનામ રશિઆમાં રાજ્યક્રાંતિ થઈ. 'રશિઆના ઝારની સત્તા અનિયંત્રિત હતી, અને રશિઅન લોકને કંઈ પણ હક નહોતા, તેથી ત્યાં ઘણાં વર્ષો થયાં અસ્વસ્થતા ચાલતી હતી, અને ઝાર વિરુદ્ધ ગુપ્ત કાવતરાં થતાં હતાં. જર્મની અને ઑસ્ટ્રિઆ સાથે ચાલતા યુદ્ધમાં રશિઅન સૈન્યોની ઠેકાણે ઠેકાણે હાર થાય છે એ જોઈ રશિઆના ક્રાંતિકારી લોકોએ રાજ્યક્રાંતિ કરી અને રશિઆના **ઝાર બીજા નિકોલસ**ને પદભ્રષ્ટ કરી સર્વ સત્તા પોતાના હાથમાં લીધી અને રશિઆ "પ્રજાસત્તાક" રાજ્ય થયું છે એવું જાહેર કર્યું. ધીમે ધીમે સર્વ સત્તા **બૉલ્શેવિકો**ના ( ઝહાલ ક્રાંતિકારી લોક ) હાથમાં આવી ( નવેંબર ૧૯૧૭ ). તેમણે જર્મની અને ઑસ્ટ્રિઆ સાથે ચાલતું યુદ્ધ બંધ પાડ્યું ( ડિસેંબર ૧૯૧૭ ) અને ૧૯૧૮ ના માર્ચમાં **બ્રેસ્ટલિટોવિસ્ક** આગળ સલાહ કરી.


ઝાર નિકોલસ

**ઇટલી અને શત્રુરાજ્યો** ( ૧૯૧૫ થી ૧૯૧૮ ):—ઇટલી ૧૯૧૫ ના મે મહિનાથી મિત્ર રાજ્યોની બાજુએથી લડવા લાગ્યું ત્યારપછી ઇટલીએ ઇશાન ખુણાની બાજુએથી ઑસ્ટ્રિઆ ઉપર સવારી કરી. અને તે બાજુ તરફનો ઑસ્ટ્રિઆનો મુલક તાબે કરી લીધો. પણ ત્યારપછી ઑસ્ટ્રિઅન સૈન્યોની જર્મન સૈન્યોની મદદ મળી અને એ સંયુક્ત સૈન્યોએ ઇટાલિઅન સૈન્યો ઉપર જબરો હલ્લો કરી તેને પાછું ઇટલીમાં નસાડી મૂક્યું. પછી તેમણે ઇટલીનું વેનિસ લઈ

લેવા પ્રયત્ન કર્યો. પણ ઈટાલિઅન લશ્કરને ફ્રેંચ અને ઇંગ્લિશ લશ્કરની મદદ આવી મળવાથી જર્મન ઑસ્ટ્રિઅન લશ્કરને પાછા હઠવું પડ્યું. ત્યારપછી ૧૯૧૮ માં ઈટાલિઅન સૈન્યે ઑસ્ટ્રિઆપર ફરીથી જોશથી હલ્લો કર્યો. આમ લાગલગટ ત્રણ વર્ષો સુધી ચાલી રહેલા યુદ્ધમાં લડી થાકી જવાથી છેવટે ૧૯૧૮ ના નવેંબરમાં ઑસ્ટ્રિઆને મિત્ર રાજ્યો સાથે સલાહ કરવાની ફરજ પડી.

**ડાર્ડેનલ્સપર ચડાઈ (એપ્રિલ ૧૯૧૫ થી જાન્યુઆરી ૧૯૧૬):**—પૂર્વમાં બીજું રણક્ષેત્ર ડાર્ડેનલ્સ હતું. યુદ્ધમાં ટર્કી દુશ્મનો સાથે જોડાયું હતું (૧૯૧૪ નવેંબર). તેથી તેના તરફથી સ્વેઝની નહેર અને હિંદુસ્તાન જવા આવવાના રસ્તામાં હરકત કરવામાં આવશે એવી બીક ઇંગ્લંડને લાગતી હતી. તેથી ઈજિપ્ટનો ખેદીવ મિત્રરાજ્યોના પક્ષમાં રહે એ ઇંગ્લંડ માટે ઘણું જરૂરનું હતું. પણ ખેદીવ તો ટર્કી સાથે જોડાયો, ત્યારે ઇંગ્લંડે તેને પદચ્યુત કરી તેની ગાદી એક ખેદીવના વંશના પણ ઇંગ્લંડના સ્નેહી માણસને આપી. પછી રશિઆથી ભૂમધ્ય સમુદ્રમાં જવા આવવાનું બની શકે તે માટે ઇંગ્લંડે ડાર્ડેનલ્સની સામુદ્રધુનીનો કબજો મેળવવાની ભારે કોશિશ કરવા માંડી, અને તે માટે ગૅલિપોલિ દ્વીપકલ્પ પર હુમલો કર્યો. પણ આ વખતે ટર્કીને બલગેરિઆ, જર્મની અને ઑસ્ટ્રિઆની મદદ મળી. તેથી ગમે તેટલી મહેનત કર્યા છતાં પણ ઇંગ્લિશોને એ કામમાં ફત્તેહ મળી નહિ (૧૯૧૫ એપ્રિલથી ૧૯૧૬ જાન્યુઆરી), અને તેમના ઘણા સૈનિકો માર્યા ગયા, તેથી એ ચડાઈ તેમને પડતી મૂકવી પડી.

**મેસોપોટેમિઆ પર ચડાઈ ૧૯૧૫–૧૭:**—ત્યાર પછી બ્રિટિશ સૈન્યે (હિંદી અને ઇંગ્લિશ) ટર્કીના સામ્રાજ્યમાંના મેસોપોટેમિઆ પર ચડાઈ કરી (નવેંબર ૧૯૧૫). આ સૈન્યને પ્રથમ ફત્તેહ મળી અને તે ઠેઠ બગદાદ સુધી ગયું, પણ ત્યાં આગળ ટર્કીના મોટા સૈન્ય આગળ ઇંગ્લિશોનું કંઈ ચાલ્યું નહિ. એ સૈન્યે ઘણી બહાદુરીથી લડી પોતાનો બચાવ કરવા પ્રયત્ન કર્યો, પણ છેવટે હારી જઈ એ દસ હજારના સૈન્યને દુશ્મનને શરણે જવાની ફરજ

પડી ( એપ્રિલ, ૧૯૧૬ ). આ સવારીમાં આવી રીતે અપકીર્તિ થઈ તેથી ઇંગ્લંડે એક મોટું સૈન્ય સેનાપતિ મૉડની સરદારી નીચે એકઠું કરી મેસોપોટેમિઆ પર પાછી સવારી કરી. આ સવારીમાં મૉડે ટર્કીના સૈન્યનો પરાજય કર્યો અને ૧૯૧૭ ના માર્ચ મહિનામાં **બગદાદ** શહેર કબજે કર્યું. ટર્કીની આ હારથી હિંદુસ્તાન પર સવારી આવવાની બીક દૂર થઈ.

**પૅલેસ્ટાઈન પર ચડાઈ** ( ૧૯૧૬–૧૮ ):—૧૯૧૫ માં ટર્કીએ સ્વેઝની નહેર અને ઇજિપ્ટ તાબે કરવા કોશિશ કરી, પણ બ્રિટિશ સૈન્યોએ તેને હરાવી ત્યાંથી નસાડી મૂક્યું. પછી ફરીથી ૧૯૧૬ માં ટર્કીએ સ્વેઝ પર ચડાઈ કરી. આ વખતે પણ બ્રિટિશ લશ્કરે તેને નસાડી મૂક્યું. પછી બ્રિટિશ લશ્કર ટર્કીના પૅલેસ્ટાઈન પ્રાંત પર ચડી ગયું અને ૧૯૧૭ ના ડિસેંબરમાં જનરલ ઍલેન્બીએ જેરૂસલમ જીતી લીધું, અને તેણે ૧૯૧૮ ના સપ્ટેંબરમાં સીરિઆ પ્રાંત પણ જીતી લીધો.

**દરીઆ પર લડાઈ**:

**વેપાર પર હુમલો**:—ઇંગ્લંડનું દરીઆઈ બળ જબરૂં હોવાને લીધે તેના નૌકાસૈન્યની સામે ઉભા રહી જર્મની લડી શકે એમ હતું નહિ, તેથી તેણે દરીઆપર ઇંગ્લંડ સાથે લડવા માટે નાસ ભાગની લડાઈની રીત કામે લગાડી. જર્મનીએ લાગ મળતાં ઇંગ્લંડના લડાયક વહાણોપર છાપા મારવા માંડ્યા અને વેપારી માલ અને અન્નવસ્ત્ર વગેરે લડાઈની સામગ્રીથી ભરેલાં ઇંગ્લિશ વહાણો લુંટી લઈ ડૂબાડી દેવા માંડ્યાં. એમ કરતાં પકડાઈ જવાનો વખત આવે ત્યારે નાસી જવાની પદ્ધતિ અખત્યાર કરી. આ નાસભાગની લડાઈમાં પહેલ પ્રથમ તેને થોડી ઘણી ફત્તેહ મળી. તે ઉપરથી ઇંગ્લંડના વેપારને હરકત અને નુકસાન પહોંચાડી શકાશે એમ જર્મનીને લાગ્યું. પણ પછી તેના લડાઈના વહાણો બ્રિટિશ લડાઈના વહાણોને હાથે પકડાઈ જવા લાગ્યાં અને ઇંગ્લંડનું દરીઆ પર સ્વામિત્વ હોવાને લીધે જર્મનીના વેપાર અને વહેવારને હરકત થવા લાગી.

**દરીઆઈ લડાઈ**:—૧૯૧૪ ના ઑગસ્ટમાં કેટલાંક ઇંગ્લિશ વહાણોએ હેલિગોલંડના બેટ નજીક જર્મન વહાણો પર હુમલો કર્યો અને તેમને હરાવ્યા. પછી ૧૯૧૬ ના જૂન મહિનામાં **જટલંડ**

(ડેનમાર્ક) નજીક ઇંગ્લિશ અને જર્મન નૌકાસૈન્યો વચ્ચે મોટી લડાઈ થઈ. એ લડાઈમાં બ્રિટિશોનાં ઘણાં સારાં સારાં વહાણો ડૂબી ગયાં. પણ જર્મનીને વધારે નુકસાન થવાથી બ્રિટિશોની જીત થઈ અને પછી જર્મનીએ સામા ઉભાં રહીને લડવાની હિંમત કરી નહિ. પણ પછી ઇંગ્લંડને નુકસાન કરવા માટે તેણે ડૂબકી મારનારાં વહાણોનો ('સબમરીન') ઉપયોગ કરવા માંડ્યો.

**જર્મન સંસ્થાનો અને તાબાના મુલકો જીતી લેવામાં આવ્યા :**—દરીઆ પર ઇંગ્લંડનું જોર હોવાને લીધે જર્મનીનાં સંસ્થાનો અને તાબાના મુલકો જીતી લેવામાં મિત્રરાજ્યોને બહુ મુશ્કેલી પડી નહિ. દક્ષિણ આફ્રિકાના બ્રિટિશ સંસ્થાનોએ જર્મનીનું **પશ્ચિમ આફ્રિકાનું સંસ્થાન** જીતી લીધું. હિંદી અને બ્રિટિશ સૈન્યે **જર્મન પૂર્વ આફ્રિકાનું સંસ્થાન** લઈ લીધું. ફ્રેંચોએ આફ્રિકામાં જર્મન તાબાનો **કૅમેરૂન** પ્રદેશ જીતી લીધો. જાપાન મિત્રરાજ્યોનું મળતિયું હતું, તેણે ચીનના કિનારા પર આવેલું કિઆચાઉ નામનું જર્મન થાણું લઈ લીધું. તેવી જ રીતે પૅસિફિક મહાસાગરમાં આવેલા કેટલાક જર્મન તાબાના બેટો કબજે કરી લેવામાં પણ જાપાને સારી મદદ કરી. એ ઉપરાંત જાપાની નૌકાસૈન્યે પૂર્વ તરફના પ્રદેશોનું રક્ષણ કરવાનું માથે લીધું.

**બ્રિટિશ સામ્રાજ્યના દેશોએ યુદ્ધમાં કરેલી મદદ :**— બ્રિટિશ સામ્રાજયમાંના કૅનેડા, ઑસ્ટ્રેલિઆ, દક્ષિણ ઑફ્રિકા, ન્યૂઝિલંડ હિંદુસ્તાન વગેરે દેશોએ આ યુદ્ધમાં ગ્રેટબ્રિટનને ઘણી મદદ કરી. આયર્લંડમાં ૧૯૧૬ માં સિનફિન પાર્ટીના લોકે બંડ કર્યું હતું, પણ તેને તાબડતોબ દબાવી દેવામાં આવ્યું. કૅનેડાના ફ્રેંચ દક્ષિણ આફ્રિકાના ડચ અને હિંદુસ્તાનના હિંદી લોક મદદ કરવાને બદલે બ્રિટન સામે બંડ ઉઠાવશે એવી જર્મનીની કલ્પના હતી. પણ તે ખોટી ઠરી અને સામ્રાજ્યના દરેક ભાગે લશ્કર, પૈસા, અન્નસામગ્રી, કપડાંલત્તાં વગેરે બાબતની છૂટા હાથથી મદદ કરી. એ ધ્યાનમાં લઈ સામ્રાજ્યના જુદા જુદા દેશોનું સંગઠન થાય અને દુશ્મન સામે અખત્યાર કરવાની રાજ્ય-નીતિમાં તેમનો પણ હાથ રહે એ હેતુથી ૧૯૧૭ માં **સામ્રાજ્યની યુદ્ધવિષયક કૅબિનેટ** નામની સંસ્થા ઉભી કરી તેની પરિષદ

ભરવામાં આવી. એ પરિષદમાં કૅનેડા તરફથી બૉર્ડન, દક્ષિણ આફ્રિકા તરફથી જનરલ સ્મટ્સ, ઑસ્ટ્રેલિઆ તરફથી હ્યૂજીઝ, ન્યૂઝીલંડનો મૅસી અને હિંદુસ્તાન તરફથી સર સત્યેંદ્ર સિંહ અને બીકાનેરના મહારાજા ઇંગ્લંડના પ્રતિનિધિઓની સાથે સરખી પંક્તિએ બેઠા હતા.

**જર્મનીની ડૂબકી મારતી આગબોટો અને ઝેપેલીન** ( આકાશનૌકા અને વિમાન ) **મારફત ઇંગ્લંડપર હુમલા ૧૯૧૫-૧૮ :**—ઇંગ્લંડના વેપારને નુકસાન કરવા માટે ૧૯૧૫ માં જર્મનીએ ઇંગ્લિશ વહાણો ઉપર ડૂબકી મારતી બોટો વડે ( Submarines ) હુમલા કરવા માંડ્યા. એ બોટોએ લડાઈના અને વેપારના વહાણો માફક ઉતારૂઓના વહાણોને પણ ડૂબાડવાં માંડ્યા અને તેમાં તટસ્થ રાજ્યોના વહાણો પણ ડૂબવાં લાગ્યાં. જર્મનીના આ કૃત્યથી તટસ્થ રાજ્યોના વેપારને ધોકો પહોંચવા લાગ્યો ત્યારે તેમણે જર્મની સાથે તકરાર ઉઠાવી. ૧૯૧૫ ના મે મહિનામાં આયર્લંડના કિનારા નજીક ૧૨૦૦ ઉતારૂઓથી ભરેલી **લ્યૂસિટૅનિઆ** નામની એક ઉતારૂઓની આગબોટ ડૂબાડવામાં આવી. તેમાં તટસ્થ 'અમેરિકાના સંયુક્ત રાજ્ય' ના ૧૨૦ ઉતારૂઓ હતા. તેથી એ રાજ્યના પ્રમુખ **પ્રેસિડન્ટ વિલ્સને** એ બાબતસર જર્મની આગળ ફર્યાદ કરી અને તટસ્થ રાજ્યોના વહાણોને જર્મન સબમરીન તરફથી નુકસાન થાય નહિ તેની ખબરદારી રાખવા સૂચવ્યું. પણ જર્મનીએ એ સૂચના પર ધ્યાન આપ્યું નહિ અને પોતાની એ યુદ્ધનીતિ ચાલુ રાખી. લડવાની એ રીતથી ઇંગ્લંડના વેપારને અને વહેવારને ઘણું નુકસાન થાય છે તે જોઈ જર્મનીને ઉલટું શૂર ચઢ્યું અને તેણે સબમરીનના હુમલા જોસભેર ચાલુ રાખ્યા. જર્મનીની આ જાતની લડાઈથી અમેરિકાના વેપારી વહાણોનો નાશ થતો જોઈ અને જર્મનીની ખટપટથી ખુદ



પ્રેસિડન્ટ વિલ્સન

અમેરિકામાં ગુપ્ત કાવતરું રચવામાં આવ્યું છે એ જાણી **પ્રેસિડન્ટ વિલ્સને** ૧૯૧૭ ના એપ્રિલમાં જર્મની સામે લડાઈ જાહેર કરી.

મિત્ર રાજ્યોના લડાયક વહાણો સામે પોતાના નૌકાસૈન્યનું રક્ષણ કરવા માટે જર્મનીએ પોતાના નૌકાસ્થળના બંદરોના દરીઆમાં તરતી દારૂની સુરંગો ( Mines ) નાંખી દીધી હતી. જર્મનીએ ચલાવેલી સબમરીનની લડાઈથી ઇંગ્લંડને ખોરાકી પોશાકીની ચીજોની અછત માલમ પડવા માંડી, ત્યારે તે ચીજો ખૂટી ન પડે તે માટે તેના વપરાશપર નિયંત્રણો મૂકવામાં આવી; તેથી હવે પછી દરેક જણને ઠરાવેલા પ્રમાણમાં જ અનાજ વગેરે ચીજો મળવા લાગી.

સબમરીન દ્વારા હુમલા ઉપરાંત ઝેપેલીન નામના ઘણા મોટા જહાજી વિમાનોના કાફલા દ્વારા જર્મનીએ ઇંગ્લંડ પર આકાશમાંથી પણ હુમલા કરવા માંડ્યા. તેણે આકાશમાંથી ઇંગ્લંડનાં મોટાં મોટાં શહેરો ઉપર નાશકારક બૉંબોનો વરસાદ વરસાવવા માંડ્યો, અને તે દ્વારા ઘણી માલમત્તા અને ઘણા નિર્દોષ માણસોનો નાશ કર્યો પણ તેથી કંઈ લડાઈનો અંત આવ્યો નહિ, કે જર્મનીને કંઈ ફાયદો થયો નહિ. ઉલટું અંગ્રેજોએ તોપોનો મારો ચલાવી ઘણાં ઝેપેલીનોને નીચે તોડી પાડ્યાં. તેથી જર્મનીને ઘણું નુકસાન થયું, એટલે તેણે આકાશદ્વારા હુમલાનો છંદ છોડી દીધો.

**પશ્ચિમને મોરચે જર્મનીની** ચડાઈ:—પશ્ચિમને મોરચે બેલજિઅમથી સ્વિટઝરલંડની સરહદ સુધી આસરે ૪૦૦ માઇલના વિસ્તારમાં ૧૯૧૬ ની સાલથી દુશ્મનોનાં સૈનો અને મિત્રરાજ્યોનાં સૈન્યો સામસામી ખાઈઓ ખોદીને પડાવ કરી રહ્યાં હતાં. એ સૈન્યો લાગ મળતાં એક બીજાના પર હુમલા કરતાં હતાં અને સામસામા તોપોના મારા ચલાવતાં હતાં. તેને લીધે ભયંકર મનુષ્યસંહાર અને માલમિલ્કતનો નાશ થતો હતો. પણ તેથી કંઈ યુદ્ધનો છેવટનો નિકાલ આવતો નહોતો. પણ એ સ્થિતિ ફેરવાઈ જવાનો સંભવ દીસવા લાગ્યો. ૧૯૧૭ માં ( માર્ચ થી સપ્ટેંબર ) રશિઆમાં રાજ્યક્રાંતિ થઈને ત્યાં લોકસત્તાક રાજ્ય સ્થાપન થયું. આ લોકસત્તાક રાજ્યે જર્મની સાથે સલાહ કરી એટલે પોતાની પૂર્વ સરહદપર રાખેલાં સૈન્યોમાંથી ઘણી પલટણો પશ્ચિમના રણસંગ્રામમાં

જર્મની મોકલી શક્યું. આમ એ મોખરે વિશેષ લશ્કરી મદદ જર્મ સૈન્યોને મળવાથી મિત્રરાજ્યોને માટે બારીક અણીનો વખત આ પહોંચ્યો હતો. પણ જર્મન સબમરીનના ત્રાસથી કંટાળી અમેરિકા ૧૯૧૭ ના મેમાં જર્મનીવિરુદ્ધ લડાઈ જાહેર કરી, એટલે મિ રાજ્યોને અમેરિકન સૈન્યોની મદદ મળવાની આશા આવી. એ મ મિત્રરાજ્યોને મળે તે પહેલાં જ લડાઈનું તડ ને ફડ કરી દેવા જર્મની ૧૯૧૮ ના માર્ચથી મે મહિના સુધી ખૂબ ધમપછાડા માર્યા અ મહા પ્રયાસ કર્યો, પણ તેમાં તેનું કંઈ વળ્યું નહિ. માત્ર કોઈ કે ઠેકાણે મિત્રરાજ્યોને સહેજ પાછાં હઠવું પડ્યું.

**માર્શલ ફૉક મિત્રરાજ્યોના સૈન્યોનો મુખ્ય સેનાપતિ ૧૯૧૮ એપ્રિલઃ**—ઉપર પ્રમાણેની કટોકટીની સ્થિતિને પહોં વળવા માટે ફ્રેંચ સરકારનો મત એ હતો કે મિત્રરાજ્યોનાં સૈન્યોનું વડપ એક સરદારના હાથમાં સોંપવું કે જે તે યુદ્ધને સર્વ મોરચે યથાસ્થિત ધ્ય આપી સર્વ વ્યવસ્થા કરી શકે. બ્રિટિ સરકાર પણ એ મતને મળતી થ એટલે ૧૯૧૮ ના એપ્રિલમાં **માર્શ ફૉકને મિત્રરાજ્યોનાં સૈન્યોન મુખ્ય સેનાપતિ** નીમવામાં આવ્ આ જ અરસામાં અમેરિકન સૈન્યો આગબોટો પછી આગબોટો ફ્રાન્સ ઠલવાવા લાગી અને દર અઠવાડિ ૩૦૦૦૦ અમેરિકન સૈનિકો મિત્રરાજ્યોને મદદ કરવા ફ્રાન્સને કિન ઉતરવા લાગ્યા. એટલે મિત્રરાજ્યોનાં સૈન્યોને બમણો જુસ્સો ચઢ ત્યારે ૧૯૧૮ ના જુલાઈ મહિનામાં માર્શલ ફૉકે જર્મન લશ્કરો ઉ બધે મથકે હુમલો કરવાનો હુકમ કર્યો. સૈન્યોના હુમલા, તોપો મારા અને મોટર ટૅંક ગાડીએ વાળેલા ધમસાણ આગળ જર્મની ટ શક્યું નહિ. મિત્રરાજ્યોનો આ હુમલો મારી હઠાવવા જર્મની



માર્શલ ફૉક

ભગીરથ પ્રયત્ન કર્યો, પણ તેનું કંઈ ચાલ્યું નહિ અને તેને પાછાં હઠવું પડ્યું.

**મહાયુદ્ધ તહકૂબ, ૧૧ મી નવેંબર ૧૯૧૮:**—આમ પશ્ચિમને મોખરે મિત્રરાજ્યોને ફત્તેહ મળતી હતી ત્યારે પૂર્વ તરફને મોરચે પણ સર્વ રણક્ષેત્રમાં મિત્રરાજ્યોની જીત થતી ચાલી હતી. મિત્રરાજ્યોએ બલગેરિઆને હરાવી સલાહ કરવાની ફરજ પાડી (સપ્ટેંબર ૧૯૧૮). ટર્કીની પણ બધાં રણક્ષેત્રમાં હાર થવાથી તેના મેસોપોટેમિઆ, સીરિઆ અને પૅલેસ્ટાઇન પ્રાંતો અંગ્રેજોએ જીતી લીધા હતા. તેથી ૧૯૧૮ ના અક્ટોબરમાં ટર્કીએ લડાઈ બંધ પાડી. ઑસ્ટ્રિઆ પણ સતત ચાર વર્ષ થયાં લડી લડીને થાકી ગયું હતું અને ત્યાં પણ બંડબળવા શરૂ થયા હતા, તેથી ૧૯૧૮ ના નવેંબરની ૩ જી તારીખે ઑસ્ટ્રિઆએ મિત્રરાજ્યોને સલાહનું કહેણ મોકલ્યું. ઇંગ્લંડે વેપારી ઘેરા જેવી સ્થિતિ કરી મૂકેલી હોવાથી જર્મનીમાં દુકાળ જેવી સ્થિતિ ઉભી થઈ હતી. આપણા શહેનશાહની રાજનીતિથી આપણા પર આવી આપત્તિ આવી પડી છે એમ લાગવાથી જર્મન પ્રજાએ પણ બંડો કરવા માંડ્યાં. એટલે સ્થિતિ ઘણી બારીક જોઈ **કૈસર ૨ જો વિલિઅમ રાજ્યત્યાગ** કરી હૉલંડ નાસી ગયો. ત્યારે જર્મનીએ યુદ્ધ બંધ પાડવા મિત્રરાજ્યોને વિનંતિ કરી. તે વિનંતિના જવાબમાં મિત્રરાજ્યોએ કેટલીક શરતો મૂકી; તે જર્મનીએ કબૂલ કરી એટલે **૧૯૧૮ ના નવેંબરની ૧૧ મી તારીખે સવારે ૧૧ વાગે** મહાયુદ્ધ બંધ પાડવામાં આવ્યું.

**વર્સેલ્સનું તહનામું, ૨૮ મી જૂન ૧૯૧૯:**—આમ યુદ્ધ અટક્યા પછી ૧૯૧૯ ના જૂનની ૨૮ મી તારીખે વર્સેલ્સમાં સલાહ કરવામાં આવી. એ સલાહની શરતો નક્કી કરવામાં અમેરિકાના સંયુક્ત સંસ્થાનના પ્રમુખ **પ્રેસિડન્ટ વિલ્સને** મુખ્ય ભાગ ભજવ્યો હતો.

**વર્સેલ્સની સલાહની શરતો, ૧૯૧૯ જૂન:**—એ સલાહમાં નીચેની શરતો રાખવામાં આવી હતી.

(૧) ઍલ્સેસ અને લૉરેન પ્રાંત જર્મનીએ ફ્રાન્સને પાછા આપવા.

(૨) ફ્રાન્સના ઉત્તર ભાગમાં જર્મનીએ ઘણું નુકસાન કર્યું હતું

તે ભરી આપવા જર્મનીએ ફ્રાન્સને ઠરાવેલી ભારે રકમ દંડ તરીકે આપવી. અને એ શરત પૂર્ણ થાય નહિ ત્યાંસુધી કોલસા અને લોખંડની ખાણોને માટે પ્રસિદ્ધ થયેલો જર્મનીનો સારનો (Saar) પ્રદેશ મિત્રરાજ્યોએ તેમના કબ્જામાં રાખવો.

(૩) જર્મનીના આફ્રિકા ખંડમાંનાં સંસ્થાનો મિત્રરાજ્યોએ રાખવાં.

(૪) જર્મનીએ તેનું નૌકાસૈન્ય મિત્રરાજ્યોના કબ્જામાં સોંપવું અને દેશમાં સલાહશાંતિ જાળવી રાખવા પૂરતું જ સૈન્ય રાખવું.

(૫) ટર્કીના જીતાયલા **મેસોપોટેમિઆ,** સીરિઆ અને પૅલેસ્ટાઇન પ્રાંતો મિત્રરાજ્યોએ રાખવા (એમાંના મેસોપોટેમિઆ અને પૅલેસ્ટાઇન પ્રાંતો રાષ્ટ્રસંઘે ઇંગ્લંડની દેખરેખ નીચે રાખ્યા છે).

(૬) શત્રુરાજ્યોના તાબાના દેશોની પ્રજાને જો સ્વતંત્ર થવાની ઇચ્છા હોય તો તેમને સ્વતંત્રતા આપવી. તે માટે સ્વયંનિર્ણયના તત્ત્વનો સિદ્ધાંત (Self-determination) નિર્માણ કરવામાં આવ્યો. એ સિદ્ધાંતાનુસાર યુરોપમાં નીચેનાં નવાં રાજ્યો થયાં—

(૧) **પોલંડ**—જર્મની, ઑસ્ટ્રિઆ અને રશિઆ એ ત્રણના તાબામાં પોલંડ દેશ વહેંચાઈ ગયો હતો તેને પાછો એક ફરી પાછું આખા પોલંડનું સ્વતંત્ર રાજ્ય ઉભું કરવામાં આવ્યું.

(૨) **હંગરી**—ઑસ્ટ્રિઆના તાબાનો હંગરી દેશ સ્વતંત્ર થયો.

(૩) ઑસ્ટ્રિઅન સામ્રાજ્યના ઇશાન ભાગમાં **ઝેકોસ્લોવેકિઆ** અને અગ્નિ તરફના ભાગમાં **યુગોસ્લાવિઆ** નામનાં બે સ્લાવ જાતિનાં નવાં રાજ્યો ઉભાં કરવામાં આવ્યાં. આમ થવાથી ઑસ્ટ્રિઅન સામ્રાજ્ય ઘણું નાનું થઈ ગયું.

આવી રીતે આ મહાયુદ્ધને પરિણામે દુનિઆના રાજ્યદ્વારી નકશામાં ઘણો ફેરફાર થઈ ગયો; તે ઉપરાંત જર્મની, રશિઆ, ઑસ્ટ્રિઆ અને ટર્કી (૧૯૨૩) માં પ્રજાસત્તાક રાજ્યો સ્થાપન થયાં.

**ટર્કી સાથે લૉસેનની સલાહ, ૧૯૨૩**:—મિત્રરાજ્યોએ ટર્કી સાથે સેવર્સની સંધિ કરવાની દરખાસ્ત કરી હતી. એ સંધિની શરતથી યુરોપમાં ટર્કીનું રાજ્ય કૉન્સ્ટાંટિનોપલ નજીકના થોડા પ્રદેશ અને ગૅલિપોલીના દ્વીપકલ્પ પર રાખવાનું ઠેરવવામાં આવ્યું હતું. પણ

એ શરતો ટર્કીમાં નવા સ્થાપન થયેલા રાષ્ટ્રીય પક્ષને ગમી નહિ. એ પક્ષે **મુસ્તફા કમાલ પાશા**ના નેતૃત્વ નીચે એશિઆ માઈનૉરમાં **અંગોરા**માં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું; એટલે ટર્કીના સુલતાન ૨ જા મહંમદે રાજ્યત્યાગ કર્યો. ત્યારપછી ટર્કીમાં **પ્રજાસત્તાક રાજ્ય** સ્થાપન થયું, અને મુસ્તફા કમાલ પાશા તેનો અધ્યક્ષ થયો (૧૯૨૩). આ પ્રજાસત્તાક રાજ્ય સાથે મિત્રરાજ્યોએ **લૉસેન**ની સંધિ કરી અને તેમાં ઍડ્રિઆનોપલ સુધીના પ્રદેશપર ટર્કીની સત્તા કબૂલ રાખવામાં આવી.




**રાષ્ટ્રસંઘની સ્થાપના, ૧૦ જાન્યુઆરી ૧૯૨૦ :**—મહાયુદ્ધમાં યુરોપના ઘણાંખરાં મુખ્ય રાજ્યોએ ભાગ લીધો હતો, અને તેમાં ભયંકર સંહાર થયો હતો, કરોડો રૂપીઆની માલમિલ્કતનો નાશ થયો હતો, અને બધાં રાજ્યોને તેના અનિષ્ટ પરિણામ ભોગવવાં પડ્યાં. તેથી એવું મહાયુદ્ધ ફરી ઉત્પન્ન થાય નહિ અને આંતરરાષ્ટ્રીય પ્રશ્નો સામોપચારથી પતાવવામાં આવે અને મનુષ્ય જાતિનું હિત સાચવવા

પ્રયત્ન કરવામાં આવે એવા ઉદ્દેશથી અમેરિકાના સંયુક્ત સંસ્થાનોના **અધ્યક્ષ પ્રેસિડન્ટ વિલ્સને** સૂચવેલી યોજના પ્રમાણે તા. ૧૦ મી જાન્યુઆરી ૧૯૨૦ ને રોજ **રાષ્ટ્રસંઘ** ( League of Nations ) નામની સંસ્થા સ્થાપન થઈ. તેજ વખતે તેમાં દુનિઆના ૪૮ રાજ્યો દાખલ થયાં અને હાલમાં એ સંઘમાં દુનિઆના આસરે ૫૦ રાજ્ય સામેલ થયાં છે. ઇંગ્લંડ અને બ્રિટિશ સામ્રાજ્યના સ્વયંસત્તાક ( Self-Governed ) સંસ્થાનો અને હિંદુસ્તાન રાષ્ટ્રસંઘના સભાસદ છે. પરરાજ્યોની ભાંજગડમાં પડવું નહિ એવું અમેરિકાના સંયુક્ત સંસ્થાનોનું ધોરણ હોવાથી તે રાજ્ય આ રાષ્ટ્રસંઘમાં જોડાયું નથી. આ રાષ્ટ્રસંઘમાં જોડાયલાં બધાં રાજ્યો તરફના પ્રતિનિધિ વર્ષમાં એક વાર જીનીવામાં મળે છે અને તે મંડળી **ઍસેમ્બ્લી** કહેવાય છે. એ ઍસેમ્બ્લીએ નીમેલું **કાઉન્સિલ** નામનું એક નાનું મંડળ છે. તેમ જ આંતરરાષ્ટ્રીય ટંટાઓનો નિકાલ કરવામાટે રાષ્ટ્રસંઘે હેગમાં એક **આંતરરાષ્ટ્રીય ન્યાયકોર્ટ** પણ સ્થાપી છે.

**નૌકાસૈન્યપર અંકુશ મૂકવા વૉશિંગટન અને લંડનમાં ભરાયલી પરિષદ, ૧૯૨૧ અને ૧૯૩૦**:—દુનીઆના મુખ્ય રાજ્યોએ પોતાના સંરક્ષણ માટે જરૂરનું હોય તેટલું જ નૌકાસૈન્ય રાખી બાકીનું કમી કરવું, જેથી રાજ્યોરાજ્ય વચ્ચે જે અવિશ્વાસ છે તે ઓછો થશે અને દુનીઆમાં શાંતિ સ્થાપવાનું શક્ય થશે એવું પ્રેસિડન્ટ વિલ્સનનું કહેવું હતું. વિલ્સનની એ સૂચનાપર ચર્ચા ચલાવવા માટે તેના પછી થનાર પ્રેસિડન્ટ **હાર્ડિંજે** ૧૯૨૧ માં **વૉશિંગટનમાં** એક પરિષદ બોલાવી. તેવી જ એક બીજી પરિષદ ૧૯૩૦ માં લંડનમાં ભરવામાં આવી હતી. આ પરિષદોમાં અમેરિકાના સંયુકત સંસ્થાનો, ઇંગ્લંડ, ફ્રાન્સ, ઈટલી અને જાપાનના પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો, અને તેમણે પરિષદમાં ઠરાવવામાં આવેલા પ્રમાણમાં પોતપોતાનાં નૌકાસૈન્ય કમી કરવાનું કબૂલ કર્યું હતું.

**મુખ્ય પ્રધાન લૉઈડ જ્યૉર્જના મિશ્ર પ્રધાનમંડળે બજાવેલું કામકાજ** (૧૯૧૬–૧૯૨૨):—જ્યારે મહાયુદ્ધ ચાલતું હતું ત્યારે ૧૯૧૬ પછી લૉઈડ જ્યૉર્જ મુખ્ય પ્રધાન થયો અને તે

૧૯૨૨ સુધી પ્રધાનપદે રહ્યો. એ લિબરલ પક્ષનો હતો. છતાં તેના પ્રધાનમંડળમાં કૉંઝરવેટિવ અને મજૂર પક્ષના પણ પ્રધાનો હતા, તેથી તેનું પ્રધાનમંડળ મિશ્ર અથવા રાષ્ટ્રીય પ્રધાનમંડળ કહેવાયું છે. લૉઈડ જ્યૉર્જે યુદ્ધવિષે ખાસ લક્ષ દીધું અને સૈન્ય, પૈસા અને યુદ્ધસામગ્રી પુષ્કળ જથ્થામાં પૂરા પાડ્યાં, જેથી ભયંકર મહાયુદ્ધમાં ઈંગ્લંડ અને મિત્રરાજ્યો વિજય પ્રાપ્ત કરી શક્યાં. યુદ્ધ પૂરૂં થયા પછી સલાહની શરતો નક્કી કરવામાં આવી, તેમાં પણ તેણે ઘણો અગત્યનો ભાગ ભજવ્યો હતો. ૧૯૧૮ માં નવી પાર્લમેન્ટની ચૂંટણી થઈ તેમાં લૉઈડ જ્યૉર્જને ટેકો આપનારા સભાસદો મોટી સંખ્યામાં ચૂંટાઈ આવ્યા. તેથી ત્યારપછી ૧૯૨૨ સુધી લૉઈડ જ્યૉર્જના વડપણ હેઠળ મિશ્ર પ્રધાનમંડળના હાથમાં જ રાજ્યની લગામ રહી. એ પ્રધાન-વટાં દરમ્યાન નીચેના અગત્યના સુધારા થયા હતા :—

(૧) **'રેપ્રીઝેન્ટેટિવ ઑફ પીપલ્સ ઍક્ટ' ૧૯૧૮** :—આ કાયદાથી ૨૧ વર્ષની ઉમરથી વધારે મોટા દરેક માણસને પાર્લમેન્ટની ચૂંટણી માટે મતાધિકાર મળ્યો. તેજ પ્રમાણે ૩૦ વર્ષની ઉમરથી વધારે મોટી દરેક સ્ત્રીને પણ મતાધિકાર તેમજ પાર્લમેન્ટના સભ્ય થવાનો હક મળ્યો. ત્યાર પછી ૧૯૨૮ માં ૨૧ વર્ષથી મોટી ઉંમરની દરેક સ્ત્રીને એ હક મળ્યો. એ કાયદાથી મતદારોની સંખ્યા ત્રણી મોટી થઈ; લગભગ અર્ધી વસ્તીને મત આપવાનો હક મળ્યો, તેથી આમની સભા પૂર્ણપણે લોકમતનિદર્શક થઈ.

**સફ્રેજેટ ચળવળ** :—પાર્લમેન્ટની ચૂંટણી માટે સ્ત્રીઓને પણ મતાધિકાર હોવો જોઈએ એમ કહી મીસીસ પૅંકહર્સ્ટ નામની એક સ્ત્રીની સરદારી નીચે ઈંગ્લંડની સ્ત્રીઓએ ૧૯૧૧ માં ચળવળ શરૂ કરી. આ ચળવળ **સફ્રેજેટ ચળવળ** (Suffrege–મત દેવાનો અધિકાર) કહેવાય છે. લિબરલ પક્ષના સભાસદોએ ઘણા સુધારા કર્યા હતા, પણ તેઓ આ સુધારાની વિરુદ્ધ હતા. ત્યારે સ્ત્રીઓને મતાધિકાર આપવા પાર્લમેન્ટ પાસે કાયદો કરાવવા સ્ત્રીઓએ જોસભેર ચળવળ ચલાવવા માંડી. તેને અંગે કેટલેક ઠેકાણે હુલ્લડો થયાં અને કેટલીક ભાંગ-ફોડ પણ થઈ આવી ધાંધલ માટે કેટલીક સ્ત્રીઓને કેદની શિક્ષા પણ

કરવામાં આવી. આ ચળવળ ચાલતી હતી, એટલામાં મહાયુદ્ધ શરૂ થયું, તેથી સ્ત્રીઓએ પોતાની ચળવળ બંધ રાખી. ઇંગ્લંડના પુરુષવર્ગના મોટા ભાગને સૈનિકો તરીકે લડવા જવું પડ્યું, ત્યારે સ્ત્રીઓએ તેમની ગેરહાજરીમાં ટપાલી, ટ્રામના કંડકટર અને મોટર હાંકનાર તરીકે અને એવી બીજી ઘણી રીતે દેશસેવા કરી. એ દેશસેવા નકામી ગઈ નહિ. મહાયુદ્ધ બંધ પડ્યું ત્યારે સ્ત્રીઓને મતાધિકાર આપવાની સામે ઝાઝો વિરોધ રહ્યો નહિ. ૧૯૧૮ અને ૧૯૨૮ ના કાયદાથી સ્ત્રીઓને મત આપવાનો અને પાર્લમેન્ટમાં સભાસદ તરીકે બેસવાનો હક મળ્યો.

(૨) **હિંદુસ્તાનના રાજ્યબંધારણનો કાયદો, ૧૯૧૯:—** આ કાયદાથી હિંદુસ્તાનના રાજ્યબંધારણમાં ઘણા અગત્યના સુધારા થયા. પ્રાંતોના રાજ્યકારભારમાં કેટલાંક ખાતાંમાં જવાબદારીનું તત્ત્વ દાખલ કરવામાં આવ્યું.

૧૯૩૫ માં હિંદુસ્તાનની રાજ્યઘટના સંબંધી કાયદો ઘડવામાં આવ્યો. આ કાયદાથી પ્રાંતિક સરકારને દરેક ખાતામાં અને હિંદુસ્તાન સરકારના થોડા ખાતામાં જવાબદાર રાજ્યપદ્ધતિ શરૂ થઈ. બ્રિટિશ હિંદુસ્તાન અને દેશી રાજ્યોનું એક સંયુક્ત રાષ્ટ્ર ( Federation ) શરૂ થવાનું છે.

(૩) **આઇરિશ ફ્રી સ્ટેટ વિષે કાયદો, ૧૯૨૨:—**આયર્લંડમાં અસંતોષ હતો અને ત્યાં હુલ્લડતોફાનો થયાં કરતાં હતાં. તેથી ત્યાંના લોકોને સંતુષ્ટ કરવા માટે સિનફિન પક્ષના નેતા, પ્રૉટેસ્ટન્ટપંથી અલ્સ્ટરવાસીઓના પ્રતિનિધિ અને ઇંગ્લંડના પ્રતિનિધિની એક પરિષદ ૧૯૨૧ માં ભરવામાં આવી. તેમાં સર્વમાન્ય થયેલી યોજના પ્રમાણે આયર્લંડને હોમરૂલ આપવાનો કાયદો પાર્લમેન્ટે પાસ કર્યો ( ૧૯૨૨ ). એ કાયદાથી દક્ષિણ આયર્લંડને કૅનેડાના જેવું હોમરૂલ આપવામાં આવ્યું, અને તેને 'આઇરિશ ફ્રી સ્ટેટ' નામ આપ્યું. ઉત્તર આયર્લંડ ( અલ્સ્ટર ) તરફથી આગળ પ્રમાણે જ બ્રિટિશ પાર્લમેન્ટમાં સભાસદ મોકલવાની વ્યવસ્થા ચાલુ રહી. આ વિષે વિસ્તૃત હકીકત પાછળ ( પાન ૫૦૨–૫૦૩ ) આવી ગઈ છે.

**મુખ્ય પ્રધાનો—લૉઈડ જ્યૉર્જ, બૉનર લૉ, બૉલ્ડવિન અને મૅકડૉનલ્ડ (૧૯૧૬–૧૯૩૪)**:—લિબરલ પક્ષનો લૉઈડ જ્યૉર્જ ૧૯૧૬ થી મુખ્ય પ્રધાન હતો. તેના પ્રધાનમંડળમાં કૉંઝરવેટિવ અને મજૂર પક્ષના પ્રધાનો પણ હતા તેથી તે મિશ્ર પ્રધાનમંડળ કહેવાયું છે. મહાયુદ્ધ સમાપ્ત થયા પછી મિશ્ર પ્રધાનમંડળની જરૂર રહી નહિ. વળી મહાયુદ્ધ પછી વેપારની મંદી, મોંઘવારી અને બેકારીને લીધે ઇંગ્લંડમાં ઉશ્કેરણી ઘણી હતી. તે દૂર કરવા માટે કેવા ઉપાય યોજવા તે માટે પ્રધાનમંડળમાં મતભેદ ઉભો થયો હતો, પાર્લમેન્ટમાં કૉંઝરવેટિવ પક્ષની બહુમતિ હતી, તેથી લૉઈડ જ્યૉર્જે ૧૯૨૨ ના અક્ટોબર મહિનામાં મુખ્ય પ્રધાનપદનું રાજીનામું આપ્યું. ત્યારે કૉંઝરવેટિવ પક્ષનો નેતા બૉનર લૉ મુખ્ય પ્રધાન થયો.


બૉનર લૉ

ત્યારપછી ૧૯૨૩ માં નવી પાર્લમેન્ટની ચૂંટણી થઈ, તેમાં કૉંઝરવેટિવ પક્ષની બહુમતિ હતી, તેથી બૉનર લૉ જ મુખ્ય પ્રધાન તરીકે ચાલુ રહ્યો. પણ પછી થોડા જ મહિનામાં તે મરણ પામ્યો. તે વખતે બૉલ્ડવિન અને લૉર્ડ કર્ઝન કૉંઝરવેટિવ પક્ષના નેતા હતા. તેમાંનો બૉલ્ડવિન વડો પ્રધાન થયો (૧૯૨૩). આ પ્રધાનમંડળને વેપારની મંદી અને બેકારીના પ્રશ્નોપર લક્ષ આપવું પડ્યું. એ બાબત વિષે કૉંઝરવેટિવ પક્ષનો મત એવો હતો કે રક્ષિત વેપારની પદ્ધતિ ચાલુ રાખી બ્રિટિશ સામ્રાજ્યના દેશમાંથી


લૉર્ડ કર્ઝન

આવતા માલને પરદેશના માલ કરતાં વધારે સવળતા આપીશું તો ઇંગ્લંડના ઉદ્યોગધંધાને ઉત્તેજન મળશે અને દેશમાંથી બેકારી નષ્ટ થશે. પાર્લમેન્ટના લિબરલ અને મજૂરના પક્ષોને એ ધોરણ પસંદ નહોતું. તેમનું કહેવું એવું હતું કે ખુલ્લા વેપારની પદ્ધતિ છોડી દઈ રક્ષિત વેપારનું ધોરણ સ્વીકારવામાં આવશે તો ઇંગ્લંડના વેપારને નુકસાન



રૅમ્સે મૅક્ડોનલ્ડ



બૉલ્ડવિન

થશે, મોંઘવારી વધશે અને ગરીબ લોકોનો ખાવા પીવાનો ખરચ વધશે. આ પ્રશ્ન સંબંધમાં મજૂર અને લિબરલ પક્ષો મળી ગયા એટલે પાર્લમેન્ટમાં તેમની બહુમતિ થઈ. એટલે પ્રધાનમંડળે રાજીનામું આપ્યું. અને એ જ પ્રશ્ન ઉપર ૧૯૨૪ ના જાન્યુઆરી મહિનામાં નવી પાર્લમેન્ટની ચૂંટણી થઈ. તેમાં કૉંઝરવેટિવ પક્ષના ૨૫૯, મજૂર પક્ષના ૧૯૧, લિબરલ પક્ષના ૧૫૫ અને બીજા ૧૦ સભાસદો હતા. આમ કૉંઝરવેટિવ પક્ષના બહુમત હતા, તોપણ વેપાર સંબંધના ધોરણની બાબતમાં લિબરલ અને મજૂર પક્ષ જોડાઈ જવાથી બૉલ્ડવિનની હાર થઈ, એટલે તેણે પ્રધાનવટું છોડ્યું અને મજૂર પક્ષનો નેતા રૅમ્સે મૅક્ડોનલ્ડ વડો પ્રધાન થયો ( ૧૯૨૪, જાન્યુઆરી ).

**રૅમ્સે મૅક્ડોનલ્ડનું મજૂર પ્રધાનમંડળ** (જાન્યુઆરીથી અક્ટોબર ૧૯૨૪):—૧૯૦૬ થી મજૂર પક્ષના સભાસદો પાર્લમેન્ટમાં આવવા લાગ્યા હતા. અને ૧૯૨૪ માં એ પક્ષના પ્રધાનમંડળના હાથમાં સત્તા આવી. પણ પાર્લમેન્ટમાં એ પક્ષનું સંખ્યાબળ અધિક ન હોવાને લીધે લિબરલ પક્ષના ટેકાથી જ એ પક્ષ પ્રધાનપદે ટકી શકે એમ હતું. વેપારી વિષયમાં એ પક્ષને લિબરલોનો ટેકો હતો, પણ બીજી બાબતોમાં લિબરલોનો ટેકો મળે કે નહિ તેની ખાતરી નહોતી, આ વખતે રશિઆમાં લોકસત્તાક રાજ્ય હતું અને ત્યાં '**કૉમ્યૂનિસ્ટ**' (Communist–સામ્યવાદી) પક્ષના હાથમાં સત્તા હતી. એ કૉમ્યૂનિસ્ટ પક્ષ તરફ ઇંગ્લંડના મજૂર પક્ષની સહાનુભૂતિ હતી, અને તેથી રશિયા સાથે કોલકરાર કરવાનો મજૂર પક્ષનો વિચાર હતો. તેથી ઇંગ્લંડમાં 'કૉમ્યૂનિસ્ટ' મતનો પ્રસાર કરવાનો મજૂર પ્રધાનમંડળનો વિચાર છે કે શું એવી શંકા લિબરલ પાર્ટીને આવવા માંડી. મજૂર પક્ષનું એ ધોરણ લિબરલ પાર્ટીને ગમ્યું નહિ, અને એ પ્રશ્ન સંબંધે લિબરલ પાર્ટીએ મજૂર પક્ષ વિરુદ્ધ કૉંઝરવેટિવ પક્ષ તરફ મત આપ્યો તેથી મજૂર પક્ષની હાર થઈ. ત્યારે એ પ્રશ્ન સંબંધે કંઈ ગેરસમજ થઈ છે, તેથી એ બાબત પ્રજામત શું છે તે જાણવા રૅમ્સે મૅક્ડોનલ્ડની સૂચના ઉપરથી જ જ્યૉર્જ રાજાએ પાર્લમેન્ટ બરખાસ્ત કરી નવી પાર્લમેન્ટ ચૂંટાવી (૧૯૨૪ અક્ટોબર).

**બૉલ્ડવિનનું કૉંઝરવેટિવ પ્રધાનમંડળ** (૧૯૨૪–૨૯):— નવી પાર્લમેન્ટમાં કૉંઝરવેટિવ પક્ષના ૪૧૩, મજૂર પક્ષના ૧૫૦, લિબરલ પક્ષના ફક્ત ૪૦ અને બીજા ૧૨ સભાસદ ચૂંટાઈ આવ્યા, તેથી મૅક્ડોનલ્ડે રાજીનામું આપ્યું અને **સ્ટૅનલી બૉલ્ડવિનનું** કૉંઝરવેટિવ પ્રધાનમંડળ સત્તાપર આવ્યું (૧૯૨૪ અક્ટોબર). વેપારની મંદી, બેકારી અને મોંઘવારીને લીધે દેશમાં ધાંધલ મચી રહી હતી અને તેને લીધે 'સામાન્ય હડતાલ' (General Strike) પડી હતી તે તરફ અને જર્મની પાસેથી મળવાની ખંડણી તરફ અને મહાયુદ્ધને પરિણામે થયેલું દેવું ફિટાડવા તરફ આ પ્રધાન-મંડળને ધ્યાન આપવાનું હતું.

**સાર્વત્રિક હડતાલ, ૧૯૨૬ :**—વેપારની મંદી અને બેકારીને લીધે દેશમાં બધે અસ્વસ્થતા થઈ રહી હતી, પણ ખાણમાં કામ કરનારા મજૂરોમાં ખળભળાટ ઘણો જણાતો હતો. તેથી ખાણમાં કામ કરનારા મજૂરની રોજી ઠરાવેલા પ્રમાણની નીચે જાય નહિ તે માટે સરકારે કેટલાક મહિનાપૂરતી ગ્રૅંટ મંજૂર કરી હતી. પણ ૧૯૨૬ માં એ ગ્રૅંટ બંધ કરવામાં આવી ત્યારે ખાણના મજૂરોની મજૂરીના દર કમી કરવામાં આવ્યા, તેથી ખાણમાં કામ કરનારા મજૂરોએ હડતાલ પાડી એ હડતાલ તરફ સહાનુભૂતિ બતાવવા રેલ્વે વગેરે વહેવારના સાધનની કંપનીના મજૂરોએ પણ હડતાલ પાડી. એટલે એ હડતાલ સર્વત્ર પ્રસરી. તેથી તે **સાર્વત્રિક હડતાલ** ( General Strike ) કહેવાઈ છે. આ હડતાલ એક અઠવાડિયા સુધી ચાલી અને તેથી પ્રજાને ઘણી અગવડ ભોગવવી પડી. પણ આ વખતે સરકાર પણ મજબૂત રહી, એટલે હડતાલ ભાંગી પડી અને મજૂરો આગળમાફક કામ પર ચડી ગયા.

**રૅમ્સે મૅકડોનલ્ડનું મજૂર પ્રધાનમંડળ, અને પછી રાષ્ટ્રીય પ્રધાનમંડળ** ( National Cabinet ) **૧૯૨૯–૧૯૩૧ :**—૧૯૨૯ માં પાર્લમેન્ટની નવી ચૂંટણી થઈ. તેમાં મજૂર પક્ષના ૨૯૨, કૉંઝરવેટિવ પક્ષના ૨૫૮, અને લિબરલ અને બીજા મળી ૬૫ સભાસદો ચૂંટાઈ આવ્યા હતા. આમાં મજૂર પક્ષની બહુમતિ હતી અને તેને લિબરલ પાર્ટીનો ટેકો હતો, તેથી બૉલ્ડવિને રાજીનામું આપ્યું અને રૅમ્સે મૅકડોનલ્ડની સરદારી નીચે મજૂર પ્રધાનમંડળ સત્તાપર આવ્યું. પણ આ વખતે દેશમાં વધતી જતી બેકારી અને વેપારી મંદીને લીધે આવક ઘણી ઓછી થવા લાગી. ત્યારે એ ખોટ પૂરવા માટે નવા કર મૂકવાની જરૂર જણાઈ. પણ કેવા કર મૂકવા એ બાબતમાં વડા પ્રધાન રૅમ્સે મૅકડોનલ્ડ અને ફડનવીસ સ્નોડન વચ્ચે મતભેદ પડ્યો. તેથી મજૂર પ્રધાનમંડળમાંથી સ્નોડન અને તેના મતના બીજા પ્રધાનોએ રાજીનામાં આપ્યાં. ત્યારે આ આર્થિક પ્રશ્નની બાબતમાં દેશપર આફત આવે નહિ અને રાજ્યની પત જાય નહિ તે માટે મૅકડોનલ્ડે કૉંઝરવેટિવ અને લિબરલ પક્ષના મુખ્ય ગૃહસ્થો સાથે વિચાર કરી

રાષ્ટ્રીય પક્ષ નામનો નવો પક્ષ કાઢ્યો અને એ પક્ષને પ્રજામતનો કેટલો ટેકો છે તે જાણવા માટે ૧૯૩૧ માં પાર્લમેન્ટ બરખાસ્ત કરી અને નવી ચૂંટણી કરાવી.

**રૅમ્સે મૅક્ડોનલ્ડના નેતૃત્વનીચે રાષ્ટ્રીય પ્રધાનમંડળ** (National Government) (૧૯૩૧ થી):—૧૯૩૧ ના અક્ટોબરમાં નવી ચૂંટણી થઈ, તેમાં રાષ્ટ્રીય પક્ષને ટેકો આપનારા સભાસદો મોટી સંખ્યામાં હતા, તેથી મજૂર પક્ષનો મૅક્ડોનલ્ડ જ વડો પ્રધાન થયો. એના પ્રધાનમંડળમાં કૉંઝરવેટિવ પક્ષનો બૉલ્ડવિન અને લિબરલ પક્ષનો લૉર્ડ રીડિંગ વગેરે મંત્રીઓ છે. આમ પાર્લમેન્ટમાં રાષ્ટ્રીય પક્ષને ટેકો આપનારાની સંખ્યા મોટી છે તોપણ તેમાં કૉંઝર-વેટિવ પક્ષનાં જ સભ્યો અધિક છે, એટલે જ્યાં સુધી કૉંઝરવેટિવ પક્ષનો ટેકો છે ત્યાં સુધી જ રૅમ્સે મૅક્ડોનલ્ડના નેતૃત્વ નીચેના રાષ્ટ્રીય પક્ષના હાથમાં સત્તા રહેશે એ સ્પષ્ટ છે.

**રૌપ્ય મહોત્સવ મે ૧૯૩૫**:—પંચમ જ્યૉર્જના રાજ્યકારભારના ૨૫ વર્ષ પૂરાં થયેલાં હોવાથી ઇંગ્લંડમાં તેમજ સામ્રાજ્યના બધા દેશોમાં સને ૧૯૩૫ ના મે મહિનામાં રૌપ્ય મહોત્સવ (Silver Jubilee) મોટા દમામથી ઉજવવામાં આવ્યો હતો.

**ઇટલી અને ઍબિસિનિઆ વચ્ચે યુદ્ધ**:—આફ્રિકાના પૂર્વ ભાગમાં આવેલા એબિસિનિઆ અને તેજ ભાગમાં આવેલા ઇટલીના સંસ્થાન વચ્ચે ટંટો ઉત્પન્ન થયો હતો. આ ટંટો શાંત પાડવા માટે રાષ્ટ્રસંઘ તરફથી પ્રયત્ન કરવામાં આવ્યા, પણ ઇટલીના સરમુખત્યાર મુસલોનીની ઇચ્છા આફ્રિકામાં મોટું સામ્રાજ્ય સ્થાપવાની હોવાથી એનો નિકાલ શાંતિથી લાવી શકાયો નહિ. ૧૯૩૫ ના અકટોબરમાં ઇટલી અને એબિસિનિઆ વચ્ચે યુદ્ધ શરૂ થયું અને તે દેશ ઇટલીએ જીત્યો (મે ૧૯૩૬). રાષ્ટ્રસંઘમાં સામેલ થયેલા રાજ્યોએ ઇટલીની વિરુદ્ધ આર્થિક પ્રતિબંધની યોજના શરૂ કરી, પણ તેનો કંઈ ઉપયોગ થયો નહિ.

**પંચમ જ્યૉર્જનું મરણ, ૨૦ જાન્યુઆરી ૧૯૩૬**:—તા. ૨૦ મી જાન્યુઆરી ૧૯૩૬ ને રોજ ૭૦ વર્ષની વયે નૉરફોક પરગણામાં આવેલા

પોતાના સૅન્ડ્રિગહેમના રાજમહેલમાં પંચમ જ્યૉર્જ મરણ પામ્યા. તેમને માટે બધાના હૃદયમાં પ્રેમ, આદર અને કૌટુંબિક લાગણી હતાં, અને તેને લીધે એમના મરણથી માત્ર બ્રિટિશ સામ્રાજ્યના દેશોમાં જ નહિ પણ જગતના બધા દેશોમાં શોકની લાગણી પ્રસરી હતી. પંચમ જ્યૉર્જને યુવરાજ એડવર્ડ, રાજપુત્ર ઍલ્બર્ટ જ્યૉર્જ, રાજકન્યા મેરી, રાજપુત્ર હેન્રી અને રાજપુત્ર જ્યૉર્જ એમ છોકરાં છે.

# પ્રકરણ ૨૭ મું

—:०:—

## આઠમા એડવર્ડ

## જન્મ-૨૩ જૂન ૧૮૯૪. રાજ્યારોહણ-૨૧ જાન્યુઆરી ૧૯૩૬
## ( ૪૧ મે વર્ષ )

## ( તા. ૨૧ જાન્યુઆરીથી તા. ૧૦ ડીસેંબર ૧૯૩૬ સુધી )

**આઠમા એડવર્ડ—**

પંચમ જયાર્જ પછી તેમના જયેષ્ઠ પુત્ર એડવર્ડ ઍલ્બર્ટ ૪૧ વર્ષની ઉમરે ગાદીપર આવ્યા. તેમણે ન્હાનપણમાં નૌકાસૈન્યને લગતું શિક્ષણ લીધું હતું અને લશ્કરમાં પણ અનુભવ મેળવ્યો હતો. વળી તેઓ પ્રવાસના શોખીન, રમત ગમતમાં રસ લેનાર ખેલાડી, રાષ્ટ્રોન્નતિમાં ધ્યાન આપનાર, ગરીબોપ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર અને તેમની ઉન્નતિ માટે પ્રયત્ન કરનાર છે.

રાજા એડવર્ડે ન્હાનપણથીજ નૌકાસૈન્યમાં શિક્ષણની શરૂઆત કરી અને તે શિક્ષણ ૨૦ વર્ષની ઉમરે તેમણે પૂરૂં કર્યું. યુવરાજ હતા તેજ સમયે તેણે મહાયુદ્ધ શરૂ થયું ત્યારે ફ્રાન્સમાં સેનાના અધિકારી તરીકે અને ભૂમધ્ય સમુદ્રમાં નૌકાસૈન્યના અધિકારી તરીકે કામ કર્યું અને યુદ્ધ શરૂ થતાંજ ઇજિપ્ટ, સુડાન અને ઇટલી વગેરે દેશોમાં પોતે ફરી આવ્યા.

તેઓ પ્રવાસના ઘણા જ શોખીન છે. મહાયુદ્ધ પૂરૂં થયા પછી જુદા જુદા દેશોની સ્થિતિનું નિરીક્ષણ કરવાના હેતુથી તેમણે બ્રિટિશ સામ્રાજય-માંના કેનેડા, ન્યૂઝીલંડ, ઑસ્ટ્રેલિયા, એડન, જીબ્રૉલ્ટર, હિંદુસ્તાન, હૉંગકૉંગ, દક્ષિણ આફ્રિકા, પૂવ આફ્રિકા અને તે જ પ્રમાણે ફ્રાન્સ, જર્મની, નોર્વે, જાપાન, દક્ષિણ અમેરિકા, ઇટલી વગેરે પરદેશોમાં મુસાફરી કરીને ત્યાંની સ્થિતિ જોઈ છે. તેમાંના કેટલાક દેશોની મુસાફરી તેમણે વિમાન માર્ગે કરી છે.

બેલ્જિયમની રાજયધાની બ્રુસેલ્સમાં મહાયુદ્ધમાં મરણ પામેલા વીરોનું સ્મારક ઉભું કરવાનો સમારંભ પણ તેમને જ હસ્તે કરવામાં આવ્યો. તે જ

પ્રમાણે ૧૯૨૪ માં વિંબલડનમાં બ્રિટિશ સામ્રાજ્યનું મોટું ઔદ્યોગિક પ્રદર્શન પણ તેમની જ દેખરેખ નીચે ભરવામાં આવ્યું હતું. ૧૯૩૨ માં બ્રિટિશ વેપારમાં વધારો થાય તે માટે તેમણે ઘણા પ્રયત્નો કર્યા.

ખાણોમાં કામ કરતા મજૂરો, બેકારો અને ગરીબ વર્ગ પ્રત્યે તેમને વિશેષ સહાનુભૂતિ છે. એ વર્ગની સ્થિતિ પ્રત્યક્ષ જોવા માટે તેમણે કોલસાની ખાણો અને ગરીબોના રહેઠાણોની ખાસ મુલાકાતો લીધી છે અને તેમની સાથે ચર્ચા પણ કરી છે.

રાજા એડવર્ડ સરસ વક્તા છે. ઠેકઠેકાણે ભાષણો આપી તેમણે યુવાનો આગળ ઉચ્ચ આદર્શો મુકયા છે **શિસ્ત, સહકાર અને મિત્રતા** એ ત્રણ ગુણ હોય તો યુવાનોની ઉન્નતિ થશેજ એમ તેમણે એક ભાષણ પ્રસંગે કહ્યું છે. તેમને આળસ પ્રત્યે સખ્ત અણગમો છે. તેમણે એક પ્રસંગે એવા ઉદ્દગારો કાઢ્યા હતા કે "હું શ્રીમંત હોઇશ પણ આળસુ તો નથી જ."

રાજા એડવર્ડ રમતગમતના શોખીન છે અને તેમનામાં ખેલાડીનો જુસ્સો છે. શિકાર, પોલો, ગોલ્ફ તેમની માનીતી રમતો છે. તેઓ બધા સાથે હળી મળીને વર્તે છે, અને તેને લીધે તેમને માટે બધાને પ્રેમ અને આદરની લાગણી છે.

**આઠમા એડવર્ડનો રાજ્યત્યાગ, ૧૦ મી ડિસેંબર ૧૯૩૬ :—** આઠમા એડવર્ડ પરણેલા ન હતા. એમનો એક સ્ત્રી સાથે લગ્ન કરવાનો વિચાર હતો અને તે સંબંધી જરૂરી કાયદો પાર્લમેન્ટમાં પસાર થવો શકય છે કે કેમ તે બાબતમાં તેમણે મુખ્ય પ્રધાન બૉલ્ડવિનની સલાહ લીધી. બૉલ્ડવિને પોતાની કૅબિનેટમાંના સહકારીઓ, વિરોધ પક્ષના નેતાઓ અને તેજ પ્રમાણે સંસ્થાનોના મુખ્ય પ્રધાનોના પણ અભિપ્રાય લીધા. પણ રાજા એડવર્ડે સુચવેલી સ્ત્રી સાથેનાં લગ્નની બાબતમાં જરૂરી કાયદો પસાર કરી શકાય નહી એમ બૉલ્ડવિને રાજા એડવર્ડને કહ્યું. તે વખતે રાજા એડવર્ડ સમક્ષ બે માર્ગ હતા; એટલે કે કાં તો પસંદ કરેલી સ્ત્રી સાથે લગ્ન કરવું નહિ અથવા તો રાજ્યત્યાગ કરીને પછી તેની સાથે લગ્ન કરવું. આ બાબતમાં તેમણે બધા પ્રશ્નોનો શાંતિપૂર્વક વિચાર કર્યો અને રાજયત્યાગ કરવાનો નિશ્ચય કરીને તા. ૧૦ મી ડીસેમ્બર ૧૯૩૬ ને રોજ રાજ્યત્યાગ કર્યો અને રાજ્યકારભારના બધા સૂત્રો પોતાના નાના ભાઈ ઍલ્બર્ટ જ્યૉર્જના હાથમાં સુપ્રત

ર્યાં, અને તેમની તેમજ રાજ્યકુટુંબના માણસોની અને બીજા નાગરીકોની ભળ વિદાય લઈ ઇંગ્લંડથી ફ્રાન્સ ગયા.

રાજ્યત્યાગ કરવાનો ૮ મા એડવર્ડનો વિચાર ચાલુ હતો ત્યારે બધી ગ્રેજી પ્રજાએ પણ આ કઠણ પ્રસંગે ભાવનાવશ ન થતાં આદરપૂર્વક જ્યત્યાગના પ્રસંગને યોગ્ય વર્તન દાખવ્યું અને પોતાની શિસ્ત આખા ગતને દેખાડી.

---

# પ્રકરણ ૨૮ મું

—:o:—

## છઠ્ઠા જ્યૉર્જ

## જન્મ–૧૪ જુન ૧૮૯૫, રાજ્યારોહણ (૪૨ વર્ષે) ૧૧ ડિસેંબર ૧૯૩૬ થી

**બાળપણ અને શિક્ષણ:**—છઠ્ઠા જ્યૉર્જનો જન્મ ૧૪ જુન ૧૮૯૫ ને રોજ થયો હતો. તેમનું આખું નામ ઍલ્બર્ટ ફ્રેડરિક આર્થર જ્યૉર્જ છે. તેમના મોટા ભાઈ એડવર્ડ તેમના કરતાં માત્ર એક જ વર્ષ મોટા હતા અને તેમની નાની બ્હેન મેરી પણ માત્ર એક જ વર્ષ નાની હતી. એ ભાંડુઓ, સાધારણ રીતે સમોવડીઆ હોવાથી તેમનું બાળપણ એકબીજાના સહવાસમાં ઘણા જ આનંદમાં ગયું હતું. જ્યૉર્જનું નાનપણથી જ યંત્રવિદ્યાપ્રત્યે વલણ દેખાતું હતું. રમવાની મોટરો અને આગગાડીઓ તુટે અથવા ભાંગે તો તે પોતે જ સમારવાની ઈચ્છા તેમને થતી અને તેમાં તેમને ઉત્તેજન મળે તે માટે તેમના રહેઠાણની પાસે તેમના ઉપયોગ માટે એક નાનું કારખાનું પણ જોડી દેવામાં આવ્યું હતું.



બાદશાહ છઠ્ઠા જ્યૉર્જ–

ફોટો–ડોરોથી વિલ્ડિંગ.

જ્યૉર્જ ૧૨ વર્ષના હતા ત્યારથી જ તેમને ઘોડાપર બેસવું, શિકાર કરવો વગેરે બાબતોનું શિક્ષણ આપવામાં આવ્યું હતું અને ૧૪ મે વર્ષે તેમને ઑસબોર્નની નાવિકોની શાળામાં અને ૧૬ મે વર્ષે ડાર્ટ માઉથની

નૌકાસૈન્યની કૉલેજમાં નાવિક વિદ્યાનું શિક્ષણ લેવા માટે મોકલવામાં આવ્યા હતા. ત્યાં હતા ત્યારે પોતાના બીજા સહાધ્યાયીઓ સાથે સમોવડીઆ તરીકે જ વર્તવું પડતું. જ્યૉર્જની તબીઅત નાનપણથી જ સારી નહોતી અને પેટમાંના વિકારને લીધે ઘણો વખત તેઓ માંદા રહેતા. આ કારણથી સને ૧૯૧૫ અને ૧૯૨૭ માં તેમના પર શસ્ત્રક્રિયા કરવામાં આવી હતી અને તે પછી માત્ર તેમની તબીઅત સુધરી. પણ આગબોટપરની હવા તેમને અનુકૂળ ન આવતી હોવાથી તેમણે વૈમાનિક વિદ્યાનું શિક્ષણ લીધું. પછી આગળ અભ્યાસ માટે ૧૯૧૯ માં તેઓ કૅમ્બ્રિજ ગયા અને ત્યાંના વિશ્વ-વિદ્યાલયમાં ઇતિહાસ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર વગેરેનો અભ્યાસ કર્યો અને ટેનિસની રમતમાં પણ પ્રવીણતા મેળવી. વિશ્વવિદ્યાલયના શિક્ષણને લીધે તેમનું દૃષ્ટિબિંદુ વધારે વિશાળ બન્યું.

**જ્યૉર્જનું લગ્ન**—૧૯૨૩ ના એપ્રિલમાં જ્યૉર્જનું લગ્ન સ્કૉટલંડ-માંના સરદાર સ્ટ્રેથમોઅરની કન્યા ઇલિઝાબેથની સાથે થયું. લગ્ન વખતે ઇલિઝાબેથની ઉમર ૨૨ વર્ષની હતી. એ લગ્નથી તેમને ૧૯૨૬ માં ઈલિઝાબેથ અને ૧૯૩૦ માં માર્ગારેટ નામની બે પુત્રીઓ થઈ.

**રાજા જ્યૉર્જે કરેલી મુસાફરીઓ**:—રાજા જ્યૉર્જે સામ્રાજ્ય-માંના દૂરદૂરના પ્રદેશોમાં અને યુરોપમાં પ્રવાસ કરેલો હોવાથી તેમને જુદા જુદા સ્થળોની પ્રત્યક્ષ માહિતી છે. ૧૯૧૩ માં તેમણે વેસ્ટ ઇન્ડીઝ અને કૅનેડાની સફર કરી, ૧૯૧૬ માં કૉલિંગવુડ વહાણપર બીજા દરજ્જાના અધિકારી તરીકે તેમની નીમણૂક થઈ અને તેથી તે વખતે થએલા યુદ્ધમાં તેમને ભાગ લેવો પડ્યો. ૧૯૨૪ માં તેમણે ઉત્તર આયર્લંડ, ૧૯૨૮ માં જર્મની, ૧૯૩૦–૩૧ માં સામ્રાજ્યના જુદા જુદા દેશોમાં મુસાફરી કરી છે.

**સાર્વજનિક અને લોકોપયોગી કામનો શોખ**:—રાજા જ્યૉર્જનું નાનપણથી જ યાંત્રિક અને ઔદ્યોગિક બાબતોમાં ધ્યાન હતું. ૧૯૨૧ માં ઔદ્યોગિક હિતવર્ધક મંડળના અને ૧૯૨૪–૨૫ માં વેંબ્લે પ્રદર્શનના તેઓ પ્રમુખ હતા. અને ૧૯૩૬ માં પાંચમા જ્યૉર્જના રૌપ્ય-મહોત્સવના મંત્રી તરીકે તેમણે કામ કર્યું હતું.

ખાણોમાંના મજૂરોની સ્થિતિ સુધારવા તરફ પણ તેમનું ધ્યાન છે અને તેને લીધે જ્યારે તેઓ કોઈ ખાણની મુલાકાત લેતા ત્યારે ત્યાંના

મજૂરોની સ્થિતિસંબંધી પ્રત્યક્ષ જ્ઞાન મેળવતા. મજૂરોની જેમ નાના બાળકો તરફ પણ તેમનું ધ્યાન રહેતું. ગરીબોનાં બાળકો તેમ જ શ્રીમંત અને ઉપલા વર્ગના બાળકોને એકત્ર એકબીજાના સહવાસમાં લાવીને તેમને એકબીજાની સ્થિતિનું જ્ઞાન થાય અને પરસ્પર હેત વધે અને તેથી રાષ્ટ્રને ફાયદો થાય એમ લાગવાથી ૧૯૨૧ માં તેમણે જુદા જુદા વર્ગોના બાળકોને મેળો (કૅંપ) કર્યો અને તેમાં પોતે ભાગ લીધો. ત્યારપછી આવા બાળકોના મેળા અવારનવાર ભરાવ્યા. રાજા થયા પછી પણ તેમણે ઑગસ્ટ ૧૯૩૭ ના પહેલા અઠવાડીઆમાં એવા મેળાવડાની મુલાકાત લીધી અને એક દિવસ તેઓ બાળકો સાથે રહ્યા.

**જ્યૉર્જને રાજ્યપદ અને રાજ્યારોહણ**:—જ્યૉર્જ પાંચમા જ્યૉર્જના બીજા પુત્ર હોવાથી પોતાને રાજ્યપદ મળશે એવી તેમને જરા પણ કલ્પના નહોતી. પણ ડિસેંબર ૧૯૩૬ માં એકાએક નવી પરિસ્થિતિ ઉત્પન્ન થવાથી અને રાજા એડવર્ડે રાજીનામું આપવાથી ૧૧ મી ડિસેંબર ૧૯૩૬ ના રોજ તેમને રાજ્યપદ મળ્યું.

રાજ્યારોહણ સમારંભ માત્ર મુલતવી રાખવામાં આવ્યો હતો. આ સમારંભ તા. ૧૨ મી મે ૧૯૩૭ ને દિવસે લંડન શહેરમાં વેસ્ટમિનિસ્ટર ઍબીમાં મોટા દમામથી ઉજવવામાં આવ્યો. આ સમારંભમાં જગતના મુખ્ય રાજ્યોના પ્રતિનિધિઓ, બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા સ્વરાજ્ય ભોગવતા સંસ્થાનોના અને હિંદના પ્રતિનિધિઓ અને ઘણા રાજાઓ હાજર હતા.

**સામ્રાજ્ય પરિષદ**:—૧૪ મી મે ૧૯૩૭ ને દિવસે મુખ્ય પ્રધાન ઑલ્ડવિનના પ્રમુખપણા નીચે બ્રિટિશ સામ્રાજ્ય પરિષદ ભરાઈ. આ પરિષદમાં આયર્લૅંડ સિવાય બ્રિટિશ સામ્રાજ્યમાં સ્થાન ભોગવતાં સંસ્થાનોએ અને હિંદે પોતપોતાના પ્રતિનિધિઓ મોકલ્યા હતા. આ પરિષદનું કામ લગભગ એક મહિના સુધી ચાલ્યું હતું. દરમીઆન બૉલ્ડવિને મુખ્ય પ્રધાનપદનું રાજીનામું આપવાથી નવા મુખ્ય પ્રધાન નેવિલ ચેંબરલેનના પ્રમુખપણા નીચે કાર્ય ચાલ્યું હતું. હમણા જગતના બધાં મુખ્ય રાજ્યો પોતાના લશ્કર, નૌકાસૈન્ય, વૈમાનિક દળો અને યુદ્ધસામગ્રી વધારી રહ્યા છે તેથી સામ્રાજ્યના સંરક્ષણની યોજના, પરદેશી રાજ્યોસાથેની રાજનીતિ, સામ્રાજ્યના બંધારણના પ્રશ્નો, વેપાર અને માલની લાવજા માટેના માર્ગ વગેરે પ્રશ્નોના

આ પરિષદમાં ચર્ચા થઈ અને જગતમાં શાંતિ રહે તે માટે યુદ્ધોપયોગી સાહિત્ય અને નૌકાસૈન્યના નિયમન માટે બીજા રાજ્યોને સમજાવવા અને સામ્રાજ્યના રક્ષણ માટે પ્રયત્ન કરવા એમ ઠર્યું.

**બૉલ્ડવિનનું રાજીનામું**:—ઇંગ્લંડના મુખ્ય પ્રધાન બૉલ્ડવિને રાજ્યારોહણ સમારંભ પૂરો થયા પછી મુખ્ય પ્રધાનની જવાબદારીમાંથી મુક્ત થવાનું ઘણા મહિના પહેલા નક્કી કર્યું હતું તે પ્રમાણે ૨૮ મી મે ૧૯૩૭ ને દિવસે તેમણે પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું. બૉલ્ડવિન ૧૯૩૫ થી ત્રીજી વખત મુખ્ય પ્રધાન હતા. તે પહેલાં ૧૯૨૩–૨૪ માં પહેલી વખત અને ૧૯૨૪–૨૯ સુધી બીજી વખત તેઓ મુખ્ય પ્રધાન હતા. તેઓ પહેલા ૧૯૦૮ માં કૉંઝરવેટિવ પક્ષ તરફથી આમની સભાના સભાસદ થયા. લૉઇડ જ્યૉર્જના રાષ્ટ્રીય પ્રધાનમંડળમાં ૧૯૧૭ માં તેમણે વેપાર-વિષયક બૉર્ડના પ્રમુખ તરીકે કામ કર્યું હતું. બોનર લૉના પ્રધાનમંડળમાં તેમને ખજાનચીનું કામ સોંપવામાં આવ્યું હતું. બોનર લૉના મરણ પછી ૧૯૨૪ માં તેઓ મુખ્ય પ્રધાન થયા. ૧૯૨૩ માં અમેરિકાના સંયુક્ત સંસ્થાનોને ભરપાઈ કરવાના દેવાનો પ્રશ્ન, ૧૯૨૪ માં બ્રિટિશ સામ્રાજ્યના દેશોને વેપારી બાબતોમાં એક બીજાને સગવડો આપવાનો પ્રશ્ન, ૧૯૨૫ માં સાર્વત્રિક હડતાળ, ૧૯૩૫–૩૬ માં ઇટલી અને એબિસિનીઆનું યુદ્ધ અને રાષ્ટ્રસંઘનું તે બાબતનું ધોરણ, સ્પેનમાંનો આંતરવિગ્રહ અને તે યુદ્ધની ચિનગારી આખા યુરોપમાં ન ફેલાય તે માટે અને બીજાં રાજ્યો આ બાબતમાં તટસ્થ રહે તે માટે ઇંગ્લંડનો પ્રયત્ન, ૧૯૩૫–૩૬ ના ડિસેંબરમાં આઠમા એડવર્ડનો ગાદીત્યાગ વગેરે જુદા જુદા મહત્ત્વના પ્રશ્નોનો નિકાલ તેમને કરવો પડ્યો. આ પ્રશ્નોસંબંધી અને કટોકટીને સમયે તેમણે કરેલા કામને માટે તેઓ બધા પક્ષના લોકોનાં માનને પાત્ર થયા હતા અને લોકોના મનમાં તેમને માટે પ્રેમ હતો. અને એવીજ પરિસ્થિતિમાં પોતે હોવા છતાં તેમણે તા. ૨૮ મી મે ૧૯૩૭ ને રોજ મુખ્ય પ્રધાનપદનું રાજીનામું આપી પોતે સેવાનિવૃત્ત થયા. બૉલ્ડવિને રાજીનામું આપ્યા પછી તેમને છઠ્ઠા જ્યૉર્જે ઉમરાવપદ આપ્યું.

**નેવિલ ચેંબરલેનનું પ્રધાનમંડળ—૨૮ મી મે ૧૯૩૭ થી**:—બૉલ્ડવિને રાજીનામું આપ્યા પછી રાજા છઠ્ઠા જ્યૉર્જે ૨૮ મી મે

૧૯૩૭ને દિવસે તે વખતના કૉન્ઝરવેટિવ પક્ષના ખજાનચી નેવિલ ચેંબરલેનને મુખ્ય પ્રધાન નીમ્યા અને તેમને પ્રધાનમંડળ બનાવવાનું કહ્યું. ચેંબરલેને પ્રધાનમંડળ રચ્યું. તેમાં ૨૧ પ્રધાનો છે—૧૫ કૉંઝરવેટિવ, ૪ રાષ્ટ્રીય લિબરલ અને ૨ રાષ્ટ્રીય મજૂર પક્ષના છે. આ પ્રધાનમંડળમાં બીજા પક્ષોના પણ પ્રધાનો હોવાથી આ પ્રધાનમંડળને રાષ્ટ્રીય પ્રધાનમંડળ કહેવામાં આવે છે. આ પ્રધાનમંડળમાં સર જૉન સાઇમન ખજાનચી, સર સેમ્યુઅલ હોઅર ગૃહમંત્રી, ઍન્થની એડન પરદેશ મંત્રી, ડફ કૂપર નૌકાસૈન્યના મંત્રી, હોઅર બેલીશ યુદ્ધમંત્રી, લૉર્ડ સ્વીન્ટન વિમાન મંત્રી, સર થોમસ ઇન્સ્કિપ સંરક્ષણ મંત્રી, માલકમ મૅક્‌ડોનલ્ડ સંસ્થાનમંત્રી, અને લૉર્ડ ઝેટલંડ ભારત મંત્રી વગેરે પ્રધાનો છે.

---

## સારાંશ

### પાંચમા જ્યૉર્જ ( ૧૯૧૦ થી )

**જ્યૉર્જની કારકિર્દીના પ્રધાનમંડળો—**

૧૯૧૦–૧૯૧૫ ઍસ્કિવથનું લિબરલ પ્રધાનમંડળ.

૧૯૧૫–૧૯૧૬ ઍસ્કિવથનું રાષ્ટ્રીય પ્રધાનમંડળ (મહાયુદ્ધની શરૂઆત)

૧૯૧૬–૧૯૨૨ લૉઈડ જ્યૉર્જનું રાષ્ટ્રીય પ્રધાનમંડળ ( મહાયુદ્ધ અને સલાહ )

૧૯૨૨–૧૯૨૩ બૉનર લૉનું કૉંઝરવેટિવ પ્રધાનમંડળ.

૧૯૨૩–૧૯૨૪ બૉલ્ડવિનનું કૉંઝરવેટિવ પ્રધાનમંડળ.

૧૯૨૪ (જાન્યુઆરીથી અક્ટોબર) રૅમ્સે મૅક્‌ડોનલ્ડનું મજૂર પ્રધાનમંડળ

૧૯૨૪–૧૯૨૯ બૉલ્ડવિનનું કૉંઝરવેટિવ પ્રધાનમંડળ.

૧૯૨૯–૧૯૩૧ રૅમ્સે મૅક્‌ડોનલ્ડનું મજૂર પ્રધાનમંડળ.

૧૯૩૧ થી ચાલુ રૅમ્સે મૅક્‌ડોનલ્ડનું રાષ્ટ્રીય પ્રધાનમંડળ.

**અંતસ્થ સુધારા—**

**પાર્લમેન્ટ બાબતના કાયદા :—**

( ૧ ) પાર્લમેન્ટરી ઍક્ટ ( ૧૯૧૧ ). પાર્લમેન્ટની મુદત પાંચ વર્ષની. ઉમરાવોની સભાની સત્તા કમી થઈ.

(૨) રેપ્રીઝેન્ટેટિવ ઑફ પીપલ્સ ઍક્ટ (૧૯૧૮). ગરીબ વર્ગના લોકને, સૈનિકોને, ખલાસીઓને અને ૩૦ વર્ષથી મોટી ઉંમરની સ્ત્રીઓને મતાધિકાર. ૧૯૨૮ માં ૨૧ વર્ષની ઉંમરની સ્ત્રીઓને મતાધિકાર.

**સામ્રાજ્યના બીજા દેશોસંબંધે કાયદા :—**

૧૯૧૯ હિંદુસ્તાનની રાજ્યઘટનાનો કાયદો. પ્રાંતોમાં કેટલીક બાબતના ખાતાંમાં જવાબદાર રાજ્યપદ્ધતિ.

૧૯૨૨ દક્ષિણ આયર્લૅંડની રાજ્યઘટના સંબંધે કાયદો. આઇરિશ ફ્રી સ્ટેટની સ્થાપના.

૧૯૨૨ ઇજિપ્ટ સ્વાતંત્ર્ય.

**બીજી બાબતો :—**

(૧) ૧૯૨૦ જાન્યુઆરી—રાષ્ટ્રસંઘની સ્થાપના

(૨) સાર્વત્રિક હડતાલ (૧૯૨૬). વેપારમાં મંદી, બેકારી અને મોંઘવારીને લીધે દેશમાં ધાંધલ; ખાણના મજૂરોની હડતાલ. તેમાં બીજા ધંધાના મજૂરસંઘોની સામેલગીરી એટલે સામાન્ય હડતાલ.

(૩) નૌકાસૈન્યો ઓછાં કરવા માટે મોટાં રાજ્યોની પરિષદો—૧૯૨૧ માં વૉશિંગટનમાં અને ૧૯૩૦ માં લંડનમાં.

**મહાયુદ્ધ (૧૯૧૪-૧૯૧૮):—**

**કારણો :**

(૧) યુરોપમાં બે સંઘની સ્થાપના અને તેમની વચ્ચે સ્પર્ધા.
(અ) જર્મની, ઑસ્ટ્રિઆ અને ઇટલી.
(બ) ફ્રાન્સ, રશિઆ અને ઇંગ્લંડ.

(૨) ફ્રાન્સ અને જર્મની વચ્ચે વેર.

(૩) ઇંગ્લંડના સામ્રાજ્ય, નૌકાબળ અને વેપાર માટે જર્મનીની અદેખાઈ.

(૪) બાલ્કન દ્વીપકલ્પને પોતાના તાબામાં લેવા માટે ઑસ્ટ્રિઆ અને રશિઆ વચ્ચે સ્પર્ધા. ઑસ્ટ્રિઆ તરફ સર્વિઆનો વિરોધ. ઑસ્ટ્રિઆના યુવરાજનું બૉસ્નિઆમાં ખૂન અને તે ખૂનમાં

સર્વિઆના લોકનો હાથ છે એવી ઑસ્ટ્રિઆની માન્યતા. તેથ ઑસ્ટ્રિઆ અને સર્વિઆ વચ્ચે લડાઈ. તેમાં બીજા રાજ્યે જોડાયાં એટલે મહાયુદ્ધ થયું.

( ૫ ) બેલજિઅમના સ્વતંત્ર અને તટસ્થ રાજ્યમાંથી તેન પરવાનગીવિના જર્મની સૈન્યો લઈ ગયું તેથી ઇંગ્લં જર્મની સામે લડાઈ જાહેર કરી ( ૧૯૧૪ ઑગસ્ટ ).

**યુદ્ધમાં સામેલ થયેલાં રાજ્યો :—**

( ૧ ) મિત્રરાજ્યો તરફના—ઇંગ્લંડ, ફ્રાન્સ, રશિઆ, સાર્વિઆ બેલજિઅમ, રૂમાનિયા, ઇટલી, અમેરિકા અને જાપાન.

( ૨ ) શત્રુપક્ષ તરફના—જર્મની, ઑસ્ટ્રિઆ, બલગેરિઆ અને ટર્કી

**યુદ્ધના સેનાપતિઓ :**—માર્શલ ફૉક ( ફ્રેંચ ), સર જૉન ફ્રેંચ, અ હેગ, અર્લ ગ્રે ( ઇંગ્લંડના ); પૂર્વતરફ—જનરલ ઍલેન્બી અ મૉડ ( ઇંગ્લંડ ); ઍડમિરલ બૅટી ( ઇંગ્લંડનો નૌકાસેનાપતિ ).

શત્રૂપક્ષના—હિંડનબર્ગ અને મૅકેનસન ( જર્મનીના ).

**યુદ્ધવિષયમાં ગુંથાયલા**—લૉઇડ જ્યૉર્જ, પ્રથમ યુદ્ધસામગ્રી અ દારૂગોળા તૈયાર કરાવવાના કામપર અને ૧૯૧૬ થી મુખ્ય પ્રધાન લૉર્ડ કિચનેર—યુદ્ધ ખાતાંનો સેક્રેટરી અને સૈન્યભરતીના કામપર.

**મહાયુદ્ધ :—**

( અ ) **પશ્ચિમને મોખરે :**—પૅરિસપર તાબડતોબ હુમલો લઈ જવ માટે જર્મની બેલજિઅમમાંથી સૈન્યો લઈ ગયું, પણ ફ્રાન્સન સરહદ ઉપર ફ્રેંચ અને અંગ્રેજો તરફથી તેનો સામનો માર્ન ( ૧૯૧૪–૧૫ ), ઇપ્રે ( ૧૯૧૫ ), વર્ડૂન ( ૧૯૧૬ ), સો ( ૧૯૧૬ ) ની લડાઈઓ. ખાઈઓ ખોદી બંને સૈન્યો પ રહ્યાં. ૧૯૧૮ માં અમેરિકન સૈન્યોની મદદ. ૧૯૧૮ મ મિત્રરાજ્યોનો હુમલો અને જર્મનીની પીછેહઠ.

( બ ) **પૂર્વને મોખરે :**—( ૧ ) રશિઅન સૈન્યની પૂર્વ પ્રશિઆપ સવારી ( ૧૯૧૪ ). પણ જનરલ હિંડનબર્ગે ટૅનનબર્ગન લડાઈમાં એ સૈન્યને હરાવ્યું ( ૧૯૧૫ ).

(૨) રશિઅન સૈન્યોની ઑસ્ટ્રિયા–હંગરીપર સવારી. પણ જનરલ મૅકેનસેને એ સૈન્યનો પરાજય કર્યો (૧૯૧૫–૧૬). રશિઆમાં રાજ્યક્રાન્તિ (૧૯૧૭), અને રશિઆ શત્રૂ સાથે સલાહ કરી યુદ્ધમાંથી નીકળી ગયું (૧૯૧૮).

(૩) ડાર્ડેનલ્સને રસ્તે રશિઆને મદદ કરવાનો ઇંગ્લંડનો નિષ્ફળ પ્રયત્ન (૧૯૧૫–૧૬).

(૪) સ્વેઝની નહેર અને ઇજિપ્ટપર સવારી કરવાના પ્રયત્નમાં ટર્કી ફાવ્યું નહિ (૧૯૧૫ અને ૧૬). ઇંગ્લંડે હિંદી સૈન્યની મદદથી ટર્કીનું મેસોપોટેમિઆ (ઇરાક) અને પૅલેસ્ટાઇન પ્રાંતો જીતી લીધા (૧૯૧૭).

**બીજે ઠેકાણે**:—(૧) જર્મનીના આફ્રિકામાંના સંસ્થાનો બ્રિટિશ સંસ્થાનવાસીઓએ અને ઇંગ્લંડે જીતી લીધાં. (૨) પૅસિફિક સમુદ્રમાંના જર્મન થાણાં જાપાને જીતી લીધાં.

**સમુદ્રઉપર અને વૈમાનિક યુદ્ધપ્રસંગો**—

(૧) ઇંગ્લંડના વેપારને નુકસાન કરવા માટે જર્મનીએ ઇંગ્લંડના વહાણોઉપર 'સબમરીન' થી હુમલા કરવા માંડ્યા (૧૯૧૫); પણ તેથી તટસ્થ રાજ્યોને ત્રાસ થવા લાગ્યો તેથી અમેરિકા જર્મનીવિરુદ્ધ મિત્રરાજ્યોની મદદે લડાઇમાં ઉતર્યું (૧૯૧૭).

(૨) જટલંડની દરીઆઈ લડાઇમાં (૧૯૧૬) જર્મન નૌકાસૈન્યની નાસભાગ.

(૩) જર્મન વિમાનોમાંથી ઇંગ્લંડપર બૉંબનો મારો, પણ બ્રિટિશ તોપોએ જર્મન વિમાનોનો નાશ કર્યો.

**વર્સેલ્સની સંધિ, ૨૮ મી જૂન ૧૯૧૯**—૧૧ મી નવેંબરને રોજ મહાયુદ્ધ તહકૂબ, અને વર્સેલ્સમાં ૨૮ મી જૂન ૧૯૧૯ ને રોજ સલાહ. સલાહથી ફ્રાન્સને જર્મની તરફથી ઍલ્સેસ અને લૉરેન પ્રાંતો અને ખંડણીની મોટી રકમ મળી. જર્મનીનું નૌકાસૈન્ય મિત્રરાજ્યોના કબજામાં. જર્મનીના આફ્રિકામાંનાં સંસ્થાનો અને ટર્કીના મેસોપોટેમિઆ (ઇરાક) કેટલાંક વર્ષો સુધી ઇંગ્લંડના તાબામાં.

# પ્રકરણ ૨૯ મું



## બ્રિટિશ સામ્રાજ્ય

**બ્રિટિશ સામ્રાજ્યનું શ્રેષ્ઠત્વ :**—છેલ્લા ચાર સાડાચાર સૈકામાં ઇંગ્લંડે પાંચે ખંડમાં મોટા મોટા પ્રદેશો પોતાના તાબામાં આણ્યા છે અને તેથી બ્રિટિશ સામ્રાજ્ય ઘણું વિશાળ થયું છે. દુનીઆના લગભગ ચોથા ભાગપર એ સામ્રાજ્ય પ્રસરેલું છે. તેમ જ દુનીઆની વસ્તીનો લગભગ $\frac{1}{4}$ ભાગ બ્રિટિશ સામ્રાજ્યમાં રહે છે. એ સામ્રાજ્યની વસ્તી ૪૮ કરોડની છે, તેમાં શુમારે ૭ કરોડ યુરોપીઅન અને ગોરા લોકો છે. બાકીના ૪૧ કરોડમાં કાળા, પીળા, તપખીરિયા વગેરે રંગના લોકો છે. તેમાં એકલા હિંદુસ્તાનમાં જ ૩૫ કરોડ માણસની વસ્તી છે. વળી બ્રિટિશ સામ્રાજ્યમાં જાત જાતના ધર્મના લોક પણ રહે છે, તેથી તેમની સંસ્કૃતિ, તેમનાં આચારવિચાર અને તેમની રહેણીકરણીમાં પણ ઘણો ફેર માલમ પડે છે. પાંચે ખંડમાં પ્રસરેલા આ મોટા સામ્રાજ્યના રક્ષણ માટે ઇંગ્લંડે મોટું નૌકાસૈન્ય રાખ્યું છે. આ પ્રમાણે ક્ષેત્રફળ, વસ્તી, સામર્થ્ય અને સંપત્તિની બાબતમાં બ્રિટિશ સામ્રાજ્ય દુનીઆમાં આજપર્યંત થઈ ગયેલાં કે આજે હયાત હોય એવાં કોઈ પણ સામ્રાજ્ય કરતાં શ્રેષ્ઠ છે.

**બ્રિટિશ સામ્રાજ્યનાં સંસ્થાનો અને દેશોસાથે ઇંગ્લંડનો સંબંધ :**—બ્રિટિશ સામ્રાજ્યમાં આવેલા જુદા જુદા દેશોની રાજ્ય-ઘટનામાં ત્યાંના રાજ્યકારભારની પદ્ધતિમાં અને તેના બ્રિટિશ સાથેના સંબંધમાં ઘણો ફેર છે. કેટલાક દેશોને બ્રિટિશ પાર્લમેન્ટે સ્વરાજ્યનો અધિકાર (Self Government) આપ્યો છે એટલે ત્યાંની અંતસ્થ બાબતની સર્વ વ્યવસ્થા ત્યાંના લોકોને સોંપવામાં આવી છે. કેટલાક દેશોને થોડો અધિકાર છે, ત્યારે કેટલાક દેશોને મુદ્દલ અધિકાર મળ્યો નથી, અને તે દેશોની વ્યવસ્થા ઇંગ્લંડ કરે છે. કેટલાક દેશો ઇંગ્લંડના રક્ષણ નીચે છે. બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા દેશોની રાજ્યપદ્ધતિમાં આવો તફાવત છે, તો પણ તે બધા દેશોપર (૧)

**ઇંગ્લંડની પાર્લમેન્ટ,** (૨) **ઇંગ્લંડની કૅબિનેટ** (પ્રધાનમંડળ) અને (૩) **ઇંગ્લંડની ન્યાયકોર્ટની** સત્તા એક સરખી પ્રવર્તે છે. જુદા જુદા દેશોની રાજ્યઘટના ઇંગ્લંડની પાર્લમેન્ટના કાયદાથી ઠરાવવામાં આવી છે. ઇંગ્લંડની કૅબિનેટની સલાહ પ્રમાણે સામ્રાજ્યના જુદા જુદા દેશો ઉપર અધિકાર ચલાવવા ગવર્નર-જનરલ, વાઇસરૉય, ગવર્નર, હાઈ કમિશનર, એજંટ વગેરે મોટા મોટા અધિકારીઓ ઇંગ્લંડનો રાજા નીમે છે, અને ઇંગ્લંડની કૅબિનેટના ડુમિનિઅન સેક્રેટરી, સંસ્થાન ખાતાંનો સેક્રેટરી અને હિંદુસ્તાન ખાતાંનો સેક્રેટરી–પ્રધાનો સામ્રાજ્યના જુદા જુદા દેશોના રાજ્યકારભાર પર દેખરેખ રાખે છે. તેને જ ઇંગ્લંડની પ્રિવી કાઉન્સિલની ન્યાયકમિટી (Judicial Committee of the Privy Council) સામ્રાજ્યમાંના બધા દેશોની હાઈકોર્ટની ઉપરી છે, અને એ બધી હાઈકોર્ટના ફેંસલા ઉપર એ ન્યાયકમિટિને અપીલ કરવામાં આવે છે. **ઇંગ્લંડનો રાજા** સામ્રાજ્યના બધા દેશોનો રાજા કે મહારાજા છે, અને ઇંગ્લંડનો **યુનિઅન જૅક** સામ્રાજ્યના બધા દેશોનું નિશાન છે.

બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા દેશોપર ઇંગ્લંડના રાજાએ નીમેલા ગવર્નર-જનરલ વગેરે અધિકારીઓ ઇંગ્લંડના રાજાના પ્રતિનિધિ તરીકે અને દેશના સૌથી ઉપરી કારભારી અમલદાર તરીકે રાજ્યકારભાર ચલાવે છે. તે ઇંગ્લંડના રાજાનો પ્રતિનિધિ હોવાને લીધે તેને સંસ્થાનના અંતસ્થ કારભાર ઉપરાંત બીજી બાબતોમાં ઇંગ્લંડના પ્રધાનમંડળના તંત્રપ્રમાણે ચાલવું પડે છે, અને દેશમાં સૌથી ઉપરી કારભારી અમલદાર હોવાને લીધે અંતસ્થ કારભારની બાબતમાં તે દેશની ધારાસભાએ કરેલા કાયદા અમલમાં મૂકવા પડે છે.

જે સંસ્થાનોને સ્વરાજ્યનો અધિકાર મળ્યો છે તેઓ પોતાની ઇચ્છાપ્રમાણે પોતાનું વેપારી બાબતનું ધોરણ ઠરાવી શકે છે, અને પરદેશથી કે સામ્રાજ્યના બીજા કોઈ દેશમાંથી આવતા વેપારી માલપર પોતાની મરજીપ્રમાણે જકાત મૂકી શકે છે કે માફ કરી શકે છે. પણ સામ્રાજ્યના કોઈ પણ દેશને રાજ્યદ્વારી બાબત સંબંધમાં કોઈ પણ પરરાજ્યસાથે સીધો વહેવાર રાખવાનો અધિકાર નથી.




**બ્રિટિશ સામ્રાજ્યના દેશો અને તેમને મળેલા અધિકાર :**—બ્રિટિશ સામ્રાજ્યમાંના જુદા જુદા દેશોને જે જે પ્રકારના અધિકાર મળેલા છે તે પ્રકાર પ્રમાણે તેમના ( ૧ ) ડુમિનિઅનો, ( ૨ ) તાબાના દેશો, ( ૩ ) ક્રાઉન કૉલોનીઓ અને ( ૪ ) રક્ષિત રાજ્યો ( Protected States ) એવા ભાગ પાડવામાં આવ્યા છે.

(૧) **ડુમિનિઅનો**—ઇંગ્લંડની પાર્લમેન્ટે કેટલાંક સંસ્થાનોને સ્વરાજ્ય ( Self-Government ) આપ્યું છે, તેથી ત્યાંના અંતસ્થ કારભાર સંબંધે કાયદા કરવાનો અધિકાર ત્યાંની લોકનિયુક્ત ધારાસભાને છે. એ ધારાસભાને જવાબદાર કારભારીમંડળ ( Cabinet ) ત્યાં રાજકારભાર ચલાવે છે. એવાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો ડુમિનિઅન ( Dominion ) કહેવાય છે. બ્રિટિશ સામ્રાજ્યમાંનાં

ાં ડુમિનિઅનો રાષ્ટ્રસંઘના સભાસદ છે. તેમ જ સામ્રાજ્યના આર્થિક ા વેપારી પ્રશ્નોસંબંધે એક **સામ્રાજ્ય પરિષદ** ભરવામાં આવે અને એ પરિષદમાં ડુમિનિઅનના મુખ્ય પ્રધાન બ્રિટિશ કૅબિનેટના ાનિધિઓની સાથે સરખી પંક્તિએ બેસે છે. હાલ બ્રિટિશ સામ્રા-ના (૧) કૅનેડા, (૨) ઑસ્ટ્રેલિઆ, (૩) ન્યૂઝીલંડ, (૪) ણ આફ્રિકા, (૫) દક્ષિણ આયર્લૅંડ, અને (૬) ન્યૂ ફાઉન્ડલંડ ડુમિનિઅનો કહેવાય છે.

(૨) **તાબાનો દેશ–હિંદુસ્તાનઃ**—બ્રિટિશ સામ્રાજ્યમાં સ્તાન વસ્તી, વિસ્તાર, વેપાર અને પ્રાચીન કાળથી ચાલી આવેલી કૃતિની દૃષ્ટિએ જોતાં ઘણી મહત્તાવાળો છે, અને તેથી તે “બ્રિટિશ ટમાં સૌથી ચળકતો હીરો” કહેવાય છે. ઉપર કહેલા દેશોની માફક ો સ્વરાજ્ય મળ્યું નથી, પણ ૧૯૧૯ ના કાયદાથી હિંદુસ્તાન સ્વરાજ્યને ા મુકાયું છે, કેમકે પ્રાંતિક સરકારના કારભારનાં કેટલાંક ખાતાંમાં ાબદારીનું તત્ત્વ દાખલ કરવામાં આવ્યું છે. બ્રિટિશ સામ્રાજ્યના ાનિઅનોની માફક પોતાને પણ પૂર્ણ સ્વરાજ્ય મળે અને સામ્રા-માં પોતાનો દરજ્જો પણ તે દેશો જેટલો જ (Dominion atus) થાય એ હિંદુસ્તાનની મહત્ત્વાકાંક્ષા છે, અને તે ધ્યાનમાં ને જ્યારે જ્યારે સામ્રાજ્યના બધા દેશોની પરિષદ ભરાય છે ત્યારે ી બેઠકમાં હિંદુસ્તાનને પણ બોલાવવામાં આવે છે. તેમ જ એક ંત્ર રાજ્યવ્યક્તિ તરીકે રાષ્ટ્રસંઘની સંસ્થામાં પણ હિંદુસ્તાન ાાસદ છે.

(૩) **ક્રાઉન કૉલોનીઓ (સંસ્થાનો)**—એ ઉપરાંત બ્રિટિશ મ્રાજ્યના ઘણા નાના મોટા દેશો ક્રાઉન કૉલોની કહેવાય છે. એવાં થાનો પૈકી કેટલાકમાં સરકારે નીમેલા અને લોકે ચૂંટેલા સભાસદો-ની ધારાસભાઓ છે અને ત્યાંના લોકને કોઈ કોઈ બાબતમાં થોડો ધિકાર પણ આપવામાં આવ્યો છે. કેટલેક ઠેકાણે એવી ધારાસભાઓ ી. (૧) અમેરિકામાં—બ્રિટિશ હૉંડુરાસ, બ્રિટિશ ગાયાના, ામા, જમૈકા, બારબેડૉઝ, લીવર્ડ બેટો, વિંડવર્ડ ટાપુઓ, ટ્રિનિદાદ, મેગો અને ફૉકલંડ દ્વીપ; (૨) ઑસ્ટ્રેલેશિઆમાં—બ્રિટિશ ન્યૂ ગીની;

(૩) એશિઆમાં—સીલોન, સ્ટ્રેટ્સ સેટ્લમેંટ્સ, મૉરિશિઅસ, બ્રિટિશ બોર્નીઓ, હૉંગકૉંગ અને ફ્જિનો બેટ; (૪) આફ્રિકામાં—બાસૂટો લૅંડ, હ્રૉડેશિઆ, ગૅંબિઆ, સીએરા લીઓન, ગોલ્ડ કોસ્ટ, કેનીઆ, બ્રિટિશ પૂર્વ આફ્રિકા અને સેંટ હેલીના; (૫) યુરોપમાં—જિબ્રૉલ્ટર, માલ્ટા અને સાઇપ્રસ; એ બધાં ઠેકાણાં ક્રાઉન કૉલોનીઓ કહેવાય છે.

(૪) **રક્ષિત રાજ્યો** :—આ જાતના સંસ્થાનોને અંતસ્થ બાબતમાં ઘણી સ્વતંત્રતા છે, પણ તેમની પરદેશી રાજ્યનીતિ પૂર્ણપણે ઇંગ્લંડના હાથમાં છે. રક્ષિત રાજ્યો બે પ્રકારના છે. (૧) અગાઉ કેટલાક દેશોમાં અંધાધુંધી અને ગેરવ્યવસ્થા ચાલતાં હોવાને લીધે ઇંગ્લંડે તેને પોતાના રક્ષણ નીચે લીધા અને તેમને ક્રાઉન કૉલોનીઓ એવું નામ આપ્યું. એ રાજ્યોમાંના **આફ્રિકામાં** ઉત્તર હ્રૉડેશિઆ, બેચૂઆના લૅંડ, સ્વાઝીલૅંડ, નાઇજિરિઆ, યુગાંડા, ઝાંઝીબાર, ન્યાસાલૅંડ અને સોમાલીલૅંડ, અને (૨) **એશિઆ ખંડમાં** બ્રિટિશ બોર્નીઓ, વાઈ-હાઈ-વાઈ અને મલાયા સંસ્થાનોનો સંઘ છે.

**ઇંગ્લંડની દેખરેખતળે મૂકાયલા દેશો** (Mandated Territories) :—એ ઉપરાંત હાલમાં મહાયુદ્ધ પછી ટર્કીના મેસોપોટેમિઆ (ઇરાક) અને પૅલેસ્ટાઇન, અને જર્મનીના જર્મન ઇસ્ટ આફ્રિકા (ટૅંગાનૈકા) અને જર્મન વેસ્ટ આફ્રિકા નામના વિશાળ પ્રદેશો રાષ્ટ્રસંઘે કેટલાક કાળ માટે ઇંગ્લંડની દેખરેખ નીચે મૂકયા છે.

**સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો સમક્ષ પ્રશ્ન** :—બ્રિટિશ સામ્રાજ્યમાંનાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોને અંતસ્થ બાબતમાં પૂર્ણ અધિકાર છે, તોપણ સામ્રાજ્ય સંબંધમાં અને પરરાષ્ટ્રીય સંબંધમાં ઇંગ્લંડની કૅબિનેટ જે ધોરણ ઠરાવે તેમાં અમારો પણ હાથ હોવો જોઈએ એવું તેમનું કહેવું છે. ૧૯૨૬ ની સાલમાં ભરાયલી સામ્રાજ્યની પરિષદનો રિપોર્ટ પ્રસિદ્ધ થયો છે તેમાં 'ઇંગ્લંડ અને બ્રિટિશ સામ્રાજ્યના સ્વસત્તાક સંસ્થાનોનો (ડુમિનિઅનો) દરજ્જો સરખો છે' એવું પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે અને તેમને ઇંગ્લંડના રાજાના નેતૃત્વ નીચે 'સમાન દરજ્જાના બ્રિટિશ રાજ્યોનો સંઘ'

( British Commonwealth of Nations ) કહેવામાં આવ્યાં છે.

ત્યારપછી ૧૯૩૦ માં ભરાયલી સામ્રાજ્ય પરિષદમાં સંસ્થાનો ઉપર અંકુશ મૂકનારા કેટલાક કાયદા જે આગળ પાર્લમેન્ટે પાસ કર્યા હતા તે હવે સંસ્થાનોને સ્વરાજ્યનો અધિકાર મળ્યો હોવાને લીધે નકામા થયા છે માટે તે રદ કરવા જોઈએ એવી સૂચના પાર્લમેન્ટને કરવામાં આવી. તે સૂચના પ્રમાણે બ્રિટિશ પાર્લમેન્ટે તે કાયદા રદ કર્યા અને તેને બદલે '**સ્ટૅટ્યૂટ ઑફ વેસ્ટમિન્સ્ટર**' નામનો કાયદો પસાર કર્યો ( ૧૯૩૦ ). એ કાયદામાં એવું ઠરાવવામાં આવ્યું છે કે ઇંગ્લંડ અને બ્રિટિશ સામ્રાજ્યના સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોનો દરજ્જો સરખો છે. એ કાયદાથી સ્વરાજ્ય ભોગવતા સંસ્થાનને પોતાના સંસ્થાનની અંતરસ્થ બાબતમાં રાજાને સલાહ આપવાનો હક મળ્યો છે, અને તે સલાહ પ્રમાણે રાજા ચાલે એવું ઠર્યું છે. એ કાયદાનો લાભ લઈ ઑસ્ટ્રેલિઆએ ઑસ્ટ્રેલિઆની કોર્ટના વડા ન્યાયાધીશ **સર આઇઝૅક આઈઝૅકસને** અમારા સંસ્થાનનો **ગવર્નર જનરલ** નીમો એવી સલાહ રાજાને આપી હતી અને તે સલાહ પ્રમાણે રાજાએ તેને ગવર્નર જનરલ નીમ્યો હતો.

અગાઉ બ્રિટિશ કૅબિનેટના સંસ્થાન ખાતાંના પ્રધાનના હાથમાં સંસ્થાનોનો કારભાર હતો. પણ ૧૯૩૦ માં સ્વસત્તાક સંસ્થાનોના ( Dominions ) કારભાર પર દેખરેખ રાખવા માટે '**ડુમિનિઅન મંત્રી**' નામનો જુદો મંત્રી નીમવામાં આવ્યો. ૧૯૩૨ માં ઑટાવામાં એક સામ્રાજ્ય પરિષદ ભરાઈ હતી. તેમાં હિંદુસ્તાનના પ્રતિનિધિએ પણ ભાગ લીધો હતો. એ પરિષદમાં સામ્રાજ્યના જુદા જુદા દેશોએ આર્થિક અને વેપારી બાબતમાં એક બીજાને કેવી સગવડ આપી વેપારી સંગઠન કરવું તે બાબે અગત્યનો ઠરાવ પસાર થયો હતો.

---

## સારાંશ

વિસ્તાર, વસ્તી, સામર્થ્ય અને સંપત્તિની બાબતમાં બ્રિટિશ સામ્રાજ્ય સર્વેથી શ્રેષ્ઠ છે. એ સામ્રાજ્યમાંના કૅનેડા, ઑસ્ટ્રેલિઆ,

ન્યૂઝીલંડ, દક્ષિણ આફ્રિકા અને દક્ષિણ આયર્લંડને સ્વરાજ્ય મળ્યું છે અને તેઓ સ્વસત્તાક સંસ્થાનો—ડુમિનિઅન—કહેવાય છે. તેમનો દરજ્જો ઇંગ્લંડની બરોબરનો છે. સામ્રાજ્યની પરદેશી રાજ્યનીતિની બાબતમાં અમારો પણ હાથ હોવો જોઈએ એવી તેમની ઇચ્છા છે. સ્વરાજ્ય અને ડુમિનિઅન દરજ્જો મેળવવાની હિંદુસ્તાનને પણ મહત્ત્વાકાંક્ષા છે.

---

# પ્રકરણ ૩૦ મું



## ઇંગ્લંડની રાજ્યઘટનાનો વિકાસ અને હાલની રાજ્યવ્યવસ્થા

**ઇંગ્લંડની રાજ્યઘટના :**—કોઇપણ સુવ્યવસ્થિત રાજ્યનાં મુખ્ય ત્રણ કામ હોય છે. ( ૧ ) કાયદા કરવાનું, ( ૨ ) કારભાર ચલાવવાનું, અને ( ૩ ) ન્યાય આપવાનું. એ કામો સારી રીતે થાય તે માટે જુદી જુદી સંસ્થા સ્થાપવામાં આવે છે. જ્યારે એ ત્રણે કામ વંશપરંપરાના હકથી ગાદીપર આવનાર એક વ્યક્તિના ( રાજા ) તંત્રપ્રમાણે થાય છે ત્યારે તે રાજ્યપદ્ધતિને ‘રાજસત્તાક રાજ્ય-પદ્ધતિ’ ( Monarchy ) કહે છે. જ્યારે કેટલાંક થોડા માણસોના તંત્રપ્રમાણે એ કામો થાય છે ત્યારે તે પદ્ધતિને ‘મહાજનસત્તાક રાજ્યપદ્ધતિ’ ( Aristocracy ) કહે છે અને જ્યારે એ કામો બહુજનસમાજ કે તેણે પસંદ કરેલા પ્રતિનિધિ મારફત થાય છે ત્યારે તેને ‘લોકસત્તાક રાજ્યપદ્ધતિ’ ( Democracy ) કહે છે. ઇંગ્લંડની હાલની રાજ્યઘટના ઉપર કહેલી ત્રણ પ્રકારની પદ્ધતિમાંની કોઈપણ એક પ્રકારની નથી, પણ તેમાં એ ત્રણે પ્રકારનું મિશ્રણ થયું છે. રાજા, ઉમરાવો અને સામાન્ય લોકના પ્રતિનિધિની બનેલી પાર્લમેન્ટે કરેલા અને પાર્લમેન્ટની સંમતિવાળા કાયદાપ્રમાણે ઇંગ્લંડનો રાજ્યકારભાર ચાલે છે, માટે ઇંગ્લંડમાં **સનદશીર રાજસત્તા** ( Constitutional Monarchy ) અથવા **નિયંત્રિત રાજસત્તા** ( Limited Monarchy ) ની પદ્ધતિની રાજ્યઘટના છે એમ કહેવામાં આવે છે.

ઇંગ્લંડની રાજ્યઘટના કોઈ એકાદ કાયદાથી ઘડવામાં આવી નથી. અંગ્રેજ લોકની પરાપૂર્વેથી ચાલી આવેલી રૂઢિ, વખતોવખત રાજા પાસેથી મેળવેલી હકની સનદો અને જુદે જુદે વખતે પાર્લમેન્ટે કરેલા કાયદાપર ઇંગ્લંડની રાજ્યઘટના ઉભી થવા પામી છે. ત્યારે

એ રાજ્યઘટના કેવી રીતે ઘડાતી ગઈ અને તેનું હાલનું સ્વરૂપ કેવું છે તે (૧) ઇંગ્લંડની રાજ્યઘટનાનો વિકાસ અને (૨) ઇંગ્લંડની હાલની રાજ્યવ્યવસ્થા, એવા બે ભાગમાં અહીં આપવામાં આવ્યું છે.

## (૧) ઇંગ્લંડની રાજ્યઘટનાનો વિકાસ

**ઍંગ્લો સૅક્સન રાજાઓની વિટેનગીમૉટ:—**પૂર્વે ઍંગ્લો સૅક્સન રાજાઓના વખતમાં **વિટેનગીમૉટ** (શાણા માણસોનુ મંડળ) નામની સભા રાજાઓને રાજ્યકારભારના કામમાં સલાહ આપતી હતી. રાજવંશના માણસો, રાજાનો પ્રધાન, મોટા મોટા ઉમરાવો અને પ્રતિષ્ઠિત અને વિદ્વાન્ ગૃહસ્થો એ સભાના સભાસદ હતા. રાજાની ચૂંટણી, નવા કાયદા, પરદેશો સાથે યુદ્ધ કે સલાહ, ન્યાય મનસૂબા વગેરે કામો એ સભા મારફત થતાં હતાં.

**નૉર્મન રાજાઓની ગ્રેટ કાઉન્સિલ:—**ઇંગ્લંડમાં નૉર્મન વંશ સ્થપાયા પછી સરંજામી જાગીરદારીની પદ્ધતિ શરૂ થઈ. ઇંગ્લંડની બધી જમીન રાજાની માલિકીની છે એવું ૧ લા વિલિઅમે જાહેર કર્યું અને તે તેણે તેના નૉર્મન ઉમરાવોને સરંજામી જાગીરદારીની પદ્ધતિએ વહેંચી આપી. એ નૉર્મન ઉમરાવોએ પોતાની કેટલીક જમીન સરંજામી જાગીરદારીને શરતે અને કેટલીક ખેતી કરવાની શરતે ઇંગ્લિશ લોકને આપી હતી. આવી રીતે ઇંગ્લિશ પ્રજાનો દરજ્જો નૉર્મન લોક કરતાં નીચો હતો. ઇંગ્લંડમાં સરંજામી જાગીરદારીની પદ્ધતિ શરૂ થયા પછી રાજાને રાજ્યકારભારના કામમાં સલાહ આપવા માટે આગળની વિટેનગીમૉટ સભાને બદલે **ગ્રેટ કાઉન્સિલ** નામનું એક મંડળ અસ્તિત્વમાં આવ્યું. એ ગ્રેટ કાઉન્સિલમાં રાજાના મોટા મોટા સરંજામી જાગીરદારો, આર્ચ બિશપ અને બિશપો સભાસદ હતા. પણ ઘણીખરી સત્તા તો રાજાના હાથમાં હોવાથી આ કાઉન્સિલનું રાજા ઉપર કંઈ ચલણ નહોતું. રાજા એ કાઉન્સિલની સલાહ લે, તેની સાથે મસલત કરે, પણ પછી પોતાની નજરમાં આવે તે કરે.

**નૉર્મન રાજાઓની સત્તા:—**સરંજામી જાગીરદારોનું જોર

વધે નહિ, અને પોતાના હાથમાં અનિયંત્રિત સત્તા રહે એવું નૉર્મન વંશના રાજાઓનું ધોરણ હતું. રાજ્યકારભારની બાબતમાં સામાન્ય લોકની સહાનુભૂતિ અને ટેકો મેળવવા માટે ૧ લા હેન્રીએ એવું જાહેર કર્યું હતું કે "હું ઇંગ્લંડના કાયદા અને રૂઢિપ્રમાણે રાજ્યકારભાર ચલાવીશ." આ જાહેરાતથી હેન્રી ઇંગ્લિશ પ્રજાની સહાનુભૂતિ મેળવી શક્યો અને તેથી સરદારોનું જોર કમી કરી શક્યો. પણ ત્યારપછી સ્ટીવનની કારકિર્દીમાં પાછું સરદારોનું જોર વધ્યું, રાજસત્તા નબળી પડી અને સર્વત્ર અંધાધુંધી થઈ રહી.

**૨ જા હેન્રીના સુધારા:**—૨ જા હેન્રીએ ઘણા અગત્યના સુધારા કર્યા હતા. તેણે ઉમરાવોનું જોર તોડી પોતાની સત્તા સર્વત્ર સ્થાપન કરી. ઉમરાવો પ્રજાપર જુલમ કરે નહિ તે માટે તેણે દેશમાં ફરતા ન્યાયાધીશો નીમ્યા અને તે ન્યાયાધીશોએ જ્યૂરીની મદદથી ન્યાયનિવેડા કરવા એવું ઠરાવ્યું. રાજ્યપર જ્યારે હુમલો કે આફત આવે ત્યારે રાજાને મદદ કરવાની પ્રત્યેક માણસની ફરજ છે એમ કહી દરેક નાગરિકે શસ્ત્ર રાખવાં અને તેમનો ઉપયોગ શીખવો એવો નિયમ તેણે ઠરાવ્યો. આ હુકમથી સામાન્ય વર્ગના લોકનું મહત્ત્વ વધ્યું.

તે કાળમાં સરંજામી પદ્ધતિથી રાજાને ઘણી ઉપજ થતી હતી. અને રાજ્યકારભારનો ખર્ચ પણ ઓછો થયો હતો. તેથી પૈસા માટે **ગ્રેટ કાઉન્સિલની** બેઠક ભરવાના પ્રસંગ થોડા આવતા.

**મૅગ્નાચાર્ટા, ૧૨૧૫:**—જૉન રાજાએ તેની કારકિર્દીમાં ઘણા જુલમી કૃત્યો કર્યાં. ફ્રાન્સ સાથેની લડાઈમાં તેને ઘણો ખર્ચ થઈ ગયો હતો. તે તેણે ઇંગ્લંડના અમીરઉમરાવ, ધર્માધિકારી, વેપારી અને સામાન્ય લોકઉપર પોતાના જ અધિકારથી ભારે કરો મૂકી ઉભો કર્યો. જે લોકો તેની સામે પડતા તેમને તે ન્યાયકચેરીમાં તપાસ ચલાવ્યાવિના તુરંગમાં નાંખતો. આવાં આવાં કૃત્યોને લીધે બધાને તેની કારકિર્દી જુલમી લાગવા માંડી. જૉનના અન્યાયી અને જુલમી કૃત્યોને લીધે અમીરઉમરાવ, ધર્માધિકારી અને સામાન્ય લોક એકત્ર થયા અને તેમણે તેમના પૂર્વાપાર ચાલતા આવેલા હકોની એક સનદ તૈયાર કરી અને જૉનને તે પર સહી કરવાની ફરજ પાડી. આ સનદ

**મૅગ્નાચાર્ટા** કહેવાય છે. તેમાં ઘણી કલમો છે તેમાંની આગળ આપેલી કલમો ઘણી અગત્યની છે. (૧) રાજાએ ગ્રેટ કાઉન્સિલની (અમીરઉમરાવમંડળ) સંમતિવિના ઠરાવેલા સરંજામી કર કરતાં વધારે કર લેવો નહિ. (૨) ન્યાયકોર્ટમાં યોગ્ય તપાસ થઈ આરોપ સાબિત થાય નહિ ત્યાંસુધી માત્ર શક ઉપરથી કોઈને તુરંગમાં નાંખવો નહિ. (૩) પૂર્વાપાર ચાલતા આવેલા કાયદાપ્રમાણે જ ન્યાય આપવો, અને ન્યાયની બાબતમાં ગરીબ અને તવંગરનો ભેદ હોવો જોઈએ નહિ. (૪) ધર્મની બાબતમાં પરાપૂર્વથી ચાલતી આવેલી વ્યવસ્થામાં રાજાએ વચ્ચે પડવું નહિ.

ઇંગ્લિશ લોકના પરાપૂર્વથી ચાલતા આવેલા હક્કોને ‘મૅગ્નાચાર્ટા’ની સનદથી રાજાની કબૂલાત મળી, માટે એ સનદ વિશેષ મહત્ત્વની છે.

**પાર્લમેન્ટની સ્થાપના, ૧૨૯૫:**—જૉનના છોકરા ૩ જા હેન્રીએ ફ્રાન્સથી આવેલા તેના લાગતા વળગતાઓને જમીનો, જાગીરો અને વતનો આપવાનો આરંભ કર્યો, તેણે સ્કૉટલંડ અને વેલ્સ દેશો જીતી લેવાના પ્રયત્ન કર્યા, અને તેમાં તેને ખર્ચ ઘણો થઈ પુષ્કળ દેવું થયું. ત્યારે તેણે પોતાના જ અધિકારથી પ્રજાપર ભારે કરો મૂકયા. હેન્રીનો પરદેશીઓ માટેનો પક્ષપાત અને મૅગ્નાચાર્ટાની સનદ વિરુદ્ધનું વર્તન ઉમરાવો અને બીજા લોકોને ગમ્યું નહિ. ત્યારે **સાઈમન ડી મૉંટફર્ડ** નામના સરદારે એ બાબતમાં હેન્રી વિરુદ્ધ આગેવાની લીધી, અને હેન્રી અને રાજપુત્ર એડવર્ડને હરાવી કેદ કર્યા. પછી રાજ્યકારભાર અને પ્રજાપર કર મૂકવાની બાબતનો વિચાર કરવા માટે તેણે ગ્રેટ કાઉન્સિલની (અમીરઉમરાવમંડળ) સભા બોલાવી અને તે સભામાં કેટલાંક મોટાં મોટાં શહેરો અને પરગણાંના પ્રતિનિધિઓને પણ બોલાવ્યા. આવી રીતે શહેર અને પરગણાંના સામાન્ય લોકના પ્રતિનિધિઓની રાજ્યકારભાર અને કર મૂકવાના કામમાં સલાહ લેવાનો રિવાજ પહેલ પ્રથમ જ પડ્યો. આ જ સભાનું **પાર્લમેન્ટ** નામ પ્રચારમાં આવ્યું. પાર્લમેન્ટ શબ્દ ફ્રેંચ ભાષાના Parler=બોલવું એ મૂળમાંથી આવ્યો છે. સાઈમન ડી મૉંટફર્ડે પોતાની બાજુના જ માણસોને આ સભામાં બોલાવ્યા હતા.

૧ લા એડવર્ડ રાજાને વેલ્સ અને સ્કૉટલંડ સાથે લડાઈઓ કરવી પડ્યાથી ઘણો ખર્ચ થઈ ગયો હતો. તેથી નવા કર મૂકવા માટે અને રાજ્યકારભારના કામમાં સલાહ લેવા માટે તેણે ફક્ત ગ્રેટ કાઉન્સિલના (અમીરઉમરાવમંડળ) સભાસદોને જ ન બોલાવતાં સાઈમન ડી મૉંટફર્ડના યોજના પ્રમાણે પરગણાંના અને મોટાં શહેરોના પ્રતિનિધિઓને પણ બોલાવ્યા (૧૨૯૫). આમ આ સભામાં દેશના ધર્માધિકારી, અમીરઉમરાવ અને સામાન્ય લોક, એ બધા વર્ગોના લોક આવ્યા, માટે એ પાર્લમેન્ટ **નમુનેદાર પાર્લમેન્ટ** (Model Parliament) કહેવાઈ છે. એ વખતે પાર્લમેન્ટના બે ભાગ નહોતા. સર્વ સભાસદો એક જ દિવાનખાનામાં બેસી ચર્ચા કરતા. પછી ૧૩૩૦ ના અરસામાં **ઉમરાવની સભા** (House of Lords) અને **આમની સભા** (House of Commons) એવા પાર્લમેન્ટના બે ભાગ પડ્યા. મોટા મોટા ધર્માધિકારીઓ અને સરંજામી જાગીરદારો ઉમરાવની સભામાં બેસવા લાગ્યા, અને પરગણાંના અને શહેરોના પ્રતિનિધિઓ આમની સભામાં બેસવા લાગ્યા.

**પ્રિવી કાઉન્સિલ**:—નૉર્મન રાજાની કારકિર્દીમાં નવા કાયદા કરવા માટે અને કર મૂકવા માટે રાજાને સલાહ આપવા સારૂ અમીર-ઉમરાવો અને જાગીરદારોની ગ્રેટ કાઉન્સિલ નામની સભા હતી. પણ એ મંડળ રોજ રાજાની પાસે રહે એ શક્ય નહોતું. તેથી રાજા પોતાના દરરોજના રાજ્યકારભારના કામમાં એ મંડળના પોતાના ખાસ માનીતા સભાસદોની સલાહ લેતા (૧૧૦૦). આ સલાહકાર મંડળ '**રાજાની કાઉન્સિલ**' કહેવાતું. એ કાઉન્સિલને (૧) નવીન કાયદા સૂચવવાનું, (૨) અમલબજામણીનું કામ કરવાનું અને (૩) ન્યાય-નિવેડા કરવાનું, એ ત્રણે કામ કરવાં પડતાં હતાં. પણ ધીમે-ધીમે એ સલાહકારમંડળનું કામ વધતું ગયું, ત્યારે ૧૧૫૦ ના અરસામાં તેના બે ભાગ પાડવામાં આવ્યા. એમાંનો એક ભાગ રાજાને ન્યાય ચૂકવવાના કામમાં મદદ કરતો, માટે તેને 'રાજાની ન્યાયકૉર્ટ' એવું નામ મળ્યું (૧૨૫૦), અને પછી આગળ જતાં આ ન્યાયકૉર્ટના જ ચૅન્સરી કૉર્ટ, એક્સચેકર કૉર્ટ, કૉમન પ્લીઝ કૉર્ટ અને રાજાની

કોર્ટ, એવા ચાર પેટાવિભાગ પડ્યા. અને બીજો વિભાગ રાજાને રાજ્યકારભારના કામમાં સલાહ આપતો, તેથી 'રાજાની કાઉન્સિલ' કે 'સલાહકાર મંડળ' એવું તેનું નામ પડ્યું (૧૧૫૦). આ કાઉન્સિલનું કામ પણ રફ્તે રફ્તે વધવા લાગ્યું. ત્યારે દરરોજના ઠરાવેલા કામ સિવાયના મહત્ત્વનાં કામ અને રાજ્યકારભારનું ધોરણ નક્કી કરવાનું કામ રાજા પોતાની કાઉન્સિલમાંના પોતાના ખાસ માનીતા અને વિશ્વાસુ સભાસદોની સલાહથી કરવા લાગ્યા, માટે એના સલાહકાર મંડળને **'પ્રિવી કાઉન્સિલ'** એવું નામ મળ્યું (Privy = ખાનગી) (૧૪૦૦ ના અરસામાં). ન્યાય આપવાનું કામ કરનારા અને રાજાને રાજ્યકારભારના કામમાં સલાહ આપનારા બધા સભાસદોની નીમણૂક રાજા જ કરતા, અને તે તેના કામ માટે રાજાને જ જવાબદાર રહેતા. તેથી એ જુદી જુદી મંડળીઓ રાજાની ઇચ્છા પ્રમાણે જ કામ કરતી અને જેથી રાજાની ઈજ્જતઆબરૂ અને સત્તા વધે એવું જ ધોરણ રાખતી.

**૧૪ મા અને ૧૫મા સૈકામાં પાર્લમેન્ટની સત્તાઃ—** ૧૨૯૫ માં દેશના મુખ્ય ધર્માધિકારી, સરદાર અમીરઉમરાવ અને જિલ્લા અને શહેરના સામાન્ય લોકના પ્રતિનિધિઓની બનેલી પાર્લમેન્ટ સ્થાપન થઈ હતી, પણ તેના હાથમાં સત્તા ઘણી થોડી જ હતી. પાર્લમેન્ટની બેઠક ક્યારે ભરવી તે રાજા પોતે જ ઠરાવતા. રાજાની સરંજામી પેદાશ ઘણી હોવાથી અને તે કાળે રાજ્યકારભારનો ખર્ચ ઘણો કમી હોવાથી પૈસા માટે પાર્લમેન્ટની સભા બોલાવાના પ્રસંગ ઘણા થોડા આવતા. કોઇ વાર એકાદ યુદ્ધ કરવું હોય અને તે માટે ખર્ચ જેટલાં નાણાં ઉભાં કરવા માટે નવો કર મૂકવાની જરૂર હોય ત્યારે પાર્લમેન્ટની બેઠક ભરવામાં આવતી. પરદેશથી આવતા માલપર જકાત મૂકવામાં આવતી તે પરદેશી લોકોને જ ભોગવવી પડે છે, અને ઇંગ્લંડના લોકને ભોગવવી પડતી નથી એવી તે કાળે સમજણ હતી, તેથી પાર્લમેન્ટની સંમતિવિના જ એ જકાત મૂકવાનો અમને હક છે એમ રાજા માનતા હતા. તે જ પ્રમાણે એકાદો

નવો કાયદો ઘડવાનો હોય કે જુનો કાયદો સુધારવાનો હોય ત્યારે પાર્લમેન્ટની બેઠક ભરવાની જરૂર હતી. પરંતુ એવે વખતે પણ હંગામી જાહેરનામાં (Proclamations) કાઢવાની રાજાને સત્તા હતી. તેથી રાજા પોતાની કાઉન્સિલની સલાહથી એવાં જાહેરનામાં કાઢી કામ ચલાવતા. એ જાહેરનામાંને કામચલાઉ—હંગામી—કાયદાનું સ્વરૂપ મળતું, અને ન્યાયકોર્ટ પણ તેને રીતસરનો કાયદો ગણી તે પ્રમાણે ન્યાય આપતી. રાજાની પ્રિવી કાઉન્સિલ (સલાહકાર મંડળ) અને ન્યાયકોર્ટ પાર્લમેન્ટને જવાબદાર નહોતી, પણ તે રાજાને જ જવાબદાર હતી. રાજાના પ્રિવી કાઉન્સિલમાંના મંત્રી લોકહિતવિરુદ્ધ કંઈ બાબત કરે તો તે માટે તેને જવાબદાર કરવા માટે પાર્લમેન્ટે ૧૩૭૬ ની સાલથી તે બાબતની તપાસ કરવા માટે તેનાપર કામ ચલાવવાનો રિવાજ (Impeachment) શરૂ કર્યો. આ ઇમ્પીચમેન્ટ વખતે આમની સભાનું કામ રાજાના મંત્રી ઉપરનો આરોપ સિદ્ધ કરવાનું અને ઉમરાવની સભાનું કામ તે આરોપ માટે ફેંસલો આપવાનું હોય છે. પણ રાજાના મંત્રીએ કોઈ મોટો અપરાધ કર્યો હોય, અથવા લોકહિતવિરુદ્ધનું વર્તન કર્યું હોય ત્યારે જ અને તે માટે જ ઇમ્પીચમેન્ટ નામની તપાસ ચાલે છે, એટલે દરરોજના રાજ્યકારભાર માટે તે મંત્રી કંઈ પાર્લમેન્ટને જવાબદાર થતો નથી, કારણ કે એ ખટલાથી કંઈ અમલબજાવણી ખાતાંપર પાર્લમેન્ટની સત્તા ઠરતી નથી. નવા કાયદા કરવાની બાબતમાં પણ પાર્લમેન્ટના હાથમાં ઘણી થોડી જ સત્તા હતી. નવીન કાયદો કરવા માટે કે પોતાની ફરિયાદની દાદ મેળવવા માટે પાર્લમેન્ટને રાજા આગળ અરજી (Petition) કરવી પડતી હતી. અમુક કારણોસર કાયદો કરવાની જરૂર છે એવી પાર્લમેન્ટે કરેલી અરજી જો રાજાને યોગ્ય માલમ પડે તો મંત્રીમંડળની સલાહપ્રમાણે અરજીમાંની બાબતને અનુસરીને કાયદાનો મુત્સદ્દો ઘડાઈ રાજા તરફથી તે પાર્લમેન્ટની સભામાં રજૂ થતો. આમ કાયદાનો ખરડો રાજાના મંત્રીઓ જ તૈયાર કરતા હોવાથી ઘણી વાર એવું બનતું કે મુત્સદ્દો મૂળ અરજીથી જુદા જ પ્રકારનો થતો. તેથી પોતાને જોઇતો કાયદો પાસ કરવાનું પાર્લમેન્ટને ઘણું જ

કઠણ પડતું. પાર્લમેન્ટની બે સભા પૈકી ઉમરાવોની સભાનો દરજ્જો ઉંચો સમજવામાં આવતો હતો. જો કોઈ કાયદો પાસ થતો તેમાં "રાજાએ આમની સભાની **વિનંતિ** ઉપરથી ઉમરાવની સભાની **સંમતિથી** આ કાયદો કર્યો છે" એવું વાક્ય હોવાથી ઉમરાવોની સભાનો દરજ્જો ઉંચો હતો તે સહજ સમજાશે. આવી રીતે ૧૪ મા સૈકામાં કર મૂકવાની બાબતમાં, કાયદા કરવાની બાબતમાં અને રાજાના મંત્રીમંડળને જવાબદાર કરવાની બાબતમાં પાર્લમેન્ટની સત્તા ઘણી મર્યાદિત હતી. પણ એ બધી બાબતમાં અધિક સત્તા પોતાના હાથમાં લેવાના પાર્લમેન્ટના પ્રયત્નો ચાલુ જ હતા. આમની સભાના ભરોસાદાર ગૃહસ્થોને જ રાજાએ પોતાની પ્રિવી કાઉન્સિલમાં નીમવા, અને તેમની સલાહ પ્રમાણે રાજ્યકારભાર ચલાવવો, કોઈ એક નવો કાયદો કરવાની પાર્લમેન્ટને જરૂર જણાય તો તે સંબંધમાં રાજાને અર્જ ન કરતાં જે સ્વરૂપમાં કાયદો જોઈતો હોય તે જ સ્વરૂપમાં 'બિલ' તરીકે આમની સભામાં કે ઉમરાવની સભામાં તે તે સભાના સભાસદ લાવી શકે, અને પાર્લમેન્ટની સલાહવિના રાજાએ કર મૂકવો નહિ, એ બાબતો માટે પાર્લમેન્ટે ૧૫ મા સૈકામાં ઘણી ખટપટ કરી હતી. ૧૪ મા સૈકાના અંતમાં પાર્લમેન્ટે રાજાના મંત્રીપર કામ (Impeachment) ચલાવી તેને શિક્ષા ઠોકાવી હતી (૧૩૭૬), તેમ જ ૨ જા રિચર્ડ રાજાને પદભ્રષ્ટ કરી લૅંકૅસ્ટર વંશના ૪ થા હેન્રીને ઇંગ્લંડની ગાદી આપી હતી (૧૩૯૯); તેને લીધે લૅંકૅસ્ટર વંશની કારકિર્દીમાં પાર્લમેન્ટની સત્તા થોડી વધી હતી, તો પણ અમલબજામણી ખાતું (પ્રિવી કાઉન્સિલ) જવાબદાર થયું નહોતું. જ્યારે કોઈ મોટો અન્યાય કે જુલમ થતો ત્યારે પાર્લમેન્ટ પોતાની સત્તા ગજાવવાનો પ્રયત્ન કરતી.

**ટ્યૂડર સમયઃ**—૧૫ મા સૈકામાં પાર્લમેન્ટના હાથમાં થોડી સત્તા આવી; પણ પછી ટ્યૂડર કાળમાં તે પાછી કમી થઈ અને રાજસત્તા અનિયંત્રિત થઈ. તેમ થવામાં ઘણી બાબતો કારણભૂત હતી. (૧) ૧૫ મા સૈકાના ઉત્તરાર્ધમાં ઇંગ્લંડની ગાદીને માટે ઇંગ્લંડના બે રાજકુટુંબો માંહોમાંહે લડ્યાં હતાં અને તે યુદ્ધમાં ઘણા અમીર-ઉમરાવ અને સરદાર માર્યા ગયાને લીધે ટ્યૂડર કાળમાં ઉમરાવોની

સંખ્યા જ ઘણી ઓછી થઈ ગઈ હતી. વળી ટ્યૂડર રાજાઓએ કેટલાક નવા ઉમરાવો બનાવ્યા હતા, તે બધા તો રાજપક્ષના જ હોય; (૨) વળી ટ્યૂડર સમયમાં થયેલી ધર્મસુધારાની ચળવળ અને ધર્મ-મઠોના નાશને લીધે ઉમરાવોની સભામાં ધર્માધિકારીઓની સંખ્યા અને તેમનું મહત્ત્વ ઘણાં ઓછાં થઈ ગયા હતાં. એમ થવાથી ઉમરાવોની સભા નબળી થઈ ગઈ હતી અને રાજસત્તા ઉપર એ સભાનો જે ધાક હતો તે પણ ઓછો થઈ ગયો હતો; (૩) ઉમરાવોની સભાની મદદ વિના રાજસત્તાનો વિરોધ કરવાની શક્તિ આમની સભાની નહોતી. એ સભામાં યોગ્ય નેતા નહોતા. આમ ટ્યૂડર કાળમાં પાર્લમેન્ટની સત્તા નબળી પડી અને રાજસત્તા નિરંકુશ થઈ. આમ રાજસત્તા નિરંકુશ થઈ તોપણ પાર્લમેન્ટની સત્તા ધુતકારી કાઢવાના પ્રયત્નો ટ્યૂડર વંશના રાજાઓએ કર્યા નહોતા. પણ આમની સભાને પોતાની બાજુ તરફ વળાવી લઈ પોતાની અનિયંત્રિત સત્તા પાર્લમેન્ટ પાસે સ્વીકારાવવાના પ્રયત્નો ટ્યૂડર વંશના રાજાઓએ કર્યા હતા. એ ઉદ્દેશથી તેમણે પોતાના માનીતા ગૃહસ્થોને ઉમરાવપદ આપી ઉમરાવોની સભાના સભાસદ કર્યા હતા. આમની સભાના સભાસદોનો પણ ટેકો મેળવવા માટે તેમણે ઘણાં નવાં શહેરોને આમની સભામાં સભાસદ ચૂંટી મોકલવાનો હક આપ્યો હતો, અને તે શહેરોમાંથી પોતાને અનુકૂળ હોય એવા માણસો જ ચૂંટાઈ આવે તે માટે ભારે ખટપટ ચલાવતા હતા. આ પ્રમાણે ટ્યૂડર વંશના રાજાઓના હાથમાં અનિયંત્રિત સત્તા હતી, તોપણ ઉમરાવોનો દોર કમી કરવાનું, વેપાર-રોજગાર, ઉદ્યોગધંધા અને વહાણવટાંને ઉત્તેજન આપવાનું તેમનું ધોરણ હોવાને લીધે તેમની અનિયંત્રિત સત્તા પણ લોકપ્રિય થઈ હતી.

**સ્ટુઅર્ટ કાળ: રાજા અને પાર્લમેન્ટ વચ્ચે કલહ (૧૬૦૩–૧૬૮૮)**:—સ્ટુઅર્ટ વંશના રાજા ૧ લા જેમ્સને ઇંગ્લંડની ગાદી વંશપરંપરાના હકથી મળેલી તેથી 'રાજાની ઈશ્વરદત્ત સત્તા (Divine Right Theory)' એ નામનો નવો સિદ્ધાંત બહાર પાડ્યો. એ સિદ્ધાંત એવો છે કે "રાજાને રાજ્ય કરવાનો જે હક પ્રાપ્ત થાય છે તે પ્રજાની ઇચ્છાથી નહિ, પણ ઈશ્વરી યોજનાથી

મળે છે. તેથી રાજા પોતાના કૃત્યો માટે પ્રજાને જવાબદાર નથી; તે તો માત્ર ઇશ્વરને જ જવાબદાર છે, તેથી લોકોએ તેનો વિરોધ કરવો નહિ, પણ તેની આજ્ઞા મૂગે મોંએ પાળવી. પાર્લમેન્ટ સંસ્થા રાજાની ઇચ્છાથી જ અસ્તિત્વમાં આવેલી હોવાથી પાર્લમેન્ટે કરેલો કોઈ પણ કાયદો રદ કરવાની કે કોઈ એક નવો કાયદો ઘડવાની સત્તા રાજાને છે પણ કોઈપણ કાયદો રાજાને બંધનકારક નથી." ૧ લો જેમ્સ અને ૧ લો ચાર્લ્સ 'રાજાની ઈશ્વરદત્ત સત્તા'ના સિદ્ધાંતથી ઉપર પ્રમાણે વર્તતા હતા. પણ લોકમત એથી તદ્દન જુદો હતો. તેઓ રાજાની ઈશ્વરદત્ત સત્તામાં માનતા નહોતા. પાર્લમેન્ટે કરેલા કાયદા લોકો પ્રમાણે જ રાજાને પણ બંધનકારક છે એવો પાર્લમેન્ટનો મત હતો.

આ પ્રમાણે સ્ટુઅર્ટ કાળમાં રાજસત્તા શ્રેષ્ઠ કે પાર્લમેન્ટની સત્તા શ્રેષ્ઠ એ પ્રશ્ન ઉપર રાજા અને પાર્લમેન્ટ વચ્ચે ઝગડો ઉત્પન્ન થયો. ૧ લા ચાર્લ્સની ગેરકાયદેસર અને અનિયંત્રિત વર્તણૂક ઉપર અંકુશ મૂકવા માટે પાર્લમેન્ટે 'પિટિશન ઑફ્ રાઇટ્સ' નામનો કાયદો પાસ કર્યો (૧૬૨૮). તોપણ ચાર્લ્સે તેનું વર્તન સુધાર્યું નહિ, ત્યારે પાર્લમેન્ટે તેની સાથે લડાઈ કરી. એ લડાઈમાં ચાર્લ્સની હાર થઈ. તે પકડાઈ ગયો અને જુલમી, દેશદ્રોહી અને દેશનું અકલ્યાણ કરનારા તરીકે તેના પર કામ ચલાવવામાં આવ્યું, તેને ગુનેગાર ઠેરવવામાં આવ્યો અને તેને ફાંસી દેવામાં આવી. ત્યાર પછી દેશમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. પણ તેને બદલે લશ્કરી સત્તા સ્થાપન થવાની બીક લાગવાથી ૨ જા ચાર્લ્સને ગાદી આપી પાછી રાજસત્તા સ્થાપન કરવામાં આવી (૧૬૬૦). બાપના પર વીતેલી હકીકતથી ચાર્લ્સે કંઈ જ ધડો લીધો નહિ, અને જુલમી અને અનિયંત્રિત કૃત્યો ચાલુ રાખ્યાં. તેના પછી ગાદી પર આવનાર રાજા ૨ જા જેમ્સે પણ ઘણો જુલમ કર્યો અને કાયદાવિરુદ્ધ વર્ત્યો. તેને લીધે પ્રજામત તેની સામે થયો અને પાર્લમેન્ટે હૉલંડના વિલિઅમને ઇંગ્લંડની ગાદી આપી. એટલે ૨ જો જેમ્સ ઇંગ્લંડમાંથી પલાયન કરી ગયો, અને ૩ જો વિલિઅમ ઇંગ્લંડનો રાજા થયો. આ પ્રમાણે ઇંગ્લંડમાં રાજ્યક્રાંતિ થઈ. ત્યાર પછી

વિલિઅમે બિલ ઑફ્ રાઈટ્સના કાયદા પ્રમાણે ચાલવાનું કબૂલ કર્યું (૧૬૮૯). ૩ જા વિલિઅમને ઇંગ્લંડની ગાદી મળી તે વંશપરંપરાના હકથી ન મળતાં પાર્લમેન્ટના કાયદાથી મળી હતી, તેથી 'રાજાની ઈશ્વરદત્ત સત્તા'ના સિદ્ધાંતની હાર થઈ અને પાર્લમેન્ટની સત્તા રાજસત્તા કરતાં શ્રેષ્ઠ ઠરી અને ઇંગ્લંડની રાજ્યઘટનામાં રાજા અને પાર્લમેન્ટ એ બંને અંગો એકબીજાના પોષક તરીકે જરૂરના છે, અને પાર્લમેન્ટે કરેલા કાયદા પ્રજા પ્રમાણે જ રાજાને પણ બંધનકારક છે એમ સિદ્ધ થયું.

**બિલ ઑફ્ રાઈટ્સ, ૧૬૮૯ :**—વિલિઅમને રાજ્યપદ આપતી વખતે પાર્લમેન્ટે પ્રજાના સ્વાભાવિક હકનો એક દસ્તાવેજ તૈયાર કર્યો અને તે માટે વિલિઅમની કબૂલાત મેળવી અને તે રાજા થયો ત્યારે એ દસ્તાવેજ **બિલ ઑફ્ રાઈટ્સ** નામનો કાયદો થયો (૧૬૮૯). ઇંગ્લંડની રાજ્યઘટનાના ઇતિહાસમાં મૅગ્નાચાર્ટા અને બિલ ઑફ્ રાઈટ્સ ઘણા અગત્યનાં કાયદા છે. એ કાયદાઓમાં નીચેની કલમો મહત્ત્વની છે. (૧) પાર્લમેન્ટની સંમતિ વિના કોઈ એક હયાત કાયદો થોડા વખત માટે અથવા હંમેશને માટે રદ કરવાનો રાજાને હક નથી. (૨) પાર્લમેન્ટની બેઠક વારંવાર ભરી રાજ્યકારભાર ચલાવવો અને લોકોનાં દુઃખ ફરિયાદ દૂર કરવા માટે પાર્લમેન્ટની સલાહ લેવી એ રાજાનું કર્તવ્ય છે. (૩) શાંતિની વેળાએ રાજાએ કાયમનું લશ્કર રાખવું નહિ. (૪) પાર્લમેન્ટની સંમતિ વિના રાજાએ લોકના ઉપર કર મૂકવા નહિ. (૫) પાર્લમેન્ટમાં સભાસદોના ભાષણ કરવાની સ્વતંત્રતા ઉપર કોઈપણ તરેહની બંધી કરવી નહિ.

**રાજ્યકારભાર પર પાર્લમેન્ટની દેખરેખ :**—બિલ ઑફ્ રાઈટ્સના કાયદા પ્રમાણે ઇંગ્લિશ પ્રજાના સ્વાભાવિક હકો માટે રાજાની કબૂલાત મેળવ્યા પછી દરરોજના કારભાર પર પાર્લમેન્ટની દેખરેખ રહે અને રાજાના પ્રધાનો પાર્લમેન્ટને જવાબદાર રહે તે માટે પાર્લમેન્ટે (૧) રાજ્યકારભાર માટે રાજાને થતા ખર્ચ માટે ઉપજ કરી આપવા સારૂ આગળના રિવાજ પ્રમાણે રાજાની હયાતિ સુધી એક વખતે જ મંજૂર ન કરતાં તે એક વર્ષ પૂરતો જ મંજૂર કરવાનો

રિવાજ પાડ્યો, અને એ રિવાજથી રાજ્યની તિજોરી ઉપર પાર્લમેન્ટની સત્તા સ્થાપન થઈ. તે જ પ્રમાણે ( ૨ ) મ્યુટિની ઍક્ટ ( લશ્કરસંબંધી કાયદો ) એક વર્ષ સુધીને માટે જ મંજૂર કરવાનો રિવાજ પાડ્યો. આને લીધે રાજકારભારના ખર્ચ માટે અને સૈન્ય માટે પાર્લમેન્ટની મંજૂરી મેળવવા દર વર્ષે પાર્લમેન્ટની બેઠક ભરવા રાજાને ફરજ પડવા લાગી.

**કૅબિનેટ મારફત રાજ્યકારભાર**:—બિલ ઑફ રાઈટ્સના કાયદાથી રાજ્યકારભારના ખર્ચ માટે અને મ્યુટિની ઍક્ટથી લશ્કરના વાર્ષિક ખર્ચ માટે પાર્લમેન્ટની મંજૂરીની જરૂર હોવાથી પાર્લમેન્ટને પસંદ પડે એવો કારભાર અને તેમણે પાર્લમેન્ટનો જેનાપર વિશ્વાસ હોય એવા મંત્રીઓ મારફત ચલાવવાની રાજાને ફરજ પડવા લાગી. રાજા રાજ્યકારભારના કામમાં જે મંત્રીઓની સલાહ લેતા તે મંત્રીમંડળ ૧૪ મા સૈકામાં **પ્રિવી કાઉન્સિલ** કહેવાવા લાગ્યું. એ મંત્રીમંડળના બધા સભાસદ રાજાના નીમેલા હોવાથી તેઓ રાજાને જવાબદાર રહેતા હતા. ટ્યૂડર અને સ્ટુઅર્ટ વંશના રાજાઓએ પ્રિવી કાઉન્સિલની સલાહ પ્રમાણે જ રાજ્યકારભાર ચલાવ્યો હતો. એ કાઉન્સિલના સભાસદોની સંખ્યા ઘણી મોટી થઈ ત્યારે તેમાંના થોડાક વિશ્વાસપાત્ર મંત્રીઓની સલાહ પ્રમાણે ૨ જા ચાર્લ્સે રાજ્યકારભાર કર્યો હતો. એ નાના મંડળને કૅબાલ નામ આપવામાં આવ્યું હતું. પણ એ પ્રિવી કાઉન્સિલ કે તેમાંનું નાનું કૅબાલ મંડળ પાર્લમેન્ટને જવાબદાર નહોતું.

પણ વિલિઅમ ૩ જો રાજા થયો ત્યારે તેણે જોઈ લીધું કે જે પ્રધાનો પર પાર્લમેન્ટનો વિશ્વાસ નથી એવા પ્રધાનો મારફત રાજ્ય ચલાવવું અશક્ય છે. તેથી તેણે પાર્લમેન્ટમાંના વ્હિગ અને ટોરી બંને પક્ષોના મુખ્ય મુખ્ય ગૃહસ્થોને પોતાના મંત્રિમંડળમાં લીધા અને તેમની મારફત રાજ્યકારભાર ચલાવવાની શરૂઆત કરી. પણ પરસ્પર વિરોધી ધોરણવાળા પ્રધાનો મારફત રાજ્યકારભાર સારી રીતે ચાલી શક્યો નહિ. ત્યારે લૉર્ડ સંડરલંડની સૂચના ઉપરથી વિલિઅમે પાર્લમેન્ટમાં જે પક્ષની બહુમતિ હતી તે પક્ષના મુખ્ય ગૃહસ્થોનું પ્રધાનમંડળ નીમી તેની

મારફત રાજ્યકારભાર ચલાવવા માંડ્યો. આ પ્રયોગ ફત્તેહમંદ નીવડ્યો. કેમ કે એવા પ્રધાનમંડળને પાર્લમેન્ટનો ટેકો હતો. રાજાના પ્રમુખપણાં નીચે આ કાઉન્સિલની (પ્રધાનમંડળની) બેઠક એક ઓરડામાં (કૅબિનેટ) ભરાતી, તેથી એ કાઉન્સિલ **કૅબિનેટ કાઉન્સિલ** કહેવાવા લાગી, અને આગળ જતાં તેને માટે એકલો કૅબિનેટ શબ્દ રૂઢ થયો. ઍનની કારકિર્દીમાં પણ તેના જ પ્રમુખપણાં નીચે પ્રધાનમંડળની (કૅબિનેટ) બેઠક ભરાતી. પણ ૧ લા અને ૨ જા જ્યૉર્જને ઇંગ્લિશ ભાષા આવડતી નહોતી, અને ઇંગ્લંડના રાજ્યકારભારમાં તેમનું વિશેષ લક્ષ નહોતું તેથી કૅબિનેટની મીટિંગમાં તેઓ હાજર રહેતા નહિ, તેથી રાજાની જગાએ પ્રમુખ તરીકે પ્રધાનમંડળનો નેતા બેઠક લેતો. તે **મુખ્ય પ્રધાન** (Prime Minister) કહેવાવા લાગ્યો. કૅબિનેટની મીટિંગમાં જે ધોરણ નક્કી થાય તે મુખ્ય પ્રધાન રાજાને કહી સંભળાવે. આવો પહેલો મુખ્ય પ્રધાન વૉલપોલ હતો.

મુખ્ય પ્રધાનના નેતૃત્વ નીચે પાર્લમેન્ટને જવાબદાર કૅબિનેટ મારફત રાજ્યકારભાર ચલાવવાની પદ્ધતિ ૧ લા જ્યૉર્જની કારકિર્દીમાં શરૂ થઈ, અને તેથી રાજ્યકારભારના કામમાં રાજાની સીધી સત્તા ઘણી ઓછી થઈ. પણ ૩ જો જ્યૉર્જ રાજા ઘણો મહત્ત્વાકાંક્ષી હતો. સર્વ સત્તા તે પોતાના હાથમાં રાખવા માગતો હતો, અને કારભારીઓ રાજ્યકારભાર તેના જ તંત્રપ્રમાણે ચલાવે અને તેને જ જવાબદાર રહે એવો તેનો મત હતો. એ પરિણામ લાવવા માટે તેણે વ્હિગ પક્ષમાં ફાટફૂટ કરાવી અને ટોરી પક્ષને પોતાના પક્ષમાં વાળી લીધો. જો કે તે વખતે પાર્લમેન્ટમાં રાજાની બાજુનું મતાધિક્ય હતું, તો પણ બધી સત્તા પોતાના હાથમાં લેવાના પ્રયત્નમાં તે ફાવ્યો નહિ. તેથી આમની સત્તાને જવાબદાર કૅબિનેટ મારફત રાજ્યકારભાર ચલાવવાની પદ્ધતિ ચાલુ રહી અને આજે પણ તે જ પદ્ધતિથી રાજ્યકારભાર ચાલે છે.

**બીજા કાયદા**:—૧૮ મા સૈકામાં રાજ્યઘટનાની દૃષ્ટિએ કેટલાક અગત્યના કાયદા પાર્લમેન્ટે પસાર કર્યા હતા. ૧૭૦૧ માં 'ઍક્ટ ઑફ સેટ્લમેન્ટ' નામનો કાયદો થયો. આ કાયદાથી ઇંગ્લંડની ગાદી પ્રૉટેસ્ટંટ પંથના વારસને જ મળે એવું ઠરાવવામાં આવ્યું હતું. આમ

થવાથી રાજ્યપદ પાર્લમેન્ટના કાયદાથી મળે છે એ તત્ત્વ સિદ્ધ થાય છે. બીજું પાર્લમેન્ટની સંમતિવિના ન્યાયાધીશોને કાઢી મૂકવાની રાજાને સત્તા નથી એવું પણ એ કાયદામાં ઠરાવવામાં આવ્યું હતું. ૧૭૦૭ માં ઇંગ્લિશ અને સ્કૉટિશ પાર્લમેન્ટેનું એકીકરણ થયું, અને ઇંગ્લિશ પાર્લમેન્ટની ઉમરાવોની સભામાં સ્કૉટિશ ઉમરાવોએ ચૂંટેલા કેટલાક ઉમરાવો અને આમની સભામાં સ્કૉટલંડના જિલ્લા અને શહેરોના સામાન્ય લોકોએ ચૂંટેલા કેટલાક પ્રતિનિધિઓ બેસવા લાગ્યા, તેથી તે વખતથી પાર્લમેન્ટ ગ્રેટ બ્રિટનની પાર્લમેન્ટ કહેવાવા લાગી.

પછી ૧૮૦૦ ની સાલમાં ગ્રેટ બ્રિટન અને આઇરિશ પાર્લમેન્ટોનું એકીકરણ થયું, અને આયર્લંડમાંથી ગ્રેટબ્રિટનની પાર્લમેન્ટમાં ઉમરાવોની સભામાં અને આમની સભામાં કેટલાક આઇરિશ સભાસદો આવી બેસવા લાગ્યા. ત્યારપછી ૧૯૨૦ માં થયેલા કાયદાથી ફક્ત ઉત્તર આયર્લંડમાંથી પ્રતિનિધિઓ ગ્રેટબ્રિટનની પાર્લમેન્ટમાં બેસે છે.

**મતદારસંઘ મોટો કરવામાં આવ્યો:**—ઇંગ્લંડની રાજ્યઘટનામાં પાર્લમેન્ટની સત્તા શ્રેષ્ઠ ઠરી ચુકી હતી; તેમાં પણ નાણાંસંબંધનું બિલ તો પહેલ પ્રથમ આમની સભામાં જ લાવવું જોઇએ એવો નિયમ ઠર્યો હોવાને લીધે અને કૅબિનેટ (પ્રધાનમંડળ) આમની સભાને જવાબદાર હોવી જોઈએ એવો નિયમ ઠર્યો હોવાને લીધે પાર્લમેન્ટની આમની સભાનું મહત્ત્વ ઘણું વધ્યું હતું. ૧૯ મી સદીની શરૂઆતપર્યંત આમની સભામાં સરદાર અને જમીનદાર વર્ગોનો અને પૈસાદાર માણસોનો લાગવગ ઘણો હતો. એમ હોવામાં નીચેની બાબતો કારણભૂત હતી. કયે ઠેકાણેથી કેટલા પ્રતિનિધિઓ ચૂંટાઈ આવે તે ત્યાંની વસ્તીના પ્રમાણમાં નક્કી કરવામાં આવ્યું નહોતું. ચૂંટણી માટે મત આપવાનો હક જમીનજાગીર, ભાંયભાહાં અને માલમિલ્કતવાળા ઉપલા વર્ગોને જ હતો. ચૂંટણીને વખતે મત ખુલ્લી રીતે આપવાની પ્રથા હતી, એટલે મતદારપર લાગવગ, લાંચરૂશ્વત અને ધાકધમકી કરીને મતો મેળવવામાં આવતા. ત્યારે આવી સ્થિતિ બદલી આમની સભામાં બહુજનસમાજના પ્રતિનિધિઓ મોટી સંખ્યામાં આવી શકે એ ઉદ્દેશથી પાર્લમેન્ટે ૧૮૩૨, ૧૮૬૭ અને ૧૮૮૪ માં પાર્લમેન્ટની

## ઇંગ્લંડની રાજ્યઘટનાનો વિકાસ

**વિટેનગીમૉટ** ( શાણા લોકોનું મંડળ )
( ઍંગ્લો-સૅક્સન રાજાઓના સમયનું )

ગ્રેટ કાઉન્સિલ ( નૉર્મન રાજાના સમયમાં )

- ઉમરાવમંડળ ૧૧૦૦
  - ઉમરાવ અને પ્રજાપ્રતિનિધિનું મંડળ—પાર્લમેન્ટ ૧૨૯૫
    - ઉમરાવમંડળ ૧૩૩૦ ( ઉમરાવોની સભા ) ( House of Lords )
    - આમની સભા ૧૩૩૦ ( House of Commons )
  - પ્રેવી કાઉન્સિલ ૧૪૦૦ ના અરસામાં
    - કૅબિનેટ
    - ન્યાય-કમિટી ( સામ્રાજ્યની હાઇકોર્ટો ઉપર અપીલ કોર્ટ )
    - બીજી બોર્ડો
      - ૧ વેપાર વિષયની બોર્ડ
      - ૨ કેળવણી વિષયની ,,
      - ૩ સ્થાનિક સ્વરાજ્ય ,,
      - ૪ ખેતીવાડી વિષયની ,,
      - ૫ પરચુરણ કામોની ,,
- સલાહકાર મંડળ ( રાજ્યકારભારના કામમાં રાજાને રોજ સલાહ આપનાર મંડળ ) ૧૧૦૦
  - રાજાની કાઉન્સિલ ( રાજ્યકારભારના કામમાં રાજાને સલાહ આપનાર મંડળ ) ૧૧૫૦
    - ચૅન્સરી કોર્ટ ૧૩૫૦
    - એક્સચેકર કોર્ટ ૧૨૫૦
    - કૉમન પ્લીઝ ૧૨૫૦
    - રાજાની કોર્ટ ૧૨૫૦
      - સુપ્રીમ કોર્ટ ઑફ જ્યુડિકેચર (૧૮૭૩-૯૪)
        - ઉમરાવોની સભા અને સુપ્રીમ કોર્ટ ઑફ અપીલ
          - હાઇકોર્ટ ઑફ જસ્ટિસ
            - કાઉન્ટી કોર્ટો (દિવાની)
            - પેટી શેશન્સ (ફોજદારી)
  - ઇનસાફના કામમાં રાજાને સલાહ આપનાર મંડળ ૧૧૫૦

રચનામાં સુધારાના કાયદા પસાર કર્યા હતા. ૧૮૮૫ ના કાયદાથી વસ્તીના પ્રમાણમાં મતદારસંઘ બનાવવામાં આવ્યા. ૧૯૧૮ અને ૧૯૨૮ ના કાયદાએ ગરીબ વર્ગના લોકોને તેમ જ સ્ત્રીઓને પણ મતાધિકાર આપ્યો. તેથી દેશની વસ્તીના અર્ધા લોકો મતદાર થયા.

૧૯૧૧ ના કાયદાથી ઉમરાવોની સભાની સત્તા ઘણી કમી કરવામાં આવી. ૧૮૭૦ ના કાયદાથી ચૂંટણીની વેળાએ ગુપ્ત રીતે મત આપવાનો રિવાજ શરૂ કરવામાં આવ્યો.

## ( ૨ ) ઇંગ્લંડની હાલની રાજ્યવ્યવસ્થા

**ઇંગ્લંડની રાજ્યવ્યવસ્થા માટે ત્રણ મુખ્ય સંસ્થા:—** ઇંગ્લંડની રાજ્યઘટનામાં ( ૧ ) કાયદા ઘડનારી પાર્લમેન્ટ, ( ૨ ) અમલબજામણી અને રાજ્યકારભારનું કામ કરનારી કૅબિનેટ ( પ્રધાનમંડળ ) અને ( ૩ ) ન્યાય આપવાનું કામ કરનાર ઉમરાવની સભાની સુપ્રીમ કોર્ટ ઑફ જ્યુડિકેચર એ ત્રણ મુખ્ય સંસ્થાઓ છે. એ ત્રણેમાં કાયદા ઘડનારી પાર્લમેન્ટ સૌથી મુખ્ય ગણાય છે. કારણ કે પાર્લમેન્ટે ઘડેલા કાયદા અનુસાર જ કૅબિનેટ અમલબજામણીનું કામ કરે છે, અને ન્યાયકોર્ટો ઇનસાફ આપે છે. એ ત્રણે સંસ્થા સાથે ઇંગ્લંડના રાજાનો સંબંધ હોય છે.

## ઇંગ્લંડનો રાજા

**ઇંગ્લંડનો રાજા:—**ઇંગ્લંડની રાજ્યઘટનામાં તાત્ત્વિક દૃષ્ટિએ સર્વથી શ્રેષ્ઠ અને મુખ્ય પુરુષ ઇંગ્લંડનો રાજા ગણાય છે. ઇંગ્લંડમાં રાજસત્તા વંશપરંપરાથી પ્રાપ્ત થાય છે એ ખરૂં, પણ જરૂર પડતાં પાર્લમેન્ટ પોતાના કાયદાથી તેમાં ફેરફાર કરી શકે છે. ઇંગ્લંડના રાજા પ્રૉટેસ્ટંટ પંથના જ હોવા જોઇએ અને તેમણે પ્રૉટેસ્ટંટ પંથની જ સ્ત્રી સાથે લગ્ન કરવું જોઈએ એવું પાર્લમેન્ટે કાયદાથી ઠરાવ્યું છે. પાર્લમેન્ટના કાયદાપ્રમાણે હું રાજ્ય કરીશ એવા સોગંદ રાજાને રાજ્યારોહણવખતે લેવા પડે છે. રાજાને તેના ખાનગી ખર્ચમાટે વાર્ષિક ૪ લાખ ૭૦ હજાર પાઉન્ડ પાર્લમેન્ટના કાયદાથી આપવામાં આવે છે. રાણીને ૩૩૦૦૦ પાઉન્ડ અને રાજકુટુંબના બીજાં માણસોને કંઈક

રકમ દર વર્ષે આપવામાં આવે છે.

પૂર્વે રાજાના હાથમાં ઘણી સત્તા હતી, પણ પછીથી પાર્લમેન્ટે કાયદા ઘડી તે ઘણી ઓછી કરી નાંખી; તોપણ રાજાના મોભા અને દરજ્જાના બરની (King's Prerogatives) કેટલીક ખાસ સત્તા તેના હાથમાં છે.

**રાજાની ખાસ સત્તા** (King's Prerogatives):— (૧) પાર્લમેન્ટની ચૂંટણી કરાવવી, પાર્લમેન્ટ બોલાવવી, મુલતવી રાખવી અને બરખાસ્ત કરવી. (૨) આમની અને ઉમરાવની સભાએ પસાર કરેલાં બિલ રાજાની સંમતિવિના કાયદા ગણાતાં નથી. (૩) જરૂર જણાતાં પ્રતિષ્ઠિત ગૃહસ્થોને ઉમરાવપદ આપી ઉમરાવોની સભાના સભાસદ બનાવવા. (૪) હંગામી જાહેરનામાં કાઢવાં. (૫) મુખ્ય પ્રધાન અને પ્રધાનમંડળના બીજા મંત્રીઓ, લશ્કરી, નૌકા અને વૈમાનિક ખાતાંના અધિકારીઓ, બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા દેશોપર રાજ્ય કરનાર વાઈસરૉય, ગવર્નર-જનરલ, ગવર્નર, હાઈ કમિશનર, પરદેશી રાજ્યોમાં બ્રિટિશ એલચી વગેરે મોટા મોટા અધિકારીઓ નીમવા. (૬) માનચાંદના ખિતાબો આપવા. (૭) ચલણી સિક્કા પડાવવા. (૮) વિગ્રહ અને સંધિ જાહેર કરવાં. (૯) ગુનેગારોને ન્યાયકોર્ટે કરેલી શિક્ષા જરૂર જણાતાં ઓછી કરવી અથવા માફ કરવી વગેરે ઘણી બાબતો ખાસ રાજાની સત્તાની છે.

પણ ઇંગ્લંડનો રાજા રાજ્યકારભારમાં સીધો ભાગ લેતો નથી, પણ બધો રાજ્યકારભાર પ્રધાનમંડળ મારફતે જ ચલાવે છે. તેથી રાજ્યકારભારના ધોરણ માટે રાજા પાર્લમેન્ટને જવાબદાર નથી, પણ તે માટે પ્રધાનમંડળ જ જવાબદાર હોય છે. ઇંગ્લંડનો રાજા પક્ષાપક્ષીથી પર છે માટે તેને માટે સર્વને માન હોય છે. રાજા બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા દેશોને જોડનારી સાંકળ છે, તે માટે સામ્રાજ્યના બધા દેશો તેને પોતાનો રાજા માને છે.

## પાર્લમેન્ટ

**પાર્લમેન્ટ**:—ઇંગ્લંડના રાજ્યબંધારણમાં પાર્લમેન્ટ કાયદા ઘડનારી સંસ્થા છે. એ પાર્લમેન્ટ ઘણી સત્તા ધરાવે છે. ઇંગ્લંડ માટે કે સામ્રાજ્યના

બીજા કોઈપણ દેશ માટે નવા કાયદા ઘડવા કે હયાત કાયદા રદ કરવા પાર્લમેન્ટને સત્તા છે. પાર્લમેન્ટમાં (૧) ઇંગ્લંડનો રાજા (૨) ઉમરાવોની સભા અને (૩) આમની સભા એવા ત્રણ વિભાગ છે. એ વિભાગો રાજ્યના ત્રણ સમાજ કહેવાય છે (Three Estates of the Realm). ઉમરાવો અને મોટા મોટા ધર્માધિકારીઓ ઉમરાવોની સભામાં (House of Lords) બેસે છે અને સામાન્ય લોક આમની સભામાં (House of Commons) બેસે છે. પાર્લમેન્ટની (આમની સભાની) મુદત પાંચ વર્ષની હોય છે. દરેક પાંચ પાંચ વર્ષે નવી ચૂંટણી થવી જ જોઈએ. વચમાં કૅબિનેટની (પ્રધાનમંડળ) સલાહથી રાજા પાર્લમેન્ટ બરખાસ્ત કરી શકે છે. એક પાર્લમેન્ટ બરખાસ્ત થયા પછી નવી પાર્લમેન્ટની (આમની સભાની) પાછી ચૂંટણી થાય છે. પછી નવી પાર્લમેન્ટ ઉઘાડતી વેળા ઉમરાવોના સભાગૃહમાં ઉમરાવની સભા અને આમની સભાના સભાસદોની સંયુક્ત બેઠક ભરવામાં આવે છે અને તે બેઠકમાં રાજાનું ભાષણ થાય છે. એ ભાષણ પ્રધાનમંડળે તૈયાર કરેલું હોય છે અને તેમાં મુખ્યત્વે કરીને પ્રધાનમંડળની રાજનીતિનું વર્ણન કરવામાં આવેલું હોય છે.

(૧) **રાજા:**—રાજાને પાર્લમેન્ટ સભાનો એક ભાગ ગણવામાં આવે છે, કારણ કે આમની સભામાં અને ઉમરાવની સભામાં પસાર થયેલા કોઈ પણ બિલને કાયદાનું સ્વરૂપ મળવા માટે રાજાની સંમતિ મળવાની જરૂર હોય છે, એ સંમતિ આપવી કે ન આપવી (Veto) એ રાજાનો અધિકાર છે. પણ છેલ્લાં બસો વર્ષમાં કોઈ પણ રાજાએ એ અધિકારનો ઉપયોગ કરવાની હિંમત ચલાવી નથી.

## ઉમરાવોની સભા

**ઉમરાવોની સભાની રચના:**—આ સભામાં કેટલા સભાસદો હોવા જોઈએ તે ઠરાવવામાં આવ્યું નથી. હાલમાં એ સભાના આસરે ૭૪૦ સભાસદ છે. એ સભાસદોમાંના ૨૬ મોટા મોટા ધર્માધિકારી, આસરે ૬૭૦ વંશપરંપરાના હકથી બેસનાર લૉર્ડો (બૅરન, અર્લ, ડ્યૂક વગેરે

ઉમરાવો), કાયદાની બાબતમાં સલાહ માટે જિંદગી સુધી નીમાયેલા ૬ ધારાશાસ્ત્રી લૉર્ડો, સ્કૉટલંડના સરદારોમાંથી દર નવી પાર્લમેન્ટ માટે ચૂંટાઈ આવતા ૧૬ ઉમરાવો અને આયર્લંડના સરદારોએ પોતાના વર્ગમાંથી જિંદગી સુધીને માટે ચૂંટી કાઢેલા ૨૮ ઉમરાવો હોય છે. જરૂર જણાતાં, ગમે તે ગૃહસ્થને ઉમરાવ કરવાનો રાજાને હક હોય છે. આવી રીતે રાજાએ આપેલું ઉમરાવપદ વંશપરંપરાનું હોય છે. એક લૉર્ડના મરણ પછી તેનો મોટો છોકરો લૉર્ડ થાય છે, અને બાપની હયાતિમાં જો ચૂંટાઈ આવે તો તે આમની સભામાં સભાસદ પણ થઈ શકે છે.

**ઉમરાવની સભાને હાથે થતાં કામો :—** આ સભાને હાથે (૧) કાયદા કરવાનું, (૨) સાર્વજનિક પ્રશ્ન સંબંધે સલાહ આપવાનું અને તેપર ચર્ચા કરવાનું, (૩) ન્યાય આપવાનું કામ થાય છે.

(૧) **કાયદા કરવાનું :—** આ બાબતમાં ૧૯૧૧ ના કાયદાથી ઉમરાવની સભાની સત્તા ઉપર મોટો કાપ મૂકવામાં આવ્યો છે. આ સભામાં પાસ થયેલું બિલ આમની સભામાં પાસ થયા પછી જો તેને રાજાની સંમતિ મળે તો તે બિલને કાયદાનું સ્વરૂપ મળે છે. પણ આમની સભામાં પસાર થયેલું કોઈ એક બિલ વધારેમાં વધારે ત્રણ વર્ષ સુધી અટકાવી રાખવાની સત્તા ઉમરાવની સભાને છે. નાણાં સંબંધી બિલને માટે ઉમરાવની સભાને બિલકુલ સત્તા નથી. દરેક બિલને પસાર થવા માટે ત્રણ વખતના વાંચનમાંથી પસાર થવાનું હોય છે. ત્રીજા વાંચન વખતે તેના ઉપર મત લેવામાં આવે છે. જો વધુ મત મળે છે તો તે બિલ પસાર થયું ગણાય છે, અને ઓછા મળે છે તો તે ઉડી ગયું કહેવાય છે.

(૨) **સાર્વજનિક પ્રશ્નસંબંધી ચર્ચા અને સલાહ :—** સાર્વજનિક પ્રશ્નસંબંધી ચર્ચા કરવાની બાબતમાં ઉમરાવની સભાનો અધિકાર આમની સભાના અધિકાર જેટલો જ હોય છે. આ સભાના સભાસદોમાંના ઘણા સભાસદોએ મોટા મોટા અમલદાર તરીકે કામ કરી અનુભવ મેળવેલો હોય છે માટે આ સભામાં ચાલતી ચર્ચા ઉપરથી પ્રધાનમંડળ પોતાનું ધોરણ ઠેરવે છે.

**( ૩ ) ન્યાય આપવો :**—ન્યાય આપવાનું કામ કરવું એ ઉમરાવની સભાનો ખાસ અધિકાર છે. તે રાજ્યમાટે સર્વથી વરિષ્ઠ અપીલ કોર્ટ છે. જ્યારે ન્યાય આપવાનું કામ ઉમરાવોની સભામાં ચાલતું હોય ત્યારે તેમાં ભાગ લેવાનો બધા સભાસદોને હક હોય છે, તો પણ કાયદાનું ખાસ જ્ઞાન ધરાવનારા જે કાયદાશાસ્ત્રીઓને ઉમરાવની સભામાં ખાસ નીમવામાં આવે છે, તેઓ જ મુખ્યત્વે કરીને ન્યાય આપવાનું કામ કરે છે.

**ઉમરાવની સભાસંબંધની બીજી બાબતો :**—જો કે આ સભાની સત્તા ઘણી મર્યાદિત છે તો પણ એ સભા ઘણી ઉપયોગી છે. જો આમની સભા ઉતાવળપણે એકાદ બિલ પસાર કરે તો તે બિલ બે વર્ષ સુધી આ સભા થોભાવી શકે છે. એટલા વખત દર્મ્યાન તે બાબત પ્રજામત શું છે તે જોવાનું બની શકે છે.

કૅબિનેટમાંનો લૉર્ડ હાઇ ચૅન્સેલર નામનો પ્રધાન આ સભાનો અધ્યક્ષ હોય છે.

ઉમરાવની સભાના સભાસદોને કેટલાક ખાસ હક હોય છે : (૧) સભામાં ભાષણસ્વાતંત્ર્યનો (૨) વ્યકિતગત રાજાની મુલાકાત લેવાનો, (૩) જ્યુરર તરીકેની ફરજમાંથી મુકિતનો.

ચૂંટણી થયા પછી નવી પાર્લમેંટની જે પહેલી બેઠક ભરાય છે અને જેમાં રાજા બંને સંયુકત સભા સમક્ષ ભાષણ કરે છે તે બેઠક ઉમરાવોના સભાગૃહોમાં જ ભરાય છે એ પાછળ આવી ગયું છે.

## આમની સભા

**આમની સભાની રચના :**—આ સભાના ૬૧૫ સભાસદ હોય છે. તેમાં ઇંગ્લંડના ૪૯૨, વેલ્સના ૩૬, સ્કૉટલંડના ૭૪ અને ઉત્તર આયર્લૅંડના ૧૩ સભાસદ હોય છે. એ સભાસદો જિલ્લા, શહેરો અને વિશ્વવિદ્યાલયો તરફથી આવે છે. ઉમરાવની સભાના સભાસદો અને સરકારી નોકરો આમની સભાની ચૂંટણી માટે ઉમેદવારી કરી શકતા નથી. એ સિવાય ૨૧ વર્ષથી વધારે ઉમ્મરના કોઈપણ સ્ત્રી પુરુષ ચૂંટણીમાં ઉમેદવાર તરીકે ઉભા રહી શકે છે અને મત આપી

શકે છે. જિલ્લા અને શહેરોના વસ્તીના પ્રમાણમાં ભાગ પાડેલા હોય છે. એ ભાગોને મતદારસંઘ કહે છે ( Constituency ). દરેક મતદારસંઘ તરફથી એક સભાસદ ચૂંટાઈ આવે છે. આમની સભાના દરેક સભાસદને વાર્ષિક ૪૦૦ પાઉન્ડનું વેતન મળે છે. એક વખત ચૂંટાયેલી પાર્લમેન્ટ પાંચ વર્ષ સુધી રહે છે. પણ એ વખત પૂર્વેજ જો પાર્લમેન્ટને બરખાસ્ત કરવામાં આવે તો નવી પાર્લમેન્ટની ચૂંટણી તરત જ થવી જોઇએ એવો નિયમ છે. ચૂંટણી માટે ગુપ્ત રીતે મત આપવાની પદ્ધતિ રાખવામાં આવી છે.

**સ્પીકર**:—આમની સભાનો અધ્યક્ષ 'સ્પીકર' કહેવાય છે. નવી પાર્લમેન્ટની ચૂંટણી થયા પછી આમની સભાની પહેલી બેઠકનું પહેલું કામ અધ્યક્ષ ચૂંટવાનું હોય છે. સ્પીકર તરીકે ચૂંટાએલો માણસ કોઈપણ પાર્ટીનો ગણાતો નથી અને તે નિષ્પક્ષપાતપણે અધ્યક્ષ તરીકે કામ કરે છે.

**આમની સભાને હાથે થતાં કામો**:—( ૧ ) કાયદા કરવા, ( ૨ ) કર મૂકવા, ( ૩ ) સાર્વજનિક પ્રશ્ન સંબંધે ચર્ચા કરી સલાહ આપવી ( ૪ ) પ્રધાનમંડળના કારભારપર દેખરેખ રાખવી અને તેમને જવાબદાર રાખવા.

( ૧ ) કોઈ એક નવો કાયદો કરવો કે જૂનો કાયદો રદ કરવો એ આમની સભાનું કામ છે. ઘણાખરા કાયદા કૅબિનેટની સૂચનાથી આમની સભામાં દાખલ કરવામાં આવે છે. દરેક બિલ ત્રણ વારના વાંચનમાંથી આમની સભામાં પસાર થાય પછી તેને ઉમરાવની સભામાં મોકલવામાં આવે છે. તે સભામાં પણ તે બિલ ત્રણ વખતનાં વાંચનમાંથી પસાર થાય પછી સંમતિ માટે રાજાપર મોકલવામાં આવે છે. એ બિલને રાજાની સંમતિ મળતાં તે કાયદો થાય છે. ૧૯૧૧ ના કાયદાથી ઉમરાવની સભાનો આ બાબતનો અધિકાર ઘણો કમી કરવામાં આવ્યો છે. આમની સભામાં પસાર થયેલું બિલ જો ઉમરાવની સભામાં ઉડી જાય તો તે બિલ આમની સભામાં પાછું આવે છે. તે સભામાં પાછું પસાર થયે તેને ઉમરાવની સભામાં પાછું મોકલવામાં આવે છે. એવી રીતે એક બિલ ત્રણ

વખત આમની સભામાં પાસ થાય પણ ઉમરાવની સભામાં ઉડી જાય, તોપણ તેને બંને સભામાં પાસ થયેલું ગણી રાજા તરફ મોકલવામાં આવે છે અને તેને રાજાની સંમતિ મળતાં તે કાયદો ગણાય છે. ( છેલ્લાં બસો વર્ષ થયાં કોઈપણ રાજાએ સંમતિ નહિ આપવાની હિંમત કરી નથી )

( ૨ ) રાજ્યકારભાર માટે ખરચની રકમ મંજૂર કરવી અને તે માટે કર મૂકવાની સત્તા ફક્ત આમની સભાને જ છે, તેથી પૈસા-સંબંધી કોઈપણ બિલ પહેલાં આમની સભામાં જ લાવવામાં આવે છે. પ્રધાનમંડળનો ચૅન્સેલર ઑફ ધી એક્સચેકર નામનો પ્રધાન વાર્ષિક ઉપજખરચનું અંદાજપત્રક ( Budget ) નવું વર્ષ શરૂ થાય તે પહેલાં ( નવું વર્ષ પહેલી એપ્રીલથી શરૂ થાય છે ) આમની સભામાં દાખલ કરે છે. પછી તે પત્રક ઉપર આમની સભામાં ચર્ચા ચાલે છે. કોઈ પણ ખાતાં માટે વત્તામાં વત્તી કેટલી રકમ ખર્ચ માટે જોઈએ તે સંબંધી ચર્ચા ચાલ્યા પછી તે રકમ મંજૂર કરવામાં આવે છે. ત્યાર પછી ખર્ચને માટે જોઈતી રકમ ઉત્પન્ન કરવા માટે કયા કયા નવા કરો મૂકવા અથવા જૂના કરો ચાલુ રાખવા જરૂરના છે એ ઠરાવવામાં આવે છે. આ પ્રમાણે અંદાજપત્રક ઉપર ચર્ચા થયા પછી આમની સભામાં પસાર થયે તે બિલ ઉમરાવની સભા ઉપર મોકલવામાં આવે છે પણ તેમાં ફેરફાર કરવાનો કે તે રદ કરવાનો ઉમરાવોની સભાને અધિકાર નથી. ત્યાંથી એક મહિને નાણાંસંબંધી બિલ રાજા પર મોકલવામાં આવે છે અને તેને રાજાની સંમતિ મળેથી તે કાયદો ગણાય છે.

( ૩ ) **સાર્વજનિક પ્રશ્નસંબંધે ચર્ચા કરવી અને ધોરણ ઠરાવવું :—** સાર્વજનિક પ્રશ્ન સંબંધે આમની સભામાં થનારી ચર્ચા અગત્યની હોય છે. એવી ચર્ચા વખતે પ્રધાનમંડળના ધોરણને આમની સભાની સંમતિ મળવી જરૂરની છે.

( ૪ ) ઇંગ્લંડની કૅબિનેટ એટલે પ્રધાનમંડળ આમની સભાને જવાબદાર હોય છે એટલે પ્રધાનમંડળના કારભાર ઉપર દેખરેખ રાખવાનું કામ આમની સભા કરે છે. પ્રધાનમંડળે સૂચવેલા કોઈપણ

નાણાંસંબંધી બિલ માટે જો આમની સભા મંજૂરી આપે નહિ, અથવા જો આમની સભા પ્રધાનમંડળમાં અવિશ્વાસનો ઠરાવ પસાર કરે અથવા કોઇ એક મહત્ત્વના સવાલ ઉપર પ્રધાનમંડળની રાજનીતિ વિરુદ્ધ આમની સભા પોતાનો મત જાહેર કરે તો પ્રધાનમંડળ રાજીનામું આપે છે; અથવા પોતાની રાજનીતિના ઉપર લોકોનો અભિપ્રાય જાણવા માટે પાર્લમેન્ટ બરખાસ્ત કરી નવી પાર્લમેન્ટ ચૂંટાવવાની સલાહ રાજાને આપે છે. પછી નવી પાર્લમેન્ટ ચૂંટાય છે, અથવા તે પાર્લમેન્ટ બરખાસ્ત ન કરાવતાં પ્રધાનમંડળ જ પ્રધાનવટાનું રાજીનામું આપી દે છે. એટલે રાજા વિરોધ પક્ષના નેતાને પોતાનો વડો પ્રધાન નીમી તેનું પ્રધાનમંડળ રચવા માટે નામો સૂચવવાનું તેને કહે છે.

આ પ્રમાણે પ્રધાનમંડળ આમની સભાને જવાબદાર હોવાને લીધે એ સભાની સત્તા ઘણી મોટી છે. મુખ્ય પ્રધાન અને પ્રધાનમંડળના ઘણાંખરા પ્રધાનો ઘણુંખરૂં આમની સભાના સભાસદો જ હોય છે. એકાદ ખાતાંનો મુખ્ય પ્રધાન આમની સભાનો કે ઉમરાવની સભાનો સભાસદ હોય તો એ ખાતાંનો ઉપપ્રધાન બીજી સભાનો સભાસદ હોય છે. આમ હોવાથી બંને સભાની અંદર સરકારની બાજુ તરફનાં જવાબદાર પ્રધાન હોય છે.

**આમની સભામાં પક્ષો:**—ઉમરાવની સભામાં અને આમની સભામાં જુદી જુદી રાજદ્વારી પક્ષના લોક હોય છે. હાલમાં પાર્લમેન્ટમાં અગત્યના ત્રણ પક્ષ છે. (૧) કૉંઝરવેટિવ, (૨) મજૂર અને (૩) લિબરલ. એ સિવાય બીજા રાજકીય પક્ષ છે, પણ તેના અનુયાયી ઘણા થોડા છે. પ્રધાનમંડળ આમની સભાને જ જવાબદાર હોવાને લીધે આમની સભામાં જે પક્ષની બહુમતિ હોય તે પક્ષના નેતાને રાજા પોતાનો વડો પ્રધાન નીમે છે અને તે પ્રધાનની સલાહ પ્રમાણે રાજા બીજા પ્રધાનોની નિમણૂક કરે છે. આમની સભામાં જે પક્ષની બહુમતિ હોય છે તેની સામેનો પક્ષ 'વિરોધી પક્ષ' (His Majesty's Opposition) કહેવાય છે.

**બીજી બાબતો:**—આમની સભાના સભાસદોને ભાષણની સ્વતંત્રતાનો, જુરર તરીકે કામ કરવાની માફીનો, સ્પીકરની મારફત

સામુદાયિક રીતે રાજાની મુલાકાત લેવાનો વગેરે હકો હોય છે. આમની સભાના દરેક સભાસદને વાર્ષિક ૪૦૦ પાઉન્ડનો પગાર મળે છે.

## અમલબજાવણી અથવા કારોબારી
## ખાતું (Executive)

દરેક સુવ્યવસ્થિત દેશમાં રાજ્યના કાયદા પ્રમાણે રાજ્યકારભાર ચલાવનાર એક Executive–કારોબારી ખાતું હોય છે. ઇંગ્લંડના રાજ્યબંધારણમાં ઇંગ્લંડના રાજાની પ્રિવી કાઉન્સિલ, કૅબિનેટ અને કાયમના મુલકી વરિષ્ઠ અધિકારીઓ મારફત અમલબજાવણીનું કામ થાય છે. રાજ્યકારભારનું ધોરણ નક્કી કરવાનું કામ કૅબિનેટનું હોય છે. તેથી એ મંડળ ઘણું અગત્યનું છે.

**રાજા :**—તાત્ત્વિક દષ્ટિએ જોતાં ઇંગ્લંડના કારોબારી ખાતાં સંબંધીની મુખ્ય સત્તા ઇંગ્લંડના રાજાની પાસે છે. આ બધાં ખાતાંના પ્રમુખ અને અધિકારીઓની નિમણૂક રાજા યા રાજાના હુકમાનુસાર થાય છે અને મુખ્ય પ્રધાનથી માંડીને બધા પ્રમુખ અધિકારીઓ રાજાના નોકર કહેવાય છે. તાત્ત્વિક દષ્ટિએ આવી સ્થિતિ છે છતાં ઇંગ્લંડનો રાજા રાજ્યના કારભારમાં પ્રત્યક્ષ રીતે કંઈ પણ કરતો નથી. અને તેથી રાજ્યકારભારના ધોરણ માટે તે પાર્લમેન્ટને જવાબદાર પણ નથી. મુખ્ય પ્રધાન અને પ્રધાનમંડળ (કૅબિનેટ) અને બીજા મંત્રીઓ રાજાના નામે રાજ્યનું ધોરણ નક્કી કરે છે અને રાજ્યકારભાર ચલાવે છે.

**પ્રિવી કાઉન્સિલ :**—આ કાઉન્સિલમાં કેટલા સભાસદો જોઈએ તેની સંખ્યા નક્કી કરેલી નથી. બધુ મળીને આ કાઉન્સિલમાં ૩૦૦ સભાસદ છે, અને તે બધાની નિમણૂક રાજાએ કરેલી છે. તેમાં પહેલાના તથા હાલના કૅબિનેટના બધા પ્રધાન, પાર્લમેન્ટના બેઉ સભામાંના કેટલાક સભાસદ, કૅંટરબરી અને યોર્કના આર્ચબીશપ, કોઈ મોટા ન્યાયાધીશ, સેનાપતિ, બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા દેશમાંના કેટલાક પ્રમુખ મુત્સદ્દી, વાઙ્મય શાસ્ત્ર વગેરે બાબતોમાં જેણે કંઈ ખાસ કામ કરેલું હોય એમાંના

કેટલાક ગૃહસ્થ વગેરે, સભાસદો હોય છે. અને એ સભાસદોને પ્રિવી કાઉન્સિલર ( P. C. ) કહેવામાં આવે છે. આ સભાની બેઠક ઔપચારિક સ્વરૂપની છે અને તે રાજ્યાભિષેક, પ્રધાનમંડળમાંથી પ્રધાન અને પ્રમુખ, અને ધર્મના અધિકારીને સોગંદ આપવાની ક્રિયા વગેરે ઔપચારિક સમયે ભરવામાં આવે છે. આ કાઉન્સિલની સલાહથી રાજા જાહેરનામા તથા હુકમો જાહેર કરે છે. બ્રિટિશ સામ્રાજ્યની જુદા જુદા દેશની અપીલોની સુનાવણીનું કામ પ્રિવી કાઉન્સિલની ન્યાય કમિટીને સોંપવામાં આવે છે. આ કાઉન્સિલના કયા સભાસદોની સલાહ કયારે લેવી તે રાજાની મરજી પર છે. રાજા હાજર ન હોય ત્યારે અધ્યક્ષ તરીકે કૅબિનેટના લૉર્ડ પ્રેસિડન્ટ ઑફ્ ધી કાઉન્સિલ જગ્યા લે છે. પહેલાં આ કાઉન્સિલના હાથમાં ઘણી સત્તા હતી. તે વખતે રાજા પોતાના વિશ્વાસપાત્ર આદમીને કાઉન્સિલના મંત્રી તરીકે નીમતા અને પાર્લમેન્ટની માગણી એવી હતી કે રાજ્યકારભાર માટે એની સલાહ લેવી. રાજ્યક્રાંતિ બાદ પાર્લમેન્ટના કૉમન્સ સભાના વિશ્વાસના પાત્ર ગૃહસ્થોને રાજાએ પ્રિવી કાઉન્સિલમાં નીમી તેમની સલાહ લેવાની શરૂઆત કરી અને ત્યારપછી જવાબદાર કૅનિબેટ ( પ્રધાનમંડળ ) હસ્તિમાં આવી એટલે કૅબિનેટ આ પ્રિવી કાઉન્સિલની એક કમિટી જ તરીકે ગણવામાં આવે છે. આ પ્રકારે જુદી જુદી બાબત સંબંધમાં પ્રિવી કાઉન્સિલની જુદી જુદી કમિટી નીમવામાં આવે છે. તેમાંની મુખ્ય કમિટી એટલે ( ૧ ) કૅબિનેટ ( ૨ ) ન્યાયકમિટી, ( ૩ ) વ્યાપાર વિષયની બોર્ડ, ( ૪ ) શિક્ષણ વિષયની કમિટી. કૅબિનેટના પ્રધાનોમાંના કોઈપણ પ્રધાન આ કમિટીઓના અધ્યક્ષ થાય છે.

## કૅબિનેટ

**કૅબિનેટ અને મિનિસ્ટ્રી :**—નવી ચૂંટણી થાય એટલે કૉમન્સની સભામાં જે પક્ષની બહુમતિ હોય તેના અગ્રેસર ગૃહસ્થને રાજા મુખ્ય પ્રધાન નીમે છે અને પ્રધાનમંડળમાં કોને કોને લેવા છે તેના નામની ટીપ આપવા સૂચના કરે છે. સાધારણ રીતે મુખ્ય પ્રધાન

કૉમન્સ અને લૉર્ડની સભામાંના સભાસદમાંના પોતાના પક્ષના ૫૦–૫૫ નામો સૂચવે છે. આ ૫૦–૫૫ ગૃહસ્થના મંડળને મિનિસ્ટ્રી કહેવામાં આવે છે. આમાંથી ચૂંટી કાઢેલા ૨૦–૨૨ સભાસદોની નાના મંડળને કૅબિનેટ કહેવામાં આવે છે. કૉમન્સની સભામાં કૅબિનેટની હાર થાય ત્યારે કૅબિનેટના બધા પ્રધાન તથા મિનિસ્ટ્રીના પ્રધાન મળી ૫૦–૫૫ પ્રધાન રાજીનામાં આપે છે.

**કૅબિનેટને કરવાનાં કામો:**—કૅનિબેટ એ બહુ અગત્યનું મંડળ છે. અમલબજામણી ખાતાં (Executive) એ સર્વથી ઉપરી મંડળ હોવાથી રાજ્યકારભારનું ધોરણ નક્કી કરવાનું તથા રાજ્ય-કારભાર ચલાવવાનું કામ કરે છે. તે પ્રમાણે કૉમન્સની સભામાં જે પક્ષની બહુમતિ હોય તેમાંથી જ આ બનેલી હોવાથી નવા કાયદાઓ ઘડવાના તથા જૂના સુધારવાના વગેરે બાબત સંબંધના બિલો કૅબિનેટ દ્વારા જ સૂચવવામાં આવે છે. તેજપ્રમાણે વાર્ષિક જમાખર્ચનું અંદાજપત્રક તૈયાર કરીને તે સંબંધનું બિલ કૉમન્સની સભાની મંજૂરી માટે લાવવાનું કામ પણ કૅબિનેટ જ કરે છે.

**કૅબિનેટ પદ્ધતિની વિશિષ્ટતા:**—ઇંગ્લંડમાં કૅબિનેટ પદ્ધતિ કેવી રીતે રૂઢ થઈ તેની હકીકત "ઇંગ્લંડની રાજ્યઘટનાનો વિકાસ" ના ભાગમાં આપેલી છે, ત્યારે આ પદ્ધતિમાં શી શી વિશિષ્ટતા છે તે અહિંયાં આપેલી છે.

(૧) કૅબિનેટની બેઠક વખતે રાજા હાજર નથી રહેતા. રાજાને રાજ્યકાભારના કામ માટે સલાહ આપવાને જ્યારથી આ મંડળ હસ્તીમાં આવ્યું ત્યારથી આ મંડળની બેઠકમાં રાજા હાજર નથી રહેતા. તેથી સર્વ પ્રધાનો ખુલાસાથી ચર્ચા કરી શકે છે.

(૨) મુખ્ય પ્રધાનનું નેતૃત્વ—કૅબિનેટની બેઠક મુખ્ય પ્રધા-નના અધ્યક્ષપણા નીચે થાય છે અને એના નેતૃત્વપણા નીચે બધી ચર્ચા થાય છે. કાંઈએક સવાલ માટે જુદા જુદા પ્રધાનોમાં મતભેદ થાય ત્યારે બધી ચર્ચા થયા બાદ તે સંબંધી જે ધોરણ નક્કી થાય તે આખી કૅબિનેટનું છે એમ માનવામાં આવે છે અને તે પ્રમાણે બધા પ્રધાનો અમલબજામણી કરે છે. એકાદ પ્રધાનને એ ધોરણ

પસંદ ના પડે તો તે પોતાની જગ્યાનું રાજીનામું આપે છે. મુખ્ય પ્રધાન પાસે જોકે એકાદેક ખાતું હોય છે, છતાં તે બધાં ખાતાંઓપર દેખરેખ રાખે છે. તે જ પ્રમાણે પરદેશખાતાં બાબતનો પત્રવ્યવહાર પરદેશ ખાતાં માટે નીમેલો પ્રધાન મુખ્ય પ્રધાનની સંમતિથી કરે છે. મુખ્ય પ્રધાન કૉમન્સ સભાનો સભાસદ હોય છે અને તે ત્યાં સરકારનું (કૅબિનેટનું) ધોરણ પાર્લમેન્ટ આગળ રજૂ કરવાનું કામ કરે છે અથવા બીજા મંત્રી પાસે કરાવે છે. એકાદેક પ્રશ્ન માટે કૅબિનેટનું ધોરણ શું છે તેની રાજાને ખબર કરવાનું તથા તે સંબંધી રાજાનું શું કહેવું છે તે કૅબિનેટને જણાવવાનું વગેરે મુખ્ય વાતો મુખ્ય પ્રધાન મારફતે જ થાય છે. તે જ પ્રમાણે રાજા એમની સલાહ પ્રમાણે સામ્રાજ્યના જુદા જુદા દેશોમાં મુખ્ય અધિકારીઓની નિમણૂક કરે છે. મુખ્ય પ્રધાન તથા બીજા પ્રધાનો રાજાના નામે રાજ્યકારભાર કરે છે. પારકા રાષ્ટ્રની બાબતમાં મુખ્ય પ્રધાન જ પોતાના રાજ્યનો પ્રતિનિધિ છે એમ જ લોકો જાણે છે. આજ કારણે મુખ્ય પ્રધાનનો દરજ્જો મોટો મનાય છે.

(૩) કૅબિનેટ પાર્લમેન્ટમાંની કૉમન્સની સભાને જવાબદાર છે.

(૪) ઘણું ખરું કૅબિનેટમાં બધા પ્રધાનો એક જ પક્ષના હોય છે. તોપણ જરૂર પડે ત્યારે બેત્રણ પક્ષમાંથી મુખ્ય ગૃહસ્થોની "મિશ્ર" અથવા "રાષ્ટ્રીય" કૅબિનેટ સ્થાપવામાં આવે છે.

(૫) સામુદાયિક જવાબદારી—કૅબિનેટમાં જુદા જુદા પ્રધાન પાસે જુદા જુદા ખાતાં હોય છે અને તે પોતપોતાના ખાતાનું કામ કરે છે, પણ તેનાપર સામુદાયિક જવાબદારી પણ છે. એકાદ ખાતાસંબંધીના ધોરણ વિરુદ્ધ કૉમન્સની સભામાં બહુમત થાય, તે વખતે તે ખાતાનો પ્રધાન રાજીનામું આપે છે એમ નહિ, પરંતુ આખી કૅબિનેટ અને મિનિસ્ટ્રીના બધા પ્રધાન રાજીનામાં આપે છે.

**કૅબિનેટની રચના**:—સાધારણ રીતે કૅબિનેટમાં ૨૦–૨૨ પ્રધાન હોય છે. (૧) ખજાનાના પહેલા લૉર્ડ (First Lord of the Treasury). આ વડા અધિકારીની મદદમાં બીજો અધિકારી હોય છે. તેથી તેનું કામ ઘણું થોડું હોય છે. મુખ્ય પ્રધાનને પોતાના

ખાતાનું કામ સંભાળવા ઉપરાંત બીજાં ખાતાંપર દેખરેખ પણ રાખવા હોય છે એટલે મુખ્ય પ્રધાન ઘણુંખરૂં ખજાનાના પહેલા લૉ કામ પોતાની પાસેજ રાખે છે.

(૨) લૉર્ડ હાઈ ચૅન્સેલર (Lord High Chancellor)- આ કૅબિનેટમાં કાયદાની અને ન્યાયની બાબતના સંબંધનો પ્રધાન ન્યાય ખાતામાં મોટા મોટા અધિકારીઓની નિમણૂક કરવાનું ક એની પાસે હોય છે. આ લૉર્ડની સભાનો અધ્યક્ષ પણ હોય છે.

(૩) ચૅન્સેલર ઑફ ધી એક્સચેકર (Chancellor the Exchequer)—વાર્ષિક જમાખર્ચનું અંદાજપત્રક તૈય કરીને તે પાર્લમેન્ટ આગળ મૂકવાનું કામ એનું છે.

(૪) સ્વદેશ ખાતાંનો સેક્રેટરી (Secretary of Sta for Home Affairs)—તુરંગ, પોલીસ વગેરે બાબત સંબંધ કામ આ પ્રધાન પાસે હોય છે.

(૫) પરરાષ્ટ્રીય બાબત સંબંધીનો સેક્રેટરી (Secretai of State for Foreign Affairs).

(૬) ડુમિનિઅન સેક્રેટરી (Secretary of State f Dominions)—જે જે સંસ્થાનોને સ્વરાજ્યનો હક મળેલો એવા સ્વરાજ્ય ભોગવતા સંસ્થાનોનો સેક્રેટરી.

(૭) સંસ્થાનોનો સેક્રેટરી (Secretary of State f Colonies)—બીજા સંસ્થાનો અને હિંદુસ્તાન સિવાય બ્રિ સામ્રાજ્યના બીજા દેશો સંબંધીનો સેક્રેટરી.

(૮) ભારતમંત્રી (Secretary of State for India).

(૯) સ્કૉટલંડ સંબંધીનો સેક્રેટરી.

(૧૦) આયર્લંડનો સેક્રેટરી.

(૧૧) યુદ્ધ વિષયનો સેક્રેટરી (Secretary of Sta for War)—દેશના રક્ષણ માટે સૈન્યની તૈયારી કરવી અને બરા રાખવા વગેરે કામો માટે નીમાય છે.

(૧૨) વિમાન બાબત સંબંધનો સેક્રેટરી (Secretary State for Air)—દેશના સંરક્ષણ માટે વિમાની કાફલા વગેરે

વ્યવસ્થા કરવા.

( ૧૩ ) નૌકાખાતાંનો મંત્રી ( First Lord of the Admirality )—દેશના સંરક્ષણ માટે અરમાર સંબંધી વ્યવસ્થા કરવા.

( ૧૪ ) વેપાર વિષયની બોર્ડનો અધ્યક્ષ ( President of the Board of Trade ).

( ૧૫ ) શિક્ષણ વિષયની બોર્ડનો અધ્યક્ષ ( President of the Board of Education ).

( ૧૬ ) ખેતીવાડી ખાતાંનો પ્રમુખ.

( ૧૭ ) આરોગ્યમંત્રી.

( ૧૮ ) લૉર્ડ પ્રિવી સીલ—રાષ્ટ્રના સીલ-શિક્કા આ મંત્રીના તાબામાં છે.

( ૧૯ ) ઍટર્ની જનરલ ( Attorney-General )—કાયદાના બાબતની સલાહ આપવાનું કામ આ પ્રધાન પાસે છે.

( ૨૦ ) પોસ્ટમાસ્તર જનરલ.

( ૨૧ ) ચૅન્સેલર ઑફ ધી ડચી ઑફ લૅંકેસ્ટર.

( ૨૨ ) સ્થાનિક સ્વરાજ્ય ખાતાંનો મંત્રી.

**કાયમનો ઉંચો નોકરવર્ગ**:—( Permanent Civil Service ):—કૅબિનેટ પાર્લમેન્ટની સભાને જવાબદાર હોવાથી જ્યારે કૉમન્સની સભાનું પીઠબળ ના હોય ત્યારે તે પ્રધાનવટું છોડે છે અને કૉમન્સની સભાનો જેના ઉપર વિશ્વાસ હોય તેવી નવી કૅબિનેટના હાથમાં રાજ્યકારભારનું સૂત્ર જાય છે. પણ આમ ઉપરાઉપરી પ્રધાન-મંડળોની ફેરબદલીને લીધે રોજના રાજ્યકારભારમાં હરકત ના થાય એટલા માટે કાયમનો ઉંચ નોકરવર્ગ નીમવામાં આવે છે. આમાં અધિકારી-ઓની નિમણૂક રાજકીય મતના આધારે યા રાજકીય પક્ષમાં તેનું કેટલું વજન છે તેના પર થતી નથી. પણ હરિફાઈની પરીક્ષા લઈ તેમાં જે ઉંચે નંબરે આવે તેવા ગૃહસ્થને જ આપવામાં આવે છે. તેને લીધે આ જગ્યાપર બુદ્ધિમાન્, હોશિયાર અને નિપુણ માણસોની નિમણૂક થાય છે. અને કામનો અનુભવ મળે પછી તે પોતાના કામમાં પૂર્ણ માહિતગાર થાય છે. કૅબિનેટે આંકી આપેલા

ધોરણ યા નીતિ પ્રમાણે રાજ્યકારભાર કરવાનું કામ આ વર્ગ પાસે છે. આમાંથી અનુભવને લીધે અથવા કામની તત્પરતાને લીધે, કર્તવ્યદક્ષતા અથવા પોતાની હોશિયારીથી જે લાયક ઠરે તેને એકાદ ખાતાંના કાયમના બીજા સેક્રેટરીની ( Permanent Under-Secretary ) જગ્યા આપવામાં આવે છે. બીજા અંડર સેક્રેટરીને ( Parliamentary Under-Secretary ) કૅબિનેટ અને મિનિસ્ટ્રીના પ્રધાનોની સાથે પોતાની જગ્યાનું રાજીનામું આપવું પડે છે પણ આ કાયમનો ઉંચ નોકરવર્ગ પોતાની જગ્યા પર જ રહે છે તેથી રાજ્યકારભાર વ્યવસ્થિત ચાલે છે.

## ન્યાયખાતું

**ન્યાયખાતું:**—પાર્લમેન્ટે કરેલા કાયદા અને પાર્લમેન્ટે કબૂલ રાખેલી રૂઢિનો વિચાર કરી ન્યાય આપવાનું કામ જે ખાતાં મારફત ચાલે છે, તેને ન્યાયખાતું ( Judiciary ) કહે છે. ઇંગ્લંડની રાજ્યઘટનામાં રાજા, લૉર્ડોની સભા, પ્રિવી કાઉન્સિલની ન્યાયકમિટી, સુપ્રીમ કોર્ટ ઑફ જ્યુડિકેચર, એ મુખ્ય સંસ્થા મારફત ન્યાય આપવાનું કામ ચાલે છે. અને આખરની આ મુખ્ય સંસ્થાની દેખરેખ નીચે ન્યાય આપવાનું કામ કરનારી બીજી ઘણી કોર્ટો છે.

**રાજા:**—રાજા એ ન્યાયનું મૂળ છે ( Fountain of Justice ). તાત્ત્વિક દૃષ્ટિએ રાજાના હાથમાં ન્યાય આપવાની અથવા માફી આપવાની પૂર્ણ સત્તા છે. પરંતુ રાજા પ્રત્યક્ષ રીતે રાજ્યકારભાર ચલાવતો નથી. એટલે ન્યાયની બાબતમાં કૅબિનેટનો લૉર્ડ હાઈ ચૅન્સેલર રાજાના નામથી ન્યાય આપવા સંબંધીની વ્યવસ્થા જોય છે. ન્યાય ખાતાંના લૉર્ડ ચીફ જસ્ટિસ અને ઉંચા બીજા ન્યાયાધીશોની નિમણૂક આ પ્રધાન જ કરે છે.

**ન્યાય આપવાની મુખ્ય સંસ્થા:**—ન્યાય આપવાની બધાથી વરિષ્ઠ કોર્ટ એટલે **લૉર્ડોની સભા** છે. એની નીચે **સુપ્રીમ કોર્ટ ઑફ જ્યુડિકેચર** નામની કોર્ટ છે. **કોર્ટ ઑફ અપીલ** અને **હાઈકોર્ટ ઑફ જસ્ટિસ** એવા એના બે ભાગ છે. આ કોર્ટમાં

દીવાની અને ફોજદારી કોર્ટના ફેંસલા વિરુદ્ધ અપીલ અને દીવાની બાબતની મોટી રકમની અથવા મહત્ત્વની અને ફોજદારી બાબતમાં ખૂન જેવા ભયંકર સ્વરૂપના મુકદમાંની સુનવણી થાય છે. આ હાઈ-કોર્ટની નીચે દીવાની કામ માટે **કાઉન્ટી કોર્ટ** અને ફોજદારી કામ માટે જસ્ટિસ ઑફ ધી પીસની **પેટી સેશન્સ કોર્ટ** હોય છે.

---

## ઇંગ્લંડની હાલની રાજ્યઘટના

**રાજા**

- ન્યાય આપવાનું
  - રાજા
    - પ્રિવી કાઉન્સિલની **ન્યાયકમિટી**
    - **લૉર્ડોની સભા**
      - **સુપ્રીમ કોર્ટ ઑફ જ્યુડિકેચર**
        - **કોર્ટ ઑફ અપીલ અને હાઈ કોર્ટ ઑફ જસ્ટિસ**
          - દીવાની કામ
            - કાઉન્ટી કોર્ટ
          - ફોજદારી કામ
            - જસ્ટિસ ઑફ ધી પીસની પેટી સેશન્સ કોર્ટ
- કાયદા કરવાનું
  - પાર્લમેન્ટ
    - રાજા
    - લૉર્ડોની સભા (સુમારે ૭૪૦ સભાસદ)
    - **કૉમન્સ સભા** (૬૧૫ સભાસદ)
- અમલ બજાવવાનું
  - **કૅબિનેટ** (પ્રિવી કાઉન્સિલની કમિટી)
    - મુખ્ય પ્રધાન
    - ડુમિનિઅન સેક્રેટરી
      - સ્વતંત્ર સંસ્થાનોના ગવર્નર જનરલ
    - હિંદુસ્તાનનો સેક્રેટરી
      - વાઇસરૉય
    - બીજાં ખાતાંઓનો પ્રધાન

## સારાંશ.

**ઇંગ્લંડની રાજ્યઘટના**—ઇંગ્લંડની રાજ્યઘટનામાં રાજા, પાર્લમેન્ટ, કૅબિનેટ (પ્રિવી કાઉન્સિલની કમિટી) અને ન્યાયકોર્ટો (લૉર્ડોની સભા અને સુપ્રીમ કોર્ટ ઑફ જ્યુડિકેચર) એ મુખ્ય સંસ્થા છે. ઇંગ્લંડની હાલની રાજ્યઘટના એકાદ કાયદાને આધારે નક્કી થયેલી નથી. પરંતુ જુદી જુદી સંસ્થાની ઉત્ક્રાંતિથિ બનેલી છે.

**ઇંગ્લંડની રાજ્યઘટનાની ઉત્ક્રાંતિ**—ઍંગ્લો સૅક્સન રાજાઓના વખતમાં વિટનગેમૉટ સલાહકાર મંડળ હતું. નૉર્મન કારકિર્દી વખતે ગ્રેટ કાઉન્સિલ અને તેમાં સરંજામી સરદારો. આ સરદારોએ સાધારણ લોકોની મદદ લઈને જૉન રાજા પાસે "મૅગ્નાચાર્ટા" ની સનદ મેળવેલી (૧૨૧૫). પહેલા એડવર્ડે સાઈમન ડી મૉંટફર્ડની યોજના પ્રમાણે પૈસા જમા કરવા માટે પરગણાના અને શહેરના પ્રતિનિધિઓને બોલાવીને નમૂનેદાર પાર્લમેન્ટ ભરેલી (૧૨૯૫). ૧૩૩૦ ના અરસામાં લૉર્ડોની અને કૉમન્સની એમ બે સભા થયેલી. રાજા રાજ્યકારભાર પોતાની નીમેલી કાઉન્સિલ મારફત કરતા હતા અને તેને પ્રિવી કાઉન્સિલ એવું નામ ૧૪૦૦ ના સુમારે અપાયેલું. લૅંકેસ્ટર વંશની કારકિર્દીના વખતમાં પાર્લમેન્ટની સત્તા વધેલી. પણ ટ્યૂડરોના વખતમાં ઘણી ઓછી થઈ ગયેલી અને રાજ્યસત્તા અનિયંત્રિત થઈ. પણ ટ્યૂડર રાજાઓએ એ સત્તા પાર્લમેન્ટની સંમતિથી જ લીધેલી. સ્ટુઅર્ટના વખતમાં રાજાઓની ઈશ્વરદત્ત સત્તા છે અને ત્યારબાદ કાયદો રદ કરવાનો રાજાનો હક એ પ્રશ્ન આગળ આવેલો; પણ ૧૬૮૮ માં રાજ્યક્રાંતિ થઈ તેથી તથા ત્યારપછી ૧૬૮૯ માં થયેલા બિલ ઑફ રાઈટ્સ એ કાયદાએ પાર્લમેન્ટનું શ્રેષ્ઠપણું સિદ્ધ કર્યું. ત્યારપછી પાર્લમેન્ટની તિજોરી પર અને સૈન્ય પર હકૂમત ચાલુ થઈ અને પછી કૅબિનેટ પદ્ધતિથી રાજ્યકારભારની શરૂઆત થઈ. ૧ લો જ્યૉર્જ અને બીજો જ્યૉર્જ બંને કૅબિનેટની બેઠકમાં હાજર રહેતા નહોતા. તેથી કૅબિનેટ પદ્ધતિનો રાજ્યકારભાર મજબૂત થયો અને તેમાં મુખ્ય

પ્રધાનના નેતૃત્વની સ્થાપના થઈ. ૧૮૩૨, ૧૮૬૭, ૧૮૮૫ અને ૧૯૧૮ અને ૧૯૨૮ ના કાયદાઓથી મતદારોની સંખ્યા વધી અને ૧૦૦ માંથી ૫૦ માણસોને મત આપવાનો હક મળ્યો. પાર્લમેન્ટની સભામાં લૉર્ડોની સભાનો અધિકાર ૧૯૧૧ ના કાયદાથી ઘણો જ ઓછો થયો અને કૉમન્સની સભાને મહત્ત્વ મળ્યું.

**ઇંગ્લંડની હાલની રાજ્યઘટના :—**

**રાજા**—ઇંગ્લંડના રાજાના હાથમાં તાત્ત્વિક દૃષ્ટિએ, કાયદા કરવાનું, અમલબજાવણી કરવાનું, તથા ન્યાય આપવાનું કામ એ બાબતોની મુખ્ય સત્તા છે પણ તે રાજ્યકારભારમાં પ્રત્યક્ષ ભાગ લેતો નથી. તેથી તેણે નીમેલા પ્રધાન અને અધિકારી તેના નામથી રાજ્યકારભાર ચલાવે છે.

**પાર્લમેન્ટ**—કાયદા કરવા માટે. રાજા, લૉર્ડોની સભા (આશરે ૭૪૦ સભાસદ) અને કૉમન્સની સભા (૬૧૫ સભાસદ). ન્યાય આપવાનું કામ એ લૉર્ડોની સભાનો વિશેષ હક. કૅબિનેટને જવાબદાર ગણવી અને પૈસાની મંજૂરી આપવી એ કૉમન્સ સભાના વિશેષ હક.

**કૅબિનેટ**—અમલબજાવણીનું કામ કરવા માટે. કૅબિનેટ, પ્રિવી કાઉન્સિલ, કાયમનો નોકર વર્ગ. કૅબિનેટમાં ૨૦-૨૨ પ્રધાન અને એ મુખ્ય પ્રધાનોના નેતૃત્વ હેઠળ; રાજ્યકારભારનું મુખ્ય ધોરણ નક્કી કરવું અને તે કૉમન્સની સભાને જવાબદાર.

**ન્યાયકોર્ટ**—રાજા, લૉર્ડોની સભા, સુપ્રીમ કોર્ટ ઑફ જ્યુડિકેચર (કોર્ટ ઑફ અપીલ અને હાઈ કોર્ટ ઑફ જસ્ટિસ) એ મુખ્ય ન્યાયકોર્ટો. એની નીચે કાઉન્ટી કોર્ટો અને પેટી-એસાઇઝ કોર્ટો. પ્રિવી કાઉન્સલની ન્યાયકમિટી–બ્રિટિશ સામ્રાજ્યના દેશોમાંથી આવે તે અપીલની સુનવણી કરે છે.

---

# પ્રકરણ ૩૧ મું



## પ્રજાસંઘ

**પ્રજાસંઘની આવશ્યકતા :**—છેલ્લાં સો વર્ષમાં થયેલી શાસ્ત્રીય શોધો, જુદા જુદા દૂરદૂરના રાષ્ટ્રો સાથે કલ્પનામાં ન આવે એટલો પરસ્પર વ્યવહારનો વધારો, વેપાર અને ઉદ્યોગહુન્નરની ખીલવણી એ બધાંને લીધે દૂરદૂરના દેશોના લોકોનો પરસ્પર સંબંધ ગાઢ થયો છે, અને જુદા જુદા દેશોનું સંઘટન વિશેષ થયું છે; તોપણ એક બીજાનાં ધોરણ, નીતિ અને હેતુના સંબંધમાં શંકાની દૃષ્ટિ નષ્ટ થઈ નથી; આ નવી થયેલી શાસ્ત્રીય શોધો અને વહેવારના સાધનો લોકોના સુખ-સાધન વધારવાના કામમાં લેવામાં આવ્યાં છે, તે જ પ્રમાણે તે યુદ્ધને ઉપયોગી થઈ પડે એવા વિનાશના હથિયારો તૈયાર કરવામાં પણ કામમાં લેવામાં આવ્યાં છે; અને તેથી દેશદેશો વચ્ચે યુદ્ધો અતિશય ભયંકર સ્વરૂપ લે છે. આવા પ્રકારનું એકાદ યુદ્ધ થાય એટલે યુદ્ધમાં ઉતરેલાં જ રાજ્યોને નહિ, પરંતુ તટસ્થ રહેલાં રાજ્યોને પણ થોડે ઘણે અંશે તેનાં અનિષ્ટ પરિણામ સોસવાં પડે છે. તેથી જુદા જુદા રાજ્યોના ટંટા યુદ્ધ જેવા જંગલી માર્ગે ન પતાવતાં સામોપચાર અને તડજોડથી પતાવવાને માટે એકાદ યોજના કાઢવી એવું જુદા જુદા કાળના મુત્સદીઓ અને રાજ્યદ્વારી પુરુષોને લાગતું હતું. આ ધોરણ અનુસાર ૧૮૯૯ અને ૧૯૦૭ માં હૉલંડના હેગ શહેરમાં રાષ્ટ્રરાષ્ટ્રોના ઝગડા તડજોડ કરીને પતાવવા માટે એક આંતરરાષ્ટ્રીય ન્યાયકોર્ટ સ્થાપવામાં આવી. પરંતુ આ કોર્ટ આગળ પોતાનો ઝઘડો રજૂ કરવાનું કોઈપણ રાષ્ટ્રને બંધન કરતું નહોતું અને આ કોર્ટ ફક્ત સલાહ આપવાનું કામ કરતી હતી. પણ ગયા મહાયુદ્ધનું અનિષ્ટ પરિણામ ઘણા રાષ્ટ્રોને ભોગવવું પડ્યું, તેથી રાષ્ટ્રરાષ્ટ્રોના કલહ મટાવવા-ખાતર તથા અંદર અંદર સહકાર વધારવા માટે એકાદ સંસ્થા સ્થાપ-વાની આવશ્યકતા બધાને લાગતી હતી.

**પ્રજાસંઘની સ્થાપના, ૧૦ મી જાન્યુઆરી ૧૯૨૨:—** ગયા મહાયુદ્ધમાં જુદા જુદા દેશના, વર્ણના, જાતિ અને ધર્મના મળી ૯૦ લાખ માણસો મૃત્યુ શરણ થયા; ૨ કરોડ માણસ જખમી અને અપંગ થયા; મોટા પ્રદેશો અને શહેરો જમીનદોસ્ત થયા; રોગો ફાટી નીકળ્યા અને બધે પ્રસર્યા. વેપાર, ઉદ્યોગધંધો અને પેઢીઓ બંધ થઈ અને મોટા મોટા રાષ્ટ્રોની નાણાસંબંધી સ્થિતિ ખરાબ થઈ. કરોડો રૂપીઆનો ધુમાડો થયો. એકલા ઇંગ્લંડને જ આ યુદ્ધમાં ૧૦૭૫ કરોડ રૂપીઆનો ખર્ચ થયો હતો. આ મહાયુદ્ધમાં માણસો, માલમત્તા અને પૈસાની જે ભયંકર હાનિ થઈ તેને લીધે હારેલા દેશોની માફક જ જીતેલાં અને તટસ્થ રહેલાં રાજ્યોને પણ આવું યુદ્ધ જ પાછું ન થાય તો ઠીક એમ લાગવા માંડ્યું. આવા પ્રકારની એકંદર પરિસ્થિતિ હતી. તેથી ૨૮ મી જૂન ૧૯૧૯ માં વર્સેલ્સની સુલેહ પછી આ મહાયુદ્ધ અટક્યું, ત્યારે "અમેરિકાના સંયુક્ત સંસ્થાન" ના અધ્યક્ષ **વુડ્રો વિલ્સને** બીજા કેટલાક ગૃહસ્થોની મદદથી તૈયાર કરેલી "પ્રજાસંઘ" ની એક યોજના, સુલેહની વાટાઘાટ કરવા આવેલા જુદા જુદા રાષ્ટ્રોના પ્રતિનિધિ સમક્ષ રજૂ કરી. આ યોજનાને જુદા જુદા ૩૨ રાષ્ટ્રોએ પોતાની સંમતિ આપી, તેથી ૧૦ મી જાન્યુઆરી ૧૯૨૦ ને રોજ સ્વિટઝરલૅંડમાં આવેલા **જીનેવા** શહેરમાં "પ્રજાસંઘ" (League of Nations) નામની સંસ્થાની સ્થાપના થઈ.

જગતમાં મહત્ત્વ ભોગવતા એકંદર ૬૫ રાજ્યો છે. તેમાંના **૫૪ રાજ્યો "પ્રજાસંઘ"** માં જોડાયલાં છે, તેથી આ સંઘનું બળ તથા મહત્ત્વ ઘણું વધેલું છે. અમેરિકાના સંયુક્ત સંસ્થાનોના પ્રમુખ વુડ્રો વિલ્સને જોકે આ સંઘ સ્થાપવાની યોજના તૈયાર કરવામાં મુખ્ય ભાગ લીધો હતો તોપણ "જગતની ભાંજગડમાં આપણે પડવું નહિ અને કોઇને આપણી ભાંજગડમાં પડવા દેવા નહિ" એ ધોરણાનુસાર અમેરિકાના સંયુક્ત સંસ્થાનનું રાજ્ય આ પ્રજાસંઘમાં હજી સુધી જોડાયું નથી.

**પ્રજાસંઘ મારફત થનારા વિવિધ કામો:—** પ્રજાસંઘ કોઈપણ રાજ્યની આંતરવ્યવસ્થામાં હાથ ઘાલતો નથી તેથી કોઈપણ

રાજ્ય પોતાનું સ્વાતંત્ર્ય, રાષ્ટ્રીયત્વ અને સ્વમાનમાં જરાપણ કમીપણું આવ્યા વગર આ સંઘનો સભાસદ થઈ શકે છે. રાષ્ટ્ર રાષ્ટ્રો વચ્ચેના ઝઘડા તડજોડથી પતાવવા, જુદા જુદા રાષ્ટ્રોના લશ્કર અને અરમાર કમી કરવાનો પ્રયત્ન કરવો, મજૂરવર્ગની સ્થિતિ સુધારવી, સ્ત્રીઓ અને છોકરાંઓપર થતો સામાજિક અન્યાય દૂર કરવો, ગુલામગીરીનો નાશ કરવો, માદક પદાર્થોપર અંકુશ મૂકવો, પ્રવાસના માર્ગ બધા માટે સુલભ કરવા, નાની સંખ્યાવાળી પ્રજાના પ્રશ્ન છણવા, મરકી અને બીજા રોગોને નાશ કરવો, જગતના બધા વિદ્વાન્ લોકોને એકત્ર કરી જગતની બૌદ્ધિક ઉન્નતિ કરવા માટે પ્રયાસ કરવો, તેવી જ રીતે જગતની આર્થિક અને સામાજિક સ્થિતિ સુધારવા માટે પ્રયત્ન કરવો, વગેરે જાતજાતના કામો પ્રજાસંઘે પોતાના કાર્યક્ષેત્રમાં લીધાં છે. આ સર્વ જુદા જુદા પ્રકારના કામો સુવ્યવસ્થિત રીતે અને સહેલાઇથી કરી શકાય તેને માટે પ્રજાસંઘે જુદાં જુદાં મંડળો, કમિટીઓ અને પેટાકમિટીઓ સ્થાપી છે અને જગતના મોટા ભાગના રાષ્ટ્રોમાંથી જુદા જુદા વિષય માટે વિદ્વાન્ તથા સુજ્ઞ માણસોનો સહકાર મેળવ્યો છે. આ રીતે પ્રજાસંઘ મારફત થતાં બધાં કામ શાસ્ત્રીય પદ્ધતિથી, નિષ્પક્ષપાતપણે, અને જગતનું હિત અને કલ્યાણ કરવાના ઉચ્ચ હેતુ ધ્યાનમાં રાખી કરવામાં આવે છે, તેથીજ આ સંસ્થાનું મહત્ત્વ અને કાર્ય ઉચ્ચ સ્થાન ભોગવે છે. તેટલા માટે આ પ્રજાસંઘની શી ઘટના છે અને ઉપર જણાવેલા જુદા જુદા કામે કરવા માટે કઈ કઈ કમિટી સ્થપાઈ છે તેની માહિતી નીચે આપી છે.

**પ્રજાસંઘનું કરારનામું** ( Covenant ):—પ્રજાસંઘના દરેક સભાસદ થનારને સંઘના કરારનામાને પોતાની સંમતિ આપવી પડે છે. આ કરારનામાની પ્રસ્તાવનામાં જ પ્રજાસંઘનો ધ્યેય બાતાવેલો છે. જગતમાં શાંતિ અને સ્વાસ્થ્ય સ્થાપવાં, યુદ્ધ જેવા જંગલી માર્ગે નહિ, પણ સમજાવટ અને તડજોડથી રાષ્ટ્ર રાષ્ટ્રો વચ્ચેના ઝઘડાનો નિકાલ કરવો, આંતરરાષ્ટ્રીય કાયદાઓ અને રૂઢિને, તેજપ્રમાણે શાંતિની વૃદ્ધિને માટે કરેલા તહનામાંને માન આપવું, અને જુદા જુદા રાષ્ટ્રોમાં પરસ્પર સંબંધ ચોખ્ખી રીતથી, ન્યાયપુરઃસર, અને એક બીજાના

સ્વમાનને કમી કર્યા વગર કરવો, એ ધ્યેય પ્રજાસંઘે પોતાને માટે રાખેલો છે.

**પ્રજાસંઘના સભાસદ થવાની રીતઃ**—કોઇપણ સ્વસત્તાક રાષ્ટ્ર * ( Self Governed ) અથવા સંસ્થાનો પ્રજાસંઘના હયાત સભાસદના બે તૃતીયાંશ રાષ્ટ્રની સંમતિથી પ્રજાસંઘના સભાસદ થઈ શકે છે. જે રાષ્ટ્ર સભાસદ થાય તેણે પ્રજાસંઘના ધ્યેય અને કરારનામું માન્ય કરવાનું અને પ્રજાસંઘે પસાર કરેલો દરેક ઠરાવ અમલમાં મૂકવાનું વચન આપવું પડે છે. પ્રજાસંઘમાં સામેલ થયેલો કોઈ પણ દેશ બે વર્ષ અગાડીથી નોટિસ આપી પોતાનું નામ પ્રજાસંઘમાંથી કમી કરાવી શકે છે; તેજ પ્રમાણે પ્રજાસંઘનું કરારનામું, નિયમ કે ઠરાવ ન પાળનાર રાષ્ટ્રને પોતાના સંઘમાંથી કાઢી મૂકવાનો અધિકાર પણ પ્રજાસંઘને છે.

**ઍસેંબ્લીઃ**—પ્રજાસંઘની સર્વેથી શ્રેષ્ઠ અને મહત્ત્વની સભા તે ઍસેંબ્લી છે. પ્રજાસંઘનો દરેક સભાસદ પોતા તરફથી વધારેમાં વધારે ત્રણ સભાસદ ઍસેંબ્લીમાં મોકલી શકે છે, પરંતુ તેને મત તો એક જ આપવાનો હોય છે. આ સભામાં નાના મોટા બધા રાષ્ટ્રોનો દરજ્જો સમાન છે. ઍસેંબ્લીની બેઠક દર વર્ષે સપ્ટેંબર મહિનામાં "**જીનેવા**" માં ભરાય છે અને આ બેઠક સાધારણ રીતે એક માસ ચાલુ રહે છે. ઍસેંબ્લી પ્રજાસંઘની સર્વેથી મહત્ત્વની અને શ્રેષ્ઠ સભા હોવાને લીધે પ્રજાસંઘના કરારનામામાં ફેરફાર સૂચવવાનું, અથવા વધારો કરવાનું, જમાખર્ચને અને કાઉન્સિલ અને જુદી જુદી કમિટીના રીપોર્ટોને મંજુરી આપવાનું, કાઉન્સિલમાં સભાસદોની અને આંતરરાષ્ટ્રીય ન્યાયકોર્ટના ન્યાયાધીશોની નિમણૂક કરવાનું, પ્રજાસંઘમાં નવાં રાજ્યને સભાસદ તરીકે દાખલ થવું હોય તેને મંજૂરી આપવાનું વગેરે વિવિધ કામો આ સભાને કરવાં પડે છે. આ સભા મારફતે રજૂ થયેલા ઠરાવ થોડા અપવાદ

* ૧૯૧૮ ના વર્સેલ્સના તહનામાપર હિંદુસ્તાનના પ્રતિનિધિની સહી છે તેથી હિંદુસ્તાન સ્વતંત્ર નથી છતાં એ પ્રજાસંઘનું સભાસદ છે.

શિવાયના બધા સર્વાનુમતે પસાર થાય છે. ઍસેંબ્લીના સભાસદો કોઈ પણ ભાષામાં ભાષણ કરી શકે છે, પણ ઇંગ્લિશ અને ફ્રેંચ એ બેમાંની એક ભાષામાં તે સભાસદે પોતાના ભાષણનું ભાષાન્તર કરી આપવું પડે છે. એટલે આ બે આગળ પડતી ભાષામાં જ પ્રજાસંઘના કામકાજનો હેવાલ પ્રસિદ્ધ થાય છે.

**કાઉન્સિલ:**—આ એક ૧૪ સભાસદોનું નાનું મંડળ છે, અને તેને ઍસેંબ્લીએ કરેલા ઠરાવો અને આંકેલા ધોરણનો અમલ કરવો, જુદી જુદી કમિટીઓ સ્થાપી તેમને જુદું જુદું કામ સોંપવું, જગતના જુદા જુદા રાષ્ટ્રોની હાલચાલપર નજર રાખવી, પ્રજાસંઘના એકંદર વ્યવહારપર દેખરેખ રાખવી, સેક્રેટરીએટમાં માણસોની નિમણૂક થઈ હોય તેને મંજુરી આપવી, પ્રજાસંઘની ખાસ વ્યવસ્થા નીચે આવેલા રાજ્યોના રાજ્યકારભારપર દેખરેખ રાખવી, અને એકાદ મોટાં રાજ્યને સોંપવામાં આવેલા દેશના કારભાર માટેનો તે રાજ્ય તરફથી આવેલો રીપોર્ટ મંજૂર કરવો, આંતરરાષ્ટ્રીય ન્યાયની અદાલતના ન્યાયાધીશોની નિમણૂક કરવી, વગેરે વિવિધ કામો કરવાં પડે છે. એક દૃષ્ટિએ જોતાં આ મંડળને ઍસેંબ્લીનું કાર્યવાહક મંડળ કહી શકાય. આમાંના ૧૪ સભાસદો પૈકી ગ્રેટબ્રિટન, ફ્રાન્સ, ઇટલી, જાપાન અને જર્મની, આ પાંચ દેશોનો એક એક કાયમનો પ્રતિનિધિ હોય છે તથા બાકીની ૯ જગ્યાની ઍસેંબ્લી ત્રણ વર્ષ માટે ચૂંટણી કરે છે. આ કાઉન્સિલની બેઠક વર્ષમાં ચાર વખત ભરવામાં આવે છે અને દર વખત આ બેઠક સાધારણ રીતે એક અઠવાડીઆ લગી ચાલે છે. આ કાઉન્સિલને પોતાનો બધા કામોનો વાર્ષિક રીપોર્ટ ઍસેંબ્લીને આપવાનો હોય છે અને તે ઍસેંબ્લી પાસે મંજૂર કરાવવો પડે છે.

**આંતરરાષ્ટ્રીય ન્યાયકોર્ટ:**—દેશ દેશ વચ્ચેના ઝઘડાનો નિવેડો લાવવા માટે અને એવા પ્રકારના પ્રશ્ન માટે સલાહ આપવા સારૂ **આંતરરાષ્ટ્રીય ન્યાયકોર્ટ** (Court of International Justice) પ્રજાસંઘે સ્થાપેલી છે. એ કોર્ટ હૉલંડમાં આવેલા **હેગમાં** ભરવામાં આવે છે. જગતના જુદા જુદા દેશોમાં ન્યાયાધીશ તરીકે

અથવા કાયદાના કામોમાં જેણે પ્રવીણતા મેળવી નામાંકિત થયેલા હોય એવા અગીઆર ન્યાયાધીશની નિમણૂક ઍસેંબ્લી અને કાઉન્સિલ એ બન્નેની સંમતિથી ન્યાયકોર્ટ માટે કરવામાં આવે છે. એક વખત નિમણૂક થઈ એટલે આ ન્યાયાધીશ આ ન્યાયકોર્ટમાં ૯ વર્ષ સુધી કામ કરે છે. કોઈપણ રાષ્ટ્રના ઉંચા કે નીચા દરજ્જા તરફ નજર ન કરતાં આંતરરાષ્ટ્રીય કાયદા, સુધરેલા દેશોમાં સાધારણ રીતે પ્રચાર પામેલી રૂઢિ અને તહનામા વગેરેનો વિચાર કરી આ કોર્ટ યોગ્ય ન્યાય આપવાનું કામ કરે છે. પ્રજાસંઘમાં દાખલ થયેલા રાજ્યોમાંના એકને બીજા સાથે અણબનાવ થાય, ત્યારે પોતાના ટંટાનો નિવેડો લાવવા માટે તે ટંટો પ્રજાસંઘ આગળ તેમણે રજૂ કરવો જોઈએ એવો નિયમ છે. આ નિયમનું ઉલ્લંઘન થાય અથવા આંતરરાષ્ટ્રીય ન્યાયકોર્ટનો ચુકાદો લીધા છતાં એકાદ રાષ્ટ્ર બીજાં રાષ્ટ્ર સાથે યુદ્ધ શરૂ કરે, ત્યારે તે રાષ્ટ્રને ઠેકાણે લાવવા માટે સંઘમાંના બીજા રાષ્ટ્રો કાઉન્સિલની સૂચના પ્રમાણે તે રાષ્ટ્ર સામે બહિષ્કાર જાહેર કરી, બધા પ્રકારનો વ્યવહાર બંધ કરે છે અને જરૂર પડતાં તે રાષ્ટ્રને પ્રજાસંઘનો શત્રુ માની તેની સાથે યુદ્ધ જાહેર કરે છે. બહિષ્કાર અને યુદ્ધની ધમકીથી ઘણુંખરૂં તે રાષ્ટ્ર ઠેકાણે આવી જાય છે.

**આંતરરાષ્ટ્રીય મજૂર સંસ્થા** ( International Labour Organization ):—જગતમાં શાંતિ અને સ્વાસ્થ્ય સદાને માટે ટકે એટલા માટે જુદા જુદા રાષ્ટ્રોના મજૂરોની આર્થિક અને સામાજિક સ્થિતિ સુધારવી અત્યંત જરૂરની છે એમ પ્રજાસંઘને લાગ્યાથી આ સંસ્થા સ્થાપવામાં આવી છે. આ સંસ્થામાં પ્રજાસંઘના સભાસદ હોય એવા રાષ્ટ્રો પોતાના તરફથી ચાર પ્રતિનિધિ મોકલે છે. આ ચારમાંના બે પ્રતિનિધિ સરકાર તરફના, એક મજૂર વર્ગ તરફનો અને એક મૂડીદાર વર્ગ તરફનો હોય છે. મજૂરોના કામના કલાક ઓછા કરવા, સ્ત્રીઓ અને છોકરાંઓને તેને નુકશાન ન કરે એવું કામ આપવું, મજૂરોના આરોગ્યની, સુખ અને રાહતની તથા આરામ માટે વ્યવસ્થા કરવાને ઉત્તેજન આપવું, વગેરે બાબત સંબંધી આ સંસ્થા મારફત ઠરાવ કરવામાં આવે છે તથા અમલમાં આણવા

માટે જુદા જુદા રાષ્ટ્રોને સૂચવવામાં આવે છે. ઍસેંબ્લી, કાઉન્સિલ, આંતરરાષ્ટ્રીય ન્યાયકોર્ટ અને આંતરરાષ્ટ્રીય મજૂર સંસ્થાને મદદ કરવા માટે અને પ્રજાસંઘે પોતાને માથે લીધેલું પ્રચંડ કાર્ય યોગ્ય રીતે થાય તે માટે જુદી જુદી બાબતો સંબંધી ૧૦-૧૨ કમિટીઓની સ્થાપના કરવામાં આવી છે. આ કમિટીના સભાસદ તરીકે જગતના જુદા જુદા રાષ્ટ્રોમાંના જુદા જુદા વિષયના પ્રવીણ અને નામાંકિત ગૃહસ્થોને નીમવાનો પ્રયત્ન કરવામાં આવે છે. આને લીધે બધી કમિટીના કામો શાસ્ત્રીય પદ્ધતિથી થાય છે અને પ્રજાસંઘને આથી ઘણી મદદ મળે છે.

**તહનામા અને કાયદાસંબંધી કમિટી:**—પહેલાં જુદાં જુદાં રાજ્યોવચ્ચે જે તહનામાં થતાં તે ગુપ્ત રાખવામાં આવતાં હતાં. તેથી તે તહનામાંના ઉદ્દેશ સંબંધી બીજા દેશોને સંશય રહેતો હતો; તેથી એવી સંશયવૃત્તિ દૂર કરવા માટે પ્રજાસંઘમાં જોડાયેલા કોઈ પણ રાષ્ટ્રે બીજા કોઈ પણ રાષ્ટ્ર જોડે ખાનગી તહનામું કરવું નહિ, પણ દરેક તહનામું છચોક ઉઘાડી રીતિથી કરવું અને તેની એક નકલ પ્રજાસંઘની ઉપલી કમિટી આગળ નોંધાવવી જોઈએ, એવો નિયમ રાખવામાં આવ્યો છે. ઉપર જણાવ્યા પ્રમાણે તહનામું નોંધવ્યા બાદ બીજા રાષ્ટ્રોની જાણ માટે તે પ્રસિદ્ધ કરવામાં આવે છે. આવી રીતે જે તહનામાં નોંધાયાં ન હોય તે કોઈને બંધનકારક ગણવામાં આવતાં નથી.

**શસ્ત્રબંધન નિયામક કમિટી:**—જગમાં શાંતિ અને સ્વાસ્થ્ય સ્થાપવા માટે દરેક રાજ્યને પોતાનું લશ્કર તથા શસ્ત્ર કમી કરવાની અત્યંત જરૂર છે. તેટલા માટે દરેક રાજ્યના રક્ષણ માટે જરૂર હોય તેટલાં લશ્કર અને શસ્ત્ર રાખવાં અને બાકીનાં કેટલા પ્રમાણમાં કમી કરવાં એ સંબંધી આ કમિટીના નિપુણ સભાસદો દ્વારા એક યોજના તૈયાર કરાવવામાં આવે છે; અને જુદાં જુદાં રાજ્યો એ યોજના પોતપોતાના રાજ્ય પૂરતી અમલમાં મૂકે છે. પ્રજાસંઘમાંનાં બધાં રાજ્યો આ યોજના પ્રમાણે ચાલે છે એટલે કોઈ પણ રાષ્ટ્રને બીજા રાષ્ટ્રમાટે શંકાનું કારણ રહેતું નથી. આને લીધે જગતના જુદા

જુદા રાષ્ટ્રોના લશ્કરના ખર્ચમાં પુષ્કળ બચત થાય છે અને તે પૈસાનો બીજા ઉપયોગી ખાતાંમાં ખર્ચ થાય છે.

**પ્રવાસના માર્ગસંબંધી કમિટી**:—જુદાં જુદાં રાજ્યોમાંથી જવાનો પ્રવાસનો માર્ગ, રેલ્વેની લાઈનો, મોટી મોટી નદીઓ, અને મુખ્ય બંદરો વગેરે બાબત સંબંધી દેશ દેશો વચ્ચે ઝઘડા ઉભા થાય છે, તેથી ઉપલી બાબતો સંબંધી કયા રાજ્યનો કેટલો હક છે વગેરે વાતો વિચારી આ કમિટી બધાને પસંદ પડે એવી એક યોજના તૈયાર કરે છે.

**ચલણ, હુંડી અને આર્થિક પ્રશ્નો બાબત કમિટી**:—ગયા મહાયુદ્ધને લીધે અથવા બીજા કારણોને લીધે જો કોઈ રાજ્યની નાણાંની સ્થિતિ ખરાબ થઈ હોય અને તેના કર્જનો બોજો વધી ગયો હોય અને તે રાજ્યની પત જતી હોય તો એવા પ્રકારના રાજ્યને પ્રજાસંઘને વચ્ચે રાખી લોન આપવામાં આવે છે અને તે રાજ્યની આર્થિક સ્થિતિ સુધારવા કેવા ઉપાય યોજવા જોઈએ વગેરે બાબતના આર્થિક પ્રશ્ન સંબંધે નિપુણ અર્થશાસ્ત્રીઓની સલાહ પણ મળે છે.

**મૅંડેટ કમિટી**:—એકાદ પાછળ પડેલા કે યુદ્ધ પછી અસહાય થયેલા રાજ્યને બીજા કોઈ એક આગળ વધેલાં રાજ્યની છાયા નીચે પ્રજાસંઘ મારફત મૂકવામાં આવ્યું હોય તો તે સંબંધે પાલક રાજ્ય તરફથી આવેલા રીપોર્ટને છણવો અને તેમાંથી છત્રછાયા નીચે રહેલા રાષ્ટ્રના હિત માટે રાજ્યકારભાર ચાલે છે કે નહિ એ જોવું, એ વાતો પર મૅંડેટ કમિટી લક્ષ આપે છે, અને તે સંબંધે રીપોર્ટ કાઉન્સિલને મોકલે છે.

ઉપર વર્ણવેલી કમિટીઓ ઉપરાંત બીજી કેટલીક કમિટીઓ પ્રજાસંઘે સ્થાપન કરેલી છે. **આરોગ્ય વિષયની કમિટી** ડૉક્ટર તથા નિપુણ લોકનો સહકાર મેળવી મેલેરિઆ, પ્લેગ, ઉંઘવાનો રોગ વગેરે રોગોનો ઉપચાર કરવા પ્રયત્ન કરે છે અને માદક પદાર્થપર અંકુશ મૂકે છે. **ભૂતદયા અને પરોપકારી કમિટી** મારફત દુકાળ, ધરતીકંપ, રેલ વગેરે સંકટોને લીધે અનાથ અને નિરાશ્રિત થયેલા

લોકોને મદદ કરવામાં આવે છે. **બૌદ્ધિક સહકાર કમિટી** તરફથી જગતના જુદા જુદા દેશોના વિદ્વાન લોકોને એકત્ર કરી તે લોકોના જ્ઞાન અને અનુભવનો બધા દેશોને લાભ મળે એટલા માટે તેમને ઉપયોગી વિષયો પર જુદી જુદી ભાષામાં ચોપડીઓ પ્રસિદ્ધ કરવાને ઉત્તેજન આપવામાં આવે છે. **પ્રસિદ્ધ કમિટી** મારફત પ્રજાસંઘના કાર્યસંબંધી જગતના બધા રાષ્ટ્રોને ખબર આપવા માટે પ્રજાસંઘે કરેલા ઠરાવો અને તેના તરફથી થવાના કામ બાબતની માહિતી પ્રસિદ્ધ કરવામાં આવે છે. આ રીતે જુદી જુદી કમિટીની સ્થાપના કરી તે મારફત ઉપયોગી કામો પ્રજાસંઘ મારફત કરવામાં આવે છે.

**સેક્રેટરીએટ:**—પ્રજાસંઘનાં ઉપલાં વિવિધ પ્રકારનાં અને અઘરાં કામો યોગ્ય રીતે થાય અને જુદાં જુદાં મંડળો અને કમિટી બધા વચ્ચે એક સૂત્ર રહે અને તે સંબંધે બધા રાષ્ટ્રોને માહિતી મળે એટલા માટે **જીનેવામાં** એક મોટી સેક્રેટરીએટ કચેરી સ્થાપવામાં આવી છે. આ કચેરીમાં પ્રજાસંઘના નોકર અને પ્રજાસંઘને જવાબદાર એવા અને પોતપોતાના કામના વાકેફગાર એવા ૬૦૦ સ્ત્રીપુરુષ કામ કરે છે. આ સેક્રેટરીએટનો સૌથી મોટો અધિકારી સેક્રેટરી જનરલ કહેવાય છે. એના હાથ નીચે એક ડેપ્યુટી સેક્રેટરી જનરલ અને ત્રણ અન્ડર સેક્રેટરી જનરલ, કહેવાતા અધિકારીઓ છે. આ મુખ્ય કમિટીના કામની સગવડ ખાતર જુદા જુદા ખાતાં રાખેલાં છે.

**પ્રજાસંઘનો ખર્ચ:**—જગતમાં શાંતિ જાળવી અને સ્વાસ્થ્ય સ્થાપવું અને ઉપર જણાવેલાં જુદાં જુદાં કામો કરવાં, એ માટે પ્રજાસંઘને ખર્ચ લાગે છે. એનો વાર્ષિક ખર્ચ બધું મળી ૧૦ લાખ પાઉંડ થાય છે; જગતમાં બધા રાજ્યોનો લશ્કરી વાર્ષિક ખર્ચનો અંદાજ ૩૭૫ કરોડ પાઉંડનો છે. એ હિસાબે ઉપર જણાવેલા ખર્ચની રકમ બહુજ જુજ છે. આ ૧૦ લાખ પાઉંડની રકમ પ્રજાસંઘમાં જોડાયલા ૫૪ રાજ્યો પાસેથી દરેક રાજ્યની વસ્તી અને ઉત્પન્નને હિસાબે ઠરાવેલા પ્રમાણમાં ભાગે પડતી લેવાય છે. એટલે દરેક રાજ્યને આ કામ માટે ઘણો થોડો ખર્ચ આપવો પડે છે. ઇંગ્લંડને પ્રજાસંઘ માટે આશરે ૧ લાખ પાઉંડ અને

હિંદુસ્તાનને ૭૫ હજાર પાઉંડ ખર્ચ આપવો પડે છે અને આ બે દેશો લશ્કરી ખર્ચ પાછળ જે રકમ ખરચે છે તેના પ્રમાણમાં આ રકમ બહુ જ ઓછી છે.

---

## સારાંશ

**પ્રજાસંઘની આવશ્યકતા**—શાસ્ત્રીય શોધખોળ થવાને લીધે લોકોનાં સુખસાધનો વધ્યાં અને સાથે સાથે યુદ્ધસામુગ્રી અને યુદ્ધથી થતાં ભયંકર નુકશાન; યુદ્ધને ઉપયોગી વિધ્વંસક સાધનોની વૃદ્ધિ; યુદ્ધમાં લડતા અને તટસ્થ રહેલા દેશો એ બધાને ત્રાસ, તેટલા માટે દેશદેશો વચ્ચેના ઝઘડાઓનું તડજોડ કરી સમાધાન કરનારી સંસ્થાની આવશ્યકતા.

**પ્રજાસંઘની સ્થાપના**—જાન્યુઆરી ૧૯૨૦. હાલમાં જગતના મુખ્ય ૬૫ રાષ્ટ્રોમાંથી ૫૪ રાષ્ટ્રો આ પ્રજાસંઘમાં દાખલ થયેલાં છે. પ્રજાસંઘ સ્થાપવાની કલ્પના વુડ્રો વિલ્સનને આવેલી.

**પ્રજાસંઘની ઘટના**—

ઍસેંબ્લી—મુખ્ય સભા; કાઉન્સિલ—કાર્યવાહક મંડળ; આંતરરાષ્ટ્રીય ન્યાયકોર્ટ—રાષ્ટ્રરાષ્ટ્રોમાંના ઝઘડાઓનો તડજોડ કરી સમાધાન કરાવનારી કોર્ટ.

કાઉન્સિલની દેખરેખ નીચે જુદા જુદા પ્રશ્ન માટે નીચે જણાવેલી કમિટીઓ.

(૧) તહનામા અને આંતરરાષ્ટ્રીય કાયદાસંબંધી કમિટી.
(૨) નૌકાસૈન્ય ઓછાં કરાવનારી કમિટી.
(૩) પ્રવાસના માર્ગસંબંધી કમિટી.
(૪) ચલણ, હુંડી અને આર્થિક પ્રશ્નસંબંધી કમિટી.
(૫) મૅંડેટ કમિટી.
(૬) આરોગ્યવિષય માટે કમિટી.
(૭) ભૂતદયા અને પરોપકાર કમિટી.
(૮) બૌદ્ધિક સહકાર કમિટી.

(૯) પ્રસિદ્ધ કરનારી કમિટી.

(૧૦) આંતરરાષ્ટ્રીય મજૂર સંસ્થા.

પ્રજાસંઘનું કામકાજ જીનેવામાં થાય છે; અને ત્યાં આ સંસ્થાની સેક્રેટરીએટ નામની કચેરી છે. આંતરરાષ્ટ્રીય ન્યાયકોર્ટનું કામકાજ હેગમાં થાય છે. પ્રજાસંઘનો વાર્ષિક ખર્ચ ૧૦ લાખ પાઉંડ છે.

---

# પ્રકરણ ૩૨ મું



## ઓગણીસ અને વીસમી સદીનું ઇંગ્લંડ

**વ્યવહાર:**—ગયા દોઢસો વર્ષમાં મુસાફરીના કામમાં ઉપયોગી થાય એવી મહત્ત્વની શાસ્ત્રીય શોધો થઈ છે, અને તેને લીધે વ્યવહારના સાધનોની બાબતમાં ક્રાંતિ થઈ છે અને તેથી દૂરદૂરના પ્રદેશો અને ત્યાંના લોકો વચ્ચે અરસપરસ સંઘટન વધ્યું છે. જ્યૉર્જ સ્ટીવનસને વરાળની શક્તિની શોધ કરી જમીન પર ચલાવવાનું યંત્ર ૧૮૧૪ માં શોધી કાઢ્યું અને તેને લીધે ૧૮૩૦ના અરસામાં લિવરપૂલ અને મૅંચેસ્ટર વચ્ચે રેલના રસ્તા શરૂ થયા. ત્યાર બાદ રેલ્વેના રસ્તાઓ એકદમ વધી ગયા અને ઇંગ્લંડમાં તો રેલ્વે રસ્તાની જાળો પથરાઈ ગઈ. જગતના બીજા દેશોમાં મોટા મોટા રેલ્વેના રસ્તા શરૂ થયા. વરાળથી ચાલતી આગબોટો પણ શરૂ થઈ અને ૧૮૩૮ માં "ગ્રેટ વેસ્ટર્ન" નામની આગબોટે ૧૪ દિવસમાં આટલાંટિક મહાસાગર ઓળંગ્યો. આ પછી વીસમી સદીમાં વીજળીની શક્તિથી આગગાડી તથા ટ્રામવે ચાલતી થઈ, તેજ પ્રમાણે પેટ્રોલની મદદથી ચાલનારી મોટર ગાડીઓ, લૉરીઓ અને બાઇસિકલો શરૂ થઈ અને તેને લીધે જ્યાં જ્યાં રેલ્વેનું જોડાણ નહોતું તેવે ઠેકાણાંનું પણ એક બીજા સાથે જોડાણ થયું અને માલ અને માણસોને લઈ જવા લાવવાની બાબતમાં મોટર અને મોટર લૉરીઓ રેલ્વે જોડે હરીફાઈ કરવા લાગ્યાં.

આ પછી વીસમી સદીમાં હવામાં ઉડવાના વિમાનોની પણ શોધ થઈ. ૧૯૦૯ માં બ્લેરીઅટ નામનો ફ્રેંચ વિમાની કૅલેથી ડોવર સુધી વિમાનમાં ગયો. આ પછી આ કળામાં પુષ્કળ પ્રગતિ થઈ છે, અને એ કળા સાધ્ય કરવાને ઘણા હિમ્મતવાળા લોકોએ પોતાના જીવ જોખમમાં નાંખ્યા છે. આજે આ કળામાં પુષ્કળ પ્રગતિ થઈ છે અને પહેલાં ૩૫૦ વર્ષ પૂર્વે ડ્રેક સાધારણ વહાણમાં પૃથ્વીપ્રદક્ષિણાએ

નીકળેલો તેને ત્રણ વર્ષ લાગેલા, ત્યારે આજે વિમાનમાં ૩ અઠવાડી-આમાં પૃથ્વીપ્રદક્ષિણા થઈ શકે છે.

પોસ્ટમાં મોકલવાના પત્રો પહેલાં ઘોડાઓની બગીમાં મોકલાતા હતા. અને ત્યાર બાદ તે આગગાડી અને આગબોટ દ્વારા મોકલવામાં આવે છે. અને હવે તો વિમાનદ્વારા પણ પત્રો મોકલવાની વ્યવસ્થા કેટલેક ઠેકાણે થઈ છે.

તેજપ્રમાણે તાર, ટેલીફોન, વગર તારના સંદેશાના યંત્રો અને વગર તારના ટેલીફોન વગેરેની મદદથી દૂર દૂરના લોકો સંદેશા મોકલે છે. અને તેની જોડે પ્રત્યક્ષ વાત કરવાનું પણ શક્ય થયું છે. ટેલીવીઝન હજી પ્રયોગ અવસ્થામાં છે. તે સાધ્ય થશે એટલે આપણે ટેલીફોનથી જેની જોડે વાત કરતા હોઈએ તે ગૃહસ્થ જ આપણાથી દેખી શકાશે એમ લાગે છે.

**ઉદ્યોગધંધો અને વેપાર**:—૧૮ મી સદીમાં વણાટની કળામાં શોધખોળ થઈ તેને લીધે ઉદ્યોગમાં ક્રાંતિ થઈ અને ઇંગ્લંડે બીજા રાષ્ટ્રો કરતાં વેપાર અને ઉદ્યોગધંધામાં ઘણી વધારે પ્રગતિ કરી. ૧૯ મી સદીમાં થયેલી શોધખોળને લીધે ઇંગ્લંડે ઔદ્યોગિક બાબતમાં પોતાની પ્રગતિ કરીને પોતાનું શ્રેષ્ઠત્વ કાયમ રાખ્યું. ઔદ્યોગિક બાબતમાં ઇંગ્લંડ આગળ વધ્યું તેથી રૂ અને ઉનનું કાપડ વણવાના કારખાનાં, મોટી મોટી મીલો, લોખંડ કોલસા વગેરે ખનીજ પદાર્થોની ખાણો, નાની ટાંકણીથી માંડીને આગગાડીના ઇંજીન જેવા મોટાં પોલાદી યંત્રો બનાવવાને જબરદસ્ત કારખાના, આગગાડીના ડબ્બા, પોલાદી વહાણો બાંધવાની વર્કશોપ ઠેકઠેકાણે ઇંગ્લંડમાં જોવામાં આવ્યાં અને ત્યાંથી જગતના દૂર દૂરના દેશોમાં માલ જવા માંડ્યો. એટલે જગતને પાકો માલ પુરૂં પાડવાનું કારખાનું જ ઇંગ્લંડ બન્યું. તેજ પ્રમાણે ઇંગ્લંડનો વેપાર જગતના બીજા દેશો કરતાં વધારે પ્રમાણમાં થવા લાગ્યો.

**મજૂરવર્ગ**:—ઔદ્યોગિક ક્રાંતિ અને વેપારની વૃદ્ધિને લીધે, મીલો, કારખાના, વર્કશોપ, લોખંડ અને કોલસાની ખાણો વગેરેની ઇંગ્લંડમાં એકદમ વૃદ્ધિ થઈ ગઈ છે. ઘરગથ્થુ ઉદ્યોગધંધા અને નાના પ્રમાણની ખેતી પાછળ પડી છે. તેથી નાના પ્રકારની ખેતી કરનાર

તથા ઘરગથ્થુ નાનો ધંધો કરનારા લોકો, કારખાના અને મીલો જે શહેરમાં હોય ત્યાં જઈ મજૂર તરીકે કામ કરવા લાગ્યા છે. તેમાં ફ્રાન્સ સાથે ચાલતું યુદ્ધ પુરૂં થયે પુષ્કળ સૈનિક અને ખલાસીઓનો મજૂર તરીકે વધારો થયો અને તેઓ પણ ઉપર જણાવેલા મિલ અને કારખાનામાં કામ કરવા લાગ્યા. નાની ઉમરનાં છોકરાં અને સ્ત્રીઓને પણ કારખાનામાં કામપર રોકવામાં આવ્યાં. તેથી મજૂરોની સંખ્યા વધી ગઈ, અને મજૂરીના દર ઓછા થયા. કારખાનું અને મિલ એ અસ્વચ્છ અને હવા ઉજાસવિનાની જગ્યા હોય છે અને ત્યાં મજૂરોને ૧૨-૧૪ કલાક કામ કરવું પડે છે. વળી શહેરમાં તે લોકોની રહેવાની ઓરડીઓ પણ ગલીચ અને અંધારી હોય છે. આને લીધે મજૂર વર્ગની સ્થિતિ ઘણી દુઃખદાયક હતી; અને એ સ્થિતિ સુધારવાનો કઈ પણ માર્ગ નહોતો. મજૂરો પોતાની ઉન્નતિ માટે પોતાનો સંઘ સ્થાપન કરે એ વાત તે વખતે ગેરકાયદેશીર છે એમ સમજવામાં આવતું હતું. મિલના માલીક અને મજૂર સંબંધે પાર્લમેન્ટની વૃત્તિ તટસ્થપણાંની હતી. પણ ૧૮૩૨–૧૮૬૭; ૧૮૮૪–૮૫ ની સાલમાં પાર્લમેન્ટમાં સુધારાના કાયદા પસાર થયા અને તેને લીધે મધ્યમ તથા ગરીબ વર્ગની માફક મજૂરવર્ગના પ્રતિનિધિઓ પણ પાર્લમેન્ટમાં જવા લાગ્યા. તેથી મજૂરોની સ્થિતિતરફ પાર્લમેન્ટનું લક્ષ જવા લાગ્યું અને મજૂર વર્ગમાટે ઉપયોગી ઘણા કાયદાઓ પસાર થવા લાગ્યા; એટલે મજૂરવર્ગની સ્થિતિ સુધરવા લાગી. મજૂરો પોતાનો સંઘ સ્થાપી શકે અને જરૂર પડે સંપ કરી શકે એ વાત ગેરકાયદેસર નથી એવું ઠેરવવામાં આવ્યું. ૧૮૪૨ ના કાયદાથી નાની ઉમરના છોકરાંઓને ખાણમાં કામપર ન રોકવાં એવું ઠેરવવામાં આવ્યું તે પ્રમાણે કામ કરવાના કલાકો ઓછા કરવા, કામ કરનાર મજૂરોને અકસ્માત્ થાય તે વખતે મિલના માલીકો તે બદલ નુકસાનભરપાઈ કરી આપે, વૃદ્ધ થાય ત્યારે પેનશન આપે, વગેરે બાબતો માટે કાયદા કરવામાં આવ્યા. તેજપ્રમાણે આંતરરાષ્ટ્રીય મજૂરસંઘની મારફત જગતના જુદા જુદા દેશોમાં મજૂરની સ્થિતિ સુધારવા પ્રયત્ન થયાં કરે છે.

**શિક્ષણ:**—૧૯ મી સદીની શરૂઆતમાં ઉચ્ચ અને માધ્યમિક

શિક્ષણ માટે ઘણી કૉલેજો અને શાળાઓ હતી તો પણ લોકવસ્તીના પ્રમાણમાં પ્રાથમિક શિક્ષણની શાળાઓ વધારે નહોતી. અને તેથી ગામડાં ગામમાં ખેડૂત વર્ગમાંના ઘણા લોકો અશિક્ષિત જ હતા. કેટલીક ખાનગી સંસ્થા મારફત પ્રાથમિક શિક્ષણનો પ્રબંધ હતો ખરો; પછી ૧૮૩૩ પછી સરકાર તરફથી ગ્રાંટ મળવા લાગી. પરંતુ એવી શાળા થોડી હતી. જનસમાજને શિક્ષણ આપવાની જવાબદારી સરકારની છે એવી તે વખતના લોકોની માન્યતા નહોતી. પરંતુ પાર્લમેન્ટના સુધારાના કાયદાથી મતદારસંઘ વિસ્તૃત થયો, અને તેને લીધે બહુજનસમાજને મળેલા આ હકનો તે યોગ્ય ઉપયોગ કરે એટલા માટે તે લોકોને શિક્ષણ આપવાની જરૂર છે એવો લોકમત થવા લાગ્યો. તેથી ૧૮૭૦, ૧૯૦૨, ૧૯૧૮ તથા ૧૯૨૯ માં પ્રાથમિક શિક્ષણસંબંધી કાયદા થયા, અને તેને લીધે આ શિક્ષણ મફત અને ફરજીઆત થયું અને રાષ્ટ્રના દરેક માણસને નાનપણમાં પ્રાથમિક શિક્ષણ મળે એવી વ્યવસ્થા થઈ.

માધ્યમિક શિક્ષણ, ધંધાદારી શિક્ષણ, કલાકૌશલ્યનું શિક્ષણ, શાસ્ત્રોનું શિક્ષણ, વિશ્વવિદ્યાલયમાં શિક્ષણ વગેરે શિક્ષણ આપનારી શાળા અને કૉલેજોમાં પુષ્કળ પ્રગતિ થઈ.

**ઘરબાર, રમતગમતના સાધનો વગેરે:**—આ વખતના ઉત્તરાર્ધમાં લોકોના ઘરબારસંબંધી પુષ્કળ સુધારણા થઈ. વિશાળતા, હવા, ઉજાસ, સ્વચ્છતા વગેરે બાબતો લક્ષમાં રાખી મકાનોની બાંધણી થવા લાગી. જ્યાં નવી વસ્તીનો વસવાટ થતો હતો ત્યાં ઘરો કેમ બાંધવાં એ સંબંધી નગરરચનાના શાસ્ત્રે સૂચવેલી પદ્ધતિ પ્રમાણે ઘરો બંધાવાં લાગ્યાં. નવીન શોધને લીધે ઘરની જણસો પણ સુખસગવડની થવા લાગી. ગેસ અથવા વીજળીના દીવા, ફોનોગ્રાફ, ટેલીફોન, રેડિઓ સેટ, ટાઈપ રાઈટર, સીવવાનો સંચો, બાઈસિકલ વગેરે ચીજો મધ્યમ વર્ગના લોકોના ઘરમાં પણ જોવામાં આવવા લાગી. નાટક, સીનેમા, ટોકી એ મધ્યમ વર્ગના એશઆરામની સાધારણ વાત થઈ પડી અને ક્રિકેટ, ફુટબોલ, રગબી ફુટબોલ, ટેનિસ અને બેડમિન્ટન એ સાધારણ રમતોના સાધનો થયાં.

## સારાંશ

**વ્યવહાર**—આગગાડી, આગબોટ, મોટર, વિમાન, તાર, ટેલીફોન વગર તારના સંદેશનું યંત્ર, રેડિઓ એ બધાને લીધે દૂરદૂરના લોકો વચ્ચે વ્યવહાર વધ્યો.

**ઉદ્યોગધંધો અને વેપાર**—૧૮ મી સદીની ઔદ્યોગિક ક્રાંતિ પછી વેપાર અને ઉદ્યોગધંધામાં ઇંગ્લંડ આગળ વધ્યું અને ૧૯ મી સદીમાં નવીન શોધખોળનો યોગ્ય ઉપયોગ કરી ઇંગ્લંડે પોતાનું શ્રેષ્ઠત્વ ટકાવ્યું. મિલો, કારખાનાં અને વર્કશોપ ઇંગ્લંડમાં એકદમ વધી ગયાં, જેથી જગતના ઘણા દેશોમાં ઇંગ્લંડનો પાકો માલ જવા લાગ્યો, એટલે ઇંગ્લંડ જગતનું કારખાનું બન્યું.

**મજૂર**—મિલો, કારખાના વધવાને લીધે ઘરગથુ ધંધો બેસી ગયો અને મજૂરોની સંખ્યા વધી. સ્ત્રીઓ અને નાની ઉંમરના છોકરાંઓ પણ મજૂરી કરવા લાગ્યાં. મજૂરીના દર ઓછા, કામના કલાકો વધારે, અને ગંદી હવામાં કામ કરવાનું, આથી મજૂરોની સ્થિતિ બગડી. પછી પાર્લમેન્ટે આ તરફ લક્ષ આપ્યું અને તે લોકોની સ્થિતિ સુધારવા ઉપયોગી કાયદાઓ ઘડ્યા.

**શિક્ષણ**—પ્રાથમિક શિક્ષણની શાળાઓ થોડી અને તે ખેડૂત વર્ગમાં પસરેલી નહિ તેથી મોટા ભાગનો જનસમાજ અશિક્ષિત હતો. પણ આ બાબતમાં પાર્લમેન્ટે કાયદો કરીને પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીઆત કર્યું; તેથી જનસમાજના મોટા ભાગને શિક્ષણ મળે તેવી સગવડ થઈ.

**ઘરબાર, એશઆરામના સાધનો વગેરે**—મોટાં, હવા-ઉજાસ-વાળાં સ્વચ્છ ઘરો જોઈએ એ બાબત લક્ષમાં રાખી નવાં ઘરોની બાંધણી. નવીન શોધખોળને લીધે ઘણા એશઆરામના સાધનો જરૂરી લાગ્યાં અને મધ્યમ સ્થિતિવાળાઓના ઘરમાં પણ તે જોવામાં આવવા લાગ્યાં.

---

# પરિશિષ્ટ ૧

---

## ઓગણીસમી અને વીસમી સદીના મહત્ત્વના પ્રશ્નો

૧. ઓગણીસમી અને વીસમી સદીમાં પાર્લમેન્ટની સુધારણા માટે કયા કાયદા ઘડવામાં આવ્યા અને એ કાયદાને લીધે શું પરિણામ આવ્યાં તે કહો.

૨. ગુલામનો વેપાર ક્યારે શરૂ થયો? અને એનું શું પરિણામ આવ્યું? એ વેપાર બંધ કરાવવો જોઈએ એવું કેમ લાગવા માંડ્યું અને તે ક્યારે બંધ થયો?

૩. સંરક્ષિત વેપાર અને ખુલ્લો વેપાર એમાં શો ફરક છે? ઇંગ્લંડમાં આમાંની કઈ પદ્ધતિ ચાલતી હતી? અને તેમાં ક્યારે ફેરફાર થયો?

૪. આપણને હોમરૂલ મળે એવી ચળવળ આઇરિશ લોકોએ ક્યારે શરૂ કરી? ઇંગ્લંડ સાથેના એકીકરણથી આયર્લંડને શી અડચણો નડી? આ ચળવળમાં કયા આઇરિશ નેતાઓએ લક્ષ આપ્યું? ઇંગ્લંડે આ ચળવળસંબંધી શી નીતિ અખત્યાર કીધી?

૫. નીચેના ગૃહસ્થો વિષે શું જાણો છો? સર રૉબર્ટ પીલ, ઓકૉનેલ, પામર્સ્ટન, ડિઝરાયલી, ગ્લૅડસ્ટન, ફ્લૉરેન્સ નાઇટિંગેલ, બિસ્માર્ક, પારનેલ, પૉલ ક્રૂગર, લૉર્ડ ડરહૅમ.

૬. ઇંગ્લંડના જુદા જુદા વખતના રાજ્યદ્વારી પક્ષ અને તેનાં ધોરણ સંબંધી માહિતી આપો. હાલમાં ઇંગ્લંડમાં કેટલા રાજકીય પક્ષો છે?

૭. નીચેના વિષયો પર ટુંકમાં લખો:—ચાર્ટિસ્ટ ચળવળ, ટ્રેડ યુનિઅન, છૂપી રીતે મત આપવાની રીત, કૅબિનેટ સીસ્ટમ, ડુમિનિઅન સ્ટેટસ, સિવિલ લિસ્ટ, ૧૯૧૧ નો પાર્લમેન્ટરી ઍક્ટ, લિબરલ યુનિઅનિસ્ટ.

૮. 'પૂર્વ તરફનો પ્રશ્ન' એટલે શું? ઇંગ્લંડના મુત્સદ્દીઓનું આ પ્રશ્ન સંબંધી શું ધોરણ હતું?
૯. ઓગણીસમી સદીમાં બ્રિટિશ સામ્રાજ્ય કેવી રીતે વધ્યું તે લખો.
૧૦. સ્વેઝ કૅનાલ કંપનીના શેરો લીધા પછી ઇંગ્લંડને શો ફાયદો થયો?
૧૧. બ્રિટિશ સામ્રાજ્યના સંસ્થાનો સંબંધી ઇંગ્લંડે શી રાજ્યનીતિ રાખી હતી? અને તેનું શું પરિણામ આવ્યું?
૧૨. બ્રિટિશ સામ્રાજ્યની રાજ્યવ્યવસ્થાની હકીકત આપો. સામ્રાજ્યના પ્રદેશ અને ઇંગ્લંડ એ બેનો સંબંધ દૃઢ કરવાને કઈ બાબતો મદદ કરે છે?
૧૩. ઇંગ્લંડની રાજ્યઘટનામાં રાજાનો દરજ્જો શો છે? રાજાના ખાસ શા હક્કો છે અને તેનો શું ઉપયોગ થાય છે?
૧૪. કૅબિનેટની ઉત્ક્રાંતિ કેમ થઈ? કૅબિનેટ પદ્ધતિની રાજ્યવ્યવસ્થા એટલે શું અને તેની શી વિશિષ્ટતા છે?
૧૫. કૉમન્સ સભાને સર્વોપરી શા માટે ગણવામાં આવે છે?
૧૬. ઇંગ્લંડની રાજ્યઘટનાની ઉત્ક્રાન્તિ કેવી કેવી રીતે થતી ગઈ તે જણાવો.
૧૭. ઇંગ્લંડની રાજ્યઘટનામાં મુખ્ય સંસ્થા કઈ? અને તેનો એક બીજા સાથે કેવો સંબંધ છે?
૧૮. મહાયુદ્ધ શરૂ થયું તે પહેલાં યુરોપીઅન રાષ્ટ્રોનો પરસ્પર કેવો સંબંધ હતો?
૧૯. મહાયુદ્ધના કારણો આપો. મહાયુદ્ધમાં મહત્ત્વની જે બીનાઓ બની હોય તે વિષે થોડી માહિતી આપો.
૨૦. વર્સેલ્સના તહનામાએ યુરોપમાં કેવી જાતની વ્યવસ્થા ઘડી?
૨૧. પ્રજાસંઘ એટલે શું? એ સંસ્થા ક્યારે સ્થપાઈ? અને એની મારફત શું કામ થાય છે?
૨૨. નીચે લખેલા પુરુષો વિષે શું જાણો છો? લૉઈડ જ્યૉર્જ, કિચનર, વુડ્રો વિલ્સન, માર્શલ ફૉક, જોસફ ચેમ્બરલેન.

૨૩. મજૂરવર્ગની સ્થિતિ સુધારવા માટે ૧૯ અને ૨૦ મી સદીમાં કયા કયા કાયદાઓ થયા હતા?

૨૪. ૧૯ અને ૨૦ મી સદીમાં મહત્ત્વની શાસ્ત્રીય શોધ કઈ? અને તે શોધથી શો ફાયદો થયો?

૨૫. ૧૯ અને ૨૦ મી સદીમાં ઇંગ્લંડની સામાજિક સ્થિતિ, મજૂર-વર્ગ, આંતર વહેવાર, શિક્ષણ, મોજમજાનાં સાધનો અને ઉદ્યોગધંધા અને વેપાર એ સંબંધી હકીકત આપો.

# પરિશિષ્ટ ૨

## STUART & HANOVERIAN PERIODS

### *Examination Questions*

### STUART PERIOD

1 What was the attitude of James I towards the different religious parties at the time of his accession ?

2 What was the nature of the quarrel between James I and Charles I and their parliaments ?

3 Write notes on the following :—( 1 ) Divine Right Theory, ( 2 ) Ship money, ( 3 ) Petition of Rights, ( 4 ) Gun Powder Plot, ( 5 ) Hampton Court Conference, ( 6 ) The Long Parliament, ( 7 ) Cavaliers and Roundheads ?

4 What do you know about the following persons :—( 1 ) Buckingham, ( 2 ) Strafford, ( 3 ) Raleigh, ( 4 ) Hampden.

5 Compare the attitude of Charles I and Cromwell towards their parliaments.

6 Discuss the statement " The Restoration was the triumph of the Church of England rather than that of the monarchy."

7 What do you know about ( 1 ) the Foreign Policy, ( 2 ) the Religious Policy, ( 3 ) the attitude towards Parliament, of Cromwell ?

8 State the nature of the rivalry between England and Holland during the second half of the 17th century.

9 'Cromwell's greatness abroad far surpassed his greatness at home.' Discuss the statement.

10 Answer the following :—( 1 ) What were the permanent results of the Civil War ? ( 2 ) Why was the Restoration popular in England ?

11 What were the unconstitutional actions of James II that led to the Revolution ?

12 Write notes on the following :—( 1 ) The Clarendon Code, ( 2 ) The Test Act, ( 3 ) The Bill of Rights, ( 4 ) The Whigs and Tories, ( 5 ) The Darien Scheme, ( 6 ) The British Colonies.

13 Describe the domestic and foreign policy of Charles II.

14 Write notes on the following :—( 1 ) The Union Act, ( 2 ) The Habeas Corpus Act, ( 3 ) The Act of Settlement, ( 4 ) The Navigation Acts.

15 What were the effects of the Revolution of 1688 ?

16 Discuss the statement. 'The Revolution of 1688 completed the work that the Long Parliament had begun.'

17 What were the causes of the Spanish Succession War ? What were the results of the War ?

18 What do you know about the following persons :—( 1 ) Marlborough, ( 2 ) Clarendon, ( 3 ) Danby.

19 What was the state of Ireland during the Stuart Period ?

20 Write a note on the Social and Economic condition of England during the Stuart Period ?

## HANOVERIAN PERIOD

21 ' The power of the crown was taken, not by the Bill of Rights nor by the Act of Settlement, but by the accession of George I.' Discuss this statement.

22 Account for the ascendency of the Whigs under the first two Georges.

23 What circumstances helped the rise of Cabinet Government in England ?

24 In what particulars did the Whigs and Tories differ from each other in their opinions.

25 Describe the character of Walpole and give your opinion of him as a statesman.

26 What were the causes of the Seven Years' War ? What were its results ?

27 What was the nature of the rivalry between England and France during the 18th Century ? What were its results ?

28 Write short notes on the following :—(1) The Fifteen and the Forty-five, (2) The South Sea Bubble, (c) The Balance of Power, (4) Party Government, (3) Reform of the Calendar, (6) The War of Jenkin's ear.

29 Describe the measures taken by George III to break the power of the Whig oligarchy. How far was he successful ?

30 What were the causes of the War of American Independence ? State how it affected the growth of the British Empire.

31 What do you know about the Industrial Revolution ? What were its effects ?

32 Show how the use of machinery tends to lower wages and prices ?

33 What were the causes of the French Revolution ? What was achieved by France by the Revolution ?

34 Trace the career of Napoleon Bonaparte and account for his failure against England and her allies.

35 Describe the domestic policy of William Pitt, the Younger, before the outbreak of the French Revolution.

36 Compare and contrast William Pitt, the Elder, with William Pitt, the Younger.

37 What was the attitude of England towards the French Revolution ? What were the effects of the French Revolution on England ?

38 Explain how England's command of the sea helped her in her struggle with Napoleon. Mention the achievements of Nelson.

39 Write short notes on the following :—(a) The Wilkes affair and its constitutional importance; (b) Berlin Decree, (c) The Corn Laws, (d) The grievances of the Irish people before the Union Act of 1800.

40 What do you know about the following historical personages:—(a) Wellington, (b) Wilberforce, (c) George Washington.

41 Describe the reforms that were brought about in the reign of George IV ?

42 Compare the town life and country life in England in the early 18th, 19th and 20th centuries. Show how the "income tax" brings relief to the poor.

43 What were the political, social and economic grievances of the people in England in the 19th century ? How were they remedied ?

44 Mention the Parliamentary Reform Acts in the 19th century and 20th century. What were the effects of each of these acts ?

45 Trace the growth of Parliamentary Parties in England, mentioning the principles on which they stood.

46 What do you know about the Eastern Question ? What attitude was taken by the British Statesmen towards that question ?

47 'The Congress of Vienna (1814) lay seeds of future trouble in Europe.' Discuss the statement. Estimate the work of Sir Robert Peel.

48 Write short notes on the following:—(a) Protection and Free Trade, (b) The Chartist Movement, (c) Catholic Emancipation; (d) Conservatives and Liberals; (e) Slave Trade and Slavery; (f) The Education Act of 1870.

49 'Lord Palmerston was liberal abroad and conservative at home.' Discuss this statement.

50 Compare and contrast the domestic and foreign policy of Gladstone and Disraeli.

51 What do you know about the Home Rule Movement in Ireland ? What was the attitude of the English statesmen towards the movement ?

52 Mention the Acts that were passed by the British parliament in the 19th century to ameliorate the condition of the working people ?

53 What do you know about the Trade Union Movement ? What was achieved by the Movement ?

54 Show how the inventions and discoveries of the 18th century helped to solve the problem of increase in population in the 19th and 20th centuries.

55 Write what you know about the following:—(a) Paul Cruger, (b) Cecil Rhodes, (c) Kitchener, (d) Livingstone, (e) Durham.

56 Trace briefly the growth of the British Empire in the 19th century ?

57 In what ways are the colonies helpful to the mother country ? What advantages do the colonies get from the mother country ?

58 What is meant by the 'scramble for Africa' ? What European countries did take part in the scramble ?

59 What European countries were interested in Egypt ?

60 Describe the administration of the British Empire. Describe the nature of authority exercised by England on the Dominions, Dependencies, Crown Colonies in the Empire.

61 What kinds of Government were introduced in the colonies that form part of the British Empire.

62 Compare the position of women to-day with their position in the 18th century ?

63 State how the world is linked more closely to-day than it was in the 18th century ?

64 Compare and contrast the Government in a British colony in the 18th century with the Government in a British Dominion in the 20th century.

65 Trace briefly the rise of British power in India.

66 What were the reforms introduced by the Liberal Government during the reigns of Edward VII and George V.

67 What were the causes of the World War ? Describe the condition of the world after the World War. Account for the defeat of Germany in the World War.

68 Write short notes on the following:—(a) The Locarno Pact, (b) The Naval Conferences at Washington and London, (c) The Kellogg Pact (The Paris Pact), (d) Bolshevists, (e) Fascism, (f) Nazism, (g) The Suffragettes, (h) The Labour Party, (i) Responsible Government in the Dominions, (j) Imperial Conference, (k) Statute of Westminster.

69 What do you know about the following persons :— (a) Woodrow Wilson, (b) Ramsey Macdonald, (c) Lloyd George, (d) Baldwin, (e) Winston Churchill, (f) Mussolini, (g) Hitler, (h) Edison.

70 What do you know about the League of Nations ? What are its aims and objects ? How far are they fulfilled ?

71 What are the causes of depression in trade after the World War ?

72 Mention the important mechanical and scientific inventions and discoveries of the 20th century. How are they useful to mankind ? How can they be used for destruction ?

73 What is the position of the Sovereign in the English Constitution ?

74 What are the prerogatives of the British Sovereign ?

75 Describe the powers and functions of the House of Lords. How far is it useful in the English Constitution.

76 Describe the composition of the House of Lords. What is its influence in the English Constitution ?

77 Describe the composition, functions and powers of tl House of Commons. Compare and contrast them wil those of the House of Lords.

78 What is meant by the Cabinet System of Governmen Describe the chief features of its working.

79 Describe the process by which a Bill becomes a Law.

80 Write short notes on the following:—(a) The positic of the Prime Minister in the Cabinet and in the Parli ment, (b) The Budget, (c) The Civil List, (d) Tl Three Estates of the Realm; (e) The Judiciary.

81 Show how the Cabinet is responsible to the House Commons. English Constitution is of the nature 'Crowned Democracy' or 'Limited Monarchy. Discuss this statement.

---

# પરિશિષ્ટ ૩

## પારિભાષિક શબ્દોની યાદી

નીચે પારિભાષિક શબ્દોની યાદી આપેલી છે. તેમાંના કંઈક પારિભાષિક ઇંગ્લીશ શબ્દ ગુજરાતી ભાષામાં રૂઢ થયા છે.

| | |
|---|---|
| Absolute Power | અનિયંત્રિત સત્તા |
| Adjournment | મોકુફી |
| Act of Settlement | વારસહક્કસંબંધીનો કાયદો |
| Act of Supremacy | (ધાર્મિક બાબતમાં) શ્રેષ્ઠત્વનો કાયદો |
| Act of Uniformity | (પ્રાર્થનાપુસ્તક બાબત) એકસરખાપણાનો કાયદો |
| Anti-Corn Law League | અનાજપર કર વિરુદ્ધ સંઘ |
| Aristocracy | સરદારો અને ખાનદાન વર્ગના હાથમાં સત્તા હોય તેવી રાજ્યપદ્ધતિ |
| Armed Neutrality | સશસ્ત્ર તટસ્થપણું |
| Archbishop | મુખ્ય ધર્માધિકારી |
| Balance of Power | સત્તાનું સમતોલપણું |
| Ballot Act | ગુપ્તરીતે મત આપવાની પદ્ધતિસંબંધી કાયદો |
| Benevolence | સખતાઈથી લીધેલું કરજ અથવા બક્ષિસ |
| Bill of Attainder | રાજદ્રોહ બદ્દલ ફાંસીની અથવા જપ્તીની શિક્ષા સંબંધી પાર્લમેન્ટનો કાયદો |
| Bill of Rights | લોકોના હક્કોનો કાયદો |
| Billeting of Soldiers | લશ્કરી સિપાઈઓને લોકોના ઘરમાં રાખવાની અને તેમનો ખર્ચ ચલાવવાની પદ્ધતિ |
| British Commonwealth of Nations | સમાન દરજ્જાનાં બ્રિટિશ રાષ્ટ્રોનો સંઘ |

| | |
|---|---|
| Budget | જમાખર્ચનું અંદાજપત્રક |
| Cabal | ગુપ્ત મંત્રિમંડળ |
| Cabinet | મંત્રિમંડળ, પ્રધાનમંડળ |
| Catholic Emancipation Bill | રોમન કૅથૉલિક લોકપરનો પ્રતિબંધ દૂર કરવા સંબંધી કાયદો |
| Chivalry | ક્ષત્રિયવટ |
| Civil List | રાજાના અને રાજકુટુંબના માણસોના ખાનગી ખર્ચમાટે ઠરાવેલી રકમ |
| Commonwealth | લોકસત્તાક રાજ્યપદ્ધતિ |
| Confessor | ધર્માત્મા |
| Conservative | જૂની પરંપરાને વળગી રહેનારા |
| Constitution | રાજ્યબંધારણ |
| Constitutional Monarchy | સનદશીર રાજસત્તા |
| Curfew Bell | અગ્નિહોલવવાની સૂચના આપનારો ઘંટ |
| Crusades | ખ્રિસ્તી અને મુસલમાન વચ્ચેના ધર્મયુદ્ધો |
| Declaration of Rights | પ્રજાના હકનું જાહેરનામું |
| Defender of the Faith | ધર્મરક્ષક |
| Democracy | લોકોના હાથમાં સત્તા હોય એવી રાજ્ય-પદ્ધતિ |
| Dispensing Power | માફીપત્રો આપવાનો અધિકાર |
| Division List | કયો સભાસદ કઈ બાજુ મત આપે છે તે દેખાડનારી મતવિભાગની યાદી |
| Divine Right | રાજાની ઈશ્વરદત્ત સત્તા |
| Dominion | જેમને સ્વરાજ્યનો હક મળ્યો છે તેવાં સંસ્થાનો |
| Episcopacy | જેમાં બિશપોના (ધર્માધિકારી) હાથે સર્વ ધાર્મિક વ્યવસ્થા હોય તેવો ધર્મપંથ |
| Executive | કારોબારી મંડળ |

| | |
|---|---|
| Excise | દેશમાં બનતા માલપર લેવાતી જકાત; આબકારી ખાતું |
| Feudal Lords | સરંજામી જાગીરદાર |
| Free Trade | ખુલ્લા વેપારની પદ્ધતિ |
| Habeas Corpus Act | વ્યક્તિસ્વતંત્રતાનો કાયદો |
| House of Commons | આમની સભા, લોકસભા |
| House of Lords | અમીરઉમરાવોની સભા |
| Impeachment | કોઈ મોટા અધિકારીપર આમની સભાએ મુકેલા આરોપની ઉમરાવોની સભા પાસે ચાલનારી તપાસ |
| Indulgence | પાપમાંથી મુક્ત કરનારી પત્રિકા |
| Invincible Armada | અજય્ય અરમાર |
| Ironsides | વજ્રદેહી સૈન્ય |
| Knighthood | સરદાર પદવિ |
| League of Nations | રાષ્ટ્રસંઘ |
| Legate | પોપનો પ્રતિનિધિ |
| Liberal Party | ઉદારમતવાદી પક્ષ |
| Limited Monarchy | નિયંત્રિત રાજ્યસત્તા |
| Magna Charta | લોકોના હક્કોની મોટી સનદ |
| Maintenance | અમીરઉમરાવો પોતાના કુટુંબી કજીયામાં અથવા પોતાની તહેનાતમાંના સિપાઇ-ઓના કજીયામાં વચ્ચે પડવાનો અને ન્યાયકોર્ટમાં અને બહાર તેમને મદદ કરવાનો રિવાજ |
| Middle Age | મધ્યયુગ |
| Model Parliament | નમુનેદાર પાર્લમેન્ટ |
| Monarchy | રાજસત્તાક રાજ્યપદ્ધતિ |
| Monastery | ધર્મમઠ |
| Monopoly | ઇજારો |

| | |
|---|---|
| Non-Conformists | ઇંગ્લંડના સ્થાપિત ધર્મપંથને ન માનનારા |
| Ordinance | પાર્લમેંટની સંમતિવિના રાજાએ કાઢેલો વટહુકમ |
| Out-Law | બારવટીઓ |
| Papal Bill | પોપનો આજ્ઞાપત્ર |
| Parliament | પાર્લમેન્ટ, લોકસભા |
| Petition of Rights | લોકોના હક્કોના સંરક્ષણ માટેની અરજી |
| Pilgrimage of Grace | ધાર્મિક યાત્રા |
| Pope | પોપ, ખ્રિસ્તિ જગદ્ગુરૂ |
| Prime Minister | મુખ્ય પ્રધાન |
| Proclamation | જાહેરનામું, રાજાએ કાઢેલો હુકમ |
| Protection | સંરક્ષિત વેપારી પદ્ધતિ; દેશમાં બનતાં માલને સંરક્ષણ મળે તે માટે પરદેશી આવતા માલપર જકાત લેવાની પદ્ધતિ |
| Protector | રાષ્ટ્રરક્ષક |
| Protestants | પોતાની ધાર્મિક સત્તાનો વિરોધ કરનારા |
| Privy Council | રાજાનું સલાહકાર મંડળ |
| Reciprocity of Duties Bill | પ્રતિયોગી વેપારના તહસંબંધી કાયદા |
| Reformation | ધર્મસુધારો |
| Reform Bill | પાર્લમેન્ટના સુધારાનો કાયદો |
| Regent | રાજ્યરક્ષક |
| Renaissance | પ્રાચીન કળાવિદ્યાનું પુનર્જીવન |
| Revolution | રાજ્યક્રાંતિ |
| Royal Prerogatives | રાજાના ખાસ અધિકાર |
| Rump Parliament | બાકી રહેલા સભાસદોની પાર્લમેન્ટ |
| Self-denying Ordinance | અધિકાર ત્યાગનો કાયદો |
| Self-determination | સ્વનિર્ણયનું તત્ત્વ |
| Self-governing Colonies | સ્વરાજ્ય ભોગવતા સંસ્થાનો |
| Ship Money | વહાણ-વેરો |

| | |
|---|---|
| Speaker | આમની સભાનો અધ્યક્ષ |
| Suspending Power | કાયદો મુલતવી રાખવાનો અધિકાર |
| Tenants-in-chief | મુખ્ય સરંજામી જાગીરદાર |
| Three Estates of the Realm | રાષ્ટ્રમાંના સરદાર, ધર્માધિકારી અને સામાન્ય લોકના ત્રણ વર્ગ |
| Tory | રાજાના હાથમાં સત્તા હોવાની જરૂર છે અને ઇંગ્લંડના એપિસ્કોપેલિઅન પંથમાં કંઈ ફેરફાર થવો ન જોઈએ એમ માનનારો રાજકીય પક્ષ |
| Triple Alliance | ત્રિપુટી સંઘ |
| Triple Entente | ત્રિકુટ |
| Trade Union Act | મજૂર લોકોના સંઘસંબંધી કાયદો |
| Veto | પાર્લમેન્ટે (કાયદામંડળે) પાસ કરેલા બીલને સંમતિ ન આપવાનો અધિકાર |
| Whig | લોકોના હાથમાં સત્તા હોવી જોઈએ, ધાર્મિક બાબતમાં સવડતા અને વેપારને ઉત્તેજન આપનાર રાજકીય પક્ષ |
| Witanagemot (Witan) | પૂર્વે રાજાને રાજકારભારના કામમાં સલાહ આપનારું શાણા લોકોનું મંડળ |

# સૂચીપત્ર

( આંકડા પાનાના નંબર છે )

